






# STRI MITRA. OR THE LADY'S COMPANION.

પુસ્તક ૧ લું. માર્ચ ૧૮૮૯. અંક ૧ લો.



## ⊛ સ્ત્રી મિત્ર. ⊛



આજના જમશેદી નરોજના શુભ દીવસે આ ચોપાન્યું વાંચનારી આલમ આગલ ધરતાં તે વીશે શરૂઆતના બે બોલ બોલવાની રજા લઈએ છીએ.

આંજે કાલ પારસી સ્ત્રીઓમાં કેળવણીનો વધારો થવાથી ખુદરતી રીતે તેઓમાં વાંચવાનો શોખ વધ્યો છે. આપણી અંગ્રેજી કેળવણી લીધેલી બાનુંઓ આ શોખ સેહલાઈથી પુરો પાડી શકે છે, કારણકે અંગ્રેજી વાંચવા લાયક નીતીવાન ચોપડીઓ અને ચોપન્યાંઓ ઘણીજ થોડી કીંમતે પુશકલ મલી આવે છે, કે જેટલાં તે બોલાથી કમનસીબ રહેનારી બાનુંઓને ગુજરાતી ભાષામાં મલી શકતાં નથી અને જે કાંઈ છે તેનો મુખ્ય ભાગ સ્ત્રીઓને બરનો નથી, માટે આ અમારૂં સ્ત્રીઓને અનુસરતું અને તદન સ્ત્રીઓથી લખાએલું નાનકડું ચોપાન્યું જાહેર સનમુખ મુકતાં એટલુંજ કહીએ છીએ કે આ ચોપાન્યું દરેક સ્ત્રીને અને ઉધરતી છોકરીઓને વાંચવા લાયક અને ઉપયોગી થઈ પડે તેવું બનાવવાને અમો અમારેથી બનતી કોશેશ કરીશું.

આ "સ્ત્રી મિત્ર" માં મરદ લખનારાઓનાં લખાણ નહી લેતાં, સ્ત્રીઓથીજ લખાય એવી ગોઠવણ કરી છે, અને જોકે અમારી લખનારીઓમાંની ઘણીખરીઓએ જાહેરમાં લખવાને પેહલવેહલુંજ શરૂ કીધું છે, તે છતાં અમોને આશા છે કે અમારી બેહેનપણીઓને રમુજ સાથ જ્ઞાન આપવાના કામમાં અને આ અમારાં નાનાં માસીકને જેમ બને તેમ લોકપ્રીય બનાવવામાં અમારી બેહનપણીઓની મદદથી અમો ફતેહ પામશું.

આ કામ માથે ઉઠાવી લેવાને અમુને જે બાનુંઓએ ... કીધી છે, અને પોતાની મદદ જારી રાખવાને કબુલાત આપી છે તેઓનો આ તકે જાહેરમાં ઉપકાર માંનીએ છીએ, અને અમારી બીજી બેહેનપણીઓને પણ તેઓ તરફનાં સ્ત્રીઓને વાંચવા લાયકનાં લખાણ મોકલવાની અરજ કરીએ છીએ.

અમારો આ માસીક માટે અમોએ સ્ત્રીઓને બરનો પેહેલાં સાલનો "પ્રોગ્રામ" ઘણી સંભાલથી નકી કીધો છે જે અમારી વાંચનારી બાનુઓને પસંદ પડશે એવી આશા છે. આ અંક માટે પસંદ કીધેલી ચાલુ વારતા એક કાબેલ ઈંગ્રેજ લખનારને હાથની ઘણી વખણાયલી અને ફતેહમંદ વારતા ઉપરથી લેવામાં આવી છે, અને તેને અનુસરતાં મોટાં ચીત્રો ઈંગ્લાંડથી અમોએ ખાસ મંગાવ્યાં છે જેનો પેહેલો નમુનો આ અંક સાથે અમારી વાંચનારી બાનુંઓ આગળ ધરતાં ખુશાલી પેદા થાય છે અને આ પેહેલો નમુનો જોઈને હવે પછીનાં તેનાં ભાઈબંધ ચીત્રો કેવાં રજુ થશે તેનો એક ખ્યાલ આવી શકશે. બાનુંઓને બરના શીવવાના તથા ભરતના નમુનાઓ પણ મોટા ખરચે ઈંગ્લાંડથી મંગાવવામાં આવ્યા છે, અને તેમાં અવાર નવાર રંગીન નમુનાઓ પણ રજુ કરવાની ગોઠવણ રાખવામાં આવી છે. અમે જે ગુંઠવા તથા ભરવા શીખવાના નમુના આપીએ છીએ તેમાંથી અમારા કોઈપણ વાંચનારને ગુંચવાડો લાગે તો "સ્ત્રી મિત્ર" ના અધીપતીને સરનામે કયસરે હિન્દ છાપાખાનામાં લખ્યાથી તેનો ખુલાસો જણાવશું.

"સ્ત્રી મિત્ર" લખાણના ભાગમાં જેટલું સંગીન જોવામાં આવશે તેટલુંજ દેખાવમાં સારૂં અને શોભાયમાન બનાવવા ખાતર કાંઈ પણ બાકી રાખવામાં આવશે નહી. વળી તેના સરૂઆતના સફા ઉપર બખતાવર કયસરે હિન્દના લોકપ્રીય ચેહરાની સબીઓ જોવામાં આવશે, અને અમો ઈછીએ છીએ કે એ ચીત્રના પરતાપથી અમારી સઘલી વાંચનારી બેહેનીઓ એજ બખતાવર બાનુના જેવી તાબેદાર બેટીઓ, પતીવરતા મોહોરદારો, સદગુણી માતાઓ, અને સ્ત્રીઓના વરગને જેબ દેનારી બાનુંઓ થાય.

છેલ્લે આ "સ્ત્રી મિત્ર" ના માલેક મી॰ ફરામજી કાવસજી મેહેતા, જેવણ આ ચોપાન્યાંને સુંદર અને લોકપ્રીય બનાવવાને પોતેથી બનતી મેહનત કરે છે, અને અમોને વારંવાર કીમતી મદદ અને સુચના કરે છે, તેવણનો અત્રે ઉપકાર માની આ દીબાચો ખતમ કરીએ છીએ.



“મીઠ મીસસ તમે મને ઠગી છે!” (જુઓ પાનું ૫ મું.)

વાસ્તે લેવાની ફરજ પડે છે. તમે જાણતા નહી હશો કે ગઈ કાલેજ મને "જેમીમાસ વાઉ"ના જેવી બીજી કોઈ પણ ચોપડી જે હું લખું તો તેના ગ્રંથકર્તા દાખલના હકના એક હજાર પૌંડ આપવાની માંગણી થઈ છે. આ એક મોટી રકમ છે. તેનું કાગળ પણ મારી પાસે છે. હા, અને વળી તે ચોપડી પણ મારી પાસે લખેલી તૈયાર છે, જે હું તે છપાવી શકું તો હું અને મારી ગરીબ નાની બેહન ગરીબાઈમાંથી મોકલાં થઈએ," અને અહીંઆં તેણીએ એક ડચકું ખાધું; "પણ," તેણીએ આગળ ચલાવ્યું, "હું તે છપાવી શકતી નથી, અને તે હું તમને પણ આપશ નહી, કે તમે મારી સાથે આવી ખરાબ રીતે વરતો; તેના કરતાં બેહેતર કે હું ભુખે મરશ, હું પાંચ વરસ સુધી કાંઈ પણ છપાવશ નહી, અને વર્તમાનપત્રો મારફતે હું ખુલાસો કરશ કે "મી૦ મીસન, તમે મને ઠગી છો"—(જુઓ બાજુમાં આપેલું ચીત્ર.)

"ઠગી છે"! તે મોટા માણસે એક જબરો પોકાર મારયો, "સંભાલ રાખજે બાઈ, તમે શું બોલોછે તેનો કાંઈ વીચાર કીધો! અહીંઆં મારો એક સાક્ષી છે. મુસતેસ, તું સમજે છે કે! એવણે મને "ઠગ" શબ્દ વાપરયો છે—મુસતેસ સાંભલેચ કે, મને એણે "ઠગ" કહયો."

"હું સાંભલુંછું," મુસતેસ ધીમેથી બોલ્યો.

"હા, મી૦ મીસન, હું બોલી કે તમે મને ઠગી છે; અને જો તેને વાસ્તે મને બંદીખાને નાખવામાં આવશે તોપણ હું તે ફરીથી બોલશ. સાહેબજી મી૦ મીસન," અને તેણી ત્યાંથી જવા માટે ઉઠી અને નમી, પણ પછી જુસ્સાઓના ઉભરાને આધીન થઈ તે એકદમ રડી પડી.

મુસતેસ તેની પાસે તુરત જઈ ઉભો.

"મીસ સ્મીથસેં, રડો ના, ખોદાને વાસ્તે રડો ના! હું તે જોઈ શકતો નથી," તે બોલ્યો.

તેણીએ ઉંચે જોયું, તેણીની સુંદર ભુરી આંખો આંસુથી તદન ભરાંઈ ગઈ હતી, અને તોપણ તેણીએ હસવાની કોશેશ કીધી.

"તમારો ઉપકાર થયો," તેણીએ કહ્યું; "હું ઘણી મુરખ છું, પણ હું તદન નાશીપાસ થઈ ગઈછું, તમે જો ફક્ત જાણતે કે—પણ કાંઈ નહી, હું જાઉંછું, માફ કરજો," એમ બોલી એક પલમાં તેણી ઓરડો છોડી ગઈ.

"કેમ," વડા મીસતર મીસન જેવણ પોતાની લખવાની ટેબલ આગલ પોતાનું મોહું મોહું ઉઘાડું રાખી દેખઈતી રીતે ઘણાજ અજબ થઈ બેઠા હતા તેવણ બોલ્યા, "આએ તો કોઈ ઘણાજ ખરાબ સ્વભાવની છોરી છે, પણ મને લાગે છે કે એ વળી પાછી આવશે. એવાં લોકને મેં વારેઘડીએ એમ કરતાં જોયાં છે; એવા બે ત્રણ પેલાઓમાંથી છે." એમ કહી તેણે પચીસેક બાપડા ગરીબ ગ્રંથકરતા જેઓ સસલાં જેમ

"હું ધારૂંછું કે" તેના ખુશ મીજાજના ભત્રીજાએ અજાએબ જેવી રીતે ધીક્કાર અને હેરતની નજર ક્રુર કાકા પર ફેંકી જવાબ દીધો, "હું ધારૂંછું કે તમુને તમારી ચાલ વીશે શરમાવું જોઈએ."

પ્રકરણ ૨ જું.

### વારસામાંથી બાતલ થયલો મુસતેસ.

આ બનાવ પછી થોડો વખત સુધી ગંભીર ચુપકીદી પથરાઈ, જે ચેક ઓગસ્ટ્સ ટેબલપર ફેંકી ગઈ હતી તે મી૦ મીસને ઉંચકી લીધો અને તેને હાથમાં મરડતાં મરડતાં આસ્તેથી પણ કઠણ અવાજે પોતાના ભત્રીજાને પુછયું, "તમે શું બોલ્યા!"

મુસતેસ જરાક પણ અચકયા વગર હીમતથી બોલ્યો, "મેં કહ્યું કે તમુને તમારી ચાલ વીશે શરમાવું જોઈએ અને એ હું બરાબર બોલ્યો છું એમાં કાંઈ પણ શક નથી."

"એમ કે! મેહરબાની કરી મને બરાબર સમજાવશો કે એમ તમે શા વાસ્તે બોલ્યા, અને તમે કેમ જાણ્યું કે તમારૂં બોલવું કાંઈ પણ શક વગર ખરૂંજ છે?"

"તે ખરૂંજ છે," તેના ભત્રીજાએ મોટેથી મજબુત અવાજે જવાબ દીધો, "કારણ કે જ્યારે પેલી છોકરી બોલી કે તમે તેણીને ઠગી છે, ત્યારે તે ખરૂંજ બોલતી હતી અને તમેબી તમારાં મનમાં સારી રવેશ જાણો છો કે તે ખરૂંજ હતું. મેં "જેમીમાસ વાઉ" નો હીસાબ જોયો છે—મેં તે આજે સવારેજ જોયો છે—તમે તે ચોપડીપર એક હજાર પૌંડ ઉપર નફો મેલવ્યો છે, અને જ્યારે તે બીચારી તમારી પાસેથી મલેલી માત્ર ૫૦ પૌંડની નજીવી રકમ ઉપરાંત સેહજ વધારે માંગવા આવી, ત્યારે તમે તેણીને તરજુમાના હકના ફક્ત ૩ પૌંડ શીવાય બીજું કાંઈ પણ વધારે આપવાને ના પાડી. માત્ર ત્રણજ પૌંડ! જ્યારે તમે તેજ તરજુમાના અગીઆર પૌંડ ખાધા."

"બસ એટલુંજ કે બીજું કાંઈ વધારે કહેવું છે?" તેનો કાકો વચમાં બોલી ઉઠયો "કાંઈ બીજું બોલવું હોય તો બોલી દેવાની."

"નહી, એટલું કાંઈ બસ નથી, બીજું મને વધારે બોલવું છે; તમે ખરેખર ઘણીજ શરમ ભરેલી રીતે આએ કમનસીબ છોકરીને ખોટું સમજાવી લખત કરી લીધું, કે જેથી તે બીચારી પાંચ વરસ સુધી તમારા એક ગોલામ લખનાર તરીકે રહે. તમે જોયું કે તેણી એક ઘણી હુશીઆર લખનારી છે, ત્યારે તમે તેણીને કહ્યું કે તેણીની ચોપડી જાહેરમાં લાવવાને જાહેર ખબરો છાપવાનો વગેરે બીજો એટલો તો ખરચ બેસશે કે જ્યાં સુધી તેણી જેબી ચોપડી પાંચ વરસ સુધી લખે તે તમારે ત્યાં છપાવે નહી ત્યાં સુધી તમે તે કામ માથે લઈ શકો

મ આંગપર આપી, આએ તમારાં પાપી મકાનમાં જેમ બીજા-ઓને ફસાવી તેમની બુદ્ધી અને કુશળતાનો સઘળો લાભ ઘસી પીસીને તમો લઈ લેવોય તેમ તે બીચારી પાસેથીબી તમો લેશો, કારણકે તમો તો તે બીચારાંઓનાં બુદ્ધીબળ ઉપર વેપાર ચલાવોય, જે એક મોટી નાલેશી છે અને હું એજ કહેવા માંગતો હતો કે, એ શરમાવા જેવી ચાલ છે." એમ કહી તે જુવાન મહસ્યે ગુસ્સામાં આવી જોસથી ટેબલ ઉપર મુકી અફાડી.

"એટલુંજ કે બીજુંબી કાંઈ છે?" તેના કાકાએ પુછ્યું.

"બસ એટલુંજ," તે જવાન બોલ્યો, "અને હું આશા રાખું છું કે તમુને મારા બોલવાની હવે બરાબર સમજ પડી હશે."

"ઠીક છે, અને હવે મનેબી એક સવાલ પુછવા દેવો. ધારો કે જો કોઈ પણ દહાડે મારે બદલે આએ ખાતાંમાં તમે હોવો તો તમે હમણા જે વીચારથી બોલ્યા છો તેજ વીચારથી કામ પણ કરો કે?"

"અલબતાં, એજ રીત હું અખત્યાર કરૂં ને ઠગાઈ ભરેલી હીકમત કદીબી કરૂં નહીં."

"ઠીક છે." એમ કહી મી૦ મીસને તેને તાણો મારયો કે, "જે હોય તે મોહડાંપર બરભર ખુલ્લે ખુલ્લું બોલી દેવા સીવાય તું ઓક્ષફરડની કાલેજમાં બીજું કાંઈ પણ શીખી આવ્યો હોય એમ મને દીસતું નથી. વારૂં, હવે મારી બોલવાની વારી આવી છે. છોકરા, હું કહું છું તે સાંભળ. તું હમણાં જે કાંઈ બોલ્યો છે તે વાસ્તે મારી પાસ એકદમ માફ માંગ, નહી તો મારી સાથનો સંબંધ અતર ઘડી હમેશા સુધી છોડી જા."

મુસનેસે ગુસ્સાથી લાલ થઈ કહ્યું, "સાચું બોલવાને વાસ્તે હું તમારી પાસ માફ માંગશ નહી. ખરી વાત તો એ છે કે તમારે ત્યાં સચ્ચાઈ બોલાતીજ નથી. આએ ગરીબ બીચારા તમારા નોકરો, જેઓ તમારી આસપાસ ભરાતા સંતાતા ફરે છે તેઓ પોતાના જીવ તમને વેચી બેઠા છે, એટલે તેઓ તમારેજ પગલે ચાલી જુઠું બોલવામાં ડહાપણ અને સલામતી જોય છે. હું એવી જગાપરથી અને આવી સંગતમાંથી જેમ બને તેમ જલદી છુટો પડતાં ઘણોજ ખુશી થવશ. અહીંઆ દગો ફટકો મારાં હાડ ધ્રુજાવે છે. અત્રે એકજ નેમ ધરી રાખવામાં આવી છે અને તે એજ કે, સારી અથવા નરસી રીતે પૈસો મેળવવાનીજ વાત છે, જે હું ધીક્કારૂંચ."

જુવા મીસને પોતાની આજ સુધીની બધે જુઠે રસ્તે પૈસાજ એકઠા કરવામાં કહાડેલી જીંદગીમાં તેની ખરી ખોડ અને આબેહૂબ એબ દેખાડનારી સચ્ચાઈ સાંભળી હતી નહીં, તોપણ પેહેલાં તે તેના ભત્રીજાના બોલથી ઉપજેલા ગુસ્સાને દાબીને બેઠો, પણ તેના છેલ્લા તદન ખરા અને તેને ચટકો લગાડનારા તાજુણી ઉભરાઈ આવ્યું, તેના ચેહરા ઉપર ગુસ્સાથી લોહી ધસી આવ્યું, તેની આંખો લાલચોલ થઈ આવી અને તેના ખનસા ધીમા દેહો ધ્રુજવા લાગ્યા. તેણે દાંત પીસી ઘાટે અવાજે જવાબ આપી કહ્યું "બેમરવત, તરકટી ફુતરા, જ્યારે મારો ભાઈ તુંને ભુખે મરતી હાલતમાં ટુકડા માટે તલસતો મુકી ગયો ત્યારે તુંને મેં રસતાના કીચલમાં હાલહવાલ રખડતો અટકાવી બચાવી લીધો, તે આટલાં માટે કે! તું આવું મારી સાંમે બોલીને ઉભો રહેય, ને ડાહ્યો થઈને મારૂં કામ જાણે મને શીખવવા નીકલ્યોચ! નીકળ હયાંથી કાળું કર તારૂં! તુંને જેબી કાંઈ ધંધો કરવો હોય તે તારે ગમે તે રીતે કરજે, અને ફરીથી જો તું મારી સીડીપર ચહડયો છે તો હમાલ પાસે ધક્કા મારીને બહાર કેહડાવશ! તારે અને મને હવે કાંઈ પણ સંબંધ રહેશે નહી. મારી પાસેથી હવે એક પેન્સ પણ મેળવવાની આશા રાખતો ના. હવે વધારે વખત મારે તારૂં ગુજરાન કરવું નથી, અને વળી હું હમણા શું કરવા જાઉંચ તે તું જાણેચ કે! મારા બુઢા વકીલને ત્યાં જાઉંચ અને તેની પાસે એક બીજું વીલ કરાવું છું, કે જેથી મારી દોલતની પૈએ પૈ (કે જે વીસ લાખ પૌંડથી ઓછી નથી) મારા બેઉ ભાણ્યાઓ એડીસન અને રોસકોને મળે. તેઓ કાંઈ મારી દોલત માટે બેસી રહ્યા નથી, તોપણ તુંને રવડાવવાને એમ થવુંજ જોઈએ. હું તુંને તો તે આપવાનોજ નથી, નહી એક પૈ પણ નહી. હવે ત્યાંથી જા, અને તારો નવો ધંધો તારી અક્કલ પ્રમાણે કરી તેમાંથી તારૂં ગુજરાન થઈ શકે છે કે નહી તે તપાસ!"

"કાંઈ નહી તેમાં શું છે કાકા. હું જાઉંચ," તે જુવાન મહસ્યે ધીરજથી કહ્યું, "હું બરાબર સમજું છું કે આપણા આજના કજીઆ પછી હવે મારે શું કરવું. અને જો સાચું બોલું તો, આ પરીણામથી હું જરા પણ દલગીર થયો નથી. તમારીપર. આધાર રાખવાને અને "મીસનસ" જેવાં ખાતાં સાથ કામ પાડવાને મેં કદી પણ દીલમાં ધારી રાખ્યું હતુંજ નહીં. માતાજી તરફથી મળેલા ફાલામાંથી વરસ દહાડે જે ૧૦૦) પૌંડ મને મળે છે તે, અને મારી કેળવણીની મદદપર હું આશા રાખુંચ કે મારૂં ગુજરાન હું કરી શકશ. તોપણ હું તમારી સાથે કજીઓ કરીને છુટો પડવા માંગતો નથી, કારણ કે તમે વારે ઘડીએ ઘણી માયાથી મારી સાથે વરત્યા છો અને મને યાદ દેવડાવો છો તેમ, મારા માબાપનાં મરણ પછી ભુખે મરતી હાલતમાંથી તમે મને ઉગારયો છે. તેથી હું આશા રાખું છું કે હું જાઉં તે અગાઉ તમે મારી સાથે શેકહેંડ કરશો."

"અંહ"! તેના કાકાએ ઘુરકવાના જેવો અવાજ કહાડી કહ્યું, "હવે લઢી જવા માંગોચ કે! એમ બેમ કાંઈ બનશે નહી! ચાલ હીંયાંથી મુગો મુગો ઉઠ ને ચાલવા માંડ! અને મારે ઘેર "પોમપેડોર હાલ" માં એકજ ફેરો ખાઈ તારાં કપડાં લઈ બહાર નીકલજે. "પોમપેડોર હાલ"માં ફરીથી પગ મુકતો ના; ચાલ, રસ્તો કાપ."

મુસનેસ લગાર દમામથી બોલ્યો "તમે મારા બોલવાનો ખોટો અર્થ કીધો છે; મારૂં કહેવાનું એમ હતું કે કદાચ આપણે પાછા આ વીશાલ જગતની સપાટીપર એક બીજાને ભેટશું નહી, તેથી હું તમારેથી ગુસ્સામાં છુટો પડવા માંગતો હતો નહી, પણ તમારી મરજી એમજ છે એટલે નાચાર, સાહેબજી" અને એમ કહી તે નમીને આરીસ છોડી ગયો.

જેવો તેણે દરવાજો બંધ કીધો કે તેનો કાકો પોતાના મન સાથે બબડયો "એવું નખોદ થાય એનું, કેટલા થોડા વખતમાં મીજાસ ખોહી દે છે, પણ કાંઈ નંહી હું એનેબી ઠેકાણે લાવશ. મીસન એક એવું માણુસ છે કે જે બોલે તેજ કરે; એકેકી પેન્સને વાસ્તે હું એને રડાવશ અને તોબી નખોદ ગીઓ મને ગમેચ ધણો—એવું ભલું થાય એ બેઅદબ રમીધર્સની છોકરીનું! એને લીધે બધી મંચાતી થઈ, પણ કાંઈ નહી હવે તો થયું તે થયું. કદાચ એ તે છોકરીનો આશક હશે. બેઉ-જણ સાથે જઈને ગમે તો ભુખે મરે કે ગમે તો જહનમમાં જાય. હું કાંઈ એ છોકરીને છોડવાનો નથી. જો તેણી કોઈ પણ ચોપડી આએ દેશની અંદર અથવા બહાર છપાવવાની કોશેશ કરશે તો હું તેણીને કચડી નાખશ, પછી મરને તેમ કરતાં મને પાંચ હજાર પૌંડ ખરચ થાય;" એમ બોલી ગુસ્સામાં ને ગુસ્સામાં ત્યાંથી ઉઠયો. બીચારી ગરીબ ઓગસ્ટાનું લખત પાછું તીજોરીમાં સંભાલથી મુકી, જેસથી તેને અલ્લી-બંધ કીધી અને પોતાનાં મોટાં ખાતાંના જુદા જુદા ભાગોની તપાસ લેવાને ગયો. તે વખતે તેનો મીજાજ ગયલો હોવાથી તે એટલી તો ગડબડ અને ગોથપાઈ કરતો હતો કે તે ખાતાંના કારભારીઓને અને મેહેતાઓને તે દીવસ જનમ સુધી યાદ રહી ગયો હતો. તે દીવસે મીસન બાવા તેઓના સેંકડો ઓરડાઓમાં દોડી ધાંધલ કરતા હતા. પેહલીજ આફીસના ઓરડામાં તેવણે એક કંગાલ મેહેતાને બેસી તેનું માખણ અને પાંઉ ખાતાં જોયો. એક પલ પણ થોભ્યા વગર તેવણે તે તેના હાથમાંથી ઝુટાવી લઈ બારીએ ફેંકી દીધું અને ઘણાજ ઝનુનમાં આવી જઈ પુછયું, "શું તું એમ સમજેચ કે હીઆં આવી તારૂં નજીસ પાંઉ અને માખણ ખાવા હું તુને પગાર આપુંચકે? હવે જા અને જઈને તેને શોધી કહાડ અને સાંભલ, ઓ આળસુ છોકરા, હયાં ફરીથી પાછો આવી મારી પાસે સારી ચાલ ચલણની સરટીફીકેટ માંગવાની હીમત કરતો ના! ચાલ ઉતાવલ કર, પેંડો પકડ."

તે બાપડો કમનસીબ માણુસ કાંઈ પણ તકરાર કીધા વગર ત્યાંથી ચુપચુપ ચાલી ગયો અને મીસન શેઠે બીજા મેહેતાઓને ચેતવણી આપી કે જો તેઓ પણ ઘણી સંભાળથી ચાલશે નહી, તો તેઓને પણ એજ રસ્તો પકડવો પડશે અને એમ કહી ત્યાંથી તેવણ આગલ ચાલ્યા. તરતજ સાંમે તેને એક (સાતમાં નંબરનો) અધીપતી આવતાં મલ્યો, તે એક લખત સહી કરવાને તેની આગલ લાવતો હતો. તેણે તે તેના હાથમાંથી ઝુટાવી લીધું અને તે ઉપર નજર દોડાવી બોલ્યો. "આએ આવું ચીઠ્ઠું શાને વાસ્તે મારી આગલ લાવ્યો રે! એ તો તદન ખોટું છે."

તે અધીપતીએ મીજાજ ખોહી દઈ જવાબ દીધો. "સાહેબ જેમ તમે કાલે મારી પાસે લખાવ્યું હતું તેજ પ્રમાણેનું બરાબર છે."

"એટલો મારી સાંમે કેમ બોલેચ?" મીસન બાવાએ મોટેથી બુમ પાડી. "એમ જો, નંબર સાતમા, તારૂં કાંઈ હવે હયાં કામ નથી. મારે એક પણ બોલ સાંભળવો નથી. મહીનાની આખેરી સુધીનો તુંને તારો પગાર મલશે અને આવી રીતે ચેતવણી વના રજા આપવાને વાસ્તે તું જો મારીપર ફરીયાદી માંડવા માંગતો હોય તો બેલાશક તેમ કરજે, હું તૈયાર છું; સાહેબજી, નંબર સાતમા, સાહેબજી."

આ પછી તેવણ ચોકમાંથી પસાર થઈ ધામેથી કાંઈ જોયું નહી તેમ એક ખુણાં તરફ ગયા, કે જ્યાં એક ફેરા આંટી ખાનારો રમતીઆળ છોકરો એકલો લખોટા રમી મજાહ મેળવતો હતો. તેણે પોતાની નેતર ઉંચકી જોસમાં તે છોકરાની પીઠપર લગાવી અને બીજી પળે તે પણ બાપડો પેલા અધીપતી અને પાંઉ માખણ ખાનારા છોકરાની પુઠે ચાકરી છોડી ચાલતો થયો.

આ પ્રમાણે જ્યાંસુધી મી૦ મીસન પોતાની પારકાઓનાં પેટપર લાત મુકવાની ગમતથી થાકી ગયો નહી ત્યાં લગણ નજદીક અરધો કલાક સુધી ચલાવ્યું, પણ બીજે સવારે હીસાબ કહાડતાં તેનાં મોટાં ખાતાંમાં અગીઆર જગા ખાલી પડેલી જણાઈ!

પાસેનાં હોટેલમાંથી શેરીવાઈનનાં બે ગલાસો પીધી તથા થોડું પાંઉ માખણ ઝડપમાં ખાઈ લઈ તે એક ભાડુતી ગાડીમાં બેઠો અને તેના વકીલો મેશરસ ટેડ અને જેમ્સની આફીસમાં ઘણી ઝડપથી હાંકી લઈ જવાનો હોકમ કીધો.

[સાંધણ છે.] શીરીન દે૦ પાઠક.



મુબારક તુંજ જનમ!



# કુટુંબમાં સંપ.



ઘણા લોકો જો કે જુદી જુદી બાબદની તકરાર ચલાવે છે, પણ સુખી ઘરની ખુબી વીશે આપણે કદાચજ કોઈને બોલતાં સાંભલીશું. પૈસાદાર તથા ઊંચાં કુળનાં ઘરજ સુખી હોય એમ કાંઈ છેજ નહી, પણ જ્યાં સઘલાં હળીમળીને રહે છે તેજ ઘર ખરેખર સુખી હોય છે. જેઓ આ પ્રમાણે સંપથી રહે છે, તેઓ જ્યારે ઘરની બહાર પોતાવી ફરજ બજાવવા અને ધંધા ચાકરીપર હજારો હાંદેસા અને હેજગારીમાં સારો દહાડો કહાડી સાંજે ઘરે ફરે છે ત્યારે તે ઘરમાં તેમને માટે સંપ અને પ્યારની મીઠી જામ તૈયાર છે એવી યાદથી રસ્તામાંજ અરધી થાક ભુલી જાય છે. પણ ઘણું ખરૂં આપણી નજરે શું પડે છે? કુંજરા ને બરીએલ ધુખરાયલા ચેહેરા. નાનાં છોકરાંઓ જોઈએ તો એક બીજાંની કદંગી મશકેરી કરશે અને બદનને હાની થવાની દરકાર વના મજાક કરશે. માય ને બાવા દહાડામાં દોહડસો વેલા કાંદા પપેટાને સારૂ અને એવાંજ નજીવાં કારણો માટે વઢેંચી લેશે. આ દરરોજનો ફારસ જોઈને પછી બચ્ચાં મોટપણમાં શું શીખે વારૂ? પ્યાર અથવા હાંસો કદીબી છુપો રહેતો નથી; તેમજ ઘરનો કંકાસ પણ છુપો રહેતો નથી. હજારો નીશાંણીઓથી જણાઈ આવે છે કે, ક્યાં પ્યાર નથી; પણ બેહતો, પ્યાર વગર તો એક ઘેર જંગલી જનાવરના ગુફા જેતું હોય છે, કે જ્યાં ફકત ખાવાનું ને સુવાનું હોય છે.

ચીનનો એક શેહનશાહ એક વખત પોતાના દેશમાં મુસાફરી કરતો હતો, ત્યારે તેણે એક કુટુંબની મુલાકાત લીધી, જ્યાં એક (મોટા બાવા) ઘરડા માણુસને પોતાની બાયડીઓ, (કારણકે તેને એક કરતાં વધુ બાયડીઓ હતી) વહુઓ, જમાઈઓ અને નોકરો સઘલાંને એકજ ઘરમાં પુરતી સલાહ સંપથી રહેતાં જોયાં. તે શેહનશાહને આથી ઘણી નવાઈ લાગી, અને તે ઘરડા માણુસને પુછ્યું કે આવાં મોટાં કુટુંબમાંથી તે શી રીતે કજ્યો કંકાસ દુર કરી શકે છે, અને હળીમળીને રહે છે. તેણે પોતાનાં ગજવાંમાંથી સુખડપેન કાઢીને તેનો જવાબ લખ્યો અને ખુશનુમા હસ્તા ચેહરા રાખે છે, પણ ઘરમાં આવતાં તેઓના ચેહરા બદલાઈ જાય છે, ને તોબરા જેવું મોં કરે છે. આપણો ખુશ સ્વભાવ ફકત બહારનાં લોકોનેજ દેખાડી નહી બેસતું, પણ ઘરમાં જેઓ સાથે આપણે વરીએ તેઓને દેખાડવો, અને જ્યારે આપણા ખવાસની સારી અસર અંજાણાં લોકોપર થાય એવું આપણે ઈચ્છીએ છીએ, ત્યારે તેવીજ અસર આપણા ઘરનાં લોકોપર પણ થાય તેવું કરવું જોઈએ, કારણ કે ખરો હક આપણી ઉપર આપણાં ઘરનાં વ્હાલાંઓનો છે અને તેમને આપણા ખુશ મીજાજથી ખુશી કરી તેની મોજ શોખ ચખાડવામાં ઓર મીઠાસ છે.

હવે આપણી જુવાન બેહનપણીઓને લગતી બાબદ ઉપર આપણે આવ્યે, ઘરના સંપની બીજી અગતની બીના તો હસમુખો સ્વભાવ છે. એ વગર કાંઈ ચાલે નહી. કેટલાંકનો સ્વભાવ એક રાગ વગરના વાજીંત્રના જેવો હોય છે, તેવાંઓ તરફથી ઘરમાં મીઠાસ અથવા સંપની આશા રખાયજ ક્યાંથી? ખરેખર જો તેઓ મલતાવડા સ્વભાવની નહી હોય તો થાયજ શું? તેઓના મલતાવડા સ્વભાવથી, જ્યારે તેઓના બાપ, ભાઈ અથવા ખાવીંદ ચીરડાએલા અથવા દુખી દીલે જ્યારે ઘરમાં આવે છે, ત્યારે તેઓના નરમ અને માયાળુ બોલોથી, ઝેરપર ઓસડ લગાડયા બરોબર અસર થાય છે.

મીલનસાર સ્વભાવની છોડીઓ વખાણવા લાયક ઓહદદારો નીવડે છે. એક નામીચો ગ્રંથકર્ત્તા પરણેલી સ્ત્રીઓ વીશે બોલતાં કહે છે કે, સારા સ્વભાવ જેવું સદ્દગુણ સ્ત્રીઓમાં જેટલું કીમતી છે, તેટલું બીજું કાંઈ નથી. તે વગર ઘર કદીબી સુખી થાય નહી. ફુલોની માફક તે છે, જે આપણા રસ્તા આગલ ખીલે છે, પાછાં ઉગે છે, ને આપણને ખુશ કરે છે. આખા દહાડાની મેહનતથી કંટાલેલો, અને થાકી ગયલો એક માણુસ જ્યારે રાત્રે તેને ઘર જાય છે, ત્યારે એક સારા સ્વભાવની સ્ત્રીના માયાળુ બોલીથી તેને કેટલો દીલાસો ને શાંતી મલે છે કે જીંદગીની બધી જંજાલીયત તે જલદીથી ભુલી જાય છે.

સહુથી ખરાબ ખાવીંદો પણ બરોબર ઉપાય કીધાથી સુધરી શકે છે. ખરૂં જોતાં તો જ્યારે ઘરમાં કજ્યો થાય છે, ત્યારે ઘરમાંનાં કોઈબી માણુસની સુખાઈથીજ હોય છે. એક ઈંગ્રેજ ધર્મગુરૂ ઘણાં વર્ષની વાત ઉપર, ખાવીંદને કેવી રીતે સુધારવો તે વીશે એક દાખલો આપી ગયો છે. એક દહાડે એક સ્ત્રીએ તેની આગલ આવીને ખાનગી રીતે તેને કહ્યું કે તેનો ભરથાર તેની પર ઘણું દુખ પાડે છે, અને તમો પાદરી તો અકલવાન માણુસ છો, ને તે કેમ સુધરી શકે, તે મારી ખાત્રી છે કે તમો મને કહી શકશો. તેણે કહ્યું કે "ઉપાય ઘણોજ સેહલ છે. હમેશાં હસી હસીને ખુશ સ્વભાવથી તેની બરદાસ્ત લેવો." તે સ્ત્રી પેલા પાદરીનો સમજનાથી ઉપકાર માની

બાઈએ આવીને પુછ્યું કે તેનું ઘર એટલું સુખી કેમ છે, ને તેના ભરથારનો પ્યાર તેણી કેમ મેલવવાને શકતીવાન થઈ છે? ત્યારે તેણીએ જવાબ દીધો "બધી વાતે તેને ખુશી રાખયાથી અને જે મને નહી ગમે તે સઘલું ધીરજથી ખમયાથી."

હમેશાં બે માણસોથી કજયો થાય છે, ને જેઓને ઘરમાં સંપ રાખવો હોય, તેને આએ સચ્ચાઈ ધ્યાનમાં રાખવી જોઈએ; જ્યારેબી મારામારી થાય, ત્યારે પાછું બોલયાથી મોકુફ રહેવું, એટલે તે વધેજ નહી ને મારામારી થાયજ નહી. એક બીજો ગ્રંથકર્તા કહે છે કે એક સારી અને સમજુ મોહરદાર જ્યારેબી તેનો ભરથાર ઘણોજ ઝનુનમાં આવી ગયલો હોય છે, ત્યારે તેને ગુસ્સે કરતી નથી, પણ ખામોશી પકડે છે, અને જ્યારે તે શાંત થાય છે, ત્યારેજ તેને જે કહેવું હોય અથવા ઠપકો આપવો હોય તે આપે છે. આએ કંઈ ફક્ત ધણી ધણીઆણીને લાગુ પડે છે એટલુંજ નહી, પણ ભાઈ બેહનને પણ તેમ કરતાં શીખવું જોઈએ છે.

કજયો કરવા જેવું બીજું સેહલું કામ કાંઈજ નથી. થોડાક ગરૂરીના, નાલાયક, ને ગુસ્સાના બોલો બોલવા, એટલે કંકાસ થઈજ ચુકો; મુશકેલ કામ તો સલાહ રાખવાનું છે; જોકે બેઉ બોરૂ સલાહ કરવા ખુશી હોય છે, તોપણ મગરૂરીને લીધે તેમ થઈ શકતું નથી, ને નહી ધારેલા અકસમાતો બને છે જેથી તે ગેરસમજુતી ઘટવાને બદલે સાંમી વધયા કરે છે. એક સમજુ બાપ જ્યારે મરવા પડેલો હતો, ત્યારે તેણે પોતાનાં બચ્ચાંઓ પાસ કબુલ કરાવ્યું કે જ્યારેબી તેઓ મારામારી કરે, ત્યારે ધીમે સાદે બોલે અને ત્યાર પછી તે કુટુંબમાં કોઈ હસતાં હસતાં પણ મારામારી કરતું નહી, કારણકે ધીમે સાદે મરાતું, ને તે વખતે કાંઈબી કહેવું હોય તે કાનમાં કહ્યાથી ખરેખર હસવા જોગ લાગે છે, નેં કંકાસ દફે થાય છે.

તકરાર કરવાનું ઘેલાપણું એ પણ કુટુંબના સંપનો એક દુષ્ટ દુશમેન છે. જ્યાં એવું હોય છે, ત્યાંતો સંપને છેલ્લી સલામ; ઘણાક દાખલાઓમાં જો તેઓને કાંઈ ફ્રાંતાથી અથવા બનાથી કાંઈ વીચાર આવે, ને તેને વાસ્તે જો મતફેર પડે તો નીજ મારામારી ને તકરાર બધાં કરયા કરે, તથા એક બીજાને નહી ભુલી શકાય તથા નહી માફ થઈ શકે તેવા બોલોમાં ખ્ખત ઠપકા આપે. જો અક્કલ વાપરશું તો આપણને લાગશે કે, જે તકરારનો છેડો કદી આવતોજ નથી, તેવી તકરાર કદી શરૂ કરવીજ નહી, તથા જો તકરાર કરવાનું મન થાય તો આટલી વાત યાદ રાખવી કે આપણાં દીલ તો મલશે, પણ વીચાર કદી મલવાના નથી, પણ હમેશાં જુદા પડશે.

બાઈજી ખ૦ કોહલા.







# મોટાં માયની મુલાકાતો.



(લખનારે તેવણ પોતે.)

દીબાચો.

વાહ મરે અસતરી મીતરના છાપનારજી તમેબી અમો બાઈ બાવરીને સારૂં જેવું કરોય તેવું તમારી આંખમાં ને દીકરા દીકરી ને વહુ જમાઈમાં જોજેરે મરૂં. મને તો આજે કેટલાં કેટલાં વરસ થયાં એમજ લાગીઆ કરે કે મરે આટલા બધા છાપનાર મમબઈમાં ઉભાઈ જાયચ પણ કોઈ મુઓ અમારે વરે તો એકુ ચોપરી ચોપાનીયું નહી કારતો. મુઆં એમતો ધમલે ઘેર ઘણાંબી પરીઆંચ પણ તેને શું બાફી ખાવાનાં છે? લેઓની એમ તો મારો અખઈ રેઓ દીનરા આખી મમબઈ તો શું પણ સુરત ને અમદાવાદનાબી ચીકરાં ઓરેચ ને તેને વરે દર વરસે ધાર "આપેચ" પણ તે કંઈ અમારે ખપના કાં બરીઆંચ. જેમાં જેશો તેમાં પેઆરના તાએલાં ને મુઈ સપનેબી સમજાય નહી તેવી વાત ને એવા કુથલા લખીને ચોપરાં ભરેચ ને કહેચ વારે તો કે સંસારી વાત; મરો તમે સંસારી વાતના લખતા ને વાચતાં (અઈઆં મે કલમ એક તરફ મુકીને કરરર કરતા કતકા મોરીઆચ ઓ મરૂં.) સંસારમાં શું બધા પેઆર કરીને પનતાં હોશે. લેવાની મારોજ દાખલો, મને જરે બેહેસતી મારા વર સાથે અદરાવી તારે તો મને ભાગ્યું તુકે બોલતાંબી નહી આવરતું ને તે જમાનામાં તો એમજ થતુંતું મરૂં ને તે વાતને આજે સાઠ સીતેર વરસ થયાં હોશે ને તેજ વખતની સંસારી વાત લખતાં મુઆ એમ લખશે કે શીરીનબાઈએ જાંગીરજી સાથે પેઆર કીધો. પણ મરે તે વેલાએ પીઆર તે શું તેબી કોણ જાણી મરતુંતું? પણ હવે એતો એક તરફ રેવા દેઓ મરૂં. હવે તમારૂં અખઈ રેયું આએ નવું ચોપરૂં નીકરીયું કે મનેબી જરા વીચાર થયો કે લાવની હુંબી બે આંકરા લખી મોકલું. વરી તમારૂં ચોપાનીયું તો બધું બાઈરાંને હાથે લખાવાનું એટલે બે વાત. તમે કેરોક મુઆં ડોસાને એ શું સુજ પરીયું. પણ બાવર બોલતી ઓવરાઉ તે તમો તો આખો દારો આફીસમાં ખુરશી તેબલે બેશીને લખો વાંચો ને સાએબી કરો તે તમુને અમે ડોસાં દગરાંની કદર કેમ આવે. મુઆ આખા દારા ખાતલા પર પરી રેતાં તો જીવને પુછવું પરેચ ને શંખનીમાં તો અખઈ રેઓ દીનરા જવા નહી દેતો કે નહી માય તમારી આંખને અરચન થશે. તે બાવા મેં જાનીયું કે એમ બે ઘરી કાગર ને શુકરપેન લેઈને બે બોલ ચીતરૂં કે મારોબી વખત લેરાય ને તમારી વાંચનારીઓનીબી જરા નજર હથરે. તમે એમ જનતા હોશો કે મુઆં દોસાં કેમે શાખી આવીઆંચ પણ તેબી નહીજી બાવા. મને કાંઈ મારાં બેસતન માએએ

પુખ્ત કેળવણી આપી તપાસો તો તેવા દાખલા કદી નહી મલશે.

એક દીવસે એક ઘણી હુશીયાર, પૈસાવાલી અને ઉંચી કેળવણી લીધેલી છોકરીને દાનધર્મ અને એવાંજ બીજાં કામમાં અતી મશગુલ જોઈ પુછવામાં આવ્યું કે "આવું કામ કરવાને તમુને કેમ વીચાર સુઝ પડયો? શું તમુને કોઈએ સલાહ આપી? યા તમુને જબરીથી આ કામમાં નાંખવામાં આવ્યાં?"

"કંઈ પણ નહી", તેણીએ જવાબ આપ્યો, "મેં ત્રણ મહીના તલક આળસુપણામાં વખત કહાડયો અને હું એટલી તો દુઃખી અને કંગાળ બની ગઈ કે મારી હાલત વધારે કંગાળ થતી અટકાવવાને મને આ વીચાર સુઝ પડયો. કોઈને પણ આવી આળસુ જીંદગીનો ખ્યાલ પોતાપર પડયા વીના આવશે નહી, અરે તે દુ:ખ ભરયા વખતની શું વાત કહું?"

આ ધડા પરથી વાંચનારી બેહેનો, આપણે એટલુંજ શીખવાનું છે કે માઠી હાલતના આપણે કદી આવી ન પડયે, માટે હંમેશાં સાવચેત રહેવું જોઈએ. ફકત જો છોકરીઓ એટલુંજ સમજે કે આ દુન્યામાં તેઓનું કામ શું છે, તો કેવી જુદીજ જાતનાં ઈનસાનમાં ખપે? જીંદગી એકાંત અને કડવા આવે તેવી કરતાં કેવી ખુશનુમાં લાગે? અને અક્કલ હુશીયારી કેટલી બધી વધે? ગુલબાઈ ફ૦ પાટક.

એક સુધરેલો ગોરીલા જાતનો વાંદરો—ઇંગલંડનાં વીદ્યાને લગતાં અઠવાડીક "એથીનીયમ" ઉપર આફ્રીકાના કોસટા ઉપરથી આવેલાં એક પતરમાં જણાવવામાં આવયું છે કે મી૦ ?. જે. જોનસ નામના એક વેપારીના સવાધીનમાં ગોરીલા જાતનો એક વાંદરો છે, તેને એવી તો સરસ રીતે કેળવવામાં આવયો છે કે તે ઘણીક રીતે માણસની મીસાલ વરતે છે. એક કુતરાની મીસાલ તે પોતાના શેઠની સાથે મુસાફરીએ જાય છે, સાથે સુવે છે, અને જો ધણી તેને મુકીને કેમે જાય છે તો તે એકદમ રડવા મંડી જાય છે; પ્યાલાં તેમજ તમલરમાં તે ઘણી સંભાલથી ચાહ, બીર, બ્રાન્ડી ઈત્યાદી વસ્તુઓ પીએ છે અને તે ભાગે નહી તે માટે માણસની મીસાલ સંભાલ લે છે. દરએક વાતે તે પોતાના ધણીને રાજી રાખવાની તજવીજ કરે છે અને એવી અસાધારણ બુધ્ધીવાલો અને ધણીને ચાહનારો ગોરીલા જવલેજ કોઈ જોવામાં આવયો હશે.



## પારસીઓમાં ઉંચી સ્ત્રી કેળવણી.




આપણી સ્થાનીક યુનીવરસીટીના ગઈ વખતના મેલાવડામાં પારસી બાનુંઓના સંબંધમાં જે બનાવ બન્યો તેથી આપણાં ટોળાંનું ધ્યાંન એ બાબદ તરફ ખેંચાએલું દીસે છે, અને તેથી એ વીષય ઉપર કાંઈ એક વીવેચન કરવાની આ સારી તક મલી છે; એટલુંજ નહી પણ તેવાં વીવેચનની કાંઈ એક જરૂર છે એમ જો બોલીએ તો તે ખોટું નહી કહેવાય. આ વાત તો ખરી છે કે આપણી કોમનો કેળવાયલો, દોલતમંદ તથા આગેવાંન ભાગ એઓએ ઊંચી કેળવણીને સારો આવકાર આપ્યો છે, અને એમ તેઓ કરે તેમાં કાંઈ નવાઈ નથી, કારણકે તેઓએ પોતે એ વીષયની ઉત્તમતા કેટલેક દરજ્જે ભોગવી છે અને ભોગવે છે. વલી એ પગલાંને આપણા રાજ કર્તાઓ તરફથી પુષ્ટી અને શાબાસી મલે છે, અને તે જોઈ આપણાં ટોળાંનો કેટલોક ભાગ જેઓ પોતાના વીચારો અંગ્રેજી વીચારો પર બાંધે છે, તેઓ તેવી પુષ્ટી આપવાને પછાત પડયા નથી. આ સઘળું ખરૂં છતાં આપણને કબુલ કરવું જોઈએ કે આપણી કોમનો મધ્ય વર્ગ, જેઓનો વીચાર અને જેઓની મરજીનો માન સહીત તોલ કરવાની જરૂર છે, તેઓ ઊંચી કેળવણીને દીલોજાંનથી આવકાર આપવાને અચકાતા હોય એ પ્રસીદ્ધ છે. જ્યારે આપણા વર્ગનો કેળવાયલો અને આગેવાન ભાગ તેવો આવકાર દેવાને આતુર છે, ત્યારે આપણી મધ્યમ સ્થીતીનો વર્ગ પોતાની ફીકર અથવા નાપસંદગી જાહેર કદાચ નહી કરી શકે એમ હોય, પણ તેવી ફીકર બીલકુલ નથી એમ નહી કહેવાય. એ વાત ધ્યાનમાં રાખતાં ઉપલા વીષય ઉપર કેટલાંક વીવેચનની તક છે, એટલુંજ નહી પણ તેની જરૂર પણ ખુલી દીસે છે, અને ઘટતો તથા બનતો ખોલાસો કરવાની હમો અમારી ગોયા ફરજ સમજીએ છીએ. તે ફરજ હમો કેટલે દરજ્જે અદા કરી શકશું તે વાંચનારાંઓની મુનસફી ઉપર રાખીએ છીએ.

### ઊંચી કેળવણી એટલે શું?

કોઈ પણ વીષય પુરતી રીતે સમજવાને તેનું મુળતત્વ, એટલે કે તે શું છે અને શું નથી તે જાણવાની જરૂર છે. ઊંચી કેળવણી એટલે શું? આપણી સ્કુલો તથા નીશાળોમાં જે સાધારણ કેળવણી અપાએ છે તેમાં અને ઊંચી કેળવણીમાં શું ફરક છે? કંઈક જેઓને ઊંચી કેળવણી અણગમતી હશે, તેઓને પુછતાંજ મનમાં એવો વીચાર આવશે કે ઊંચી કેળવણી એટલે કે યુનીવરસીટીના મેલાવડામાં જવાનો હક, વકીલ

બારીસ્ટર વીગેરે ધંધાઓ, સરકાર દરબારમાં કાંઈક વજન, ગાડી ઘોડા, વાડી બંગલા ઈત્યાદી; બીજી રીતે બોલતાં તેઓનું કહેવું એમ થશે કે, આ ખાલી મોટાઈ અને શીશીયારી છે। એ પ્રમાણે વીચાર કરનારાઓને અમે એટલુંજ ધ્યાનમાં રાખવાને વીનંતી કરીએ છીએ કે તેઓ એમ બોલવાથી ઉંચી કેળવણીનું કાંઈ મુળતત્વ સમજ્યા હોય એમ સાબેત નહી થશે. ઉંચી કેળવણીની મદદથી ઉપર જણાવેલા લાભો તથા દરજ્જા કે તેમાંનો ચોક્કસ ભાગ મેલવી શકાએ તે ફકત કેળવણીનાં ફળોમાંનું એક છે, પણ તેથી કાંઈ ખુલ્લું નહી થયું કે ઉંચી કેળવણી જાતે શું છે. ઉપર કહેલી ચીજોને ઉંચી કેળવણી સાથ કાંઈ સદાનો તથા અવશય સંબંધ હોય એમ નથી ઠરતું, અને તે વીના ઉંચી કેળવણી બીન જરૂરની હોય એમ પણ નથી ઠરતું, કાંયકે આ કહેતું પ્રસીદ્ધ છે કે વીદ્યા પોતાનેજ અર્થે ઉત્તમ છે. પણ કદી એમ નહી હોય, તોપણ ઉપલા લાભો જો ઉંચી કેળવણીનાં પરીણામ તરીકે મેલવી શકાતા હોય તો તે મેલવવામાં વાંધા ભરેલું શું છે તે અમો જોઈ શકતાં નથી. કોઈબી કોમમાં જુવાનીયાંઓ, પછી મરદો કે ઓરતો, પોત પોતાની કળા ચહડતી કરવા અથવા સારા ઓહદા તથા પદવી મેલવવા, અથવા ટુંકમાં કહીએ તો, જીંદગીની સારી ચીજો વાસ્તવીક રીતે સંપાદન કરવા કોશેશ કરે તો કોણ કહેશે કે તે તેઓને વાસતે સુખકારક નથી? અને જે કોમમાં એવી હોંશ તથા લોભની ખાંમી, તે કોમ કેટલેક દરજ્જે ઉતરતી હોવી જોઈએ એમ પણ કોઈ ખાતરીથી ના નહી કહી શકશે. અને એ જો અમારૂં કહેવું ખરૂં અને પાએદાર હોય તો, કેળવણી વીશે ઉપર દરશાવેલો વાંધો એ કાંઈ પાએદાર તોહોમત ગણી નહી શકાશે, એવું આપણે હીંમતથી કહી શકીશું.

પણ આ સઘળું હાલ બાજુ મેલીને આપણો પ્રથમ સવાલ પાછો લઈશું કે ઉંચી કેળવણી એટલે શું? ઉંચી કેળવણી તે કાંઈજ નહી પણ મનશકતીની ઉંચી કસરત તથા તાલીમ છે. જેમ શરીરના જુદા જુદા બાગોને ચોકસ રીતે તાલીમ આપી તેમને ખીલવો છો તથા વધારે મજબુત કરોછો તથા જે કામો તે બાગોને બજાવવાં પડે છે તે કામો વધારે મનમાનતી રીતે બજાવવાને તેમને શકતીવાંન કરોછો, તેમજ મન કેળવણી એટલે મનની તાલીમ, તેની જુદી જુદી છુપી તથા નાકેશ શકતીઓને બહાર લાવે છે, મજબુત કરે છે, ખીલવે છે, અને જે જે કામો એ શકતીઓ સાથે સંબંધ ધરાવે છે તે તે કામો મનમાનતી રીતે બજાવવાને તેમને લાયક કરે છે. આ બયાન, અમો આશા રાખીએ છીયે કે સમજવાને કાંઈ કઠણ નથી. નાનાં બાળકોને નીશાળે મોકલવાની મકસદ આએજ છે અને કોઈ બીજી નથી. વાંચવું, લખવું અને ગણીત એઓ પોતામાં કાંઈજ નહી પણ ચોકસ મનશકતીઓને મજબુતી આપવાનાં માત્ર સાંધનો છે. હવે ઉંચી કેળવણીના ઉત્તમપણા વીષે જેઓ શક ધરાવે છે, તેઓ જે સાધારણ મુળ કેળવણી આપવામાં આવે છે તે વીશે શક ધરાવતાં નથી. વાસતે સવાલ આટલોજ રહયો કે, જો મુળ કેળવણી મનશકતીઓને પુષ્ટી આપવાને પસંદ કરવામાં આવે છે, તો ઉંચી કેળવણી જે માત્ર તેજ તાલીમને ચાલુ રાખે છે અને વધારે ઉપયોગી કરે છે, તેને નાપસંદ કરવાનું કારણ શું? જે જે શકતીઓ, પછી અંગની કે મનની કે દીલની, કીરતારે આપણને બખશી છે, તે શકતીઓ કુમળી, નાજુક અને કોઈ વેલાતો છુપી હોય છે અને કેળવણી એ શકતીઓને બહાર લાવી સંપુરણ કરવાનું એક સાંધણ છે. ત્યારે જેઓ એ સાંધણની વીરૂધ હોય તેઓને માથે સાબેત કરવાનો બોજો રહયો છે કે મનની તથા દીલની શકતીઓને ખીલવવા અને તેમને સંપુરણ કરવાની કાંઈ જરૂર નથી. અમો માનીએ છીએ કે કેળવણીની મુળ મતલબ જો ઉપર પ્રમાણે સમજીએ તો તેની અગત તથા ઉત્તમતા વીષે બેમત થઈ શકે નહી. ઈશ્વરે જે જે શકતીઓ આપણને આપી છે તે ફોકટ આપી હોય એમ તો કોઈ કહી નહી શકે! તે શકતીઓની મુળ મતલબ આપણું રક્ષન, વધારો તથા સુખ છે, અને જે સાધનો ઉંચી કેળવણી ઉપીયોગમાં લાવે છે તે સાંધનો તે મતલબને વધારે સારી રીતે પાર પાડી શકયે એવી તાલીમ આપનારાં છે. એ સાંધનો સ્રષ્ટી શું છે અને કેમ ચાલે છે તે બતાવી આપે છે અને તેની ખુબીથી આપણી ખાતરી થાય છે કે ખુદરતની કારકીરદી ચોકસ નીયમો પ્રમાણેજ ચાલે છે અને તે નીયમોમાં કશો ફરક પડતો નથી. જ્યારે એક અભણેલ એમ વીચારે છે કે તેનાં સુખ દુખ ઉપર ચોકસ ગ્રહોની અસર થાય છે, ત્યારે કેળવાયલો શખસ જાણે છે કે ખુદરત જે નીયમોથી ચાલે છે તે નીયમોથી એવો વીચાર સદંતર ઉલટો છે, અને એવી કાંઈ અસર આપણી પૃથ્વી જેવાજ ધાતુ માટીના ગોળાઓની ચાલથી થઈ શકે નહી. એક અજાણેલ માને છે કે, કેટલાએક ભેદ ભરેલા પણ વગર અર્થના શબ્દો બોલાથી અને કેટલીએક ક્રીયાઓ કીધાથી, એટલે કે જેને તેઓ જાદુઈ કહે છે, તેથી કાંઈ બારી અસરો માણસનાં શરીર ઉપર, બલકે જીવ ઉપર પણ કરી શકાય છે અને એવી હસવા લાયક કોશેશો વીશે કોણ નથી જાણતું? પણ કેળવાયલો શખસ જેને શાસ્ત્રોએ શીખવ્યું છે કે ચોકસ અસરો ચોકસ ખુદરતી કારણો તથા શકતીઓને લીધેજ થાય છે અને બીજી રીતે નહી થઈ શકે, તે આવા વીચારોથી કદીએ ઠગાતો નથી? અને એ રીતે ઘણીક બાબદમાં જ્યાં એક અભણેલ ભુલ કરે છે, ત્યાં કેળવાયલો શખસ તે ભુલો જુએ છે અને તેનો અટકાવ કરી શકે છે. ઉપર જણાવેલા વેહેમો આપણી તેમજ બીજી કોમોમાં કાંઈ થોડા નથી, તેનો સેહેજ વીચાર કરતાં ખાતરી થશે. સુર્ય તથા ચંદ્ર ગ્રહણોની માઠી અસરો, સારા તથા માઠા સગનોનાં પરીણામો, ભણતર તથા ક્રીયાઓથી કપાતાં પાપો, અને પોતાનાં કામોથી નહી પણ પોતાના પૈસાથી સ્વર્ગમાં સુખની વકી, છઠ્ઠીના લેખ અને કીસમતનો દોર, ઈત્યાદી એ સઘળું શું પણ સ્રષ્ટીનાં નીયમીતપણાંની બેવાકફગીરીનાં પરીણામો છે. બનાવો બને છે, પછી ખુદરતમાં કે માણુસ સંસારમાં તે કાંઈ બીનકાયદે બનતા નથી. એ કાયદાઓ ચોકસ પ્રકારના

છે અને તેની ચોકસ અટકલ કરી શકાય એવી પુર ખાતરી ઉંચી કેળવણી સીવાય થઈ શકતી નથી. વળી જેમ મનની શકતીઓ તેમજ દીલની લાગણીઓને તાલીમ ઉંચી કેળવણીથી મલે છે. જાતી હવસોને નરમ પાડવા તથા સુધારવા અને દીલની લાગણીઓને કેળવવી તથા ફેલાવવી એમાં ખરૂં ઈનસાનપણું દીસે છે. આ કોણ નથી જાણતું કે જ્યારે કોઈ અભણેલની લાગણીઓ પોતાનાં બાઈભાંડુઓથી ને ઘણું કરે તો પોતાના ન્યાતીલાઓથી વધારે બોહોલો વીસ્તાર નથી લેતી ત્યારે કેળવાયલા લોકો આખી મનુષ્ય જાત તરફ અને તેઓની કારકીર્દી તરફ પોતાની દીલસોજી બતાવે છે અને તેઓનાં સુખ દુખમાં ભાગ લઈ શકે છે. આ બાબદમાં આપણા દેશીઓ અને યુરોપની સુધરેલી પ્રજાઓ વચ્ચે જે મોટો અંતર છે તેથી કોઈબી વાંચનાર અંજાણ્યો નહી હશે. ટુંકમાં કહીએ તો ચટી તથા સંસાર તરફજ યોગ્ય અને પાએદાર ઢબ તથા મનની વળાણ રાખવી જોઈયે, તે ઢબ તથા વળાણ અને તેમાંથી નીપજતી વાજબી વર્તણુક એ ઉંચી કેળવણી સીવાય સંપાદન કરી શકાતી નથી.

### એ સર્વે ખરૂં, પણ એ તો મરદોનેજ લાગુ પડે છે અને સ્ત્રીઓનું એ કાંઈ કામ નથી.

જો કોઈ એમ કહેતું હોય તો અમારો જવાબ એટલોજ બસ થશે કે, જો પુરૂષોમાં અજ્ઞાન કરતાં જ્ઞાન સારૂં તો શું સ્ત્રીઓમાં તે માઠું? પુરૂષોમાં જો અશકતી કરતાં શકતી ભલી તો સ્ત્રીઓમાં તે ભુંડી? એટલે જે શકતીઓ સંપુરણ કહેલી પુરૂષોમાં ફાયદાકારક તો તે સ્ત્રીઓમાં નુકસાન ભરેલી? અમો નથી જાણતાં કે સ્ત્રી કેળવણીની વીરૂધવાલા ઉપલા સવાલોના જવાબમાં સ્ત્રીના સંબંધમાં જ્ઞાન કરતાં અજ્ઞાન, અને શકતી કરતાં અશકતી વધારે વજનમાં ધરશે. આપણે જાણીએ છીયે કે જે ખરેખરી નબલાઈ અને નાતવાંની છે તેને નાજુકાઈનું નામ આપી, તેને સ્ત્રીઓમાં યોગ્યતા મલે છે, અને એક મુલકમાં આ ખોટી કહેલી યોગ્યતા એટલી તો વધારી મેલી છે કે ત્યાંની અબલાઓને ચાલવાની પણ તાકાત રહી નથી અને તે ખામી મોટાં કુલની નીશાની થઈ પડી છે. પણ હમે આશા રાખીએ છીયે કે આપણી કોમમાં એ કીસમની તનની નબલાઈને ઉત્તમપણું આપવામાં કવચીતજ કોઈ હીંમત કરશે, કારણકે તનની નબલાઈનાં પરીણામોની ફરીયાદ ઘરે ઘર ઉઠી ચુકી છે. આપણે જે તનની નબલાઈ વીષે ઉપર કહ્યું તે જો વાજબી હોય તો, મનની નબલાઈ વીષે એજ બોલવું કેટલે દરજ્જે વધારે પાએદાર સમજવું જોઈએ તેનો વીચાર અમો વાંચનારાંઓનેજ સોંપીએ છીયે. માત્ર એટલુંજ વધારે કહેવાની જરૂર દીસે છે કે, જ્યારેબી કાંઈ ખાસ અગવડ તથા સંકટો આવી પડે છે ત્યારે, કોણુંને રોશન નથી કે તે સમયે કેળવણી અથવા બીજી રીતની મનની તાલીમ જેણે મેલવી હોય છે તેની હુશીયારી તથા બાહોશી મોટી ઉપયોગી થઈ પડે છે, જ્યારે બાકીનાઓ કાંઈ પણ યોગ્ય સુચના કરવાને તથા ઉપાય લેવાને અશક્ત થઈ પડે છે.

### એ તો સઘળું ખરૂં, પણ જો બધીજ સ્ત્રીઓ ઊંચી કેળવણી લેવા માંગે તો ઘર સંસાર કેમ ચાલે?

ઉપલા વાંધા વીષે આ સાધારણ જવાબ કોઈને પણ સુજ પડશે કે ઊંચી કેળવણી સઘલી સ્ત્રીઓ સંપાદન કરશે એ બોલવું સદંતર ભુલ ભરેલું છે. જોકે કેળવણીની પેહેલી સરૂઆત થયાને અરધી સદી થવા આવી, તોબી આજે કોઈ એમ નહી કહી શકશે કે પારસી કોમના બધા પુરૂષો શીખેલા અને કેળવાયલા છે. ઊંચી કેળવણીને વાસતે જે જે ચીજોની જરૂર છે, અને તેને સંપાદન કરતાં જે જે હરકતો નડે છે તે જો આપણે ધ્યાનમાં લઈશું તો આપણે જોશું કે ઘણાં એક વરસો સુધીમાં આપણી કોમના દરેક શખસને તો શું પણ મોટા ભાગને પણ કેળવાયલો જોવાની આશા ફોકટ છે. અને જો મરદોની બાબદમાં આટલી અડચણ પડે છે ત્યારે સ્ત્રીઓ કે જેઓની કેળવણીનું કામ તો હજુ શરૂઆતમાં છે—તેઓને એટલી ચીંતા હવડેથી શું કામ? બધા મરદો તથા સ્ત્રીઓ ઊંચી કેળવણી પાંમશે એ માત્ર ભવીશ કાળનું કામ છે એમ પણ કહેવાઈ શકાતું નથી, પણ જે એ બાબદમાં ખાતરીથી કહી શકીએ તે એ છે કે એમ થતું સદંતર નહી બને એવું છે. યુરોપની આગેવાન તથા સૌથી સુધરેલી પ્રજાઓમાં પણ ઊંચી કેળવણી ચોકસ વર્ગમાંજ ફેલાઈ છે. ઊંચી કેળવણી સંપાદન કરવા વાસતે જે ચીજોની અગત છે, જેમકે મન શકતી, શીખવાની જાતી ઊલટ, તનદરોસ્તી, પૈસા ઈત્યાદી; એ બધી ચીજો સાથે ધ્યાનમાં લેતાં આપણે વગર ભયથી કહી શકશું કે, આવતાં દસ વરસમાં ભાયગે એક દજન પારસી સ્ત્રીઓ ઊંચી કેળવણી લેવાને શકતીવાંન થશે.

ઊંચી કેળવણી મેલવવી તે કાંઈ એમ નથી કે સવારે ઉઠયા ને મનમાં કહ્યું કે ચાલો, આજે ઊંચી કેળવણી લઈએ અને સાંઝાંજમાં તેમ થઈ ગયું? એ કાંઈ પેહેરવાનાં કપડાં તથા ઘરેણાં નથી, જે આંગપર મેલયાં કે સણગાર મલી ચુકો! એ મેલવવામાં કાંઈક વરસો ગુજારવાં પડે છે, કાંઈક ચીંતાઓ અને નાથીપાએસીઓ ખમવી પડે છે, કાંઈક સાધારણ સુખોના સંજોગો અને તેમની તકો છોડી દેવાં પડે છે, અને કેટલેક દરજ્જે અંગ કસરતની ખાંમીને લીધે તનદરોસ્તીનો નાશ ખમવો પડે છે. એમ જોતાં કોણ કહી શકશે કે ઊંચી કેળવણી કોઈબી કોમમાં એટલે દરજ્જે પ્રસરી જશે કે જેથી માણસોનાં સાધારણ કામોમાં અડચણ પડશે? જેઓ ઘર સંસારના સંબંધમાં ઊંચી કેળવણીની મનાતી માઠી અસરનો વાંધો ઊઠાવે છે, તેઓ ભુલી જાય છે કે આજ સુધીમાં ઘર સંસારની બાબદમાં જે ખામીઓ સ્ત્રીઓના ભાગ ઉપર લાગુ પડે છે તે કાંઈ ઊંચી કેળવણીનું પરીણામ નથી, કારણકે ઊંચી કેળવણી આજ સુધી શરૂ પણ નથી થઈ એ પ્રસીદ્ધ છે. એક ચલીઆંથી કાંઈ ઉનાળો નથી થતો, તેમજ કાંઈ એક બે સ્ત્રીઓની આમેવાનીથી ઊંચી કેળવણીનું મંડાણ થઈ ચુકું એમ સાબેત નથી થતું.

### પણ ખાલી ફીસીયારી વધી પડી છે અને વધી પડશે તેનું શું?

સ્ત્રીઓની હાલની ખામીઓ વીષે જે પોકાર ઉઠયો છે તેનાં કારણો ત્યારે કેળવણી નહી પણ બીજાંજ હોવાં જોઈએ, અને તે કારણો શું છે તેનો વીચાર વાંચનારાંઓ પોતેજ કરી શકશે. આ ટાંકણે માત્ર એટલુંજ કહેવાની જરૂર દીસે છે કે પ્રથમ તો એ ફરીયાદમાં કેટલેક દરજ્જે પોકળપણું છે, અને બીજું એ કે, કેટલેક દરજ્જે એ ફરીયાદનાં કારણો કુટુંબોના વડાઓજ આપે છે, અને ટુકમાં કહીએ તો એજ કે, એ એશઆરામનો શોખ અને તેથી નીપજતી આળસાઈ અને દેખાદેખીથી નીપજતી ખાલી મોટાઈ છે. આપણે હીંમતથી કહી શકશું કે મુળ કેળવણી યા ઊંચી કેળવણી સાથે આ આળસાઈ તથા ફીસીયારીને કાંઈ પણ સંબંધ નથી, એટલુંજ નહી પણ એ ખામીઓ સુધારવાના મુખ્ય ઉપાયોમાં આગળ ચાલતાં ઊંચી કેળવણી એક મોટો ઉપાય થઈ પડશે. આપણને સેહેજ વીચાર કરતાં સમજ પડશે કે જે જે કુટુંબોમાં આજે ઘર કામોની કસર તથા ખાલી ફીસીયારી વીષે જે ફરીયાદ છે, તથા વખત, જોગવાઈ તથા પૈસાનો ગેરઉપયોગ થતો દીસે છે, અથવા તો કહેવાય છે, ત્યાં ત્યાં જો ખરી કેળવણી ઉપર, હાલ છે તે કરતાં વધારે વાહાલ હોય તો તે ફરીયાદ ઘણે દરજ્જે નાબુદ થઈ શકશે. દોલતવાન કુટુંબોમાં ઘરનાં હલકાં કામકાજ નોકરોને સોંપવાથી ઘરની બાનુંઓને મોટો અવકાશ મળે છે, અને તેઓને લાયક મન શકતીનું કામ કાંઈ નહી હોવાથી તે અવકાશ તેઓ બીનફાયદે વાપરે તેમાં શું નવાઈ? અને અમો હીંમતથી પુછીએ છીએ કે એમાં વધારે વાંક એ બાનુંઓનો કે ઘરના વડાઓનો?

### પણ ફેરફાર શું કામના? જેમ બાપદાદા ચાલતા આવ્યા તેમ કાંય નહી ચાલતાં?

આ સવાલ ઉપર સેહેજ ધ્યાન આપવાની જરૂર છે. આ તો સર્વને પ્રસીદ્ધ છે કે કોઈબી કોમમાં અને કોઈબી બાબદમાં જ્યારે કાંઈ નવા સુધારા દાખલ કરવાની કોશેશ થાય છે ત્યારે તે કોમની ચાલુ રીતોને વળગી રહેનારાંઓ તે નવાં પગલાંને પસંદગીથી જોતાં નથી. દાખલા તરીકે જ્યારે આપણા પેહેરવાસની નજીવી બાબદમાં ફેરફાર દાખલ થયો, જેમકે બુટ, મોજાં અને દગલા પાટલુનનો ઉપયોગ થવા લાગો, ત્યારે પણ તેની સાંમે મોટો વાંધો લીધામાં આવ્યો હતો. આપણે સાંભળ્યું છે કે આપણી કોમના આજના આગેવાનોએ જ્યારે પ્રથમ પગમાં મોજાં પેહેર્યાં ત્યારે માંદગીને બહાને તેમ શરૂ કર્યું, અને પારસી બાનુંઓમાં સર્વથી પેહેલી કેળવાયલી બાનુંને મોહડે અમે સાંભળ્યું છે કે જ્યારે તેમના નામવર પીતાએ તેમને ઇંગ્રેજી તાલીમ આપી સપાટને બદલે બુટ પ્રથમ પેહેડાવ્યાં ત્યારે તે ફેરફાર વીષે એટલો તો વાંધો આપણી કોમમાં ઉઠયો હતો કે ઉપલી બાનું બહાર જતી ત્યારે ગાડીમાં સપાટની જોરી લઈ જતી, કે જ્યાં ઘરે ત્યાં સપાટ પેહેડી દેખાવ દીએ; અને જ્યારે તેણી બુટ સાથે જોવામાં આવતી ત્યારે આપણી કોમનાં લોકો તેની આજુબાજુ ફરી વળી ચેષ્ટા કરતાં. આ સઘળું વહી ગયું છે, અને આજે કોણ હીંમતથી કહી શકશે કે આ બાબદનાં એટલું વાંધા ભરેલું કાંઈ હતું?

આપણે સર્વે સાંભળ્યું છે કે જ્યારે પ્રથમ આ દેશમાં આગગાડીનું મંડાણ થયું ત્યારે મોટી ફરયાદ એ હતી કે, વેપાર વણજ તથા ધંધા રોજગારને હાંની પોંહચશે; એટલુંજ નહી પણ બુમલા કરી ગાડીની સડક ધાતો ઉપર બંધાઈ તે વેળા કાંઈક બીજાં કારણને લીધે કોલેરા ઈસાદી મરજો ચાલતા તેનો આરોપ આગગાડી ઉપર મેલ્યો હતો, અને કહે છે કે દેશીઓમાં આ વીચાર તે સમયે ઓહલો હતો કે, પહાડો અને ખીણોમાં આગગાડીને લઈ ગયાથી ત્યાંનું દેવસ્થાન ઉલટું છે; એજ પ્રમાણે આપણાં શેહેરમાં જ્યારે કપડાં વણવાનાં કારખાનાં દાખલ થવા લાગ્યાં ત્યારે પણ ધંધા રોજગારને હાંની થશે એવી ફરયાદ ઉઠી હતી; અને થોડાં વરસ થયાં જ્યારે ટ્રામ ગાડીઓ અહીંયાં દાખલ થઈ ત્યારે એમ કહેવાતું કે ગાડી અને રેંકલાનો ધંધો ભાગી પડશે. વીચારવંત વાંચનાર કહી શકશે કે કેટલે દરજ્જે આ ધાસતીઓ નાપાએદાર હતી અને છે; અને અમો માંનીએ છીયે કે જો કેળવણી અથવા ઊંચી કેળવણી વીષે કોઈ ભાગમાં બેચેની હોય તો તે વીષેની ધાસતીઓ પણ ઉપર કહેલા પ્રકારનીજ છે, કાંએકે એ વીષયના ખુદ મુળ તતવમાં કે તેથી ઉપજતી અસરો જેની ખરી નેમ બાંધી શકીએ છીએ તેમાં કાંઈ આપણે વાંધા ભરેલું જોઈ શકતાં નથી. ટુંકમાં કહીએ તો, ભલી ચીજોમાંથી ભુડું નીકલવું એ ખુદરતના નીયમોથી ઉલટું છે, બલકે ભુંડાંમાંથી પણ કીરતાર ભલું કહાડી શકે છે.

મેહેરબાઈ અ૦ વકીલ.
રતનબાઇ અ૦ વકીલ.

---

**બાનુંઓને સમજાવવાનો સેહેલ રસતો.**—વાંચનારી બહેનીઓએ ઇંગ્રેજોની બાનુંઓની જાતજાતની તોપીઓ જોઈ હશે. ઇંગ્રેજી બાનુંઓની તોપીઓનાં ખેણકેતક પણ જાતજાતનાં છે અને તેઓ કેટલીક વાર તો એટલાં મોટાં કદની તોપીઓ પેહેરે છે કે જે જોઈ આપણને ઘણી અજાએબી લાગે છે. આવી મોહોટી, ઉંચાં કદની તોપીઓ સાથ જ્યારે તેઓ નાટકશાળાની આગલી બેઠક રોકીને બેસે છે, ત્યારે પાછલી બેઠકવાલા તમાશગીરોને નાટક તખતા ઉપરનું કશું દેખાઈ શકતું નથી. આ ઉપરથી ઇગલાંડની એક નાટકશાળામાં એક વાર એવી "નોટીસ" મારવામાં આવી હતી કે બાનુંઓએ મેહેરબાનીની રાહે મરદોની મીસાલ તોપી કહાડીને બેસવું. પણ આ નોટીસની જરા પણ દરકાર વગર તેઓ તોપી સાથેજ બેસવા લાગી, અને તેથી પાછલી બેઠકવાલા તમાશગીરો આગલની મીસાલ બડબડવા લાગા. અને તે ઉપરથી નાટકશાળાના મેનેજરે બીજી વેલાએ એવી નોટીસ મારી કે "જે બાનુંઓ ચાલીસ વરસની ઉમરની હોય તેઓ શીવાય બીજી સઘલી બાનુંઓને અરજ કરવામાં આવે છે કે પાસેના અલફાતુ ઓરડામાં પોતાની તોપી મુકીને પોતપોતાની જગૉ લેવી." આ નોટીસથી એવી અસર થઈ કે પચાસ અને સાહાઠ વરસની બાનુંઓ પણ પોતાની ટોપીઓ અલફાતુ ઓરડામાં મેલીને બેસવા લાગી, કેમકે કાઇ પણ બાનું પોતાને ધરડી કહેવાડવાને ખુશી હોતી નથી.

# "કેલીગ્રાફ" અથવા લખવાનું યંત્ર.



સાહસીક અમેરીકન શોધ કરનારાઓએ છાપાની બાબદમાં આજ સુધીમાં નવી સેંકડો ચીજો સોધી કહાડી છે, જેમાં કેલીગ્રાફ (CALIGRAPH) નવી અને ઘણી ઉપયોગી ચીજ છે. તેથી બીબાંમાંજ હાથે લખવા જેટલી ઝડપે કાગજ લખાય છે. ઉપર આપેલું ચીત્ર એ કેલીગ્રાફનું છે. એ એક નાની પેટી અથવા ડેસ્ક જેવડું મોહું છે, અને તેપર કામ કરવાને માત્ર થોડી મીનીટમાં શીખાય છે. મથાળે ગોળ રૂલર જેવું છે તેમાંથી કાગળ મુકવામાં આવે છે. કાગળ મુકતી વેલાએ તે કાગળ જેટલી લાંબી ટુંકી લીટી લખવાની હોય તે પ્રમાણે માંડણી કરવા માટે અચ્છી ગોઠવણ કરવામાં આવેલી હોય છે. કાગળ મુકી તેની માપણી માંડયા પછી A B C ઈત્યાદીનાં જે બીબાં દેખાય છે, તે પર જોઈતા હરફને માટે આંગલાં મારવાં. પીઆનાફોરટ પર જેમ દર કુંચી પર આંગલું મારવાથી જુદા જુદા રાગ નીકલે છે તેમજ આ દરેક હરફવાલી કુંચી પર આંગલી દાબવાથી તેજ હરફ કાગળ પર છપાય છે. જેમકે, જો Boy લખવો હોય તો જમણા અને ડાબા હાથપર જે કાળાં બીબાં દેખાય છે તેમાંથી મોટો B (capital) પેહેલાં દાબવો ને પછી વચમાંનાં સફેદ બીબાંના નાના અક્ષરોમાંના o y દાબવાં. જો Boy goes એમ લખવું હોય તો Boy લખ્યા પછી અક્ષરોની જમણી બાજુ પર અથવા ડાબી બાજુ પર આવેલી જે પેટી જેવું લાગે છે તે એક વેલાએ દાબવું અને પછી goes માટે અક્ષરો દાબવા, જેથી Boy અને goes વચેનો ગાળો તે દાબવાથી પડશે. એજ હરફોમાં કોમા, ફુલપાઈંત ઈત્યાદી આવી રહેલા છે. આ યંત્ર વડે ઘણું જલદી લખી શકાય છે. ઘણો મોહાવરો પડયા પછી એક લખનાર સાધારણ હાથે લખનાર કરતાં ત્રણ ઘણું વધારે ઉતાવળું તેમાં લખી શકે છે; વળી લખતાં જો ભુલ પડે તો તે ઘણી સેહેલાઈથી સુધારવાની પણ તેમાં ગોઠવણ રાખી છે. જમણા હાથ પર વચમાંથી જે ગોળ ચાકી છે તે પરથી એક પટી પસાર થાય છે, જે રોલ પર મુકેલાં કાગળથી થોડે દુર રહે છે. આ પટી પર શાહી હોય છે, પછી તે શાહી જેવી લખનારને પસંદ હોય તેવી વાપરવી. આ પટી જે વેળા યંત્ર ચાલતું હોય ત્યારે પોતાની મેળે જરા જરા ખસ્યા કરે છે, કે જેને લીધે શાહી કાગળ ઉપર એક સરખી ઠરે છે; જેવું નીચેનું બીબું દાબ્યું કે જે સલ્યા સલ્યા જેવું લાગે છે તેને છેડેનો તાઈપ પેલી પતીને જઈને અડે છે, અને તેનાં દબાણથી પેલાં કાગળ પર જોઈતા હરફો પડે છે. કાગળ પરની આખી લીટી પુરી થવાની થોડી આગમજ ડાબા હાથની ઉપર જે ઘડીયાલ એ તકોરી જેવું છે ત્યાં ઘંટ વાગે છે, અને લખનારને તરત માલમ પડે છે કે લીટી પુરી થઈ, એટલે જમણા હાથ પર જે કમાનદાર સલ્યો છે તે સહેજ ખેંચવાથી બીજી લીટી શરૂ થાય છે. લાઈનો લંબાઈમાં ગમે એટલી નહાની મોટી થઈ શકવાને લીધે નહાનામાં નહાના કાર્ડ ઉપર તેમજ એક ફુલીસકેપ કાગળ ઉપર પણ છપાઈ શકાય છે, તથા વળી તેમાં કોપી

ગોઠવણને લીધે કશી પણ વધુ મેહેનત વીના લાઈનો વચ્ચે ઓછી વધતી જગ્યા રાખી શકાય છે. આ યંત્ર વાપરવાથી લખવામાં જેમ સવળતા પડે છે તેમ વાંચનારને પણ ઉકલાવવામાં તદન અડચણ પડતી નથી. આ યંત્ર જેટલું શોભીતું તેટલુંજ ઉપયોગી છે. જાણે છાપવાના પ્રેસમાં એક તમારો પત્ર છાપી કહાડયો હોય, તેવું સફાઈદાર પત્ર છપાઈને રહેજ વખતમાં તૈયાર થાય છે, અને તે કારણને લીધે લખવામાં ઘણી થોડી જગ્યા રોકાય છે, તથા વાંચવાને ઘણું સવળ પડે છે. વળી બે ચાર કે એક દજન સુધી નકલો એકજ વખતે તેમાં લખી શકાય છે, તથા ચાહો તો એક નકલ ઉપરથી બીજી કાપી છપાઈ શકાય છે, અને તેને લીધે વેપારીઓ, દુકાનદારો વગેરેને આ યંત્ર ઘણું કીમતી થઈ પડે છે. આ યંત્ર અમેરીકા તથા યુરોપમાં એટલું તો માનીતું થઈ લાગ્યું છે કે ત્યાંના દરેક ઉમરાવના કે પૈસાદાર ગ્રેહસ્થનાં ઘરમાં અકેકું રાખવામાં આવ્યું હોય છે. અલબતાં ઘણાં સાધારણ ગ્રેહસ્થથી તે રાખવાને બનતું નથી, કારણકે તે લગાર કીમતી યંત્ર છે. આવી જાતનું એક યંત્ર કયસરે હિન્દ છાપાખાનામાં હાલ આવેલું છે, જે અમારા વાંચનારાઓમાંનાં જેઓ જોવા ઈછતાં હોય તેમને ખુશીથી તે દેખાડવામાં આવશે. ધનબાઈ મ૦ મેહેતા.

## ખરી કીર્તીનો દાવો કોણને ઘટે છે?




તાની કીર્તી માટેનો દાવો કરનારા ઘણા જણો હોય છે. તેઓ પોતાનો દાવો તેમના બોલો, કામો, તથા વીચારો ઉપરથી કરે છે. એક ફીલસુફ, વીદ્યા હુન્નર જાણનાર, કવી, લશકરી સરદાર, તથા એક ભાષણકર્તા, ઈત્યાદી એ સઘળાઓ પોતાની કીર્તી માટેનો દાવો રજુ કરે છે, અને દરેક જણ બહારથી એવું બતાવવા માગે છે કે, સૌથી પહેલે કીર્તી માટેનો ખરો હક તેનેજ ઘટે છે.

એક ફીલસુફ પોતીકો દાવો ઘણાંક સારાં પુસ્તકો રચવાને લીધે કરે છે, કે જે પુસ્તકમાં ઘણાએક સંખ્યાબંધ તુસ્કાઓ મળી આવે છે, અને તે એમ સમજે છે કે, તેનો એવો દરેક તુસ્કો મનુસ્ય જાતીની બેવકુફાઈ ટાળવાને ઘણો કામનો હોય છે, અને તે બેવકુફાઈને લગતાં ઝાડ ઝાખરાંઓ તથા કાંટાઓ અને જંગલી ઝાડ ઝાંખરીઓ કે, જે મનુસ્ય જાતીની ખુશાલીને ઉગતી અટકાવે છે, તેઓનો સદંતર નાશ કરીને, સુખનાં ઝાડને કેમ રોપવું તથા છાંયો-આપવો, તેમાં પાણી સીંપવું, તેને કાપવું તથા તેને ઉછેરવું, તે તે બતાવે છે.

એક વીદ્યા હુન્નર જાણનાર પોતાનો દાવો મોટી મોટી શોધો કર્યાને લીધે કરે છે. તે એકાંતમાં રહીને પોતાની જીંદગી વીચાર કરવામાં તથા અજમાયસ મેળવવામાં ગુજારે છે, અને દરેક બાબદમાં છેક ઉંડાણમાં જઈને તેનું મુળ કારણ શું છે, તે શોધે છે.

વળી એક કવી એમ કહે છે કે ખરી કીર્તી તેને ઘટે છે, કારણકે રાતના એકાંત વખતમાં કે જે વેળાએ આગાહી વીનાના માણસો આરામ લે છે, તે વખતે તે પોતે જાગૃત રહીને, મનુસ્ય જાતીની ભલી લાગણીઓ ઉપર અસર કરવા, અને તેના ભલા જુસ્સાઓને ઉસકેરવા માટે, છતાંબાજ આકાશી જોસ ભરયાં કવેતાનાં સારાં લખાંણો તે કર્યા જાય છે; અને જેવો તેનાં મન ઉપર એક નવાઈ તથા અજાયબ જેવો વીચાર પ્રકાશે છે કે, તરતજ તે પોતાની કલમ શાહીમાં બોળે છે, અને તેના વીચાર પ્રમાણે, કદી પણ મરણ નહી પામે એવી રીતે પોતાના ભલા વીચારોને એક ગીતના આકારમાં જોડીને તે મોટી ખુશીથી લખી કહાડે છે.

એક લડવૈયો પોતાનો દાવો એટલા માટે રજુ કરે છે કે, તેણે મોટી મોટી લડાઈઓ કરીને, દેશોનાં દેશો, ગામડાંઓ તથા શેહેરોને વેરાંન કરી નાંખ્યાં છે, અને પોતાનાં કામોથી તેની તલવાર માણસનાં લોહીમાં અને વીધવાઓનાં આંસુઓમાં હમેશાં બોળેલી હોય છે।

હવે એક મહાંન તર્ક શાસ્ત્રી પોતાનો દાવો એટલા માટે રજુ કરે છે કે, તે દરેક ચીજનું ઉડાંણમાં મુળ શોધીને, તથા સારાં અને માઠાં માટે ઘણું ઘણું બોલીને અને કારણ તથા પરીણામો માટે મોટાં લખાંણો કરીને, તેની સાંમે જે કોઈ આવે તેને તકરારમા ખોટાં પાડે છે.

પણ હું પુછુંછું કે, આ સઘળાઓમાં કીર્તી માટેનો ખરો હક કોણને ઘટે છે? આ લોકોમાંના કોઈને નહી, અને એમના જેવા કોઈ બીજાઓને નહી, પણ "મહાભારત" તથા એવાંજ બીજા અસલી ધર્મ પુસ્તકો કહે છે તેમ, નીચે લખવા પ્રમાણેના ભલા ગુણવાળા માણસોને ખરી મોટાઈ તથા કીર્તી ઘટે છેઃ—

"જેઓ મગરૂરી તથા ધીકારને હંમેશનાં જીતી લે છે; જેઓ ઈંદ્રીઓને લલચાવનારી દરેક મોજો વચે રહીને એક પાક તથા પહરેજગાર જીંદગી ગુજારે છે; જેઓની નીંદા થાય છે તોપણ તેઓ પોતાની જીભ બંધ રાખે છે; અને પોતાને દુઃખ થવા છતાં, તેનો બદલો પાછો દુઃખ દઈને વાળતા નથી; જેઓ કોઈ પાસ કાંઈપણ માંગતા નથી, પણ છુટથી આપતા રહે છે; અને નાત જાતનો તફાવત રાખ્યા વીના પોતાની શક્તી પ્રમાણે છુટથી દાન કરે છે; જેઓ પોતાનો આખો દીવસ કામમાં ગુજારે છે, અને પોતાનાં મા બાપનાં સુખ, આરામ, તથા તેમના ટેકવું મુળ થઈ પડ્યાં હોય છે; જેઓ પોતાને ઘરે આવેલા પરૌણાની સારી સેવા બજાવે છે; અને અદેખાઈને પોતાનાં દીલમાંથી તદન કહાડી નાખે છે, અને આપણાં અસલી પાક ધર્મ શાસ્રને લગતી રીતી નીતીઓ માટેનો સરસ અભ્યાસ કરવો સદા ચાલુ રાખે છે, જેઓ પાપ તરફ જોતા નથી, તેને માટે બોલતા નથી, તથા તેનો વીચાર વટીક કરતા નથી, તથા શરીરને જેમ બાહેરથી તેમજ ભીતરથી પણ ચોખ્ખું રાખે છે; જેમને લોભ લાલચ, ગુનાહ ભરેલા વીચારમાં તથા પાપી કર્મોમાં કદી પણ ઉતારી શકતો નથી; અને જ્યારે ખરાં તથા વાજબી કારણ માટે લડવું પડે છે, ત્યારે તેમનો પહેલવાંની તેક જુસો જરાક પણ ડરતો નથી; જેઓ મરવાની છેક છેલી ઘડીએ પણ સતકાજ આચરે છે; અને સામે આવતાં મોહત માટે જરા પણ ડરતા નથી; જેઓની જીંદગી પોતાના ભાઈબંધોને ખરે રસતે ઉતારવા માટે એક આકાશદીપ જેવી રોશનીથી સદા પ્રકાશતી હોય છે, જેઓ બધાંઓને ચાહીને તથા સઘળાંનાં વહાલાં થઈને કોઈને માટે પણ ધાસ્તી રાખતા નથી, તેમજ તેમનાથી કોઈ ડરતું નથી. જેમને આખી જગત, તથા તે માંહેલી સર્વે ચીજો પોતાના જેવીજ વહાલી લાગે છે, જે દુન્યાઈ માન તેઓ પોતે મેળવવાને ધીકારે છે, તે માન ડહાપણથી વરતીને તથા નમ્રતા અખત્યાર કરીને બીજાને ખુશીથી લેવા દે છે; જેઓ રાત દહાડો એટલા માટે મેહેનત કરતા રહે છે કે, ગુસ્સો તથા ધીકાર તદન બંધ પડે; અને ઉસકેરાયલા શતરૂઓ એક બીજાસે પ્યારથી વર્તે; જેઓ "ખોદાને" નમે છે, અને તેના કાયદાઓને માન આપે છે; તથા બંદગીમાં પોતાનો કાળ સદા ગુજારતા રહીને, ઉલટથી તથા એકીનદારીથી પોતાનું દુન્યાઈ કામકાજ કરતા રહે છે; એવા જે મોટાં દીલના, પાક તથા સાચાં મનના લોકો તેમનેજ ઉંચામાં ઉંચી ખરી કીરતીનો દાવો કરવો ઘટે છે."

પ્રીય મારી બેનો, આ ઉપર લખેલા જે રસ્તાઓ તેજ ખરી રીતી નીતીઓ છે. એ સૌથી ઉંચી પ્રકારની કીર્તી જીતી લેવાને આપણામાં કોણ ખરી નશીબવાંન બનશે? તે મેળવનારે પોતે પોતાને માટે જીવવું નહી જોઈએ, પણ બીજાઓને માટે તેણે જીવવું જોઈએ અને હાલની તથા હવે પછીની જીંદગી માટે નહી પણ હમેશગી માટે તેને જીવવું જોઈએ. આમીન!!

મીસ બાનુબાઈ પેસતનજી નવરોજી ડાકટર.



# રાંધવાનો હુન્નર.

## કેળવણીની એક શાખા તરીકે.



લના વખતમાં કેળવણીની બાબદમાં ઘણો સુધારો થયો છે અને છોકરીઓને કેળવણી આપવાની દરેક મા બાપને ફરજ પડે છે. જુવાન છોકરીઓ જેઓને ઘર સંસારી કામકાજમાં મદદગાર થઈ પડવું જોઈએ, તેઓને ચોકસ વખત સુધી રાંધણીમાં જવું પડે છે. આપણી બધી નીશાળોમાં જોઈશું તો ભરવા, શીવવા અને ગુંથવા શીખવાની છોકરીઓને જરૂર પાડવામાં આવે છે, પણ રાંધવાની નહી. આટલું તો ધ્યાનમાં રાખવું જોઈએ કે, ગરીબ તેમજ વચલે વાંધેના કુટુંબમાં, ભવીષમાં થનારી બાયડીઓને તેઓના ધણી અને છોકરાંનાં કપડાં બનાવવા અને સીવવાનું જેટલું ઉપયોગી થઈ પડશે તેટલુંજ રાંધવાનું પણ થઈ પડશે. ઘણાખરાં ગરીબ ઘરોમાં આપણ જોઈશું કે સૌથી વડી છોકરીને ઘરમાં માએને મદદ કરવાને રાખવામાં આવે છે, જેથી તેણીને રાંધવાની તેમજ ઘર કેમ ચલાવવું તેની થોડી ઘણી તાલીમ મલે છે, જ્યારે તેની નાની બેહનો અંગ્રેજી નીશાળે જતી હોવાથી તે ઘર સંસારી કેળવણીથી બેનસીબ રહે છે. હવે જો દરેક છોકરીને કોઈ કેળવાયલા શીક્ષક મારફતે રાંધવા અને ઘર સંસારી કરકસર વીશે બરાબર તાલીમ આપવામાં આવે, તો તેથી આપણી આવતી ઓલાદને કેટલો બધો ફાયદો થાય?

માઠાં ભાયગે હાલના વખતમાં આપણે જોઈએ છીએ કે જે છોકરીઓ નીશાળમાં અંગ્રેજી શીખવામાં ચંચલ હોય છે, અને કોઈ વખત શીક્ષકનો ઓધો પણ બજાવે છે, કેટલીકો જેઓ મોતીના દાણા જેવા હરફ લખે છે, અને થોડો ઘણો પીયાનો વગાડી જાણે છે તથા ફરસુદે અંગ્રેજી વાર્તાની ચોપડીઓ વાંચવાનો શોખ ધરાવે છે, તેઓ વારેઘડીએ ઘરને લગતાં કામકાજને ધીક્કારે છે.

ધારો કે, એક કુટુંબમાં એક કરતાં વધારે છોકરીઓ હોય, જેમાંની એક રાંધવાનું તથા ઘરમાં સફાઈ સુઘડાઈ રાખવાનું કામ બજાવતી હોય અને તેની બીજી બેહન થોડું ઘણું અંગ્રેજી શીખી પોતે મેળવેલી કેળવણીને વાસ્તે મગરૂર રહી ઘરમાં તેની વડી બેહનને મદદ કરવાને બદલે થોડું ઘણું શીક્ષકનું કામ કરવાને વધારે પસંદ કરે. હવે આ બેહુ બેહનો જો તેઓની હાલતને અનુસરતી રીતે પરણે, તો તેઓમાંથી વધારે સરસ ધણીયાણી કેઈ નીવડશે?

રાંધવાના હુન્નરના સૌથી પેહલા અને ઉપયોગી કાયદા જે સુઘડાઈ અને કરકસર છે, તે ફકત ઘણા સરસ બબરચીઓ સીવાય બીજું કોઈ પણ જાણતું નથી. ઘણી વખત આપણ બબરચીઓ અથવા રાંધનારીઓમાં સફાઈ સુઘડાઈ જોતાં નથી, જે ટેવ તેઓમાં આળસુપણા કરતાં અજ્ઞાનપણાંથી વધારે ઉતપન થાય છે.

કેટલીબધી વખત આપણ કેળવણી લીધેલી બાહોશ કહેવાતી છોકરીઓને મોહડે સાંભળયે છીયે કે "રાંધવામાં શું છે? એ તો ઘણું સેહલું છે!" કેટલી બધી વખત તેઓના હાથનો બનાવેલો ઈંડાનો પોરો શીકો અથવા તો બેસ્વાદ હોય છે! મારી પ્યારી બેહેનો! આ ગફલતનું કારણ તમો જાણો છો? જો નહી જાણતાં હોવો તો રાંધણીમાં જાવો અને શીખો. તમારા ડાબા હાથમાં કઢાઈ ધરો અને જમણામાં એક સોજે સારૂ કટકો લેવો; કઢાઈને થોડી પળ, જ્યાંસુધી તે ગરમ થાય ત્યાંસુધી ચુલાપર રેહેવા દેવો અને ત્યાર પછી તમારા હાથમાંના કટકા વડે તેને અંદરથી લુછો, અને પછી જુઓ કે તે કટકો કેવો થાય છે.

ઘણાં ગરીબ ઘરોમાં કઢાઈમાં કાંઈ ચીજ કીધા પછી તેને એમની એમ અંદર વધેલાં ઘી સાથે એક બાજુએ રાખી મુકવામાં આવે છે અને પછી જ્યારે બીજી કાંઈ ચીજ કરવી પડે છે ત્યારે તેજ કઢાઈ તેમની તેમ ગરમ કરી વાપરે છે. એ રીત ઘણીજ ખોટી છે. જે ઘરોમાં શેઠાણીઓ તેઓના નોકરોપર બરાબર ઉપરીપણું રાખતી નથી, ત્યાં પણ વારંવાર એજ પ્રમાણે બને છે.

કરકસર વીશે બોલતાં હું કાંઈ એમ નથી કહેવા માંગતી કે, સાદી અથવા સસ્તી ચીજોજ વાપરવી, પણ જેબી કાંઈ આપણી પાસે હોય તે સઘળું વપરાસમાં લેવું અને કાંઈ પણ ચીજનો બગાડ કરવો નહી.

આપણા દેશની અને ભવીષની ઓલાદની જાહોજલાલી અને આબાદી વધારવા જીંદગીની જરૂરયાતોમાં સંસારી કરકસર કેટલી ઉપયોગની છે એ દરેક છોકરીનાં મનમાં ઠસાવવા કરતાં બીજી થોડીજ ચીજ વધારે અગતની હશે. આપણા હાલના શીક્ષકો તેઓના હાથ હેઠળ શીખતી છોકરીઓના જવાબદાર છે અને આપણ સઘલાં કાંઈ પણ નાત જાતના તફાવત વગર એટલું તો ખચીત કબુલ કરશું કે, દરેક ચીજના પડેલા ટુકડા એકઠા કરવા અને કાંઈ પણ વસ્તુ ગુમાવવી નહી, એ આપણી મોટી ફરજ છે.

આ ચોપાનીયામાં હું બનતાં સુધી દર મહીને રાંધવાની તેમજ મીઠાઈ બનાવવાની કાંઈ અંગ્રેજી નવી વાનીઓ આપતી જઈશ, અને આશા રાખું છું કે તે બનાવવામાં મારી વાંચનારી બેહેનીઓ મજાહ તેમજ લાભ મેળવશે.

શીરીન ફ૦ પાઠક



# સ્ત્રી માતા તરીકે.



એક સ્ત્રી જો સારી કેળવાએલી હોય તો તે પોતાનાં બચ્ચાંઓને કેવી સારી કેળવણી આપી શકે છે, તે આપણે ઘણાક દાખલા પરથી તથા જીંદગીના હેવાલ ઉપરથી જોઇશું. સંગીન ને ખરી કેળવણી પામેલી સ્ત્રી ઘણા જોખમ ખેડી શકે છે તથા ઘણાં કામો માથે લઈ શકે છે. સંગીન ને ખરી કેળવણી તે મનની તેમજ નીતીની કેળવણી છે. સ્ત્રીઓ ઉચી કેળવણી લઈ મરદોની હરીફાઈ કરે અથવા તો તેમ કરવુંજ જોઈએ, એમ કાંઈ નથી. તેની મુખ્ય ફરજ તો ઘરમાં છે.

અમારે ખાત્રીથી કહેવું જોઈએ, કે ફક્ત એક તરફજ સ્ત્રીનું ધ્યાન ને વીચાર દોડવા જોઇએ નહી, પણ જે મનશક્તી તેને ખોદાએ બક્ષી હોય, તેનો જેમ જરૂર લાગે તેમ રૂડો ઉપયોગ કરવો, જેથી કરીને, જેમના સંબંધમાં તેણી આવે તેઓને એક આશીરવાદ થઈ પડે.

મા અને બચ્ચું, તેના કરતાં વધારે ખુબસુરત દેખાવ કયો છે? કેવો અનતયબ જેવો ને સુંદર દેખાવ? જે મરદનાં દીલમાં પોતાનાં પેહેલાં બચ્ચાંને તેની માના હાથમાં લીધેલું જોઈને હરખ નહી ઉપજે, તો તે મરદ કદી કહેવાય નહી, અથવા તો મરદને લાયકનો નથી. ઘણા હુશીયાર ચીતારાઓ જેઓ થઈ ગયા છે, તેઓએ એ ચીતાર આબેહુબ પાડવાની કોશેશ કીધી, પણ તે નીપફળ ગઈ. એક "રાફેલ" નામનો ચીતારો જેને ખોદાએ કોઈ બીજાને નહી આપે તેવી શકતી આપેલી હતી, તેણે વરસનાં વરસ સુધી આ સાદી બાબદની તજવીજ કીધી, પણ તે દેખાવ આબેહુબ પાડવામાં તે ફતેહ પાંમ્યો નહી. આએ દર રોજના સાધારણ દેખાવમાં કાંઈ અજબ જેવી ખુબી છે, જેને ચીતારો અથવા કોઈબી બીજો મરદ ચીતારી અથવા વર્ણવી શકે નહી.

મા એ શબ્દ સઘલી ભાષામાં સઉથી મધુર, કીમતી, પહેલો શીખાય છે, ને છેલ્લો વીસરાય છે. ઘણું કરીને માનો પ્યાર વધારે ઉંડો, સ્વચ્છ ને બીનસ્વારથી છે; તેની દયા હદથી જીયાદા છે, ને બદલાની કોઈબી આશાથી દુર છે. માના ને બાપના પ્યારમાં ફેર છે. બાપ પોતાના દીકરા વાસ્તે મગરૂર રહેશે ને પોતાનું નામ કાયમ રાખે અથવા બુલંદ કરે એવું તે જોશે, ને પોતાના વારસ તરીકે, જે કામ તે કરતો હશે તેમાં તે છોકરો વધુ ફતેહ મેલવશે કે નહી તે જોશે. માનો પ્યાર તેથી જુદો છે. તેનું પોતાનું જીવતર તે પોતાનાં બચ્ચાંને સમજે છે, તોપણ તે બચ્ચાંનો ચેહરો તેના બાપને મલતો છે કે નહી તે તે જોશે. તેણી પોતાનાં બચ્ચાં સારૂં શું નહી ખમશે, નહી સોસશે ને નહી કરશે? વગર ફરીયાદ કરવે તેણી પોતાનાં આજારી બચ્ચાંનાં બીછાનાં આગળ રાત્રે ને દીવસે તેની સારવાર કરતી બેસશે. એક છોકરો જ્યારે ખરાબ ચાલનો ને મા બાપને એબ લગાડે તેવો નીકલે તો તેનો બાપ તેને પોતાના ઘરમાંથી સદાનો હાંકી કાઢશે, પણ તેની મા હંમેશાં તેને પાછો ફરવાની રાહ જોશે. જ્યારે દરેક જણ આશા છોડશે ત્યારે તેણી આશા રાખશે, ને જે વખતે સર્વે જોશે કે ધારતી બીલકુલ બીન જરૂરની છે, ત્યારે તેણી ધારતી કરશે. તેણી ભુખમરો ખમશે, દુઃખ વેઠશે, ને પોતાનાં બચ્ચાંને ચાહતી રહેશે. આપણી બધી જંજાલોમાં આપણી મા હંમેશ આપણી બાજુએ છે. વોશીંગતન "અરવીંગ" એક મોટા મુસાફર અને ગ્રંથ કર્તા પોતાની મા વીષે બોલતાં કહે છે કે, "જો આપણે પાપ કરીયે, ત્યારે પણ ગુસ્સાને બદલે દલગીરીથી ઠપકો આપશે; અથવા તો કદીબી પોતાનાં દીલમાંથી વીસરી જશે નહી, કે આપણે તેનાં બચ્ચાં છીયે."

માની સત્તા ઘરમાં સારાંનેજ વાસ્તે છે; તેણીજ પોતાનાં ઘરને સુંદર, સ્વચ્છ તથા શાંત કરે છે, તેણીજ ઘરમાં સલાહ તથા સંપ જાળવી શકે છે, તેનાજ મધુર ને થંડા સ્વભાવથી તેના હુલ્લડ છોકરાં તેને તાબે રહે છે, ને તેના ધણીનો ઠોબરો નરમ પડી જાય છે, ઘરના નોકરો ખુશીથી પોતાનું કામ કરે છે ને ઘરનો સંચો ઘણીજ સફાઈથી ચાલે છે. આવી માના કાન ને દીલ હંમેશાં ખુલ્લાં હોય છે, પોતાની છોકરીઓનો પુખ્ત વીશવાસ મેળવે છે, ને છોકરાની આગળ વધવાની ઉમેદોમાં ભાગ લે છે, તથા ખાવીંદની ખુશાલી, ચીંતા, ધારતી ને આશા સઘળામાં પોતાનો ભાગ લે છે. આવી મા ખરેખર એક આશીરવાદ છે. જ્યારે તેણી મરણ પામે છે ત્યારે જાણે ઘરમાંનો ઉજાસજ જતો રહે છે, સહવાર તથા રાત્ર બધું સરખુંજ લાગે છે અને આવી માથી જે ખાડો પડે છે તે કદીબી પુરાતો નથી.

"કેનીંગ" ની કારકીર્દીમાં જે પ્યાર તે પોતાની મા તરફ ધરાવતો હતો, તે ઘણોજ માન ભરેલો હતો, તથા તે પ્યારને તેણી લાયેક હતી. તેણી હુશીયાર, પરાક્રમી, ધીરજવાળી ને ખંતી હતી. પોતાનું ગુજરાંણ કરવા સારૂ તેણીને નાટકનો ધંધો માથે લેવાની ફરજ પડી હતી. તેણીનો હુશીયાર દીકરો ઘણી મોટી પદવી પાંમ્યો, પણ તે પોતાની મા તરફનો પ્યાર ભુલી ગયો નહી. તે તેણી પર દર અઠવાડીયે કાગળ લખતો હતો, ને જ્યારે તે જાહેર જીંદગીની જંજાલોથી ઘણો ગુચવાઈ જતો હતો તોપણ તેના કાગળ ટુંકાં તચ જેવાં નહી, તે પોતાની આશા, ધારતી, કામનું સઘળું બ્યાન લંબાંણથી કરતો. તેની સઉથી ઘણી ચીંતા તો તેણીને નાટકનો તક્તો છોડાવાની હતી, અને ૧૮૦૧ માં જ્યારે તેને ૫૦૦ પોંડનું પેનશન મલ્યું, ત્યારે તે પોતાની માનાં નામપર કીધું. એ તે મા તરફનો પ્યાર.

જેમ એક ભલી ને સંગીન કેળવાએલી મા ફાયદો કરે છે, તેમજ અભણ ને ખરાબ માની અસર પોતાનાં બચ્ચાં પર થઈ શકે છે, એમ કહેવામાં કાંઈ સહરાગત જેવું નથી. માની મોજ મલક, આળસ, અપટીત કેળવણી, આપમતલબી સ્વભાવ, તથા લાડ, તેથી કેટલાં માણસોની જીંદગી રદ થઈ ગઈ હશે! કેટલાં બધાં છોકરાંઓ કહે છે કે તેઓની માના લાડથી ને તેઓ પર નહી કાબુ રાખવાથી તેઓની મનશક્તી ધુળ મળી ગઈ છે!

"ફાઉઅલ બક્સતન" પોતાની મા વીષે આભારથી લખે છે કે, "જે સારી અસર તમોએ મારી પર બચપણથી કીધી છે, તે મહેનતનો બદલો હું હમેશ યાદ કરૂંશું, ને હમેશાં મને લાગે છે."

પ્રખ્યાત "નેપોલીયનને" જ્યારે "મેદમ કેમ્પન" સાથે વાતચીત થઈ ત્યારે તે બોલ્યો કે, "અસલની શીખવવાની રીત કાંઈજ કામની નથી. લોકોને બરાબર કેળવણી આપવા માટે શું જોઈએ?" તેણી બોલી "મા જોઈએ." તે બાદશાહ બોલ્યો, "ખરેખર ફક્ત એકજ બોલમાં બધું સમજાય છે. ત્યારે તમો એટલીજ સંભાલ લેવો કે મા સારી કેળવણી પાંમે, જેથી તે પોતાનાં બચ્ચાંઓને સારી કેળવણી આપે, ને ઉછેરે. આપણે આપણી છોકરીઓને જુદા જુદા ધંધા શીખવયે છીયે, પણ નાનાં બચ્ચાંઓનાં મન કેમ ખીલવવાં તથા નીતીની કેળવણી પણ કેવી રીતે આપવી તે વાસ્તે આપણે બીલકુલ મેહેનત કરતાં નથી."

"ન્યાર્ડ હારબર્ટ" કહે છે કે, એક સારી મા સો શીક્ષકોની ગરજ સારે છે, કારણુ હારબર્ટની મા જેવી સરસ સ્રી કોઈજ હશે; ન્યારે તેના છોકરાઓ ઓાકસફર્ડ શીખવા ગયા, ત્યારે તેણી તેઓની સાથે ગઈ, જેથી કરી તેઓને તેણી માફકસરના અંકોશમાં રાખી શકે, તેઓ પર નજર રાખે તથા દરરોજ તેઓ સાથે વાત કરવાને તેણીને બની આવે. મારફાડથી, ઘણી સખતાઈથી નહી, પણુ ડહાપણુથી તેઓ પર એટલી તો સત્તા ચલાવતી કે તેના જુવાન છોકરાઓ તેણીની સંગત ઘણીજ પસંદ કરતા ને તેઓને વખત સોહોવાવા સારૂ તેણીની આગલ આવતા. આવી ઉમદા સ્રીની ખુબસુરતીની વખાણુ પણુ ઘણાએ કરી ગયા છે. સારા દાખલાથી, ચાલ ચલણુપર ને વીચાર પર કેવી સારી અસર થાય છે, તે તેણી ઘણી સારી રીતે સમજતી હતી, કે "જેમ આપણાં શરીરને અનુસરતો ખોરાક લેઈએ છે, ને તે ખોરાકની અસર થાય છે, તેમજ આપણાં દીલમાં ખરાબ માણુસના દાખલાથી, વાતચીતથી તથા સંગતથી અસર થાય છે. સદગુણુની ખરી જાળવણી તો દુર્ગુણોથી અંજાણ્યાં રહેવામાં છે, ને દુર્ગુણ જાણુવાથીખી ઘણી વખત પાપ કરવાની મરજી થઈ આવે છે."

તેણીનો બીજો છોકરો જે એક મોટા કવી હતો, તે પોતાની માની વફાદારી તથા પ્યાર કબુલ રાખીને આભારથી લખે છે કે, "વાહાલી મા, હું પોતે મોત કરતાં માંદગીથી વધારે બીહુંછું, કારણુકે માંદગીને લીધે, જે ફરજ મને આ દુનીયામાં બજાવાની છે તે હું અદા કરી શકતો નથી, પણુ તેવી ફીકરથી તમો મોકલાં છો, કારણુકે એવો ભાગ તમોએ ઘણી વખત બજાવેલો છે, ને તમારા કુટુંબને તથા બચ્ચાંને ઉધાર્યાં છે, જેથી તેઓ મોટાં થયા પછી ડહાપણુથી ને હુશીયારીથી પોતાનું ગુજરાન કરી શકે. પણુ જો કદાચ તેઓ ઘણી ચાલાકીથી પોતાની ફરજ નહી બજાવે તો તે કાંઇ તમારો વાંક કહેવાય નહી, કારણુકે તમોએ તો તમારા દાખલાથી ને સંભાલથી અમારી પર ઘણી સારી અસર કરી છે. શું એક પાપી છોકરો એ રીતે પોતાની મા વીષે બોલશે? તે તો જો કાંઇબી ગુનાહથી બંદીખાને પડેલો હશે, તો ત્યાંથી પણ મા ઉપર ઠપકાના સખુનો કહેવાડશે કે, તારી મુર્ખાઇથી ને મારી પર કાબુ નહી રાખી શકવાથી હું એવો પાપી થયો, ને આ સજાને પોંહોંચ્યો."

પણુ હવે "જ્યાર્જ હારબર્ટ" તરફ પાછાં ફરયે. તે "પેરેન તેલીપા" નામની પોતાની "લેટીન" કવીતા જે પોતાની માની યાદગારીમાં તેણે અર્પણુ કીધી તેમાં તે લખે છે કે "તેણીને ભપકાદાર પોષાકોનો તથા મીનારાની માફક બાલને ઠગલો કરવાનો બીલકુલ શોખ હતો નહી. (અસલના વખતમાં "ઇંગ્લાંડમાં" બાલ એવીજ રીતે મીનારાની માફક જાત જાતના આકારે કજાની ફેશન હતી.) આખો દહાડો તેણી તાહેલામાં ને નાહક મશકેરી કરવામાં ગુજારતી નહી." તેણી પોતાના બાલ ઘણી સફાઈથી હોરતી, તથા એક સમજુ ને પવીત્ર માની માફક દર રોજ દહાડાનો ગોડો ભાગ બંદગીમાં રોકતી. ત્યાર પછી તેણી પોતાનાં ઘરની ફરજ પર ધ્યાન આપતી, ને સઘળાંને તેઓનું કામ સોંપતી. સાંજે આખા દહાડાનાં કામનો હીસાબ લેતી, જેથી તેણીની છંદગી ને ઘર સઘળું ઠેકાણેલા નીયમ સર ચાલતું, ને સઘળે ઠેકાણે સંપ રહેતો. તેના સ્વભાવનો મીઠાસ તેના ઘરમાં એક ચળકતા તારાની મીશાલ લાગતો. તેણી એક અચ્છી લખનાર હતી. જેવા તેના વીચાર તેવાજ તેના દસ્કત પણુ સુંદર હતા. ઘણી સારી રીતે તેણી ગાઈ શકતી, ને તેનો અવાજ ઘણી લાગણી ઉતપન કરે તેવો હતો. ગરીબ લોકો તરફ તેણી હમેશાં સખી ને દયાળુ હતી, તથા તેઓ તેને ઘણી દુવા દેતાં હતાં. તે કવી નીચે પ્રમાણે લખી પોતાની કવીતા ખલાસ કરે છે. "મારી મા, તારો દલગીર થયલો છોકરો હમેશાં તારી વખાણુ કરશે, ને જે હું શીખ્યો છું તે સઘળું તારીજ મારફતથી, તેં જે રોપ્યાં તે આજે ઉગી નીકળ્યાં છે." ભાઈજી ખ૦ દોલતા.



# નામીચી સ્રીઓનાં જન્મચરીત્રો.

## જેન ઑસટીન.

જનમ ૧૭૭૫. મરણુ ૧૮૧૭.



ખ્યાત અને લોકપ્રીય ગ્રંથકારોની જીંદગીના હેવાલ આપણુને જુજ મળી શકે છે. તેઓ ક્યારે જન્મયાં, કેટલાં વરસ જીવ્યાં, અને ક્યારે મરણુ પાંમ્યાં, એટલુંજ તેઓ વીશે જણાયું છે, પણુ તેમના ગ્રંથો હજારો કુટુંબોમાં મોટા આનંદ અને લાભ સાથ વંશપરંપરા વંચાતા આવ્યા છે. તેઓના દહાડાઓ ઘણું કરી એકાંતવાસમાં પોતાનાં વાહલાંઓ યાને જીવે જાનનાં દોસ્તોની સંઘમાં ગુજરેલા હોય છે; તેઓની હૈયાતી વેલાએ દુન્યાનાં લોકો તેઓની ચંચલાઈ વીશે ઘણું થોડું સાંભલે છે અને જુવે છે, અને જ્યારે મોહોત તેઓનાં આવાં ઉદયોગી અને ફળદ્રુપ ભેજાને સદાનાં થંડાં કરે છે ત્યારે તેની ખબર વતીક લેતાં નથી.

આ સઘલું આપણે મીસ જેન ઑસટીન વીશે કહી શકયે, કે જેણીનાં ભારી વખાણુ કરી લારડ મેકાલે કહે છે કે "લખનારાઓમાં કોઈપણુ માણુસાઈ સ્વરૂપનું બયાન કરવામાં મહાકવી શેકસપીઅરને મળતું આવતું હોય તો આ બાનુ ગ્રંથકાર છે, કે જેણીને વાસ્તે ઈંગ્લંડ આટલું બધું મગરૂર છે."

જેન ઑસટીન ૧૭૭૫ ની ૧૬ મી ડીસેમબરે ઈંગ્લંડનાં 'હેમ્પશીયર' નામનાં પ્રગણુામાં જનમી હતી, કે જ્યાં તેણીનો બાપ એક વડો ધર્મગુરૂ હતો. રેવરંડ જયોરજ ઑસટીન (જેનનો બાપ) એના વખતના ધર્મગુરૂઓ કરતાં ઘણો ભણેલો હતો, અને સુધારામાં તેમજ બીજી જાતના જ્ઞાનમાં તે મહકના અહરયોમાં ઘણો આગલ વધેલો હતો.

તેણીની મા કાંઈ સાધારણુ સ્રી જેવી ન હતી; તેણી પુખ્ત વીચારની, સારી કલ્પના શકતીવાલી હતી, અને પોતાના વીચારો નાની નાની સુંદર દીલખુશ કવીતાઓમાં દરસાવતી હતી. તેણી અતી વૃધ વયે મરણુ પાંમી હતી, પણુ છેલાં થોડાંક વરસો ઘણાં દુખમાં પણુ ઘણી વખાણુવા જોગ ધીરજમાં ગુજાર્યાં હતાં.

જેન ઑસટીને પેહેલાં ૨૫ વરસ 'હેમ્પશીયર' નાં પ્રગણુાંમાંજ ગુજાર્યાં હતાં. તેઓનું ઘર એક નાની ખીણુ આગલ આવેલું હતું, અને ચોતરફનાં લીલોતરી બાગાં મેદાનોથી ઘેરાઈ ગયલું હતું. તે એક જુનું પણુ સઘલી રીતે સગ-

વડવાળું ઘર હતું, અને તેઓનાં મોટાં કુટુંબના વસવા છતાં, મી૦ ઑસટીન પાસ શીખવા આવતાં છોકરાંઓને માટે પુરતી જગા રહેતી હતી. જેનના બાપને સાત છોકરાં હતાં. પાંચ છોકરા—જેઓમાંના સઉથી નાના બે દરયાઈ સેનાધીપતીના ઓદ્ધા પર હતા—અને બે બેટીઓ, કેસેનડ્રા અને જેન હતી. તેણી જેન કરતાં ત્રણ વરસ વડી હતી, પણ બેઉ બેહેનો વચ્ચે અતી ઘણો વહાલ હતો; તેઓ કદી છુટાં પડતાં નહી, એકજ કામ તરફ બેઉ મંડતાં, એક સરખીજ ચોપડીઓ વાંચતાં, અને ટુકમાં, જે કામ કરતાં તે સાથે મલ્યા વીના કરતાં નહી. જો કોઈ વેલા છુટાં પડતાં તો જેનને અકડવકડ થતી, અને એક પણ કામ મન મુકી કરતી નહી, તેથી જ્યારે કેસેનડ્રાને નીશાળે મોકલવામાં આવી ત્યારે જેનને પણ સાથે જવા દેવી પડી. "જો કેસેનડ્રા કુવામાં ડુબકી મારે તો જેન પણ તેમ કરવાને કદી આંચકો ખાય નહી" એમ તેણીની મા વારંવાર બોલતી સંભલાતી અને તેમાં કાંઈ પણ સરાગાતભરયું ન હતું, કારણકે આ બે બેહેનો વચ્ચેની મ્હોબત જીંદગીનાં અંત તુલીક જેવીને તેવીજ હતી. જ્યાં સુધી મોહોતે તેઓને છુટાં પાડયાં ત્યાં સુધી તેઓ એકજ ઘરમાં વસ્તાં અને એકજ બીછાના પર સુતાં.

આ બે બેહનોમાંની એક પણ પરણેલી ન હતી, પણ કેસેનડ્રાની જીંદગી કાંઈ કાહણી વીનાની હતી નહી. તેણી એક જુવાન પાદરી સાથ અદરાયલી હતી, કે જે કોઈ તેના ઉમરાવ સગાની આવવાની વાત જોતો હતો, તેટલાં તેને એક લશકરના પાદરી તરીકે અમેરીકા જવાનો હુકમ થયાથી તે ઉપડી ગયો, અને ત્યાં કમળો થઈ આવ્યાથી મરણ પાંમ્યો. આ આફતથી તેણીની સઘલી સુખી આશાનો કેવી રીતે ભંગ થઈ ગયો તે કહેવા કરતાં વીચારવું સેહલ છે.

જેન ઑસટીનનાં બચપણ વીશે ઘણું થોડું જણાયલું છે; તેણીના જનમ પછી થોડું કમાંજ તેણીની માએ, તેણીને કોઈ ગામની સ્ત્રીની સંભાલ હેઠલ આપી કે જ્યાં તેણીનાં મા બાપ દર રોજ જતાં, યા તો તેણી ઘરે આવી જતી, પણ જ્યાં સુધી જેન દોડતી બોલતી થઈ નહી ત્યાં તલક ઘેરમાં રાખી નહી.

તે વખતે અપાતી કેળવણી પ્રમાણે જેને સારો અભ્યાસ કરયો હતો, અને ઘરમાં પણ સુધરેલા વીચારોના માણસોમાં ભેલાયાથી પોતાની મગજ શકતી ઘણી અછી રીતે ખીલવી હતી. ચપળ, ખુશ મીજાજી હોવાથી અને તેણીની સનમુખ બનતા સઘલા બનાવો ઘણી હુશીઆરીથી ધ્યાનમાં રાખતી હોવાથી, ભવીષના ઉપયોગને વાસ્તે માણુસાઈ સ્વરૂપનું ભંડોળ, કે જેવાં લખાણુને માટે તેણી આટલું માન પામી છે, તે ભરી રાખ્યું હતું.

કેટલી ઉમરે જેને લખવાનું શરૂ કરયું તે આપણે કહી શકતાં નથી, પણ તેણીએ આવી લખ્વાની ચાલાકી, નીશાળ છોડી તેની ઘણીક આગમજની દેખાડેલી હોવી જોઈએ; કારણ કે સોલ વરસની ઉમરે તેણીનાં કુમળાં અને ફળદુપ ભેજાંથી લખાયલી નાની નાની વાર્તાનો સારો સંગ્રહ તેણીની પાસથી મળી આવ્યો હતો. અલબત, આ કોઈ ઘણું સરસ લખ્યાણુ ન હતું, પણ તેણીની વય તરફ જોતાં બધી રીતે ઠીક હતું. જો કે પોતાનાજ શોખને માટે તે રચેલું હોવાથી ખ્યાલી ખુશાલી યાને મશકેરી મજાખથી તે ભરપુર હતું ખરૂં; તો પણ તે કાંઈ તેણીના કુદરતી ગુણોથી મોકળું ન હતું.

૧૮૦૧ માં મી૦ ઑસટીન ૭૦) વરસની ઉમરે પોતાનું ઘર પોતાના વડા બેટાને સોંપી બીજી ગમ રહેવાને ગયો, જ્યાં ચાર વરસ પછી તે મરણ પામ્યો. તેની વીધવા અને છોકરીઓ ત્યાર પછી પાછાં 'હેમ્પશીયર' માં આવી વસ્યાં. આ આઠ વરસમાં જેન ઑસટીનની જીંદગીમાં કાંઈ નોંધી લેવા જોગ બનાવ બન્યો નહી. ત્યાં આવ્યા પછીજ તેણીએ પોતાનો નહી સરખામણી થાય તેવાં લખાણો બહાર પાડયાં, કે જેથી આસ્તે આસ્તે તેણીને કલ્પીત કથા લખનારાઓમાં ઉંચી પદવી અને ઉત્તમ માન મળતું ગયું. તેણી એકવીસ વરસની ઉમરની થઈ તેની આગાઉ તો ત્રણ વાર્તા તેણીએ લખી હતી:—

*Pride and Prejudice, Sense and Sensibility,* તથા *Northanger Abbey*; આ ત્રણમાંની પેહેલી દશ મહીનાની ટુંક મુદતમાં લખાઈ હતી, અને જેવી પુરી થઈ તેવી તરતજ બીજી લખવામાં આવી હતી. જ્યારે પુરી થઈ અને છપાવવાને માટે માંગણી કરી ત્યારે તેણીને ના પાડવામાં આવી; જેથી તેઓને એક બાજુએ મુકી રાખી. પણ હમણાં જ્યારે તેજ ગામમાં પાછાં આવ્યાં, ત્યારે તે લખાણો એકવાર ફરીથી અજવાળાંમાં આવ્યાં, અને ૧૮૧૧ માં આ સઘળાં લખાણો લોકોના ભારી આનંદ વચ્ચે બહાર પડયાં.

કિર્તી મળ્યાથી જેન-ઑસટીનની જીંદગીમાં કાંઈ ફેરફાર થયો નહી; તેણી અગાઉની માફકજ એકાંતવાસ પસંદ કરતી, પોતાનાંજ કામમાં અને ઘરની સુખવાસી જીંદગીમાંજ મોટી મોજ સમજતી, અને મગજની ચાલાકી એવીજ રીતે વાપરવાને પુરતું ધારતી. તેણીને લખવાને માટે કાંઈ જુદો ઓરડો યા જગા હતી નહી; પણ બેસવાનાજ ઓરડામાં સઘળી જાતની હરકતો વચ્ચે કામ કરતી.

જીંદગી ખતમ થયાની થોડુંજ આગમચ જેન ઑસટીનને જાહેર માણુસો તરફથી માન મળ્યું, અને સઉથી વધારે તે વખતના રાજકર્તા, ત્રીજા જ્યોરજના બેટા પ્રીન્સ રીજંટ તરફથી હતું, કે જેની સાથ ઓળખાણ થવાથી તેણે તેણીને તેડું મોકલ્યું, અને ઘણાંક આદરમાન સાથ તેણીને બાદશાહી 'લાઈબ્રરી' બતાવી, અને બીજી ચોપડીઓ કહાડે તો તે છાપવાનું પોતે (પ્રીન્સ) માથે લેશે એટલું વદીક કહ્યું.

૧૮૧૬ માં તેણીની તનદરોસ્તી ઘણી નાતવાન થતી ચાલી; તેણી પોતાના જુના દોસ્તોને મળવા બહારગામ ગઈ, અને ગોયા તેઓને છેલ્લીજ વાર ભેટે છે એવી આગાહી સુઝ પડતી હોય તેવીજ રીતે તેઓ સાથ વાત કરતી. તેણીનો હસમુખો સ્વભાવ પણ આસ્તે આસ્તે બદલાતો ચાલ્યો, અને થોડા મહીના પછી, લગભગ વરસની આખેરીએ તેણી ઘાસ્તી ભરેલી રીતે માંદી પડી, અને બીછાણાં પરથી ઉઠવાની તાકાત વદીક રહી નહી.

૧૮૧૭ માં તેણીને મારે વધારે સારા ડાકટરોની મદદ મેળવવાને મારે તેણીને 'વીનચેસ્ટર' નાં શેહેરમાં લઈ જવામાં આવી, જ્યાં તે વરસના જુલાઈ માસમાં તેણી મરણ પાંમી. જીવ જવાની થોડીક પળ આગમચ જ્યારે આસપાસ ઉભેલાંઓએ પુછયું કે કાંઈ જોઈયે છે? ત્યારે ફક્ત એટલુંજ બોલી કે "મોત શીવાય બીજું કાંઈ નહી." આજ તેણીના છેલ્લા બોલો હતા.

જ્યારે મોતે તેણીની ચાલાક કલમ બંધ પાડી, અને તેણીની વખાણ દુર અને દુર, વધારે ને વધારે પંથરાતી ચાલી, ત્યારે લોકો તેણીને શોધતાં આવતાં અને ઘોર જોવાને જતાં અને જેટલી આગતાસ્વાગતા જીવતાં જીવત ન થઈ, તેટલી તેણીનાં મુવા પછી થવા લાગી. કેટલાંક વરસ પછી એક બુઢ્ઢા અદરથે 'વીનચેસ્ટર' નાં દેવળમાં આવી મીસ ઑાસટીનની ઘોર જોવાને અરજ કરીને કહ્યું કે "હજારો લોકો એ બાનુંને ક્યાં દાટી છે તે જાણવા માંગે છે, તેનું કારણ જરા મને મેહેરબાની કરી કોઈ સહમજાવશો?"

આવા ઉમદા ગુણો છતાં જેન ઑાસટીનની જીંદગી ઘરને લગતી ફરજોમાં અને પોતાનાં વહાલાંઓની સંઘમાં કાંઈ પણ મગરૂરી યા મોહટાઈ વીના સાદાઈમાં પસાર થઈ હતી; પોતાની દરકાર કરયા વીના બીજાંને સુખ આપવાને તેણી હંમેશ આતુર હતી, અને કદી કોઈપણ માણસને તેઓનાં અજ્ઞાનપણાં માટે હસી કહાડતી હતી નહી, અને આવી આવી સારી વર્તણુકથી ગ્રંથકારોમાં પોતાનું નામ અમર કરી ગઈ છે.

જેન ઑાસટીનનું નામ ઈંગ્લાંડનાં મરદ અને ઓરત લખનારાંઓમાં સદા અમર રહેશે તેનું કારણ તેણીની લખવાની પણ સરસ ઢપછપ, તેણીના વીચારોની બુલંદી, તે વીચારોની સ્વચ્છતા અને નીરમળતા મારે છે. તેણીએ અનેક વારતાઓની ચોપડી લખી છે, પણ તે ચોપડી બીજા કર્તાઓનાં પુસ્તકો કરતાં ખાસ વખણાય છે તેનું કારણ એ કે જેન ઑાસટીનની બાના ઉસકેરણી ભરેલી (યા જેને અંગ્રેજીમાં સેનસેશનલ કહે છે તેવી જાતની) નથી. પ્યાર અને તે સાથ સંબંધ ધરાવનારા જુસ્સા તેણીનાં પુસ્તકોથી તદન મોકળા છે, અને ખાલી હવાઈ વીચારોથી અને કેફ્યતોથી પોતાની કહાન બગાડનાં એક ઘર કે કુટુંબમાં બનના સંસારી બનાવો ઉપર તેણીએ વારતાનાં પુસ્તકો કહાડયાં છે. તેણીના સેન્સ એન્ડ સેનસીબીલીટી, પ્રાઈડ એન્ડ પ્રેજુડીસ, મેનસફીલ્ડ પારક, એમા, વગેરે વારતાનાં પુસ્તકો અંગ્રેજ સંસારનાં અચ્છાં ચીત્ર આપે છે અને તે ચીત્ર એવી તો સ્વચ્છતા દરશાવે છે કે તે હાંસે એક વખત નહી પણ ઘણી વાર વાંચવા ગમે છે. પ્યારના ખોટા જુસ્સા અને હવસ તેમાં મલતા નથી, પણ નીતીના ઢડા અને સંસારી બોધ વાંચનારનું ધ્યાન પેહલેથી તે છેલ્લે સુધી ખેંચી રાખે છે, અને જોકે ઓરતોને મારે એ પુસ્તકો વાંચવાં ખાસ અગત્યનાં છે, પણ મરદો મારે પણ તે તેટલુંજ ખેંચાણ ધરાવે છે. મીસ જેન ઑાસટીનનાં કીમતી પુસ્તકોની અગત એટલામાંજ આવી અટકી નથી. મીસ મેરાયાએજવરથ સરખી અચ્છી બાનું લખનાર મારક જેન ઑાસટીનનાં પુસ્તકો હાઈ સ્કુલો અને કાલે[illegible] આપણી મુંબઈ યુનીવરસીટીની કેટલીક [illegible] કરી પ્રીવયસની પરીક્ષામાં તો વારંવાર,—[illegible] વાલાઓ અંગ્રેજી અભ્યાસ માટે તેણીનાં પુસ્તકોને અત્યાર સુધી મુકરર કરતા આવ્યા છે, એજ તેણીનાં લખાણની બુલંદી, તેણીના વીચારોનું શ્રેષ્ટપણું દેખાડે છે, એજ તેણીની લાયકાતની મોટામાં મોટી કદર છે, અને જે કદર તેણીની હસતીના વખતમાં ન બુજાયલી તે તેણીનાં મરણ પછી, દાહેકાઓ થયા દુર પરદેશમાં પણ બુજાતી જાય છે;—તેણીનું નામ જ્યાં પણ અંગ્રેજી બાના બોલાય છે ત્યાં અમર તો થયું હેજ, પણ એક બાનુ લખનાર તરીકે પ્યાર અને હેતથી સદા યાદ કરવામાં આવે છે. આવી નમુનેદાર બાહોશ બાનુ ધરાવવાને અંગ્રેજી પ્રજા જે મગરૂરી લે તે તદન વાજબી છે અને એવી બાનુનું જન્મચરીત્ર અમારી સ્ત્રી વાંચનારીઓને પસંદ આવ્યા વીના રહેશે નહી એવી આશા છે. ગુલબાઈ ફ૦ પાટક.

## સરજયનનાં જરબાઈ.

### પ્રકરણ ૧ લું.

#### વગર મનનો આવકાર.




રબાઈ, એમ રડ ના, જ્યારે હું તુંને એમ રડતાં જોઉં છું ત્યારે મારો જીવ ઘણો બળી જાય છે. આવો વખત કંઈ બધા દહાડા રહેવાનો નથી. ખોદા કરશે તો થોડા વખતમાં તું સુખી થશે." આએ બોલનારાં પચાસ વરસનાં ઘરડાં ડોસાં હતાં, જેવણ બેઠાં બેઠાં સદરા સીવતાં હતાં; જો કે તેવણ દેખાવમાં ખુબસુરત નહી હતાં, પણ સારી અક્કલનાં, ને દયાલુ દીલનાં હતાં, એવું એવણનાં મોહડાં પરથી જણાતું હતું. જરબાઈ તરતનીજ ઓરડામાં દાખલ થયલી હતી, ને ખુરશીપર બેસીને પોકે પોક રડવા લાગી. તેણી ૨૧ વરસની મધ્યમ કદની, પતલી, ને સોહામણી છોકરી હતી. તેણીનો ચેહેરો દલગીર, પણ કોપનુંખી દીસ છતે તેવો હતો. તેણીએ હલકાં કુમાસની ગાજની કાળી સાડી પેહેરેલી હતી, ને બદીઆંન સફેદ સુતરાઉ હતું, તથા જવાહર તો બીલકુલ હતીજ નહી; પણ જે ઘરમાં તેણી રહેલી હતી, તે તો કોઈ પૈસાદારનું હતું. ઓરડામાં સુંદર સામાન તથા ગલીચા બધા તેરફથી સણગારેલા હતા, કારણ "ગીરગામ કાસ્ટલ" નાં રેહેનારાં સુધરેલા વિચારનાં, ને ઘણી સારી કેળવણી લીધેલાં હતાં. બાગ ઘણો મોટો ને રળીઆમણો તથા તબેલામાં જાતજાતની ગાડીઓ ને ઘોડા તે "ગીરગામ કાસ્ટલ"ના માલેકના હતા.

દેવાલમાં ત્રણ સ્ત્રીઓ બેઠી હતી, તેઓએ પણ કાળી સાડી પેહેરેલી હતી, પણ જરબાઈ કરતાં તદનજ જુદી (એવી હલકી નહી). તેણીઓને કોઈનો સોગ હોય એવું લાગતું હતું, કારણ ત્રણે જણેજ કાળી સાડી પેહેરેલી હતી જે ઘણીજ

મોંધી [illegible] ને બહાઓનો પણ-તેવાંજ ફક્કર હતાં, તથા [illegible] સીરારીશ લાગતાં હતાં, ને ડોંગાં, તચાક, ને [illegible] તથા તેવણુની વધારે પતલી ને ખુબસુરત છોકરીને શોભે તેવાં હતાં. કુંવરબાઈને પુષ્કળ પૈસા હતા, અને તેવણુ એક સટ્ટો કરનાર નામે નવરોજજી ફકીરજી દુમસીયાનાં બેટી હતાં, ને જેવણે ફક્ત ઠગાઈ લુચ્ચાઈથીજ પૈસા મેળવેલા હતા. ફક્ત પૈસાને ખાતરજ એદલજી કાવસજી પટેલ તેવણુને પરણ્યા હતા, પણ તે તેવણુને ઘણું મોંઘું પડયું હતું, તથા ઘણું સોસવું પડતું હતું.

જો કે એદલજી ઉંચાં ખાનદાનના તથા સારી કેળવણી પાંમેલા હતા, પણ તેવણે એક એવી ઓરત સાથે લગનની ગાંઠ બાંધેલી હતી, કે જેનામાં સારો ખવાસ, કેળવણી ને ખાનદાન જેવું બીલકુલ કંઈ હતુંજ નહી. કુંવરબાઈ ઘણીજ નીચ ખવાસની ને પૈસે મગરૂર હતી. જ્યારેબી તક આવે ત્યારે તેણી પોતાના ધણીને તાણા મારવાને ચુકતી નહી, ને કહેતી કે તેની સાથે પરણી, તે કરતાં કોઈ બીજા સાથે પરણી હોને તો વધારે સારૂં. આવી માતાથી ઉછરેલી છોકરીઓ આલાંમાય ને આઈમાય સાદી ને નરમ દીલની કદાચજ હોય. કુંવરબાઈએ પોતાના પૈસા વીશે તેઓને મગરૂર થતાં ને ગરીબોને ધીક્કારવા શીખવેલી હતી. તથા તેઓ પોતાની સગી ફુઈની છોકરી જરબાઈ તરફ ઘણાજ તીરસ્કારથી જોતી હતી, જેના ખરાબ વખતને લીધે ગીરગામ કાસ્ટલનો આસરો થોડો વખત લેવો પડયો હતો. તે છોકરીનું કાંઈબી થાય ત્યાં સુધી કુંવરબાઈએ ઘણું બબડી બબડીને પોતાને ઘેર રાખી હતી, કારણ તેણીનું બીજું કોઈબી સગું હતું નહી.

જરબાઈ જોકે મેરવાંનજી બેહરાંમજી દસ્તુરની એક પુરી છોકરી હતી, તોપણ કુંવરબાઈ જેવી મામીથી તેના ખરાબ વખતે સારો આવકાર મળે તેવી વકી હતીજ નહી, કારણ તેણી હમેશાં ગરીબ સગાંઓ તરફ ધીક્કારથી જોતી. એટલું ખરૂં હતું કે જરબાઈ બીચારી હાલ ગરીબ થઈ હતી, પણ તેણીએ સારો વખત પણ જોયલો હતો, ને તેના બાપનાં ઘરમાં તેણી સુખી હતી, અને તેવણુનાં મરણ પછી તેણી એખલી અતુલી પડી ગઈ.

જરબાઈને ઘરમાં લાવવા અગાઉ કુંવરબાઈ એદલજી આગળ ઘણાં બખારયાં કે "ગરીબ સંસારના માટીડાઓને પરણવાની જરૂરજ શું? દસ્તુરના છોકરાઓએ તો ઉલટો સારો દાખલો લોકોને આપવો જોઈએ, પણ હું ધારૂંછું કે તમારા બંધેવીએ ધાર્યું હોશે કે, કોઈ દહાડેબી એની છોકરીને હું આસરો આપશ, ને મદદ કરશ." તેવણુના ધણીના જવાબથી તેવણુનો ગુસ્સો કાંઈ નરમ પડયો નહી. એદલ-

કુંવરબાઈએ જવાબ દીધો "જેનો જે ધંધો હોય તેમાંજ તેણે માથું ઘોસવું જોઈએ, નહી કે સમજ અક્કલ વગર બધાજ ધંધામાં. મુઓ ગમે તે કરે પણ અંધીયાદાનો છોકરો, (જોકે તે સારો કેળવાએલો હતો, તથા મોટા દસ્તુરનો વચલો છોકરો હતો, પણ કુંવરબાઈ એમ ધીક્કારથીજ બોલતી) તેને પોતીકા બાપના ધંધામાજ પડવું હતું, બીજો ધંધો કરવાની શી જરૂર?"

"ખરેખર પૈસા જતા રહયાથી તે બીચારાનો જાન પણ ગયો, પણ તે છતાં જ્યારે એવા મુર્ખો ને ધંધાની સમજણ વગરના નહી હોય તો લુચ્ચાઓ તથા ઠગારાઓ કેમ પૈસા મેળવે ને ફાવે? જો દુનીયાં બધી અક્કલવાલા માણસોથી ભરપુર હોય તો ઠગારાઓ ભુખે મરે!" એદલજી બોલ્યા.

"પણ કાંઈબી કરીને એ દુકતીનું આપણને કાંઈ કરવું જોઈએ; પણ મને નહી સમજ પડતી કે એવા મુર્ખોને લીધે બિચારા શીયાણા માણસોને શું કરવા ખમવું જોઈએ. શું મારી ગોલાબ જેવી છોકરીઓને એ દુકતીને લીધે ગરીબરી કરૂં કે? હું એની પછવાડે ખરચું, પણ મારી છોકરીઓનું શું થાય તેનો તમુને કાંઈ વિચાર છે?" કુંવરબાઈને ગરીબોને માટે હમેશાં તીરસ્કાર હતો, તે આએ વખત જેટલું બોલાયું તેટલું બોલ્યાં. તેવણુને એટલો વિચાર નહી આવ્યો કે, બિચારાએ વરસો સુધીની કરકસરથી એકઠી કરેલી દોલત થોડા વારમાં જ્યારે ગુમ થયલી જોઈ ત્યારે તેને કેવું લાગ્યું હશે, ને અંતે તેથીજ તેનો પ્રાણ પણ ગયો, તેનો સેહજ પણ ખયાલ એવણુનાં દીલમાં આવ્યો નહી.

જ્યારેબી મેરવાંનજીની તરફેણમાં એદલજી બોલતા ત્યારે કુંવરબાઈ કહેતાં કે "પણ તે બચાવેલું કામનું શું, જ્યારે એકેદમ એમ ઉડાવી દે ત્યારે." "તેણે શું હાથે કરીને ઉડાવ્યું, એ તો તેની ભુલ થઈ," એદલજી બોલ્યા.

"હં ભુલ થઈ! પણ જો કદાચ મારા બાવા એમ કરતે તો આજે મારૂં શું થતે?" એમ બોલતાં તેવણે પોતાના ધણી તરફ જોયું; જો કે તેવણ એમ બોલ્યાં કે મારૂં શું થશે, પણ ખરેખર જોતાં તો તે તાણો તેવણે એદલજીને મારયો, કે જાણે "તમારૂં શું થતે?"

બીચારા એદલજીનું એવા બોલોનાં મેણાંથી ઘણું પાકી આવતું હતું, પણ હવે બીચારા કરેબી શું, તે મુગે મોહડે દરકાર વગર સાંભલતા, પણ કોઈ વખતે જો સખત બોલોમાં કુંવરબાઈને ઠપકો આપતા ત્યારે તો ઘરમાં ભારે રકાસ થઈ રહેતો, તથા કેટલા દહાડા સુધી ઘરમાં પંચાતી ચાલ્યા પછી છેલ્લે સલાહ થતી.

આએ વખત એદલજીની ગરજ હતી. મેરવાનજીની જરબાઈને કુંવરબાઈની મરજી લઈને ગીરગામ કાસ્ટલમાં લાવવાની હતી, તેથી તેવણ પોતાની ધણીયાણીનાં મેણાંના અખાડા કરી ગયા, ને તેવણુના બાવાના સારા ગુણોની તારીફ કરવા લાગયા, જેથી તેવણ ખુશી થયાં, ને એદલજીએ પોતાનું કામ કઢાડી લીધું. જરબાઈને થોડા વખતમાં ગીરગામ કાસ્ટલમાં લાવવાની હતી તે સારૂ એદલજી તેને ગામ જવા નીકલ્યા.

તેવણુની ગેરહાજરીમાં તેવણુની છોકરીઓએ જરબાઈ વીષે વીચાર જણાવ્યો કે જરબાઈ તેઓને કાંઈબી કામ લાગવાની નથી, પણ ચોખ્ખી માથે પડવાની, જેમાં તેઓની મા પણ એકમત થઈ. આઈમાય ઘણી સારી રીતે પીઆનો વગાડી જાણતી હતી, પણ જરબાઈને તે આવડતું નહી હતું, જોકે તેણીએ અંગ્રેજીનો ઘણો સારો અભ્યાસ કીધો હતો, તથા ગુજરાતીનું પણ સારૂં જ્ઞાન મેલવેલું હતુ તથા સારી રીતે ગાઈ શકતી હતી.

આલાંમાય બોલી "શું આપણે થોડો વખત કાળી સાડી પહેરીએ કે? પણ મેરવાંનજી તો બાવાના સગા છે, તેનો આપણુ શા વાસ્ને સોગ રાખીએ?"

"નહી આલાંમાય હું ધારૂંછ કે પેહરવી પડશે, મને તો કાળી સાડી પેહરવાની જરાબી ગમતી નથી, પણ લોકોને દેખાડવા પેહરશું નહી, તો લોકો ટુપી નાખશે," કુંવરબાઈ બોલ્યાં.

મેરવાંનજી ગુજરયા તથા તેવણુની બેટી જરબાઈને નીરાધાર મેલીને ગયા તેનું એ છોકરીઓને તથા તેમની માને બીલકુલ લાગું નહી, પણ કાળી સાડી પહેરવી પડશે, તથા રંગ બેરંગી થોડો વખત નહી પેહરવી, તે વીચારથી તેઓની આંખમાંથી આંસુઓ ટપકવા લાગાં, કારણકે ફકત એશકી પોશાકમાં તેઓ પોતાનું સઘલું સુખ સમજતાં હતાં.

જરબાઈ પોતાના બાપનાં મરણ પછી આવાં લોકો સાથે વસવા તેઓનાં ઘરમાં આવનાર હતી. તેણી બીચારી રાંક, સમજુ ને અક્કલવાલી છોકરી હતી, તથા પોતાના મામાની છોકરીઓ જેવી તચાકને ફ્રાસીનમાં ચરી રહેલી નહી હતી.

કુંવરબાઈને જોકે સારી રીતે ખબર હતી, કે જરબાઈ કયારે ઘરમાં આવી પુગશે, તે છતાં પોતાની છોકરીઓ સાથ બાહર ગઈ. જ્યારે એદલજી પોતાની બેનની છોકરીને લઈને આવ્યા ત્યારે ઘરમાં કોઈ હતુ નહી, તે જોઈને તેવણુ ઘણા દુઃખી થયા, તથા બીચારી જરબાઈનાં દીલમાં ઘણું ઓછું આવ્યું. એક જણુ તેણીને આવકાર દેવા માટે રાજી હતું; તે ઘેલાં ડોસાં ધનમાય હતાં, જેવણુ અગાઉ જરબાઈને ત્યાં રહેલાં હતાં. તે વખતે જરબાઈ ઘણીજ નાની હતી, અને તેની મા આવાંબાઈની તબીએત નાદરૂસ્ત હોવાને લીધે તેવણે જરબાઈને ધનમાયને સોંપી હતી. ધનમાયના ધણી તથા છોકરી થોડા દહાડાને છેટે મરણ પાંમવાથી, ને તેવણુનો પડતો વખત હોવાને લીધે તેવણુ આવાંબાઈને ત્યાં રહયાં હતાં, ને ધનમાયને પગાર પણ આપતાં હતાં, જોકે કોઈપણ તેમ જાંણતું નહી હતું. બધાં એમજ સમજતાં કે સગાંને પોતાના ઘરમાં રાખયાં છે, ને આવાંબાઈ પણ તેમજ તેવણુને ગણુતી. જ્યારે જરબાઈ નાની હતી ત્યારે ધનાં ડોસાં હમેશાં કહેતાં કે "જ્યારે હૂં એને હાથમાં લઈ રમાડુંચ ત્યારે હું મારૂં અરધું દુઃખ વીસરી જાઉંચ, ને એ છોકરી જાણે મારીજ હોય એવું મને લાગેચ." ત્યાર પછી આવાંબાઈથી પગાર પણ નહી અપાયો ત્યારે તેવણે એદલજીને ત્યાં રખાવ્યાં, પણ ત્યાં જવા સાર તેવણુ ઘણું નાખુશ હતાં, ને કહેવા લાગાં કે મને પગાર નથી જોઈતો, હૂં મફત તમારે ત્યાં રહેવાને રાજી છું; પણ તેમ કરવા આવાંબાઈએ ના કહ્યું કે "જ્યાં તમોને ફાયદો થાય ત્યાં તમો જાવો." થોડાં વરસ પછી આવાંબાઈ મરણ પાંમયાં. જ્યારે ધનાં ડોસાં ને રાખવા સારૂ એદલજીએ કુંવરબાઈને કહ્યું, ત્યારે તેવણુ છછણી પડયાં, કે રાંડને એટલો મોટો પગાર શાનો આપું! જોઈએ તો મફત રહે. પણ એદલજીની ઘણી સમજાવતથી ઓછે પગારે પછી તેવણુને રાખયાં.

જે વખતે જરબાઈ ગીરગામ કાસ્ટલ આગળ આવી પુગી ત્યારે ધના ડોસાં તેને મલવા સારૂ દોડી ગયાં, ને આંખમાં આંસુ લાવી કોટી કરતી વખતે બોલ્યાં, "હવે મને બધું સમજ પડે છે, તારાં માયે મને કહ્યું હતું કે તમારા ફાયદા સાર હું એદલજીને ત્યાં તમોને રખાવુંછું, તે સારૂં થયું કે હું અહીયાં રહી કે તુંને બને તેટલી મદદ કરશ." એ કોટીથી જરબાઈને ઘણો સધીયારો મલ્યો, ને તેણીએ વીચાર્યું કે આવાં ઘરમાં તેને ધના ડોસાં શીવાય કોઈબી બીજું દીલાસો દેનાર નથી. તેના મામા એદલજીને પણ જરબાઈ ઉપર ઘણો પ્યાર દેખાડતો હતો, પણ તે બીલકુલ દેખાડી શકતા નહી, કારણકે જો કુંવરબાઈ જાણે કે તેની ઉપર હેત રાખે છે, તો પછી થોડા દહાડામાં બીચારીનો ઘરમાંથી પગ કહાડે, ને જોઈ લેવો ઘરમાં હેસ્તો તથા ગલીચ નીંદા બહાર કરવાને પણ તેણી શરમાય નહી.

જરબાઈને હવે ગીરગામ કાસ્ટલમાં રહયાને થોડા મહીના થયા હતા, પણ વારે ઘડીએ બીચારી વીચાર કરતી કે એક ચાકરડી કરતાં પણ કંગાલ જીંદગી તેણી પોતાના પૈસાદાર મામાનાં ઘરમાં ગુજારતી હતી; તે અતીશય તાણા મેણાં મુંગે મોઢે ખમતી હતી. કુંવરબાઈને રાજી રાખવા, તથા આલાંમાય ને આઈમાયનો પ્યાર મેળવવા તેણી બનતું કરતી, પણ દરેક કોશેશ નીષ્ફળ જતી. જો ઘરમાં નાનાં છોકરાં હતે તો તેઓ સાથે વખત પુરો કરતે, પણ તેમબી કોઈ હતું નહી, ને કુંવરબાઈએ પોતાની છોકરીઓને કહેલું હતું કે એને જાસ્તું કાહું આપવું નહી ને મારગસર રાખવી, તે હુકમને તાબે થઈ ને તેઓ તેની સંગત કરવાને તથા બેલાવાને ખુશી નહી હતી. પોતાનું ઘર—જોકે પૈસાદાર નહી પણ સુખી ઘર તેણીને વારેઘડીએ હઇડે ચહડતું, ને નવધાર આંસુ પાડતી.

[સાંધણુ, પે.] જાઈજી ખ. કોહોલા.

---

**બરધારીસંભાલજો!**—કાકા હરભંગ કેટલાક તોફાની મીત્રોની સાથે દારૂ ઉપર ઉતરી પડયા હતા, અને ત્યાં દારૂડીઆની અટકચાળીથી કોઈએ તેમના એક બાજુના થેગીઆ તથા મુછ કાપી નાખીઆથી કાકા હરભંગ ગભરાઈ ગયા કે હવે શું કરવું; બીજા દોસ્તોએ સલાહ આપી કે એમબીને એમબી બીજું તરફના ગેલીઆ અને મુછ બોડાવી નાખવી, કે જેથી કાંઈ કહેવું લાગશે નહીં. આ સલાહ કાકા હરભંગના ધ્યાનમાં ઉતરવાથી તેવણે એક હજામને બોલાવી પોતાની તમામ મુછ તથા ગેલીઆ બોડાવી નાખ્યા, અને મોડી રાતે ખાઈ પીને ઘેર આવ્યા. ઘરમાં આવ્યા પછી તેવણુ હજી તો કપડાં ઉતારે છે તેટલાં તેમની મારબડથી તેમનાં ધણીયાણી જાગી ઉઠયાં અને અરધી ઉંઘરેટી હાલતમાં, પોતાના ધણીમાં આ રીતનો ફેરફાર જોવાથી તેવણુ તેને પીછાણી શક્યાં નહીં. આથી તુરત તેવણે ફાર ખાઈ ચોર, ચોરની મોટી ચીસો પાડી આખા ઘરનાં બરબાકુતોને બેઠાં કીધાં, એટલુંજ નહીં પણ તેમના આડોશી પાડોશીઓ પણ દોડી આવ્યાં, પણ જ્યારે ઘરનો ચોર તો ઘરનો ધણીજ નીકલ્યો, ત્યારે બાનુઓના, બોટા ગભરાટ ઉપર વાએજ ચલાવતાં તેઓ સઘળાં પાછાં ફરયાં હતાં.

ભરતકામનો રંગીન નમુનો.

નવાથી આજદીને અમો અમારા વાંચનારાઓ હજુર ધરીએ છીએ. તે વીશે જુઓ ભરવાનાં કામમાં આવે તેવી છે. પહેલી તરાંહ જે મથાળે ડાબા હાથના ખુણામાં છે તે રેશમ જેને આપણા લોકો સાધારણ રીતે ફ્રેન્ચ રેશમને નામે ઓળખે છે તેને ભરવું.

જુએ મોટી અરધા "સ્તાર" (તારા) ના આકારની જે તરાંહ છે તે ખુરસીપર મુકવાના ચાકીની બીજી તરાંહો જેમ ઉપ્યોગમાં આવે તેમ સેવી.

...ઈ ગુંથો. હવે બીજી હાર સાથે
...પ્રમાણે જોડી નાંખો—સુઈ-
બીજી હારમાં જે અગીઆર
...ની સાંકરીમાં એટલે કે છઠી
...માંનાં ચકરડાં પરનો તાંકો જે
...ી લઈ પેલી છઠી સાંકરીમાં-
...કા આંટો લઈ ગુંથો, ચાર
...વગર એક તાંકો, આંટો લઈ
દોરામાંથી કહાડી નાખો, જમ-
...ી છઠીમાં મુકો, પછી પેલો
...ી ખેંચી લઈ કાંઈ પણ સુઈ-
નાખો (એટલે નમુનામાં તમે
તેમાંની એક પાંખરી થશે).
...બીજી હારમાંની અગીઆર
...પર પ્રમાણે જોડી નાંખો; છ
...ાંટો લીધા વગર પેલી એક
...ી જોડો. ચાર સાંકરી, હવે
...લીધી હની તેમાંની જમણા
બીજી પાંખરી થશે.) *ઓગ-
કહાડી નાખી, જમણા હાથ-
મુકી આંટા વગર જોડો.
...ા જોડવાનું કારણ એ છે કે
...ીધો રહે.) આંટો લઈ ત્રણ
...પેહલીમાં, આંટો લઈ ત્રણ
...ો; આંટો લઈ ત્રણ, ચાર
...ો લઈ ત્રણ, ચૌદ સાંકરી,
જમણા હાથપરની પાંચ
...ાણે જોડો; ત્રણ સાંકરી
પેહલી પાંખરીની ટોંચ
...રી, બે મુકી ત્રીજી સાંક-
...ી કરો. *નાંકે સુધી એ
...ાથી હાર—હવે ગુંથવા-
...ી, જમણી બાજુથી માંડો.
...ાંખરીની ટોંચ સાથ જોડો,
...સાથ જોડી પાંખરી પુરી
...સાંકરીમાંની બે મુકી ત્રીજી
...માં જોડી નાખો; પછી એ
...છેલ્લી સાંકરી સાથ ઉપર
...ર સાંકરી પેહલીમાં આંટા
...લીમાં આંટા વગર, આંટા
...થશે) બરાબર દેખાય નહી
...લો તાંકો જોડી નાંખો.
છેલ્લી હારમાંની પાંચ સાંક-
..., છ સાંકરી, નીચેની હાર-
સાંકરી, બે મુકી ત્રીજી
...અણી સાથ જોડો, ચાર

સાંકરી, પાંચ મુકી છઠ્ઠીમાં જોડો, બે સાંકરી છેલ્લી હારની પાંચ સાંકરી માંહેલી ત્રીજીમાં આંટા વગર લેવો (હવે ચાર પાંખડીઓની ચોકડી પુરી થશે). બે અથવા ત્રણ સાંકરી લઈ છેલ્લી સાંકરી સાથ મુદ્દલ આંટા વગર જોડો. *પાછું એ પ્રમાણે નાંકે સુધી કરો, પછી દોરો કાપી ગુંથવાનું ફેરવી ડાબી બાજુએથી **પાંચમી હાર** માંડો કે જે બરાબર ત્રીજી હારની માફક કરવી; એ પ્રમાણે જેટલી ઊંડી જોઈએ તેટલી ઊંડી લેસ કરી જવી. બોરડર નમુનો જોઈ થઈ શકે એટલી ખુલ્લી હોવાથી અત્રે તેનું બ્યાન આપવાની કાંઈ ગરજ નથી.



**૨—જેટલી જોઈએ તેટલી** લાંબી સાંકરી કરો. **પેહલી હાર** દરેક સાંકરીમાં આંટા વગરના તાંકાએ કરો. **બીજી હાર**—*એક સાંકરી મુકી બીજીમાં આંટા લઈ એક, એક સાંકરી, એક સાંકરી મુકી બીજીમાં આંટા લઈ એક, એક સાંકરી, *એ પ્રમાણે કરી જાવો. **ત્રીજી હાર**—બે સાંકરી મુકી ત્રીજીમાં સુઈઆ પર બે આંટા લઈ એક ગુંથો, પાંચ સાંકરી, તે માહેલી પેહલીમાં આંટા વગર એક, એ પ્રમાણે *પાંચ સાંકરીથી પાછું બે વખત કરો. પછી તેજ સાંકરીમાં બે આંટા લઈ એક, પાંચ સાંકરી, પેહલીમાં આંટા વગર એક, ત્રણ સાંકરી છોડી પાસેની ત્રણમાં આંટા વગર એકેકો કરો, પાંચ સાંકરી, પેહલીમાં આંટા વગર એક, ત્રણ સાંકરી છોડી ચોથીમાં બે આંટા લઈ એક; *નાકે સુધી એ પ્રમાણે કરો. **ચોથી હાર**—*છેલ્લી હારમાં જે ત્રણ ટીપકીની જુદી છે તે માંહેલી વચમાંની ટીપકીમાં આંટા વગર ત્રણ કરો, પાંચ સાંકરી, પેહલીમાં આંટા વગર એક, સુઈઆ પર બે આંટા લઈ છેલ્લી હારમાંના આંટા વગરના ત્રણ તાંકાની વચમાંના તાંકામાં એક, પછી પાંચ સાંકરીની ઉપર પ્રમાણે ત્રણ ટીપકી, પાછું તેજ સાંકરીમાં બે આંટા લઈ એક, પાંચ સાંકરીની એક ટીપકી; *નાંકે સુધી કરો. **પાંચમી હાર**—*છેલ્લી હારના આંટા વગરના ત્રણ તાંકાની વચમાંના તાંકામાં બે આંટા લઈ એક, પાંચ સાંકરીની ત્રણ ટીપકી, પાછા તેજ સાંકરીમાં બે આંટા લઈ એક, પાંચ સાંકરીની એક ટીપકી, છેલ્લી હારની ત્રણ ટીપકીની વચમાંનીમાં આંટા વગર ત્રણ, પાંચ સાંકરીની એક ટીપકી *એ પ્રમાણે કરી જાવો. લેસ જેટલી જોઈએ તેટલી પોહલી થાય ત્યાંસુધી ચોથી અને પાંચમી હાર પ્રમાણે કરયા કરવું.

વળી આ પહેલા અંકમાં બરતકામને લગતું એક રંગીન કાગજ જોવામાં આવશે. આ કાગજમાં પાડેલા ઊનને લગતા નમુનાઓ જોકે હાલની ફેશનને લગતા નથી, કારણ અમારો વેલાત ખાનેનો આડત્યો હાલના નવા પારસી ટેસ્ટથી બીનવાકેફ હોવાથી તેણે આ જાતના રંગીન નમુના મોકલવામાં ભુલ કરી છે, જેથી હવે પછેના એકાદ અંકને લગતું ચીતરણી કદાચ રવાના થઈ ચુકું હશે; તોપણ ત્યાર પછેના અંકોમાં હાલના વખતને અનુસરતા, સુધરેલી ઢબનાં ચીત્રો મંગાવવાની તજવીજ કરવામાં આવી છે, જેમાં "ક્રુઅલ વરક" (Crewel work) ના ખાસ નમુનાઓ મંગાવવાની પણ ગોઠવણ થઇ છે.

શીરીન ફ૦ પાતક.



# દીલકસ કીલ્લાની કહાણી,

## યાને "હસવાનું ખસવું."



અસલના વખતમાં એક વેળા આ કીલ્લામાં ઘણાંક લોકો ભેગાં મળ્યાં હતાં, અને પરોણાઓનું દીલ રીઝવવાને તે કીલ્લાના માલેકે રમત ગમત અને ખાના પીનાની રચના કરવામાં કાંઈ પણ બાકાત રાખ્યું નહોતું. અસલના વખતમાં ઘણાંખરાં લોકોને એવો વહેમ હતો કે મોટાં ગંજાવર ઘરોમાં ભુતનો ચારો હોવોજ જોઈયે, અને અલબત આએ કીલ્લાના બાબમાં પણ લોકોને એવોજ વીચાર હતો. એક દહાડો કીલ્લામાં ભેગાં થયલાં લોકો વચે ભુતના ચારા વીશેની વાત ચાલી; એમ કહેવામાં આવતું હતું કે જે કોઈ તે કીલ્લાના એક ચોક્કસ ઓરડામાં સુવે તે ફરીથી પચાસ વરસ સુધી જાગી શકે નહી. આએ વાત કોનરાડ વોન ગેસબરગ નામના એક અમીરે સાંભળી, અને તે બોલ્યો કે જો આએ કીલ્લો તેનો હોય તો તે આવા ઓરડાનો નાશ કરે, કારણ કે મુરખ માણસોને તેથી પોતાની ઉપર આએ જાતનું ભયંકર સંકટ લાવવાની, અને પોતીકાં સગાં વહાલાંઓને એ ભયંકર સંકટની યાદદાસ્તથી રીબાવવાની ટક મલે નહી. ભેગાં થયલાં લોકો સહમજી ગયાં કે કોનરાડ એક વહેમી માણસ છે અને તેઓએ તેને કોઈબી રીતે બનાવવાનો વીચાર કરયો. તરતજ તેઓએ ખાનગી રીતે મસલત કરી ઠરાવ કીધો કે, આએ જુવાન અમીરને પેલા ભુતના ચારાવાલા ઓરડામાં સુવાડવો; અને તેમાં તેઓ નીચલી હીકમતથી ફતેહ પામયાં. કોનરાડ એક સુંદર પણ ચીબાવલી છોકરી કે જે દીલકસ કીલ્લાના ઉમરાવ માલેકની ભત્રીજી થતી હતી તેની સાથ અદરાયલો હતો. પેલાં લોકોએ આએ છોકરીને તેઓની મસલતમાં સામેલ થવા અને તેઓને મદદ કરવા સહમજાવી. તેણી કોનરાડને એક બાજુએ લઈ ગઈ અને તેને પેલા ઓરડામાં રાતના એખલો સુવા સહમજાવ્યું, પણ તેના વીચાર ફેરવવામાં તે તદન નીપફળ થઈ. કોનરાડે જણાવ્યું કે તેની પકી ખાતરી છે કે, જો તે તે ઓરડામાં સુવે તો પચાસ વરસ સુધી તે જાગવા પામે નહી; અને આએ વીચારજ તેને ધ્રુજાવવાને બસ હતો. કેથેરીના, કે જે પેલી છોકરીનું નામ હતું, તેણીએ રડવા માંડયું. કેથેરીનાનું રડવું તેણીની સઘલી સહમજાવત અને તકરારાર કરતાં વધતું હતું; કોનરાડ તેની સાંમે થઈ શકયો નહી. તે તાબે થયો અને બોલ્યો કે, જો તે પાછી હસતી બોલતી અને સુખી દેખાય તો તેણીની મરજી મુજબ ચાલવાને તે તૈયાર છે. કેથેરીનાએ પોતીકાં આંસુઓ લુછી નાખ્યાં, અને હસતું મોહું કરી પોતીકા હાથો કોનરાડની ગરદન આસપાસ વીટાલ્યા અને ખરેખરજ તેણી ઘણી સુખી દેખાઈ. કોનરાડને હા બોલાવ્યા પછી કેથેરીના પેલાં એકઠાં થયલાં લોકો આગલ પોતીકી ફતેહ વીશે કહેવા દોડી, અને તેણીને જે શાબાસી મલી તેથી તેણી ઘણીજ મધન અને મગરૂર થઈ, કારણ કે કોનરાડને સહમજાવવામાં જ્યારે સઘલાં નીપફળ થયાં ત્યારે તેણી એકલીજ ફતેહ પાંમી. હમેશનાં રાતનાં ખાણાં પછી મધરાતે કોનરાડને પેલા ભુતવાલા ઓરડામાં લઈ જવામાં આવ્યો અને ત્યાં તેને એખલાને રહેવા દઈ સરવે લોકો બહાર ગયાં. થોડા વખતમાં કોનરાડ ઊંઘમાં પડયો. જ્યારે તે ઊંઘમાંથી બીદાર થયો ત્યારે તે ગભરાતથી તદન દંગ થઈ ગયો; જે ઓરડામાં તે સુતો હતો ત્યાંનો દેખાવ બધી રીતે બદલાઈ ગયો હતો. ઓરડાની દીવાલ ઉપર કરોળયા અને ફુગનાં પડો થયાં હતાં. કુરતની અને બીછાનાં જુનાં ખખ થઈ ગયલાં દેખાતાં હતાં, અને ઓરડાનો સામાન એક પળવારમાં ભાગી જાય તેવો થઈ રહેલો હતો. કોનરાડ બીછાનાં ઉપરથી ઉઠયો, પણ તેના ધ્રુજતા પગોથી તે ઉભો રહી શકયો નહી અને તે નીચે જમીન ઉપર ફસડાઈ પડયો.

આએ તો બુઢાપાની નબલાઈ છેઃ તે બોલ્યો. તે પાછો ઉભો થયો અને પોતીકાં પેહરવાનાં કપડાં સોધ્યાં; તે કપડાં પેહરવા જેવી હાલતમાં ન હતાં, તે તદન રંગ ભંગ વગરનાં બની ગયાં હતાં, અને જ્યારે તે કપડાં તે પોતીકાં દીલમાં પહેરવા ગયો ત્યારે તે ઘણીક બાજુથી ફાટી ગયાં. તે બીકથી ઓરડાની બહારની ચાલમાં નહાસી ગયો અને ત્યાંથી મોટા હાલમાં ગયો. અહીઆં તેણે ભરજુવાન, માયાલુ ચહેરાના એક અણજાણ્યા શખસને જોયો, તે ઉભો રહી કોનરાડને અચંબાથી તીકવા લાગો. કોનરાડે પેલા અણજાણ્યા પુરશને કહ્યું કેઃ ભલા સાહેબ, અહીઆં તમે અમીર અલરીચને મોકલશો? આએ અણજાણ્યા શખસે થોડોક વખત સુધી કાંઈક ગુચવણમાં હોય તેવો દેખાવ કીધો, અને પછી બોલ્યો: શું અમીર અલરીચને? હા—જો તમે ખરેખર એવા માયાળુ હોવ તો. પેલા અણજાણ્યા શખસે "વીલહેમ" ને નામે કોઈને બોલાવ્યો. તરત એક જુવાન ખીદમતગાર હાજર થયો. પેલા અણજાણ્યા પુરશે તેને કહયું: આટલા પરોણાઓમાં કોઈ અમીર અલરીચ છે? નહી, મારા મેહરબાંન, હું એ નામવાલા કોઈને ઓળખતો નથી. કોનરાડે આનાકાનીથી કહ્યું, હું કંઈ પરોણાઓને માટે નથી બોલતો, પણ હું તો આએ કીલ્લાના અમીર માલેકને વાસ્તે પુછુંચ સાહેબ. પેલો અણજાંણ્યો શખસ અને તેનો ખીદમતદાર એક એક સામે અજાયબીથી જોવા લાગા. પછી પેહલાએ કહ્યું કે, હુંજ આએ કીલ્લાનો માલેક છેઉં. ક્યારથી સાહેબ? મારા બાપ તે ભલા અમીર "અલરીચ" નાં મરણ પછી, કે જેને ચાલીસ વરસ થયાં. કોનરાડ એક બાજત પર બેસી ગયો, અને પોતીકું મોહું પોતીકા હાથોએ ઢાંકી દીધું, અને વીલાપ કરવા લાગો. પેલા અણજાણ્યા માણસે હલવેથી પોતીકા

નોકરને કહ્યું; હું બીહુંચ કે આએ ગરીબ બીચારો મેડ છે. કોઈને બોલાવ. એક પલવારમાં ઘણાંક લોકો કોનરાડની આસપાસ એકઠાં થયાં, અને હળવેથી એક એક સાથે વાત કરવા લાગાં. કોનરાડે પોતીકી નજર ઊંચી કરી, ઘણીજ બારીકીથી પોતાની આસપાસનાઓને તપાસવા લાગો, પણ પછી પોતાનું ડોકું ધુણાવી, દલગીરી ભરેલા સાદે બોલ્યો: નહી, તમારામાંથી કોઈ એવું નથી કે જેને હું ઓલખનો હોઉં. હું ઘરડો અને આએ દુન્યામાં તદન એખલો છેઉં. જેઓ મારે વીશે કાંઈ પણ દરકાર કરતાં હતાં તેઓ તો ઘણાં વરસનાં મરી ગયાં, પણ ખરેખર મારી આસપાસનાં જેગાં થયલાં લોકોમાંથી કોઈ પણ બુઢું માણુસ તે મરી ગયલાંઓને લગતા કાંઈ એક બે બોલો કહી શકશે? ઘણાંક કમરમાંથી વાંકાં વલી ગયલાં પુરષો અને સ્ત્રીઓ કોનરાડની નજદીક ગયાં, અને તેના આગમચના દોસ્તદારોને લગતા સવાલો તેણે જેવી રીતે પુછ્યા તેવી રીતે જવાબ આપ્યા, જેમ કે આએ તો દસ વરસ થયાં મરી ગયું, એના તો વીસ વરસ થયાં, અને પેલાંને તો ત્રીસ વરસ થયાં. આએ એક એક પછીના બોલો કોનરાડને વધારે અને વધારે ઊંડા જખમો કરવા લાગા. છેલ્લે સરવાલે આએ દુખી માણુસ બોલ્યો: એક બીજુંબી કોઈ છે? પણ તેનું નામ લેવાની મારી હીમત નથી ચાલતી———ઓ મારી ખોવાઈ ગયલી કેથેરીના? હાજર થયલી ઘરડી ડોસીઓમાંની એક બોલી; હા! હું તેણીને ઘણી સરસ રીતે ઓળખતી હતી; ગરીબ બીચારી! તેણીના પ્યારા ઉપર એક સંકટ આવી પડયું, અને તેણી નજદીક પચાસ વરસ થયાં તેના ગમમાં મરણ પાંમી. કોનરાડ પોતીકું ડોકું નીચે વાંકું વાલી બોલ્યો: અરે હું ઊંઘમાંથી જાગરત શું કામ થયો? અરે! અને ત્યારે તે મારે ખાતર ગમમાં ગીરફતાર થઈ મરણ પાંમી! ગરીબ છોકરી! કેવી જુવાંન, કેવી મધુર, કેવી ભલી, તેણીએ પોતાની જીંદગીમાં કોઈને જાણી જોઈને દુ:ખ દીધું નથી. તેણીના પ્યારનો બદલો પાછો વલશે અને હું પણ તેણીને માટે ગમ ખાઈ મરી જવશ. કોનરાડે વીલાપ કરવાનો ચાલુ રાખ્યો. થોડાક વખતમાં હસવાના મોટા ખુશાલી ભરેલા અવાજો આવ્યા; બે ગોરા જુવાન ખુબસુરત હાથો કોનરાડની ગરદન આસપાસ કોઈએ વીંટાલ્યા અને પછી તે માણુસ મધુર અવાજે નીચે મુજબ બોલ્યું:—મારા કોનરાડ, તારા માયાળુ બોલો મને વીંધી નાખેચ. આએ રકાસ હવે વધુ વખત નહી ચાલશે. ઉપર જો, અને હમારી સાથે હસ. આએ બધું જે થયું તે તો ફકત મશકેરીમાં હતું. કોનરાડે ઉપર જોયું, અને અજાયબીથી આસપાસ નજર ફેરવી. પેલાંઓએ જે ખોટા લેબાસ લીધા હતા તે કહાડી નાખ્યા, અને જે સ્ત્રી પુરષો થોડાક વખત આગમચ ઘરડાં અને બદસુરત જેવાં લાગતાં હતાં, તેઓ ખુબસુરત, જુવાંન અને આનંદી દેખાવા લાગાં. આએ એક અજાયબી ભરેલી મશકેરી હતી, અને ઘણીજ હીમત ભરેલી રીતે અમલમાં લાવવામાં આવી હતી. સુખી કેથેરીનાએ પોતીકું બોલવું ચાલુ રાખ્યું: તું બીહાંને ગયો તેની આગમચ તેઓએ તુંને જલદ દારૂ ઊંઘ આવવા માટે પાયો, અને રાતના તેઓ તુંને આએ નાશ પામેલા ઓરડામાં લાવ્યાં, કે જ્યાં સઘળું ભાગી તુટી ગયલું હતું; આએ કપડાંનાં ચીથરાં તારે વાસ્તે મુક્યાં અને એવું ઠરાવ્યું કે જ્યારે તું ઊંઘથી બીદાર થાય, અને બહાર આવે ત્યારે બે અણુજાણા માણુસો, કે જેઓને તેઓના બજાવવાના ભાગ બરાબર રીતે સમજાવ્યા હતા, તેઓ તુંને મલે. હમે સઘળાં તારા દોસ્તો ખોટા લેબાસમાં તારી નજદીકજ હતાં. હા! ખરેખર, આએ તો જબરી મશકેરી હતી? ચાલ, હવે આખા દહાડાની મજાહ માટે તૈયાર થા. હા: ગરીબ છોકરા, એક ઘડી વેર તું કેવો ખરેખર દુ:ખી થઈ ગયો હતો. ઊંચે જો અને હવે હસ. તેણે ઉપર જોયું, અને ખુબાબ જોતો હોય તેવી રીતે આસપાસના સુખી ચેહરાઓને તીકવા લાગો. પછી નીસાસો નાખી તે બોલ્યો; ભલા પારકા માણુસો! હું તદન નીરાશ થઈ ગયોચ. હું તમને અરજ કરૂંચ કે મને તેણીની ઘોર આગળ લઈ જાવો; જ્યાં તેણીને દાટી હોય ત્યાં મને લઈ જાવો. દરેકના હસતા ચેહરા નાબુદ થયા, દરેક જણ ફીકાં પડી ગયાં; કેથેરીના બેસુધ થઈ જમીન પર પડી. આખો દહાડો કીલ્લામાં લોકો દલગીરી ભરેલા ચેહરાએ આવજાવ કરવા લાગાં. જ્યાં થોડાજ વખતની વાત ઉપર સઘળું ખુશાલી ભરેલું હતું, ત્યાં સઘળું શોક ભરેલી રીતે શાંત દેખાવા લાગ્યું.

દરેક જણાએ વારા ફરતી કોનરાડને તેના ખોટા ખ્યાલમાંથી ઉઠાડવાની તજવીજ કરી, પણ સઘલું ફોકટ. જો કોઈને કાંઈબી જવાબ તેની તરફથી મલતો તે એજ કે, તે નરમાસ અને ગભરાતથી તેઓ તરફ તીકતો, અને પછી નીચલા બોલો બોલતો:—"ભલા માણુસો! મારા કોઈ દોસ્તો નથી. તેઓ તો ઘણાં વરસ થયાં આસાએસ લેચ, તમે મહને સારૂં કહોચ, તમે મારૂં સારૂં ઈચ્છોચ, પણ હું તમને ઓલખતો નથી. હું આએ દુન્યામાં તદન એખલોજ છેઉં. મેરબાંની કરી મને તેણીની ઘોર આગળ લઈ જાવો." બે વરસ કોનરાડે એક ચોકસ ઝાડ કે જેની નીચે કેથેરીનાને મશકેરીમાં દાટેલી જણાવવામાં આવી હતી, ત્યાં સવારના પોહરથી તે રાત સુધી ગમમાં પસાર કર્યાં. આએ નીરદોશ દીવાના માણુસની કેથેરીનાજ એખલી સોબતી હતી. તે તેણીની સાથે ઘણી દોસતી રાખતો, કારણકે તે કહેતો હતો કે તેણી થોડી ઘણી રીતે, કેથેરીના કે જેણીને તેણે પચાસ વરસ થયાં ખોઈચ, તેણીની યાદ આપતી હતી. તે ઘણીક વખતે કહેતો કે તેણી કેવી આનંદી હતી, કેવી સુખી હસ્તાંની——પણ તું કોઈ દહાડો હસતીબી નથી, અને જ્યારે તું ધારેચ કે હું તારી તરફ જોતો નથી, ત્યારે તું રોચ. જ્યારે કોનરાડ મરણ પામ્યો ત્યારે તેના ફરમાવવા મુજબ તેજ ઝાડ નીચે તેને દાટયો, કે જેથી કરી તે પોતીકી ગરીબ કેથેરીનાની આગળજ પોતીકી હમેશની આસાએસ લે. કોનરાડનાં મરણ પછી કેથેરીના એખલી તે ઝાડની નીચે રોજ ઘણાંક વરસ સુધી બેઠી. કોઈ દહાડો કોઈ સાથે બોલે નહી અને કોઈ દહાડો હસે પણ નહી. છેલ્લે સરવાલે તેણીના સાંચા પસતાવાનો બદલો તેણીનાં મરણમાં મલ્યો, અને તેણીને કોનરાડની પાસેજ દાટવામાં આવી.

નવાજબાઈ જમાસ્પજી પાદશાહ.

આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં હારનબી રોડમાં નાં૦ ૨૬ માં [illegible] છાપ્યું છે.

# જાહેર ખબરો.

## સ્ત્રી મિત્ર.

**દર માસની આખેરીએ પ્રગટ થતું, ઘણું ખરૂં બાનુંઓને હાથથી લખાતું માસીક ચોપાંન્યું.**

**લવાજમ વરસ ૧ ના રૂ૩) દેશાવરના રૂ૩ા=**

જાહેર ખબર—બાનુઓને બરની જીનસો વેચનારાઓ માટે આ ચોપાંન્યાંમાં જાહેર ખબર છંપાવવાથી પુશકલ ફાયદો થવાનો સંભવ રહે છે. બાવતાલ માટે "કયસરે હિન્દ" છાપાખાનામાં મેનેજરને લખવું.

---

### સરવે ઠેકાંણે પ્રગટ થતી ખોરદેહ અવસ્તા કરતાં કયસરે હિન્દવાલી અવસ્તાની શા માટે હજારો નકલ વધુ ખપે છે?

તે મોટા અક્ષરથી છાપેલી સોઇ છપાઈ સાથની છે, તે સાથે ઉચાં કાગજો, મજબુત બંધાઈ અને વલી શુદ્ધ ઉચ્ચાર સાથે કીંમતમાં પણ ઘણી સસ્તી હોવાથી તેનો પુશકલ ઉઠાવ થાય છે.

૮ આનાવાલી ૧૫૦૦૦ નકલ તુરત ખપી જવાથી હવડાં તેથી પણ ઓછી કીંમતની, તે સાથે મોટા કાળા અક્ષરથી છાપેલી સુંદર બંધાઈ સાથની, સરવેને સવલ પડે તેવી ફક્ત

### ૭ આનાવાલી ખોરદેહ અવસ્તા બાહેર પડી છે.

પોસટેજ એક આનો.

---

### અર્પણ કરવા લાયક તેમજ વાપડવા લાયક ઘણી ઊંચી સ્તેશનરી.

હાલમાં વેલાતથી તદ્દન નવીજ ધપની ઘણાં ઊંચા કાગજ તથા તેનીજ "મેચના" પરબીડાં સાથની શોભીના બાકસોમાં સમાવેલી સ્ટેશનરી નીચે જણાવેલે કીફાયત ભાવથી મલશે:—

| | | |
|---|---|---|
| સેંટ જેમસ... ... | બાકશ ૧ નો | રૂ ૨ાાા |
| ઈમપીરીયલ... ... | " ૧ નો | રૂ ૨ાા= |
| મીકાડો... ... ... | " ૧ નો | રૂ ૨ ાા |
| વીકટોરયા વેલમ.. | " ૧ નો | રૂ ૨ |

કયસરે હિન્દ છાપખાનામાંથી રોકડા પઈસા મોકલી મંગાવી લેવી.

---

## તમામ ખોરદેહ અવસ્તા.

જેમાં અપેમ, યથા, પાંચો ગેહ, બધી પનેતો, નીઆઈશો, પચીશ યશતો, બાજે, આફરંગાનો, આફ્રીનો, સતોમ, ચેહેશારનું, મુકતાદના દહાડાઓ ઉપર પઢવાના ઇજશનેના હા, સીશે રોજની સેતાએશ, દુવા નીરંગો, આશીરવાદો, મોનાજાતો અને એ વગેરે સઘળા અવસ્તાનું મોહોટું પુસતક જેના જેવું સંપુરણ, સફાઈદાર અને શુધ્ધ જોડણીનું પુસતક બીજે ઠેકાણેથી આજ સુધીમાં કોઈ પણ પ્રગટ થયું નથી. એ પુસતક મોટા જાડા અક્ષરમાં છાપયું છે, જેથી તે ઘણીજ સેહલાઈથી વંચાઈ શકાય છે અને આંખ તાણવી પડતી નથી.

કીંમત—પુસતક એકના રૂપયા ચાર. વધારે જાડાં કાગજ પર છપાયલીના રૂપયા આઠ. સઉથી સરસ જાડાં કાગલ પર છાપેલીના રૂપયા પંદર. પોસટેજ ૨૪) વાલીનો રૂ૦ાા; ૨૮) વાલીનો રૂ૦ાા= તથા રૂ૧૫) વાલીનો રૂ૦ાાા.

**કયસરે હિન્દ પ્રેસમાંથી મલશે.**

---

### તદન નવીજ ધપની અને આજ સુધીમાં બહાર નહી પડેલી ખોરદેહ અવસ્તા, (તેની માએનીનાં સાર સાથે.)

માએનીનો સાર લખનાર,

**એરવદ કાવસજી એદલજી કાંગા.**

ગજવામાં રહે એવી નાના કદની ચોપડી જેનું કદ માતર લંબાઈમાં ૪ા ઇચ તથા પોહલાઈમાં ૨ાા ઇચ છે. એ ચોપડી શોભાયમાન પુઠાં સાથે એજયુકેશન પ્રેસમાં ઘણી સરસ બંધાવી છે. એ પુસતક ૬૧૦ સફાનું ઘણું દલદાર બનવા છતાં, સરવેને ખરીદ કરવાને બની શકે માટે કીમત તેની ઘણીજ મજબુત બંધાઈ સાથે માત્ર આના બારની રાખી છે તથા તેનીજ રીતની બંધાઈ સાથની મોડી ગીલીત સાથની જેનાં પુઠાં ઉપર સન જરથોસ્ત સાહેબની સુનેરી ગીલીટની સબી આપવામાં આવી છે તેનો રૂ૧ પડશે.

એ પુસ્તકમાં અપેમ, યથા, નીઆઈશો, ગેહો, પનેતો, નીરંગો, બાજે, નમસકારો ઉપરાંત નવ યશતો દાખલ કરવામાં આવી છે.

**કયસરે હિન્દ છાપખાનામાંથી મલશે.**

⁂ એપરેલ ૧૮૮૯. ⁂

પુસ્તક ૧લું.] [અંક ૨જો.

# સ્ત્રી મિત્ર.

દર માસની આખેરીએ પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

❖ લખનારાં—પારસી બાનુઓ. ❖

મુંબઈ:

કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં,

ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.

કીંમત વરસ ૧ ના આગાઉ ઉપર રૂ ૩;

(પોસ્ટેજ ૬ આના.

મુંબઈના નામદાર ગવરનર લૉર્ડ રેનાં બખતાવર બાનું લેડી રેના માન પામેલા આસરા હેઠળ.

## સ્ત્રી મિત્ર—સાંકળિયું—એપરેલ ૧૮૮૯.

સફે.



# સ્ત્રી મિત્ર



STRI MITRA : OR THE LADY'S COMPANION.

પુસ્તક ૧ લું. એપરેલ ૧૮૮૯. અંક ૨ જો.




## મીસન બાવાનું વસિયત.

એક ઘણી અજાયબ જેવી રસીલી વાર્તા.

### પ્રકરણ ૨ જું.

**વારસામાંથી બાતલ થયલો ગુસ્સેલ.**




વા મી૦ મીસન મેશરસ ટોડ અને જેમ્સ વકીલોની આફીસમાં આવી પુગા કે ત્યાંનો એક કારભારી તુરત બહાર આવીને બરમીંગામનાં આ સર્વથી પૈસાદાર ગ્રહસ્થને તાબેદારીથી વાંકો વળી નમ્યો; તેને મી૦ મીસને દમભાંજ પુછ્યું, "મી૦ ટોડ અંદર છે કે?"

"સાહેબ, મી૦ ટોડ હાલમાં કામમાં રોકાયલા છે, પણ થોડી મીનીટમાં અત્રે આવશે, તેટલાં સાહેબને 'ટાઇમિસ' વાંચવા આપું?"

"જાહનમમાં નાખ તારાં ટાઇમિસને" તેણે મીજાજ ખોઈને કહ્યું, "હું કાંઈ અહીંઆં વર્તમાનપત્રો વાંચવા નથી આવ્યો. મી૦ ટોડને કહે કે હું તેવણુને એકદમ મલવા માંગુંચ, નહી તો હું બીજા વકીલને ત્યાં જતો રહેવશ." તે કારભારીએ બીહનાં બીકતાં કહ્યું, "સાહેબ મને ધારતી લાગેચ કે,"——

"કેમ જતુંચ કે નહી," મી૦ મીસન જાણે ત્યાંથી જતા રહેતા હોય તે પ્રમાણે કુદકો મારી ઉઠ્યા અને પોતાની તોપી હાથમાં પકડી બખારવા લાગ્યા. રખેને તેવણુ ત્યાંથી નાહસી જાય એવી ધારતીથી તે કારભારીએ ગભરાઈને જવાબ દીધો, "લેઓ સાહેબ આ ચાલ્યો; મેહરબાની કરી જરા બેસો, હું મી૦ ટોડને હમણા બોલાવી લાવુંચ," અને એમ કહી ત્યાંથી ચાલી ગયો.

તેના ગયા પછી તરતજ એક બુઢાં ડોસાં હોકડાનાં હોકડાનાં અંદરના ઓરડામાંથી એક કાગજનાં બંડળ સાથે બહાર આવ્યાં, અને બુમ પાડવા લાગ્યાં કે તેવણુનું માથું ઠેકાણે નથી! તેવણુ બીચારાં અચાનકી વખતે પોતાનું વીલ કોઈ બીજાં ધરમ ખાતાંના સંબંધમાં ફેરવાવવા આવ્યાં હતાં; વકીલના ઉજાસવાલા ઓરડામાથી એકદમ કારભારીનાં અંધારાં ખોપડાંમાં તેવણુને હકેલવાથી તેમને ગુસ્સો લાગ્યો હતો.

એક પળમાં મી૦ ટોડે પોતે આવી મી૦ મીસનને ઘણો જોશ ભરયો આવકાર દીધો. મી૦ ટોડ બીહકણો, ભોળો અને ઉતાવળો માણસ હતો. તે આવતાં વાર એકદમ બોલ્યો, "કેમ છેઓ મારા પ્યારા સાહેબ? તમુને જોઈને હું ઘણો ખુશી છું;" પણ આટલું બોલતાંજ મી૦ મીસનનો ચીરડાયલો ચેહરો અને ભવાં જોઈ એકદમ ચુપ થઈ ગયો. પછી હીમત પકડી બોલવા લાગ્યો, "મારા પ્યારા સાહેબ, હું ખચીત દલગીર છેઊં કે તમુને એટલો વખત ખોટી રહેવું પડ્યું, પણ તમે આવ્યા ત્યારે હું એક ઘણુંજ સરસ અને ઘણુંજ ધર્મી વસિયતનામું કરાવનાર બાઈ સાથે રોકાયલો હતો"——

મી૦ મીસને વચમાં બોલી ઉઠી તેને વધારે બોલતાં અટકાવ્યો "જાહનમમાં નાખ તે ધર્મી વસિયતનામું કરાવનારને; સંભાળ રાખજે કે ફરીથી એમ નહી બને, હુંબી એક વસિયતનામું કરાવનાર છેઊં અને મારા જેવા માણસને આફીસના નોકર અને લખનારાઓ માફક ખોટી થવાની ટેવ નથી, માટે સંભાળજે કે ફરીથી એમ બને નહી."

"હું ખચીત ઘણોજ દલગીર છેઊં, પણ"——

"ચાલ, વારૂ તે બધું રહેવા દે—મને મારૂં વીલ જોઈએચ."

"વીલ—વીલ—માફ કરજો હું—પણ હું જરા ગભરાઈ ગયોચ તમારી રીતભાત હમેશાં એવી તો——

આટલું બોલીને તે એકાએક અચકી ગયો, કારણકે મી૦ મીસનની ડોલા ધુરકતી ઝીનુની આંખો સામે તે જોઈ શક્યો નહી; તે તુરત વીલ લાવવા માટે ઓરડામાંથી બહાર ગયો. થોડા વખતમાં તે વીલ લઈને પાછો ફરયો, અને મી૦ મીસને કાંઈ પણ બોલ્યા વગર એકદમ તે ઉઘાડી વાંચવાનો હુકમ કીધો.

તે તરતજ તાબે થયો; વીલ ઘણું ટુંકું હતું. ફક્ત થોડા વારસાઓ કે જે બધા મલી વીસ હજાર પૌંડના હતા તે સીવાય તેવણુની સઘળી દોલત અને મીલકતો તથા છાપખાનાં

કરતાં તેવણુને ઘણું દુઃખ લાગતું હતું. તેવણુની મુખ્ય મજાહ પૈસા મેલવવામાં હતી, અને નહી કે તે ખરચવામાં. જ્યારે પોતાની આરીસમાં બેસી પોતાનાં ખેહલાં ખાતાંનો હીસાબ તેવણુ ગણુતા હતા, અને એકઠા થયલા પૈસાના મોટા ઢગલામાં એક પછી એક પૈંડ ઉમેરતા જતા હતા, ત્યારેજ તેવણુ ખરેખર ખુશી દીસ્તા હતા. ચાલીસ વરસ થયાં આએજ એવણુની ખુશાલી હતી, અને તે હજી પણ તેમજ હતી.

આ પછી તેવણે પોતાના ભત્રીજાનો વીચાર કીધો, કે જે તેવણુના બાઈનો એકપુરો દીકરો હતો અને જેને તેવણુ પોતે છાપવાનું ખાતું કહાડી પૈસા મેલવવામાં ગુંટાયા તે અગાઉ ઘણુા પ્યારથી ચાહતા હતા, અને પછી એક હાય મારી. તે છોકરો, જે તેવણુને એક વખત વ્હાલો હતો, તેનેથી છુટું પડતાં તેવણુને જબરો ફટકો લાગ્યો હતો; પણ યુસતેસ તેવણુની સાંમે થયો હતો, અને—વળી તેથી પણ ખરાબ એ કે—જે સાચું હતું તે તેણે મોઢાંપર કહી દીધું હતું, જે તેવણુથી મુદલ ખમી શકાયું નહી. તેણે કહ્યું હતું કે તેવણુની પૈસો કમાવાની રીત અપ્રમાણીક હતી, જેટલું જોઈએ તે કરતાં તેવણુ વધારે લેતા હતા, અને તેવણુ મનમાં સમજતા હતા કે તે ખરૂંજ હતું, પણ તેવણુને કોઈ મોઢાંપર એમ કહે અને તેવણુની આખી જીંદગીને એબ લગાડે એ તેવણુથી સાંખી નહી શકાતું હતું, ત્યારે પોતાનાજ પાળકને મોઢેના આવા શબ્દો તેવણુ કેમ ખમી શકે? તેવણુ કાંઈ તદન ખરાબ માણુસ હતા નહી, કોઈ પણ માણુસ તેવું હોતું નથી; અંદરખાંનેથી બીજાં માણુસો માફક તેવણુને પણ લાગણી હતી, પણ તેવણુને કોઈ ઉઘાડા પાડે અથવા સામે થાય એ તેવણુથી ખમી નહી શકાતું હતું, અને તેથી તેવણે કીનો લીધો હતો, તોપણ જ્યારે તેવણુ એકાંત બેઠા બેઠા વીચાર કરતા હતા ત્યારે તેવણુને લાગ્યું કે કીનો લીધાથી કાંઈ સુખ મલતું નથી; અને યુસતેસનું મોહું મન અને મક્કમ પ્રમાણીકપણાંની તેવણુને અદેખાઈ લાગી, કે જે સદગુણોને લીધે તેણે પોતાના સઘળા લાભનો ભોગ આપ્યો હતો. તેવણુની મતલબ કાંઈ એવો વીચાર કરી દયા લાવી પોતાનો ઠેરાવ ફેરવવાની હતી નહી. મી૦ મીસન કદી પણ દયા કરતા હતા નહી, અને કદી પોતાનું મન ફેરવતા હતા નહી, જો તેવણે તેમ કીધું હતે તો હાલ તેવણુ વીસ લાખ પૈંડના ધણી હને નહી.

## પ્રકરણ ૩ જું.

### ઓગસ્ટાની નાની બેહેન.

આપણે જોઈ ગયા છીએ કે "મીસનસ" નું ખાતું ઓગસ્ટા બારે નાશીપાસી અને ગમગીન હૈયાંએ છોડી ગઈ હતી. તેણીને આટલી બધી દલગીરી ઉપજવાનું કારણુ શું હતું તે કહેવા પહેલાં, આ જુવાન કેળવાયલી બાનું કોણુ હતી તેની આગળી તવારીખ વીશે અત્રે આપણુ બે બોલ બોલીશું.

તેણીનો બાપ રેવરંડ જેમ્સ સ્મીથર્સ એક પાદરી હતો. જ્યારે તે મરણુ પામ્યો ત્યારે પોતાની પાછળ એક વીધવા અને બે બાળકોને મુકી ગયો હતો. આ બે બાળકો તે ઓગસ્ટા અને તેની બેહન જેની હતાં. પહેલીની ઉમર આ વખતે આઠ વરસની અને બીજીની ચાર વરસની હતી. આ બે દીકરીઓ સીવાય મી૦ સ્મીથર્સને ત્યાં બીજા બે દીકરાઓનો જન્મ થયો હતો, પણ તેઓ પોતાનો વાસો આ દુન્યામાંથી તેઓના બાપની અગાઉ ઉઠાવી ગયા હતા. મીસીસ સ્મીથર્સ જ્યારે વીધવા થઈ ત્યારે સારાં ભાગ્યે તેણી પાસે પોતાની સાત હજાર પૈંડની રકમ હતી, કે જેનું વરસ દહાડે ૩૫૦ પૈંડ વ્યાજ તેણીની જીંદગી સુધી આવતું હતું. આ નાની આવકનો જેમ બને તેમ સારો ઉપયોગ કરવાને અને તેણીની બેઉ દીકરીઓને પુરતી કેળવણી આપવાને, જે ગામડાંમાં તેણીનો ધણી પાદરી હતો અને જ્યાં તેઓ વરસો થયાં વસતાં હતાં, ત્યાંથી ખાલી કરી બરમીંગામ શેહેરમાં તેણી આવી વસી. અહીંઆ પાંચ વરસ તદન એકાંતમાં ગુજાર્યા પછી તેણી એકાએક મરણ પામી, અને પોતાની બે દીકરીઓ જેઓમાં હાલ એક ઓગણીસ અને બીજી નવ વરસની હતી, તેઓને વીલાપ કરતી કોઈ પણ સગાં અથવા દોસ્તના આસરા વગર આ દુન્યામાં તેઓની રોટલી કમાવાને એકલી પોતા પાછળ મુકી ગઈ.

મીસીસ સ્મીથર્સ એક કરકસરવાલી સ્ત્રી હતી, અને તેણીનાં મોહત પછી તેણીની બેઉ દીકરીઓને માલમ પડ્યું કે સઘળું કરજ આપતાં તેઓ પાસ ૬૦૦) પૈંડ બાકી રહ્યા હતા. તેઓની માતાના વારસામાથી મલતું વ્યાજ હવે તેણીનાં મોત પછી બંધ પડ્યું હતું. હવે દેખાઈતી રીતે આ ૬૦૦) પૈંડનું વ્યાજ બે જુવાન છોકરીઓનું પોષણ કરવાને પુરતું ન હોવાથી ઓગસ્ટાને વારંવાર મુદલ નાણાંમાંથી થોડી થોડી રકમ ઉપાડવી પડતી હતી. તોપણ ઘણી નાની ઉમરથીજ લીખાનો ઘણો શોખ હોવાથી તેણીએ પોતાની માતાનાં મરણ પછી થોડું કે એક ચોપડી પોતાને ખરચે છપાવી, કે જેમાં તેણી તદન નીશફળ થઈ અને ૫૨) પૈંડની ખોટ ગઈ. આ પરથી તદન નાશીપાસ ન થતાં થોડુંકમાં તેણીએ "જેમીમાસ વાઉ" નામની બીજી ચોપડી લખી, કે જે "મીસનસ" નાં ખાતાંએ ખરીદી અને ઘણી અજબ જેવી રીતે તેની ફતેહ થઈ. વાંચનાર સારીપેઠે જાણે છે કે "મીસનસ" નાં ખાતાંએ તેની સાથ કેવી રીતે લખત કીધું હતું, તે ઘાતકી લખત ઓગસ્ટાને તેનાં નામ અને કીરતી છતાં તેની ફતેહ આગળ વધારતાં કેવી રીતે અટકાવતું હતું.

હવે મીસીસ સ્મીથર્સને ગુજર્યાને ત્રણ વરસ ઉપર પસાર થઈ ગયાં હતાં અને તેથી દેખાઈતું છે કે તેણી જે ૬૦૦) પૈંડની રકમ મુકી ગઈ હતી, તેમાંથી હાલ થોડુંજ બાકી રહ્યું હતું. આ બે બેહેનો ખરેખર ઘણીજ કરકસરથી એક ગીચ મોહલ્લામાં બે નાના ઓરડા બાડે લઈ રહેતી હતી. નાની જેની જે હાલ બારથી તેર વરસની ઉમરનું બચ્ચું હતું, તેને ફેફસાંનું દરદ થવાથી તેઓનો ખરચ એકદમ વધી ગયો હતો. તેજ સહવારના ઓગસ્ટા ડાકટરને મળી આવી હતી, અને તેણે તેણીને ખુલ્લે ખુલ્લું જણાવ્યું હતું કે જ્યાં સુધી તેણીની બેહેનને કોઈ ગરમ મુલકમાં ઓહાંમાં ઓછું

એક વરસ સુધી લઈ જઈ રાખવામાં આવે નહી ત્યાંસુધી તેણી આખો શીયાળો કહાડી શકે નહી, અને કોઈ પણ પળે મરણ પામે. આ સાંભળી ઓગસ્ટાને એટલું તો દુઃખ લાગ્યું કે તેનું અત્રે બયાન કરવું મુશકેલ છે. જેનીને ગરમ દેશમાં લઈ જવું કેટલું મુશકેલ અને નહી બની શકે તેવું હતું, તે વીશે તેણી વીચાર કરવા લાગી. તેણે જો તેણીને ચાંદપર લઈ જવા કહ્યું હતે તો તેપણ તેણીને મનસે સરખુંજ હતું. અફસોસ! તેણી પાસે પૈસા હતા નહી અને તે ક્યાંથી મેલવવા તે જાણતી હતી નહી. વાંચનાર! ખોદાની બંદગી કરી માંગજે કે તારાં નસીબમાં તારાં કોઈ વહાલાંને થોડાક પૈસાની કંગાલ રકમને લીધે મરી જતાં જોવાનું સરજેલું નહી હોય.

આવી ભય ભરેલી હાલતમાં તેણીનાં દુઃખી મને "મીસનસ" નાં ખાતાંમાંથી પોતાના હક કરતાં વધારે કાંઈ મેળવવાની આશાથી તેણીને ત્યાં જવાની ફરજ પાડી હતી, તેજ "મીસનસનું" ખાતું કે જેના માલેકોએ તેણીની ચોપડીમાંથી સેંકડો પૌંડ મેળવ્યા હતા, જ્યારે તેણીને તો ફક્ત ૫૦) પૌંડજ આપવામાં આવ્યા હતા. આ કોશેશમાં તેણીએ કેટલી ફતેહ મેળવી તે આપણે જાણ્યે છીએ. ત્યાંથી નાસીપાસ થયા પછી તેઓની આફીસ છોડતાં તેણીને એક ઓળખીતા સરાફની યાદ આવી; કદાચ તે તેણીને થોડીક રકમ ધીરશે એવું ધારી તેણીએ બેંક તરફનો રસ્તો લીધો. ત્યાં આવી પુગા પછી તેણીએ તે બેંકના કારભારીને મળવા માંગ્યું, પણ જવાબ મલ્યો કે તે બહાર ગયો હતો અને ત્રણ વાગે પાછો ફરશે; તેથી પાસેની એક દુકાનમાં જઈ ત્યાંથી થોડુંક પાંઉ ખાધું અને ગલાસ ભરી દુધ પી ત્યાંજ બેઠી. પણ અંતે વધારે વખત થોભનાં શરમ ઉપજવાથી ત્યાંથી નીકલી ત્રણ વાગા સુધી મોહલ્લામાં આમ તેમ ફરી વખત કહાડયો. ત્રણની ટકોરી સાંભળતાં તેણી પાછી ફરી અને કારભારીના ખાનગી ઓરડામાં તેણીને બેસાડવામાં આવી, જ્યાં એક દયા વગરનો, ઘાતકી દેખાવનો શખસ મોટી ચોપડી લઈ બેઠો હતો. ઓગસ્ટા જે શખસને મળવા માંગતી હતી તે આ હતો નહી, અને તેથી તેણી પાછી નાસીપાસ થઈ.

તેઓ વચ્ચે શું વાત થઈ તેનું અત્રે બ્યાન કરવાની કાંઇ જરૂર નથી, એટલુંજ કહેવું બસ થશે કે જ્યારે તેણીએ ધ્રુજતાં ધ્રુજતાં ત્યાં આવવાનું કારણ કહી સંભળાવ્યું, ત્યારે સામા ધણીએ થોડાક દયાના બોલો બોલી દલગીરી બતલાવી કે ઉધાર નાણાં આપવાં બેંકના ધારાથી ઉલટું હતું, અને એમ કહી નરમાશથી નમી તેણીની ત્યાંથી કાસર પતાવી.

આ વખતે સાંજનાં લગભગ ચાર વાગ્યા હતા. વરસાદ ઝરમર ઝરમર પડતો હતો અને હવા ભીનાશવાળી અને સરદ હતી, તેથી બરમીંગામના મોહલ્લાઓનો દેખાવ એવો તો કંગાળ અને ડરામણો લાગતો હતો કે [illegible] સુખી અને ખુશી ભરેલાં દીલનાં માણુસને પણ નાસીપાસ અ[illegible] ગમગીન બનાવે. આવા એકાંત અને સરદીવાળા મોહોલાઓ પસ[illegible]કરી ઓગસ્ટા ભીંજનલી, થાકલી અને લગભગ રડતી છેલ્લ[illegible] તેઓના નાના બેસવાના ઓરડાના દરવાજામાં દાખલ થઈ. [illegible]તેણી કાંઈ પણ ગડબડ કીધા વગર ચુપચુપ અંદર આવી, કારણકે ઘરમાં કામ કરતી દાસી તેણીને ચાલમાંજ મલી હતી, તેને પુછતાં તેણીને માલમ પડયું કે જેની બપોરના ખાણાંની વખતે ઘણી ખાંસી હતી અને હમણાં ઊંઘાઈ ગઈ હતી.

ઓરડામાં એક નાની સગડી હતી. કરકસરને લીધે તેમાં કોલસાને બદલે બે મોટી ઈંતરડીઓ નાખેલી હતી. એક બાજુએ ઓગસ્ટાની લખવાની ટેબલપર એક દીવો ધીમો બલતો હતો. તેની સામેની બાજુએ સગડીની જરાક નજદીક એક કોચ (સોફા) મુકેલો હતો, જે ઉપર એક સુંદર બાળવાળી છોકરી પડેલી હતી. તેણી એટલીતો પાતળી અને નબળી હતી કે એક છોકરી કરતાં છોકરીનાં હાડપીંજર જેવી વધારે દીસ્તી હતી. આ તેણીની આજારી બેહન જેની સુતેલી હતી. ઓગસ્ટા ઘણુંજ ધીમે પગલે તેણીની તરફ ચાલી. તેણીની નજર દીલ દુખવે તેવા પાતળા પણ મધુર નાના ચેહરા, લાંબા વાંકા પાપણો, પાતળું નાક, અને કમાનના જેવા ઘાટનાં મોઢાં પર પડી. તે ઉપરની દુખની નીશાનીઓ સઘળી જતી રહી હતી અને તેને બદલે હસવાનો છાપ તે પર પડેલો જણાતો હતો.

ઓગસ્ટાએ તેની તરફ ફરીથી જોયું; તેણીનું દીલ ભરાઈ આવ્યું, અને તેણીની ભુરી આંખોમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં. તેણીને બચાવવાને તેણી પૈસા કેમ મેલવે? એક વરસની વાત પર એક પૈસાદાર શખસ, જેને તેણી ધીક્કારતી હતી તેણે તેણીને પરણવાની માંગણી કીધી હતી, પણ તેણીએ તેને ના પાડી હતી. ત્યાર પછી તે બહાર ગામ જતો રહયો, નહી તો હમણાં ખચીત તેની પાસે જતે અને કાંઈ પણ કીંમતે તેને પરણતે. હા, જે માણુસને તેણી ધીક્કારતી હતી તેને પરણવાને પણ તેણી કબુલ કરતે. પોતાની બેહનને વાસ્તે તેણી કાંઈ પણ કરવાને તયાર હતી; જ્યારે તેણીની સૌથી વ્હાલી બેહન મરી જતી હતી, અને તેપણ ફક્ત ૨૦૦ પૌંડને લીધે, ત્યારે તેણીને પોતાના જીવની શી દરકાર હતી?

આ પ્રમાણે તે વીચાર કરતી હતી, તેટલામાં જેની જાગી ઉઠી, અને પોતાની બેહન તરફ હાથો લંબાવ્યા. તેણીએ મધુર બચ્ચાંના જેવા અવાજે પુછયું કે, "મારી પ્યારી બેહન, તું ક્યારે પાછી આવી? તારા વગર મને મુદલ સોહવાયું નહી. અરે ધુસી (તેણી પોતાની બેહનને હમેશાં આ લાડકાં અને ટુકાં નામથી બોલાવતી હતી) તું કેટલી બધી ભીંજાઈ ગઈચ, એકદમ જઈને તારૂં બદીઆન બદલી નાખ, નહી તો તુંબી મારી માફક આજારી"——આટલું બોલ્યા પછી તેણીને એક ખાંસાની મોટી ગુંચ આવી, જેણે જેમ પવન એક બરનાં ઝાડને હીલવે તેમ તેણીનાં નબળાં શરીરને ધ્રુજાવી નાખ્યું.

તેની બેહન બદીઆન બદલવા ગઈ અને પાછી આવી કોચ આગળ બેઠી ને તેનો પાતળો નાનો હાથ પોતાના હાથમાં લીધો.

"કેમ ધુસી, પેલા તારા છાંપખાનાના ભુત સાથે શું કરી આવી?" (આ બેઅદબ નામ તેણી મી૦ મીસનને લાગુ પાડતી હતી;) "તેણે તુંને વધારે પૈસા આપવા કબુલ કીધું કે?"

"નહી પ્યારી; અમે ફક્ત કજીઓ કીધો અને હું પાછી આવતી રહી."

"ત્યારે હું ધારૂંચ કે આપણેથી બહાર ગામ જવાશે નહી." આ સવાલથી ઓગસ્ટાને અતીશય દુઃખ લાગી આવ્યું. તેણી જવાબ દેઈ શકી નહી, પણ ફક્ત પોતાનું માથું હીલવ્યું. તે બચ્ચાંએ પણ પોતાનું માથું તકીઆ પર નાખી દીધું અને એક બે ડચકાં ખાધાં; જલદીથી તેણી શાંત થઈ અને ફરીથી પોતાનું મોઢું ફેરવી બોલી, "પ્યારી ઘુસી, જો તું ગુસ્સો નહી કરે તો હું તુંને કાંઈ કહેવા માગુંચ. મારી મધુર ઘુસી, મારા ફરેસ્તા, હું કહુંચ તે સાંભળ; અરે, ઘુસી તું જાણુતી નથી કે હું તુંને કેવી ચાહુંચ. એ બધું હવે નકામું છે. સઘળાં ફાંફાં ફોકટ છે. હું હવે થોડા વખતમાં મરી જવશ. જોકે હું ફક્ત બાર વરસની છેઊં, અને તું મને એક બચ્ચું સમજેચ તોપણ એ બધું સમજવાને હું પુરતી મોટી છેઊં." ત્યાર પછી થોડો વાર હાંસીને પાછું ઉમેર્યું, "હું ધારૂંચ કે દુઃખ માણસને તેની ઉમર કરતાં વધારે મોટું બનાવેચ. હું જાણે ૫૦ વરસની હોઊં તેમ મને લાગેચ. વારૂ, હવે તું જોયચ કે દુઃખની સામે થવા કરતાં મને એકદમ મરી જવું જોઈએ. હું ફક્ત તારી પર એક બોજા દાખલ છેઊં, અને તુંને ફોકટની ચીંતા કરાવુંચ, તેના કરતાં તો બેહતર કે હું એકદમ મરી જાઊં."

"અરે જેની! જેની! એમ ના બોલ," તેની બેહેને રડવાના જેવા અવાજે કહ્યું, "તું જાણુતી નથી કે એમ બોલવાથી તું મને મારી નાંખતી હોય તેટલું દુઃખ લગાડેચ."

જેનીએ પોતાનો ગરમ હાથ ઓગસ્ટાના હાથપર મુક્યો અને બોલી, "મારી પ્યારી બેહેન, જો તુંને દુઃખ પણ થતું હોય તો પણ હું કહુંચ તે સાંભળ, ખચીત હું તુંને કાંઈ કહેવા માગુંચ. તું મારે વાસ્તે એટલીબધી શું કામ બીહેચ? મારાં મોત પછી જેબી જગાપર હું જવશ તે ખચીત આ કરતાં વધારે ખરાબ તો હશેજ નહી. પેલી દુન્યામાં હું વધારે દુઃખ ખમશ નહી, અથવા અહીંઆં તુંને રડતાં જોઈ જેટલી દુઃખી થાઉંચ તેથી વધારે દુઃખી થવશ નહી. આપણે અહીંઆં કેટલી કંગાલપન ભોગવ્યેચ, તેનો વીચાર કર. વરસોનાં વરસો સુધી આપણી જીંદગીમાં જે એકજ ચીજ આપણુને સુંદર લાગતી હતી અને જે ઉપર આપણે મોટી ઉમેદ બાંધી હતી, તે તારી ચોપડી હતી. તું જાણેચ કે જ્યારે વળી મને ઘણું દુઃખ થાયચ અને મારી છાતી દુઃખેચ ત્યારે "ટાઈમ્સ, સેટરડે રીવ્યુ, સ્પેક્ટેટર" અને બીજાં વર્તમાન પત્રોએ તારે વીશે જે છાપ્યું હતું, તેનો હું જ્યારે વીચાર કરૂંચ ત્યારે હું મારૂં દુઃખ તદન ભુલી જાઊંચ અને ખુશી થાઉંચ. તેઓએ જે લખ્યું હતું તે તુંને યાદ તો હશે, કે તારામાં કુદરતી બુદ્ધી છે, જેથી તું આગળ ચાલતાં સૌથી સરસ લખનાર નીવડશે એવી તેઓ આશા રાખેચ. ખચીત, ઘુસી, આએ તારી બુદ્ધી તો પેલા ભુતથી છીણવી લેવાશે નહી. તે તારી ચોપડીના પૈસા લઈ શકશે, પણ એમ તો તેનાથી કહેવાશેજ નહી કે તેણે તે ચોપડી લખી; જો કે હું તો કાંઈ પણ શક વગર કહુંચ કે તેમ જો થઈ શકતું હતે તો, એ તો તેમબી કરતે." તેણી આ છેલ્લા બોલો એક બચ્ચાંના જેવી ચાળાકી અને ચીરડાટથી બોલી હતી. "અને હા, જા વળી પેલા લંડનના મોટા ગ્રંથકર્તાઓએ તારીપર જે કાગજો લખ્યાંચ તે પણ મને વારંવાર યાદ આવેચ. વારૂં, મારી સૌથી પ્યારી બેહેન, જે ચીજ મારાં દીલને સૌથી વધારે ખુશી કરેચ તે એ છે કે આ બધું ખરેખર બનેલું છે, અને તે મેં મારી નજરે જોયુંચ. વળી મને લાગેચ (જો કે તે કેમ તે હું પોતે જાણુતી નથી) કે દુન્યાના બધા મીસનો સાથે મલી તારી સામે થશે તે છતાં તું એક પ્રખ્યાત સ્ત્રી નીવડશે; તું કાંઈબી કરી પેલાની સત્તા તળેથી છટકી જશે, અને જો કદાચ તેમ નહીબી બને તો પાંચ વરસમાં શું બીસાદ, એટલો વખત તો જલદીથી પસાર થઈ જશે. પછી જ્યારે તું મોટી, પૈસાદાર, વખણાયલી અને વળી હમેશ કરતાં વધારે ખુબસુરત થશે, અને જ્યારે તું ઓરડામાં પગ મુકશે ત્યારે તુંને જોવા બધાં લોકો તેઓની આંખો ફેરવશે (જેમ નીશાળમાં પાદરી વાએજ આપવા આવતા હતા ત્યારે અમે કરતાં હતાં) ત્યારે તું બીજી બેહનોની માફક મને ભુલી જશે નહી, પણ મને યાદ કરશે ને વીચારશે કે ઘણાં ઘણાં વરસોની વાત પર હું મરી જવા આગમચ જે અગમચેતી કરી ગઈ હતી તે બધી કેવી ખરી પડી."

આ નાની છોકરી જાણે તેણી જે બોલતી હતી તે સઘળું ખરેજ પડવાનું હોય તેમ ઘણી અજાએબ જેવી ગંભીરાઈ અને ચોકસાઈથી વીચાર કરી બોલતી હતી, તેટલામાં એકાએક પાછી હાંસાની ગુંચ આવ્યાથી તેણી ચુપ થઈ. તેણીની બેહન ગુડણુ મંડીએ તેની આગળ બેઠી અને તેના હાથમાં તેને પકડી, મરી જવાની વાત નહી કરવા ભાગાતુટા બોલોમાં તેને કાલાવાલા કીધા. જેનીએ ઓગસ્ટાનું સુનેરી બાળવાલું માથું પોતાની છાતી પર મુક્યું અને તેના બાળ પસવારતાં બોલી, "ચાલ વારૂ, એમ તો એમ, ઘુસી, હું એ વીશે વધારે બોલશ નહી, પણ જે ખરૂં છે તે હું તો તુંને કહુંચ. હું ખમતાં ખમતાં તદન કંટાળી ગઈચ. વારૂ, મારી પ્યારી, આપણે એક બીજાંને ઘણુંજ હેતથી ચાહીએ છીએ, અને કદાચ—કેડે બીજે ઠેકાંણે—આપણે ફરીથી"—તેણી વધારે બોલી શકી નહી. નજદીક આવતી જુદાઈના ખ્યાલથી તેનું નાનું બહાદુર હૈયું ભરાઈ આવ્યું, અને બેઉ બેહનોએ કોચ પર નવધાર આંસુ પાડયાં. તરતજ કોઈએ ઓરડાનું બારણું ઠોક્યું. ઓગસ્ટા જલદીથી ઉઠી અને તેનાં આંસુ લુછી ઘેરમાં કામ કરતી દાસી જે તેઓને વાસ્તે ચાહ લાવી હતી, તેને બારણું ઉઘાડી અંદર લીધી.

ઓગસ્ટાએ થોડી ચાહ પીધી અને પાંઉ અને માખણનો એક ટુક ખાધો; તેણીને આજે ભુખ તો હતીજ નહી. જેનીએ પણ કાંઈ ખાધું નહી, પણ થોડુંક દુધ પીધું; જ્યારે તે દાસી ટેબલ સાફ કરી ઓરડામાંથી ગઈ ત્યારે જેનીએ કહ્યું: "ઘુસી હવે મને બીછાંને લઈ જા અને ત્યાર પછી મારી આગળ આવી "જેમીમાસ વાઉ" માંથી ગરીબ જેમીમા મરી જાયચ તે ભાગ વાંચ, આખી ચોપડીમાં તે સૌથી સરસ ભાગ છે અને તે મને ફરીથી સાંભળવા ગમેચ."

તેણીની ઈચ્છા પુરી પાડવાને ઓગસ્ટા તે ચોપડી લઈ તેણીની આગળ ગઈ, અને જે ભાગ તે વંચાવા માંગતી હતી,

તે ઊઘાડી જેમ બને તેમ મક્કમ અવાજે મોટેથી વાંચવા માંડયું. ખરેખર તે લખાણ ઘણું અસરકારક અને દીલમાં લાગી આવે તેવું હોવાથી છેલ્લો વાક્ય પુરો કીધો ત્યાંસુધી ઘણી મુશકેલાઈથી તેણીએ પોતાનો જુસ્સો દાબી રાખ્યો. તે વાક્ય નીચે પ્રમાણે હતો:—

"તેથી જેમીમાએ તેની તરફ પોતાનો હાથ લંબાવ્યો, અને તેને છેલ્લી સલામ કીધી, અને પોતાનું વચન પાલ્યું, તેથી ઘણી ખુશી થઈ સુખેથી જલદી સુવા ગઈ."

તે બલ્લુ આંખવાલી નાની છોકરી જે આ બધું સાંભળતી હતી, તે બોલી "અરે! હું ઈછુંચ કે હુંબી જેમીમાના જેવી ભલી હતે, પણ જો કે મને કાંઈ તેની માફક વચન પાલવું નથી, તો પણ હું છેલ્લી સલામ કહી તેની માફક સુવા જાઉંચ."

ઓગસ્ટાએ કાંઈ જવાબ દીધો નહી, અને થોડા વારમાં જેની ઉંઘાઈ ગઈ. તેની બેહેને આતુરતા ભરેલા પ્યારથી તેની તરફ જોયું અને પોતાને મનસે બબડી કે, "એ પોતાની આશા છોડી દેય, અને જો એ પ્રમાણે નાશીપાસ થશે તો એ મરી જશે. એ જાણેચ કે જો એને બહારગામ નહી લઈ જવામાં આવશે તો એનો છેડો આવશે. અરે, હું પૈસા ક્યાંથી મેલવું? પેલો શખસ જે મને પરણવા માંગતો હતો, તેથી અહીંઆ નહી મળે, નહી તો હું કાંઈ પણ કરી તેની પાસેથી મેલવને. હવે હું શું કરશ?" આટલું બોલી તેણીએ પોતાના હાથો મોહાંપર ઢાંકી દીધા, અને વીચાર કરવા લાગી. તરતજ એક ખ્યાલ તેણીને આવ્યો; તે એ હતો કે, તેણી ફરીથી મી૦ મીસન પાસે જાય અને તેનાં લખત પ્રમાણે તેણીની નવી ચોપડીનો ગ્રંથ કર્તા દાખલનો હક ૧૦૦) પૌંડની કીમતે વેચે; પણ એટલી રકમ એક આજારી માણસ સાથે મુસાફરી કરવાને પુરતી ન હોવાથી વધારે મેળવવાને તેણીએ ધાર્યું કે જો થોડાંક ચોકસ વરસો સુધી તેના હાથ હેઠલ રહેવાને તે માંગણી કરે તો અલબત મી૦ મીસન ખુશી થાય અને એક બીજાં સખત લખતથી થોડાંક વધારે વરસો સુધી કાંઈ જુજ પગારે તેણીને બાંધી લઈ બીજા ૧૦૦) પૌંડ તેણીને જોઈતા હતા તે આંગપર આપવાને કબુલ કરે. જો કે આ વીચારજ તેણીનાં દીલમાં ધુજરાં ઉતપન કરવાને અને તેણીની સઘળી આશા અને ઉમેદનો નાશ અને ભંગ કરવાને પુરતો હતો, તે છતાં જો શીયાળો બેસવા અગાઉ તેની પ્યારી જેનીને ફ્રાંન્સની દક્ષીણે લઈ જવાને તે ૨૦૦ પૌંડની રકમ મેલવવાને શકતીવાન થાય તો આ સઘળું ખમવાને તેણી તૈયાર હતી, બલ્કે તેમ કરવાનો મજબુત ઠેરાવ કરી ચુકી હતી.

આ પ્રમાણે પોતાનો ભોગ આપવાનો વીચાર કરી એક હાય મારી તેણી ત્યાંથી ઉઠી બીછાને સુવા ગઈ. તેણી ઊંઘમાં પડયા પછી એક અવાજ જે તેણી સાંભળી શકતી નહી હતી, તે અંધારામાં કોઈને બોલાવતો હતો, કોઈ ચીજ જે તેણી જોઈ શકતી નહી હતી તે તેણીનાં બીછાનાં આગળ આવી ઉભી હતી. વાંચનારા! આ શું હશે? તે કાંઈજ નહી પણ મોતનો ફરેસ્તો હતો, જે એક પ્યારા જીવને આ દુન્યામાંથી ઘસડી લઈ જવા ત્યાં આવ્યો હતો. થોડા વખતમાં એક જુવાન વ્હાલો જીવ સુખ અને શાંતીથી આ દુન્યામાંથી પસાર થઈ ગયો. અરે! તે કોઈજ નહી પણ આપણી ઓગસ્ટાની સૌથી વ્હાલામાં વ્હાલી અને એક પુરી બેહેન જેની તેણીનાં બીછાનાંમાં મરણ પામી હતી.

પાછલી રાત પહનાં ઓગસ્ટાને સ્વપનો આવ્યો કે કોઈ તેણીના ચેહરા પર દમના થંડા ફુંફાડા મારતું હતું, તેથી તેણી એકદમ ચોંકી ઉઠી જાગૃત થઈ સાંભળવા લાગી. જેનીનું બીછાનું ઓરડાની બીજી બાજુએ હતું; તે આજારી બચ્ચાંની ઊંઘ વગર ઉતપંત થતી બેચેનીનો અવાજ વારેઘડીએ સાંભળવાની તેણીને ટેવ પડી હતી, પણ હમણા તેણીને કાંઈ સંભળાયું નહી, તેણીના દમનો અવાજ પણ તેણી સાંભળી શકી નહી; ઓરડામાંની ચુપકીદી જાણે તેણીને બીહવડાવતી હોય તેમ લાગ્યું, તેથી એકદમ ધાસ્તી ખાઈ બીછાનાપરથી કુદકો મારી ઉઠી અને બતી સલગાવી. એક બે પળમાં જેનીનાં બીછાનાં આગળ આવી હાથમાં બતી ધરી ઉભી રહી. કાકડો બરાબર સળગ્યા પછી તેણીએ જોયું કે જેની બીછાનામાં ઢોર વાલી પડી હતી. તેણીનું સફેદ માથું તેણીના સફેદ હાથપર મુકેલું હતું, તેણીની આંખો ઊઘાડી હતી, પણ જ્યારે ઓગસ્ટાએ તેણી આગળ બતી ધરી, ત્યારે તેણીએ તે હીલવી નહી અથવા બંધ કીધી નહી; તેણીના હાથ પણ—અરે બાપા! તેણીનાં આંગળાં તદન થંડાં હતાં. (જુઓ બાજુનું ચીત્ર.)

હવે ઓગસ્ટા બધું સમજી ગઈ અને દુઃખમાં પોતાના હાથો ઊંચકી આખું ઘેર ધ્રુજાવે તેવી ચીચયારી પાડી.

[ સાંધણ છે. ] શીરીન ફ્રે૦ પાટક.

---

સ્ત્રી મિત્ર માટે સંસારી વીષય લખનારાં બાઈ—"મીઠી મડમ" ઈમેજીનું સારૂ જ્ઞાન મેલવયા પછી પરણી હતી. પરણ્યા પછી પણ તેણીએ પોતાનો અભયાસ ચાલુ રાખ્યો હતો. આજે તેણીને પરણ્યાને ઘણાં વરસ થયાં છે. થોડા દીવસની વાત ઉપર તેવણ કાંઈ લખવા બેઠાં હતાં અને તે વેલાએ તેમને પોતાના ખાવંદ સાથ નીચે મુજબની વાતચીત થઈ હતી:—

ખાવંદ—કેમ દીયર, નાશતાની કાંઈ તઈયારી હજી નહી કરતાં? સાડા નવ થયા ને હજી તારૂં ઠેકાણું નહી મલે?

મીઠી—બસ તમારેતો એજ કંટાળો રહી ગયો! કાવલાને કહેવોની બે ઈંડાં ચારવી આપે; લેવો આએ કુંચી અને કબત મધેથી જેલી, ચુરબો જે જોઈએ તે કહાડી કાંએ નહી લેના?

ખાવંદ—આજે સવારના ચુચા જણાતા નથી તે ક્યાં છે? રખે પેલા કેફ બાગમાં ઉતરી તડકામાં રખડતો હોએ?

મીઠી—હા, ખરાર, જરા જઈને જોવની, નહી તો આયાને હાંક મારીતો, આપરે તેને પુછીએ.

ખાવંદ—પણ ત્યારે તું મારા દગલાનું બતન કીએ દહાડે તાંકી આપશે? આઠ દહાડા થયા તો ટાંચણી ખોસીને ચલાવયું, પણ બહાર લોકોમાં ખરાબખી લાગે છે.

મીઠી—બસ રે હવે તમારો તો એજ કંટાળો રહી ગયો; જે ઘડી "સ્ત્રી મિત્ર" માટે બાનુંઓની પેર સંસારી ફરજ વીષે લખવા બેઠી તો વરી તમે કંટાળો આપવા નીકલી પડયા; આટલા દહાડા બતન વગર ચાલ્યું હની, તો એક દીવસ વધારે.

ખાવંદ—લે, પગ તલે બળે છે ને લંકાં હોલવવા નીકલી પડી છે. ઘેરનાં કામકાજનું ઠેકાણું મલે નહી, નાસ્તો માંગુંછું તો કાવલાનો હવાલો, બચ્ચાંને વરે પુછછું તો કહે છે કે આયાને પુછો, અને મહીનો દીવસ થયો બતનનું ઠેકાણું મલે નહી, ત્યારે વળી પેર સંસારી ફરજ ઉપર રસાલો શાનો લખવા બેઠાં છે?



જ્યારે ઑગસ્ટાએ તેણીની આંખ આગળ બતી ધરી, ત્યારે તેણીએ તે હીલવી નહી અથવા બંધ કીધી નહી; તેણીના હાથ પણ—અરે ખોદા! તેણીનાં આંગળાં તદન થંડાં હતાં. (જુઓ પાનું ૩૪ મું.)



# એકલપેટાપણાંને લગતી ઈચ્છા.



ઈચ્છાને દાબી નાખો, અથવા તો ઈચ્છા કરોજ ના, એ એક ઘણીજ કઠણ કહેવત છે, તો જોકે તે દરેક ધર્મના દરવાજા ઉપર કોતરેલી હોય છે. હવે "ઈચ્છા" એ બાહેરના દેખાવથી તો ઘણી નેક, સારી અને સુંદર ચીજ દીસે છે, જેમકે સારા પોશાકો, સુંદર ઘરો તથા ઘર સંસારને લગતી સઘળી જાતની સગવડો, ઈત્યાદીને માટે ઈચ્છા કરવી નાલાયક છે, એમ તો કોઈ પણ કહેવાની હીમત કરે નહી, કારણકે શું આ ચીજો આપણાં શરીરનાં સુખને માટે લાયક નથી? તથા તેમને માટે શોધમાં રહેવું શું સારૂં નથી? વળી આપણે એક વેળા જો દોલતમંદ પણ થયા, તો આપણને ધર્મધ્યાન કરવાની તક મળે, તથા તેમ કર્યાથી કરીને, આડકતરી રીતે આપણાં પેલી જહાનનાં પણ સુખમાં કેટલો વધારો થાય, તે જુદું. વળી આપણી દોલતનાં બળથી આપણને કીર્તી તથા માન મળે છે, અને આપણા એક હલકામાં હલકા બોલને પણ વજન મળે છે. હવે એ સર્વે ચીજો શું સારી નથી? તથા તેમને માટે શોધમાં રહીને શું તેને માટે ઈચ્છા નહી કરવી જોઈએ? અગરજો ઘણીજ સખત રીલસુફી આપણને એમ કહેતી હોય, કે એવી જાતની ઈચ્છા તો ફકત માયા અને ફીસીયારી છે, અને તે કાંઈ સદા ટકી શકતી નથી, તો પછી કહો કે, દોસ્તીનાં ફુલો, પ્યારનાં મહાભારત ફુલો, તથા અરસપરસ એક બીજાને લગતા સંબંધોની જે ખુશાલી તે સઘળું કેવી રીતે અમલમાં આવી શકે?

હવે કોઈ પણ શખસ એમ કહેવા નીકળી પડશે કે, "મને મારી ઈચ્છાને મારી નાખવા ના ફરમાવો, પણ ગમે તો હજી એમ કહેવો કે, હું ઈચ્છા તો કરૂં, પણ તે મને ડહાપણથી કરવી જોઈએ, અને અગરજો હું ઈચ્છા ખાત્ર કરૂંજ નહી તો, મારી જીંદગીમાંથી બધી ખુશાલી જતી રહે, અને મને જીવવાજ નહી ગમે."

હવે એ સઘળું ખરૂં છે, તોપણ ઊંચામાં ઊંચી જીંદગી ભોગવવાનો ખરો રસ્તો તો એજ છે કે, "ઈચ્છા કરવીજ નહી." જોકે એ વાત ખુદરતથી ગમે એવી ઉલટી દીસતી હોય, તોપણ ખરી રીતી ને ખરો માર્ગ તો એજ છે.

હવે "ઈચ્છા" એ શું છે. તે એ કે, કોઈ પણ ચીજને માટે આતુરતા રાખવી. ડીક્ષનરી આપણને "ઈચ્છા" એ બોલનો ઊંડાણમાં અર્થ શું થાય છે, તે કાંઈ સમજાવની નથી. એ શબ્દમાં મુળ મતલબ શું છે? આપણે ઈચ્છા શું કરવા કરીયે છીયે, એ શબ્દની મુળ મતલબ તે કાંઈજ નહી, પણ "એકલપેટાપણું" તથા "હુંપણું" છે. આપણે કોઈ પણ ચીજને માટે ઈચ્છા રાખયે છીયે, કારણકે આપણે એમ ધારે કે, તે આપણાંજ સારાંને માટે છે, અથવા તો આપણીજ મોજને માટે, આપણાજ ફાયદાને માટે અને આપણાજ બચાવને માટે છે.

હવે જુવો, આ ભેદભરેલી બાબદની કુંચી આપણને હવે મળી આવે છે. આપણી દલગીરી તથા દુઃખનો નવ દસાંશ ભાગ આપણી એકલપેટાપણાની ઈચ્છામાંથી નીકળે છે. અગરજો આપણી ઈચ્છા પાર પડતી નથી તો તે નાશીપાસી તથા દલગીરીનું એક મોટું મુળ થઈ પડે છે. અગરજો તે પાર પડે છે, તોએ પણ રખેને તેમાં આપણને કાંઈ પણ રીતની ખોટ જાય એવી ધાસ્તી મનમાં રહી જાય છે. હવે એજ પ્રમાણે જેમ આપણી ઈચ્છા બીજાઓના ફાયદાઓની સામે જઈને તેમને નુકશાન કરે છે, તેમ તે લોકોની ઈચ્છા આપણી સામે જઈને આપણને નુકશાન કરે છે; અને તેમાંથી જે ગભરાટ નીપજે છે, તેનું વર્ણન પણ નહી થઈ શકે એવું છે, કારણકે ઈચ્છાનું "બળ" તથા તેની "જગ્યા" બેહદ છે, જે એટલી તો મોટી છે કે, અગરજો આખી દુન્યા પણ લેવાને મળે, તોએ પણ તેનાથી સંતોષ નહી પામતાં હજી બીજી વધારે ઈચ્છા કરે; જેમકે, એક દાખલા તરીકે અલેકઝાંડર ધી ગ્રેટ અથવા તો જેને આપણા લોક શીકંદર પાદશાહ કરી કહે છે, તેને માટે એવું કહેવાયલું છે કે, આખું ઈરાન દેશ તથા તેને લગતા સર્વે મુલકો તેમજ આફ્રીકા ખંડનો કેટલો મોટો ભાગ તથા હીંદુસ્તાનનો મોટો ભાગ જીત્યા પછી તેણે પોતાના સરદારોને પુછ્યું કે, "હવે દુન્યાંનો કેટલો ભાગ જીતવાને માટે બાકી રહયો છે," ત્યારે તેના સરદારોએ જવાબ દીધો કે, "ઓ રાજા, તુંને જણાવવાને અમો દલગીર છીયે કે, હવે દુન્યાનો કોઈપણ ભાગ જીતવાને માટે બાકી રહયો નથી." આવું સાંભળી તે રાજા દલગીર થઈ રડવા લાગ્યો, અને બોલ્યો કે, "ઓ ખુદા હું કેવો કમનસીબ છું; અગરજો મારી પાસે પુરતાં તથા નવાઈ જેવાં હથીયારો હતે તો, હું આ દુન્યા ઉપરાંત જગતના બીજા ગોળાઓ જીતવાનું ખચીત શરૂ કરતે." હવે આ સાધારણ દાખલા ઉપરથી જે સાર મળે છે તે એ છે કે, માણસ માત્રના એકલપેટાપણાંનો તથા હુંપણાંનો છેડો નથી; તથા માણસ જાતના લોભનો થોભ નથી. જુવો આ નીચલી કવીતા શું કહે છે:—

> "થોભ નહી જ્યાં લોભનો,
> શોભા સઘળી જાય,
> તૃષ્ણાથી તરસ્યો સદા.
> ધનથી નહી ધરાય."

હવે જ્યારે ઈચ્છાનું બળ, તથા તેની જગ્યા જોકે બેહદ છે, તોપણ તેમાંથી નીપજતાં જે પરીણામો તે તો હદવાળાં છે. હવે એમ હોવાથી કરીને ઈચ્છાનાં પરીણામો કેવાં નીપજે છે તે જુવો. અદેખાઈ, કીનો, કપટ, જુઠ, ચોરી, નીર્દયપણું, ખુન અને દયા વીનાનું સખત દીલ એ સર્વે દુઃખ દરદ નથી

સંતાપનું તે મુળ છે, તેથી કરીને અગરજો તમો સરસ જીંદગી ભોગવવા માંગતા હોવો તો એકલપેટાપણાને સંપુર્ણ રીતે તજો, અને આપણું નહી પણ બીજાઓનું સુખ શોધવાની તજવીજ કરો. એમ કરવાથી બને છે એમ કે, તેમનાં સુખનો ભાગ અંતે આપણને મળ્યા વીના રહેતો નથી.

જ્યાં લગણ એક માણુસ કાંઈપણ કરીને અને કોઈ પણ રીતે, ફકત પોતાનુંજ સુખ શોધવાનું બંધ કરતો નથી, અને એકલપેટાપણાંને સંપુર્ણ રીતે તજતો નથી, તથા બીજાનાં સુખ દુઃખમાં મલી જવાનું વીચારતો નથી, ત્યાં લગણ ખરી શાંતી તથા ખરૂં ઊંચામાં ઊંચુ જે સુખ તે તેને પ્રાપ્ત થતું નથી.

હવે ઈચ્છાને બંધ કરવી, એ કાયદા ઉપરથી કાંઈ એમ નહી માલમ પડતું કે, "ખુદ ઈચ્છા" એટલે કે તેની જડ્યાને શરીરમાંથી કહાડી નાખવી. ખરો રસ્તો તો એજ છે કે, આપણી ઈચ્છાને આપણા ભલા ગુણોનાં સ્વચ્છ પાણીના પ્રતાપથી ધોઈને ચોખ્ખી કરવી, એટલે કે દીલને સખત કર્યા વીના ભલી લાગણીઓ અખત્યાર કરવી અને આપણી નીચ તથા હલકી કીસમની ઈચ્છાઓને જડ મુળમાંથી ઉખેડી નાખી આપણી જીંદગીના ઊંચા તબકા ઉપર તેમને લઈ જવી અને ત્યાં તેઓનાં મુળ પાછાં ફરીથી રોપવાં જોઈએ.

ઈચ્છાને દાબી નાખવી, એ કહેવતની કાંઈ મતલબ એમ નથી કે, કોઈપણ જાતની મોજ મજાહ કર્યાથી બંધ રહેવું. એક ધર્મી તથા પાક માણુસને પણ દુન્યા તો શોભઈતી લાગે છે. તે પણ તેને નસીબે જે સારૂં થાય છે તે ભોગવે છે અને માણુસ જાતનાં સુખનું પાણી પોતાના પવીત્ર હોઠે પીએ છે. ખરેખર, જેમ જેમ એક માણુસ ઈચ્છાને દાબવાનું શીખે છે, તેમ તેમ ખરી અને ઊંચી કીસમની મોજ ભોગવવાને તે શકતીવાન થાય છે. એક વખતે જ્યારે એકલપેટાપણાંને લગતી ઈચ્છાની આડાઅવળી બંધ પડે છે કે પછી ગમે તો ગરીબ હાલતવાળી પણ મીઠાશવાળી જીંદગીનાં મધુર ગાયનો તેને સંભળાય છે. તેવો માણુસ શું આવે છે કે શું જાય છે, તેને માટે તદન બેદરકાર રહીને પોતાનાં સુખનો કાંઈપણ વીચાર કીધા વીના ખોદાની ખુશાલીમાં દાખલ થાય છે.

જરથુસ્ત્ર, બુદ્ધ, ક્રાઈસ્ત, સ્પીનોઝા તથા સોક્રેતીસ એ સઘળાઓ એજ રીતી પ્રમાણે ચાલવાને કહે છે કે, ઈચ્છા નહી કરવી.

દુન્યામાં રહેવો, પણ "દુન્યાના" થાઓ ના, એટલે કે ફકત "દુન્યાનેજ" ચાહો ના. ખચીત કરીને એકલપેટાપણું તો નહીજ, પણ ભાઈચારાને લગતા નીયમો આપણા આત્મીક ભોમીયાઓ થવા જોઈએ. જે અણદીઠ છે તે હમેશગીનું છે. એટલા માટે જે દીસે છે, તેના જુલમાતથી દુર રહો. એજ રીતી એક એવો દરવાજો છે, કે જેમાંથી પસાર થતાં આપણને એક ખરો માર્ગ મળી આવે છે, અને આ ઉપર લખેલી બાબદ ઉપરાંત (તે એ કે ઈચ્છાને દાબી નાખવી) બીજી ચાર રીતીઓ એવી છે, કે જે અમલમાં લાવ્યાથી કરીને દુન્યાઈ મુસાફરને એક ખરો રસ્તો મળી આવશે. તે રીતીઓ નીચે પ્રમાણે છેઃ—

૧લી રીતી—આપણી ચાલચલણને લગતી સંપુર્ણ પવીત્રાઈ.

૨જી રીતી—મનુષ્ય જાતને માટે જગતને લગતો ભાઈચારો.

૩જી રીતી—ખોદા તરફનો સૌથી ઊંચામાં ઊંચો ભકતીભાવ.

૪થી રીતી—દુઃખ આપદાની વખતે ધીરજ રાખવી તથા ખોદા ઉપર પુર ભરોસો રાખવો અને એકલપેટાપણાંને સંપુર્ણ રીતે તજવું. **મીસ બાનુંબાઈ પેસતનજી નવરોજી ડાકટર.**



# એક ત્રાસદાયક ભેદ.




ત પડેલી હતી! એક રોનકદાર ઘરના પુસ્તકખાનાવાલા ઓરડામાં ફરતી મોટી કીમતી ચોપડીઓથી ભરેલી કબટો અને વીખરાયલાં ચોપાન્યાં અને વરતમાન પત્રો ઉડાવી ઉભેલી સંગેમરમર અને સીસમની ટેબલોપર એક નાની તીપાઈ પર મુકેલાં ફ્રાનસની રોશની પડી તે ઘરના માલેકનો ઊંચો તેસ્ત અને દોલતનો ખ્યાલ આપતી હતી. સગડીની સાંમે એક નીચી ખુરશી પર એક સ્ત્રી બેઠેલી હતી; તેણીની ઉમર આસરે ચાલીસ પીસતાલીસ વરસની લાગતી હતી અને હજી ખુબસુરતીએ તેણીનો ઘટમદાર મુખડો છોડયો ન હતો. તેણીએ પોતાનું માથું હાથમાં ટેકવેલું હતું અને આંખમાંથી જે નવધાર આંસુ ઝરતાં હતાં તે પરથી માલમ પડતું કે તેણી ઘણાં દુઃખમાં હતી. તેણીને દુખી થવાને કારણ એ હતું કે, તેણીનો ભરથાર ઉપરના ઓરડામાં બીછાનામાં મોતની ગોદમાં અમર ઊંઘ કહાડતો હતો. પોતાના સર્વે માણુસો, નોકરોને રવાના કરી તેણી એખલી આ ઓરડામાં બેસી પોતાની દુઃખી અવસ્થા પર વીચાર કરતી હતી. એટલું તો ખરૂંજ હતું કે, તેણીએ આ મરનાર ભરથારને પોતાનો પેહેલો પ્યાર આપ્યો ન હતો. તેણીએ પોતાની સઘળી આશાઓ એકવાર કોઈ જુદાજ પર બાંધી હતી, જે હાલ ઘોરમાં વરસો થયાં આરામે સુતો હતો. ફકત દોસ્તી તથા તેને વાસ્તે પોતાનાં માનને ખાતર તેણી આ ધણીને પરણી હતી. વીસ વરસ તેણીએ હાલના મરણ પાંમેલા પોતાના ભરથાર સાથ ગુજારયાં હતાં અને તે દરમ્યાનમાં તેનો પ્યાર, માયા ને મેહેરબાંની તેણીની ઉપર એટલી હતી કે, હાલ તે સ્ત્રીને લાગતું કે હવે તેના ગયા પછી જીવતું નકામું છે. આટલું છતાં તેની સાથ કાંઈ તેણી સુખી નહી હતી. તેણીનો ભરથાર હમેશ ગમખાર રહેતો, કોઈબી રીતે કે કશાંથી પણ તે ખુશી થતો નહી, જોકે પોતાની સ્ત્રીના એક બાળને પણ તેણે કદી ઈજા થવા દીધી નહી હતી; તેણે પોતાની જીંદગી નેક ને ભલાં કામો કરવામાં પુરી કીધી હતી અને એવી છુપી સખાવતો તે કરતો હતો કે પોતાની બાયડી સીવાય બીજા કોઈને પણ કશી તેની ખબર પડતી નહી. આએ સઘળાંપર વીચાર કરતાં તે સ્ત્રીને એટલું દુઃખ થયું કે પોતાનું મોહડું હાથમાં ઢાંકી ડુસકે ડુસકે રડવા લાગી. તેણીએ વીચાર કીધો કે એકવાર ફરીને પોતાના મુવેલા ભરથારનું મોહડું જોવું અને તેનાં શરીર આગળ ગુડણુભંડીએ પડી બોલવું કે "જો મેં તારી મરજી માફક તુંને ચાહયો નહી હોય તો મને માફ કર-

જો. મારાથી બન્યું તેટલું મેં કીધું છે." આવો વીચાર કરી તેણી ઉઠી, પણ તેટલાંમાં ટેબલ પર પડેલી એક ચાવી પર તેણીની નજર પડી. તરત તેણીને યાદ આવ્યું કે તે ચાવી તેણીના ભરથારે તેજ સવારે મરતી વખત તેણીના હાથમાં મેલી હતી ને કલવાઈને દુખી ચેહેરે બોલ્યો હતો કે "તું તે વાંચજે ને મને માફ કરજે." તે બોલોનું તેણીને કશું ભાન રહ્યું નહી; પોતાના ધણીની માવજતમાં તેણી એટલી રોકાયલી હતી કે કશાં ધક વગર તે ચાવી તેણીએ ટેબલ પર મુકી હતી, પણ હમણા તે જોતાંજ તેણીને તેના બોલો યાદ આવ્યા અને તેણીને લાગ્યું કે તેણીના ભરથારે પોતાની કંઈ છુપી વાતથી તેણીને જાણીતી કરવાને ઈચ્છયું હશે. તેણી એટલું તો જાણતી હતી કે તે ચાવી પોતાના ભરથારની એક ઈસકોતરીની હતી, જેમાં તે પોતાનાં છુપાં કાગજ્યાંઓ તથા દસતાવેજો મુકતો હતો. તેણીએ ટેબલ પરથી ફાનસ ઊંચકયું અને તે ઈસકોતરીની નજદીક લઈ જઈ એક તુલ પર મુક્યું; પછી પેલી ચાવીએ ઈસકોતરી ઉઘાડી ને માહેલાં કાગજ્યાંઓ તપાસવા લાગી. તેમાં એક મોહું કાગજનું બંડલ હતું, જે પર મોટા અક્ષરે લખેલું હતું કેઃ—

**મારી વહાલી મોહરદાર માટે,**—(ખાનગી.)

પોતાનાં દુઃખમાં પણ તેણીને અજાયબી લાગી કે, એવું તે શું લખેલું હશે અને તેને વાસ્તે આવી દયા ભરેલી રીતે તેના ભરથારે માફી શા વાસ્તે માંગી હશે. તેણીએ તે બંડલ પોતાના હાથમાં રાખી ઈસકોતરી બંધ કીધી અને ફાનસ ટેબલ પર મુકી, ટેબલ આગળ પોતાની ખુરસી ખેંચી બંડલ ઉખેડી વાંચવા માંડયું. પેહેલાં તો તેણીએ એક એક પછી પાનાં ઝડપથી ઉથલાવ્યાં અને ઉપર તપકેથી, લખેલાં પર નજર કરતાં તેણીને માલમ પડયું કે, એક વાહાલું નામ ઘડી ઘડી આવેલું હતું જે જોઈ પહેલાં તો તેણીને ઘણી ઈતેજારી અને દુઃખ લાગ્યું અને છાતી જોરથી ધડકવા લાગી, પણ પછી મજબુત હૈયું કરી પોતાનો ભરથાર શું લખી ગયોય તે તેણીએ વાંચવા માંડયું, જે નીચે મુજબ હતુંઃ—

"મારી વહાલી મોહરદાર—તું જયારે આ વાંચશે ત્યારે હું તો મરણ પામેલો હોઇશ અને તું પોતે તો, મારી ખાતરી છે કે, ભર જુવાનીમાં હશે. જે પ્યાર મેં હમેશ સુધી તારી તરફ ધરાવ્યોય તથા જે સુખ મારાથી બનયુંય તેટલું મેં તુને દેખાડ્યુંય, તેનો વીચાર રાખી આએ વાંચીને તું મને માફ કરી શકશે કે નહી તે હું કહી શકતો નથી, તે છતાં મુવા અગાઉ મારી છુપી વાત તુને જણાવી મારી છાતી ખુલી કરવાને મેં દરૂરત વીચાર્યું છે, જે છુપી વાત આટલો વખત થયો મારૂં જીગર કોતરી ખાયચ ને કોઇ વાર મને દીવાના જેવો બનાવેચ. એ છુપી વાત મરતી વખતે પણ તુને જણાવું નહી તો મારી ઘોરમાં પણ મારૂં રૂહ આરામે ઠરે નહી એમ મને લાગે છે. આ વાંચવાથી તું દુઃખી તો થશેજ, પણ તારી આગળ બધું માની દેવાથી મારાં રૂહને જરા નીરાંત થશે. મને આશા છે કે તું મને માફ કરશે. હવે કઈ રીતે હું શરૂ કરૂં? આએ લખુંય તે વખત મારી આગલી જીંદગી હું યાદ કરૂંચ. આએજ ઓરડામાં ઘણાં વરસોની વાત પર હું એક વાર વાંચતો બેઠેલો હતો; તે વખત મારી વય પચીસ વરસની હતી અને જેબી ચીજ જોઈએ તે મારી આગળ હાજર હતી. દોસ્ત આસનાવો, પૈસા ટકા સરવે મારી પાસે હતાં. જેને હું મારાં જીગરથી ચાહતો હતો તે પણ થોડા વખતમાં મને ચાહશે અને મારી થશે એવી મને આશા હતી. બધી રીતે તે વખત હું સુખી હતો. હું વાંચતો બેઠો હતો તેવામાં મારો નોકર ઓરડામાં દાખલ થયો ને મારા હાથમાં એક કાર્ડ આપ્યો. તે પરનું નામ મેં વાંચયું "મી૦ જેરલ્ડ ગોરડન". આ નામ વાંચતાં હું જણુંય કે હું ચોંકશે. જેરલ્ડ ગોરડન મારો સરવથી જુનો ને પ્યારો મીત્ર હતો, અને જો કે ઘણાં વરસો સુધી અમો એક એકને મલ્યા ન હતા, તો પણ હું તેને ભુલી ગયો નહી હતો. તેને જોવાથી મને ઘણો હરખ થયો ને ઘણા પ્યારથી અમો એક એકને ભેટયા; તેની વાત પરથી માલમ પડયું કે તેણે બહારગામ સારો પૈસો એકઠો કીધો હતો અને પોતાને ગામ જતાં મને મલવાની તેને ઈચ્છા થવાથી મારી આગળ આવ્યો હતો. લાંબા વખતે મલ્યાથી અમારા વચે આગળી યાદદાસ્તો તાજી થઇ અને મેં તેને મારે ત્યાં થોડા દહાડા રહેવાને અરજ કીધી, જે મોટી ખુશી સાથ તેણે બહાલ રાખી. વહાલી ગર્તરૂડ! તેની સબી તારી આગળ ચીતારવાને મને કશી જરૂર નથી. હું જણુંચ કે તેનો છાપ તારાં જીગરમાં કોતરેલો છે; તોપણ મને યાદ છે કે તે સાંજે તે મારી સામે બેઠો હતો, તે વખત તેનો ખુબસુરત ચેહેરો તથા દમામ ભરેલો દેખાવ જોઈ મને અદેખાઈ લાગી હતી અને મનમાં વીચાર આવ્યો કે ખુદરતની સૌથી સરસ બક્ષેસ તે ખુબસુરતી છે.

એકએકની ખબર અંતર પુછયા પછી તથા બીજી ત્રીજી વાતો કીધા પછી મેં પુછયું: "તેં કોઈ તારી ધણીઆણી શોધી કહાડીચ કે જેરલ્ડ? તું કોઈને ચાહેચ કે?"

તેણે જવાબ આપ્યો: "નહી હજી કોઈ તેવી સ્ત્રી મેં જોઈ નથી. પણ તારૂં કેમ? તેં તો કોઈને અહીં શોધી કહાડીજ હશે?"

અરે તેજ વખત કાંય નહી મેં કબુલ કીધું કે તુને હું ચાહતો હતો! કેવો હું મુરખ! કેવો કમનસીબ! પણ મારામાં મગરૂરી હતી ને મને કહેવા નહી ગમ્યું કે જે સ્ત્રીને હું ચાહતો હતો તે મારે વીશે વીચાર કરતીજ નથી અને તેણીને મારા માટે કશી દરકાર હતી નહી, અને મારા ખરાં જીગરના પ્યારના બદલામાં તેણી ફક્ત એક દોસ્ત તરીકે મને ગણતી હતી, એમ કહેવાને મને ગમ્યું નહી, તેથી મેં પણ તેનીજ માફક હસીને કહ્યું: "નહી હજી કંઈ કોઈ મેં તેવી સ્ત્રીને દીઠી નથી. તારીજ માફક હું પણ હાલ તો નભરવસ ફરૂંચ. પણ તારી મરજી હશે તો અહીંની સઘલી જુવાન કુમારીકાઓ સાથ તારી ઓળખાણ કરાવશું કે તારી મરજી પડે તેને તું તારી બાયડી તરીકે પસંદ કરે."

"મોટી મેહરબાની" તે બોલ્યો, "જો કે ખરૂં પુછતાં હું આએ એકાંત જીંદગીથી કંટાલી ગયોચ ને બાયડીની મને જરૂર લાગે છે. કોઇ તેવી મલશે તો હું તો તૈયાર છું બા." આ નજીવી વાતચીત લખવાને હું અચકાતો નથી, વહાલી ગર્તરૂડ, કારણ હું જણુંચ કે તેના દરેક બોલો પ્યારથી તું યાદ રાખશે. ગોરડન અને મેં લગભગ આખી રાત તે વાતમાં ગુજારી અને બેમાંથી એકનોબી પ્યાર આટલો વખત દુર રેહાથી કમતી નહી થયો હતો, તે જાણી અમો બને ખુશીથી રાતે સુવાને છુટા પડયા. બીજી સહવારે મારી ચોપડીઓ એક કોરે મેલી મારા દોસ્તને બનતી મોજ આપવા સારૂ શેકાર કરવા તથા બીજી ગમતો આપવા બહાર લઈ જવા લાગો અને દહાડા કેમ જાય છે તે મને માલમ પણ નહી પડયું. મારાં દરેક ઓળખાણ પીછાણનાંને ત્યાં હું ગોરડનને લઈ ગયો ને તેની ઓળખાણ કરાવી, પણ ફકત એકજ ઠેકાણે હું તેને નહી લઈ ગયો. હું સારીપેઠે જાણતો હતો કે જો હું એક સ્ત્રી હત્તે અને ગોરડન મારૂં દીલ જીતી લેવા માંગતે તો

તે સેહલાઇથી તેમ કરી શકતે. તારી ખુબસુરતી જોઇ તેની પર અસર થયા વગર રહેવાની નથી, એમ મારી ખાતરી હતી, તેજ કારણસર તમો બેહુ મળો તેનો મને ડર હતો અને તેથી તેટલું કરી તારાથી તેને દુર રાખવાની મેં બનતી કોશેશ કીધી. પણ મારૂં કંઈ વલ્યું નહી; તે વખત એક મોટો બૉલ અપાયો ને તેમાં સરવે કોઇને નોતરૂં હતું. હું જો નહી જતે તો કોઇનેબી શક પડતે ને ગોરડન તો મારા વીના એખલોબી જયા વગર રહેતે નહી. મને તેને પોતાની સાથ લઈ જવા વગર ચાલયું નહી. આખે રસ્તે ગોરડન ખુશી ભર વાતચીત કરતો હતો અને કોણ કોણને મલશું તથા શું શું જોઇશું તેની અટકલ બાંધતો. જેવા અમે નાચ કરવાના ઓરડામાં દાખલ થયા તેવીજ ગોરડનની નજર તારા પર પડી અને તારી અપાર ખુબસુરતી જોઈ તે બેહદ તારીફ કરવા લાગો. સાંજ પુરી થઈ તે અગાઉ તો મને લાગું કે, જેની મને બીક હતી તેજ થયું, ને મારો મીત્ર તે હવે પછીથી મારો હરીફ થશે, તેજ વખત મેં જોયું કે તારી આગલ આવી જે મીઠાશ ભર્યો બોલો તે બોલતો હતો તે કોઈ પણ નારનું દીલ જીતવાને બસ હતા. અંતે તે સાંજ સરવેને મનથી ખુશાલી ભરેલી પણ મારે મનથી મારી જીંદગીમાં સૌથી દુખ ભરેલી પુરી થઈ અને તારા ગયા પછી ગોરડનને લઈ હું પણ ઘેર જવા નીકલ્યો. ગાડીમાં બેઠા પછી ગોરડન તારે વાસ્તે પુછવા લાગો અને હું દુખી જીગરે તેના સઘલા સવાલોનો જવાબ દેતો ગયો.

"એ મીસ હાવર્ડ સાથ તુને દોસ્તી છે કે?" તેણે મને પુછ્યું.

"હું તેને ઘણાં વરસ થયાં ઓળખુંચ" મેં જવાબ દીધો.

"તું તેની ખુબસુરતીથી છક થયોચની?"

"હા તેમાં શું પુછવું, મેં ઘણી સુંદર ઓરતો જોઈચ પણ કોઈને આના જેવી મેં વખાણી નથી," તે મલકાઈને બોલ્યો. એવીજ રીતે આખો વખત તે વાત કરવા લાગો. મેં મનમાં ઈચ્છયું કે તે મને મલવા આવ્યોજ નહી હતે કે આવી રીતે મારાં સુખની આડે નહી આવતે. અંતે ઘેર પુગા પછી તેણે જોયું કે હું તેના સવાલોનો હા ને નાથીજ જવાબ આપતો, ત્યારે તે બોલ્યો: "તું થાકેલો દીસેચ ફીલીપ ને હું હવે તુને વધુ કંટાલો આપવા નથી માંગતો; હવે આપણે સુવા જઈએ;" એટલું બોલી તે પોતાના ઓરડામાં ચાલી ગયો. જો કે હું થાકેલો તો હતો, પણ મને તે રાતે ઉંઘ નહી આવી. બીજી સહવારના પણ તે એની એજ વાત લઈ બેઠો અને મારી ખાતરી થઈ કે તેં તેનીપર ઘણી અસર કીધી હતી. હું તેની સાથ તેનીજ માફક હસીને વાત કરવા માંગતો, પણ મારી કોશેશ ફોકટ હતી અને ગોરડનને કંઈ શક ગયો હોય તેવું મને લાગું. પણ તે કંઇ બોલ્યો નહી. નાસતો કીધા પછી દહાડો કેઈ રીતે ગુજરવો તેની અમે ગોઠવણ કરતા હતા, તેવામાં તે બોલ્યો: "આપણે જરા મીસ હાવર્ડ આગલ જઈ તેને પુછયે તો સારૂં, કે રાતના ઉજાગરા પછી હાલ તે કેમ છે?"

હું બેદરકારીથી જવાબ આપવાની કોશેશ કરી બોલ્યો: "હા, જો તારી મરજી હોય તો આપણે જઇએ." પણ તેમ બોલતાં મારા ચેહેરાનો રંગ બદલાયો અને તે જોઈ તેને વધતો શક ગયો. તે મારી આગળ આવ્યો ને મારાં ખભાં પર હાથ મેકી બોલ્યો:—ખરૂં કહે, ફીલીપ, શું તું એ છોકરીને ચાહતો નથી? તમારા બે વચ્ચે પ્યારનો સંબંધ નથી?" તેજ વખત મને ખરૂં કહેવું હતું, પણ મારી ગમરૂરીને લીધે મને કબુલ કરવા નહીં ગમયું કે હું તુને ચાહતો હતો, પણ તું મને નહી ચાહતી હતી. તેની આગળ એવું કબુલ કરી તેની દયા માંગતો હોવું તેમ કરવા મને નહી ગમયું, તેથી વગર અચાકવે તેની નજર સામે મારી નજર કરી હું બોલ્યો, "નહી, અમારા વચ્ચે પ્યારનો કશો સંબંધ નથી."

"પણ તું તેને ચાહેચ તો ખરો" તેણે બોહોંસ કરી પુછ્યું.

"હું તેણીની ખુબસુરતી વખાણુંચ" મેં જવાબ દીધો, "પણ તેથી વધુ કંઈ નથી." આએ જુઠું બોલતી વખતે મેં જોયું કે તેણે મારૂં ખરૂં માન્યું ને ખુશી થયો. "ચાલ, ત્યારે આપણે જઇએ," તે બોલ્યો ને મારાં ખભાં પરથી હાથ ખીસાડયો. અમે તારે ઘેર આવ્યા ને મેં દુખી જીગરે જોયું કે ગોરડનને જોઈ તારી આંખો ખુશીથી દીપી નીકલી ને તારા ચેહેરા પર રતાશ આવ્યો. મારા આવ્યાથી કોઈ દહાડો તું એમ ખુશી દેખાઇ નહી હતી. ત્યાર પછીનાં થોડાં અઠવાડયાંના બનાવો તો તું જાણેચ, ગર્તરૂડ. મારેથી ગોરડનનું સુખ નહી દેખી શકાવાથી મેં બીમારીનું બાહાનું કાહાડયું ને ચોપડીઓ લઈ ઓરડામાં આખો વખત ભરાઇ રહીને દહાડો કહાડવા લાગો. ગોરડનને જેમ ગમે તેમ મેં કરવા દીધું. હું જાણતો હતો કે રોજ તે કોણને મલવા જતો હતો ને તેના હસતા ને ખુશી ભર્યા ચેહેરા પરથી માલમ પડતું હતું કે, તારી તરફથી તેને પુરતું ઉતેજન મલતું હતું. થોડા દહાડા પછી તેણે મારી આગળ આવી જાહેર કીધું કે, તારી સાથ તેનાં લગ્ન થવાનું નકી થયું હતું, અને દહાડોજ ઠેરવવાની વાર હતી. આ સાંભળી મને કાંઈ અજાયબી લાગી નહી. મને એની વકીજ હતી અને મેં તેનું કહેલું અજાયબીથી નહી પણ દુઃખ સાથ સાંભળયું. કલાકના કલાક તે મારી આગળ બેસી તારી ખુબસુરતી તથા સદગુણોની વખાણ કરતો હતો અને પોતાને હવે પછી કેટલું સુખ મલશે તેની હરખ ભેર મારી આગળ વાતો કરતો હતો. તારી સાથ તે કેવું સુખ ભોગવશે તે સાંભળતાં મને કેટલું દુઃખ થતું હતું તે કોઈ જાણી શકશે નહી. જે માણસે મારો ખજાનો લુટયો હતો, તેનેજ મોઢેથી તેજ ખજાનો વાપરવાનાં સુખની વકી મારેથી સાંભળી શકાતી નહી હતી, પણ કરૂં શું? તમારાં લગ્નને ખોટી હોય તેવુંબી કંઈ હતું નહી, કે મને કશી આશા રહે. ત્રણ માસમાં તો લગ્ન થવાનાં હતાં.

"કેવા ભાયગશાળી દહાડે હું તુને મલવા આવ્યો;" ગોરડન હરખમાં બોલ્યો, "તે દહાડાનો હું કેટલો ઉપકારી છું. હવે તું લગ્ન સુધી મને તારી આગળજ રહેવા દેશે તો ઘણી મેહરબાની થશે. મને એક ઘેર શોધી કહાડવા બહાર જવું પડશે ખરૂં, પણ મોટો ભાગ હું અંહી રહેવા માંગુંચ."

જો મારાં મનમાં જે હતું તે હું બોલ્યો હતે તો તેને શ્રાપ દઈ મારા ઘેરમાંથી હાંકી કહાડતે, પણ મને તેને કહેવાની ફરજ પડી કે, જ્યાં સુધી તેની મરજી પડે ત્યાં સુધી મારે ત્યાં રહેવાની તેણે કશી હરકત લેવી નહી. તો પણ મને લાગું કે તેનું સુખ હું દેખી શકશ નહી, ને આખી રાત બીછાના પર અંહી તંહી પછાડા મારી સહવાર પાડી. તે વખતથી ગોરડનને ખરાં જીગરથી હું ધીક્કારવા લાગો. તેની ખુબસુરતી, તેની બોલવાની મીઠાશ એ સર્વેને લીધે હું તેને ધીક્કારવા લાગો, કારણકે તેથી તેં તેને પસંદ કીધો ને મારો વીચાર તુને આવ્યો નહી. દહાડે દહાડે મારૂં દુઃખ વધતું જવા લાગું ને ઘણી મુશકેલીથી ગોરડન સાથ હસી બોલી હું વાત કરી શકતો હતો, પણ તે પોતે પોતાનાં સુખમાં એટલો તો પડેલો હતો કે મારૂં દુઃખ તે જોઈ કે જાણી શકયો નહી. "એક ... થી મને ઘણી ખુશાલી ... ," ને [illegible]

નહી, ને તેથી હું પણ઼ો સુખી થયો, કારણ મને ડર હતો કે રખે મારા પ્યારા દોસ્તનો હું હરીફ થાઉ."

થોડા વખતમાં તમારા લોકનાં લગ્ન થયાં. હું બનતાં સુધી મારાં ઘરમાંથી બહાર નહી નીકળતો હતો કે જેથી ગોરડનનું સુખ દેખી હું બળું નહી. ત્રણ અઠવાડયાં નીકળી ગયાં. તું સહવારથી તારાં કોઇ સગાંને ઘર ગઇ હતી ને ગોરડન મારી આગળ આખો દહાડો રહેવા આવ્યો. તેની વાતચીતને હું ધીક્કારતો હતો, પણ તેને કહાડી મુકાય તેમ નહી હતું. મેં સુચવ્યું કે શીકાર કરવા જવું. ગોરડનને પણ તે વીચાર પસંદ પડયો ને અમે અમારી બંદુક લઈ શીકારની શોધમાં નીકલ્યા. એક ઉંચી ટેકડી પરથી અમુને ચાલવાનું હતું. તે ટેકડી ઘણી ઘાસની ભરેલી હતી, કારણ કે તેની કીનારી આગળથી મોટું ઘાસ ઉગેલું હતું અને સાદી નજરે જમીન હોય તેવું દીસતું હતું. તે પરથી કોઈ જો ચાલે તો નીચે ગબડી જવાની ધાસની હતી. નીચે સપતી રેતી હતી, પણ પારોજ દરયો હતો, તે જ્યારે ભરતી થતી ત્યારે મોજા છેક ટેકડી ઘેર આવતા હતા. હું આગળ આગળ ચાલતો હતો ને ગોરડન મારી પુઠે આવતો હતો. તે ગીત ગાતો ગાતો ચાલતો હતો તેવામાં તેનું ગાવાનું બંધ પડયું અને એક મોટી ચીચીયારી સંભળાઈ. મેં તરત જાણ્યું કે ગોરડન ટેકડીની કીનારી પર ચાલવા ગયો હશે ને નીચે પડી ગયો. તે વખત મારો સઘળો ધીક્કાર હું ભુલી ગયો. હું ગભરાટમાં નીચે જોવા લાગો, પણ સારાં ભાયગે ગોરડન રેતી પર પડયો હતો, જોકે નીચે પડતાં પથરાથી તેને ઘણા જખમો થયા હતા; તેણે જેમ તેમ કરી મારી બાજુ મોહું કીધું.

"જેરલ્ડ, તુંને ઘણું વાગુંચ કે? ખોદા વાસ્તે મને જવાબ દે" મેં તેને પુછ્યું.

તેણે ધીમે સાદે જવાબ આપ્યો, "મારો હાથ ભાગી ગયો છે ને પગબી ભાગોચ. મારી આગળ તું આવી શકશે?"

"તેમ કરવા સારૂ મને ઘણું ચાલવું પડશે ને વખત જશે," મેં કહ્યું, "તું હીમત રાખ ને હું દોરડાં તથા માણુસોને તારી મદદે બોલાવી લાઉંછું." એટલું બોલી હું ત્યાંથી દોડી ગયો. હું જાણતો હતો કે શેથી નજદીકનું ઘેર બે માઈલ દુર હતું ને તે બીચારાને તેટલો વખત તેમજ પડી રહેવું પડશે. મારેથી દોડાયું તેટલું હું દોડયો ને પછી જરા હાક લેવા ઉભો. તેજ વખત તે પાપી વીચાર મારાં મનમાં આવ્યો. જો અરધા કલાકની હું ઢીલ કરૂં તો ભરતી આવી ને મોજાઓ ગોરડનને દરીયામાં ઘસડી લઈ જવાના. ભરતીનો વખત મને માલમ હતો ને હું જાણતો હતો કે જો બનતી ઝડપથી ગોરડનને મદદ મલી શકશે નહી તો તેને મુવેલોજ સમજવો. તે વખત તારી ખુબસુરત સુરત મારી આંખ આગળ આવી. મેં વીચાર કીધો કે તારે ખાતર એટલું પાપ કરવું. જો અરધો કલાક રસ્તામાં હું ડોળું તો પછી તું મારી થાએ. હું એક ઝાડ આગળ માથું ટેકવી ઉભો રહયો. શયતાને તે ઘડી તારો સુંદર ચેહેરો મારી આગળ લાવી મને લલચાવ્યો; હું ત્યાંજ ઉભો રહયો. કેટલો વખત હું ઢોળયો તેની મને ખબર નથી. તે વખત મને કશાંની સુધ નહી રહી. પછી એકાએક હું ચોંકયો ને મને સુધ આવી ને જીવ લઈ હું દોડવા લાગો.

"ગરીબ બીચારો!" એક માણસ બોલ્યો, "જરા વેહેલા આવયા હોતે તો એને બચાવી શકતે."

ગોરડનનાં મુરદાંને થોડા વખત પછી તે લોક ઘસડી લાવ્યા ને તેજ વખત મને લાગું કે મેં તેનું ખુન કીધું હતું. તે ઘડી જમીન પર સુધ બુધ ખોહી હું તુટી પડયો; ત્યાર પછી શું બન્યું તે કહેવાની જરૂર નથી. હું માંદો પડયો ને સર્વે કોઇ જાણવા લાગાં કે મારા દોસ્તનો મેં ગમ ખાધોચ. સર્વે કોઈ મારી દયા ખાવા લાગાં કે મદદ લાવવા આટલી મેહેનત કીધી તે છતાં મારૂં કંઈ વલયું નહી. તેં પોતે મારી પર ઉપકારના શબ્દો લખ્યા, જે વાંચી મારી છાતી વીંધાઈ જતી હતી. કોઈ જાણતું નહી હતું કે રાત ને દહાડો હું પોતાને એક ખુની તરીકે શ્રાપ દેતો હતો ને મારાં પાપી કરમપર વીચાર કરતાં હું દીવાનો થઈ જતો હતો. દર વખત જ્યાં ગોરડન પડયો ત્યાં હું તેજ વખતે જતો ને વીચાર કરતો હતો કે જો રસ્તામાં ઢોળયો નહી હતે તો હું એને બચાવી શકતે કે નહી, પણ ખોદાની નજરમાં તો હું ખુનીજ ઠરયો. કેટલાંક વરસો પછી તેં તારો હાથ મને આપ્યો. જે ચીજ વાસ્તે મેં આવો ગુનાહ કીધો તે અંતે મને મલી, પણ કેવી મોંઘી કીંમત મને તેની આપવી પડી! તેં મારી સાથ પરણવાને કબુલ કીધું, પણ હું જાણતો હતો કે તું મને ચાહતી નહી હતી. તારૂં જીગર જેરલ્ડ સાથ ઘોરમાં હતું. હું જાણતો હતો કે જેરલ્ડ તરફના મારા પ્યારને ખાતર તેં મારી સાથ પરણવાને કબુલ કીધું; તો પણ હું સુખી થાઉં તેમ હતુંજ નહી. મારૂં અંતકરણ મને કોતરી ખાય છે ને આએ ખોલાસા પછી તું જો મને માફ કરશે તો મારી ઘોરમાં હું નીરાંતે સુવશ."

આએ છેલા બોલો પોતાના ભરથારના લખેલા વાંચી તે સ્ત્રીએ હાથમાંથી તે બંડલ નાખી દીધું અને બંને હાથોમાં પોતાનું મોહું ઢાંકી બોલી, "અરે! શા વાસ્તે એણે આટલોબી ખુલાસો કીધો? શું કામ એણે આ લખ્યું? આ વાંચી મારી છાતી ફાટી જાય છે." આખી રાત તેણીને એનો એજ વીચાર આવવા લાગ્યો. ગોરડનને દરીયાના મોજા ઘસડી લઈ ગયા તે તેણીને પોતાની નજર સામે દેખાવા લાગું અને તેનો વીચાર કરતાં પોતાના હાલના મુવેલા ભરથાર તરફ તેણીનું દીલ કહણ થવા લાગું. તેણીને લાગું કે કદીબી આવા પોતાના વ્હાલાનાં ખુન વાસ્તે તેણી તેને માફી બક્ષી શકશે નહી; વળી તેણીને લાગયું કે કદાચ આએ તેના ભરથારનાં ભેજાં પર કંઈ ખોટી અસરથી તેણે લખ્યું હશે, પણ તેનો ચેહેરો હમેશનો ગમગીન ને દુઃખી તેણીને યાદ આવ્યો ત્યારે તેણીને લાગ્યું કે, એ વાત ખરીજ હોવી જોઈએ. પણ બીજી દરેક રીતે કેવો તે ભલો હતો, કેવી રીતે તેણીને ચાહતો હતો, અને હમેશ પસતાવા ને દુઃખમાં દહાડા કહાડયા, તેનો વીચાર કરતાં તેણી નરમ પડી. રડીને થાકી જવાથી અંતે ત્યાંનીજ ત્યાંજ તેણી ઉંઘી ગઈ. તેણી સુની કે તેણીએ સ્વપનો જોયો. તેણીએ જોયું કે તેણીની સાંમે તેણીનો પ્યારો જેરલ્ડ અને તેણીનો ભરથાર ઉભેલા છે, તે હમેશાના જેવો દુઃખી ને ગમખાર નહી પણ હસતો ને ખુશી ઉભેલો છે. જેરલ્ડ તેણીને કહે છે "મારી વ્હાલી, જો મેં તો એને માફ કીધું છે, હવે તુંબી નહી કરી શકશે!" તેણી જવાબ દેવાની



# મોટાં માયની મુલાકાતો.



(લખનાર તેવણુ પોતે.)

## દુખતા દાંતનું દરદ.

મરૂ'રે તમારી પરથી બધી અસતરી મીતરના અધીપતનજી કે તમે મારૂં ચરચર પરપર તમારાં ચોપાનીઆમાં છાપીઉં તે મરૂં મારા જીવને એવો હરખ થયો કે તે દારે જમીબી નઈ જો મરૂં. પન જેવોની જીમ- રાયાં મને ખબર નઈ કે તમે અધીપતનજીબી અસતરી છેઓ તે ગેઈ વખતે અધીપતીજી લખેલું તે તમારાં ચોપાનીઆમાંથી છેડીને અધીપતનજી કરજો મરૂં. વારે તમારૂં ચોપરૂં જને કે બસ મને તો એવું ગમીઉં કે આખો દારો વાંચું. તેમાં મેં લખેલી બીના તો મરૂં મને ઘણીજ ગમી. હવે તમુને ખોદાય સલામત રાખે ને તમારા ધની વીઆરને જી ને તમારાં ચાર ચીતલને લાંબા ઉવા તે મરૂં ગીઆ તીર મઈનામાં કેની તે મારી દાર દુખી. મરે નઈ સુવાય, નઈ ઉડાય. નઈ ખવાય ને પાનીબી મુવું ગોટ લેઈને પીવાય નઈ ને મદઈનો જીવ જતો જતો રે. મરૂં જી બરૂં અખઈ રેઈ વહુ કેહેજે તામસન દાખતરને ઘેર જાવો. પણ મને તો એવી ખબર કે મુવા આજકાલના સીખેલા દાખતર તો બસ દાર જોઈને પારીજ નાખે, ને મને તો જરા સારૂં સારૂં ખાવાનો ચસતોબી જો મરૂં તે દાર પારવાનો જીવ ચાલે નઇ. મેં જાનીયું કે બે દારા દુખ ભોગવશ તો ભોગવશ, પણ દાર રે તો સારૂં. પછી મારા ઘેરનો પંથકી શાપુરદારૂ કેજે મામાદેવી પર એક કનીઓ છે તે દાર મતરેચ. પછી મેં તો જી બરૂં ઢીન- શાને આબીસમાં વધવા દીધો ને પછી હું ને શાપુરદારૂ બલદની ગારીમાં બેશીને જવા નીકરીયાં તે મારો કાકસ રરવા પરયો કે બપઈજી હું આવું. મેંબી જોયું કે એ આવશે તો રસ્તોબી નીઠસે ને જરા સોવારો, તેથી જભલું ને લેંગો પેરાવી સાથે ગારીમાં બેસા- રી લીધો. મારી વહુ કેજે એને ના લેઈ જઓ, સાસુ એ મસતી કરશે. મેં કયું કે જ તુંને એજ રઈ ગયું. કરીને બલદની ગારીના પરદા નાંખીને હું ને કાકસ અંદર બેઠાં ને શાપુરદારૂ બલદના પુછડાં આગલ પગ કરીને બેઠા. પણ માદ લાગા કાકસે કંઈ તોબા પકરાવી. કંઈ તોબાની તાલી પરાવીચ. દરવાજો તો જરા જરામાં પરદો ઉચકી નાંખે ને હું ગાંગરીને પરદો પાછો નાંખું કે તાબરા ફેરે ને દુરીઓ કરે, તે મુઆં લોક નઈ જોતાંબી જોય ને મુઈ ફજેતી દાનાદાન થાય. વરી બીચારા શાપુરદારૂએ પોતાનું કામ મુકીને પકેલો બાધેલો તેનાને ગોડી નીકલીઓ કાકસ લાતે લાતે ખુંદી નાંખે, ને પોપટ બેઠા પાંજરેનું મોટે મોટે ગીત ને રંગ ગાય. મારો તે વારે જીવ તો એવો જાય કે શું કરૂં. પણ એ મુગો રે નઇ. મામાદેવીમાં કનીઆની દુકાને ઉતરીઆં કે કનીઆએ અમુને આવો આવો બાઈ કરીને કયું ને પછી દારને વરે. શાપુરદારૂએ કેયું તારે:તે: કેજે બાઈ જોતાં જોતાંમાં દાર સારી કરૂં: બાઈ હું કોઈની દમરી લેઉં નઈ. જો તમારી દાર સારી થાય તો તમે મારી દુકાને ખાતું પારજો કે બસ. મેં કેયું કે વારૂ બા તારી ભલઇ છે. મરૂંરે મરૂં જરા કરાર થાય તેવું કરજે. પછી તેને મને કેયું કે બાઈ તમારી જે દાર દુખતી હોય તે તમારે હાથે મજબુત પકરો મેં તો ઘનું ના કેયું કે અમે પાર- સીની અમજાત તે હાથ અરછીએ નઇ. પણ તે તો માનેબી નઈ ને પછી શાપુરદારૂએબી કેયું કે કાંઈ નઇજી એક ગુના ખોદાતાલા માફ કરશે. તારે મેં તો દાર પકરી કે તે કાંઈ એ રામરામ કરીને દરવનનું ભનવાનું બોલી એક ખીલો જોરમાં ભીતમાં મારીઓ કે તમે જાનો કે બસ દાર તો જાને હતીજ નઈ. જીવને કરારબી એવો થઈ ગીઓ કે હું તો કનીઆને પગે પરીને પાવલી આપવા ગેઈ, તેને લીધી નઈ કે નઈજી હું કોઈની દમરી લેતો નથી. મને ગોવાના રાજાએ સાલપામરી આપી તેબી લીધી નઈ. લેવું તો મારો એલમ જતો રે. હું તો ખુશી થતી કાકસને લેઈને ગારીમાં બેસવા ગેઈ તો જોઉય તો કાકસનું જભલું બધું તેલમાં લખતા લોર; મેં પુછયું કે એ શું થયું તો કેજે બપઈજી તમે દાર પકરીને બેઠલાં તારે કનીઓ તમારી આગલ હતો તેટલાં કોઈ દારીઆનું તેલ લેવા આયો તેને હું આપતો તો તેટલાં પરી ઉધી વરી ગેઈ ને બધું જભલું ખરાબ થયું. મારા પેટમાં તો આરાં ને હલાં એવાં આવે કે શું કરૂં પન દાર નરમ પરેલી તેથી અખારા ફીધા ને ઘેર આયા. શાપુરદારૂને એક રૂપીઓ ઘની બોસ કરીને આપીઓ ને પછી ઘેરનું કામકાજ કરવા લાગી પન સાંજ પરતામાં તો નાતરે ગઈ દાર પાછી જેની તેજ. પાછા એવા ગટકા મારે ને એવી દુખે કે મરે રરઈ રરઈ જવાય. પછી તો એમજ વીચાર કીધો કે મુવા એ મતરતા, બધા ઢોંગ છે કરીને દાર પરાવીજ નાખવાનો વીચાર કીધો. તારે મારા ઘેરમાંનો સોલો કેજે બાઈ અંગરેજની દુકાન પર પરાવા જશો તો રૂપીઆ તન ચાર લેશે તેની વતી મારા ઈશાવર હજામ પાસેજ પરાવો, ઘનો હુશીઆર છે ને જોતાં જોતાંમાં લોકની દાર પારેય. હુંબી ઘની કંટારી ગેયલી ને બીજે દારે દીનશા આબીસમાં સધાવીઓ કે મેં તો ઈશાવરને તેરીઓ તેને તો દાર જોઈને દારી પરથી બાલ કુપવાની કુપની કારીને કુપની લેઈને અજુ તો મારી આગલ આવે કે કાકસ માંદ લાગો તેનો તોબરો બગલમાં મારીને દોરીઓ. પછી જેમ તેમ તેના હાથમાંથી તોબરો મુકા- વીઓ તેની માએ તેને ઘનો ગાંગરીઓ ત્યાર પછી કુપનીથી મુઆ હજામે તો દાર પકરીને હુલેસાં મારે તેમ ખેંચવા માંડીયું પણ મુઈ દાર તો સસરેબી નઈ ને વસરેબી નઈ ને તન તન વખત પકર છુટી ગઈ ને મારો તો જીવે જીવ જાય. મેં તો કેયું કે જારે મુવા તું દારનો પારતો મરે, ને પરાવતીબી સાગે. મારી વહુએબી તેને ગાર દેઇને કારી મુકીઓ. મારૂં મોઢું તો સુજીને આવરૂં થઈ ગીઉં. મારી વહુ તો મને ઘની સમજાવે કે એમબી ને એમબી ચાર રૂપીઆ કવરા કરો. કાંય દુખી થાવોચ, મેં જોયું કે હવે તો મુવા તામસનનેજ બઈબાપો કરવો પરશે. પછી તેવામાં તો મારે ઘેરની કુંવર ગોરાંની આવી ને તે તો જોતાંના વારમાંજ ફરફરી પરી કે એ બધું રેવા દેવો ને મુઆં મુઆં સારી પેરીને મારી સાગે હાકમ સોનીની દુકાને ચાલો. તે ઘનો હુશી- આર છે તે દાર જોજોની તમુને શોયની અની લાગે તેમ ઉંચકી લેશે. મેં તો કેયું કે લાવની મુઆ સોનીને તો તપાસું. મારી જીમરૂં વહુએ તો ઘનુંબી ના કેયું હતે, પન મનેબી શું સુજ પરીયું તે બસ હું તો લાગલી સારી પેરીને ચાલતી થઈ. કાકસ કેજે બપઈજી તમારી ગેનીજ કરવા હુંબી આવું. મેં કયું કે હું

ડોસો થયો મેનીજનો કરતો, તાંબી બધું ઉધું ચતું કરશે. પન તેને તો રડીને રમખાન કીધું ને મારો જીવ બરીઓ. અધીપતનજી માએ મારૂં એકપુરૂં બધું તેને એમ રરાવા નઇ ગમે જો. મારી વહુ બોલી કે સાસુ તમે એને છગાવી મુકોચ તે ધુર થઈ જશો. પણ માંદ લાગો કાઉસ તો માએને વરગી પરીઓ ને મટાવી સટાવી માએને હા ભનાવી કપરાં પેરી ડાયોડારો થઈને મારી સાથે ચાલીઓ. બોર્ઈવારની ગલીમાં હાકમ સૌનીની દુકાન પર જેમ તેમ કુદકા મારીને ચરીઆં. હાકમે ચસમો ચરાવેલો હતો ને હાથમાં રૂપાનો ચુંગરો અરધો ઘરેલો પકરેલો. બીચારી કુંવરે બધી હકીકત કેઈ કે તેને મોટી પકર લીધી ને કેયું કે ડોસાં આ. ફરો ને પરમેશવરનું નામ લેવો. મેં પરમેશવર પરમેશવર કરીને ડાચું ઉગારીઉં. તેને પકર અંદર મુકીને એમ તેમ તાની કે પકર તો છટકી ગઈ ને મારો હોઠ બધો ચીરઈ ગીઓ તે લોહી લોહી થઈ ગીયું ને લોહીનું ખામન વરીયું ને હું તો કુંવરને ને હાકમને ભસતે ભરવા લાગી. કાઉસ તો માંદ લાગો એક ખુનામાં તરાજુ ને વાલ તોલનો ખુરદો કરતો. તો તે તો મને લોહી નીકળતું જોઇને દોરી આયો ને આતશપર ફુક મારવાની ખાંખુની નલી લેઈને હાકમના જરદાની બેવર કરી નાખી. પછી હું તો અફરાતી જીખાતી ઘેર આવી ને બધા ફેર આવે ને કંઇ સમજ પરે નઇ. પછી દીનશાનું આશીસમાં બોનું ગીયું તેની સાથે મારી વહુએ, અખઈરઇને કદર ધની કેની તે ચીઠી લખી કે સાસુ ઘનાં શીક છે તેથી જલદી આવજો. દીનશા તો દોર મારતો આયો ને બધા મારી ઉપર જોર તોરી પારીઆ કે માય તમે આએ શું ચુંઠીને ચલો કરી મુકયું. પછી તેને તો ભારતી વીકટોરીઆ મંગાવી ને હું કાઉસ ને દીનશા કરીને બેઠાં. માંદ લાગો કાઉસ બાપનોબી જરા લાડકો કની તે થેરે ગારી ચાલે કે બસ સબર કરીને બુમ પારે કે ગારીવારો મુઓ અરભન જેવો ઉભી રાખે ને તેનો બાપ તો તેને ધમકાવેબી ને હસેબી ને મોડે બાંધનીનો રોમાલનો કુચો દેઈને હું તો ઉં ઉં કરીઆ કરૂં. પછી અંગરેજ બજારમાં એક ઘેર આગલ ગારી ઉભી ને અમે ઉતરીઆં. દાખતર તો લાંબો તાર જેવો ને ભુટ જેવા તેના બાલ. અમુને અંદર લઈ ગીઓ. તે ઓડો સું જો માયને કેવું કે બાને જાતે બેસખાનું, મરેરે પઈસા બધા એનાજ છે જો. બોપર સાદરી ને ઉપર રંગેલાં લાકરાં જરેલાં ને પંખો સપર સપર ચાલીઆ કરે. પછી એક ખુરશીપર મને બેસારીને ડોકું એક તરફ તકીયા જેવું મરે કંઈ ઉચું તેપર મુકાવીઉ ને પછી એક લાંબી લોરાંની ચીપીઆ જેવી સલી લીધી ને મોરાંમાં મુકીને ચપક ડેતી કે પાછી ફારી તો દારખી સાથેજ મીફરી આવી. અરે તમે મરેરે એલમના કરતા. હું તો જોયાજ કરૂં. આએ તે ખરો દાખતર, બાલો મુઓ હજામ ને સોની શું કરતાતા. કેતીજ છે કેની કે જેનાં કામ તે તે.કરે ને મુઆં ઘધેરાં તે ડીફાં ખાય, તેવી વાતજ છે. પછી દાખતરને દીનશાએ પાંચ રૂપીઆ આપીઆ કે મારી તો આંખમાં આવી ગીઆ તે મેં કેયું કે દીકરા જરા ચાંપી જોની કંઇ ઓછું કરસે. પન મદઈ દીનશા તો ચીડઈ ગીઓ કે એબી કંઈ બાજીવારાની દુકાન ખુકાન છે કે. પછી કાઉને તેરીઓ તો તેની બપઈ મરે તે બધો દવઈ. દવઈ વાસ આવે ને પુંછીયું તો કેજે દવા પરની ચીઠી વાંચવા ગીઓ તે અંગરેજીમાં ઉતી તે ખુચ ઉંગારી સુંગવા ગીઓ તે શીશી પકરની તેબલપર પરી ગેઇ ને બધો મદઈ લપતાઇ ગીઓ ને દાખતર તો હસવા લાગો. પછી અમે ગારીમાં બેઠાં તારે દીનશા કેજે માએ હવે કેમ છેઓ. તે મેં કેયું કે બાવા તારી ઉપરથી મરૂં જાને દુખતું ડોલતું સઉ દાખતરને ઘેરજ પખોરી આયાં. વાસતે મરૂં તમારી કોઈ સગીવાલીની દાર કે તમારી મદઈની દાર દુખે તો કેની સૌની કે હજામના પછારા ના મારતાં પન સુગાં મુગાં જાંમલા બજારવાલા તામસન દાખતરને ઘેરજ જજો હો મરૂં.

મેરબાઈ ન० પટેલ.





## સરજ્યનનાં જરબાઈ.

પ્રકરણ ૨ જું.

### મામાનાં ઘરમાંથી જવાની તજવીજ.




નમાય, તમારા સીવાય કોઈબી મારૂં સારૂં ચાહનાર આ ઘરમાં નથી, ખચ્ચીત કંઈબી કરીને હવે હું આ ઘરમાંથી જતી રહેવાનો વીચાર કરૂંછું; હું અતીશે કંટાળી ગઈછું, લગભગ વરસ તો થવા આવ્યું, ને વરસી પુરી થાય કે કેથેબી જાઉં” જરબાઈ બોલી.

એમ શું કરેચ દીકરી? તારા મામાનો તારી પર કંઈ થોડો જીવ છે?” ધનમાયે જવાબ દીધો.

“પણ તે બીચારા શું કરે? તેવણનું શું ચાલે છે; બીચારા મારી મામીના દોર આગળ તો બોકરાં જેવા છે, બીચારા પૈસા પર પરણ્યા છે તે કાંઈ થોડું સોસે છે, કોણ જાણે એવાં તાણાં મેણાં કેમ ખમતા હોશે, જો હું એવણની જગાએ હોતું તો”——

“હા, દીકરી, તેજ વીચાર કરની કે તું જો એવણની જગાએ બચ્ચાં છોકરાંવાલી હોય તો તારેથી એમ ઘેર મુકી જવાય? જે હોય તે ખમવાનુંજ તો, પછી ગમે એટલું લાગે કાંય નહી, પણ તારા મામાનું ઘેર મુકી તું જવાની કાંહ છે?”

“મનેબી એજ ગુચવાડો પડે છે; કેથેબી શીખવવાની જગા નીકલે, મુંબઈ નહી, બાહેર ગામ, તો જરૂર હું જાઉં. હું તો ગામે ગામ ફરેલી છેઉં તે મારી તો છાતી ધાડી થયલી છે, પણ એવું ગામ જોઈયે કે મારી કે મારાં મા બાપની ઓળખાંણ પીછાંણ વાળું કોઈબી હોય તો મારી હીમત ચાલે. તમારી માફક જો કોઈ મને ચાકરી રાખે તો તેમબી જાઉં. પણ આએ ઘેરમાં હવે તો નહી રહું.”

“એ શું બોલે છે દીકરી, ચાકરી રહે! તારા મામા જાણે તો કોણ જાણે કેમ રોખરાં કરે, એમ કંઇ તે જવા દેવાનો છે!

પણ ત્યારે કરૂંબી શું, એવણ જો મને બીજો રસ્તો બતાવે તો તેમ કરવાને રાજી છું. વરસી વીતા પછી નો હું આવાં ઘરમાં ઉભી રહેવાની નથી. હવે મને વરસણી ઉગરી; એમ બોલતાં તેણીની નજર એક કાળી પણ ઘણાં હલકાં કુમાસની સાડી પર પડતાં તેણીની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

એદલજીએ તેણીને કહેલું હતું કે, કપડાંની તેણીએ બીલકુલ ફીકર રાખવી નહી, કુંવરબાઈ સઘલું તેને આપશે, ત્યારે કુંવરબાઈએ મોટો જીવ ચલાવીને એક હલકી સાડી લઈ તે કાળી રંગાવી તેણીને આપી હતી, ને એદલજી જ્યારે બીજી સાડીઓ

સ્પાનના કહેતા ત્યારે તરતજ જવાબ આપતી કે "શું એના આપનાં ગોન પાડવાડે બધી તણાઈ જાઊં તે બસ નથી, કે વરી રાંડને એરાડી મેશફી ફેરવું?. ગરીબનાં દીકરા · દીકરીને ધડયાલની રમત; એવા પૈસા કાંઈ મારી પાસ ફાલતુ પડેલા નથી." તેવણુની પેલી બે સુરીયન છોકરીઓનો પણ તેવોજ વીચાર હતો કે, એને શાની વળી· મજેની મજેની સાડીઓ પેહેરાવે; પછી સામું એનેજ ભારી પડશે, એવા અભખરા નહી જોઈએ.

જરબાઈએ બોલવાનું શરૂ કીધું કે "ગાડી ભાડું જે થશે તેટલા પૈસા તો મારી પાસે છે, ને જો વધારે જોઈયે તો મામા પાસે માંગું તો તેવણુ ના તો નહી કહે, પણ પેલી મારી મામીને લીધે મને એમ કરવા ગમતું નથી. જોકે મામા તો સારૂં કમાય છે, પણ જાણે એના પૈસાથીજ ઘેર ચાલતું હોય, નહી તો અટકી પડે, તેવી રીતે બીચારા મામાને તાણા મારે છે; એતો એવણુજ રાંક ને ગરીબ છે તે બધું ખમે છે. જો પગાર આપતાં થોડા દહાડા વાર લાગે છે તો થોડા ફેસતા કરે છે, ને કંઈ રમખાણુ કરેછ તેટલું થોડું. તે દહાડેજ મેં તો જોઈ, એક માછણુ કરતાંબી નપેતર, પત્થર નરમ પડે પણ એ નહી નરમ પડી, ને ગાળ પણુ જે મોહામાં આવી તે દીધી; મુવા વગરતો જાણે બોલેજ નહી, ને લોકોની આગળ વાત કરવા બેસે તો છભર એદલજી એમ ને છભર એદલજી તેમ, એવી રીતે બોલે."

"એ તો બધા દહાડાજ એવી ક્લાંત છે,"માણુસો સાથે દર રોજ વેંહચી લે, કોઈનું નહી સારૂં જોય, કે નહી નકારૂં જોય, બધાંને એકજ લાકડીએ હાંકે, તેને લીધે કોઈ કેવાં સારાં માણુસ તો તેબી કંટાળીને મુગે મોઢે જતાં રહેવા નીકળે છે, ત્યારે હું ને એદલજી સમજાવીને રાખીએ છે."

"હારે બીજા તો જલદીથી જરી આવશે, પણ કેટલા બધા મોટા પગાર આપ્યા છતાંબી સારો બબરચી નથી મલી શકતો. જો કદાચ હું ટેયેબી શીખવવા જાઊં તો મને કોઈનુંબી ભલામણ પત્ર જોઈએ ખરૂં, તેને વાસ્તે મેં પેલાં પુણેવાલાં માણેકબાઈને લખ્યું છે, તેવણુ તે આપવા તૈયાર છે." "તેવણુનું કાગજ તારી પર આવે છે શું"? ધનમાય બોલ્યાં.

"હા, થોડા દહાડાની વાત પર આવ્યું હતું, તે પોતાને ઘેર મને થોડા દહાડા રહેવા તેડે છે, પણ તેમ કોઈને આધારે પડવા મને ગમતું નથી. મારા બાવાએ મને ઘણી સારી કેળવણી આપી છે, ને ખુદાના હુકમથી મારી તનદરોસ્તી પણ ઘણી સારી છે, ને કોઈને આધારે રહું તે કરતાં શીખવું ને મારૂં ગુજરાણુ કરૂં તો તેમાં શું એબ છે? પૈસા તો આજે હોયા ને કાલે નહી, પણ જો કેળવણી લીધી હોય તો તે માપાંમાંથી નીકલી જતી નથી." ધનમાયે કહ્યું: "એબી તું કહે છે તે કાંઈખોટું નથી દીકરી, આજે જો તું એટલું શીખેલી નહી હોતે, તો તુંને એવો વીચાર આવતેબી નહી, ને નાંગુ ભેગાં ખમીને અહીઆં પડી રહેવું પડતે."

"માણેકબાઈ એવણુના કાગળમાં લખે છે કે આ ... ખરશેદજી માણેકજી દલાલનાં ધણીયાણી ગુલબાઈ છે, તેને મારાં માય ઓલખતાં હતાં; તેવણુનાં બે છોકરાં શીખવવા સારૂ કોઈ પારસણુ જોઈયે છે, પગારે ઘણો સારો આપશે, પણ કોઈ સારાં માણુસની છોકરી જોઈએ. કોઈ રંડાયલી હોય ને છોકરાં બચ્ચાં નહી હોય તો તેબી સારૂં, ને છોકરી કોઈ તચાક ને ચકરમ નહી જોઈએ; પણ વળી એમબી લખે છે કે એવણુ ઘણી નાની ઉમ્મરની પસંદ કરશે નહી. બેઉ ધણી ધણીયાણી ઘણાં સારાં ને અસરાફ માણુસ છે, કોઈ સાથે જરાબી તોછડાઈ વાપરે તેવાં નથી. હાલ તો ગુલબાઈની બેહન એવણુ સાથે રહે છે, તે છોકરાં પર ઘણી દેખરેખ રાખે છે, પણ તે અદરાઈ છે, ને થોડા મહીનામાં તેનાં લગન થનાર છે તેને લીધે કોઈ બીજાને શોધે છે. બેહન સીક પડી તે પોતા સાથે હવા ફેરબદલ કરવા લેનોલી લઈ ગયાં હતાં; પછી તે છોકરાંને ઘણું મજાનું શીખવવા લાગી ને છોકરાં પણ તેની ઉપર ઘણો પ્યાર રાખવા લાગ્યાં, તે પરથી તેવણુને વીચાર આવ્યો કે મુંબઈમાં ઘણીબી પારસણો અંગ્રેજી ને ગુજરાતી શીખવે છે તેમાંથી શું કોઈ હુર આવી શકે નહી? ગુલબાઈ પોતાની બેહનને લઈને મુંબઈ આવવાનાં હતાં તે કોણુ જાણે આવ્યાં હશે, કાગળ આવ્યાનેબી ઘણા દહાડા થયાચ. ગુલબાઈને તમે ઓળખો છો કે?"

"ગુલબાઈને નહી ઓળખે? એ તો તારાં માયની ઘણી છવે જાહનની સહી થાય; ઘણી મોટી ઉમ્મરે પરણી, પણ ખોદાના હુકમથી સારૂં મળ્યું, હમણાં તો સસરા સાસુ મરી ગયાં તેનો સારો ફાલો મળ્યો છે, ને માણુસબી ઘણાં ભલાં ને બુનીયાદ છે."

"ત્યારે તો હું ત્યાંજ જવાનો વીચાર નક્કી કરૂં છું. માણેકબાઈને લખીને કેહવાડું કે મારા વાસ્તે તમો ગુલબાઈને લખજો; પછી હું જોઊંચ શું જવાબ આવે છે તે, મનેબી કાંઈ ઘણી ઉતાવળ નથી, અને તેવણુનેબી કાંઈ તુરત કોઈ જોઈતુ નથી, વાસ્તે હાલ તો થોડા મહીના થોભી જાઊંછું."

"જા, દીકરી જાંહ જાય ત્યાં સુખી રહેજે, એજ મારી દુવા તુંને છે., પણ છતાં માણેકબાઈ તુંને પોતાને ઘેર બોલાવેચ, ત્યારે જતી કાંએ નહી? તારીપર તો એવણુનો ઘણોજ જીવ હતો, જાણે પોતાની છોકરી હોય તેમ તુંને ગણતાં હતાં."

"હા, તે ખરૂં છે, પણ મેં તમુને કહ્યું કેની કે કોઈને આધારે રહેવા મને ગમતું નથી, ને આવાં કપડાં પેહરીને હું તેવણુને ત્યાં રહું કે? પુણામાં શું કોઈ મને ઓળખતું નહી કે! મુંબઈમાં તો મને કોઈ સાથ ઓળખાણુ નથી.

"મારી પાસે થોડા રૂપયા મેં બચાવેલા છે તે તું લે, તેબી જાણે તારાજ છે, ને કાંઈબી સાડી કપડાં જે તુંને જોઈતાં હોય તે તેમાંથી લઈને તું જા. મારી પાસે ત્રણુસોથી વધારે રૂપયા તો નહી હશે, હાલ તો એટલાજ છે, ને તું કહે તો બીજા બેંકમાંથી મંગાવી આપું. તારા છભરાયા મામાએજ કહ્યું, કે જે નાણું હોય તે બનતાં સુધી ઘેરમાં રાખ્યા કરતાં બેંકમાં રેહવું જાય, કરીને ત્યાં એવણુ મુકી આવ્યા છે."

"નહી, એમ કદી બનેજ નહી, શું મારાં કાંઈબી સગાં વ્હાલાં પર મને હક નથી? તે લોકો કપડાં કરી શકે તેવાં નથી કે. ... ... મારી ખમીને એકઠું કરેલું નાણું હું

એમ ખરચું?" એમ બોલતાં ખુરશીપરથી ઉઠી ધનમાયને કોટી કરી પડી.

"જેટલું તારૂં મારી પર ચાલે તેટલું કોઈ પર નહી ચાલે દીકરી; જ્યારેં તું નાની હતી ને હું જ્યારે તારે ત્યાં ચાકરી રહેવા આવી, ત્યારે તારી માએ શું મારી સાથ થોડી ભલાઈ કીધી છે? તે તો હું જીવશ જાગશ ત્યાં સુધી મને યાદ રહેશે. તેને બીચારીએ મારો ગમ વીસારવા કંઈ કંઈ કીધું છે; આજે તેનાં બચ્ચાંને સધ્યારો આપનારૂં કોઈ મલે નહી તેવું મને લાગે છે, ને તુંને જોઈને મારો જીવ ઘણોજ બળે છે; પણ શું કરૂં, મારેથી જેટલું બની શકે તેટલું હું તુંને આપું, તારા કરતાં કંઈ મારા રૂપ્યા વધારે નહી આવ્યા. તારાં મા બાપની બેઉની વખાણ તો કોણ નથી કરતું, જે કોઈ સાંભળે છે તે તારે વાસ્તે ઘણો બળાપો કરે છે, ને જ્યારે બધાંએ જાણયું કે તું કોઈ પૈસાવાલા મામાને ત્યાં રહી છે ત્યારે તે લોકો સાંભળીને ઘણાં ખુશી થયાં કે સારૂં થયું કે તે મામો પોતાને ઘર લઈ ગયો, ને તું અહીંયાં સુખી હશે એમ બધાં સમજે છે, પણ ખરેખરતો તેથી ઉલટું છે. તારી માની ખુનીયાદીની શું વાત કરૂં? તું એમ રડયા કરે છે તેને લીધે મારેથી કાંઈ બોલાતું નથી; એમ રડયાથી ને બળાપો કીધાથી આપણું દુઃખ કાંઈ ઓછું થતું નથી. તે વાસ્તે સબુરી પકડ, ખોદા સઉ સારૂં કરશે."

"જુઓ ધનમાય, મારી પાસે હાલ તો સુતરાઉ પેહરવાનાં કપડાં છે તે તો ચાલશે, ને બે ત્રણ સાડીઓબી છે. બાકીના તો એમના એમ તાકા છે તે મેં રહેવા દીધા છે કે અગવડ સગવડે કામ લાગશે; જેટલું હોય તેટલું બધુંજ પેહેરી લઉં કે?

"પણ કાળી સાડી તો તારી પાસે બે ત્રણજ હોશે."

"પણ તેને શું થયું? કાળી સાડી પેહેરે તોજ સોગ જણાય ને મુવેલાંને વાસ્તે લાગે છે એવું જણાય કે? દીલમાં શું મને લાગતું નથી? મારા મામાની છોકરીઓનેં મામીનોજ દાખલો લેવોની, શું એ લોકોને મારા બાવાનું લાગે છે તેથી કાળી પેહેરી? કાંઈબી નહી, એ તો ફક્ત લોકોને દેખાડવાનું. એક વખતતો મામીજી ઘણા દુખા જીવનાં થાઈ ગયાં, ને મને કહે જે હવે તો મહીનો થઈ ગયો છે તે છોકરીઓ કાળી સાડીઓ પેહરવાની નથી, વાસ્તે તે સાડીઓ તું લેજે, તે હજી આપે છે, તેનેબી કેટલા મહીના થયા. મને બહારના સોગની થોડીજ દરકાર છે; મારો ગમ કેટલો છે તે તો મારો ખોદાયજ જાણે છે."

"પણ ખરાર જો, તું કહેશે કે એકની એકજ વાત કર્યા કીધી. પણ માણેકબાઈને ત્યાં તું જાએ તો વધારે સારૂં, તેવણનો તારી પર ઘણોજ જીવ છે."

"તે તો ખરૂં, પણ ત્યાં જવાની હવે મને શરમ લાગે છે; તેવણ વખતે ગુસ્સોબી કરશે કે હું ભારી થાઉંછું, પણ હું તો એવણને ત્યાં આવી વખને નહી જાઉં. હું નાની હતી ત્યારે એવણને ત્યાં વારે ઘડીએ જઈને રહેતી હતી, પણ માય ગુજરયા પછી ઘણી વખત નહી રહેતી હતી." આટલું બોલતાં જરબાઈનું મોહું ઘણુંજ લાલ થઈ આવ્યું, તે ધના ડોસાંએ જોયું, પણ તેવણ તેનું કારણ સમજયાં નહી. જરબાઈ બારી આગળ બેઠેલી હતી, તે બારીમાંથી ડોકું કહાડી બાગમાં જોવા લાગી, ને આંખ પાણી ભરવા લાગી. ત્યાર પછી ધનમાય તરફ જાણે કાંઈ હોય નહી તેમ હસીને જોયું, ને પોતાની વાત કરવા લાગી. "માણેકબાઈએ એમબી લખ્યું છે કે જો હું એવણને ત્યાં રહેવા જવા સારૂ વીચાર કરૂં તો તેવણ પોતાને ત્યાંનાં રતનડોસાંને મુંબઈ મોકલે, કે મને મારા મામાનાં ઘરના માણસ સાથે જવાની અગવડ મટી જાય ને તેવણ સાથેજ હું તેવણને ત્યાં જાઉં."

"આજના વખતમાં એટલી ભલાઈ કાંઈ થોડી નથી દીકરી, પણ જ્યારે તું નહી સમજતી ત્યારે તો તારી મરજી. જયાં તારે ગમે ત્યાં જા, તુંને જેમ સારૂં લાગે તેમ, ને કોઈબી વખતે જો મારી જરૂર લાગે તો મને બેલાશક તેડાવજે, હું ગમે તે કરીને પણ આવશ."

લાઈજી ખ૦ કોહેલા.



# અમારી નાવડી.

(મફરે માઓ બેનો મારી—એ રાહ.)

સડ ચહડાવી ઉચકો સાથે લંગર ખન ખન ખન,
સડ પર વાયુ ગમત કરીને વાયછે સન સન સન,
પાણી છપ છપ કાપી ચાલે હોડી છન છન છન,
નાચે નાની નાવડી અમની જલ પર ઠન ઠન ઠન.
કોરસ { કાપ કાપ તું રાહ ખુદાની છે નીગાહ,
{ કીસતી ચાલ તું મહાસાગરથી દેશે ખુદ પનાહ.

ચંદ પ્રકાશે પાણી ચમકે, માછલાં ભડકી જોય,
રાતઅંધારી નથી એમ જાણી નાખુદા સુખમાં સોય,
વ્હાલાં કરે કોઈ કોઈ યાદ જે દેશે છોડયાં હોય,
કુમળાં દીલના કોઈ ઉતારૂ યાદ કરી ને રોય.
કાપ કાપ તું રાહ.

કાપ તું પાણી વ્હાલી નાવડી દરીઓ તારી માત,
આકાશનું આ બુલંદ ગુંબજ કૃપાળુ તારો તાત,
વાલી તારો નાખોદા છે સંભાલશે દીન રાત,
ખુદા તારો નીગાહબાન છે દુર કરશે સઉ ઘાત.
કાપ કાપ તું રાહ.

મુશ્કેલ કરશે આસાન પ્રભુ ઉમીદ પુરી કરશે,
રંજ ખેંચ્યો તો ગંજબી દેશે, ગજા જરે ભરશે,
તુફાન આફતમાં દસ્તે નાવડી સલામત તે ધરશે,
વ્હાલાં સે મેલવવા નાવડી તેની મહેરે ફરશે.
કાપ કાપ તું રાહ.

મેરબાઈ ન૦ પટેલ.



## ☙ નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો. ❧

## મેરી સોમરવીલ.

**જનમ ડીસેમબર ૨૬, ૧૭૮૦—મરણ નવેમબર ૧૮૭૨.**



મેરી સોમરવીલ, જે નાનપણમાં મેરી ફેરફેક્સને નામે ઓળખાતી હતી, તે સ્કોટલાંડનાં બરન્ટ આઈલ'ડ નામનાં મહાલમાં એક નાના ઘરમાં વસ્તી હતી. તેણી એકાંતવાસ જીંદગી ગુજારતી હતી, કારણ કે તેણીની મા શીવાય બીજો સાથી કોઈ ન હતો.

તેણીની મા અતી નરમાસવાલી, માયાળુ, અને ધર્મચુસ્ત હતી; તેણી 'બાઈબલ' સીવાય બીજી કોઈ પણ ચોપડી વાંચતી ન હતી. એડમીરલ ફેરફેક્સ (મેરીનો બાપ) અસલી ઢપનો પ્લાસી હતો, પણ ભરભર બોલ્યો હોવા છતાં, બહાદુર, ધર્મી અને ભલા ખવાસનો ગ્રહસ્થ હતો. તે ૧૭૮૦ માં બાહેરગામ નોકરીપર ગયા પછી થોડાજ દહાડામાં મેરીનો જન્મ થયો હતો; અને તેથી તેણીનાં બચપણમાં ગેરહાજર હોવાથી, કેળવણી આપવાનું કામ તેણીની માના હાથમાં આવી પડયું હતું, કે જેણીએ મેરીને ફકત 'બાઈબલ' જરા લગાર વાંચતાં અને સહવાર સાંજની બંદગી કરતાં શીખવી બીજી બધી રીતે અગ્નાન રાખી હતી.

આવીજ રીતે તેણી નવ વરસની ઉમરની થઈ, અને જ્યારે એડમીરલ ફેરફેક્સ પોતાની લાંબી મુસાફરીથી ઘર આવ્યો ત્યારે તેની છોકરીને જંગલી અભણ જેવી દીઠી. પોતાનાજ શોખને વાસ્તે તેણી જરા જરા વાંચતી હતી ખરી, પણ જ્યારે મોટેથી વાંચવા કોઈ કહેતું ત્યારે ઘણાજ ખરાબ ઉચ્ચારે વાંચતી; લખવાની તો તેણીએ કોશેશ વતીક કીધી ન હતી, અને ચોપડીઓનાં ગ્નાનમાં મુદલજ બીનમાહેલગાર હતી.

આથી એડમીરલે પોતાની બેટીને કેળવણી આપવાનું પોતાના હાથમાં લીધું અને રોજ નાસતા પછી તે મેરીને એક ઓરડામાં લઈ જઈ મોટે મોટે વંચાવતો, પણ તે બાપડી પોતે વાંચેલાંનો એકપણ શબ્દ સમજતી ન હતી: આવું તેણીના સ્વભાવથી ઉલટું કામ ઘેરમાં ભરાઈને કરવું પડતું હોવાથી મેરીના ગોયા જીવને પુછવું પડતું હતું: પણ આ કરતાં પણ વધારે તેણીને ખમવાનું હતું. એક દીવસે તેણીના બાપે, તેણીને નીશાળે મોકલી લખતાં તથા હીસાબ કરતાં શીખવવાની મરજી બતાવી, જેથી દસ વરસની વયે બોરડીંગ સ્કુળમાં તેણીને મુકી. તદન જ છુટાપણામાંથી એકદમ અંકોશમાં આવવાથી મેરીને ઘણું લાગ્યું, અને કુદરતી રીતે શરમાળ અને બીકણ હોવાથી અંજાણાઓને જોઈ હંમેશ ડરતી હતી. જ્યારે સઘલી છોકરીઓ તેણીને ઘેરી લઈ સવાલ પર સવાલ કરતી, ત્યારે તેણી ગભરાઈને રડી પડતી હતી.

એક આખું વરસ મેરીએ સ્કુળમાં કહાડયું, અને જ્યારે અગીયાર વરસની ઉમરે સ્કુળ છોડી ઘર પાછી ફરી, ત્યારે જાણે પીંજરાંમાંથી છુટેલાં જંગલી જાનવરની માફક તેણીને લાગ્યું, પણ ઘરમાં પણ તેણીનાં નસીબમાં હાડમારીજ લખેલી હતી, કારણકે જ્યારે તેણીનાં મા બાપે જોયું કે સ્કુળમાં કાંઈ પણ શીખી ન હતી અને કાગળનો કાપલો ફતીક લખતાં આવડતો ન હતો, ત્યારે તેણીને ખુબ ધમકાવી, કે જે તેણી પોતાના બુઢાપામાં પણ વીસરી ગઈ નહી.

આસ્તે આસ્તે તેણીનું અગ્નાનપણું વીસરાતું ચાલ્યું, અને તેણીને જેમ ગમે તેમ છુટથી ભટકવા દેવામાં આવતી. કોઈ કોઈવાર પક્ષીનાં ઈંડાં ગામમાંથી લાવતી, તો કોઈવાર નાની માછલીઓ પકડતી યા જાત જાતનાં ફુલો એકઠાં કરતી વીગેરે, અને તેણીના બાપની મુસાફરીની અજાયબ જેવી હકીકતો સાંભલતાં કદી થાકતી ન હતી. આમ કરતાં જ્યારે શીયાળો આવ્યો, ત્યારે બાહેર જવાય તેવું ન હોવાથી મેરી ચોપડીઓ લઈ બેસતી; કોઈ કોઈ વાર શેકસપીયર યા બીજી એવીજ ચોપડીઓ હાથમાં આવતી તો ઘણીજ ઉલટમાં આવી વાંચતી.

તેણીની મા પોતાની નાની છોકરીને જેમ મરજીમાં આવે તેમજ કરવા દેતી હતી, પણ જ્યારે 'જેનેટ ફુઈ' ઘરમાં આવી ત્યારે તેમ થતું અટકયું. તેણી વાંચવા લખવામાં વખત ગુમાવવો એ બેહુદું સમજતી હતી, જેથી મેરીની માને એક દીવસે ધમકાવી કે "તેણીને સીવવાનો એક તાંકો આવડતો નથી ને વાંચવા લખવાને શું પછાડેચ." આથી મેરીને તે ગામની એક સ્કુળમાં સીવવાનું શીખવાને મેલી, અને જ્યાં તલક તેણી એક જભ્ભો આખો પોતાની મેલે સીવી શકી નહી, ત્યાં સુધી તેણીને ઉઠાડી લીધી નહી.

આ વખતે જો કે છોકરીઓને કેળવણી ઘણી જુજ અપાતી હતી, તોપણ મીસીસ ફેરફેક્સ પોતાની બેટીને જભ્ભો સીવવા ઉપરાંત બીજી વધારે કેળવણી આપવાને આતુર હતી, અને જેનેટ ફુઈના, શીખવવા તરફના ધીકારની કાંઈ દરકાર કરતી હતી નહી. તેણીને તે એડીનબરો ખાતે લખવા, હીસાબ કરવા, ગાવા વજાડવા, અને ચીત્ર પાડવાનું શીખવાને વરસનો મોટો ભાગ મોકલતી. તેણી મીઠાઈ બનાવવાનું પણ શીખતી, અને જેલી, મલાઈ, કેક, વીગેરે બનાવવામાં ઘણી મજાહ લેતી.

મેરી જ્યારે ૧૪) વરસની થઈ ત્યારે બીજગણીત Algebra અને ભુમીતી Euclid કે જેનાં મહાભારત ગ્નાન વીશે તેણી આટલી બધી વખણાઈ છે, તે કેમ શીખી તે નીચલી હકીકત પરથી જણાશે:—

એક દીવસે મેરી એક સ્ત્રીને ત્યાં જાતજાતનું ભરતકામ જોવાને ગઈ; અને જ્યારે પુછયું કે તે શામાંથી જોઈને કર્યું,

ત્યારે તેણીને એક ચોપાન્યું બતાવવામાં આવ્યું, કે જેમાં ઘણીક જાતનાં રંગીન પીકચરો આપેલાં હતાં. એક સફાની નીચે કાંઈ ગણીતના આંકડા જેવા જણાયા, અને જ્યારે બીજો સફો ફેરવ્યો ત્યારે કાંઈ લીટીઓની સાથે મુળાક્ષરો ભેળાયલા દીઠા. જ્યારે મેરીએ અજાયબ થઈ આ વીશે પુછ્યું ત્યારે તેણીને કહેવામાં આવ્યું કે એ તો કોઈ જાતના હીસાબ છે, કે જેને બીજગણીત (Algebra) કરી કહે છે, અને બીજું વધારે કોઈ કહી શક્યું નહી. ઘર જઈ પોતાની ખગોળ વીદ્યા (જેમાં પણ તેણી ઘણી બાહોશ હતી) ની ચોપડીમાં તે વીશે શોધવા લાગી, અને જ્યારે કાંઈ મળ્યું નહી, ત્યારે બહુ નાસીપાસ થઈ ગઈ. કમનસીબે તેણીનાં કોઈ ઓળખીતાં, યા સગાં વહાલાં પણ એવી બાબતમાં માહેતગાર ન હતાં કે તેઓને પણ પુછી પોતાની અજાયબી નરમ પાડે. આ પ્રમાણે આ બાબદમાં તેણીને મદદ કરનારૂં કોઈ હતું નહી.

એક દીવસે ચીત્ર પાડતાં શીખવનાર માસતરને પોતાના ચેલાઓ આગળ ભુમીતી શીખવાથી ખગોળ, અને બીજી સઘળી જાતની વીદ્યા સમજવામાં કેટલી સેહલાઈ થાય છે તે વીશે કહેતાં સાંભળ્યો. આ તેણીએ બરોબર ધ્યાનમાં રાખ્યું, પણ ચોપડી ક્યાંથી લાવવી તેના વીચારમાં પડી. આ મુશકેલ્યાતનો છેડો તેણીના ભાઈના માસતરે આણી આપ્યો, કે જેના કાલાવાલા કરવાથી તેણે ભુમીતીની અને બીજગણીતની ચોપડીઓ લાવી આપી. જ્યારે ચોપડીઓનો વાંધો પતી ગયો ત્યારે તેણીને શીખવનારૂં કોઈ ન હોવાથી પોતાનીજ મેળે હીમ્મત અને ઉદયોગથી શીખવા મંડી, પણ વળી બીજી મુશકેલ્યાત તેણીને વચ્ચમાં નડી, કારણ કે આ નવો અભ્યાસ કરવાને વખત મળતો હતો નહી. આખો દહાડો સીવવા, ભરવા, ગાવા વજાડવા, અને ચીત્રો પાડવામાં જતો, તેથી મેરી પોતાની પ્યારી ભુમીતી રાતના લઈ બેસતી, પણ દીવાનું તેલ વધારે ખપી જવાથી તેણીની ચોરી પકડાઈ આવી, અને તનદરોસ્તીને પણ ઈજા થવાથી તેણીની માએ રાતના બેસતાં અટકાવી, અને બીછાને જવા પછી દીવો ઓરડામાં નહી રાખવાનો હુકમ કરયો. પણ અંધારામાં વટીક પોતાનાં ચાળાક મગજે તેણી કામ કરતી હતી. ૭ ચોપડીઓ એવી રીતે તેણી શીખી, પણ વળી પાછી તેણીના બાપના આવવાથી જરા ખલલ પડી. "મેરી એમાં ને એમાં ઘેલી થઈ જશે" તે વારંવાર બડબડતો, પણ તેણી કાંઈ એને મચક આપતી નહી અને પોતાનું કામ મુગે મોહડે આગળ ચલાવતી.

આજ રીતે નાની છોકરીપરથી મોટી બાયડી થઈ; અને ચોવીસ વરસની ઉમરે તેણી મામાના છોકરા સાથ પરણી લંડનમાં રહેવા ગઈ. ત્રણ વરસમાં તેણીનો વર મરણ પામ્યો, અને પોતાના બે છોકરાઓ સાથ પાછી પોતાને ઘર આવી અને પાછો ગણીતનો અભ્યાસ, જે તેણીએ લંડનમાં પણ મુકી દીધો ન હતો તે આગળ ચલાવવા માંડયો.

છેલ્લે સરવાલે તેણીને એડીનબરોની યુનીવરસીટીના પ્રોફેસર સાથ ઓળખાણ પડવાથી તેણીએ પોતાનો ખગોળનો અને ભુમીતીનો અભ્યાસ આગળ વધારવા કાજે થોડીક જોઈતી ચોપડીઓ વીશે માગણી કીધી. તે વખતે તેણી ૩૦) વરસની હતી અને ૧૫) વરસ અગાઉ જ્યારે તેણીએ પેહલો બીજગણીતનો બોલ સાંભળ્યો હતો, તે દીવસથી ખંતીપણે કંઈ પણ જાતના લાભની આશા વગર જે કામ કર્યું હતું તે વખત અને હમણામાં કેટલો ફરક? "કદી પણ નાશીપાસ થવું નહી" એવું તેણી આથી શીખી હતી. આ પછી તેણીએ બીજી વાર કાકાના છોકરા સાથે લગન કીધાં અને ત્યાર પછી થોડો વખત તેણીનો અભ્યાસ બંધ પડયો. તે લગન ઘણાં સુખી નીવડયાં, પણ પેહેલાં તેણીને સાસરેનાં લોકોમાં બીજાઓની માફક એવોજ વીચાર હતો કે જે સ્ત્રી ઘણી પઢેલી હોય તે ઘરનાં કામકાજમાં હમેશ અજાન હોવી જોઈએ. પણ આમાં તેઓએ કેવી ભુલ કરી તે નીચલી વાત પરથી જણાશે.

મી૦ સોમરવીલના કાકાનો છોકરો એક દીવસ તાપે ઘણો આજારી પડયો અને તેણે દરાખની જેલી ખાવાનીજ તગર પકડી, જે ત્યાં મલી શકતી ન હતી. આથી મેરીએ તે માંગતો હતો તેવી જેલી બનાવી લાવી તેને તૃપત કીધો, જેથી તેણીનાં સાસરેવાલાંની અજાયબીનો કાંઈ પાર રહયો નહી.

એમ કરતાં કેટલાંક સુખી વરસો ગબડી ગયાં. તેણીનો બાપ ૧૮૧૩ માં મરણ પામ્યો, અને થોડાંક વરસ પછી તેણીએ એક નાની પ્યારી છોકરીને ખોહી.

૧૮૨૭ ના મારચ મહીનામાં એક દીવસે મીસીસ સોમરવીલને એક કાગળ મળ્યું, જે તેણીની જીંદગીમાં જાણવા જોગ બનાવ થઈ પડયો. તેમાં મીસીસ સોમરવીલને લોરડ બ્રુહેમ તરફથી એવી એલતેમાસ કરવામાં આવી હતી કે તેણીએ આકાશી બાબતોપર એક ચોપડી રચવી. પેહલાં તો તેણીએ આ વાત માનવાનીજ ના પાડી, કારણ કે તેણી બોલી કે આવા યુનીવરસીટીના કેળવણી લીધેલા પુરષોને મુકી તેણીને શું કામ પસંદ કરવામાં આવી. પણ પોતાના વરના અને લોરડ બ્રુહેમના સમજાવવાથી આખરે કબુલ કર્યું પણ એવી સરતે કે તે તદન છુપું રાખવું, અને તેણી જો તે બાબદમાં નીષ્ફળ થાય તો તેણીનું લખાણ બાળી નાખવું.

મેરી સોમરવીલ અત્યાર આગમજ જે ખંતીપણાનો ધડો શીખી હતી તે તેને હમણાં ઘણો કામ લાગ્યો, કારણકે તેણીના જેવું માથે ઉઠાવેલું કામ કાંઈ બધાંથીજ પાર ઉતરતું નથી. છેલે સરવાલે જ્યારે આ ચોપડી ખલાસ થઈ ત્યારે પોતાનું લખાણ લોરડ બ્રુહેમ પર વાંચવા મોકલ્યું, કે જેણે પોતાની ઘણી પસંદગી તે વીશે જાહેર કીધી, અને સર જોન હરશલ જે તેણીનો એક ઘણો જુનો દોસ્ત હતો, તેણે પણ આ ચંચલ બાનુ ઉપર લખી મોકલ્યું કે "મેં તમારૂં લખાણ ઘણા સંતોષથી વાંચ્યું છે અને હું ખરાં દીલથી કહુંછું કે તે ઘણી વખાણને લાયકનું છે." આવા જવાબોથી મેરી સોમરવીલ એટલી તો ખુશી અને મગરૂર થઈ કે તે કાગળ હંમેશાં પોતાની પાસ જાલવી રાખ્યું. જ્યારે તે ચોપડી બાહેર પડી ત્યારે સંખ્યાબંધ મુબારકબાદીના કાગળો જાણીતાં માણસો તરફથી આવવા લાગ્યા, અને સરકાર તરફથી તેણીને ૩૦૦ પૌંડનું સાલીયાણું વલીક મળ્યું.



# છોકરીમાંથી સ્ત્રી.



જ્યારે બચપણ પુરૂં થઈને તરતજ સ્ત્રી-પણામાં બદલાતું હોય તે વખતના વિષય કરતાં કોઈબી કવી અથવા ચીતારાને વર્ણન આપવાને વાસ્તે વધારે માનીતી બાબદ બીજી કોઈ નથી.

તેણીથી વડાં લોકો કે જેઓ પોતાની મુસાફરી ચાલુ કરી ચુક્યાં હોય, તે લોકો તેણીને કેવી સારી રીતે આગળ ચાલવામાં કેટલીબધી સલાહ, ચેતવણી અને ઉત્તેજનથી મદદ કરવાને આતુર હોય છે, જો કે તેઓ જોઈ અથવા જાણી નથી શકતાં કે તેણીનું ભવીષ ચોકસ કેવુંજ હશે. પણ તેઓ આટલું તો તેણીને કહી શકશે કે, હવે પછી નીપજતાં સારાં તેમજ માઠાં પરીણામોનો આધાર તેણીની ચાલચલણ ઉપરજ રહેશે. તે લોક સારી રીતે જાણે છે કે એક મીઠા અને ઉંચા ખવાસની સ્ત્રી દુન્યાને નહી વર્ણવી હોય એટલી કીમતી હોય છે, પણ જો એથી ઉલટાજ ખવાસની હશે તો એટલીજ નુકસાનકારક પણ થઈ પડશે. તેથીજ ઓ ઘણી ખુશીથી તેણીને પોતાની સરજત અદા કરવામાં પોતાથી બનતી મદદ કરશે.

"રસકીન" નામનો એક યુરોપીયન લખનાર કહે છે કે "એક પ્રજાને વાસ્તે છેલ્લું અને બુરામાં બુરૂં એજ કહેવાય છે કે તેણે પોતાની જુવાન છોકરીઓને દલગીર અને કંટાળેલી કરી મેલી છે." અને તે છતાં અફસોસ! ઘણી છોકરીઓ દરેક કોમમાંથી આપણને મલી આવશે કે જેણીઓએ નીર્દોષ સુખનો પોતાનો જન્મ હક ભોગવ્યો નથી, અને તોપણ મારી વાંચનારી બેહેનોમાંની ઘણી એવીબી હશે કે જે એક છોકરીને જોઈયે એટલી નીર્દોષ, આનંદી અને સુખી રહેવાની હાલતમાં હશે, અને જે ભવીષ તે લોકની સામે છે તેને વાસ્તે ચીંતાતુર નહી, પણ સરસમાં સરસ રીતે તેની કેમ શરૂઆત કરવી તેની ઉપર વિચાર કરવાને, અને એક સારી અને ઉમદા સ્ત્રી તરીકે પોતાનો ભાગ બજાવવાને, જીંદગીની જેવી હાલતમાં મુકાયાં હોય તેમાંથી તેઓ તૈયારજ હશે.

જ્યારે એક છોકરી પોતાની જીંદગીનો પેહેલો તબકો પુરો કરી રહેછે, ત્યારે તેણી પોતાનાં કુટુંબના તેમજ પોતાનાં આસપાસનાંઓને "તેણી" ને પોતાને દરેક વાતમાં મદદ કરતાં અને હર વખતે સલાહ આપતાં જોય છે અને તેણીની ફરજો હવે બીજુંજ રૂપ ધારણ કરે છેઃ હમણાં સુધી તો પોતાને સોંપેલું કામ બજાવવામાં, પોતાનો રોજનો અભ્યાસ કરવામાં અને બનતાં સુધી આસપાસનાંઓના હુકમો પાલવામાં તેણીની ફરજો સમાયલી હતી. પણ હવેજ તેણી જાણે છે કે, લોકોની તરફ હજી "તેણી" ને ઘણી જાતની ફરજો અદા કરવાની છે. પોતાને મળેલી ઉમદા કેળવણીનો ઉપયોગ કરવાનો આએજ વખત છે, અને પોતાની સ્ત્રી તરીકેની પરીક્ષામાં પસાર થઈ માન અને ઇજ્જત મેલવવાનો ખરો રસ્તો હાલ ખુલ્લો થયલો છે. કોઈબી સ્ત્રીને વાસ્તે આએ જાગૃત થવાનો વખત નહી આવશે એમ માનવું ઘણું મુશકેલ છે, પણ કદાચ એમ માની શકાય કે, આવો ઉમદા રસ્તો પોતાની સામે ખુલ્લા છતાં તેની ઉપર આંખવીંચામણાં થાય.

આપણે આ ફેરફાર કે જે છોકરીઓનું બચપણ પુરૂં થયા પછી બને છે, તેને એક રળીયામણા પહાડ ઉપર મુસાફરી કરતા મુસાફર સાથે સરખાવી શકયે, કે જે મુસાફર પોતાની આસપાસ સુંદર ફુલો અને રળીયામણો દેખાવ જોતાં, પોતે કયાં જશે તેની દરકાર વગર આગળ ચાલ્યા કરેછે. તે હમણા પોતાની આજુબાજુના સુંદર દેખાવ સીવાય કશાંની પણ દરકાર કરતો નથી. પણ જ્યારે તેવામાં એકાએક તેની સામે એક મોટો ડુંગર અને ભયંકર ખીણ આવે છે ત્યારેજ તે કયાં સુધી ચાલી આવ્યો છે તેનો વિચાર તેને આવે છે, અને ત્યારે અંજાણે રસ્તે પાછો ઉતરવા જતાં તેને ખરાબ વાસથી તેમજ ઝેરી જાનવરથી ભરપુર ખાહીને રસ્તે જવાની ગોયા હવે તેની મરજી વીરૂધ પણ ફરજ પડે છે; કાંયજે તેણે પોતાનો ઉતરવાનો માર્ગ પેહલાંથી નક્કી કીધોજ ન હતો; તેજ પ્રમાણે એક છોકરી પોતાની જીંદગીનો તેમજ બીજાંઓના તેણી સાથના સંબંધનો પેહલાંથીજ વિચાર કરશે તો ઉપલાંની માફક ભુલમાં આગળ ચાલી નહી જશે. હમણાં સુધી તો તેણીનામાં ખુદરતીજ અંજાણપણું હતું, પણ હવે તે તેમજ રહેવું નહી જોઈયે.

આ તપાસનો વખત સૌને જુદે જુદે વખતે આવે છે. કોઈને ઘણી નાની ઉમરે આએ અગતના સવાલ ઉપર ધ્યાન આપવું પડે છે. પણ ઘણું ખરૂં તે બચપણ પુરૂં થયા પછીજ હોય છે, અને જ્યારે આએ સવાલ તમારી સામે આવે છે—ને જે જરૂરજ—આવશે કે "મારી જીંદગીનો હું કેવો ઉપયોગ કરૂં?" ત્યારે ફકત સૌથી પેહેલો એજ વિચાર રાખો કે તમોએ ઘણાં ઉંચાં ધોરણપર ચાલવું જોઈયે.

તમારાં માબાપ, ભાઈઓ, ખાવંદ અને છોકરાંઓ પોતાની કાંઈબી મુસીબતની વખતે તમારાથી કાંઈ પણ તેનું તારણ થવાની આશા રાખશે, કે જે જો તમોએ સારોજ માર્ગ અખત્યાર કીધો હશે તો સેહલાઈથી તમારા એક માયા ભરેલા બોલથીજ તમો તેઓનું આફત ઓછું કરી શકશો.

જો આપણી હાલની દરેક છોડીઓની એવી ઉત્તમ નેમ હોય તો હવે પછીની ઓલાદ કેવી સારી નીવડે?

આલીબાઈ ડો॰ શાપુરજી.

૧–"સનબીમ" સ્ટીમર, જેમાં લેડી બ્રાસી મુસાફરીએ નીકળ્યાં હતાં.

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

કર્તા—લેડી બ્રાસી.

## પ્રકરણ ૧લું—જુનાં ઇંગલંડને છેલ્લી સલામ.



૨–સાઉધેમ્પટનના દરયામાં સુરજનો અસ્ત પામતો દેખાવ.

પેહેલી જુલાઈ ૧૮૭૬ ને દીને બપોરના હમે હમારી પહેલી સફર શીઅરનેસ તરફ એડમીરલ ચેદનાં વહાણ "દનકન" ને અને બીજાં ઘણાંએક વાહાણોને સલામ કરી શરૂ કીધી. હમારી સાંમો પવન ફુંકતો હતો અને તેથી કરી "ચેનલ" હમેશના જેવો અણગમતો હતો. બીજે દહાડે બપોરના હમે હેસતીંગસથી દુર હતાં, ત્યાં હમે થોડાએક દોસ્તોને મળવાનો ઇરાદો રાખ્યો હતો, પણ હવા સારી ન હોવાને લીધે હમે ઉતરી શક્યાં નહી અને સાંહજે બીચીહેડ આગલ આવી પુગ્યાં. બ્રાઈટન આગળ હવા શાંત હોવાને લીધે હમે સર્વે જણા, છોકરાંઓ વતીક, ઉતરીને તરયાં. હમે આસરે દસ વાગતે ઇંજીન (વરાલ યંત્ર) સળગાવ્યું અને પાછી સફર શરૂ કરી સાંહજના ૭ વાગતે હાઉસ આગલ લંગર નાખ્યું.

૬ઠી તારીખે સહવારના થંડો પવન સેહજ ફુંકવા

લાગ્યો, અને હમે નીદલસમાંથી ફ્રકત સઢ ચઢાવી હંકારી ગયાં. હમે બધાં તેથી ઘણાં મગરૂર થયાં, કારણકે દરેક ખલાસીએ કહ્યું હતું કે તમારૂં વહાણ એટલા થોડા પવનમાં જઈ શકશે નહી.

હમે બધાં મલી ૪૩ જણાં હતાં; હમારી સાથે ૨ કુતરાઓ, ૩ પક્ષીઓ અને ૧ નાની બુચીની બસરઈ બીલાડી પણ હતી. બીલાડી જલદીથી જતી રહી, અને હમે બીધાં કે તે દરીઆમાં પડી ગઈ હશે. હમે જરાક આશા રાખી કે એક દહાડો અગાઉ જે નવા સઢો વીટાળી ઊંચા કીધા હતા તેમાં તે વીતળાઈ ગઈ હશે; પણ માઠાં ભાયગે તે પાછી મલી નહી, અને જ્યાં સુધી તોરકેથી એક બીજી મલી નહી ત્યાં સુધી છોકરાંઓ ખુશી થયાં નહી.

આઇલિ આફ્ વાહીત છોડ્યા પછી ચેનલ શાંત થયો અને બપોરના હમે યુશેંત તરફ જવાનો સીધો-રસ્તો પકડી શક્યાં. મધરાતે દરયો ઘણો ખરાબ થયો અને હમારેથી કાંઈ ઘણું આગળ જવાયું નહી, તેથી હમે પાછું તોરકે આગલ સહવારના સાત વાગતે લંગર નાખ્યું અને પછી ઉતરીને નાહવા ગયાં.

રવીવાર, તા૦ ૯મી જુલાઈ—પાછલી રાતના બે વાગતે દરીઓ શાંત થયો, બાફ તૈયાર કરવાનો હુકમ થયો, પણ ચેથમના નવા કોલસાને સલગતાં વાર લાગયો તેથી કરી ચાર કલાક વેર હમે એમનાં એમ પડી રહ્યાં. જ્યારે કોલસા સલગીઆ ત્યારે પાછો સામો પવન નીકલ્યો તેથી કરી આખો દહાડો બાફ ચાલુ રાખ્યો.

હમે ૮મી તારીખે તો વેલાતથી દુર હતાં અને સાંજે ૪–૩૦ વાગતે યુશેંત આગળથી પણ નીકલ્યાં. બે દહાડા પછી હમે સારી ગરમ હવામાં હંકારતાં હતાં, ઉતર ને પુર્વ તરફથી પવન ફુંકતો હતો અને વારે ઘડીએ મોજાઓ પણ તુટક ઉપર આવતા હતા, જેથી છોકરાંઓને ઘણી મજાહ પડતી હતી. તે લોકો ઊઘાડા પગે બાલદીઓ લઇને સામાં થતાં, અને જો એકુ મોજો વધારે જોરમાં આવતો તો તેઓ તદન ભીનાઈ જતાં.



૩- દરયામાં પડી જતાં સેહજમાં બચયાં.

ખાનું ખાધા પછી એક મોટો અકસ્માત થયો; હમે સર્વે તુટક ઉપર ઉભાં રહીને મોજાઓ જોતાં હતાં અને હમુને એવું લાગતુંતું કે દરેક મીનીટ હમે ધોવાઈ જઈશું, પણ નહી. ટોમ અને આલનત વહાણના પાછલા ભાગ પર હતા, કેપટન લેકી બેસીને મેબલ સારૂ સુતર બનાવતો હતો, તેવામાં એક મોટો મોજો આવ્યો અને આલનતને પગથી તે માથાં લગી ધોઈ કહાડયો; તે ઘસડાઈ જતે, પણ તેણે હુશયારીથી કટેરો પકડી લીધો. કેપટન લેકી જે દોરડાં ઉપર બેઠો હતો તે દોરડું સરી ગયું, પણ તેણે હીમતથી એક બીજું દોરડું પોતાની કમરે વીટાલી મેબલને લઈ તેને પકડી રહયો. મેબલ ઘણી ગભરાઈ નહી અને તેણે કેપટન લેકીને કહ્યું કે બરાબર પકડી રહેજો. મેં પછી મેબલને પુછયું કે તે વખતે તેણીએ ધારયું હતુ કે હું દરીઆમાં પડી જવશ? તેણીએ જવાબ દીધો કે "મેં કાંઈ ધારયું નહી, કારણ કે હું તો એમજ સમજી કે હમે પડી ગયાં." મ્યુરીઅલ જેને કેપટન બ્રાઉને ઊંચકી લીધો હતો, તે સીવાય હમે દરેક જણાં તદન ભીનાઈ ગયાં હતાં, અને તે બધાંની વચમાં બોલવા લાગયો, "જુવો હું તદન ભીનાયો નથી." સારાં ભાયગે છોકરાંઓ જાણતાં નથી કે ધારતી શું ચીજ છે, પણ તેઓની આયાઓ જ્યારે ઓરડામાં બધું પાણી આવ્યું ત્યારે ઘણી બીધીઓ અને ઉજરડાં વાસ્તે જે બારીઓ મુકેલી હતી તે બંધ કરાવી.

પછી હમે સર્વે જણાં સુવા ગયાં, પણ મારેથી તેમ બન્યું નહી. હું આસરે બેએક કલાક સુધી સુતી, પછી મારી ઉપર બધું પાણી પડવાથી ચોંકીને ઉઠી અને જમીનપર પગ મુકયો, પણ ત્યાં પણ બધું પાણી હતું. તદન અંધારૂં હોવાને લીધે હું સમજી શકી નહી કે શું થયું, તેથી કરીને હું જલદીથી તુટક ઉપર દોડી ગઈ અને ત્યારે મને ખબર પડી કે એક બીચારો ગરીબ ખલાસી, જેને ખબર હતી કે મને ખુલ્લી હવા ગમે છે, તેણે દરીઓ જેવો જરાક શાંત થયો તેવીજ મારી બારી ઊઘાડી અને તેવામાં એક મોજો જોરમાં આવવાને લીધે બધું ભીનાઈ ગયું.

હું એક બટી લઈ પાછી ગઈ, પણ મારો ઓરડો તદનજ ભીનાઈ ગયો હતો અને તુટક ઉપર પણ ઘુંટણ સુધી પાણી ભરાઈ ગયાં હતાં, તેથી હું મારો મોટો દગલો લઈને જમીન પર સુઈ ગઈ. સહવાર પડતાં દરીઓ શાંત થયો અને દરેક ખલાસીઓ કાલનાં તોફાનથી વહાણને જે જે ઈજા થઈ હતી તે સમારવા લાગી ગયા. ચાંદજના પવન પડી ગયો અને હમે ઈનજીન સલગાવ્યું. આજની રાત બધા દહાડા કરતાં સઉથી સરસ હતી. આસમાનપર તારાઓ ચળકતા હતા.



૪-પોરટ વાઈનથી ભરેલું પણ ભાગેલું વાહાણ "કેરોલીના."

બેસપતવાર, તા૦ ૧૩ મી જુલાઈ—સહવારે કલાક ૧૦-૩૦ હમારૂં સર્વેનું ધ્યાન "સામું હંકારો, સામું હંકારો" એવા બોલોથી ખેંચાયું અને દરેક જણ દુરબીન લઈ તે બાજુ જોવા લાગાં તો જણાયું કે, તે એક ભાગેલું વહાણ હતું. કપટાને એકદમ હોકમ કીધો કે તેની તરફ હંકારો અને જેવાં જરાક નજદીક આવ્યાં કે હમે એક નાહનો મછવો મોકલ્યો. તે ભાગેલાં વહાણનું નામ "કેરોલીના" કરી હતું. તેનું વજન આસરે ૨૦૦ થી તે ૩૦૦ ટન હતું. તેનો રંગ ખોલો બલુ ને તેની પર લાલ પટો હતો, અને તેના ઘણાએક ભાગો ભાગી ગયા હતા. હમારો મછવો પાછો થોડાં પીપો લેવા આવ્યો, કારણકે "કેરોલીના" માં દારૂ અને બુચ ભરેલો હતો. તે લોકો થોડો દારૂ લઇ આવ્યા, કારણ કે મોટાં પીપો છેક નીચે નાખેલાં હતાં, ને તે કહાડતાં વખત પણ ઘણો લાગે, ને તે ઊચકવા સારૂ બીજાં હથયારો જોઈએ. હું મારાં કપડાં બદલી દરીઆનાં બુટ પેહડી ત્યાં ગઈ. તુટક ઉપર ઉભાં રહીને જોઈએ તો બધાં પીપો અને બુચો મજે તરેહથી અંદર જે દરીઆનું પાણી ભરાયું હતું તેમાં અને પીપો ભાગી દારૂ ઢોળાયો હતો તેમાં તરતાં હતાં, અને તે દેખાવ ઘણો સારો લાગતો હતો. સાંજ પડતાં પવન નીકલ્યો અને પાછો હુકમ થયો કે ઈનજીન બુજવી નાખો ને સઢ ચહડાવો. રાત પણ ઘણી મજાહતી હતી અને દવ ઘણો પડતો હતો, જેથી હમે ધાર્યું કે સેહવાર સારી પડશે.

સુકરવાર, તા૦ ૧૪મી જુલાઈ—હજી થોડો પવન છે અને વહાણ વારંવાર પશ્ચીમ તરફથી ડોલા ખાય છે, જેથી કરીને હમારેથી ટેબેલી બરાબર બેસાતું નથી. જોકે એક અઠવાડયાં અગાઊ હમે એકએકને ઓલખતાં ન હતાં, તો પણ હમણા અમે બધાં દોસ્તો થઈ ગયાં છીયે. કેપટન લેકી, તોમ, કેપટન બ્રાઉન અને મી૦ ફ્રીઅર હમોને બધી દરીઆની વાતો કહે છે, મી૦ બીંગેમ વાંચે છે ને ચીતારે છે અને ડાક્ટર પોતર છોકરાંઓને શીખવવામાં મને મદદ કરે છે. હું લખુંચ, વાંચુંચ અને સ્પેનીશ બાપા શીખુંચ, જેમાં મારો વખત ઘણો સારીરીતે જાય છે.

હું અને તોમ બપોરનાં બેઠાં હતાં તેવામાં એક ખલાસીએ બુમ પાડી કે "સામી જમીન આવી—જમીન આવી." હમે જેટલો રસ્તો કાપ્યો હતો તે પરથી અમે જાણતાં હતાં કે જમીન એટલા વારમાં નહી આવે, અને જ્યારે દુરબીન લઈને જોયું ત્યારે જણાયું કે તે બધો ધુંમસ હતો અને તે હમારી તરફ આવતો હતો. થોડા વારમાં પવન પડી ગયો, તડકું જતું રહ્યું અને અમે ધુમસની વચોવચ આવી ગયાં. તે એટલો બધો તો હતો કે હમોને વહાણ પણ બરાબર આખું દેખાતું ન હતું. કેપટન લેકી જો કે એ બાજુએ ઘણી વખત આવી ગયો હતો, તોપણ તેણે કોઈ વખત એવું જોયું ન હતું. રાત પડતાં દવ વધયો અને હમે બધી તૈયારી કરી રાખી કે, ખોદા ન કરે ને કાંઈબી હમોને થાય તો જલદી ઉતરી શકયે.

સનીવાર, તા૦ ૧૫મી જુલાઈ—પાછલી રાતના ૪ વાગે ધુમસ જેમ એકદમ આવ્યો હતો તેમ એકદમ જતો રહયો. જ્યારે કલાક ૫-૩૦ હમારી પાસેથી એક બીજું વાહાણ ગયું તે જોવા ગઈ ત્યારે તો તદન ખોલ્લું થઈ ગયું હતું. બપોરના પવન નીકલ્યો અને પાછા સઢ ચહડાવીને હંકારવાનો હુકમ થયો. [સાંધણ છે.] હીરાંબાઈ ન૦ મે૦ પટેલ.

## ફ્રાન્સ દેશની રાજ્યક્રાન્તી.



માણુસને હાથે આ પૃથ્વી ઉપર કેટલાં એવાં કામો થયાં છે કે, તેનું વર્ણન સાંભળતાં શરીર ઉપરનાં રૂવાટાં ઉભાં થાય છે, અને એવું લાગે છે કે જેણે એવાં કામો કર્યાં તે માણસ રૂપી રાક્ષસ તો નહી હોય? એવા પ્રકારનાં અર્વાચીન કામમાં ફ્રાન્સ દેશની રાજ્યક્રાન્તી ગણાય છે. તેની હકીકત અમે સંક્ષેપમાં અમારી વાંચનારી બેનીઓને માટે આપીએ છીએ.

રાજ્યક્રાન્તી એટલે એક પ્રકારની રાજ્યવ્યવસ્થાનો નાશ થઈ તેની જગાએ બીજા પ્રકારની રાજ્યવ્યવસ્થા થાય તે. એવા પ્રકારની રાજ્યક્રાન્તીનો ફ્રાન્સ દેશમાં ઈ૦ સ૦ ૧૭૮૯ માં આરંભ થયો તે વેળાએ તે દેશની રાજ્ય ગાદી ઉપર સોળમો લુઇ રાજા હતો. તે સારો હતો, તે હમેશાં પોતાની પ્રજાની પ્રીતી સંપાદન કરવાને પ્રયત્ન કરતો તથાપિ તેની પહેલાંના રાજાની કારકીર્દીમાં રાજ્યક્રાન્તીનાં કારણો ફ્રેન્ચ લોકોમાં ઉત્પન્ન થયાં હતાં તે આની કારકીર્દીમાં પરિપક્વ થઈ આ અનર્થનું કારણ થઈ પડયાં. એવાં નાનાં મોટાં અનેક કારણો હતાં તથાપિ તેનાં મુખ્ય કારણ ત્રણ હતાં, એવું વિદ્વાન ઈતિહાસકારોનું મત છે. વાલ્ટેર અને રૂસો નામના ગ્રંથકારોએ નાસ્તિક મત પ્રતીપાદક અને માણુસ માત્ર સરખાં, ઓછું વત્તું કોઈજ નહી, એવા વિચાર લોકોનાં મનમાં ઠસે તેવા ગ્રંથો લખ્યા, તે વડે લોકોનાં મન બગતે રસ્તે દોરવાઈ ને બગડી ગયાં અને તેમને દેવ અને માણુસની દરકાર સમારે રહી નહી. બીજું, દરબારના અમીરો અને કામદારોનો રોપ દિવસે દિવસે પછોજ વધી જઈને તેઓ ગરીબ પ્રજા ઉપર અતી જુલમ જાસ્તી કરવા લાગ્યા, સર્વે ઠેકાણે અંધાધુંધી

મચી રહી; તેણે કરીને આખો દેશ નિર્માલ્ય થઈ ગયો. ત્રીજું કારણ દરબાર એટલે રાજા અને તેના કુટુંબનો ખર્ચ અતિશય વધીને ખજાનો ખાલી થયો, તેથી તરેહવાર રીતે દ્રવ્ય ઉત્પન્ન કરવાનો પ્રયત્ન ચાલ્યો.

હવે આ ઉપર કહેલાં ત્રણ કારણોના થોડા દાખલા આપવાથી બરાબર ધ્યાનમાં આવશે. વાલટેર અને રૂસોનાં પુસ્તકોથી પુષ્કળ અણસમજુ લોકોના મનમાં એવું ઠસી ગયું કે, પરમેશ્વર, પુણ્ય, સ્વર્ગ, પાપ, નર્ક, પરલોક, પુનરજન્મ એ બધી ખોટી ભ્રમણા છે માટે એ સર્વ ધાંધલ દુર કરી નાખવી જોઈએ અને બુદ્ધી દેવીને સર્વમાં મુખ્ય માનીને તેને ધોરણે ચાલવું જોઈએ. વળી સર્વ માણસ સરખાં, રાજવંશ એ વિચાર ભ્રમ છે, ગરીબોએ મરતાં મરતાં દુઃખ વેઠીને ગુજરો કરવો અને રાજા તથા દરબારના સરદારોએ ગગન મંડળ સાથે વાત કરતી ઉંચી હવેલીઓમાં બેસીને મોજ મારવી એ સઘળી નકામી ભાંજગડ ભાંગી નાખવી જોઈએ, એવું તેના મનમાં આવ્યું ત્યારે અર્થાત્ જનો રાજા, અમીરો અને ધર્માધ્યક્ષોના સમુદયનો નાશ કરવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. દરબારના ભુંડાં ખવાસનું મહત્વ પંદરમા લુઈના વખતમાં એટલે આ રાજાના અમલની પહેલાંથી એટલું વધ્યું હતું કે, તેમની પાસે રાજાની સહી સાથના કેટલાંક કોરાં હુકમનામા રહેતાં હતાં અને તેમના મનમાં જેને દુઃખ દેવાનું હોય તેને બીલકુલ નીરપરાધી છતાંએ તેનું નામ તે કોરાં હુકમનામામાં* ભરીને તેવાં માણસને પકડીને બાસ્ટિલ નામે કિલ્લામાં કેદ કરતાં અને ત્યાં દસ દસ વિસ વિસ વરસ સુધી તેની કોઇ દાદ લેતુંજ નહી.

બાસ્ટિલ કિલ્લો પ્રજાએ હુલડ કરીને પોતાના કબજામાં લીધા પછી કેટલીક વારે એક પારિસવાસી તે જોવા ગયો હતો. તેણે તેનું વર્ણન નીચે પ્રમાણે કર્યું છેઃ—બાસ્ટિલ કિલ્લો અને તેમાંની અંધારી કોટડીઓ એકવાર પ્રસંગ આવે જઈને જોવાની મને ઘણા દિવસ થયાં ઈચ્છા હતી માટે આ સારી તક સમજીને હું અંદર જોવા ગયો; તેવારે હજારો લોકો ત્યાં એકઠા થયાં હતાં તેમાંના કેટલાએક અંધારી કોટડીઓ જોતાં હતાં, કેટલાએક બુરજોની ઉંચાઈ અટકળતા અને કેટલાએક દોરી નાખીને કરાડાની ઉડાઈ માપતા અને કેટલાએક ટોળે વળીને બેઠા બેઠા વાતો કરતા હતા. ત્યાં હું જઈને જોવા લાગ્યો તો કિલ્લાની બે બાજુની દીવાલો એટલી ઉંચી માલમ પડી કે, તેની આડને લીધે સુરજનું એક કિરણ કિલ્લામાં પ્રવેશ કરવા પામતું નહોતું તેથી તેમાંની અંધારી કોટડીઓ ઘણી ભયંકર હતી, અને તેના દરવાજા ઘણી અજાયબ રીતે બનાવેલા હતા તથા તેના ઉપર લોઢાના મોટા મોટા પાટા તથા મેખો જડેલી હતી. આ કોટડીઓ જોઈને તે જીવતા માણસોને દાટવાની કબરો હોય એવું મને લાગ્યું. તેમાં અજવાળાનું તો નામજ નહી, ભેજ પાર વિનાનો, તથા હવા ઘણી ખરાબ હતી. તેમાંના શાંસલા સાથે મોટી મોટી લોઢાની સાંકળો લટકતી મારી નજરે પડી. એ સર્વ જોઈને મારાં શરીરનાં રૂંવાટાં ઉભાં થયાં. ત્યાં વળી માણસના શરિરને પીડા કરવાના ઘણાં યંત્રો મારા જોવામાં આવ્યાં, પણ તેનાં નામ અને ઉપયોગથી હું અજાણ્યો હતો. તેમાંનું એક યંત્ર લોઢાના બખતર જેવું હતું, તેને વિષે પુછતાં કોઈએ મને કહ્યું કે એ યંત્ર શરીરે ઘાળી તેની ખીલી ફેરવી તો માથું, કોણી, ઘુટણ, વાંસો અને ગળું એ સર્વ એવું તો દબાઇ જાય કે તેના કરતાં જીવ નીકળી જાય તો સારૂં એવું તે દુઃખમાં ફસેલા માણસને લાગે. આ ભયાનક ગઢમાં કેટલાં માણસોને આવી પીડાઓ ખમવી પડી હશે, કેટલાં માણસોનાં લોહી વહ્યાં હશે અને કેટલાં ગરીબોનાં માથાં ધડથી છુટાં પડયાં હશે અને એવાં એવાં કેટલાં ઘોરકર્મ થયાં હશે, તેની અમથી ગણત્રી પણ કરવાને ઠીક લાગતું નથી, તો તેનું સવિસ્તર વર્ણન કેમ થઈ શકે? જો દયા આ વેળાએ માણસનું રૂપ ધારણ કરીને આ કિલ્લો જોતી હોય તો તેનાથી તેને કેટલો સંતોષ થાય વારૂં? આવા યમસદન જેવા કાળા ગૃહના વિના કારણ દુઃખથી પ્રજાના કંટાળા સાથે દરબારનો અનિવાર ખર્ચ ચલાવવા માટે પૈસા ઉત્પન્ન કરવાને પ્રજા ઉપર નાના પ્રકારના કરો બેસાડયા તેથી ઠામ ઠામ બખેડા ઉત્પન્ન થયા; લોકો હુલડ કરવા લાગ્યા, અને એવી બેદાદીથી વેપાર રોજગાર ઘટી જઇને ઘણા લોકોના ગુજરાનની પંચાત પડવા લાગી, તેથી લોકો પુન્ય પાપની દરકાર ન કરતાં ફાવે તેમ પૈસા મેલવવાનો યત્ન કરવા લાગ્યા; વળી ઉપર કહેવા પ્રમાણે ધર્મ શ્રદ્ધા ને નિતીનો લોપ થવાથી લોકો મરજી પ્રમાણે ઉન્મતાઈથી વર્તવા લાગ્યા અને તેથી જેમ એકાદ પાડામાં લોકો દારૂ પીને મસ્તી કરી મુકે છે, તેમ આ વેળાએ આખાં ફ્રાન્સ દેશમાં ધાંધલ મચી રહ્યું. વધારે તો શું પણ ઈશ્વર ભજનાલયની ઘસશાળા બની અને ધર્મ પુસ્તકોને નિરૂપયોગી કચરો ગણીને તેને ફાડી નાખી, રસ્તામાં ઘોડા ગધેડાના પગ તળે છુંદાવી નાખ્યાં. વળી કબરસ્તાનો ઉપર મોટા અક્ષરથી લખ્યું કે, મરણ અંતકાળની નિંદ્રા છે, બીજું કાંઈજ નથી.

એવી રીતે જોકે આખો દેશ ખળભળી રહયો હતો, પણ તેમાં બે પક્ષ હતા; એક જુના વિચાર પ્રમાણે વર્તનારા અને બીજા નવા વિચાર પ્રમાણે ચાલનારા; જુના વિચારના લોકોના અંતઃકરણમાં ધર્મશ્રદ્ધા અને રાજ્યનિષ્ઠા એ બંને ગુણો સારી રીતે જાગૃત હતા અને તેને અનુસરીને તેઓ ચાલતા હતા, મતલબકે તેઓ પરમેશ્વરનું ભજન કરતા અને રાજાજ્ઞા શિરસાધ કરતાં હતાં. કારણ ભુત નવી સમજણવાળો પક્ષ ઘણો મોટો હતો. આ બંને પક્ષો વચ્ચે કજીઓ થયો તેજ આખા દેશને પાયમાલ કરવાને ભુત થયો. આ બીજા પક્ષના લોકોએ રાજ્ય પક્ષના લોકોની એક સરખી કતલ ચલાવી અને તે વડે આખો દેશ આકુળ વ્યાકુળ થઈ ગયો અને આખરે અત્યંત ક્રૂરપણાથી રાજા રાણી અને રાજાની બેહેન તથા રાજ કુંવરને નિર્દય રીતે ઈ૦ સ૦ ૧૭૯૩માં મારી નાખ્યાં.

આપણા જોવામાં ઘણી વાર આવે છેકે, સહેજ મંદવાડ અથવા કોઈ નાની આફત માથા ઉપર લટકતી જણાય તો માણસો ચીરડાઇને સંબંધીઓ ઉપર કાંતીઆં ચીઢીઆ કરી દોડે છે, પણ જેના અંતઃકરણમાં ધર્મશ્રદ્ધા અને ઈશ્વર ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોય છે તેમનું ચીત્ત ગમે તેવી આફતમાંથી પણ શાંત રહે છે. તેનું ઉદાહરણ આ રાજ્ય કુટુંબના વધની કરૂણામય હકીકતમાંથી મળી આવે છે. સોળમો લુઇ રાજા પરમેશ્વર ઉપર વિશ્વાસ રાખતો. તેથી એની પ્રજાએ એનું રાજ્ય છીનવી લીધું, કેદ કર્યો અને મોતની સજા કરી, તોપણ તેણે શાંત ચિત્તથી ખમ્યું હતું. અંતકાળ પર્યંત એનું ચિત્ત એવું તો શાંત હતું કે મરવાની આગલી રાતે વાળુ કર્યું હતું તથા રાતના બારથી પાંચ વાગતા સુધી ધારા પ્રમાણે નિરાંતે ઉંઘ કહાડી હતી અને પોતાના સગા સંબંધીઓને યોગ્ય સંદેશો તથા બક્ષિસો મોકલી હતી, એટલુંજ નહિ પણ ગરદન મારવાનાં ટીમચાં ઉપર પોતાનું માથું મુકયા પછી બોલ્યો હતો કે, જે તોહોમતો મારા ઉપર મુકયાં છે તેમાંનું એકે મને લાગતું નથી, હું નિરપરાધી છતાં મરૂંછું. જેણે મને ફસાવ્યો છે તેને હું ક્ષમા કરૂંછું, અને પરમેશ્વર પણ તેના અપરાધની ક્ષમા કરો. આટલું છતાં એ ફ્રાન્સ દેશ શું સુખી થયો? અરે! નિરભાગ્ય ફ્રેન્ચો રે!!!

* એવા બાદશાહી હુકમ 'લેટર્સ દી કાશે' નામથી ઓળખાતા હતા. તેવા હુકમનો અમલ પંદરમા લુઇના વખતમાંજ ૨૦૦૦૦ હજાર માણસો ઉપર થઈને તેમને દુઃખ આપવામાં આવ્યું હતું.

આતો જાણે રાજા હતો અને મરદ હતો તેથી એની છાતી ધારી હતી એમ કોઈ કહેશે, પણ એની રાણી આન્ટ્વાનેત ઘણી મોજીલી અને મિજાજી હતી તોપણ તેના અંતઃકરણ ઉપર ધર્મ વિશેષ દૃઢ હોવાથી આપણાં બૈરાંઓની પેઠે આફતથી અકળાઈને ઈશ્વરને ગાળો ન દેતાં શાંત ચિત્તથી તેણીએ ખમ્યું હતું. તેણીને અક્ટોબર મહિનાની સોળમી તારીખે ગરદન મારવાનો ઠરાવ થયો તે દિવસે તેણીએ સવારમાં ચાર વાગતે ઉઠીને પોતાની નણંદ ઇલીઝાબેથને એક પત્ર લખ્યો, જે ઘણો શીખામણ લેવા જોગ છે:-

"મારી બેન, આ તને મારો છેલ્લો પત્ર છે; મને મોતની શિક્ષા કરવાનું ઠરવું છે, તેમાં કાંઈ નામોશી જેવું નથી, જે અપરાધી છે તેને શિક્ષાથી નામોશી છે. પણ મને તો મોત સારૂં લાગે છે, કેમકે એમ થવાથી હું તારા ભાઈને ઉતાવળી મળીશ એવી મને સંપુર્ણ આશા છે, માટે તેણે જેમ છેલ્લી ઘડી સુધી હિમત રાખી હતી તેમ હું પણ રાખીશ. પરંતુ છોકરાં યાદ આવીને મને ઘણું રડવું આવે છે. તેં મારાં છોકરાંની ઘણી બરદાસ્ત કરી છે તે છોકરાંનો જો સારે નશીબે ઉદય થશે અને તેઓ પોતાની ખરી યોગ્યતાએ પહોંચશે તો તેઓ તારા ઉપકારનો બદલો વાળશે. પોતાની ફરજો બરાબર રીતે બજાવવી એજ સંસારમાં સુખ મેળવવાનું મુખ્ય સાધન છે એવું જે હું તેમને આજ સુધી શિખવતી આવીછું તે તેમણે હમેશાં યાદ રાખવું અને ખરા સ્નેહભાવથી એક બીજા ઉપર વિશ્વાસ રાખવો એ સમાધાનીનું મુખ્ય સાધન છે. મરતાં મરતાં રાજા બોલ્યો હતો કે મારા મોતથી મારી પ્રજા દુઃખી ન થાઓ તે હું આ જગ્યાથી કહુંછું અને મારાં છોકરાં પણ એ બોલો ધ્યાનમાં રાખે એમ હું ચાહુંછું. મારા વંશપરંપરાનો રોમન કથોલીક ધર્મ જે મેં કદી છોડ્યો નથી તે ઉપર સંપુર્ણ વિશ્વાસ રાખીને હું મરૂંછું. પરલોક સાધનનો બોધ કરવા કોઈ ધર્મગુરૂ મારી પાસે નથી માટે હુંજ મારા પાપની ક્ષમા માંગીને મારા મનનું સમાધાન કરૂં છું. જેમણે મારે માટે ઘણો શ્રમ વેઠ્યો છે તે સઘળાની હું ઘણી આભારીછું અને તેને માટે હું તેમની ક્ષમા માંગુંછું. મારે માટે તને ઘણી મહેનત પડી છે, તે તું મને કૃપા કરીને માફ કરજે. આ વાત ખુબ ધ્યાનમાં રાખજે કે મેં તને જાણીજોઈને મહેનત આપી નથી. મારા શત્રુઓએ મને આટલી દુઃખી કરી છે, તેમને હું ક્ષમા કરૂંછું. મારાં સઘળાં બાળ બચ્ચાંને આ છેવટનું યાદ કરવું જણાવવાને ભુલીશ નહીં; મારે ઘણા સ્નેહીઓ છે, તેમને મુકીને હું જઈશ એવું મનમાં આવવાથી ઘણું દુઃખ થાય છે. આ મારા અંતકાળ વખતે તેઓ મને યાદ આવ્યાં છે એવું તું તેમને કહેજે. મારી બેહેન, હવે હું છેવટની રજા માંગુંછું. મને તું નિરંતર યાદ કરજે, તારૂં કલ્યાણ થાઓ, મારાં છોકરાંનું કલ્યાણ થાઓ. અરે પરમેશ્વર! તેમને આ જગતમાં એકલાં રખડતાં મુકીને જવાનું કેવું દુઃખદાયક છે? હશે, હવે હું ઘણું લખતી નથી. મારૂં મન હવે આ લોકના વિચાર તરફથી છુટીને પરલોક સાધનના વિચાર તરફ લાગેલું છે. તમે સઘળાં સુખી થજો."

આ કાગળ ઉપરથી રાણીના અંતકાળ વેળાની મનની સ્થિતિ કેવી હતી તે ધ્યાનમાં આવશે. વળી તેણી રાજાની પેઠેજ ઢીમચાં ઉપર માથું મુકીને બોલી હતી, "હે પરમેશ્વર! મારા વેરીઓને તેના અપરાધની ક્ષમા કર! મારાં છોકરાંઓ, હું હમણાં આવુંછું. હવે હું ઝટ જઈને તમારા બાપને મળીશ." રાલીન કહે છે કે આ બોલો તેણી બોલતી હતી તે વેળા તેણીના મોઢાં ઉપર સ્વર્ગે સુખની આશાનું તેજ ઝગઝગતું હતું. એ રાણી ૩૯ વર્ષની ઉમરમાં ભર જુવાન હતી. તે ઘણી ધાર્મીક, ખરી પતીવ્રતા સ્ત્રી અને મમતાળુ માતા હતી અને ફ્રાન્સની રાજ્યક્રાન્તીમાં ઘણાં માણસો નાશ પામ્યાં તેમાં એના જેવાં ઘણાંજ થોડાં હતાં.

આ મોટી વયના માણસોની વાત થઈ, પણ ધર્મશ્રદ્ધાળુ અને નીતિમાન મા બાપોનાં છોકરાં પણ કેવાં ક્ષમાશિળ હોય છે તેનો દાખલો પણ આ રાજ્ય કુટુંબના ઉપરની આફતના વરસાદની હકીકતમાંથી વિજળીની પેઠે ઝગઝગી રહે છે. ઘણાં ખરાં આ દેશનાં છોકરાંઓ પોતાના મા બાપ તરફથી કંઈ હણું પડે તો તેનેએ ગાળો ભાંડવા તથા પજવવાને ચુકતાં નથી, ત્યારે ફ્રાન્સનો રાજકુંવર કે જેને એના બાપના મરણ પછી વિધવા માતુશ્રીના આશ્રયમાંથી છિનાવી લઈ નિર્દય રાજ્યસભાએ ક્રૂરતાની કોઠી સિમન નામના ચમારને સોંપ્યો, તેણે તેને ઓઢવા પાંથરવું તથા ખાવા પીવા સંબંધી દુઃખ દેવામાં કશી બાકાત રાખી નહી. રૂપાળો દેખાય નહી માટે એના ખભાં ઉપર ઝુમી રહેલા વાળ પણ બોડાવી નખાવ્યા. એમ છતાં આ ધર્મશિલ મા બાપના સત્ય બાળકને નિર્દય સિમને એકવાર મશ્કરી ખાતર પુછ્યું કે, "અલ્યા છોકરા, તારી તરફના લોકોની ખટપટને લીધે કદાપી અગાડી તને ગાદી મળે તો તું મને શું કરે વારૂં?" તેના ઉત્તરમાં કુંવરે કહ્યું કે "હું તમને તમારા ગુન્હાની માફી આપીશ."

[સાંધન છે.] પ્રેમકોર ચુનીલાલ મોદી.



## બાનુંઓને બરનાં વાજંત્રો.

### ૧—ગીતાર.



ગીતાર એ એક અતી મધુર અને દીલખુશ કરનારૂં વાજું છે. ઈનલી કે જે ગાવા અને વજાડવાના હુનરને માટે હમેશ વખણાય છે ત્યાં મુખ્ય કરી તે ગાવાને માટેજ વાપરવામાં આવે છે, કારણકે તેનો અવાજ માણસાઈ હલક સાથ અતી મધુર રીતે ભેલાઈ જવાથી સાંભળનારાંઓ પર કાંઈ અજાયબ જેવીજ અસર કરે છે.

ગીતાર બરોબર પકડવાથીજ સેહલાઈથી વગાડી શકાય છે; તેને એવી રીતે પકડવું કે બેઉ હાથે કાંઈ પણ અડચણ વીના, તેને હીલવ્યા વગર વજાડી શકાય. ડાબા પગનાં ઘુંટણ પર તેને મુકવું અને તે પગ એક નાનાં ટુલપર એવી રીતે મુકવો કે ગીતાર છાતી અને ઘુંટણની વચ્ચે સમતોલ રહે.

ગીતારની મોટી ખુબી ગાનાર યા વજાડનારની લાગણી (જો તે બરોબર સમજીને ગાઈ યા વજાડી જાણનાર હોય તો) અછી રીતે દરસાવી આપવાની છે. તેની પર મોટેથી વજાડવાની કોશેશ કરવી નહી, પણ જેમ બને તેમ મધુર અવાજે વગાડવું, અને 'પ્રેક્તીસ' પાડતી વખતે જેમ એકાંત જગા હોય તેમ વધારે સારી, કારણકે આપણી ભુલો એકાંતમાં આપણે વધારે સારી રીતે સમજી શકયે છીયે. ગીતાર ઊંચકવામાં અતી હલકું હોવાથી ગમે તે જગાએ લઈ જઈ શકાય છે અને સારી રીતે વગાડયા યા

ગાયાથી, પછી તે વગાડવાનું યા ગાવાનું ગમે એવું સેહલું હોય તોપણ, તે બીજાંને અને વગાડનારને ઘણી ગમત આપે છે.

## ૨—મેનડોલાઈન.



જેમ ગીતાર અને બેનજો વગાડવાનો શોખ દહાડે દહાડે લોકોમાં વધતો જાય છે, તેમજ મેનડોલાઈન જે ઘણું ખરૂં તેઓને મલતું આવે છે, તે પણ લોકોમાં આસ્તે આસ્તે પ્યારૂં થતું જાય છે. જોકે આપણા દેશના લોકો તેથી અંજાણા છે, પણ સ્પેન, ઈતલી અને બીજા દેશોમાં તો તે લોકોનું માનીતું થઈ પડયું છે, અને ઈતલીમાં તેના ઉસ્તાદોને કેટલું માન મલે છે તે આટલું કહેવાથી બસ થશે કે 'સીલવીસત્રી' જે ઘણો હુશીયાર મેનડોલાઈન વગાડનાર કહેવાય છે, તેની તરફ રાજા ઘણાં માનથી વર્તે છે.

ઈતલીની રાણી પણ ઘણી આછી રીતે મેનડોલાઈન વગાડી જાણે છે, અને જ્યારે બેંડની સાથે મેનડોલાઈન વગાડવામાં આવે છે ત્યારે સાંભળનારાંઓને ઘણું દીલખુશ લાગે છે, અને વળી તેને ગીતાર સાથે વગાડયાથી પણ અતી મધુર લાગે છે.

મેનડોલાઈન વજાડતી વેલાએ ખોળાપર મેલી ડાબા હાથે એવી રીતે પકડવું કે જમણા હાથે સેહલાઈથી તારની ઉપર વગાડી શકાય. તેની ઉપર ભાર મુકી કદી વગાડવું નહી, અને જે તાર વગાડવો હોય તે શીવાય બીજા બે ત્રણ સાથે વાગી ન જાય તેની પુરતી સંભાળ રાખવી. મેનડોલાઈનની કીંમત જોકે કાંઈ ઘણી મોટી હોતી નથી, તોપણ આપણા દેશમાં, કમનસીબે વગાડી જાણનારાઓ ઘણા જવલેજ મલે છે, પણ જેમ પશ્ચીમ તરફના દેશોમાં તે વધારે અને વધારે જાણીતું થતું જાય છે, તેમ આપણા દેશના લોકોમાં પણ તેને માનીતું થતાં વીલંબ લાગશે નહી.

ગુલબાઈ ફ૦ પાટક.

---

**એક અબરાક દરજી**—હીરાજી ઈતર સીનોર કોઈતાજી પાસે ઉમેદ ફાશીનનું એક વાસકુત વેતરાવા ગયા, અને તે માટે પોતાના એક ફાંકડા મીત્રનું વાસકુત માંગી લાવી નમુના દાખલ તે દરજીને આપયું. દરજીએ નમુના પ્રમાણે વાસકુત તઈયાર કીધું પણ હીરાજી ઈતરનાં વાસકુતને ઘડયાલનું ગજવું મેલાયું નહી. હીરાજી જ્યારે તે લેવા આવયા ત્યારે પોતાનાં વાસકુતને ઘડયાલનું ગજવું નહી જોયાથી તેમનો મીજાજ ગયો; તેવણે દમ બરાવી દરજીને પુછયું "કેમ ઘડયાલનું ગજવું કર્યા છે? મેં તુને કહયું'તું કની કે આ નમુનાનાં વાસકુત પ્રમાણે શીવજે?" દરજીએ ઘડે હલેજે જવાબ વાળયો—"હા સાહેબ, નમુને પરમાણેજ સીવાયું છે પણ ઘડયાલ તો મારવાડીને ત્યાં મારગેજ મેલેલું છે અને તેની ચીઠી નમુનાના વાસકુત ગજેથી મલી ત્યારે મેં ધારયું કે હવે ઘડયાલનું ગજવું મેલવાની કશી જરૂર નથી." હીરાજી ઈતરને આ ખોલાસો મનમાનતો લાગો કે નહી, તે કહેવાને અમો અશક્ત છીએ.



# શું તે એક નીપફળતા હતી?



ખરચ ઓછો કરયે, રૂસતમ? આપરો ખરચ કમતી કરયે? એ બોલવામાં તમારી મતલબ શું?

"એટલી બધી ગભરાઈ ના જા શીરીન. હું કંઈ ઘેલો નથી થઈ ગયો." "તમે નથી થયા તેથી હું ઘણી ખુશી છૌં રૂસતમ, કારણ—કારણકે મને બીક હતી કે તમે થયાજ હશો," અને તે જુવાન બાયડી કે જેની પરણેલી જીંદગી હજી તો સવા વરસ થયાંજ શરૂ થઈ હતી, તેણીએ પોતાનું ખાવાનું, જે તેણીએ પોતાના વરની બેહુદી સુચનાથી અધુરૂં મુકયું હતું, તે પાછું શરૂ કર્યું.

બે વરસ આગમચ રૂસતમ ચોકસી કે જે એક પચાસ રૂપ્યાની કમાઈનો આફીસનો કલારક હતો, તેનો મામો પોતાનું વસીયત કરવા વગર મરી ગયો, અને રૂસતમ સૌથી નજદીકનો ખેશી હોવાથી પોતીકા મામાની મોટી દોલતનો માલેક થયો. આથી કરી રૂસતમની આવક મહીને દહાડે પચાસથી વધીને ત્રણ હજારની થઈ. રૂસતમને પોતાના મામાનાં મરણથી પૈસા મલ્યા, એટલુંજ નહી પણ તેને મનસે તો આખી જીંદગીનું સુખ પાયું, કારણકે તે એક બઈરીને ઘણોજ ચાહતો હતો, અને તેણી પણ તેના પ્યારનો પુરતો બદલો આપતી હતી. તેને તેણી સાથ પરણવામાં મોટી નડતર એ હતી કે, તે એક પૈસા વગરનો આસામી હતો. શીરીન ઝવેરી એક ઘણીજ ખુબસુરત, ઊંચી અને શીખેલી છોકરી હતી, અને અલબત તેણીની ખુબસુરતી અને કેળવણીના પ્રતાપથી તેણીનાં માય બાપ તેને કોઈ મોટે ઘરની વહુ કરવાની આશામાં હતાં, પણ આએ આશાનો શીરીને ભંગ કરયો, કારણ કે તેણીએ રૂસતમ સાથેજ પરણવાનો પોતાનાં મનમાં ઠેરાવ કરયો અને સારે સારે ઘરનાં માંગાંઓને તેણીએ મજબુતીથી "ના" નો જવાબ આપ્યો.

આએ નધારેલા ફાલાએ સઘળી પંચાતીનો નીકાળ કરયો. શીરીનનાં માય બેરબાઈ કે જેવણ રૂસતમને ઘણો ધીકારતાં હતાં, તેવણ હવે રૂસતમને પોતાનાં ઘરમાં ઘણોજ આવકાર આપવા લાગાં. તેણે હવે પોતાને શીરીન સાથ પરણવામાં કાંઈજ હરકત જોઈ નહી; તેણે પોતાની કલારકની ચાકરી છોડી દીધી અને મલબાર હીલ ઉપર એક બંગલો લઈ તેને ઘણાજ ભપકા અને તેસ્તથી આરાસ્તે કરયો. વર વહુ જ્યારે પરણીને આએ બંગલામાં આવ્યાં ત્યારે બેઉનાં મનમાં એકજ વિચાર હતો કે, દુઃખ તે શું ચીજ છે તેનો હવે પછી તેઓને ખ્યાલ

પણ નહી આવશે. એક વરસ સુધી તો તેઓ એટલાં સુખથી રહ્યાં કે તેઓને દુઃખનો ખ્યાલ આવ્યોજ નહી. શીરીન જેવી ખુબસુરત તેવીજ સારા ખવાસની હતી અને રૂસતમ પણ તેણીના જેવાજ ખવાસનો અને રમુજી હોવાથી ઘરમાં બધું સમાધાનીથી પસાર થતું. વળી શીરીનના ઘરમાં સાસુ નણન્દબી નહી હતાં, કે જેઓ તેણીનાં સુખને આડે આવે. પણ પેહલાં વરસ પછી રૂસતમની ચાલમાં કાંઈ અજબ ફેરફાર જણાવા લાગ્યો. તેનાં કપાલ ઉપર ગમગીનીનો છાપ ખુલ્લી રીતે દેખાતો હતો. તે કલાકોના કલાક સુધી એક પણ બોલ બોલ્યા વગર બેસી રહેતો, અને કાંઈ ઊંડા વિચારમાં ગુંટાયલો હોય તેમ જણાતો, પણ સૌથી ખરાબ તો એ હતું કે, દહાડે દહાડે તેનો મીજાસ પણ બગડવા લાગ્યો. માણુસો સાથે તે ચીડકાં કાડતો અને જ્યારે શીરીન કાંઈપણ હસવાની વાત કરતી, ત્યારે ખુલ્લી રીતે તે તરફ પોતીકી નાપસંદગી બતાવતો. હમણા જ્યારે તેઓ ટેબલ પર પોતાનું ખાણું લેતાં હતાં તે વખતે રૂસતમે ખરચ ઓછો કરવાની એકદમ સુચના કરી, પણ તે સુચના કરીનેજ મુગો બેસી નહી રહયો. પોતાની આગળથી ખાવાની રકાબી ખીસાડી અને ખુરસીપર અઢેલાઈને બેસીને તે બોલ્યો:—

"ઘણામાં ઘણુ કેટલા ખરચ પર જીવી શકાએય તે જાણુવાની આજ કાલ લોકો તજવીજ કરેચ પણ થોડામાં થોડા કેટલા ખરચમાં રહેવાએય તે જાણવાની કોઈ તજવીજ કરતું નથી. આએ દુન્યામાં નકામો નકામો ઘણો ખરચ થાએ છે."

"રૂસતમ, હું ખાતરીથી કહુંચ કે મારા જેટલી કરકસર તો થોડાંજ કરતાં હશે. આપણે આપણી આવક કરતાં તો વધુ ખરચ નથી કરતાં."

"પણ હું તુંને તેજ વીશે સહમજ પાડવા માંગુંછું. આપણે આપણી બધી આવક શું કામ ખરચી નાખવી જોઈયે? આપણાં ઘરમાં નકામાં કુડીબંધ માણુસોનું શું કામ છે? હમણા જેટલાં માણુસો છે તેનો અરધો ભાગજ આપણુને પુરતો છે. આપણુને બે જણુ વચ્ચે એક કરતાં વધુ ગાડીની શું ગરજ છે? હું—હું ખરેખર ધારૂંછું કે આપણે બીજી ગાડીઓ કાઢી નાખવી જોઈયે, અને એક ઘોડ——"

"રૂસતમ, શું તમે ખરેખર મેદ થઈ ગયાચ," તેની બાયડી ટેબલ પરથી ઉઠતાં ઉઠતાં બોલી, "હું તમને કોઈ દહાડેબી એટલા બધા કંજુસ નહી ધારતી હતી—પણ હું ધારૂંચ કે તમે જે બોલોચ તે ખાલી મશકેરીમાંજ બોલોચ."

"નહી શીરીન, હું મશકેરી નથી કરતો અને તુંબી જો મારી માફકજ વિચારશે તો મારી ઉપર ઘણો મોટો ઉપકાર કરશે."

"તે હું કદીબી નહી કરશ," શીરીને તણુકાથી જવાબ આપ્યો, "જ્યારે આપણી પાસ પુરતા પૈસા છે, ત્યારે હું નહી સમજી શકતી કે આપણે શા માટે તે આપણાં સુખને વાસ્તે નહી ખરચવા જોઈયે? જ્યારે મારી સાથ પરણવામાં રૂસતમ, તમને પૈસાનો વાંધો હતો, ત્યારે તમે તો એમ ઈચ્છતા હતા ની કે મારે ખાતર તમારી પાસે આખાં હીંદુસ્તાનની દોલત હોયા!"

"અને હમણા પણ હું તેમજ ઈચ્છુંછું;" તે તેણીની સાથે બારી આગળ જતાં જતાં બોલ્યો, "જો કે તારા જેવી બાયડી સાથ તો હું એક નાહનાં અને ઘુઘડ ઘરમાં થોડા પૈસાએ પુરતાં સુખચેનમાં મારી જીંદગી ગુજારૂં."

"કેવું અક્કલ વગરનું તમેબી બોલોચ!" તેણીએ હસતાં જવાબ આપ્યો. પણ જે વખતે તેણી હસતી હતી તે વખતે તેણીના વરના ચેહરા ઉપર જે ફેરફારો થતા હતા તે તેણી દીવાના ઓથાને લીધે જોઈ નહી શકતી હતી.

"શીરીન, હું ખરેખર કહુંછું કે આપણી જીંદગી મેહલ કરતાં ઝુંપડાંમાં કદાચ વધારે સારી રીતે ગુજરે" તે ઘણાજ દલગીરી ભરેલા સાદે બોલ્યો.

"રૂસતમ, તમને શું થયુંચ, તમારામાં થોડુંક થયું કંઈ અજબ રીતનો ફેરફાર થયોચ. એ બધાંની શું મતલબ તે મને તો કંઈ જણાવશો?"

એક્કુ બે પળવેર તે મુગોજ બેઠો. તેનો ચેહરો વધારે ગંભીર દેખાવા લાગ્યો, અને પછી તે બોલ્યો: "મને કંઈબી થયું નથી. કાંય મને શું થાય? શું એક માણુસ પોતાની અરધી આવક બચાવવાનું ડહાપણુ કરે તો—"

"રૂસતમ, જ્યારે આપણે પરણ્યાં ત્યારે તમે કહ્યું હતું કે મારે બે આયા અને મારે વાસ્તે ફરવા જવા એક વીકટોરયા રાખવી. હું કદીબી તેઓને કાઢી મુકવાની ખુશીથી રજા તો નથી આપવાની. લોકો આએ બધાંનો અર્થ શું ઉઠાવશે? પણ જો તમે કહો કે એમ થવુંજ જોઈયે, તો પછી મારે એમ કરવુંજ જોઈયે. તમે મારા ખાવંદ અને જીવના ધણી છેઓ. તમે બોલોચ તે નાકદર અને દીલ દુઃખવનારૂં છે, પણ મારે તમને તાબે થવુંજ જોઈયે." તેણીની આંખોમાં આંસુ આવ્યાં અને તેણી બીજા ઓરડામાં મરડાતથી ચાલી ગઈ.

"શીરીન!"

"મારા ખાવંદ અને જીવના ધણી" આએ બોલો તદન વિચાર વગર અને ગુસ્સામાં બોલાયા હતા, પણ તે બોલો સાંભળનારને એક તીરની માફક વાગા. તે શું કરવા તેની પછવાડે ગયો? તેણે શું કરવા એક પ્યાર ભરેલા બોલે કજીઆનાં પાપને ઘેરમાંથી નાબુદ નહી કર્યુ? પણ નહી, હવે તો ઘણું મોડું થઈ ગયું.

શીરીન જયારે પાછી ઓરડામાં આવી ત્યારે તેનાં માણુસો ટેબલ પરથી ખાવાનાં વાસણુ ઉઠાવી જતાં હતાં. રૂસતમ બાગની અંદર ચાલી ગયો, તેનો ચેહરો તદન ફીકો થઈ ગયો અને તેનાં મહોડાંપર દુઃખની નીશાનીઓ સ્પષ્ટ રીતે દેખાતી હતી.

"તેણીનો વર અને જીવનો ધણી" તે દુઃખ ભરેલા સાદે બોલ્યો, "તેણીનાં મ્હોડાંમાંથી આવા બોલ! કાંય આટલો વખત વેર હું તેણીના ગોલામ દાખલ રહયોછું? હા! શીરીન—શીરીન, તુંને જો ખબર હને! શું તેણી કદી—શું તેણીએ જાણવું જોઈયે? હા, એ સઘળું કેમ ખમી શકશે? ગરીબ—ગરીબ છોકરી." પણ થોડા વખતમાં તેની માયાળુ લાગણી પાછી ફેરવાઈ ગઈ, તેણે શીરીનને મરોરથી બેઠેલી જોઈ પણ તેણીની આંખમાંનાં

આંસુ તે જોઈ શક્યો નહી. ફરીથી તેને તેણીના બોલો યાદ આવ્યા: "મારા ખાવંદ અને જીવના ધણી."

"શું તેણી મને ખરેખર ચાહેછે?" તેણે વિચાર્યું, "અને જો તેણી ચાહતી હતે તો આવા બોલો બોલતે? જો કાલે હું ગરીબ થઈ જાઊં તો એક સુખી અને સંતોશી બાયડીને બદલે એક અસંતોશી અને નીરાશ થયલી બાયડીની તોફ મારે ગળે ઓરવાય. અરે ખોદા! જો એમજ થવાનું હોય તો અમને બેઊ જણાંને મદદ કર." રૂસતમ જ્યારે આએ પ્રમાણે બાગમાં ફરતાં ફરતાં વિચાર કરતો હતો ત્યારે શીરીન દીવાનખાનામાં એક ચોપડી હાથમાં લઈ વાંચવાનું ડોળ ઘાલતી હતી, જો કે તેણી ઘણીજ મુશકેલીથી પોતાની આંખમાંનાં આંસુઓ અટકાવી શકતી હતી. તેણી પોતીકા બોલેલા બોલો ભુલી ગઈ અને રૂસતમનાજ બોલો તેણીને યાદ રહ્યા.

પરણેલી જીંદગી પછીનો આએ તેઓ વચ્ચે પેહેલોજ કજ્યો હતો. અલબત, રૂસતમનો પેહેલો વાંક હોવાથી રૂસતમેજ પેહેલે દોસતી કરવા જવું જોઈતું હતું. પણ નહી, રૂસતમે તેમ ન કર્યું, તે જ્યારે અંદર આવ્યો ત્યારે ઘણોજ ઉદાસ અને ચીરડાયલો જણાયો; શીરીન કાંઈ પણ બોલ્યા વગર બેસી રહી.

હમેશાં તેઓ રાતનું ખાણું લીધા પછી ખુશમીજાજી વાતો કરતાં, પણ તે દહાડે તેઓમાંથી એક પણ એક બોલણી નહી બોલ્યું, અને ખાધા પછીનો વખત ઘણી ખરાબ રીતે ગયો.

[સાંધણ છે.] નવાજબાઈ જા૦ પાદશાહ.



## મિત્રાચારી.



આ જંજાળભરી દુન્યામાં જે ગણત્રીનાં સુખો માણસ જાત ભોગવી શકે છે, તેઓમાં ખરી મિત્રાચારીનું સુખ એક છે. એક લખનાર કહે છે કે, "એક વફાદાર મિત્ર તે એક મજબુત ટેકો છે, અને જેને એવો એક મિત્ર છે તેને એક ખજાનો મલેલો છે, કારણકે જીંદગીની તે એક ઉત્તમ દવા છે." તે આપણા સઘલા સારા ઇરાદાઓને મજબુતાઈ આપે છે; આપણી સઘળી ભુલોથી અને ખામીઓથી હાથ ઉઠાવવાને સમજાવે છે; સચ્ચાઈ, પવીત્રાઈ અને નેકી તરફના આપણા પ્યારમાં વધારો કરતાં શીખવે છે; આપણને ખરો રસ્તો મુકી ખોટો માર્ગ અખત્યાર કરતાં વખતસર ચેતવણી આપી અટકાવે છે; અને આવી રીતે એક વફાદાર મિત્ર આપણને એક ઉમદા જીંદગી ગુજારવાને દરેક ઉત્તેજન આપે છે. જે મિત્રને આપણુ જીંદગીની લડાઈમાં આગળ વધવાને એક વફાદાર, મદદગાર તરીકે લઈએ, તે ખુલ્લાં દીલનો, નરમ સ્વભાવનો, ડહાપણવાલો અને અમીરી ખવાસનો હોવો જોઈએ, કે જેના તરફ આપણે માન કરતાં પ્યારની નજરથી વધુ જોતાં હોઈએ, અને જે આપણા પુરનો વીશ્વાસ મેલવવાને લાયક હોય.

દુઃખ અને સંકટના સમયમાં એક ખરા મિત્રની સલાહ, બીજા કોઈના પણ કરતાં વધારે કીમતી છે, અને તેની દીલસોજી બીજા કોઈના પણ કરતાં અની ઘણી મીઠી અને ધીરજ આપનારી છે; તેની માફક કોણ આપણાં દુઃખોને આંસુભરી આંખો સાથ જોઈ સહ્યારો આપનાર છે, તેમજ વળી કોણ આપણાં સુખની મુબારકબાદી આપી તેમાં ઉમેરો કરનાર છે? જે વખતે સગાં અને વાહલાં એક કોરે થઈ જાય છે, તેવી વેળાએ એક ખરો દોસ્ત અથવા સહી તેમની જગ્યા રાખે છે. ઘણી વખત એવું બને છે કે, અંગત સગાઈ ધરાવવા છતાં લોકો એક બીજાને પીછાણતાં નથી, અથવા એક બીજા વીષે કાળજી ધરાવતાં નથી, ત્યારે સગપણથી નીરાળાં બે મિત્રો, ભાઈ ભાઈઓ અથવા બેહન બેહનો કરતાં પણ વધુ પ્યારથી જોડાયલાં હોય છે. જેરમી ટેલર કહે છે કે "દરેક માણસને જ્યારે તેની ખુશાલીમાં કોઈ ભાગ્યો હોય છે, ત્યારે તે બેવડો ખુશી થાય છે; એક મિત્ર મારી દલગીરીમાં ભાગ લઈ તેને અર્ધી કરે છે, જ્યારે મારી ખુશાલીમાં ભાગ લેઈ તેને બેવડી કરે છે." દોસ્તો શોધવામાં આપણા કરતાં વધુ ઉમદા ખવાસનાં માણસો આપણે પસંદ કરવાં જોઈએ, જેઓની ઉચી સમજ અને ઉદાર દીલપર, આપણી સઘળી નબળાઈઓ, કદીપણ બહાર નહી જાય એવા ખાતરીપુર્વક ભરૂસાથી, તેઓના વીશ્વાસમાં આપણુ સોંપી શકીએ.

એક ખરો મિત્ર આપણાથી કશું છુપાવતો નથી. તેનું અને આપણું અંતઃકરણ દુધ અને પાણીની મીસાલે મળી ગયલું હોય છે. તે આપણી સાથ નીતી અને રીતીથી વર્તી આપણને તેવી રીતે વર્તતાં શીખવે છે. એકેકપર પુર વીશ્વાસ એજ તેઓની દોસ્તીની ચાવી છે, કેમકે બે દોસ્તો વચ્ચે જો પુરતો એખલાસ ન હોય તો શક અને આપખુદીના મારા તળે દોસ્તીનો ગમે એવો મજબુત કોટ પણ ટકી શકે નહીં.

આપણા મિત્રની ગેરહાજરી આપણી મિત્રાચારીને મજબુત કરે છે, કારણકે તેનાથી છુટાં પડતી વેળાની છેલ્લી પ્યાર ભરી યાદદાસ્તો, જેવીકે તે વેલાની તેની ખરાં અંતઃકરણની દલગીરી, તેના ધીરજવંતા અને પ્યારભર્યા શબ્દો અને તેની તરફની છેલ્લી નેક દુઆઓ, જેમ જેમ દહાડા જાય છે, તેમ તેમ વધુ અને વધુ આપણા કાનમાં વાગી, આપણી દોસ્તીને વધુ અને વધુ મજબુત બનાવે છે. પણ અફસોસ! માણસ માત્રમાં પોતાને ભુલી જઇ પારકાંનું ભલું કરનાર ઘણાં જવલેજ મલી આવે છે; માટે વગર વિચારે દોસ્તી કરવી એ ઘણુંજ ભુલભરેલું છે. એ કેવું અજબ જેવું છે કે, માણસો એક પ્રાણી કે નીરજીવ ચીજની ખરીદી કરતાં તેની દરેક તપાસ કરશે, અને તેની દરેક જામીનગીરી માંગશે, જ્યારે એક દોસ્ત પસંદ કરતી વેળાએ તેની ચાલચલણ તપાસવાને તેથી અર્ધી પણ આતુરતા બતાવશે નહી.

આપણે યાદ રાખવું જોઈએ કે મિત્રો મિત્રો વચ્ચે ઘણો ફેર છે. મિત્રો તો આપણને રોજીંદી જીંદગીમાં ઘણાં મળશે, પણ ઉપર જણાવેલા ગુણો ધરાવનાર, અને દોસ્તોના ઉમદા એલકાબને લાયક એવાં થોડાં, ઘણાંજ થોડાં મલી આવશે. જેવી સોબત આપણે રાખતાં હોઈએ તે ઉપરથી દુન્યા આપણા વીષે મત બાંધે છે, અને ઘણું કરી તે ખરૂં હોય છે. આપણા મિત્રો જે દર પળે પળ અને ઘડીએ ઘડી આપણા ઉપર અસર કરે છે, તેથી ન જણાય એવી રીતે આપણુ રીતભાત તથા પ્રકૃતીમાં ચઢતાં યા ઉતરતાં, માન યા અપમાનને લાયક થતાં જઈયે છીયે. જે માણસના સમાગમથી આપણા ઉપર માઠી અસર થાય, તેવાં માણસના સમાગમમાં નહીં જવા માટે પુરતી સંભાળ રાખવી જોઈએ; કેમકે જો એક વખત તેમનું જોઈ આપણે આપ-

ણા વાંક તરફ અખાડા કરતાં શીખ્યાં, તો ફરીથી આપણે તેમ નહીં કરશું એવું માનવું અને આપણી નેકી અને સારી લાગણી તેમ કરતાં આપણને અટકાવશે એવી આશા રાખવી વ્યર્થ છે. દહાડે દહાડે આપણો નઠારાં તરફનો ધિક્કાર કમી થતો જાય છે, વાંકને વાંક કરી આપણ ગણતાં નથી, આપણી સારી લાગણી સૂન મારી જાય છે, અને અંતે પાપ તથા ખોટાનેજ આપણે આપણું તારણ કરનાર સમજયે છીયે; અને એવી રીતે ઘણાં સારાં ભવીષ્યની આશા આપનાર જવાનો પોતાને અંધકારમાં નાંખે છે; માટે અંતઃકરણની સ્વચ્છતા જાળવી રાખવાનો સર્વેથી સરસ ઉપાય એ છે કે નઠારાંથી દુર રહેવું.

એક માણસના પૈસા ટકા કે પદવી યા એવાંજ બીજાં કારણો માટે ઘણાક ખોટા ડગારાઓ, મિત્રોનાં નામના પવીત્ર સાહવા હેઠળ તેની આગળ ભમતા ફરે છે, અને જો તે તેઓથી વખતસર ચેતતો નથી, તો ઝેરી સર્પોની માફક પોતાની મતલબ સારવા માટે તેનાં સુખનો નાશ કરવાને ચુકતા નથી. ઘણા ડોલચાલુ મિત્રોએ, ખુલ્લાં દીલથી તેમના ઉપર મુકાયલા વીશ્વાસનો ઘાતકીપણે નાશ કીધો છે. વલી જેમ ગીધો એક શરીરને ઠુંપી ખાવાને ભમે છે, તેમ તેઓ તેના સારા વખતમા તેની આગળ ખુશામત કરતા રહે છે, પણ ઝાડ પડવાથી જેમ છાયા નાબુદ થાય છે, તેમ તેની પડતીની માત્ર અફવા સાંભળતાંજ તેઓ દુર થઈ જાય છે. માટે જેઓ સંકટમાં મિત્ર છે તેઓજ ખરાં છે. કે જેવા આ લાલચુ દુન્યામાં થોડાજ હોય છે. વલી યાદ રાખવું કે નાદાન દોસ્ત કરતાં દાનાવ દુશ્મન ભલો છે. નાદાન મિત્રો પોતાની ભોલાઈ યા નબળાઈથી આપણને જ્યારે ફસાવશે ત્યારે એક સમજુ મિત્ર સાથ અણબનાવ થયા છતાં પણ આપણને તેના તરફથી કાંઈ પણ નુકશાન થવાની ફીકર રાખવાનું કારણ રહેશે નહીં, કારણકે તેની સારી સમજશકિત, અને ઉચી નીતી આપણા ઉપર તેને અણઘટતો લાભ લેતાં અટકાવશે; તેટલા માટે મિત્રો શોધવામાં પુરતી સંભાળ રાખવી જોઈયે, કારણકે આખી જીંદગી અને મોત સુધી તે આપણો મિત્ર છે. તેનેથી આપણ સુખી થઈશું, તોપણ સઘળું કરજ આપણું કહેવાશે નહી, કારણ જે સઘળાં સારાં કામો તે કરશે તેના ફાયદા તે પણ ચાખશે. તે પ્રમાણીક, સાચ્ચો અને નીમકહલાલ હોવો જોઈયે અને જો તેનામાં આવા ગુણોની ખુંટ હશે તો આપણે તેનાથી ફાયદો મેળવવાની આશા રાખવી ફોકટ છે.

*એક ખરા મિત્રની દોસ્તી આપણને કેટલોબધો ફાયદો કરે છે?* આપણી સરસમાં સરસ ચાલચલણો જે ખીલવ્યા વગર અંધકારમાં રહેલી હોય છે, તે એક સાચ્ચા અને વફાદાર દોસ્તની મિત્રાઈથી કેટલીબધી બહાર આવે છે અને તેના અમીરી અને ઉંચા ખવાસના દાખલાની અસર આપણાં મગજ ઉપર કેટલો અસરકારક છાપ મારે છે, તે તો જેઓને અનુભવ હોય તેઓજ જાણે છે. એવા સાચ્ચા અને બીજાનું ભલું ઈચ્છનારા દોસ્તો થોડાજ મળી આવશે; જેઓ પોતાના જાન માલનો પણ એક દોસ્તને ખાતર ભોગ [illegible] તેજ ખરા મિત્રો છે; જેઓ માણસ [illegible] મુર્ખાઈના ખોહમાં પડતી બચાવ[illegible] દુન્યાની જીંદગી સુખવાસી અને પુરતી લાયે[illegible] ધીરજ આપનારા સખુનો [illegible] બોલોથી દીલાસો દેવો, તથા [illegible] કરવી, એજ પોતાનો ખરો ઉદાર[illegible] આપણી અને આપણા મિત્રની વ[illegible] કે જે. અરસપરસની દોસ્તીનો [illegible] સાફદીવાન કરે.

છલ્લે, જેઓ આવા અમીર, ઉદાર અને વફાદાર મિત્રોની દોસ્તી મેળવવા માટે નસીબવાન નીવડયાં હોય તેઓને મુબારકબાદી આપી, અને ભવીષ્યમાં દુન્યાની અંદર એવાં સ્વચ્છ, અમીરી ખવાસનાં માણસોની હંમેશાં વૃધી થતી જાય એવી નેક દુઆ ચાહી આ ઉમદા બાબદ ખતમ કરયે છીયે.

જરબાઈ પીરોજશાહ વીકાજી.
બાનુંબાઈ ફરાંમજી રતીરજી.



## આબરૂ પામવાનાં છ પગથિયાં.



આબરૂ સૌને સારી લાગે છે, આબરૂ પામવી સૌને સારી લાગે છે, આબરૂ સૌ શોધે છે; આબરૂ ચાહવી એમાં કાંઇ બેમુનાસીબ નથી. ખોદાતાલાએ આદમ જાતને મોટો દરજ્જો આપીઓ છે, ને એ હરેક આદમીને લાએક છે કે જે તેના જાતી દરજ્જો છે, તે દરજ્જાએ ચહડવાને તે પોતાથી બનતી કોશેશ કરે. આબરૂ પામવાને લોકો જુદા જુદા મારગ પકડે છે. કેટલાંએકો સમજે છે કે હમને બહુ પૈસા ટકા મલે, તો તેથી હમારી આબરૂ વધશે; વાસ્તે પૈસા મેલવવા ઉપર પોતાનું બધું ધ્યાન આપે છે. કેટલાંએકો સમજે છે કે હમે મોટાં ખાણાં આપીએ, ને નાચ રંગો કરાવીએ તો તેથી અમને આબરૂ મળશે; ને તે પ્રમાણે તેઓ કરે છે. કેટલાંએકો સમજે છે કે હમે મોટી સખાવતો કરીએ કે, બરી બાહાદુરી બતાવીએ, તો અમને આબરૂ મલશે; ને તેમ કરવાને તેઓ શોધે છે; ને વલી કેટલાંએકો સમજે છે કે જો હમે બહુ વીદ્યા શીખીએ, ને જ્ઞાનથી પુર થઈએ, ને વીદ્વાનોની પદવીએ પુગીએ તો અમારી આબરૂનો પાર રહેશે નહીં; માટે એ પદવી પામવાને તેઓ બહુ આતુર રહે છે. એ રીતે જુદા જુદા મારગોથી આબરૂ મેળવવાને લોકો મેહેનત કરે છે.

હવે એ મારગોથી આબરૂ મલે તેનો અમે ઈનકાર કરતાં નથી; પણ જો એવી આબરૂને એક નામ આપીએ, તો એમ કહીએ કે એ દગાખોર આબરૂ છે, યાને એવા મારગોથી મળેલી આબરૂ આપણી સાગે બાજે વખતે દગો કરે છે, ને એક પળમાં નાબુદ થઈ જાએ છે. આ વાતનો જરા વધારે ખોલાસો કરીએ; જેને પૈસાથી આબરૂ મલી તેની આબરૂ, તેના પૈસા તેની સાગે રહેશે ત્યાં લગી રહેશે; જો પૈસા ગયા, તો તે પણ જવાની. હમણા કેટલાએક શખસો છે કે જેઓની પાસે પૈસા હતા ત્યાં સુધી તેઓ મોટી આબરૂ પામતા, પણ તેઓ દીવાલીઆ થયાથી હવે તેઓને કોઈ પુછતું નથી. જ્યાં સુધી પૈસા ઉપર આપણ ટકીએ ત્યાં સુધી આ જુઠી દુન્યા આપણી ખુશામત કરે છે. જ્યારે તે મારગો આપણાથી ગુમ થયા કે દુન્યા આપણાથી ખસી જઈને ઉલટી આપણી નીંદા કરે છે. ત્યારે પ્રીય વાંચનાર! એવી રીતે આબરૂ શોધવાને હું તુને ભલામણ નથી કરતી. હું ચાહુંછું કે જે આબરૂ તુને મલે તે સદા તારી બધી હાલતમાં તારી સાગે રહે. એવી આબરૂ પામવાનું મંડાણ તારાં બચપણથી માંડવું જોઈએ. જેઓ બચપણથી એનો પાયો નથી નાખતાં, તેઓ મોટી ઉમરે પુગયા પછી અકસર વખત આબરૂ નથી પામતાં. આબરૂ

બહુ નીઆમત છે, તે ઉચ્ચ મકાને ગોયા વસે છે. તેને પોંહોંચવાને એક સીડી જોઈએ, ને ૭ પગથિયાંવાળી તેની એક સીડી છે. વાંચનાર, એ ૭ પગથિયાં જે હું નીચે બતાવશું તે ઉપર આશા છે કે તમે સારી પઠે ધ્યાન પોંહોંચાડશો:—

૧. તાબેદારી—આ પહેલું પગથિયું આબરૂ પામવાનું છે. તમે તમારાં મા બાપની ને તમારાં બુજરગોની તાબેદારી બચપણથી કરવાને જો શીખીઆં નહી તો સત કરીને જાણજો કે જ્યારે તમે મોટાં થશો ત્યારે તમુને આબરૂ ઈજ્જત મળનાર નથી. તાબેદારીની આદત નાનપણથી નહી પાડયાથી મોટી ઉમરે બહુ કરીને પડનાર નથી, ને જેનામાં એ આદત નથી, તે બીજાઓ વીશે બેપરવા નીકળશે; ને બેપરવા માણસ બેહુદા નીકળે છે; તે કોઈની શરમ લાજ રાખનાર નથી. હવે એવા શખસને કોઈ આબરૂ આપશે નહી; ને એવાને આબરૂ આપવી લાજમ નથી. જેઓ બીજાઓનું માન રાખે છે, તેઓનું માન બીજાઓથી રખાશે. વાસ્તે તાબેદારીની આદત બચપણની કુમળી વયથી પડવી જોઈએ.

૨. સચ્ચાઈ—આ બીજું પગથિયું આબરૂ પામવાનું છે. પ્રીય વાંચનાર, તમારે ખચીત કરીને જાણવું જોઈએ કે જુઠું બોલનાર આખી દુનીઆં જગતથી પણ આબરૂ પામતો નથી. જુઠાઈ એ ઘણો હલકો ને પાજી ગુણ છે, ને જેમાં એ વસે છે, તે ગમે તેવો દોલતમંદ કે સખાવતદાર કે વીદ્વાન હશે, તો પણ લોક તેને માન આપનાર નથી. પણ જે સાચ્ચું બોલે છે, તેને બધાં માન આપે છે; ત્યારે સાચ્ચું બોલવાની આદત નાનપણથી તમારે પાડવી જોઈએ. છોકરાંઓમાં બહુ કરીને જુઠું બોલવાની ટેવ હોય છે, પણ તેવાંઓને હું ભલામણ કરેશ કે જો એ ટેવ તમે મુકી નહી દેશો, ને સાચ્ચું બોલવાને નહી શીખશો તો તમે કદી આબરૂદાર થનાર નથી. જુઠું બોલનાર શેતાનને ખુશ કરે છે, ને પોતાનું નામ ડુબાવે છે. સાચ્ચું બોલનાર ખોદાને ખુશ કરે છે, ને પોતાનું નામ બુજરગ કરે છે.

૩. નમનતાઇ—આ ત્રીજું પગથિયું આબરૂ પામવાનું છે. પ્રીય બેહેનો, તમારે બચપણથી અહંકાર, ગરવ, મગરૂરી, ને ખતરાઈ એ બધું મુકી દેવું જોઈએ; કેમકે મગરૂરી જે છે તે એક બળતી આગના જેવી છે, ને જે બેહેની પોતાની સાથે આગ લઈને ચાલશે, તે બળ્યા વીના કદી રહેનાર નથી, યાને તેની આબરૂ ઈજ્જત જે કાંઇ હશે તેપણ બળી જશે. જેમ ખોદા તેમ તે સાહેબનાં બંદાંઓ પણ મગરૂરીનો ધીક્કાર કરે છે, ને તેવાંઓને ખરેખરી આબરૂ કોઈ આપનાર નથી. વાસ્તે મગરૂરી કદી પકડશો ના; પણ નમનતાઈના પોષાકો પેહેરેલાં થાવો. નમનતાઈનો ગુણ બહુ ઉમદા છે, ને જેનામાં એ વસે છે તે ખરેખરી બુજરગીએ પોંહોંચે છે. બહુ કરીને પૈસાદાર લોકોનાં છોકરાંઓ મગરૂર થાએ છે, ને બીજાઓને હલકાં જાણીને તેઓને તુચ્છકારે છે. એવાંઓને હું કહીશ કે, એમ કીધાથી તેઓ પોતાને હલકાઈ લગાડે છે, ને આબરૂ પામવાનો રસ્તો પોતાને હાથે બંધ કરી નાખે છે.

૪. ભલાઈ—આ ચોથું પગથિયું આબરૂ પામવાનું છે. બેહેનીઓ; તમારે બચપણથીજ ભલાઈ કરવાને શીખવું જોઈએ. ભલું કરનારનું ભલું થાએ છે; ને બુંડું કરનારનું બુંડું થાય છે. સહુનું ભલું કરનાર સહુથી આબરૂ પામે છે. એ પ્રમાણે કરનાર ખોદાને મળતા આવે છે: તે સાહેબ હમેશનું માણસોનું ભલું કરે છે, ને માણસો તેનાં નામની શુકર કરે છે. આપણે તેનાં બંદાંઓએ પણ એમ કરવું. ઘણાંકો બહુ કરીને પોત પોતાનું સુખ શોધે છે, ને પોતાનુંજ સારૂં કરવાને ઈચ્છે છે. તેઓએ એવાં આપમતલબીઆં નહી થવું; પણ જેમ પોતાનું તેમ બીજાઓનું સારૂં કરવાને શીખવું. જો એવી ટેવ તેઓમાં નહી હશે, તો તેઓ કદી આબરૂ પામનાર નથી. ભલાં માણસને સૌ ચાહે છે, ને તેનું માન રાખે છે. આપમતલબીઆ કે બુંડાં માણસને કોઈ ચાહતું નથી ને તેનું માન કોઈ કરતું નથી.

૫. ઉદ્યોગ—આ પાંચમું પગથિયું આબરૂ પામવાનું છે. પ્યારી બેહેનો, ઉદ્યોગ બોલ તમે કદાચ સમજતાં નહી હશો. એ બોલનો અરથ મેહેનત, કોશેશ, વગેરે થાએ છે. જેઓ બચપણમાં મેહેનત કરવાને ચાહતાં નથી, તેઓ પોતાનો વખત રમવા, ફરવા ને ભટકવામાં કહાડવા ચાહે છે. પણ એમ નહી કરવું જોઈએ. જો બચપણથી કોઈ વાત કે કોઈ કામપર દીલ લગાડીને મેહેનત કરવાને તમે શીખશો નહી, તો પછી આળસાઇ તમુને પકડશે, ને તે તમને એવી બાઝી રહેશે કે તેથી છુટાં થવું તમને બહુ મુશકેલ પડશે. હવે જો તમે આળસુ નીકળશો તો ખચીત જાણજો કે તમે કોઈ સારે દરજજે પોંહોંચનાર નથી. આળસુ માણસ પોતાનું જે કાંઈ સારૂં હોય તે બધું ખોઈ બેસે છે. આળસુ માણસ બીજાઓ ઉપર બોજ થઈને રહે છે. આળસુ માણસ ખોદાનો તથા માણસનો ચોર છે, ને એવાને કોઈ કંઈ આબરૂ આપનાર નથી. વાસ્તે બેહેનીઓ, ન્હાનપણથી આળસને તજો, ને ઉદ્યોગ કરતાં થાઓ, કે તમે આબરૂને લાયક નીકળો.

૬. દીનદારી—આ છઠું ને છેલ્લું પગથિયું આબરૂ પામવાનું છે. દીનદારી એટલે ખોદાતાલાને પીછાનવો—તેની યાદ કરવી, તેની બીહીક દીલમાં રાખવી, તેના હુકમો પર અમલ કરવો, ને તેનામાં ખુશ થવું. દીનદારી એને કહેવી. હવે જે કોઈ નાનપણથી એ રીતે દીનદારીમાં ચાલવાને નહી શીખશે, તો તેઓ કદી સારાં ને નેક નીકળનાર નથી, ને જેઓ સારાં ને નેક નથી, તેઓની આબરૂ કશી નથી. પ્યારાં બેહેનો, આ વાત ઉપર તમારે ખુબ ધ્યાન આપવું જોઈએ કે ખોદા આપણો પેદા કરનાર, તથા પરવરશી કરનાર તથા ધણી છે. તમારે જાણવું જોઈએ કે, ખોદાની મેહેરબાની ને બરકત વીના આપ [illegible] કદી ભલું થનાર નથી; ને તમારે એ પણ [illegible] સાહેબની મેહેરબાની, તથા બરકત, [illegible] પીછાને છે ને તેના કહ્યા મુજબ ચાલે છે, તેઓના ઉપર આવે છે. પ્યારાં [illegible], તમે તમારાં બચપણથી ખોદા [illegible] શીખતાં જાઓ ને [illegible] તેની બંદગી કરતાં જાઓ. [illegible] તમુને બહુ સારૂં થશે. તેની મેહેરબાની તમારી ઉપર [illegible], ને તેની મેહેરબાની જે પામે છે, તે બધી રીતે આબરૂને લાયક થશે. [illegible] જે ઉપર ટુંકમાં આપી છે, તે ઉપર સરવે બહુ સારૂં ધ્યાન લગાડશે, ને પોતાનાં ફરજંદોને એ રીતે ચાલતાં શીખવશે, એવી આશા છે. છોકરાંઓ [illegible], તેઓ કેવાં નીકળશે—તેઓ દુન્યામાં કેવી હાલત [illegible]—તેઓથી દુન્યામાં સારૂં થશે કે નરસું થશે—એવા એવા સવાલો [illegible]. [illegible] મેં તમારે સારૂ ઉપલી વાતો લખી છે, ને એ વાતોથી તમારૂં ભલું થાએ એવી મારી વીનંતી છે. આમીન!

મેહેરબાનુ બેહેરામશા દાવર.



# ભરવા ગુંથવા વીશે.

## દોરાની એક સુઈઆએ ગુંથેલી લેસ.



આ લેસમાં ગોલાબનાં ફુલો અને પાતરાંનો ઝુમખો છે, તે દરેક ઝુમખો જુદો જુદો ગુંથી એક બીજા સાથે વચમાંથી જોડી નાખી ઉપર અને નીચેથી "બોરડરો" ગુંથી લીધી છે.

પહેલાં આ ઝુમખા માંહેલાં નાના ગોલાબથી મંડાણ કરવું. તેને વાસ્તે પાંચ સાંકરી ગુંથી જોડી નાંખો. **પહેલી હાર**—૭ સાંકરી આંટો લઈ એક ગુંથો, ત્રણ સાંકરી, આંટો લઈ એક પછી ત્રણ સાંકરી એમ જ્યાં સુધી પાંચ હોલ થાય ત્યાં સુધી કરવું; પછી છેડે ત્રણ સાંકરી કરી આંટા વગર પહેલે જે ૭ સાંકરી ગુંથી હતી તે માહેલી ત્રીજીમાં જોડી નાખવું, બધાં મલી છ હોલ થશે. **બીજી હાર**—પહેલાં હોલમાં એક આંટા વગર, એક આંટો લઈ, બે વખત સુઈઆપર આંટા લઈ ત્રણ, એક આંટો લઈ એક આંટા વગર એ પ્રમાણે બધાં હોલોમાં ગુંથી જાવો. **ત્રીજી હાર**—હવે એ પાતરીઓની પછવાડેની બાજુએથી આંટા વગર એક ટાંકો, પહેલી હારના આંટો લઈ ગુંથેલા એક ટાંકામાં ગુંથો ચાર સાંકરી, પાછું એજ પ્રમાણે બીજા લાંબા ટાંકામાં આંટા વગર એક ગુંથો. **ચોથી હાર**—બીજી હારની માફક, પણ બે વખત આંટો લઈ ત્રણને બદલે પાંચ ગુંથવા. **પાંચમી હાર**—ત્રીજી હારની માફક, પણ ચારને બદલે પાંચ સાંકરી કરવી. **છઠી હાર**—બીજી હારની માફક પણ બે વખત આંટો લઈ ત્રણને બદલે સાત ગુંથવા; છેડે એ હારના પહેલા ટાંકામાં એક ટાંકો આંટા વગર ગુંથવો. હવે એક ગોલાબ પુરો થશે. ડાંખલી અને પાતરાંને વાસ્તે ચોવીસ સાંકરી કરો; પછી છેલ્લા અગીઆર ટાંકાપર પાતરૂં ગુંથો. બે સાંકરી મુકી ત્રીજીમાં આંટા વગર, આંટો લઈ એક, બે આંટા લઈ પાંચ વખત, આંટો લઈ એક, આંટા વગર એક, ત્રણ સાંકરી પાસેની સાંકરીમાં આંટો લઈ એક, એમ બધાં મલી પાતરાંની આસપાસ દસ હોલ થાય ત્યાં સુધી કરવું, પછી પેલી ચોવીસ સાંકરી માંહેલી તેરમીમાં આંટા વગર એક, પછી પેલાં હોલમાં આંટા વગર એક, આંટો લઈ ત્રણ, આંટા વગર એક એ પ્રમાણે બધાં હોલોમાં નાકે સુધી કરી જવું. હવે એક પાતરૂં ખલાસ થશે; પછી બરાબર તેને જોડી નાંખી પેલી ચોવીસ સાંકરીઓ માહેલી બારમીમાં આંટા વગર એક ગુંથવો. બીજા પાતરાંને વાસ્તે સોળ સાંકરી ગુંથો, પછી તેના અગીઆર ટાંકાપર ઉપર પ્રમાણે બીજું પાતરૂં ગુંથો, પછી ડાંખલીને વાસ્તે ઉપર ગુંથેલી સોળ સાંકરી માહેલી ત્રણ પર આંટા વગર ત્રણ ટાંકા ગુંથો, ત્યાર પછી તેર સાંકરી ગુંથી પાછું એક બીજું પાતરૂં ગુંથો; આ પાતરાંને ઉપર ગુંથેલા ગોલાબ સાથે ગુંથતી વખતે જોડી નાખવું (નમુનામાં જુવો). ડાંખલીને વાસ્તે આપણે જે પહેલાં ચોવીસ સાંકરી ગુંથી હતી તે માહેલી અગીઆર બાકી રહી છે તેની ઉપર આંટા વગર અગીઆર ટાંકા ગુંથો. છેલ્લો ટાંકો ગોલાબ સાથે બરાબર જોડી નાખી દોરો કાપી નાખો. હવે ઉપર પ્રમાણે બીજો એક ગોલાબ ગુંથો. છેલ્લી હાર ગુંથતી વખતે પહેલા ગોલાબ સાથે અને બીજી પાતરી સાથે જોડી નાખવો. પછી તેની ડાંખલીને વાસ્તે ૭ સાંકરી કરો અને પહેલા ગોલાબની ડાંખલીને વાસ્તે જે ચોવીસ સાંકરી કીધી હતી તે માંહેલી સાતમી સાથે જોડી નાખો અને તે ઉપર ૭ વખત આંટા વગર ગુંથો. બીજો એક ટાંકો મજબુત રાખવાને વાસ્તે ગોલાબ સાથ ગુંથી લેઈ દોરો કાપી નાખો. હવે ત્રણ પાતરાં અને બે ગોલાબનો ઝુમખો પુરો થશે; એવા જેટલા ગમે તેટલા ઝુમખા ગુંથો, પછી તેને નીચે પ્રમાણે જોડો:—

પહેલા બે ઝુમખા લેઓ અને ગોલાબ નીચે અને પાતરાં ઉપર એ રીતે તમારા હાથમાં પકડી ગુંથવાનું શરૂ કરો. ત્રીજી પાતરીની છઠી પાંખરીના વચમેના ટાંકા પર એક આંટા વગરનો ટાંકો ગુંથો, ત્રણ સાંકરી, એક ટીપકી, આ પ્રમાણે કરે (પાંચ સાકરી ગુંથી પહેલીમાં એક આંટા વગર,) પાંચ સાંકરી, એક ટીપકી, પાંચ સાંકરી, એક ટીપકી, ત્રણ સાંકરી કરી બીજા ઝુમખાના પહેલાં પાતરાંની પાંચમી પાંખરી સાથે જોડી નાખો, ચાર સાંકરી કરી પાસેના ગોલાબની પાંખરી સાથે જોડો. હવે ગુંથવાનું ફેરવી નાખો, એવી રીતે કે ગોલાબ ઉપર આવે અને પાતરાં નીચે આવે, હવે એક સાંકરી એક ટીપકી, એક સાંકરી, આંટો લઈ છેલ્લી હારની ટીપકીની પાસેની સાંકરીમાં એક, એક સાંકરી, એક ટીપકી એ પ્રમાણે નમુંનામાં છે તે પ્રમાણે ગોલાબ અને પાત્રાં સાથે હાર જોડી નાખી, ફેરવી બીજી હાર કરવી; એમ બધી મલી ૭ હાર કરશો એટલે ગોલાબની

# અમારી લખનારીઓને ખબર.

બાઈ જી૦. સોરાબજી—તમો ઉપર બાનેજી જવાબ લખ્યો છે, પણ તેનો હજી જવાબ ફરી વળ્યો નથી.

બાઈ શીરીં ડૉ૦ દસ્તુર (વડોદરાથી)—તમે એક સ્ત્રી થઈ એવો ફકરો મોકલી આપ્યોછે કે જે રીતથી લખાએલ નહી.

મીસીસ હિરાલાલ વિ. રાવલ—તમારી સુચનાઓ માટે ઉપકાર માનીએ છીયે. તમે જાણો છો કે આ માસીક હીન્દુ અને મુસલમાન સ્ત્રી લખનારીઓ માટે પણ ખોલ્યું છે.

મીસીસ બાબાજી કેશવ સોનસે (શોલાપુરથી)—તમે જે બાબદ મોકલવા માંગો છો તે બેલાશક મોકલી આપજો, પણ બાધા જેમ બને તેમ ટૂંકુ કરી તો ઠીક.

બાઈ મેહેરબાઈ સો૦ ખ૦. ઈજનેર—તમારી બાબદ આગળ ઘણીવાર છપાઈ ગયલી છે, અને કવીતામાં જોઈ-તે જોર નથી. નારીપાસ થતાં ના, ફરી કોશેશ કરજો.

બાઈ ગુલ સો૦ ખ૦ સુખ્યા (રંગુનથી)—તમોએ લખેલો ફકરો એવી ઢબે લખાયલો છે કે જે સ્ત્રી મિત્રના સફાઓમાં લેવાઈ શકાય કે નહી તે માટે વીચાર કરયે છીયે.

બાઈ પીરોજબાઈ બેજનજી ઈજનેર—તમારૂં લખાણ જરૂર આવતા અંકમાં તમો જોશો, પણ હવેથી કાગજની એકજ બાજુ ઉપર લખવાની તસદી લેજો.

બાઈ મેહેરબાનું બેહેરામશા દાવર—તમારાં લખાણો મળ્યાં છે, જેમાંનું એક આજના અંકમાં દાખલ કીધું છે. બીજાં દાખલ કરતાં જઈશું, તમારી મદદ ચાલુ રાખજો. તમારૂં રહેવાનું ઠેકાણું લખી મોકલવાની કૃપા કરજો.

બાઈ મેહેરબાનું ધનજીશાહ અરાસ—પુસ્તક લાંબું થઈ જવાથી તમારી મેહેનતની કદર નહી પુજશે, એવો અમને ભય છે. તમો બેહેન તમારૂં લખાણ પાછું મંગાવી ટુકમાં નહી સમજાવી શકશો? વીષય ઘણો સારો છે.

બાઈઓ શીરીન ફરામજી, નાણાવટી, રતનબાઈ જા૦ ઘડયાલી, ધનબાઈ ફ૦ શેઠના—આ વેલા તમો તેમજ અમારી વાંચનારી બાનુઓ જોશો કે પહેલા અંક કરતાં નજદીક ચાર સફા વધુ કાઢાયા છે તે છતાં તમારાં તેમજ અમારી જુદી જુદી લખનારી બાઈઓનાં લખાણો પણ રહી ગયાં છે, જેથી જરૂર આવતા અંકમાં દાખલ કરીશું.

☞ પોતાનું ખરૂં નામ આપ્યા બગર લખવા ઇછનારી બાઈઓની માંગણી હજી અમો ઉપર ચાલુ રહી છે, પણ જે બાઈઓ ખરાં નામ આપી લખાણો કરે છે તેમને ઇનસાફ આપવા ખાતર અમો દલગીરી સાથ આ માંગણી બહાલ રાખી શકતા નથી. કેટલીક બાઈઓનાં લખાણો અમોને બહુ અસુરેથી મળે છે, માટે જણાવવાની રજા લઈયે છીયે કે જેઓનાં લખાણો દર માસની તા૦ ૧૦મી સુધીમાં મળશે તેમનેજ તે માસના અંકમાં બનતાં સુધી જગા મળશે. પાછળથી આવેલાં લખાણો બીજા અંક સુધી મુલતવી રાખવાની ફરજ પડશે.

☞ આ "સ્ત્રી બોધ" મુંબઈના કોટમાં ના૦ ૨૯ ફોર્બસ સ્ટ્રીટમાં ઇલ્સરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું.

શીરીન ફ૦ પાઠક.

# જાહેર ખબરો.

## ભરતકામ કરનાર શોખીન બાનુંઓને એક અગત્યની ખાસ ખબર.

હમારે ત્યાં નીચે જણાવેલે ઠેકાણે ભરતકામને લગતો સામન કીફાએત ભાવે વેચવાનો છે.

સોઈજી કાલા રંગની ટકાઉ મખમલ ઉપર જાત જાતના ફુલ પાનના વેલાથી છાપેલા ગાડીમાં મુકવા લાએક તકીઆ.

**કીંમત તકીઆ ૧) નો રૂ૧। સવા.**

સોઈજી કાલા રંગની ટકાઉ મખમલ ઉપર જાત જાતના ફુલ પાનથી છાપેલી છોકરાંઓના પેહેરવાસ લાએક તોપીઓ.

**કીંમત તોપી ૧) ના ०।- આના પાંચ.**

સોઈજી કાલા રંગની ટકાઉ મખમલ ઉપર જાત જાતના ફુલ પાતરાંના વેલાથી છાપેલી મરદોને પેહેરવા લાએક સ્લીપર.

**કીંમત જોર ૧) નો રૂ૧)**

ઊંચી કાલા રંગની સાતીનના પના ઉપર તરેહવાર ફુલ પાનના વેલાઓથી છાપેલી બાનુંઓને માટે સાડી ઉપર મુકવાની કોર.

**કીંમત કોર ૧) વાર ૮ાા નો રૂ૧।-**

ફકત એક દોઢીઆની કીંમતનો પોસ્ટ કારડ લખી નમુના મંગાવી ખાતરી કરવી.

ઉપલો માલ એક વખત જોયાથી ખાતરી કરી આપશે કે એવી સોઈજી ભરતકામની તરેહ કોઈવાર બાનુંઓના ખપ મધે કવચીતજ આવી હશે.

**સોરાબશાહની કુંપની,**

નાં૦ ૫૩, ફીઅર રોદ, નવે મોદીખાને.

---

# સ્ત્રી મિત્ર.

**દર માસની આખેરીએ પ્રગટ થતું, તદન બાનુંઓને હાથથી લખાતું માસીક ચોપાંન્યું.**

**લવાજમ વરસ ૧ ના રૂ૩) દેશાવરના રૂ૩ા=**

**જાહેર ખબર**—બાનુંઓને બરની જીનસો વેચનારાઓ માટે આ ચોપાંન્યાંમાં જાહેર ખબર છપાવવાથી પુસ્કલ ફાયદો થવાનો સંભવ રહે છે. ભાવતાલ માટે "કયસરે હિન્દ" છાપાખાનામાં મેનેજરને લખવું.

---

## સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ.



પીઆના, આરગનો, હારમોનીઅમો, ગીતાર, ઝીઠરસ, મેનડોલાઈન, તથા જાતજાતના વાજીંત્રો

મયુઝીક (ગાયન) ને લગતાં નવાં નવાં ચોપાન્યાં દરમેલે અમારે ત્યાં આવેછે.

સઘલી તરેહનાં ડરાઈંગો તથા ચીતારો માઊંટ કરીને ઘણી સરસ રીતે ફરેમમાં જડવામાં આવે છે.

**સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ, મુંબઈ.**

---

## ખરશેદજી મનચેરજી ભેસાનયાની કું૦

**ચીનાઈ તથા રેશમી કાપડ વેચનારાઓ**

મુંબઇ, ફોટફોટ, હારનબી રોડ, સર જમશેદજી જીજીભાઇની સ્કુલ પાસે.

**કાપડ! કાપડ!! કાપડ!!!**

હમારે ત્યાં તરેહવાર જાતનું ચીનાઈ, વીલાયતી, જેપાનીસ અને શેંગાઈનું રેશમી કાપડ સાડીઓનું તથા પોલકાઓનું અને દરેક વપરાસમાં આવે તેવું નવી નવી જાતોનું સારૂં અને સસતું મલશે તેમજ ઉનનું અને સુતરાઉ કાપડ પણ કીફાયત ભાવે મલશે.

ચીન, વીલાયત, શેંગાઈ અને જેપાનથી દર પંદર દહાડે નવો નવો માલ આવે છે.

છીક, ચીલક અને કસબ તીલીનો સુરતી માલ ભરવા સારૂ કીફાયત ભાવે મલશે.

દેશાવરના ઘરાકોએ હમારી દુકાનની ભેટ લેવાથી ખાતરી થશે. બાહાર ગામના ઓરડરો ખાતરીથી બજાવવામાં આવશે.

---

## તમામ ખોરદેહ અવસ્તા.

**કીંમત**—પુસતક એકના રૂપયા **ચાર**. વધારે જાડાં કાગજ પર છપાયલીના રૂપયા **આઠ**. સહુથી સરસ જાડાં કાગલ પર છાપેલીના રૂપયા **પંદર**. પોસટેજ ૩૪) વાલીનો ૨૦।।; ૩૮) વાલીનો ૨૦।।= તથા ૨૧૫) વાલીનો ૨૦।।।.

**કયસરે હિન્દ પ્રેસમાંથી મલશે.**

PATRONIZED & SUBSCRIBED TO BY H. E. LADY REAY.  નામદાર ગવરનરના બાનુ લેડી રેના માન પામેલા આસરા હેઠલ.



→ મે ૧૮૮૯. ←

પુસ્તક ૧લું.] [અંક ૩જો.

# સ્ત્રી મિત્ર.

દર માસની આખેરીએ પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારી—પારસી બાનુઓ.

મુંબઈ:
કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૧ આના.

જાહેર કરવાની તેને ફરજ પડી. જેવો તે આગળ આવ્યો કે ઓગસ્ટા ઉઠી ઉભી થઈ, અને જાણે તે કોણ હતો અને તેણી તેને ક્યાં મલી હતી તે યાદ કરતી હોય, તેવા ગુચવણ ભરેલા દેખાવે તેની તરફ જોવા લાગી. સુસતેસ અચકાતાં અચકાતાં બોલ્યો, "બાઈ, માફ કરજો, પણ પેલી દાસી મને અહીંઆં એકલો મુકી ચાલી ગઈ તેથી હું ધારૂંછું કે મને પોતાને મારી ઓલખાણ કરાવવી જોઈએ. હું સુસતેસ મીસન છેઊં." ઓગસ્ટાનો ચેહરો આ નામ સાંભળી કરડો થયો હોય એવું જણાયું. તેણી જલદીથી બોલી, "જો તમે મારી આગળ મેશરસ મીસનનાં ખાતાં તરફથી આવ્યા હોય તો——"આટલું બોલ્યા પછી તેણીને જાણે કાંઈ બીજો નવો વીચાર સુજ્યો હોય તેમ એકદમ મુગી રહી ગઈ.

"ખચીત નહી," સુસતેસે જવાબ દીધો, "મારાં નામ સીવાય મેશરસ મીસનનાં ખાતાં સાથે મને કશું લાગતું વલગતું નથી. હું તો ફકત મારા કાકાએ તમારા તરફ ચલાવેલી ગેરવર્તણુકને વાસ્તે મારી દલગીરી જણાવવા આવ્યોછું. તમુને યાદ તો હશે કે હું તે વખતે આરીસમાં હતો." તેણીએ શરમથી જરા લાલ થઈ જવાબ દીધો, "હા મને યાદ છે કે તમે મારી તરફ તે વખતે ઘણી માયા બતાવી હતી." "વારૂ" સુસતેસે આગલ ચલાવ્યું, "કદાચ તમે જાણતાં નહી હશો કે તે પછી મારા કાકા સાથે મને ઘણી પંચાતી થઈ; અને તેનો છેડો એ આવ્યો કે તેવણે મને ઘેરમાંથી મારાં કપડાં આપી કહાડી મુક્યો, અને મને જણાવ્યું કે તેવણ મને વારસામાંથી બાતેલ કરશે, કે જેમ હું ધારૂંછું કે અત્યાર સુધીમાં તેવણે કીધું પણ હશે."

"મી૰ મીસન, શું તમે એમ કહેવા માંગોછો કે મારે અને મારી ચોપડીઓને વાસ્તે તમે તમારા કાકા સાથે પંચાતી કીધી છે?" "હા, એમજ," તેણે જવાબ દીધો.

નવી ઉતપંત થયલી અજાએબી સાથે તેની તરફ જોઈ તેણી બોલી, "તમે ખચીત ઘણીજ બહાદુરી ભરેલું કામ કીધું છે."

ઓગસ્ટાને જરા પણ વકી નહી હતી કે પોતાની દરકાર કીધા વગર અને પોતાના લાભનો બોગ આપી તેણીની તરફથી લડવાને કોઈ પણ બહાદુર શખસ બહાર આવશે, અને તે પણ વળી મીસનનું ધીક્કાર ભરેલું નામ ધરાવનાર શખસ. થોડોક વાર સુધી બેઉએ એક બીજાનું મોહું જોયા કીધું, પછી ઓગસ્ટા બોલી, "આરીસમાં એ પ્રમાણે દેસ્તો કરવાને વાસ્તે મારે માફ માંગવી જોઈએ, પણ મને પૈસાની એટલી બધી તો ગરજ હતી અને તે ના પાડયાથી મને એટલું બધું લાગી આવ્યું કે——પણ હવે તેનું કાંઈ નહી, હવે તો સઘળું થઈ ચુકું."

તેણી આ છેલા બોલો બારે ઉદાસી અને નાઉમેદીથી બોલી હતી, જેથી સુસતેસને તેનું કારણ જાણવાને ઇંતિજારી લાગી. એક બે દહાડાની વાતપર પૈસાની એટલી બધી ગરજ હતી અને હવે વધારે વાર તેની જરૂર નથી તેનો સબબ શું હશે, તે વીશે તે અજબ થવા લાગ્યો. "હું સાંભળીને ઘણો દલગીર છેઊં" અંતે તે બોલ્યો; "પણ મેહરબાની કરી મને કહેશો કે શા વાસ્તે તમુને એટલી બધી પૈસાની જરૂર હતી?"

તેણીએ સુસતેસ તરફ જોઈ ધીમે અવાજે કહ્યું, "જો તમારી મરજી હોય તો હું તમુને તે દેખાડું." એમ કહી તેણી ખુરશી પરથી ઉઠી પાસેના ઓરડા તરફ ચાલી અને દરવાજો આસ્તેથી ઊઘાડી બીજા ઓરડામાં દાખલ થઈ; સુસતેસ તેણી શું દેખાડવા માંગતી હતી તે વીશે અજબ થનો તેણીની પુઠે ચાલ્યો. તે એક નાનો સુવાનો ઓરડો હતો. બારી ઉપર રંગ ઉડી ગયલા કલીકાના પરદા નાખેલા હતા, તોપણ તેના સલીઆઓમાંથી તે ખાલી ઓરડામાંના થોડાક સામનપર રોશની પડતી હતી, તેનાં કીરણો વળી એક લોખંડના પલંગ પર પણ પડતાં હતાં, કે જે ઉપર કાંઈ પડેલું હતું. સુસનેસની નજર પહેલાં તે પર પડી નહી, કારણકે તે પર ચાદર ઢાંકી હતી. ઓગસ્ટા તે બીછાના તરફ ચાલી અને આસ્તેથી ચાદર ઊંચકી મુવેલી જેનીનો તેણીના સોનેરી વીખરાયલા બાલવાલો મધુર ચેહરો તેને બતલાવ્યો (જુઓ બાજુનું ચીત્ર).

સુસતેસથી એક ચીસ પડાઈ ગઈ, અને તે ચોંકી પાછળ હઠયો; આવો દેખાવ જોવાને વાસ્તે તેને અગાઉથી તૈયાર કરવામાં આવ્યો હતો નહી; ખરૂં કહીએ તો આવો દેખાવ તેણે જનમમાં પહેલીજવાર જોયો હતો, અને તેથી તેને દીલમાં એટલું તો લાગી આવ્યું કે તેનું બ્યાન કરવું મુશકેલ છે. ઓગસ્ટા પોતે પોતાનાં દુઃખમાં ભુલી ગઈ હતી કે એકાએક અને ચેતવણી વગર એક જીવતાં માણસને મુવેલાંની હજુરમાં લઈ જવું એ ડહાપણ ભરેલું અને માયા ભરેલું કામ હતું નહી. આ વીચાર એકાએક તેણીને હમણાં યાદ આવવાથી અચકાતાં અચકાતાં બોલી, "હું માફ માંગુંછું, હું ભુલી ગઈ, તમે જાણતા નથી—તમે ખચીત ઘણા બીધા હશો—મને માફ કરજો."

"એ કોણ છે?" તેણે હાફતાં હાફતાં જેમ તેમ દમ લઈ પુછયું.

"મારી બેહેન" તેણીએ જવાબ દીધો, "તેણીની જીંદગી બચાવવાને વાસ્તેજ મને પૈસા જોઈતા હતા; જ્યારે મેં તેણીને કહ્યું કે હું તે મેલવી શકી નહી; ત્યારે તેણીએ આશા છોડી દીધી અને મરી ગઈ. તમારા કાકાએ એને મારી નાખી છે. ચાલો હવે અહીંયાંથી." દુઃખી હૈડે પાછો તે તેણીની પુઠે બેસવાના ઓરડામાં ગયો અને પછી થોડેક વારે મન શાંત કરી આવા દુઃખના વખતમાં તેણીનાં ઘેરમાં વગર પુછવે દાખલ થવા માટે માફી માંગી.

તેણી ફક્ત બોલી કે "હું તમુને જોઈ ખુશી થઈછું, ડાકટર અને મુરદાંની પેટીનું માપ લેનાર શીવાય બીજું કોઈ અહીંયાં મારી આગળ આવ્યું નથી અને આએ પાછી નહી મેલવી શકાય તેવી ચીજની સામે કલાકોના કલાકો સુધી બેસી રહેતાં મને ભય અને ધ્રુજરાં લાગે છે. મેશારસ મીસનને ત્યાં જઈ પેલું લખત કરવાની મુર્ખાઈ મેં કીધી નહી હતે તો મારી નવી ચોપડી વેચી હું સેહલાઈથી પૈસા મેલવી શકતે, અને મારી બેન જેનીને બહારગામ લઈ જઈ શકતે, કે જ્યાં જવાથી હું ધારૂંચ, બલકે હું આશા રાખતી હતી કે તેણી જીવતે, પણ હવે તો સઘળું થઈ ચુકું, જે બન્યું તે બન્યું."

સુસનેસ મનમાં બોલ્યો, "અરે જો મને અગાઉથી ખબર હતે તો મારી પાસે જે ૧૫૦ પૌંડ છે તે તમુને જરૂર ઉછીના આપતે."





STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૨ જુ. મે ૧૮૮૯. અંક ૩ જો.




## મીસન બાવાનું વસિયત.

એક ઘણી અજાયબ જેવી રસીલી વાર્તા.

### પ્રકરણ ૪ થું.

#### ઓગસ્ટાનો ઠેહાવ.




રીબ નાની જેની રમીધર્સના ગુજરવા પછી બીજે દીવસે મી૦ કુસતેસ મીસન બરગીંગામના મોહલામાં હાથો ગજવામાં મુકી સેહલ કરતો જતો હતો. તેનો સુંદર, એક ગ્રહસ્થને છાજતો ચેહરો તે વખતે શકમંદ અને ધચુપચુ દીસતો હતો. કુસ્તેસ મીસન કાંઈ આવી અજાએબ જેવી રીતે નસીબનું ચક્કર ફરવાથી દલગીર હતો નહી, તે એક ખુશ સ્વભાવનો જુવાન ગ્રહસ્થ હતો અને વળી તે પૈસા સાથે તેને ઝાઝું લાગતું વલગતું હતું નહી; સારાં ભાગ્યે તે કુંવારો હતો અને બૈરી છોકરાંનું તેને પોષણ કરવું હતું નહી. ગુજરાનનાં સાધણો મેલવવાને તેની કેળવણી પર અને વરસ દહાડે મલતી ૧૦૦ પૌંડની આવકપર તે મુસતાક હતો; અને કોઈનો ઓસ્યાલો ટુકડો ખાવાને ઈચ્છતો ન હતો. તેથી તેની દલગીરીનું કારણ તેના માન પામેલા કાકાનો આસરો છોડવાનું, અથવા ૨૦ લાખ પૌંડની મોટી રકમ એકદમ ખોવાનું તો હતુંજ નહી. ખરેખર ઓલીએ તો એક વખત પોતાનો સઘળો સામન અને માલમતા "પોમપેડોર હોલ" માંથી ખાલી કરી એક હોટેલના ઓરડામાં ગોઠવ્યા પછી તે વીશે તે ઝાઝો વીચાર પણ કરતો હતો નહી. પણ ત્યારે તેની આજની ઉદાસીનું કારણ શું હતું? તેનું ધ્યાન ઓગસ્ટા રમીધર્સનો વીચાર કરવામાં રોકાયું હતું; તેણીની ભુરી આંખો તેને વારંવાર યાદ આવતી હતી. તેણીની વધારે પીછાંન કરવાને "જેમીમાસ વાઉ" ની એક નકલ તેણે ખરીદી. તે ચોપડી જોકે સેહલી અને સાદી તોપણ અસરકારક અને ચાનક આપનારી હતી. જે કીરતી તેણીએ મેલવી હતી તેને તેણી બરાબર લાયક હતી. કુસતેસ જે ઘણા ખરા જુવાન લખનારોથી ઉલટીજ રીતે સારાં અને ખરાબ લખાણનો ખરો પીછાણનાર હતો, તેની ઉપર આ ચોપડીએ તેને કબુલ કરવા ગમે તે કરતાં વધારે અસર કીધી; તે આખી વાંચી રહ્યા પછી તેને લાગ્યું કે તે ઓગસ્ટાને ચાહતો હતો. આ પ્રમાણે તે વીચારવંત ચેહરે બહાર નીકળ્યો હતો. ચાલતાં ચાલતાં રસ્તામાં "મીસનસ" નાં ખાતાં માહેલો તેની પીછાણનો એક મેહેતો તેને મલ્યો. જે દહાડે તેવણને કાકાના ઘેરમાંથી ચેંડો મલ્યો હતો તેજ દહાડે તે બાપડાને પણ આફીસમાંથી કહાડી મેલ્યો હતો. તેની પાસેથી મીસ રમીધર્સના ઘેરની ઈધાંણી પુછી લેઈ તેને મલવા જવું કે નહી તે વીશે તે વીચાર કરવા લાગ્યો. પછી કાંઈ પણ પકો ઠેહાવ કીધા વગર ધચુ પચુ મને જ્યાં સુધી તે ઓગસ્ટા રેહેતી હતી તે એકાંત મોહલામાં આવી પુગ્યો ત્યાં સુધી ધ્યાનમાં ને ધ્યાનમાં ચાલ્યા કીધો. પછી પેલા મેહેતાએ જે ઘેરની નીશાની આપી હતી ત્યાં એકાએક પોતાને આવી પુગેલો જોઈ લાલચને આધીન થઈ અંદર દાખલ થયો અને ઘંટ વજાડયો.

પ્રથમ ઘરનું કામકાજ કરનારી દાસી બહાર આવી તેની તરફ અજાએબીથી જોવા લાગી; તેણીને સવાલ થતાં તેણીએ જણાવ્યું કે મીસ રમીધર્સ અંદર છે, અને એક અરધાં ઊઘાડા દરવાજામાંથી તેને અંદર જવાનો રસ્તો બતાવી તે ત્યાંથી ચુપચુપ સટકી ગઈ. કુસતેસ એકલો પડી જવાથી ઘભરાયો અને પછી એકદમ અંદર જવાની હીમત ન કરતાં બારણાંમાંથી ચીમાઈને જોતાં તેને માલમ પડયું કે ઓગસ્ટા પોતે એક કાળા રંગના પોશાકમાં ખુરસીપર બેઠી હતી, તેણીના હાથો તેણીના ખોલાપર નીરાશીથી પડેલા હતા, અને રીસ્રા ગમગીન ચેહરે ટગર ટગર એક બાજુએ જોયા કરતી હતી. તેણીની પીઠ બારણા તરફ હોવાથી કુસતેસ તેણીને ટીકતો ઉભો રહયો અને અજાબ થતો હતો કે આ તેણીની દેખાતી દલગીરીનું કારણ શું હશે, તેટલામાં તેના હાથમાંની છત્રી સરી પડી તેનો અવાજ થવાથી તે આગળ વધ્યો અને પોતે કાબુ હતો તે

જાહેર કરવાની તેને ફરજ પડી. જેવો તે આગળ આવ્યો કે ઓગસ્ટા ઉઠી ઉભી થઈ, અને જાણે તે કોણ હતો અને તેણી તેને ક્યાં મલી હતી તે યાદ કરતી હોય, તેવા ગુચવણ ભરેલા દેખાવે તેની તરફ જોવા લાગી. યુસતેસ અચકાતાં અ-ચકાતાં બોલ્યો, "બાઈ, માફ કરજો, પણ પેલી દાસી મને અહીંઆં એકલો મુકી ચાલી ગઈ તેથી હું ધારૂંછું કે મને પોતાને મારી ઓલખાણ કરાવવી જોઈએ. હું યુસતેસ મીસન છેઉં." ઓગસ્ટાનો ચેહરો આ નામ સાંભળી કરડો થયો હોય એવું જણાયું. તેણી જલદીથી બોલી, "જો તમે મારી આગળ મેશરસ મીસનનાં ખાતાં તરફથી આવ્યા હોય તો——"આટલું બોલ્યા પછી તેણીને જાણે કાંઈ બીજો નવો વીચાર સુજ્યો હોય તેમ એકદમ મુગી રહી ગઈ.

"ખચીત નહી," યુસતેસે જવાબ દીધો, "મારાં નામ સીવાય મેશરસ મીસનનાં ખાતાં સાથે મને કશું લાગતું વલગતું નથી. હું તો ફકત મારા કાકાએ તમારા તરફ ચલાવેલી ગેર-વર્તણુકને વાસ્તે મારી દલગીરી જણાવવા આવ્યોછું. તમુને યાદ તો હશે કે હું તે વખતે આરીસમાં હતો." તેણીએ શરમથી જરા લાલ થઈ જવાબ દીધો, "હા મને યાદ છે કે તમે મારી તરફ તે વખતે ઘણી માયા બતાવી હતી." "વારૂ" યુસતેસે આગલ ચલાવ્યું, "કદાચ તમે જાણતાં નહી હશો કે તે પછી મારા કાકા સાથે મને ઘણી પંચાતી થઈ; અને તેનો છેડો એ આવ્યો કે તેવણે મને ઘેરમાંથી મારાં કપડાં આપી કહાડી મુકયો, અને મને જણાવ્યું કે તેવણ મને વારસામાંથી બાતેલ કરશે, કે જેમ હું ધારૂંછું કે અસાર સુધીમાં તેવણે કીધું પણ હશે."

"મી૦ મીસન, શું તમે એમ કહેવા માંગોછો કે મારે અને મારી ચોપડીઓને વાસ્તે તમે તમારા કાકા સાથે પંચાતી કીધી છે?" "હા, એમજ," તેણે જવાબ દીધો.

નવી ઉતપંત થયલી અજાએબી સાથે તેની તરફ જોઈ તેણી બોલી, "તમે ખચીત ઘણીજ બહાદુરી ભરેલું કામ કીધું છે."

ઓગસ્ટાને જરા પણ વકી નહી હતી કે પોતાની દરકાર કીધા વગર અને પોતાના લાભનો ભોગ આપી તેણીની તરફથી લડવાને કોઈ પણ બહાદુર શખસ બહાર આવશે, અને તે પણ વળી મીસનનું ધીક્કાર ભરેલું નામ ધરાવનાર શખસ. થોડોક વાર સુધી બેઉએ એક બીજાનું મોહું જોયા કીધું, પછી ઓગસ્ટા બોલી, "આરીસમાં એ પ્રમાણે ફેસ્તો કરવાને વાસ્તે મારે માફ માંગવી જોઈએ, પણ મને પૈસાની એટલી બધી તો ગરજ હતી અને તે ના પાડયાથી મને એટલું બધું લાગી આવ્યું કે——પણ હવે તેનું કાંઈ નહી, હવે તો સઘળું થઈ ચુકું."

તેણીં આ છેલા બોલો ભારે ઉદાસી અને નાઉમેદીથી બોલી હતી, જેથી યુસતેસને તેનું કારણ જાણવાને ઇંતિજારી લાગી. એકુ બે દહાડાની વાતપર પૈસાની એટલી બધી ગરજ હતી અને હવે વધારે વાર તેની જરૂર નથી તેનો સબબ શું હશે, તે વીશે તે અજબ થવા લાગ્યો. "હું સાંભળીને ઘણો દલગીર છેઉં" અંતે તે બોલ્યો; "પણ મેહરબાની કરી મને કહેશો કે શા વાસ્તે તમુને એટલી બધી પૈસાની જરૂર હતી?"

તેણીએ યુસતેસ તરફ જોઈ ધીમે અવાજે કહ્યું, "જો તમારી મરજી હોય તો હું તમુને તે દેખાડું." એમ કહી તેણી ખુરશી પરથી ઉઠી પાસેના ઓરડા તરફ ચાલી અને દરવાજો આસ્તેથી ઉઘાડી બીજા ઓરડામાં દાખલ થઈ; યુસતેસ તેણી શું દેખાડવા માંગતી હતી તે વીશે અજબ થતો તેણીની પુઠે ચાલ્યો. તે એક નાનો સુવાનો ઓરડો હતો. બારી ઉપર રંગ ઉડી ગયલા કલીકાના પરદા નાખેલા હતા, તોપણ તેના સલીઆઓમાંથી તે ખાલી ઓરડામાંના થોડાક સામનપર રોશની પડતી હતી, તેનાં કીરણો વળી એક લોખંડના પલંગ પર પણ પડતાં હતાં, કે જે ઉપર કાંઈ પડેલું હતું. યુસતેસની નજર પહેલાં તે પર પડી નહી, કારણકે તે પર ચાદર ઢાંકી હતી. ઓગસ્ટા તે બીછાના તરફ ચાલી અને આસ્તેથી ચાદર ઉચકી સુવેલી જેનીનો તેણીના સોનેરી વીખરાયલા બાલવાલો મધુર ચેહરો તેને બતલાવ્યો (જુઓ બાજુનું ચીત્ર).

યુસતેસથી એક ચીસ પડાઈ ગઈ, અને તે ચોંકી પાછળ હઠયો; આવો દેખાવ જોવાને વાસ્તે તેને અગાઉથી તૈયાર કરવામાં આવ્યો હતો નહી; ખરૂં કહીએ તો આવો દેખાવ તેણે જનમમાં પહેલીજવાર જોયો હતો, અને તેથી તેને દીલમાં એટલું તો લાગી આવ્યું કે તેનું બ્યાન કરવું મુશકેલ છે. ઓગસ્ટા પોતે પોતાનાં દુઃખમાં ભુલી ગઈ હતી કે એકાએક અને ચેતવણી વગર એક જીવતાં માણસને મુવેલાંની હજુરમાં લઈ જવું એ ડહાપણ ભરેલું અને માયા ભરેલું કામ હતું નહી. આ વીચાર એકાએક તેણીને હમણાં યાદ આવવાથી અચકાતાં અચકાતાં બોલી, "હું માફ માંગુંછું, હું ભુલી ગઈ, તમે જાણતા નથી—તમે ખચીત ઘણા બીધા હશો—મને માફ કરજો."

"એ કોણ છે?" તેણે હાફતાં હાફતાં જેમ તેમ દમ લઈ પુછયું.

"મારી બેહેન" તેણીએ જવાબ દીધો, "તેણીની જીંદગી બચાવવાને વાસ્તેજ મને પૈસા જોઈતા હતા; જ્યારે મેં તેણીને કહ્યું કે હું તે મેલવી શકી નહી; ત્યારે તેણીએ આશા છોડી દીધી અને મરી ગઈ. તમારા કાકાએ એને મારી નાખી છે. ચાલો હવે અહીંયાંથી." દુઃખી હૈડે પાછો તે તેણીની પુઠે બેસવાના ઓરડામાં ગયો અને પછી થોડેક વારે મન શાંત કરી આવા દુઃખના વખતમાં તેણીનાં ઘેરમાં વગર પુછવે દાખલ થવા માટે માફી માંગી.

તેણી ફકત બોલી કે "હું તમુને જોઈ ખુશી થઈછું. ડાકટર અને મુરદાંની પેટીનું માપ લેનાર શીવાય બીજું કોઈ અહીંયાં મારી આગળ આવ્યું નથી અને આએ પાછી નહી મેલવી શકાય તેવી ચીજની સાંમે કલાકોના કલાકો સુધી બેશી રેહેતાં મને ભય અને ધ્રુજરાં લાગે છે. મેશરસ મીસનને ત્યાં જઈ પેલું લખાન કરવાની મુર્ખાઈ મેં કીધી નહી હતે તો મારી નવી ચોપડી વેચી હું સેહલાઈથી પૈસા મેલવી શકતે, અને મારી બેન જેનીને બહારગામ લઈ જઈ શકતે, કે જ્યાં જવાથી હું ધારૂંચ, બલકે હું આશા રાખતી હતી કે તેણી જીવતે, પણ હવે તો સઘળું થઈ ચુક્, જે બન્યું તે બન્યું."

યુસતેસ મનમાં બોલ્યો, "અરે જો મને અગાઉથી ખબર હતે તો મારી પાસે જે ૧૫૦ પાઉંડ છે તે તમુને જરૂર ઉછીના આપતે."



ઓગસ્ટા તે બીછાનાં તરફ ચાલી અને આસ્તેથી ચાદર ઉચકી મુવેલી જેનીનો તેણીના સોનેરી વીખરાયલા બાલવાળો મધુર ચેહેરો તેને બતલાવ્યો. (જુઓ પાનું ૬૨ મું.)

"તમે ઘણા ભલા છેઓ" તેણીએ નરમાસથી જવાબ દીધો, "પણ હવે સઘળું થઈ રહ્યા પછી તે વીશે વાત કરવી નકામી છે."

હવે મુસતેસ ઉઠયો અને ત્યાંથી રજા લીધી. થોડુંક ચાલ્યા પછી રસ્તામાં તેને યાદ આવ્યું કે તે ઓગસ્ટાને પુછતાં ભુલી ગયો કે હવે તેણી શું કરવા ધારતી હતી. ગરીબ બીચારી જેનીને મુવેલી પડેલી જોઈ તે એટલો તો ઘભરાઈ ગયો હતો કે જાણે તેની સઘળી યાદદાસત શક્તી ગુમ થઈ ગઈ હતી; તો પણ ધીરજ પકડી જેનીની પાયદસ્ત પછી આંઠ દશ દહાડે ઓગસ્ટાને પાછો જઈ મલવાનો તેણે વીચાર કીધો.

બીજે દહાડે તેણીની પાયદસ્ત કહાડયા પછી ઓગસ્ટા તેણીની નાની સગડી આગળ કાળા પોશાકમાં એકલી બેઠી હતી. તેના સીવાય તેની અતી વહાલી બેહેન પછવાડે વીલાપ કરનારૂં આ દુન્યામાં બીજું કોઈ હતું નહી. તેણી એકલી બેસી પોતાની હાલત વીશે વીચાર કરતી હતી. તેણી આ ઘેરમાં હવે વધારે વખત રહેવા નહી માંગતી હતી. ઓરડામાં સામે પડેલા ખાલી કોચપર જ્યારે તેણીની નજર પડતી હતી ત્યારે તેણીનું હૈયું ભરાઈ આવતું હતું. તેણી ક્યાં જાય અને શું કરે? જ્યારે તેણી વર્તમાન પત્રો અથવા ચોપાન્યામાં પોતાનું લખાણ મોકલી સારો પગાર મેળવવાની આશા વીશે વીચાર કરતી ત્યારે "મીસનસ"નાં ખાતાં સાથે કીધેલું પેલું લખત તેણીની સામે આવી ડોળા ઘુરકતું હતું. જો કે તે લખત પ્રમાણે તેણીને જે જુજ રકમ મળતે તે ઉપર તેણી પોતાનું ગુજરાન કરી શકતે, તોપણ તેણીએ એવોજ ઠેરાવ કીધો હતો કે તેણીનાં સુંદર અને ભારે મેહેનતથી લખાયલાં લખાણોનો લાભ મોટા નફાથી "મીસનસ"નું ખાતું મેળવે તેનાં કરતાં તો બેહતર કે તેણી ભુખે મરે. હવે જ્યારે આ રીતે તેણી કાંઈ ગુજરાન કરવાનો રસ્તો મેળવી શકતી ન હતી, ત્યારે તેણીએ પોતાનું ધ્યાન કાંઈ બીજી બાબદોપર ફેરવ્યું; પણ દરેક બાબદ તેણીને આશા વગરની દીસતી હતી.

"જેમીમાસ વાઉ"નો દુન્યાના ઘણાખરા ભાગોમાં ઓહલો ફેલાવો થવા છતાં અને લોકોમાં અતીશય વખણાવા છતાં તે ચોપડીની કર્ત્તા કોણ હતી અને તેણીની હાલત કેવી હતી, તે કોઈ જાણવાને દરકાર કરતું હોય એમ દીસતું ન હતું. કદાચ તેનું કારણ તેણી ગામડામાં એકાંત જીંદગી ગુજારતી હતી તે હોય. જો તેણી કોઈ મોટાં શેહેરમાં વસ્તી હતે તો કદાચ તેણીની પીછાણ લોકોમાં વધુ જાણીતી થતે. તેણીની ચોપડી બહાર પડયા પછી અત્યાર સુધીમાં તેણીને કોઈ પણ મળવા આવ્યું હતું નહી, અથવા તેણી કોણ છે તેની શોધ પણ કીધી હતી નહી. ફકત લંડનના બે ગ્રંથકર્ત્તાઓએ અને બહારગામનાં થોડાંક અંજાણ્યાં લોકોએ તેણીપર કાગજો લખ્યાં હતાં. બસ એટલુંજ.

જેમ જેમ તેણી શું કરવું તેનો વીચાર કરતી, તેમ તેમ રસ્તો વધારે ગુંચવાડા ભરેલો દીસતો. છેલ્લે સરવાલે તેણીને એક વીચાર સુજયો, કે તેણી ઈંગ્લાંડ એકદમ છોડી જાય. અંહીઆ તેણીનાં કોઈ પણ સગાંવહાલાં અથવા દોસ્ત આશનાવ હતાં નહી. તેણીનો એક પીત્રાઈ ન્યુઝીલેન્ડમાં પાદરીનો ધંધો કરતો હતો. તેણીએ તેને કદી દીઠો ન હતો, પણ તેણે "જેમીમાસ વાઉ" વાંચ્યા પછી તેણી ઉપર એક ઘણો માયાભરેલો કાગજ લખ્યો હતો. જો તેણી તેની પાસે જાય તો તેણીની કલમનો પાછો ઉપયોગ કરવામાં તે તેણીને મદદ આપે અને મીસન તેણીને વધારે વખત દુખ દઈ શકે નહી. તેણી પાસે ૨૦) પૌંડ બાકી રહેલા હતા અને ઘેરનો સામન (કે જેમાં એક મોંઘી કીમતની આજારી માણસને સુવાની ખુરસી પણ હતી) અને ચોપડીઓ વેચવાથી બીજા ૩૦) પૌંડ મલે. આટલાં નાણાંમાંથી ત્યાં જવાને બીજા વર્ગનું ભાડું આપવા ઉપ્રાંત થોડાક પૌંડ ખરચને વાસ્તે બચાવી શકે. જ્યારે ત્યાં જવાથી તેણીને ફાયદો થવાની આશા હતી અને સેહેલાઈથી જઈ શકાતું હતું, ત્યારે ઈંગ્લાંડમાં વધારે વખત રહી ઢીલ કરવાનું કારણ શું હતું? એવો વીચાર કરી તેણી તેજ રાતના તેણીના પીત્રાઈ ભાઈપર કાગજ લખવા બેઠી.

## પ્રકરણ ૫ મું.

### "કેનગરૂ" સ્ટીમર.

એક મંગલવારની સાંજે એક મોટી દબદબા ભરેલી સ્ટીમર થેમ્સ નદીના મુખમાંથી ઉપડી અને તેનો રસ્તો સીધો અસ્ત પામતા સુરજ તરફ લીધો. ઘણા લોકોએ આ "કેનગરૂ" નામની સ્ટીમરનું બ્યાન વાંચેલું યાદ હશે, અને તે સ્ટીમરના સાંચાકામ, તેનાં એનજીનોનું બળ, તેનો સણગાર અને તેની ઝડપ કે જે કલાકના અઢાર "નોટ"ની* હતી, અને તેની ઓછો કોલસો ખપાવવાની શક્તી એ સઘળો હેવાલ વાંચનારાઓએ તાજુબી સાથે વાંચ્યો હશે, પણ જેઓએ એ વીશે વાંચ્યું ન હોય તેઓને એટલું કહેવું જોઈએ કે "કેનગરૂ" નામની સ્ટીમર જેને ખારવાઓએ "કેનગરૂનું નાનું બચ્ચું" એવું નામ આપ્યું હતું, તે અર્વાચીન કાળની વાહાણ બાંધવાની વીદ્યાનો એક જાણવા જોગ નમુનો હતો; તેની અંદરની સર્વે ચીજો, વીજલીક રોશનીથી તે ભઠીની નલીઓ સુધી સર્વે નવી શોધ પ્રમાણેનું હતું.

તેની લંબાઈ એક નાકેથી તે બીજે નાકે સુધી ૪૦૦ ફીટ હતી, અને તેમાં એક મેહેલની સઘળી મોજ શોખની વસ્તુઓ, અને એક મોટાં અમેરીકન હોટેલની સગવડો સમાવેલી હતી. દેખાવમાં તે સ્ટીમર ઘણીજ સુંદર અને અજાએબ જેવી હતી; જાણે જે દેશમાં તેનો જન્મ થયો હતો તેનો કીનારો છોડવા ગમતો ન હોય તે પ્રમાણે ઘણીજ ધીમે ધીમે તેના ભંડારની અંદરના કીમતી સામનના જથ્થા અને તુતકપર આસરે હજારેક માણસોનાં ટોલાં સાથે તે હંકારી જતી હતી. તરતજ તેણે જાણે પોતાનું સઘળું જોર એકઠું કીધું હોય તે પ્રમાણે તે ઓહલો ઉછલતો દરીઓ જે તેની સામે હજારોના હજારો માઈલો સુધી લંબાયલો હતો, તેના ફીણ આવતા મોજા-

* એક "નોટ" સવા માઈલની બરાબર થાય છે.

ઓ જે તેની બાજુઓ પર ઉછળતા હતા તેની જરાકપણ દરકાર કીધા વગર તેણે ઝડપથી આગલ અને આગલ પોતાનો રસ્તો લીધો. તે બાફના પુર જોસમાં ચાલતી હતી અને આસ્તે આસ્તે ઈંગ્લાંડનો કીનારો ઝાંખી થતી રોશનીમાં વધારે અને વધારે દુર અને ઝાંખો થતો ગયો. છેલ્લે સરવાલે તે એક પાતલી, ઊંચી છોકરી જે બહાર વાહાણની જમણી બાજુએ તુટક પરના કટેરા પકડી તે બોહલાં પાણીને તેણીની ભુરી આંખોથી નીહાળતી ઉભી હતી તેની નજરમાંથી તદન ગુમ થઈ ગયો. આ છોકરી કોઈજ નહી પણ આપણી ઓગસ્ટા હતી; તેણી હવે વધારે વખત કીનારો નહી દીસવાથી વાહાણપરના બીજા ઉતારૂઓ તરફ ફરી અને વીચાર કરવા લાગી. ગરીબ બીચારી છોકરી! તેણી ઉદાસ અને શોકાતુર દીસ્તી હતી. તેણી કાંઈ પોતાનું વહાલું વતન છોડવા ખાતર દલગીર હતી નહી. એક નાની ઘોર કે જે ઉપર એક સફેદ નાનો "ક્રોસ" મુકેલો હતો તે શીવાય તેણીનું ત્યાં કોઈ પણ લાગતું વલગતું હતું નહી, તેણી કોઈ પણ દોસ્ત અથવા સગાં વહાલાંને વીલાપ કરતાં પછવાડે મુકી આવી હતી નહી, પણ આ વીચાર કરતાં તેણીને એકાએક પુસતેસ મીસનનો ખુશનુમા સોહામણો ચેહેરો અને તેના માયાલુ બોલો યાદ આવ્યા. હવે કદી પણ તેણી તેને જોઈ શકશે નહી, એ ખ્યાલથી તેણીનાં હૈયાંમાં એક ઉંડો ડંખ લાગ્યો. તેણી અજબ થવા લાગી કે તે તેણીને મળવા પાછો શું કામ નહી આવ્યો હશે? તેણીની મરજી તેને છેહલી સલામ કરવાની હતી અને એક વખત તેણીનું ઘણું મન થયું કે તેનીપર ચીઠી લખે અને તેણીનો ઈંગ્લાંડ છોડી જવાનો વીચાર તેને જણાવે, પણ ફરીથી વીચાર કરી જોતાં તેમ કરવું તેણીને દરસ્ત ન લાગ્યું, અને વલી તેણી પાસે તેનું સરનામું પણ હતું નહી તેથી તે ઠેહાવ માંડી વાલ્યો.

આ વખતે જ્યારે તેણી ઉપલો વીચાર કરતી હતી ત્યારે જો કોઈ છુપી શકતીથી તેણી પુસતેસનો ચેહેરો જોઈ શકતે અને તેના બોલો સાંભળી શકતે, તો તેણી ખચીત પોતે કીધેલા ઠેહાવ માટે પસતાવો કરતે; કારણ કે જ્યારે તે મોટું દબદબા ભરેલું વહાણ તે બોહલા દરીઆમાંથી અંધારામાં તેનો રસ્તો કાપતું હતું, ત્યારે પુસતેસ બરમીંગામના તે નાના મોહલામાં આવેલાં ઓગસ્ટાનાં ઘેરના દરવાજા આગળ ઉભો રહી નીચલા સવાલો અજાયબીથી પુછતો હતો.

"જતાં રહ્યાં! મીસ સ્મીધર્સ ન્યુઝીલેન્ડ જતાં રહ્યાં! તેવણનું સરનામું શું?"

પેલીજ દાસી કે જેને આ સવાલ પુછવામાં આવ્યો હતો, તેણે જવાબ દીધો, "સાહેબ, તેવણ કાંઈ પણ સરનામું આપી નથી ગયાં, તેવણ તો બે દહાડા થયા ગયાં છે અને કોઈ લંડનનાં વહાણમાં બેસી જવાં હતાં." તેણે નાસીપાસ થઈ પુછ્યું "તે વહાણનું નામ શું હતું. "કેન-કોન-કોનજરીલ," અને જાણે આ નામ ખરૂંજ બોલ... આવડ્યું હોય તેમ ફતેહથી હસી અંદર દોડી ગઈ અને ... બંધ કીધો.

ગરીબ બાપડો પુસતેસ! તે લંડનમાં કાંઈ ધંધો શોધી કહાડવાની મતલબથી ગયો હતો. ત્યાં કેટલીક મુશકેલાઈ પછી અંતે એક આબરૂદાર પુસ્તકો પ્રસીદ્ધ કરનાર ખાતાંમાં લેટીન, ફ્રેન્ચ અને અસલી અંગ્રેજી ભાષાના "પ્રૂફ" વાંચનાર દાખલ વરસ દહાડે ૧૮૦) પૌંડના પગારની એક નોકરી મેળવ્યા પછી ફકત મીસ ઓગસ્ટા સ્મીધર્સને મળવા ખાતર પાછો જલદીથી બરમીંગામ આવ્યો. જો તેના બોલવા ઉપર વીસ્વાસ રાખી આપણે ખરૂં કહીએ તો તે તેણીને સાચા, પવીત્ર પ્યારથી ચાહતાં શીખ્યો હતો. અરે! તે તેણીને એટલો બધો તો ચાહતો હતો કે તેણે ઠેહાવ કીધો કે તેના નવા ધંધામાં જેમ બને તેમ મેહનત કરી આગળ વધવું અને થોડી ઘણી પુંજી એકઠી કીધા પછી તેનો પ્યાર તેણીને જાહેર કરવો. આ તેનો ઠેહાવ હવામાં કીલ્લા બાંધવા જેવો હતો, પણ એમાં આપણે તેનો વાંક કહાડશું નહી. એવી બાબદમાં ઘણાંઓને આપણે કાંઈ પણ કરી તેઓની ઉમેદ બર લાવવાને મોટી મોટી આશાઓ બાંધતાં સાંભલ્યાં છે, અને તેઓમાંનો પુસતેસ પણ એક હતો.

તે બીચારાની હાલત હાલ દયા આણવા જોગ થઈ પડી હતી. તે બાપડો ત્રીજા વર્ગની ગાડીમાં બેસી લંડન વેરથી બરમીંગામ સુધી ફકત તેની પ્યારી ઓગસ્ટાનાં દરશણ કરવા આવ્યો હતો, પણ આટલીબધી જેહમત છતાં જ્યારે તેણે તેણીને એક શબ્દ અથવા વાક્ય પણ લખ્યા વગર અને વલી પોતાનું સરનામું પણ પોતાની પાછળ મુકી જવા વગર ન્યુઝીલેન્ડ જતી રહેલી જોઈ, ત્યારે તેની નાસીપાસી કેટલી હશે તે લખવા કરતાં વીચારવું સેહલ છે. જો તેની હાલત સારી હતે તો તે તેણીની પુઠે ત્યાં પણ જતે, પણ અફસોસ! તેની ગરીબાઈ તેને તેમ કરતાં અટકાવતી હતી; પણ હવે બીજો કોઈ પણ ઈલાજ ન હોવાથી બાપડો ફફડતો ચટકો ભારે નાસીપાસીથી સ્ટેશનપર પાછો ફરયો અને લંડન જવા ત્યાંથી ઉપડી ગયો.

હવે બીજા હાથપર સ્ટીમર "કેનગરૂ" પર બીચારી ઓગસ્ટા તેણીને વખાણનાર આ શખસના તેણી તરફના પ્યાર વીશે તદન અંજાણી હતી. તે બાપડી એટલું પણ જાણતી ન હતી કે તે તેણીને વખાણનાર હતો. પોતાની જન્મભુમી છોડી પારકાંઓની વચમાં એકલી મુસાફરી કરવાથી અથવા તો અગાઉ કોઈ વખત દરીઆમાં સફર કીધેલી ન હોવાથી દરીઓ લાગવાથી તેણીનો જીવ સેહજ બગડી આવ્યો હતો, અને બેચેની ઉતપન થવાથી તેણી નીચે પોતાની કેબીનમાં જવાનો વીચાર કરતી હતી (કે જે કેબીન કોઈ ગોરે ઘેરની સ્ત્રીની દાસી સાથે તેણી ભાગમાં વાપરતી હતી) એટલામાં એક જાડો અમલદાર ઘણાજ મુંડ શબ્દમાં બોલ્યો કે જો તમુને જુનાં ઈંગ્લાંડનો કીનારો જોવો હોય તો વહાણના આગલા ભાગ આગળ આવી ઉભાં રહો, જ્યાંથી તેની ઝાંખી થતી રોશનીઓ દેખાશે. આ ઉપરથી તેણીને દરીઓ લાગતો નથી, એમ બતલાવા સારૂ, જ્યાં સુધી બીજા વર્ગનાં ઉતારૂઓને જવાનો હોકમ હતો ત્યાં સુધી તેણી બહાર જઈ ઉભી રહી, અને દીવાદાંડીની ઝડપથી ફરતી રોશની જે તેનાં કીરણો દરેક પળે દરીઆનાં પાણીપર નાખતી હતી, તે તરફ તીકીને જોવા લાગી.

[ચાલણુ છે.] શીરીન ફ૦ પાટક.



## સ્ત્રીની પોતાના ધણી તથા ઘર તરફની ફરજો.



મારી વ્હાલી બ્હેનો; આપણામાં ઘણીજ થોડી ઓરતો પોતાના ધણી તરફનો ખરો પ્યારતથા તેમની તરફની દરેક ફરજ સમજતી હોય; ભાગ્યે સેંકડે પાંચ જણ પોતાનો સંસાર સુખ શાંતી સાથે નીભાવતાં હશે, અને દરેક રીતે પોતાના ખાવંદને સુખ શાંતી સાથે નીભાવતાં હશે, અને દરેક રીતે પોતાના ખાવંદને સુખ આપી તેની દરેક મરજીને તાબે થઈ તેની તરફના ખરા સાચ્ચા પ્યારનાં મીઠાં ફળો ચાખતાં હશે. બાકીનો મોટો ભાગ એથી ઉલટુંજ ટંટા બખેડામાં પોતાનો વખત કહાડે છે. ઘણો નહી ને થોડો પણ એ ફેસતો ઘરે ઘર જોવામાં આવે છે; આગળ એમ કહેતાં હતાં કે મા બાપની મરજીને તાબે થઈ પોતાની પસંદગી વગર જેઓ પરણતાં હતાં તેઓ પાછળથી દુઃખી થઈ કજીઆ કંકાસમાં પોતાનો ભવ ગુમાવતાં હતાં, અને બાળ વયમાં પરણાવ્યાથી છોડીઓ પોતાની ફરજો નહી સમજી શકતી હતી, પણ હમણાના સુધરેલા વખતમાં કે જ્યારે છોડીઓ યા મોટી ઉમરની બાઈઓ પુરતી કેળવણી લે એવાં સાધણો તથા છુટ છે, અને તેમ આપણી ટુંક વસતીનો મોટો ભાગ તે કેળવણી લે છે અને આપણામાં બાળ લગન નીકલી જવાને લીધે તેજ મોટી ઉમરની બાઈઓ પોતાનાં મા બાપના હાથ તળે દરેક રીતની ઘર સંસારી તાલીમ પણ લેવાને નસીબવાન થાય છે તેવી કેળવાયલી બાઈઓ પોતાની ખુશી માફકનો ભરથાર પસંદ કરી જ્યારે સંસારમાં પડે છે ત્યારે પોતાની ખરી ફરજો ઉપર લખવા પ્રમાણે સેંકડે પાંચ જણી બજાવે છે.

એમ થવાનું કારણ એ કે, ઘણીક બાઈઓ અભ્યાસ પાછળ વધુ લક્ષ દઈ ઘર સંસારની બાબદો તદન પડતી નાખે છે, કે જે બાબદની તેઓને સંસારમાં પહેલી જરૂર પડે છે અને મા બાપોની ફરજ છે કે પોતાની છોડીઓને સ્કુલના અભ્યાસ સાથે ઘરની કેળવણી પણ આપવી, તેઓને રાંધવા, સીવવા, સાફ સુફ કરવા તથા કેરકસર ને ઘર ખરચ રાખવા પહેલાં શીખવવું.

ઘણે ઘર જોવામાં આવે છે કે વર-વહુને પરણીયાને મહીનાની વારોવાર નથી વીતતી તેટલાંજ પંચાતીઓ શરૂ થાય છે; અરસપરસનું દીલ તુટી જાએ છે અને તેઓનો જનમારો તેવીજ હાલતે પુરો થાય છે. પણ એવી ઘરે ઘરની હાલત જોતાં પછી ઉમરે પુગેલાંઓ સવાલ કરે છે કે "હમણાનાં વર-વહુ તો પસંદગીથી પરણે છે ને એમ કેમ?" હું એક ઓરત છતાં તેનો જવાબ દઊંછું કે, વાંક જોશો તો ઘણો ખરો વહુનો છે. વહુ જો પોતાના ધણીને દરેક રીતે ખુશી રાખે, તેની દરેક હાજતો પોતે જાતે પુરી પાડે, તેના ગજા માફક ખરચ કરે, તેની ગરીબાઈમાં દરેક કામ પોતે માથે ઉઠાવી લે, તેનાં દુઃખમાં દીલાસો દઈ પોતાની કસરથી ગરીબાઈના દાંત કેવા છે તે તેને ઝાઝા માલમ નહી પડવા દે, બની શકે તો પોતે ભરી સીવીને તેને થોડીબી મદદ કરે, કારણકે સ્ત્રીની ખરેખરી પરીક્ષા ગરીબાઈમાંજ થાય છે. પોતે ગમે એટલી મેહનત કીધા છતાં તેને એવું બતાવે કે "હું ગરીબાઈમાં પણ તારા ખરા પ્યારમાં ઘણીજ સુખીછું," તો શું આટલું કીધા છતાં તે એવો સખત દીલનો હોય કે પોતાની આવી લાયકીવાલી ધણીયાણીને તેના પ્યારનો તેવોજ બદલો નહી વાલી આપે? હું તો એમ માનતી નથી. જો તમો આખા દીવસનું દરેક કામ કાજ કરી સાંજરે નાહી ધોઈ, સાદાં પણ સ્વચ્છ કપડાં પહેરી હસને મુખડે તમારા ધણીને આવકાર દેશો તો તે તમોને તથા તમારાં સ્વચ્છ ઘરને જોઈ કેટલો આનંદ પામશે? ને તમારી આખા દહાડાની રંજનો બદલો હેતથી વાલી આપશે; એનેજ હું ખરૂં સુખ સમજુંછું.

પણ એ ખરૂં સુખ ભોગવવાનું ઘણા થોડાંનાંજ નસીબમાં હોય છે, ને તે સુખ તેઓને લેતાં આવડતુંજ નથી એમ કહું તો ચાલે, કારણકે ઘણી દલગીરીની વાત છે કે હમણાની કેળવાયલી છોકરીઓબી પોતાનાં ઘર ને વર તરફની ફરજો કરતાં પોતાના સણગાર અને કપડાંપર વધારે ધ્યાન આપે છે ને તેમાં સેજ ઓછું પડતાં તુરત ધણી સાથે ખટપટ કરે છે. ઘરનું કામ તેઓથી બનતું નથી, ને જો તેટલાં ધણીનો વખત ગરીબાઈમાં આવી પડે છે તો શકતીવાન મા બાપને ઘર ચાલી જાય છે. ત્યારે કહો કે તેઓમાં ખરો પ્યાર વસેજ ક્યાંથી? મારી પ્યારી બ્હેનો, જો તમો તમારી ફરજો પર પુરતું ધ્યાન આપશો અને ધણીના હુકમને ખુદાના પવીત્ર કલામ લેખેજ ગણશો, તો ખરો પ્યાર જલદી મેલવશો અને તે પ્યાર ને સુખ ગરીબની ઝુપડીમાંજ હોય છે, મોહટાના મેહલમાં તેનાં પગલાં કવચીતજ જાય છે. જો એ સુખનો અખતરો મારી બ્હેનોએ અજમાવી જોવો હોય તો દાળ રોટી પરબી સુકરાનાં કરી ઉપર પ્રમાણે કરી જોવું.

હવે આપણે એક બીજી બાબદ વીશે બોલીએ: એક જુવાંન જોડું લગ્ન પછીના પહેલા દીવસોમાં એકમેક પરથી ઓલરાઈ જાય છે ને પછી થોડા વખતમાં તેઓ વચ્ચે ગેરસમજુતી થાય છે તોએ તેઓ જાહેરમાં એવું બતાવે છે કે અમારા જેવું ખરા પ્યારનું સુખી જોડું કોઈ નથી. પણ ખરો પ્યાર ગુમ લાગણીઓનો છે તે વીશે જાહેરમાં બોલવું યા બતાવવું એ રકાસ જેવું છે; ખરો પ્યાર જેટલો ધાડો છે તેટલોજ તે ટકી શકે છે અને છંદગી સુધી એકજ આકારમાં રહે છે અને ઓરો પ્યાર જેટલો જલદી જણાઈ આવે છે તેટલોજ જલદી ગુમ પણ થાય છે. હવડાં આપણામાં ઘણાક જવાંન મરદ ઓરતો એકમેકને જોઈને પરણે છે. પણ હું સવાલ કરૂંછું કે તેઓ એમ એકમેકને જોવાથી શું એકમેકના ગુણબી પીછાં-

ણી લે છે કે? હાલના વખત પ્રમાણે તો જો એક જોડું ઓળખાણ ઉપરાંત થોડા ઘણા ઘેરવટ જેવા સંબંધમાંથી આવ્યું હોય, તો પણ એમ નહી કહેવાય કે તેઓ સુખીજ થશે? હાલના વખતમાં તો પરણવું એ એક સોરટી છે. પછી તેમાંથી સોનું યા કથીર તેઓનાં નસીબ પ્રમાણે નીકળે છે. પણ જો એક સ્ત્રી સારી ચાલ ચલાવી તેનાં ઘરને સુખી કરશે તો તેના ધણીને નસીબે ખરૂં ચોખું સતાનુંનું સોનુંજ આવશે.

મારી વ્હાલી બેહેનો, આ લંબાંણુ પીજન સમજી કંટાળતાં ના, પણ એક બાબદની તમોને યાદ આપુંછું કે તમારા સરવે ભલા ગુણોથી તમારો ધણી તમો પર ફીદા થઈ પોતાનાં મા બાપ ને સગાં તરફ બેદરકાર થાય તો તમોએ તેને પ્યારથી સમજાવી તેઓ તરફ માયા રાખવા શીખવવું જોઈયે; એ બધું એક પુગતી ઉમરની સ્ત્રી કરી શકે છે. નવી પરણેલી નાદાન છોકરી કશું સમજતી નથી, માટે મા બાપોએ પોતાની દીકરીઓને પુગતી ઉમરની કરી, સારી કેળવણી આપીને પછીજ પરણાવવી જોઈયે કે તેઓનો સંસાર સુખી નીવડે. પણ હજીબી કેટલાંક મા બાપો બાળવયમાં લગ્ન કરવાને ખુશી હોય છે, માટે નાદાન છોકરી! જો તને પરણવાનો સવાલ કરવામાં આવે તો તું તારી ઉમર તરફ જોઇનેજ હા કહેજે. પછી તે ધણી તારે મનને પસંદ પડનો બધી રીતે તને લાયક માલમ પડે ત્યારે પરણજે, અને ઉપલા સારા ગુણો અખત્યાર કરશે તો તું જરૂર સુખી થશે.

બેહનો, મારે કહેવાને ભુલવું નહી જોઈએ કે અસલનાં દરેક બાઈરાંઓ કાંઈ એવાં નહી હતાં. તેમાંનાં કેટલાંક એવાં ચાલાક મનનાં હતાં કે ઘર, ધણી, તથા બચ્ચાં તરફની ફરજ ઘણીજ તારીફ લાયક રીતે બજાવતાં હતાં, ને જેમાંનાં આજેબી કેટલાંક હૈયાત છે તેઓ બજાવે છે. અસલ તેઓ કાંઈ નીશાળે ભણવા નહી બેઠાં હતાં, તોએ તેઓની ખુદરતી મનશક્તિ ઘણીજ ચપળ હતી, કે જેવી ચપળતા આજની શીખેલી છોકરીઓબી જુજ ધરાવતી હશે.   પીરોજબાઇ બેજનજી ઈજનેર.

---

**એક સાહસ કર્મ**—ગૌ શીતળા મુકવાની રીત દાખલ કરવા માટે યુરોપ એક સ્ત્રીને આભારી છે. જ્યારે "લેડી મેરી વોરટલી મોનટેગ" કાનસ્ટેનટીનોપલ મધે તેહીના ભરથાર સાથે વસતી હતી, કે જે ત્યાંની દરબારમાં એક એલચી તરીકે ગયો હતો, ત્યારે તુરકી લોકોમાં ગૌ શીતળા કહડાવાનું તેણીને ઘણું સાધારણ માલમ પડયું. લેડી મેરી તેઓ કેવી રીતે મુકાવે છે અને તેની કેવી અસર થાય છે તે ઘણુંજ ધ્યાનથી તપાસવા લાગી, અને છેવટે સરવાળે તેણીને તે રીત એટલી તો ફાયદાકારક લાગી કે, હીમત કરી પોતાના એક નાના ત્રણ વરસના બેટાને શીતળા મુકાવ્યા.

મી૦ મેટલેન્ડ નામના એક ડાક્ટરે આ રીત પેહલાં લંડનમાં દાખલ કરવાને યત્ન કરી, અને તેને લેડી મેરી તરફથી સારો આસરો અને ભલામણ મલી. ૧૭૨૧ માં કેટલાક બંધવાઓ પર અખતરા કરવામાં આવ્યા, અને તે ઘણી ફતેહમંદીથી પાર ઉતરયા. લેડી મેરી જ્યારે પોતાના દેશમાં પાછી ફરી ત્યારે આ નવી અને અતી ફાયદા ભરી રીત લોકોમાં દાખલ કરવાને પોતાથી બનતું કરવાને ચુકી નહી. ૧૭૨૨ માં તેણીની એક નાની ૭ વરસની બેટીને ગૌ શીતળા મુકાવ્યા, અને થોડાજ વખતમાં બાદશાહી કુટુંબના સર્વે છોકરાઓ કે જેઓને શીતળા આવેલા ન હતા, તેઓને પણ ફતેહ સાથ મુકવામાં આવ્યા; અમીર ઉમરાવો પણ હવે આ રીત પોતામાં દાખલ કરવાને ડરયા નહી, અને આસ્તે આસ્તે તે દરએક પંથના લોકોમાં અને સઘળા દેશોમાં ચાલુ થઈ.



# શું તે એક નીપફ્ળતા હતી?

[ગયા અંકથી ચાંલણ પુર]



"ખરચ ઓછો કરે?" કાંય દીકરી, વારૂ એમ કાંય? આએ ઉપલો સવાલ શીરીનનાં માએ તેણીને ઘણી અજાયબીથી પુછયો.

"તમે જે કારણ પુછોય, તેજ કારણ માએજી, હુંબી પુછુંચ. કાંય? મને તો એવું લાગેચ કે રૂસતમના મનમાં કાંઈ એવોજ ઘેલો ફાંટો આવ્યોય કે આમે કેટલા ઘોડા ઉપર રહી શકયેચ તે જોવું."

શીરીન પોતાની માએને ત્યાં તે દહાડે મલવા આવી હતી, પણ તેણી કાંઈ ખાસ પોતાના વરની ફરયાદ કરવા નહી આવી હતી. પણ ખુદરતી રીતે બીજી બીજી વાત કરતાં તેણીથી તેઓના કન્યાની વાત પણ બોલાઈ ગઈ. ખુદરતી રીતે એટલે કે તેણી એકપુરીજ છોકરી હોવાથી અને વળી લાડકી હોવાથી તેણી પોતીકી માએથી કાંઈપણ છુપું નહી રાખતી હતી અને તે પ્રમાણે તેણીએ આએ વાતબી પોતાની માએને કહી.

"હું કંઈજ સમજી શકતી નથી. જ્યારે એક માણુસની મોટી આવક હોય ત્યારે તે પ્રમાણે તે ખરચ કાંએ નહી કરે! આપરે કહાં એને કરજ કરવા કહીએચ. જો હું એને એમજ કરવા દેઊ તો કાંએ દીકરી જ્યારે એ પૈસા વગરેનો ભીખારી હતો ત્યારેજ હું તુને એની સાથ પરણવા દેતે. હું, દીકરી તુને હમેશાં કહેતી આવીચ કે રૂસતમ એખલપેતો છે. શીરીન હું તુને કહુંચ કે જે કરે તે સંભાળીને કરજે; જો આજે એક આયા કહાડી મેલશે તો કાલ ઉઠીને કહેશે કે ઘરમાં માણુંસોનું કામજ શું છે. દીકરી, એ તો બધા માંડીડા સરખા જો આપણે તેઓને હાથ ધરવા દઈએ તો પછી તેઓ પોંહચો ધરશે. જો રૂસતમ ફરીથી માણુસો અને ગાડી ઘોડા કાઢી નાખવાની વાત કરશે તો પછી, મારે એને બે બોલ કહેવા પડશે."

"અરે માએજી તમને કાંઈ કહેવાની જરૂર નથી" શીરીન ગભરાઈ જઇને બોલી. "એતો રૂસતમ અમથું એમ બોલ્યોચ અને હું નહી ધારતી કે એ જે બોલેચ તે બધું કરશે."

"તું એમ કહેચ તેથી હું ખુશી છેઉ—ઘણી ખુશી છેઉ." મેરબાઈ બોલ્યાં; "પણ શીરીન હું તુને કહુંચકે તારો ઘરમાં મરતબો જાલવવાની પુરતી સંભાળ લેજે, હું તો કેટલા કેટલા દહાડ થયા જોતી આવીચ કે રૂસતમ હમણા તદન ફેરવઈ ગયોચ. હવે આગાઉના જેટલો તો શું પણ તે કરતાં અરધોબી રમુજી નથી."

"તમે કહોચ તે ખરૂં છે માએજી અને જ્યારે એને એમ ગમગીન રહેવાનું કાંઈ ખરૂં કારણજ નથી, ત્યારે તો હું એમ

ધાર્યું કે એવો એનો જાતી ખવાસ છે, અને જો તું સંભાળ નહી લેશે તો એ પોતીકા હલકા ખવાસને કયાં સુધી આગલ લઈ જશે તે હું કહી નથી શકતી."

"માએજી?" શીરીન હસીને બોલી, "ગરીબ બીચારો રૂસતમ?"

"તંરતની પરણેલી બધી બઈરીઓ તારી કાનીજ કરે અને પોતીકા વરમાં કાંઈ ખામી જોયજ નહી, શીરીન, જો તું માણસો ઓછાં કરશે તો મને તે બીલકુલ નહી ગમશે અને મને તારે લીધે બધાંમાં શરમીંદું થવું પડશે. જ્યાં સુધી રૂસતમ મને ખરચ ઓછો કરવાનું પુરતું કારણ નહી આપે, ત્યાં સુધી તો હું એવું કરવાની કદીબી રજા નથી આપવાની. કારણ! જેની આટલી બધી કમાની હોય તેને ખરચ ઓછો કરવાનું શું કારણ હોય? મારી વહાલી દીકરી, એને ખાતર અને તારાં ભવીષનાં સુખને ખાતર તારો બઈરી તરીકેનો મરતબો જાલવવાની પુરતી સંભાળ લેજે."

આએ વાત થયા પછી શીરીન પોતાને ઘેર પોતાના ગનમાં મજબુત ઠેરાવ કરીને ગઈ, કે હવે જો કદીબી તેનો વર ખરચ ઓછો કરવાની વાત કરે તો તેની સામે મજબુતીથી થવું.

રૂસતમે પણ ફરીથી ખરચ ઓછો કરવાની વાત કીધીજ નહી, પણ દહાડે દહાડે તેનામાં ઘણો ફેરફાર થતો ગયો. તેણી દરરોજ જોતી ગઈ કે તેના વરમાં દહાડે દહાડે વધારે અને વધારે ફેરફાર થાય છે. જ્યારેબી તે તેની સાથ વાત કરતો ત્યારે ઘણા માયાલુપણાથી કરતો; પણ કોઈ કોઈ વખત તેણીને એવું લાગતું કે તે તેણીથી દુરેનો દુરજ રહેવા માંગે છે. એટલું તો ખરૂં હતું કે હવે તે ઘેરમાંથી ઘણી વખત ગેરહાજર રહેતો હતો, અને જ્યારેબી તે ખુશ મીજાજમાં દેખાતો અથવા હસતો ત્યારે ખુલ્લી રીતે જણાઈ આવતું કે આએ તેનું હસવાનું તદન બનાવી કાઢેલું અને જોર જુલમનું હતું.

કોઈ વખતે તે તદન ગભરાયલો જણાતો, શીરીન કહેતી હતી કે ઓંસીસો તેણીને લાગતું હતું કે તેણીનો વર તેની સાથ સારી ચાલ નથી ચલાવતો, અને જોકે તેણી છુપી રીતે ઘણાં આંસુઓ પાડતી, તે છતાં તે બહારથી પોતીકા વરને દેખાડવા માંગતી કે તેણીના વરને શું શું થાય છે તે તેણી બીલકુલ જોઈ શકતી ન હતી. તેણી પોતીકો ઘણો ખરો વખત પોતાની માએ સાથ કાઢતી.

દહાડે દહાડે મામલો તો બગડતોજ ચાલ્યો. રૂસતમ વધારે અને વધારે ઉદાસી અને મીજાજી થતો ગયો. તેણે હવે તો તેણીની સાથબી પોતાનો મીજાજ ખોવા માંડયો, અને તેણી પણ તેના મીજાજનો જવાબ ગુસ્સાથીજ આપતી. જોકે તેઓ વચ્ચે ગુસ્સામાં બોલાતા બોલો તદન વીસારી નાખવા લાએકના હતા, તોપણ ધણી ધણીઆણીને તે હમેશાં એક તીર મીસાલ લાગતા. રૂસતમ કંઈ છુપાં સંકટમા દબાતો હતો, પણ તે જાહેર કરવાની તે આંચકી કરતો.

એક દહાડો તેણે પોતાની બાએડીને ગુસ્સાથી કહ્યું; "શીરીના! તમે એક વખત તમારી મરજી ખુશીથી બોલ્યાં હતાં કે હું તમારા જીવનો ધણી છેઊં, ત્યારે હું તમને કહુંચ તે તમે સમજો, કે કાંઈ નહી તો મારા ઘરમાં તો હું એમજ થવાનો, અને કોઈ માએ આસુઓનું મારા ઘરમાં રાજ નહી ચાલશે."

તે જુવાન બાએડી એકદમ ઉઠી ઉભી થઈ, અને પોતાના ધણી સાંમું એક બે પળ વેર તીકી ઓરડો છોડી ચાલી ગઈ.

"હા! જો તેણીને ખબર હતે?" તે ઓરડામાં પસાર કરતાં કરતાં ઘણીજ ગમગીનીથી બોલ્યો, "તેણીને કહેવાની મને હીમત હોય? જો હમણાથીજ હમારી બેઉની વચ્ચે આવો મામલો છે, તો પછી જે ચીજને વાસ્તે હું બીહુંચ તે ખરેખરજ થશે તો અમારૂં શું થશે?"

રૂસતમને પોતીકા બોલો માટે ઘણો પસતાવો લાગ્યો, પણ તે તદન એક દીવાના જેવો થઈ ગયો હતો. જ્યારે તે ઠંડો પડયો ત્યારે તેણે પોતીકા બોલેલા બોલો માટે દલગીરી જણાવવાનો ઠેરાવ કરયો. પણ તે ઠેરાવ તેણે ઘણે મોડેથી કરયો, કારણકે શીરીન તો તેટલા વખતમાં બહાર ચાલી ગઈ હતી.

બે કલાક પછી તેને શીરીનની માએ તરફથી એક કાગલ મલ્યું. "શીરીન તેણીના ઘરમાં હતી, અને તેણીની સલાહથી, જ્યાંવેર રૂસતમ તેણીની સાથ સારી ચાલ ચલાવવાની જાંમીનગીરી નહી આપે ત્યાં વેર તેણી પોતીકી માએનાજ ઘરમાં રહેશે."

રૂસતમને આથી ઘણું લાગ્યું. શીરીન પોતાની મરજીથી તેને છોડી ગઈ હતી. શું આએ કજીઆની શરૂઆત હતી કે છેડો? પણ કદાચ કોઈ વખત માઠું થાય છે તે સારાનેજ કાજે; જેમ તેણી પોતીકી મરજીથી ઘર છોડી ગઈ છે તેમજ તેને પાછું આવવું જોઈએ. એક બે અઠવાડયાં એવી રીતે ચાલી ગયાં, અને શીરીન તો હવે માએને ઘર રહેતાં તદન કંટાળી ગઈ. મેરબાઈ તેણીને ઘણી ખાતરી આપતાં કે તેવણ રૂસતમની સુધ ઠેકાંણે લાવશે; પણ રૂસતમે તો તેવી કાંઈબી નીશાની દેખાડી નહી.

શું તેણીનાં આએ પગલાંથી તેણીએ પોતીકી પરણેલી જીંદગીનો હમેશ સુધી નાશ કરયો હતો?—તેણીના સુખનો? તેણી હવે ઘણુંબી ઈચ્છવા લાગી કે તેણી જરા વધુ ધીરજથી કામ કરતે. તેણીનાં ઘરને ફરીથી એક વખત જોવાની તેણીને ઈંતેજારી ઉત્પન થઈ, અને તેની સાંમે નહી થઈ શકયાથી એક દહાડો સાંજના તેણીએ તે ઈંતેજારી પુરી પાડી. રૂસતમને મલવાની તેણીને બીક ન હતી, કારણકે તે દહાડાની સાંજ રૂસતમને કલબમાં જવાની હતી. બાગમાંથી દાખલ થઈ તેણી બંગલાના પછવાડેના ભાગ ઉપર ગઈ. ખાવાના ઓરડાનું બારણુંતો ઉઘાડુંજ હશે અને તેણી અંદર જશે તો કોઈ જાણશેબી નહી. ઘણીજ સંભાળથી તેણી અંદર ગઈ અને પછી થોડો વખત ઉભી રહી; ઓરડાની અંદર બની મુકેલી હતી, અને અંદર કોઈ બેઠેલું હતું. "આએ તેણીનો વર તો નહી હોય," અને જો તેજ હોય તો જો—જો તેણી તેને એકજ મીનીટ વેર તેના જોવા વગર જોઈ શકે! તે વખતે તેણીની છાતી કેવી ધકધકતી હતી, તેણી તદન ધ્રુજતી હતી, પણ તે છતાં તેણી તેની આગળને આગળજ ખસતી ગઈ.

"ખોદા! શું આએ રૂસતમ હતો?—તેણીનો વર! આએ શીકો, સોહરાઈ ગએલો, ટેબલ આગળ બેઠેલો પુરૂષ તેનો વર!

રૂસતમ ચોકસીનો ખુબસુરત ચેહરો આએ ફીક્કા પડી ગયલા ચેહરા સાથ કેમ સરખાવાય! શું ત્યારે તેણીની ગેરહાજરીથી તેણીનો વર આટલો બધો બદલાઈ ગયો?"

માયાળુપણાથી ભરેલી આંખોએ અને અદબ વાલેલા હાથો સાથ તેણીએ એક પગલું આગળ ભરયું, પણ પાછી તેણી ઉભી રહી. તે ટેબલ આગળથી ખસતો જણાયો, પણ પછી એકદમ હાથ ઊંચા કરી સ્વપનામાં તેણીને કાંઈ કહેતો હોય તેવી રીતે બોલ્યો:—

"અરે શીરીન—અરે મારી વહાલી શીરીન, હું તારી આગળ સાચી વાત કેવી રીતે કહું, હા તે સાચી વાત—તે ભયંકર સાચી વાત કે જે બધું સમજ પાડશે, કે જે ધાતકી રીતે બધું સમજ પાડશે. તોબી મારી કંગાલ છુપી વાત તો કહેવીજ જોઈએ. હું તારો વર તદન અરધી વગરનો છેઊં—એક ભીખારી છેઊં—શીરીન, મારી ગરીબ, ગરીબ શીરીન," તેણે પોતીકા હાથો ટેબલ પર મુકયા અને પોતીકું માથું તેપર નાંખી દઈ તે ડચકાં ખાવા લાગો. પણ ઓરડામાં કોઈનો જલદીથી ચાલવાનો તેને અવાજ આવ્યો, કોઈએ તેની આસપાસ પ્યારથી હાથ વીટાલ્યા, અને દુન્યાનો મધુરમાં મધુર અવાજ તેને કાંને પડયો. "રૂસતમ, રૂસતમ, મને કહો કે આએ બધાંની મતલબ શું? શું છે? મારા સૌથી વહાલા રૂસતમ, હું ઘેર આવીચ—મને કહો—જો તમે મને ખરેખરજ ચાહતા હોવ તો હું કંઈબી ખમી શકશ—અગરજો તે ભીખારી ઝીંદગી હોય."

"શીરીન—હંઈઆં—ફરીથી મારી નજદીક?" તે ઘણોજ અજાએબીથી બોલ્યો.

"હા વહાલા—હંઈઆંજ—માફ માંગવા હું આવીચ રૂસતમ." એક બોલણી તેઓ થોડેક વખત નહી બોલ્યાં, પણ એક એકનો ચેહરોજ તેઓને કહી આપતો હતો કે તેઓનાં દીલમાં શું હતું.

એક કલાક પછી શીરીનનાં માએને પોતાની દીકરી તરફથી નીચલું કાગલ મળયું:—

"**વહાલાં માએજી—**

હું ફરીથી એક વખત આએ દુન્યામાં એક સૌથી સુખી બાએડી થઈચ. આજે સાંજના હું મારે ત્યાં આવી અને ત્યાં મેં રૂસતમને જોયો; એને પોતીકી છુપી વાત બધી મને કહી છે, અને હું મારી ચાલને વાસ્તે પસતાઉંછું, જોકે એને તો હું એમ કહુંછું કે મને પોતીકા વીસવાસમાં નહી લીધી, તેથી બધો વાંક એનોજ છે. "અમે પાયમાલ થઈ ગયાંચ,—હા હમે એક અરધી વગરનાં થઇ ગયાંચ, તેવો માએજી પૈસાને વાસ્તે હું કેટલી દરકાર વગર બોલુંચ—પણ હું એટલી તો સુખી છેઉં. ખરી બીના એ છે કે બે મહીના આગમચ રૂસતમે એવો ગપાતો સમજ્યો કે એનો મામો જેની તરફથી એને મોટો ફાલો મલ્યો હતો, તેનો છોકરો કે જેને મરી ગયલો ધારવામાં આવતો હતો તે હૈયાત છે. તે ચીન તરફના કોઈ શેહેરમાં છે, અને થોડા વખતમાં મુંબઈ આવશે.

"રૂસતમ! ગરીબ બીચારો છોકરો, આએ ભયાનક ખબરનું સંકટ પોતે એખલાએજ ખમ્યું, કારણકે એ મને દુઃખ દેવા નહી માંગતો હતો તેથી કરીનેજ એ હમારો ખરચ ઓછો કરવા કહેતો હતો; કારણકે જો ખબર ખરી પડે તો હમે ખરચેલા સઘળા પૈસા હમને તે ભરી દેવા પડે અને તમેજ વીચારો માએ, કે જ્યારે એ એટલું બધું એખલો ખમતો હતો, ત્યારે હું મારો ઘેલો ખરચ આગળ વધારતીજ ચાલી, અને એ જે મુગે મોઢે બધું ખમતો હતો તેબી મારે વાસ્તેજ! એ મને બરાબર રીતે પીછાંનતો ન હતો. હું દલગીર છેઉ માએજી, કે આજે રૂસતમને એક કાગલ મલ્યું છે, તે પરથી નક્કી જણાએ છે કે ગપાતો ખરો છે અને જહાંગીર દીવેનતરી રૂસતમના મામાનો છોકરો મુંબઈ આવવા ઉપડી પણ ચુકો છે.

અલબત હમને હવે આએ ઘરમાંથી જવું પડશે. હમે જ્યાં સુધી રૂસતમને ચાકરી મલે ત્યાં સુધી ધરમશાળામાં રહીશું, માએજી, હું એને દેખડાવા માંગુછું કે એની નાદાન બાએડી શું કરી શકે છે—હું તેનો સુખનો સાથી અને દુઃખનો વીસરાવનાર અને ભાગ લેનાર."

મેરબાઇને જ્યારે આએ કાગળ મલ્યું ત્યારે તેવણ ગુસ્સાથી લાલચોળ બની ગયાં અને ગાડી જોડાવી તરતજ રૂસતમનાં ઘર તરફનો રસ્તો લીધો. જ્યારે તેવણ અંદર દાખલ થયાં, ત્યારે તેવણે વર વહુને ઘરમાંથી કેવી રીતે જવું તેની મસલત કરતાં જોયાં; તેઓ એવી તો ખુશ મીજાજથી વાત કરતાં હતાં કે, કોઈ અણજાંણ માણસ એમજ સમજે કે તેઓ કંઈ મેજબાંનીએ જવાની ગોઠવણ કરે છે.

મેરબાઈએ પોતાના ગુસ્સાનો ઉભરો રૂસતમ પર ખાલી કરયો. "તમારી બઈરીને ભીખારી હાલતમાં લાવવાની તમારી હીમત એક માણસ કરતાં વધારે છે. હું તેણીને મારે ઘર તેડું કરવા આવીછું અને હું એને મારે ઘર પાછી લઈ જવશ; જ્યાં સુધી તમને સારી ચાકરી મલે ત્યાં સુધી એ મારી સાથેજ રહેશે. હું ધારૂંચ કે તમે એખલપેતાં થઈ એને ના નહી પાડશો?" "ખરેખરજ નહી" રૂસતમ બોલ્યો, "હું તો સામું એને શીખામણ આપુંચ કે તમારૂં તેડું કબુલ કરે, હું તેણીને એટલી તો ચાહુંચ કે હું તેણીને ગરીબાઈમાં સંકટો તળે દબાયલી જોવા નહી ઈચ્છતો, તોપણ હું શીરીનનેજ એ વાતનો નીકાલ કરવા સોંપુંછું."

"માએજી મેં ઠેરાવ કરયો છે, અને કોઈબી ચીજ મારા એ ઠેરાવને ફેરવી નહી શકશે?" અને તેણીએ રૂસતમની નજદીક જઈ તેનાં ખભાંપર પોતીકો હાથ મેલ્યો "એક બાએડીની જગા સુખમાં અને દુઃખમાં પોતાના વર પાસેજ છે; જ્યારે એ દોલતવાંન હતો ત્યારે એ મારૂં ગુજરાંન કરતો હતો અને મને બનતી રીતનું સુખ આપતો. હવે ગરીબાઈમાં મારેથી બનશે એટલું સુખ હું એને આપશ. હું કંઈ આએ બોલીને વાખવાખી નથી લેવા માંગતી. હું ભરી સીવીને અને બનશે તો કોઈને ત્યાં ચાકરી કરી હમારૂં ગુજરાંણ કરશ, પણ મારા વરને તો કદીબી છોડશ નહી. હુંજ એકલપેતી છેઉં, કારણકે મને જ્યાં સુખ મલે છે ત્યાંજ હું જવા માંગુંછું અને મારાં સુખની જગા મારા ધણીની બાજુ પર છે."

"શીરીન! મારી વહાલી શીરીન! મારી બહાદુર ધણીઆંણી!" શીરીનના આએ બોલોથી મેરબાઈને ચટકો લાગો અને તેવણ ગુસ્સામાંને ગુસ્સામાં ચાલી ગયાં.

* * * * * * *

શું ત્યારે શીરીનનાં લગ્ન એક નીશફળતા હતી? નહી, ખરેખરજ નહી, જોકે રૂસતમે પોતાની બાએડીને પોતીકા વીશવાસમાં નહી લીધોથી—જોકે તેનું નહી લેવાનું કારણ શીરીન તરફનો તેનો પ્યારજ હતો—નજદીક તે નીષફળતાજ થતે. જો કોઈબી શીરીનને તેણીનાં લગ્ન બાબદ પર સવાલ કરે તો તે ખુશી અને હરખથી કહે કે તે તેણીની જીંદગીની મોટી ફતેહ હતી અને રૂસતમ પણ તેમજ બોલતે. તે તેની બાયડી માટે જેટલો ધરમશાળામાં મગરૂબ હતો, તેટલો કોઈ વખત ન હતો. જોકે તેણી બહારનું રાંધવા તો નહી જતી, તોપણ ઘરમાંનું કામ ઘણુંજ સફાઈથી અને સારૂ કરતી, અને તેણી સઘલું હસતે મોહેજ. જ્યારેથી રૂસતમ સાંજના ચાકરીની સોધમાં નીરાશ થઈને આવતો, ત્યારે હમેશ તેને મધુર અને સુંદર હસતો ચેહરો સાંમે મલતો, જેથી તેનાં મગજપરનો અરધો ભાર ઓછો થતો, અને દુઃખની સાંમે લડત ચલાવવાને તેને બમણું જોર મલતું. આવી રીતે એક મહીનો ચાલી ગયો, જ્યારે એક દહાડો રૂસતમ સાંજના ઘર સકારેથી, ન ધારેલા વખતે આવ્યો.

"વહાલી શીરીન, તારી એકુ સોજી સારી હોય તો પેહર" આપણાં લગ્ન પછીનાં પહેલાં ઘરનો ધણી ત્યાં આવવાનો છે અને હું તુને તેની સાથ મેલાપ કરાવવા માગુંછું."

શીરીન જલદીથી તૈયાર થઈ અને રૂસતમને પોતાનો હાથ આપ્યો. "કોણ જાણે તે કેવો હશે" શીરીન બોલી.

તે આપણે જોઈશું, હું આશા રાખુંચ કે તે તુંને ગમશે હું ખાતરીથી કહુંછું કે તેને તો તું જરૂર ગમશે, આપણે એક ભાડુતી ગાડીમાં જઈએ.

"અરે રૂસતમ ગાડીનાતો ઘણા પૈસા થઈ જશે, હું ચાલી શકશ."

"નહી એવે વખતે આપણી ગરીબ કોટડીનું મોહુ આપણે છોડવુંજ જોઈએ" તે હસીને બોલ્યો; જ્યારે તેઓ બંગલા આગલ આવ્યાં ત્યારે તે તેણીને ખાવાના ઓરડામાં લઈ ગયો.

"શું તે અહીયાં છે" તેણીએ પુછ્યું.

"હા, આએ વાંચ."

તેણે તેણીને એક તાર બતલાવ્યો જેની પર તેણીએ નીચે મુજબ વાંચયું:—

"જહાંગીર દીવેનતરી મરી ગયો તાવથી."

"મરી ગયો!" શીરીન બોલી, "ત્યારે રૂસતમ"——

"હું ફરીથી એક વખત આએ ઘેરનો ધણી અને ત્રણ હજારની કમાઈનો આસામી છેઉં."

શું આએ તેઓનાં પાછાં મલેલાં સુખમાં કોઈબી દહાડો તેઓએ પોતીકા દુઃખના દહાડાને બદનામ કીધાચ? નહી તેથી ઉલટુંજ.

"આપણે સુખી હતાં નહી વારૂ રૂસતમ, પણ વહાલા રૂસતમ, મને તમને એટલું કહેવા દેવો કે તમે કોઈ વખતથી મારેથી કોઈપણ વાત છુપી ના રાખતા. જો બે જણ વચ્ચે પ્યાર હોય, તો તેઓ વચ્ચે વીશવાસ પણ હોવોજ જોઈએ. નહી તો પછી સઘલાંનુ સેવટ સારૂ નહી આવે, અને છેલે એક નીષ્ફળતાજ થાએ. નવાજબાઈ દા૦ પાદશાહ.



# મોટાં માયની મુલાકાતો.



(લખનાર તેવણ પોતે.)

આપાંનું જશન.

**અસતરી** મીતરનાં અધીપતનજીને માલુમ થાએ જે કે મારૂં બીજું ચરચર પરપર તો તમે છાપેજ મરૂં ને હવે આએ તીજું મોકલુંચ તેબી છાપજો મરૂં. મરેરે મને તો કંઈ રસ પરે ને કટકા ઘરે તેવી ઢપમાં લખતાં નથી આવરતું રે નઈ તો હું તો આપરૂં સાનામું છેની તેવું લખું ને મારૂં નામ અમર કરી જવું. પણ ચાલો જેટલું છે તેપરજ સુકરાના કરો. ગીઆ આવાના જસનને દારે બપોરે તન વાગેથી મે તો ઘેર વારી ગોરીને ચોક ચાંદન કરીને કાકસને નવા કપરાં પેરાવીઆં કે ચાલ તારો બાપ આવે ને તું મેલામાં જા. પણ મારી વહુએ જીભરાઈએ કાકસને રમવા નીચે મોકલીઓ ને મને કયું કે સાસુ દીનશાહજી તો છેક છ વાગે આફીસમાંથી આવશે તેટલાં ચાલો આપરે દરીએ જઈ આવીએ. મેં તો કેયું જે ના રે બા એ સાં કોટક, આપરે બાપ દાદાથી માને પરદે રહેલાં તે એમ કંઈ હવે ઘરડી થઈ તારે ઘેલી થાકું કે તારે ગમે તો તું જા બાકી હું જાઉં તો મુઆં આસેપાસેનાંઓ ખોટાં પીખે કે રાંડ હવે કેમ પોતે ફરવા જાયચ ને બીજીઓ જતીતી તારે મસકેરી કરતીતી તારે મારી વહુ કેહે કે નઈ સાસુ હવે જમાનો ફેરવાઈ ગીઓ ને હવે ઘડાં જુવાન સઉ ફરવા જાયચ ને બસ ચાલો તે ચાલો. પછી મને તો વહુએ મારા અખઈ રેયા કાકસના સમ ધાલયા વારે ફુફુરી ચટકીને મેં નવી લાહેની સારી પેરી ને છીંટનું વાસકુત પેરી ઓતીમાં બાંધનીનો રૂમાલ ખોસીને તઈઆર થઈ ને મારી વહુબી તઈઆર થઇ કે અમે દરીએ ચાલીઆં તો કાકસ રનમાં પરીઓ કે મોટાં માય મનેબી લેતાં જાવો. ઘનોબી સમજાવયો ને માવો ખાવા દોરીઓબી જસીઉ પણ એ તો માંદ લાગો ધરીઓ ધરાએ નઈ પછી શું કરીએ માએ એમ કંઇ રરતું બચું મુકીને જવાએ. મરે પછી છવ કેમ માને તેથી મેં પાંખરી પકરાવી સાથે લીધો. કોટકોટ આગલથી કાકસે તો મારી પાંખરી છોરી દીધી ને હરવાયો તો બધી ગારી ઘોરાની દોરા દોરમાં એમ તેમ દોરવા લાગો. એ જા હવે શું કરૂં કરીને હું તો તેની પુઠે દોરીને હકે હકા પારવા લાગી પણ એ ગોતી નીકરીઓ ચેન જેવો હાથમાં નઈ આવે ને બધા માટીડા મનીખો મને એમ વાઓલ જેવી દોરતી જોઇને બોલે કે બીચારી કોઈ ઘેલી ડોસી છે, મેં તો એક પોરીઆનો જરીઓ વેરી નાખીઓ કે ઘેલી તારી માએ માસી હોય તે મુવા માતીડા મનીખને કંઇ જોતા નથી ને જીભે આયું બરબર બોલેચ. પછી હમારા ઘેરના પંઠકી રાપુરદાર બચારા આવી લાગા તેવને જેમ તેમ કાકસને પકરીઓ

ને મેં તો બે ઢમોલા લગાવીઆ ને મારી વહુ તો જાને ફસામાં હોય નહી તેમ દુર દુરથી ચાલીઆ કરે. પછી કાકુસ રરતો રરતો અમારી સાથે દરીએ આયો. મરે રે મરે કંઈ તાં તો પારસનો ઉભઈ જાય કંઈ ઉભાઇ જાય કે તમે કેસે કે આએ શું. રાંડોને ઘેરના દીવા લોબાન કરવાના ઓરો કે ઓરો નઈ. ને વરી હવે તો દારે દારે બઈરાંઓ કપરાંબી કેવા પેહેરેચ જો કે જોઈને દુખી આવે. આપરા વખતમાં તો માએ મજાના રાતા ચતક જેવા ઘાટ ને પીરા ચાંપા જેવા ગારા, ને લીલી કંજર જેવી ગાજા, ને આતશીઆ ઓછીરીઆં તે તો મરે નઈ મલે ને ફીકા કુચ જેવા ને ઘોર પર ઓધારે તેવાં બોરતીઆં તો પેરી નીકરેલી જો મરૂં. ને સુઆં બધાં બેમલાજેનાં કોઇએ જરા સોર નઈ કીધેલી કે આગલ વેરનું માથુંબાનુ તો રયું પણ સુઆં અરધાં માથાં છુટાં. પણ મરે અધીપતનજી માએ આએ તો મેં જોયું કે અમારી વખતના બઈરાં સીધીભઈ આડા સુડી જેવાં ને ઘાટ ઘટમ વગરનાં વાંકા ટીકાં ઉતાં તે હવે તો મરે જાને જાને જોવા કરીએ તેવાં ને બગલાં જેવાં થતાં જાયચ જો. બધાં લખો બઈરાં બાજઠ પર ને પથરા પર બેસી ગેએલાં ને વરી તેમાં મરઘા જેવા કેટલા મારીડાઓબી સાન સહુક વેચીને બઇરાંઓમાં ભરઈ બેડેલા ને હસીને વાત કરે. કેટલાક જુવાન છોકરાઓ તાં ને તાંજ ઢકેલા ખાયા કરે ને એમથી તેમ પોતાના દોસ સાથે વાત કરતા પણ બઈરાંઓ તરફ નજર ફેરવતા ફરીઆ કરે. હું તો એ બધું જોઇને હરન ફારગ થઈ ગેઈ. પછી એક પડરા પર જઈને બેઠી; મારા આગલા ઘેરવાલા આયા તેવણ્ સાથે તેવણુની પીલીને પનાવાની વાત કરવા બેઠી કે અખઈ રેયો મારો દીનસાહજ બે તન દોર સાથે તાં તો આવી લાગો ને મને જોઈને કેજે ઓ હો માયજી તમે કાં ભુલાં પરીઆં. મેં તો કયું કે મરે દીનસાહ બધાના દેખતાં બઈરાંઓ સાથે વાત કેવી કરવાની છેકજ અચક કેમ બની ગીઓ જો, પણ તે તો ઉલટો હસવા લાગો ને તેના દોસબી હસવા લાગા ને હું ચીડાઊં ને તેઓ હસે તે જોઈને માંદ લાગો કાકુસ તાબરા ફેરી બુમ પારે કે મોટાં માએનો હુરીઓ, મુઈ રે હું આવતી જતી. પછી દીનસાહ કેજે ચાલો માએ આઈસક્રીરીમ ખાવા જઈએ મેં કયું કે ના રે બા એ શા ફેસતા ગીઆન પર ચરવાનો વખત આયો તારે મુઆ દરવનને હાથનું ખાઇને ગુનાહમાં હું તો નઈ ભરાવું. તારે દીનસાહ કેજે નઈ માએ આપરે પારસીને તાં ખાવા જઈએ; હું જરા આનાકાની કરવા લાગી કે કાકુસને તેની માએ શીખવીઉ કે બપઈને જરા કાલાવાલા કરે તેથી તે ગારી સારીની કશી ધરીને ચાલો ચાલો કરીને ખેંચવા લાગો તે અભાગની કશી નીકરી આવી ને ઓતીમાં પાંચ આનાનો ખુરદો ખોસીયોતો તે બધો પડરા પર વેરઈ ગીઓ તેથી બધા લોક જોવા પરીઆં ને મારૂં તો મોત થઈ ગીઉં દોરીઆ તો કાંના કાં ગબરી ગીઆં પછી હમે આઈસક્રીરીમ ખાવા જવા નીકરીઆં કે એક પારસીના છોકરાએ કયું અરે ચાંદ જોયો કે. કે બધા જના જોવા લાગા ને મેંબી ચસગો સાફ કીધો પણ તેટલાં પછવારેથી કોઈ બોલીઉ કે આજે ચાંદરાત કાંથી આવી. તારે મને ફાગ આવી કે મરે આટલા છોકરાએ હજારો પડાંનાં વરસ વેચીઆં. પછી આઈસક્રીરીમવારાંની દુકાને ગીઆં તો તાં તો આઈસક્રીરીમ થઈ રેહું તેથી હું તો ખુશી થઈ કે જા પીરા ઓઢી પછી ઘેર આવી આએ બધી વાત કાગર પર લખી કારીચ મરૂં.

મેરબાઈ ન૦ પટેલ.



# ફ્રાન્સ દેશની રાજ્યક્રાન્તી.

[ગયા અંકથી સાંધણ પ્રૂ.]




જાની બેહેન ઇલીઝાબેથ પણ એજ રાજ્યક્રાન્તીના ખદરમાં ખપી ગઈ હતી, તેને મરતી જોવાને ઘણા લોકો એકઠા થયા હતા, અને તેમાંના ઘણા ખરાને તેનાં શરીરનું સૌંદર્ય અને તેનાં ચિત્તની શાંતી જોઈને આશ્ચર્ય લાગ્યું હતું. એ શાંતિનું મુળ કારણ જોઈશું તો ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધા અને પરમેશ્વર ઉપર સંપુર્ણ વિશ્વાસનું ફળ છે.

ઉપર પ્રમાણે રાજાના મોત પછી કેટલાક વખત સુધી આખાં રાજ્યનો અધિકાર, મારા, દાંટો અને રોબેસ્પિયર નામના પુરૂષોના હાથમાં હતો. તેઓ ખરેખરા રાક્ષસ હતા. એમના કારભારથી હજારો લોકોના પ્રાણ ગયા, વળી ફ્રેન્ચ લોકો એવું કહેવા લાગ્યા કે જે લોકો અમારી પેઠે પોતાના રાજાનો નાશ કરવાને પ્રયત્ન કરશે તેને અમે મદદ કરીશું, તેની અસર પોતાની પ્રજા ઉપર થાય નહી, માટે બીજા દેશના રાજાઓ ફ્રેન્ચ લોકો સાથે લડવાની તૈયારી કરવા લાગ્યા; તેમની સાથે લડવાને ફ્રેન્ચોએ પણ સભા કરાવી, તેમને એવો અધિકાર આપ્યો હતો કે, ખેતીના અને બીજા જરૂરના કારખાના માટે જે જનાવરોનો ઉપયોગ પડે તથા બીજો જે સામાન જરૂરનો હોય તે સિવાય લોકોનો બીજો બધો સામાન જપ્ત કરીને સરકારમાં આણવો. આ ઠરાવ અમલમાં આવતાંજ લોકોનો સરકાર ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો અને દેશનો ધંધો રોજગાર બંધ પડયો અને માણસો અન્ન અન્ન કરતાં મરવા લાગ્યાં. વળી સહેજ કારણ અથવા વહેમ ઉપરથી પણ લોકોની કતલ થવા લાગી; દર રોજ ચાલીસ ચાલીસ, પચાસ પચાસ માણસોનાં માથાં કપાવા લાગ્યાં તોપણ, "કસા" નામના રાક્ષસ અમલદારને અલ્પ લાગીને એવું લાગ્યું કે, "રોદરનો નાશ કરવાનું અને લોકોને મારી નાખવાનું કામ ઘણું ઢીલું ચાલે છે. આ પ્રજાસત્તાક રાજ્યના અમલની છાપ બરાબર બેસવાને એ કામ ઘણા ઝપાટાથી ચાલવું જોઈએ." એ ઉપરથી માણસોનો ઝપાટાબંધ નાશ કરવાની નવી યોજના કરી, એવી રીતે કે ભાયડા, બૈરાં અને છોકરાં મળીને સો બસેં માણસોને એક મોટાં દોરડાંથી મેંઢાની પેઠે લાંબાં દોરડાંથી બાંધીને એક મેદાનમાં બરાબર બેસાડીને બે તરફથી બે મોટી તોપો ગોઠવીને તેમને એકદમ ઉડાવી દેવા. એટલેથી જાણે પુરૂં ન પડતું હોય તેમ ધારીને "ગીલોટાઇન" નામે એક નાશકારક હથીઆર બનાવ્યું હતું તેના એક ઝટકાથી સેંકડો માથાં ધડથી જુદાં પડતાં હતાં! પણ થોડા વખત પછી કાળ ફર્યો અને આ ક્રુર કર્મનો મુખ્ય કર્તા હર્તા રોબેસ્પિયર રાક્ષસ ઉપર લોકોનો વિચાર ફરી જઇને તેની દુર્દશાની પાળી આવી અને તેને સને ૧૭૯૪ના જુલાઇ મહિનાની ૨૯ મી તારીખે ગરદન મારવામાં આવ્યો, એજ રાજ્યક્રાન્તીની સમાપ્તી થઇ એમ કેટલાકો કહે છે. એના મોતથી આ અનર્થ બત્તી અછવાવા લાગી.

એ જુલમી અમલમાં જે બનાવો બન્યા તે વિષે સર જેમ્સ માકીંતાસ નામના ઈતિહાસ કર્તાએ એવું લખ્યું છે કે "બપોર

વાતો વધારીને લખવાની અને કહેવાની ચાલ ઘણી હોય છે, પણ ફ્રાન્સના રાજ્યની હલપાડલની વાતોનું કોઈનાથી પુરતું વર્ણન થઇ શકવાનું નથી, તો તેની અતીશયોક્તી તો થાયજ ક્યાંથી? રાજ્યકીય હલપાઠલ પહેલાં કોઇવાર કોઇ ઠેકાણે થઈ નથી એમ તો નથી; તે અનેક દેશમાં અનેક વેળાએ થઈ છે, તથાપિ આટલા અલ્પ કાળમાં ફ્રાન્સમાં જેટલાં અને જેવાં ત્રાસદાયક કામો બન્યાં તેવાં ભયંકર કામો થોડા વખતમાં બન્યાનો દાખલો બીજે કોઇ ઠેકાણે મળી આવવાનો નથી. રાજા રાણીનો શિરચ્છેદ થયો; બીજા લાખો માણસના જીવ ગયા, ભજનાલયની ઢયશાળાઓ બની, અમીરોના કુટુંબો ધુળધાણી થઈ ગયાં, ઉમરાવોને દેશ ત્યાગ કરવો પડ્યો, ધર્મોપદેશકોને કેદખાનું કે વુડે હાલ મોત સહન કરવું પડ્યું, સઘળી પ્રજા દુ:ખના સાગરમાં ડુબી ગઇ, અને જેણે આવડું મોટું બ્રહ્માંડ માત્ર પોતાની ઇચ્છાથી સરજ્યું છે અને એકજ નિયમે ચલાવ્યો જાય છે, તેનું અપમાન થયું, એટલુંજ નહી પણ તે મુદલ છેજ નહી, એવું ઘણા લોકોએ મદાંધ થઈને કહ્યું, ત્યાં હવે એ કરતાં બીજા ભારે અનર્થ ક્યાં થવાના રહ્યાં?

એવી આ રાજ્યક્રાન્તીની હકીકત છે; જેમ એકાદ મહા રોગી માણસને જોઈને વિચારવંત માણસને એમ લાગે કે હું નિરોગી છું એ મારા ઉપર પરમેશ્વરની મોટી કૃપા છે તેથી હું તેનો મોટો આભાર માનુંછું, તેવીજ રીતે આપણે કહીશું કે આપણા દેશમાં જોકે ઘણા રાજ્ય ફેરફાર થયા છે તથાપિ તે શાંતપણે થયા છે આવાં ભયંકર અનર્થ નથી થયાં, એ માત્ર પરમેશ્વરની મેહેરબાંની છે, તેને માટે તેનો આપણે અંત:કરણથી ઘણો આભાર માનવો જોઈએ.

પ્રેમકોર ચુનીલાલ મોદી.

## સ્ત્રી જાતીનો ખરો સણગાર શું?




પણ સર્વે જાણીયે છીયે કે, હાલના જમાનામાં સ્ત્રી જાતીના સણગાર તરીકે બાહેરના ભપકાદાર દેખાવનાં ઘરેણાં કે એશકી પોષાકને ગણવામાં આવે છે, અને આપણ સ્ત્રી જાતીના ભલા ખવાસોને તેથી જુદા પાડી બાહેરના દેખાવ ઉપરથી એક સ્ત્રીને શણગાર કરેલી કહેવામાં આવે છે. દુનીઆમાં એક ચીજ બાહેરથી શોભાયમાન કે ભપકાદાર દીસે તે ઉપરથી આપણે એમ નહી સમજવું જોઈયે કે તે ચીજ અંદરખાંનેથી પણ શોભઈતી હશે. એક સાદા દેખાવનું ઘેર ઘણી વખત જ્યારે અંદરની બાંધણીમાં મજબુત હોય છે, ત્યારે એક બાહેરથી દબદબા ભરેલો દેખાવ આપનારૂં શોભાયમાન મકાન ઘણી વખત અંદરની બાંધણીમાં મજબુત હોતું નથી, તેમજ એવા બાહેરના ખાલી સણગારે પોતાને શોભાવનારી સ્ત્રીઓને માટે પણ સમજવું જોઈયે. આપણી સ્ત્રીઓનો ખરો કેળવાયલો વર્ગ બાદ કરતાં મોટા ભાગનું ધ્યાન બાહેરના ખાલી સણગાર ઉપરજ ઉડાવેલું હોય છે. તેઓ પોતાને બાહેરથી શોભાયમાન બનાવવાનાં કામનેજ એક મોટી ફરજ સમજે છે.

શું એક સ્ત્રીએ કોઈ નવી જાતનું કપડું કે ઘરેણું પેહરયું હોય, તો તેણીની નકલ કરી આપણે પણ આપણી શક્તી હોય કે નહી હોય, તોબી તેનુંજ પહેરવા માટે કાંઈ ખાલી ખરચ કરવો એને આપણે ખરો સણગાર કહી શકયે? આપણે જોઈયે છીયે કે ઘણીક અભણ સ્ત્રીઓ એવી રીતે પોતાનાં મા બાપ કે ધણીને દુ:ખી કરી ફક્ત પોતાના ખાલી ફાંકાને અમલમાં લાવી પોતાને થોડોક વખત ખુશ કરે છે. શું એ ખુશી ખરા સણગારથી ઉપજેલી કહેવાઈ શકાય? ખોટી નકલ ને જુઠી શીશચારીથી પહેડેલાં ઘરેણાં કે એશકી પોષાકને આપણે કદીબી ખરા સણગારમાં ગણી શકયે નહી. આપણે એમ નથી કહેવા માંગતા કે બહારથી આપણને શોભાયમાન બનાવે એવી વસ્તુઓને તદન ઉપયોગમાં લેવી નહી, પણ આપણે વગર આંચકીએ કહી શકશું કે, જ્યારે આપણાં માતા પીતા કે ધણીમાં તે લેવાની શક્તી નહી હોય તોબી તેઓનાં દીલ દુ:ખી કરી ખોટી નકલને વશ થવું એ મુરખોનું કામ છે. દરેક જણ કબુલ કરશે કે, ઘરેણાં કે પોશાક પર ઉડાઉ ખરચ ન કરતાં ખરા સણગારનાં ખરાં ઘરેણાં કે જે વગર પૈસે મલે છે, તે પર આપણી નજર દોડાવવામાં વધારે ડહાપણ છે.

નરમાશ, મીઠી જુબાંન, દયા, ખુશ સ્વભાવ, પતીવ્રતાપણું, કરકસર અને નીતીનાં ઘરેણાં આપણ સ્ત્રી જાતીને જેટલાં શોભાવશે તેટલાં ગમે એવાં કીમતવાંન ઘરેણાં આપણને શોભાવી શકનાર નથી, એમ આપણે હમેશાં યાદ રાખવું જોઈયે. એક ખરી સણગારવાળી સ્ત્રીની ફરજ પોતાનાં ઘેરને હમેશનું હસતું ને મનપસંદ બનાવવાની હોય છે, કે જે તેના માલેકને જેટલું પોતા તરફ ખેંચી શકે છે તેટલું એક ઘરેણાંથી કે કપડાંથી સણગારેલી સ્ત્રી કરી શકતી નથી. વીચારવામાં, બોલવામાં અને કરવામાં નેક ને સદગુણી થવું એજ એક માતાને, પીતાને કે ધણીને આપણા તરફ સંતોષ, માન ને મગરૂરીથી જોતા કરે એવો કીમતી સણગાર છે. જેમ આકાશમાં વાદલાં ભરાઈ આવી ભયંકાર દેખાવ થયો હોય, તે વખતે એકાએક સુરજનાં કીરણો ફરીથી સઘળે ઠેકાણે રોશની ફેલાવે છે ત્યારે કેવું ખુશનુમા લાગે છે, તેમજ ઘણી મેહનતથી કંટાળેલો એક માણસ એક સદગુણી સ્ત્રીનાં મધુર વચનોથી પોતાની સઘળી ચીંતા ભુલી જાય છે અને એવી વખતે તે સ્ત્રીને ઉપજેલી ખુશાલી પેલી ખાલી ઘરેણાં પેહરવાથી ઉપજેલી ખુશાલી કરતાં કેટલી બધી હદ સુધીની વધારે હોય છે? પવીત્રાઈના, નીમકહલાલીના, સ્વચ્છ મનના ને ગીલા સ્વભાવના ખરા સણગારોને પોતાના કરી આપણને હમેશ સુધી શોભાવવાની કોશેશ કરવી એ કરતાં વધારે શું છે? તેણીજ પોતાને સણગારે છે કે જેણીનું દરએક કામ સ્ત્રી જાતીને જેબ દેનારૂં છે, જેણી પોતાનું સુખ, પોતાની મોજમજાહ, પોતાનું મન અને પોતાનું ધન પોતા સાથે સંબંધમાં આવનારાંઓને ખાતર તજે છે, યા તજવાને હર પળે તૈયાર રહે છે. તેણીજ ખુબસુરત છે કે જેણી નીતીના પાક પણ બીકટ રસ્તા ઉપર ઘણી મેહનતથી ચાલી પોતાની આસપાસનાંઓને સુખી કરવા માટે કાંઈબી બહું કામ કરવાને બીહતી નથી. જેટલા ખરચાલુ સણગારો આપણ સ્ત્રી જાતીને કામના છે તે કરતાં ઉપલા નીતીરૂપી સણગારો સેંકડે દરજજે ઉપયોગી ને હમેશ સુધી ટકનારા છે, કે જેમનો ઉપયોગ કીધાથી દરેક સ્ત્રી પોતાને સૌથી સુખી ને સૌથી ભાગ્યશાળી ગણાવી શકશે.

ધનબાઈ ફ. શોકના.



# ખુબસુરતી.



હું ધારૂં છું કે સઘળાંઓ આએ અસલી કેહવતથી અંજાણાં નહી હશે કે "ખુબસુરતી ચામડી પુર ઉંડાઇમાંજ સમાયલી છે." એ તો ફક્ત કેહેવાનું છે; ખુબસુરતી, એક તાજો અને નીરમલ ઝરો છે, કે જે ખુદ અંતકરણમાંથીજ વહે છે. તંદરોસ્તી વગર હમેશની તો એવી ખુબસુરતી હોતીજ નથી. ખરી અને ખોટી ખુબસુરતીમાં એક સંગેમરમરનાં અને લાકડાંનાં પુતલાં જેટલો તફાવત છે. તમે એક લાકડાંનાં પુતલાંને રંગ અને વારનીશની મદદથી ઘણુંજ સુંદર કરી શકો, પણ તે છતાં તે અંદરથી તો પોચું અને સડાવાલુંજ રહેવાનું. હવે સંગેમરમરનાં પુતલાંને કાંઈ રંગ અથવા વારનીશની જરૂર નથી—તે તો સંગીન અને નીરોગી છે અને હમેશ તેવુંજ રહેશે. હવે આપણી પચાસ ટકા સ્ત્રીઓ ખુબસુરતી મેળવવાની જે ખોટી કોશેશ કરે છે તેજ તેની શરૂઆતની ભુલ છે. તેઓને એક આરસી અને જાત જાતની ઢોંગી દવાઓની જાહેર ખબરોથી ભરપુર એક ન્યુસપેપર આપો, અને તે લોક સમજશે કે તે જીંદગીને જરૂરની ચીજો છે અને પછી તેમનો હમેશાં ઉપયોગ કરવા માંડશે. આએ ઢોંગી દવાઓ બહારથી ઘણીજ શોભીતી હોય છે, પણ આએ બધી જાહેર ખબરોની મતલબ તો ફક્ત ગજવાંમાં પૈસા મુકવાનીજ સમજવી. આએ દવાઓ ઘણો ફાયદો કરી શકવાની આશા આપે છે, પણ કોઈજ વખતે તે જરાકબી ફાયદો કરતી હશે. આટલુંજ નહી પણ તેમાંની ઘણીકો તો તદન નુકશાનકારક છે, અને ઘણી વખતે ખરાબ જાતનાં ચામડીનાં દરદો લાગુ પાડે છે.

સ્ત્રીની ખુબસુરતીનો મુળ પાયો તનદરોસ્તી છે. હાલ આપણે ઘણી ખરી જુવાંન છોકરીઓને મંડળીમાં મોઢાં ઉપર પાઉડર અને ગાલ ઉપર લાલ રંગ લગાડીને ફરતી જોઈએ છીએ, પણ આવી ઠગાઇ તદન ખોલ્લી રીતે માલમ પડી આવ્યા વગર રહેતી નથી, અને ત્યારે આપણને વીચાર આવે છે કે આએ આવી "પરી જેવી" ખુબસુરત દેખાતી સ્ત્રીઓનો સહવારે સકારે પોતાના ઓરડામાંથી બહાર નીકળ્યા અગાઉ કેવો દેખાવ હશે.

વાંચનારી બેહેનો, જો મારી પાસે એના કરતાં કોઇ વધારે સારો ઉપાય નહી હતે તો હું ઉપલી ચીજોને આટલી બધી ખુલ્લી રીતે બદનામ કરતે નહી. છોકરીઓ કે જેઓ પોતાની ખુબસુરતી વધારવાની આશામાં જાત જાતના ઉપાયો લે છે તેઓને હું કહું છું કે, જો ફક્ત તમે તમારી તનદરોસ્તી ઉપરજ પુરતું ધ્યાંન આપશો તો આવી ધીક્કાર ભરેલી ચીજોનો તમુને ઉપયોગ કરવાની કાંઇબી જરૂર રહેશે નહી.

હવે આપણી ઉપર વર્ણવેલી ભુલમાં ગોતાં ખાતી એક છોકરી એમ બોલશે-કે "મારી ચામડી જોઇએ તેવી સાફ અને સુંવાલી નથી," અને તરતજ તેણી પોતાનાં મોઢાં પર પાઉડર લગાડવા મંડી જશે અને વળી સાથે થોડોક કીરમજી રંગ હોઠ પર, અને કાળો રંગ આંખનાં ભવાંને પણ લગાડશે, અને હવે જુઓ! તેણી તદનજ બદલાઈ ગઈ છે. "ખુબસુરતી હંમેશાની ખુશાલી છે" પણ આવી રીતની નહી. આએ તાણી તોડીને ખુબસુરત બનેલી છોકરી ૨૧ વરસની ઉમર સુધી પણ તેવી નહી રહી શકશે અને બીજી સુખી અને તનદરોસ્તીની ખરી ખુબસુરતીથી સંતોશી છોકરીઓ તેણી તરફ હસીને હવે તેણીને એક બુઢી ડોસીમાં ખપાવશે.

બીજી છોકરી કહેશે કે—"મારી ચામડી આજે સાફ-અને સુંવાળી નથી." આએ એક સમજુ છોકરી છે, તેણી જાણે છે કે તેણીની આંખ આગલના કાળા દાઘ અને ચાંમડીનો પીલાશ ફક્ત તંદરોસ્તીમાં કાંઈક બીગાડો થયાથીજ ઉતપન થયો છે. તરતજ તેણી તેનો ઉપાય કરવા માંડે છે; તેણી બનતાં સુધી ઘણો ભારી ખોરાક લેતી નથી; તેણી બરોબર હવા આવજાવ થાય તેવા ઓરડામાં ઉંઘશે. ગમે એટલી ઉંઘ આવતી હોય, તે છતાં બરોબર વખતે સકારે ઉઠશે અને પોતાથી બને એટલી ખુલી હવામાં કસરત કરશે. એનું પરીણામ એકજ અઠવાડીયાંમાં માલમ પડશે. તેણીનો ચેહરો ચળકાટ ભરેલો અને આંખો સાફ થશે; વલી તેણીનો સ્વભાવ પણ ઘણો સારો થશે.

દાંત એ પણ સ્ત્રીની ખુબસુરતીનો એક મુખ્ય ભાગ છે. જેના દાંતો પેહલાંથીજ સરખા ઉગેલા હોય તેઓએ ફક્ત તેને સાફ રાખવાનીજ અગત છે. તમુને ખબર તો હશે કે દાંતની ઉપર એક જાતનું સફેદ પડ હોય છે. હવે તે પડને સંભાળથી જાલવી રાખવું જોઈએ, ફક્ત જો તમે દર વખતે ખાધા પછી એક નરમ બ્રશ અને પાણીથી દાંત સાફ કરવાની ટેવ રાખો તો કોઈબી પાઉડર કરતાં તે રીત ઉત્તમ છે.

બીજું, કોઈબી છોકરીનો ચેહરો, જો તેણી કમર આગલથી ઘણાંજ તાઈટ કપડાં પેહડશે તો, ખુદરતી ખુબસુરત રહેશે નહી, કારણ કે તે શરીરના અંદરના ભાગોને ઘણું નુકશાંન કરે છે અને તંદરોસ્તી તદન બગાડી નાખે છે. કદાચ એમ કહેવામાં ઘણું અજાયબી ભરેલું લાગશે કે ઘણાં તાઈટ બુટ પેહરવાથી પણ ખુબસુરતી ઓછી થાય છે, પણ તે ખોટું નથી.

જો તમુને ખુબસુરતજ રહેવું હોય તો થંડી અને બદહજમ્યતથી ઘણાંજ સંભાલમાં રહેવો, કારણ કે આના કરતાં તંદરોસ્તીને બીજું વધારે નુકશાંનકારક કાંઈ નથી, અને વળી બનતાં સુધી રાતે સારી રીતે ઉંઘાવાની ઘણી જરૂર છે.

હવે આંખને વાસ્તે એક બોલ બોલવો જોઈએ. તમારી આંખોનું તેજ બનતાં સુધી જાલવવાની કોશેસ કરો; જેઓને ઘરમાં ઘણું વાંચવાનું અથવા સીવવાનું હોય અને સાથે બહાર ખોલ્લી હવામાં ફરવાનું પણ હોય તેઓની આંખ હમેશ સુધી સારી રહેશે. વળી આપણી આંખોમાં હુશીયારીનો ઝલકાટ, તેમજ વીવેકનો છાંયો પ્રગટવો જોઈએ.

જો આએ ખરૂં હોય તો, મારા વીચારો પ્રમાણે ખરી ખુબસુરતી મેળવવાની ઘણી સેહલી છે. તે મગજ, તેમજ શરીરના સરખા અને સારા ઉપયોગ ઉપરજ આધાર રાખે છે.

આવાંબાઈ દોરાબજી શાપુરજી.

---

**અલેકઝાનડર ધી ગ્રેટ**—ઓલીમપીઆસ, અલેકઝાનડરની મા અતી ખરાબ સ્વભાવની હોવાથી તે તેણીને રાજદ્વારી બાબદોમાં વચ્ચે આવવા દેતો ન હતો. ઓલીમપીઆસ આથી ઘણી સખત ફરીયાદ કરતી, પણ અલેકઝાનડર તેણીનો પાજી સ્વભાવ ઘણીજ નરમાશ અને ધીરજથી વેઠતો. એક દીવસે તેના એક દોસ્તે તેણીની સામે એક કાગળ તેની પર લખી મોકલ્યું, જે વાંચી અલેકઝાનડર બોલ્યો—"આ લખનારને ખબર નથી કે મારી માનું ફક્ત એકજ આંસુ આવાં દસ હજાર કાગળો ભુસી નાખવાને બસ છે."



# સ્રી માતા તરીકે.

## મા કેવી જોઇએ.



ખરી વખાણને લાયક થવા સારૂ એક મા મક્કમ, પણ નરમાસ વાલી જોઇએ; કયારે બચ્ચાંના વાંકો અખાડા કરી જવા ને કયારે બજ્ઞ થવું, પાકની દોરી કયારે તંગ અને કયારે ઢીલી કરવી; શીખવવાને અને પોતે શીખવા સારૂ આતુર, પોતા તરફ તેણીનાં બચ્ચાંનું માન તેમજ પ્યાર ખેંચવો જોઈએ; મધુર સ્વભાવની પણ ઠેકાવવાલી, ખરા સુધરેલા વીચારની, સુધારામાં અને રીતભાતમાં સભ્યતા વાલી, પુરતા ધાક વાલી જોઇયે, નહી તો તેણી પોતાનાં બચ્ચાંનો વીશ્વાસ મેલવી શકે નહી; વાજબી રીતે ચાલનારી, સખી પણ ઉદ્ધત નહી; અક્કલમાં ખાતરી ભરેલી ને સલાહમાં ડહાપણ વાલી; તે સઘળું છતાં તેણી "બંદગી" કરનાર તો જરૂરજ જોઇએ, કારણકે તેણીની ફરજ એટલી તો બારીક છે ને જોખમ એટલો તો ભારી છે, કે તે બંદગી વગર તેણીને એક બોજ દાખલ થઇ પડે. તેણીએ સમજવું જોઇએ કે જે બચ્ચાં તેણીએ આટલી કાલી ખમીને ઉછેરયાં છે, તેમને જો તેણી સારી રીતે ઉધારશે તો તેઓ આબાદી ભોગવશે, તથા જો બેદરકાર રહેશે તો તેઓનો નારા થશે.

અરે, મા! જ્યારે તારો છોકરો અથવા છોકરી જીંદગીના ઉબરાપર ઉભાં રહે છે, ને અજાણી દુન્યા જેને માટે તેઓને ઘણા સુંદર અને વીચીત્ર ખ્યાલ હોય છે, તેઓને જો તું આ દુન્યાની ફરજોની સમજ નહી આપે, ને તેઓને હથીઆરબંધ નહી કરે તો તારે દીલ શું નહી દુખશે? તારો છોકરો જ્યારે લોહી લુહાણ થયલો અને દુન્યાની લડાઈઓથી જખમી થયલો પડશે ને દલગીરીથી તારી તરફ જોઈને કહેશે, કે તેં મને ઢાલ કે તલવાર નહી આપી, મારા દુશમન કેઈ તરફ હતા તે વીશે મને નહી સમજાવ્યું, લડાઈના જોખમ વીશે તેં મને એકે બોલ પણ નહી કહયો, તેથી હું આ પ્રમાણે દુખી થઈ પડયો છું, અથવા તો તારી છોકરી કાંઇ દુખદાયક ઝાડીમાં ભટકે, અથવા તો દોજખ જેવી ખીણમાં બહારના ભપકાથી ફસી જાય, ત્યારે તેણીને તેં સીધો રસ્તો દેખાડયો નહી, અથવા તો તેના જોખમો તેણીને કહ્યા નહી તેને વાસ્તે શું તે તુને ઠપકો નહી આપશે? દુન્યાની જંજાલ, ફીકર અને ફરજોની સમજ તેં નહી આપી એવો દોષ જ્યારે તારાં બચ્ચાં તુને દે ત્યારે અરે મા! તારે દીલ કેટલું દુઃખી થાય?

ચારલસ કીંગસ્લી મા વીશે બોલતાં કહે છેઃ—"હાલ વીદ્વાનો વધારે ખાત્રીથી કહે છે કે, છોકરાંની કેળવણીનો બધો આધાર તેઓની મા પર રહે છે. છોકરાંની કેળવણીમાં તો માની વીશેશ જરૂર છે." કદાચ તે પોતાના દાખલા પરથી એમ કહેતો હશે; તેની મા ઘણી હુશીઆર હતી, તેના બાપ તરફથી ચારલસ કીંગસ્લીએ ચીતાર પાડવાનો તથા શીકારનો શોખ અને પહેલવાની લોહી મેલવ્યું હતું; તેની માં તરફથી મુસાફરીનો શોખ, વીદ્યા અને બીજી ઘણી સરસ ખાસીયતો મેલવી હતી. જે મનશકતીઓ તેણીનાં છોકરાંમાં તેણી જોતી તે ખીલવવાની તેણી બનતી કોશેશ કરતી, કાંઈબી [illegible] સરસ [illegible] ઉત્તેજન આપતી, અને જે પ્રમાણે [illegible] રીતે સારાં [illegible] તેઓને ઉલટ આપતું [illegible] સાચ્ચા અને ઉંડા [illegible] તેણીને વાળી આપ્યો. તેના બાપનાં મરણ પછી તેની મા તેઓના ઘરનો માટીરો થઇ પડી અને ૮૬ વરસની ઉમરે તેણી મરણ પાંમી.

આ પ્રમાણે મા જો તેણીનાં બચ્ચાંને પહેલેથીજ સારી કેળવણી આપે તો તેનાં ફળ અને ફતેહ પછવાડેથી પામે. પ્યારથીજ એ સઘળું થાય છે, તે પ્યાર નહી થાકે તેવો ને બાપના પ્યાર કરતાં વધારે બીનસ્વારથી પ્યાર, કે જે વરસો સુધી કરમાતો નથી, ને આંસુથી તે ઓછો થતો નથી, જે છોકરીઓને તેઓનાં નવાં ઘરમાં અને છોકરાઓને દુન્યાની મુસાફરીમાં યાદ આવે છે; કાંઈબી માંગણી થાય છે તો તે ધીરજ રાખવા તૈયાર હોય છે, ને ફકત વાંક માફ કરે છે એટલુંજ નહી પણ ભુલી જાય છે, ને સૌથી અંધારાં વાદલોને પણ તડકાથી ઉજાશ આપે છે, ને સૌથી ઉજડ રસ્તાને ફુલોથી ભરપુર કરી નાખે છે. તે અનીશય અને ઉદાર પ્યારથી બચપણ સુખી થાય છે, ને મોટપણે ઘણી ખુશનુમાં યાદગારીઓ લાવે છે, બાપ ને છોકરાં વચ્ચે સાંકલ થઇ પડે છે, ઘરને ચલકાવે છે તથા ખુશનુમા કરે છે, અને આપણે મરી જઇએ ત્યાં સુધી આપણું ઘર શાંત છાયો હોય એમ આપણને લાગે છે. માનો પ્યાર શું નહી ખમશે અને શું નહી સોસશે? ઠંઠાલા ભરેલો પાડ જો મા આગલ કરવા જઈશું તો તે જલદીથી આવડી જશે. જીંદગીની જંજાલો માનો અવાજ સાંભળવાથી ઓછી લાગે છે. બાપની ચેતવણી અને સલાહના બોલો આપણા કાનને અણગમતા લાગશે અને આપણને ગુસ્સો આવશે, પણ જો તે માથી બોલાશે તો ખુશનુમાં લાગશે; તેણીનો પ્યાર છોકરાંઓની રમતોમાં, જુવાન માણસોની ઉમેદો અને આશામાં; ઉમરે પુગેલાં છોકરાંઓનાં કામોમાં, નીષ્ફળતા, નીરાશી, દલગીરી તથા ફતેહમાં હમેશાં ભાગ લે છે, અને દીલાસો દેવામાં, શીખામણ આપવામાં, સાંભળવામાં ને ખુશી કરવામાં તૈયાર છે. કોઈ કોઇ વખતે દાઢી મુછવાલા માટીડાઓ તેઓની દરસોની વાત જે તેઓ પોતાના બાપને કહી શકતા નથી (જોકે તે બાપ ગમે એવો બહાલો હોય) તોબી તે માને કહે છે. આપણને લાગે છે કે માના પ્યારમાં કાંઈ અજબ જેવી ઉંડાઈ અને ઉંચાઈ છે, તે બાપના પ્યારમાં કમ છે.

લોર્ડ લેંગડેલ મા વીશે બોલે છે; "જો આખી દુનીઆને એક ત્રાજવામાં મુકવામાં આવે અને મારી માને બીજા ત્રાજવામાં, તો તે દુનયાનાં તોલ કરતાં મારી માનું વજન વધારે થશે. વાહલી મા! અમે તુંને કેટલાં બધાં આભારી છઈયે, જે પોતાની સૌથી સરસ અને ખરી સલાહ આપણને આપે છે; માની સત્તા એવી છે કે જે સૌથી સખત દીલનું ને સૌથી નીચ માણસ પણ તે ના પાડશે નહી." પણ આ સઘલા હદ વીનાના અને બીનસ્વારથી પ્યારને કાંઈક બદલાની જરૂર છે; કારણ કે કોઈ વખતે મા રોપે છે, પણ તેનું ફળ તેણી ચાખી શકતી નથી. કોઈ વખતે તેણી રોટલીનો કટકો માંગશે તો તેનો છોકરો તેણીને પથર આપવા નીકલશે; ત્યારે પણ તેણીના પ્યારથીજ તેને ટેકો મલે છે. તેણીએ એકીન, આતુરતા અને ખંતીપણું રાખવું, અને જડ મારી ગયલાં હૈડાંમાં પ્યારનો આતશ ફરીથી સલગાવવો. તેણીએ નીરાશ થવું જોઈયે નહી. તેણીએ જો સારાં બી રોપયાં હશે તો કોઈ દહાડે પણ તેનાં સારાં ફળ ઉગી નીકલશે; જો કે તેણી પોતે તે જોવા નહી પામશે, પણ તેણી મરી ગયા પછી તેનાં પાપી છોકરાં પોતાની ચાલનો પસતાવો કરી તેણીને યાદ કરશે.

ચાલે છે. જેમ તે રહેમ કરવાને રાજી છે તથા પોતાનો આશીર્વાદ આપવાને હાથ ખેંચતો નથી, તેમ તે પોતાના ઇનસાફનો ચાબુક પણ ચલાવવાને હાથ બંધ કરતો નથી. પ્રીય વાંચનાર, તું એવા ઈનસાફી ખોદાને મળવાને તૈયાર થા. તારાં દીલમાં જે કંઇ છે તે બધું ખોદાને ખબર છે. તારી છુપી વાતો તેની આગળ ઉંધાડી છે. જે ગુનાહો તું આદમીઓની નજરમાંથી છુપાવે છે તે ગુનાહો તેને રોશન છે, જે ગુનાહો તુંને ખબર નથી તે ગુનાહો પણ તે જાણે છે. તેનાથી કંઇ છુપું રખાતું નથી. તારાં કામો, બોલો, વીચારો, સર્વે તેની આગળ ખોલાં છે. અંધારૂં તેની આગળ રોશની છે. એવા ખોદાને મળવાને વાંચનાર, તું તૈયાર થા. તારા ગુનાહ તેની આગળ કબુલ, એકાંત જગાએ જા ને આ મોઆફેક તું ખોદા પાસે આજેજી કરઃ—

"અયે ખોદા, મારો વખત આ દુન્યામાં પવનની મોઆફેક જતો રહે છે. મારા દહાડા થોડા છે. મારૂં મોત જલદી આવશે. તું મને તારી ખરી રાહ દેખાડ. કયે ઠેકાણે, કઇ દીનમાં મને તારી રાહ મળશે, એ દેખાડ. તુંને મળવા તથા તારી દરબારમાં આવવાનો, અને તારા ઇનસાફની ખુરસી આગળ ઉભો રહેવાનો માર્ગ મને બતાવ. અયે ખુદા, તુંજ મારો ખોદા છે. તું રોશની આપે છે. તું આંધળઓના ડોળા ઉઘાડે છે. તું તેઓને દેખતા કરે છે. તારી રાહ તું મજ પાપીને દેખાડ. તારા માર્ગમાં તું મને લાવ. હું ગુનેહગાર છું, મારા ગુનાહ હજારો હજાર થયા છે. એ ગુનાહોના બોજાની નીચે હું છુંદાઇ ગયેલ છું. તું મને ઉચક. તું એ બોજો દુર કર. તુંને મળવાને વાસ્તે મને તૈયાર કર."

એ મોઆફેક, પ્રીય વાંચનાર, તું ખોદાની આજેજી કર, તેની રાહ શોધ, તેની મરજી પીછાંણી લે અને તે મરજી મોઆફેક તું ચાલ.

**મેહેરબાનું બેહેરામશા દાવર.**

---

**બાળકોની કેળવણીનો એક અગતનો ભાગ**—બચ્ચાંઓને કેળવણી આપવાની બાબદમાં મા બાપ તથા બીજા રખેવાળો ઘણે ઠેકાણે ઘણી મોટી ભુલ કરે છે; તે એમ કે, બચ્ચાંઓને જેટલી વાતની મનાઈ કરવામાં આવે છે, તેને દરમે હીસેબી કાંઈ કરવાની ભલામણ કરવામાં આવતી નથી. ઘણાંખરાં લોકો બચ્ચાંને મસ્તી નહી કરવા, જુઠું નહી બોલવા, ચોરી નહી કરવા, કેફ નહી કરવા અને બીજી સેંકડો ચીજો નહી કરવાને વારંવાર કહે છે. એવું નહી કરવાને તો બચ્ચાંઓને ઘણા જના કહે છે, પણ બચ્ચાંઓએ શું કરવું, તે વિષે થોડાંજ મા બાપો તથા રખેવાળો શીખામણ દેતાં હશે.

સુલેહ સંપજ રાખવી ને તેમાં વધારો થાય તેમ કરવું, સાચ્ચું બોલવું તથા સાચ્ચું બોલનારની સંગત કરવી, ગમે તેવું નુકસાન થાય તોપણ સચ્ચાઈનેજ વલગી રહેવું, ચોર, લુચ્ચા, વગેરે લોકોને મેહેનત લઈ શીક્ષા કરાવવી, કેફ કરનારાઓને તેના અમલથી દુર રાખવાને મેહેનત કરવી, દેશનું ભલું ઈચ્છવાને પોતાનાં તન મનથી અને પઇસાથી દર વેલા મદદ આપવી, એવી એવી શીખામણ થોડાંજ લોકો પોતાને આસરે પડેલાં બચ્ચાંઓને આપે છે. એવી અધુરી કેળવણીનું પરીણામ એવું થાય છે કે બચ્ચાંઓ મોહટાં થવા પછી બુંડાં કરતુકથી વેગળાં રહે છે ખરાં, પણ સારાં અને પરોપકારી કામો કરવાની તેઓમાં હુલટ રહેતી નથી તથા રીત આવડતી નથી, જેથી તે બચ્ચાંઓ મોટપણમાં ખરી કીરતી મેળવવાથી ઘણી વેળા બેનસીબ રહે છે. બુંડાં કરતુક નહી કરનાર આદમીને માત્ર એટલીજ શાબાસી ઘટે છે કે તેનામાં શેહેતાન અથવા હેવાન ખસલત નથી; પણ આદમીઅતની ખરી લાયકીએ પોંહોંચેલાં તો તેજ લોકો છે કે જેઓ આદમીજાતનું ભલું ઈચ્છી તેવાં ભલાં કામો કરવાને કોઈબી પ્રકારની કસુર રાખે નહી. વાસ્તે જે માતાઓ પોતાનાં બચ્ચાંઓને આદમીઅતની મોટી બુજરગીએ પોંહોચાડવા માગતી હોય તેઓએ પોતાનાં વ્હાલાં બાળકોની કેળવણીનાં કામમાં ઉપર જણાવેલી કસુર નહી કરવાને ખુબ ખબરદારી કરવી.

**રતનબાઈ જા° ઘડીઆલી.**



# નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

## લેડી જેન ગ્રે.

**જનમ ૧૫૩૭—મરણ ૧૫૫૪.**




ગ્રેજી તવારીખની કતારોમાં કોઈ પાનામે આવી જુવાન, ખુબસુરત, કેળવાયલી, પણ કમનસીબ લેડી જેન ગ્રે માફક દયા તથા તાજુબી ઉત્પન્ન કરી ન હશે. ખુદરતની બક્ષીસથી દેખાવમાં મોહ પમાડનારી તેમજ રાંક તથા માયાળુ સ્વભાવની અને પોતાની કોમની સ્ત્રીઓ કરતાં અતી હુશીયાર મગજ ધરાવનારી હોવા છતાં તેણી લોભી માણસોના હાથમાં એક હથીયાર સમાન થઈ પડી હતી, કે જેઓ પોતાની નીચ ધારણાઓ પાર પાડવાને કાજે તેણીને જીવના જોખમમાં લાવી નાખવાને અચકયા ન હતા. તેઓએ તેણીને એક તરકત રચવામાં તેણીની મરજી વીરૂધ વડી દેવી. જોકે તેઓ સારી પેઠે જાણતા હતા કે આ તરકત પાર ન પડે તો તેણી કેવી ધાસ્તીમાં આવી પડે, તોપણ તેમાંથી તેઓએ હાથ ઉઠાવ્યો નહી. તેણીની ટુક જીંદગી અગતના બનાવોથી ભરપુર હતી. જે મુશકેલાતોમાં તેણી આવી પડી હતી, અને જે દુઃખો તેણીની ઉપર દબાણ કરતાં હતાં, તે સઘળું કેવી ધીરજથી તેણી ખમતી હતી તે તેણીનાં અંતઃકરણ અને મનના ભલા ગુણો બતાવી આપતા હતા.

લેડી જેન ગ્રે, ડયુક ઓવ સફોકની ત્રણ બેટીઓ માહેલી વડી હતી. તેણીનો જન્મ 'લેસતરશાયર' ના પ્રગણાનાં એક 'બ્રેડગેટ' નામનાં શેહરમાં ઈ° સ° ૧૫૩૭ માં ઈંગ્લંડની રાણી એલીઝાબેથના જન્મ પછી ચાર વરસે થયો હતો. લેડી જેનનાં બચપણ વીષે ઘણું થોડું જણાયું છે. તેણીને નાનપણથીજ વીદ્યાઅભ્યાસનો શોખ વધારે હતો, અને તેથી તેણીની કેળવણી પછવાડે અતી સંભાળ લેવાતી હતી. તેણીની અસલની અને હાલની ભાષાઓ જાણવાની હુશીયારી માટે ભારી વખાણો થઈ હતી. એવું કહેવામાં આવ્યું છે કે તેણી લેટીન, ગ્રીક, હીબ્રુ, કાલડી, અરેબીક, ફ્રેંચ અને ઈતાલીયન ભાષાઓનું ઘણું સારૂં ગ્નાન ધરાવતી હતી; તેણીના શીક્ષકો થવાનું માન જોન એલમર અને રોજર એશકામને મલ્યું હતું. આ ભણેલા પુરૂષોના હાથ હેઠળ તેણીએ પોતાનો અભ્યાસ ઘણો આગળ વધારયો હતો, અને ધર્મની ફરજોથી પણ તેણીનાં મગજને બેખબર રાખ્યું હતું નહી.

લેડી જેનનાં મા બાપ તેણીની તરફ કાંઈ સારી વર્તણુક ચલાવતાં હતાં નહી. તેઓ તેણીની તરફ ઘણી સખ્તાઈ વાપરતાં અને ઘણીજ ધાકમાં તેણીને રાખતાં. ડયુક અને તેની બાનું ખુદરતે બક્ષેલાં આ ગહવેર તરફ ગોયા આંધળાં થઈ ફરતાં હતાં; પોતાનાં મા બાપ કે જેઓ તરફથી તેણી માયા અને પ્યારની આશા રાખતી હતી, તેઓને આવું કરડાપણું વાપરતાં જોયાથી બેશક તેણીને વીદ્યાના શોખને ઉતેજણ આપવાની ફરજ પડતી હતી. જીગરની લાગણીઓને પ્યારના પવીત્ર જુસ્સાઓમાંથી અટકાવ્યાથી ખુદરતી રીતેજ તે બીજી તરફ દીલાસા યા સુખને માટે ઢળે છે.

જેવાં કઠોરપણાંથી તેણીનાં મા બાપ વર્તતાં હતાં, તેથી જુદીજ રીતની બીજાઓની વર્તણુક તેણીની તરફ હતી. તેણીએ પોતાના ગુણો, કાબેલીયત અને ખુબીવંતી ચાલથી, જે સઘળાંઓ તેણીને ઓળખવાને નસીબવાન થયાં હતાં, તેઓ તરફથી મેહરબાની અને વખાંણ મેળવ્યાં હતાં; અને તેણીને માટે આ ઘણું મગરૂરી ભર્યું હતું, કે જેઓ તેણીની કીંમત પીછાણતા હતા, અને માન આપતા હતા, તેઓ સર્વે ઘણા ભણેલા અને માન પામેલા પુરૂષો હતા. આવાં ભારી વખાણોથી લેડી જેનનાં મગજપર કાંઈ પણ તરેહની અસર ન થતી, એટલે કે તેણી આથી છળકાઈ જતી નહી, પણ પોતાની મર્યાદા અને નમ્રતા સદા જાળવી રાખતી. પણ હવે એવો વખત આવ્યો કે જ્યારે આ સુંદર વીદ્યારથીને પોતાની ચોપડીઓ, અભ્યાસ, સઘળું એક બાજુ મુકી, તે વખતનાં રાજદ્વારી કારસ્તાનમાં એક ટુક પણ અગત્યનો ભાગ બજાવવો પડયો. તે વખતના ઈંગ્લાંડના રાજા છઠ્ઠા 'એડવરડ' ની કચેરીનો પ્રમુખ 'જોન ડડલી' 'ડયુક ઓફ નોરધમબરલેંન્ડ' કરી હતો, જે ઘણો બેઅદબ અને ખરાબ માણસ હોવાથી, પોતાની લોભી ધારણાઓ પાર પાડવાને કાજે કોઈપણ ઘાતકી યા કપટી રીત વાપરવાને ચુકતો નહી. ૧૫૫૩-નાં વરસની સરૂઆતમાં જુવાન રાજા ખહીના બુરા રોગથી માંદો પડયો. માંદગી થોડા વખતમાં વધતી ચાલી, અને જલદીથી સર્વેને માલમ પડયું કે તેના દહાડા ભરાઈ ચુકા હતા. 'ડયુક જોન' ને લાગ્યું કે રાજાનાં મોતથી રાજની લગામ તેના હાથમાંથી જતી રહેવાની. તે જાણતો હતો કે જો રાજાની બેહેન મેરી ગાદી પર આવે તો તેને એક બાજુએ હાંકી કહાડવામાં આવશે, તે માટે પોતાને રાજદ્વારી ખટલામાં વડો રાખવાને કાજે કોઈ પણ યુક્તી, પછી તે ગમે એવી નીચ કાં ન હોય, તોપણ તે કામે લગાડવાનો તેણે ઠેડાવ કરયો. મેરી ઈંગ્લાંડમાં તે વખતે લોકપ્રીય હતી નહી, અને જો તેણીને તેમજ તેણીની બેહેન 'એલીઝાબેઠ' ને હકદાર વારસ નથી એવું કારણ લાવી દુર કરવા માંગે તો તેમ બની શકે એમ હતું. આવા ખ્યાલમાં પોતાની બુરી નજર તેણે લેડી જેન ગ્રે તરફ ફેરવી; તેણી જુવાન, ખુબસુરત, અને લોકપ્રીય હતી, અને જો એક વખત તેણી રાણી બને તો પોતાના હાથમાં એક સરસ હથયાર થઈ પડે એમ હતું.

લેડી જેનનાં નામે પોતાનું કામ પણ કહાડી લેવાને માટે, પોતાના ચાર બેટાઓમાંના એક સાથ તેણીને પરણાંવવાનો તેણે ઠેડાવ કર્યો. પેહેલા ત્રણ તો પરણેલા હતા, પણ ચોથો કે જેનું નામ 'ગીલફરડ' હતું, અને જે ફકત ૧૭) વરસનો છોકરો હતો, તેજ કુમારો હતો; અને તેથી તેને ભવીષની રાણીનો ભરથાર કરવાનો વીચાર કરયો. લેડી જેનનાં માબાપને સમજાવતાં તેને વાર લાગો નહી. તેઓને મનથી ડયુક દુન્યામાં સૌથી મોટા અને જોરેમંદ હોવાથી, પોતાનાં બચ્ચાંને તેની સંભાળ હેઠળ સોંપવાને કાંઈ આંચકો લાગી નહી, પણ તે બાનું પોતે આ લગનની વીરૂધ હતી. તેણી 'ડડલીઓ'ને ધીક્કારતી હતી, અને પોતાના ધારેલા વરને એક ભાઈ કરતાં વધારે ચાહતી હતી નહી, કે જેની પાસ તેણીની મેહરબાની મેળવવાને માટે એક સુંદર ચેહેરા શીવાય બીજું કાંઈ ન હતું. જ્યારે તેણીને કહેવામાં આવ્યું કે 'ગીલફરડ' સાથે પરણાવવાની તેણીનાં માબાપનીજ મરજી છે એમ નહી, પણ રાજાની પણ છે, ત્યારે તેણીએ પોતાનો ધીક્કાર દાબી દઈ, લગનને માટે કબુલાત આપી, જેથી ૧૫૫૩ ના મે માસમાં ઘણાંક લોકની સનમુખ તેઓને લગનના ગાંઠથી જોડવામાં આવ્યાં. એટલામાં રાજા પોતે છેક મોતની અણીપર આવ્યો હતો, પણ તે છેલ્લો દમ ખેંચે તેની આગમચ 'ડયુક જોને' તેને આડું અવળું સમજાવી શાહજાદીઓ 'મેરી અને એલીઝાબેઠ'નો ગાદીનો દાવો રદ કરી લેડી જેનને તખ્ત બક્ષવા કહ્યું. એડવરડે તે માટે એક ખરડો ઘડી કહાડયો અને જેવી તેની બીજી નકલ થઈ કે પોતાની સહી તે ઉપર કરી, અને ઘણાક દરબારીઓ, ન્યાયધીસો વીગેરેની પણ સહી લેવાઈ. હવે ડયુકની ધારણા પાર પડેલી હોવાથી તે ફકત રાજાનાં મોતનીજ રાહ જોતો થોભ્યો. તા૦ ૬ ઠી જુલાઈ અને બરેસપતવારની રાતના રાજા એડવરડે પોતાનો પ્રાણ તેના કીરતારને હવાલે કર્યો. આખી રાત અને બીજા એક દહાડા સુધી ડયુકે રાજાનાં મોતથી કોઈને વાકેફ કરયા નહી, પણ સનવારની સહવારે લંડનના 'લોરડ મેયર,' થોડાક અમલદારો અને શેહેરનાં મુખ્ય માણસોને બોલાવી તેઓને રાજાનાં મોત વીશે કહ્યું, અને તેનું છેલ્લું વીલ જેમાં લેડી જેન ગ્રેને ગાદીવારસ ઠેરવી હતી તે બતાવ્યું. તેની ઉપર સર્વેની સહી લઈ, રાજાનાં મોતની વાત તે જ્યાં તલક જાહેર કરે નહી ત્યાં સુધી છુપી રાખવાનો વચન લઈ તેમને રવાના કરયા. તેણે પોતાના છોકરાને કેટલાંક હથયારબંધ માણસો સાથ શાહજાદી મેરીને પકડી કેદ કરવા મોકલ્યો અને પોતાની બાયડીને લેડી જેન ગ્રેને બોલાવી લાવવા કહ્યું.

પણ શાહજાદી મેરીને પોતાના ભાઈનાં મોત વીશે અને પોતે કેવી ધાસ્તીમાં છે તે વીશે અગાઉથી ખબર પડેલી હોવાથી તેણી નાસી ગઈ હતી. લેડી જેને પેહલાં 'ડચેસ' સાથ જવાની સાફ ના પાડી, પણ જ્યારે તેણીના વરે અને બીજાઓએ સમજાવી ત્યારે ઘણી આનાકાનીએ તેણી ગઈ. મેહલમાં જ્યારે આવી પોંહચી ત્યારે દરબારીઓ તેણીના હાથને ચુંબન કરી રાણી દાખલ માન આપવા લાગ્યા. એવું કહે છે

કે જ્યારે તેણીએ રાજાનાં મોત વીષે સાંભળ્યું ત્યારે બેસુધ થઈ ગઈ, કારણકે તેણી તેને એક ભાઈ સમાન ચાહતી હતી, અને પેહલાં તો તાજ લેવાને ના પાડી, મેરી અને એલીઝાબેથનો દાવો તેણીના કરતાં કેટલો વધારે છે તે તેઓને ધ્યાનમાં લેવા કહ્યું. પણ તેણીના ભરથારનું અને માબાપનું અતીશે દબાણ થવાથી આંખમાં આંસુ લાવી જેમ તેમ કબુલ કર્યું. સોમવારને દીવસે રાજાનાં મોહતથી સર્વે લોકને વાકેફ કર્યા, અને લેડી જેન ગ્રેને રાણી તરીકે જાહેર કરી. આટલો વખત મેરી કાંઈ કર્યા વીના બેસી રહી હતી નહી. તેણીએ પોતે ડયુકની સામે મોટું લશકર ઉભું કર્યું, કે જે ડયુક પોતે ૨૦૦૦ ઘોડેસ્વાર અને ૮૦૦૦ પાયદળ લશકર લઈ તેણીની સામે આવ્યો હતો. પણ તેનું લશકર અરધે રસ્તે બળવો ઉઠાવી, તેને મુકી નાહસી ગયું, જેથી ડયુકને કેદ પકડવામાં આવ્યો. લેડી જેન પાસથી તાજ છીનવી લેવામાં આવ્યું અને તેણીપર મોટાં ફીતુરનું તોહમત મેળી બે દાસીઓ સાથ બંદીવાન કરી. ડયુક જેન, તેના સઘળા બેટાઓ, અને લેડી જેનના ઘણાક સાથીઓને પણ બંદીખાને પુરવામાં આવ્યા. તાજ ખોહવાથી લેડી જેનને કાંઈ લાગ્યું નહી. તેણીએ કહ્યું કે "મેં માબાપને ખુશી રાખવાને માટેજ મારી મરજી વીરૂધ કબુલ રાખ્યું હતું અને મોટી ખુશીથી હું પાછું આપી દેઉં છું."

ડયુક જેન અને તેની સાથવાળાઓની તપાસ કરી તેઓને ગરદન મારવાનો હોકમ થયો. વાંચનારી બેહેનોએ અત્રે ધ્યાનમાં રાખવું કે તે વખતે હાલની માફક અપરાધીઓને ફાંસી દીધામાં આવતા ન હતા, પણ એક ટીમટાંપર ડોકું મેળી કોહાડીએ તે છટકાવી નાખવામાં આવતું હતું. આ પછી લેડી જેન અને તેણીના વરની તપાસ ચાલી. પોતા ઉપર મુકાયલાં તોહમતનો ઈનકાર કરવામાં કાંઈ ફાયદો ન સમજી, તેઓએ વાંક કબુલ કર્યો, જેથી બેઉને અપરાધી ઠેરવી મોતની શીક્ષા કરી. ગરદન મારવાનો દીવસ ૧૨ મી ફેબરવારી અને સોમવારનો ઠેરાવામાં આવ્યો; અને આ ખબર લોકોમાં જલદીથી પથરાઈ જવાથી જે સઘળાંઓ તેણીને બરોબર ઓળખતાં હતાં તેઓ આંસુ વરસાવતાં અને તેણીનાં કમનશીબપર ભારે અફસોસ કરતાં, તેણીની પાસથી કાંઈ પણ ચીજ માદદાસ્ત તરીકે લેવાને પર તો તેણી તરફથી એક છેલ્લો બોલ પણ સાંભળવાને આવતાં. બારમી ફેબરવારીની સવારે જ્યારે સુરજ પણ બરોબર ઉગ્યો ન હતો, તેટલાં લેડી જેને પોતાના ઓરડાની બારી નીચે જબે કરવાના માંચરાપર લોકોને કામે લાગેલાં જોયાં. તેણી બારી આગળ ગઈ અને પોતાના ભરથારને તે તરફ લઈ જતાં જોયો. તેને ત્યાંથીજ છેલ્લી સલામ કરી પોતાનાં મોતની વાત જોતી ધીરજથી ઉભી. થોડા વખતમાં બંદીખાનાનો વડો, એક ધર્મગુરૂ સાથે તેણીને માંચરા આગળ લઈ જવાને આવ્યો. તેણીની દાસીઓ ગમથી એટલી તો અધમુઈ થઈ ગઈ હતી કે ચાલવાની પણ તાકાત તેઓમાં હતી નહી, પણ લેડી જેન પોતે તો તદન શાંત અને સ્થીર હતી. કાળા પોશાકમાં, હાથમાં ભણવાની ચોપડી ઉઘાડી પકડી, અને પોતાના જુવાન સુંદર ચેહેરાપર મધુર હસવું લઈ આસ્તેથી પણ મજબુત પગળાંએ આગળ વધી, અને માંચરાપર ચઢી આસપાસ ઉભેલાં શોક કરતાં લોક તરફ ફરી મધુર ઝીણા અવાજે બોલી: "મારાં ભલાં લોકો, અત્રે હું મરવાને માટે આવીછું, અને કાયદાની રૂહે તપાસ કરી મને ટેપ બક્ષી છે. નામદાર રાણીનો ગુસ્સો બીજાઓની નીચ મુરાદનો ભોગ થઈ મેં ખેંચી લીધો છે, પણ ખુદાને હાજર જાણી કહુંછું કે મારૂં અંતઃકરણ તદન સાફ છે અને હું સર્વે વાતે નીર્દોષ છું. છેલ્લી સલામ!" આટલું બોલી તેણી ગુડણમંડીએ પડી, પાસે ઉભેલા ધર્મગુરૂને પુછ્યું કે, "હું બંદગી કરૂં?" જેનો જવાબ તેણે લડડતી જબાંએ આપ્યો કે "હા." બંદગી કરી તેણી ઉભી થઈ, હાથમાંનાં મોજાં કહાડી પોતાની દાસીને આપ્યાં, અને ટોપી કહાડી એક સફેદ રૂમાલ આંખપર બંધાવ્યો. જલ્લાદ તેણીના પગ આગળ ગુડણમંડીએ પડી બોલ્યો, "અએ નેક બાનું, જે કામ કરવાની મને ફરજ પડે છે તેને માટે તું મને માફ કર." તેણી થોડાક દયા અને માયાના શબ્દો બબડી અને પછી મોટેથી બોલી "મેહેરબાની કરી મને જલદીથી મારી નાંખો." ટીમરાંને માટે તંતોસ્તી તેણી બોલી, "તે ક્યાં છે? અરે! તે ક્યાં છે?" એક જણ જે નજદીક ઉભેલો હતો, તેણે તેણીનો હાથ પકડી દેખાડ્યું. પોતાનું માથું તેનીપર મુકી બોલી "ઓ ખુદા! મારો જીવ હું તને સોંપુંછું." એક પળ પછી કોહાડો પડી આ શોકકારક બનાવનો છેડો આવ્યો, અને આ ઉમદા લેડી જેન ગ્રેનો આત્મા તેણીના પેદા કરનારની હજુર જઈ ઉભો. આવી રીતે પુર જુવાનીના બહારમાં આ સુંદર ઈંગ્રેજ બાનું મરણ પામી. તેણીની સર્વે ચીજની પુર્ણતા અને હોશયારીથી લોકોનાં વખાણ અને માન મેળવ્યાં હતાં એટલુંજ નહી, પણ રાંક સ્વભાવ અને દયાળુ દીલગુરદાથી લોકોનો પ્યાર પણ તેણીએ જીતી લીધો હતો. તેણી હમેશ તવારીખમાં એકલીજ ખડી રહે છે, કારણકે તેણીની સરખામણી આપણે કોણની સાથ કરી શકયે? એક બચ્ચાંના જેવી નીર્દોષ, જુવાનીના પુર બહારમાં એક ગુલાબની કળી ગીસાળ ખીલતી, નાદર અને બુલંદ ગુણો ધરાવનારી, અને અઢાર વરસની કુમળી વયે પોતાનાં માબાપના લોભનો ભોગ થઈ આ ફાની દુન્યા તજી, પોતાનું નામ હંમેશ તલક અમર રાખી જનાર તેણીના સરખી કોઈ બીજી આપણને મળી શકશે?

ગુલબાઈ ફ૦ પાટક.

---

**બેટાના પ્યાર ખાતર બાપે આપેલો ભોગ**—એક વાહાણને એક દીવરો જબરદસ્ત તોફાન નડવાથી તે માહેલા લગભગ સર્વે ઉતારૂઓ સાગે ઉધું વળી ગયું. એક બાપ અને તેનો બેટો તથા એક બીજું માણસ, લાકડાનો એક ટુકડો પકડી તરવા લાગયા, પણ તે ત્રણ જણનો ભાર ખમી શકે એવો ન હોવાથી, અને પવન અને મોજાનું જોર ભારે હોવાથી તે બાપે પોતાના બેટાને કહ્યું: "મારા દીકરા, તું જુવાન છે; ખુદા તુને સલામત રાખે; હું બુઢો છું અને ઘણો વખત જીવ્યો છું; મારી ફરજ છે કે હું તુને બચાવું," એટલું બોલી ખુદાનું નામ મોં પર લઈ, તેનો છોકરો તેને બચાવવાની કોશેશ કરે તે અગાઉ પાણીમાં ડુબકી મારી સદાનો ગુમ થઈ ગયો હતો.

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૨ જું—મદીરા, ટેનેરીફ, અને કેપ દી વરદના ટાપુઓ.



૫—"મદીરા"નો દુરથી દેખાવ.

રવીવાર, તા૦ ૧૬ મી જુલાઈ—પાછલી રાતના ૪ વાગતે "પોરટો સેનટો" દેખાયું. એ એક નાનું ટાપુ છે, અને "મદીરા" થી ૩૫) માઈલ ઉતર તરફ છે, તેની વચમાં એક ઉંચી ટેકડી છે, જેની ફકત ટોંચ વાદળાંઓમાં દેખાય છે. જાણવાને ખુશી લાગે છે કે આએ ટાપુના પુર્વ તરફના કીનારા પર જે કચરો ઘસડાઈ આવ્યો હતો, તે પરથી કોલમબસે એક બીજી દુન્યા છે એવો વીચાર બાંધ્યો હતો, અને એ "પોરટો સેનટો" ના ગવરનરની બેટી સાથ પરણ્યો હતો. એક કલાક પછી અમે "ફ્લોરા" જે "મદીરા" ની પુર્વ તરફ આવેલું છે, ત્યાંની બતીઓ જોઈ અને પછી અમુને મદીરાના પહાડો દેખાયા. જેમ અમે નજદીક ગયાં તેમ અમુને દેખાવ ઘણો રળીઆમણો લાગો. અમે કીનારા આગળથી આસ્તે આસ્તે સારાં સુંદર ઝુપડાંઓ જે એતી ફાયેલી ટેકડી પર અથવા તો કીનારા પર હતાં તે જોતાં જોતાં ગયાં. તે ઝુપડાંઓમાં ઘણાંજ સાદાં લોક રહે છે, અને તેઓ પોતાનાં ગામમાંથી કેહે જતાં નથી. અમે સોકોએ ફનશલ ખાડીમાં આસરે બાર વાગતે લંગર નાખ્યું અને જેવો નાસ્તો ખલાસ થયો ને જોયું તો અમારી આજુબાજુ ઘણાએક મછવાઓ આવેલા હતા, પણ જ્યાં સુધી ડાકટરે આવીને તપાસ કીધી નહી ત્યાં સુધી તેઓ અમારી નજદીક આવી શક્યા નહી. ગઈ કાલનો જે આફ્રીકા તરફનો પવન ફુંકે છે તેને લીધે ગરમી ઘણી પડે છે. આફ્રીકા તરફની આગબોટ "ઈથીઓપીઆ" જે એક દહાડો અગાઉ વાંદરા, પોપટ અને અનીનાસ લઈને આવી હતી ત્યાં અમે ગયાં, અને છોકરાંઓ પાંચ પોપટ "સનબીમ" પર લઈ આવ્યાં. સાંહજે પાંચ વાગતે અમે મછવાઓમાં બેશી કીનારા પર ગયાં. ત્યાં એક બે બળદની ગાડી અમારે સારૂ ખોટી હતી તેમાં અમે બેઠાં, અને "પ્રાસા" જ્યાં તહેવાર હોવાને લીધે ઘણાંએક લોક ફરી અથવા તો મેગનોલીઆનાં ઝાડ હેઠે બેસી મજાહ કરતાં હતાં, ત્યાં તે અમુને જલદીથી ઘસડી ગઈ; આ મેગનોલીઆનાં ઝાડો અંહી ઘણાં મોટાં જંગલી ઝાડોની માફક થાય છે અને હવા તેનાં મીનનાં બનાવેલાં જેવાં મીઠાં ફુલોથી ભરપુર હતી. વીસ મીનીટ પછી અમે ઠીક "ટીલ" જ્યાં જવાનાં હતાં ત્યાં આવી પુગ્યાં. ત્યાંથી ગામડાંનો અને ખીણનો દેખાવ ઘણોજ રળીઆમણો લાગતો હતો. અમુને જતાં જતાં રસ્તાપર ઘણાંએક ઘરો મલ્યાં, જ્યાં લોકો બારણાં આગળ ઉભાં રહી પવન ખાતાં હતાં, અને કોઈ બાગનાં બારણાં ખુલાં હોવાને લીધે અમે અંદર જોયું તો માલમ પડયું કે બાગ ઘણોજ સારી રીતે રાખેલો હતો અને બધાં મીઠાં ફુલોથી ભરપુર હતો. અમે પછી પાછાં ઉતરયાં અને પ્રાસા થોડો વાર ઉભાં રહીને અમારી સ્ટીમર પર ૧૦—૩૦ વાગતે આવી પુગ્યાં.

બીજે દહાડે સવારના ૭ વાગતે અમે માછી બજારમાં ગયાં અને ત્યાંથી ફરૂટની બજારમાં ગયાં, પણ કાંઈ જોવા લાયક હતું નહી, કારણ કે એ ગામમાં તરકારી અને ફરૂટ બીજાં ગામથી આવે છે અને સામા પવનને લીધે તે મછવાઓ બપોર સુધી આવી શકતા નથી. અમે લોકો નાહવા ગયાં, પણ ઘણાં આગળ જઈ શકયાં નહી, કારણ કે એ દરીઆમાં મગરમછો હોય છે, અને કોઈ કોઈ ઠેકાણે મોટા મોટા ખાડાઓ હોય છે, તેથી અમે અમારી સાથે ત્યાંના જાણીતા માણસોને લઈ ગયાં. ત્યાંનાં લોકો ઘણાં સરસ તરનાર હોય છે અને જો એક બેઆની નાંખો તો પાણીમાં ડુબકી મારી કહાડી લાવે છે, અને એટલી એક બેઆનીને માટે ૧૧ થી ૧૨ જણા પાણીની હેઠે મારામારી કરે છે; તે લોકો વાહાણની એક બાજુથી હેઠે જઈ બીજી બાજુથી બહાર નીકળે છે અને આપણે તુટક પર એકથી બીજી બાજુ દોડી જઈએ તેના કરતાં પણ જલદી કરે છે. અમે કીનારાથી આસરે ૧૫૦ વાર દૂર છીયે અને "લુ રોક" નો જુનો કીલ્લો અમારી નજદીક છે અને પાસેની ટેકડી બધાં જાતજાતનાં ફુલોથી બરાઈ ગયલી છે. અમે પાંચ વાગતે ગાડે પી ઘોડા પર બેસી માઉન્ટસ ગયાં અને ત્યાં અમે એક જગા પર ઉતરયાં, જ્યાં બધાં ગામે ગામનાં ફુલો



૬—ભાજી ઉંચકી લઈ જનારાં.

ને ઝાડો હતાં. જાંબુરાં અને લાલ કેમાલીઆ, સફેદ એશલીઆ, ગરટસી લીલી, જીરેનીયમ ફુસુશીઆ અને બીજાં ઘણા-એક ફુલોથી તે જગા ભરપુર હતી અને ફુલો પણ ઘણાં સારાં ને મોટાં હતાં, ઉતરવાની ઘણી મજાહ પડી. અમુને નેતરની ટોપલી જેવી ગાડીઓમાં બબ્બે જણને બેસાડ્યાં, અને તેને બે માણસોએ પછવાડેથી આંચકો મારી ઉતારી; તે ઘણીજ જલદી જતી હતી અને કોઈ વખતે પડી જઈએ એવું લાગતું હતું; પણ અમે સહીસલામત હેઠે ઉતરયાં. મોટી ધાસ્તી તો પાટા ઘસડાઈને આગ લાગે તેની હતી.

મંગલવાર, તા૦ ૧૮ મી જુલાઈ—અમે થોડા દોસ્તો સાથે "આન કોરલ" જવાનાં હતાં, તેથી સાડાચાર વાગતે ઉઠયાં અને ૬ વાગતે કીનારા પર ગયાં. "આન કોરલ" દરીઆથી ૫૦૦૦ ફીટ ઉંચું છે અને અમે ત્યાં નાસ્તો કીધો. ત્યાંનાં લોકોનો દરીઆમાં નાહવાનો વખત સહવારનાં ૭ વાગતેનો છે, અને તેથી કરી જ્યારે અમે કીનારે ગયાં ત્યારે ઘણું લોક આવેલું હતું, અને અમારી બોટ હંકારવાને ઘણી મેહેનત પડતી. જોવાને અજાયબી લાગતી હતી કે એ લોકો ઘરનાં સૌથી વડીલથી તે છેક નાનાં બચ્ચાં, જે ચાલી પણ નહી શકે, તેને નાહવા લાવતાં. અમે કીનારા પરથી ૧૧ જણ ઘોડેસ્વાર થઈ નીકલ્યાં; એ બધાં અવાજને લીધે કેટલાંએક જણ બારણાં ઉઘાડી અમુને જોવા બહાર આવ્યાં. અરધે રસ્તે અમે આસાએસ લેવા દરાખ તથા ચેસનટનાં ઝાડો હેઠે ઉતરયાં. અમે દશ વાગે પાછાં નીકલ્યાં અને આન કોરલ પર જવાના બે રસ્તા હતા, ત્યાં આવી પુગ્યાં. તે બેમાંથી અમુને એક પસંદ કરવો પડયો. અમારા ડાબા હાથ પર એક શંકુ આકારવાલી ટેકડી હતી અને જમણા હાથ પર "ટોરીનહસ" પીક હતી. આ છેલી જગા જો કે જવામાં વધારે ભારી હતી, તો પણ ત્યાંથી સારો દેખાવ દેખાય કરી અમે તેની ઉપર ગયાં. ૧૫૦૦ ફીટની ઉંચાઈથી હેઠેનો દેખાવ ઘણોજ રળીઆમણો લાગતો હતો. કોઈ કોઈ ઠેકાણે ખેતીવાડી કીધેલી હતી, તે તરત લીલું જણાઈ આવતું. અમારાં માથાંપર "પીકોરીચો" જેની ઉંચી ટેકડી અમે સ્ટીમર પરથી જોઈ હતી, તે દેખાતી હતી. એક મજાનો ઘાસનો ઢળાણ અને બીજા બે ઢળાણો (જેની ઉપર ટેકો દઈ ઝાડો પકડી ચઢયે એવા) ખલાસ કીધા પછી અમે ટોરીનહસ પીક પર આવ્યાં. જો કે રસ્તો ઘણોજ ખરાબ હતો, તો પણ જે દેખાવ અમુને તે ઉંચી ટેકડી પરથી મલ્યો, તેણે અમારી મેહેનતનો બદલો વાલી આપ્યો. પછી અમે પાછાં ઉતરયાં અને ૧૧ વાગે જ્યાં અમે પેહેલાં આસાએસ લીધી હતી ત્યાં આવી પુગ્યાં. હોટેલવાલા મી૦ માઈલસે નવ વાગામાં નાસ્તો મોકલી આપવાને કબુલ કર્યું હતું; પણ હજી સુધી તે નથી આવ્યો અને અમે સર્વે ઘણાં ભુખ્યાં હોવાને લીધે પાછાં ઉતરયાં. બપોર પડતાં અરધે રસ્તે અમુને બધાં માણસો કંડયા લઈ આવતાં મલ્યાં, અને અમે લોકોએ એક જુના ઘરમાં જવાં અગાઉ મી૦ વેચ રેહેતો હતો ત્યાં નાસ્તો લીધો.



બુધવાર, તા૦ ૧૯મી જુલાઈ—અમે સર્વે જણાં ગઈ કાલનાં એટલાં તો થાકી ગયાં હતાં, કે છેક ૯ વાગતે અમે તરવા ઉતરયાં: સાંહજનાં અમે લોકો ત્યાં જે અંગ્રેજોની ઘોર છે તે જોવા ગયાં. તે ઘોરની જગ્યા ઘણી સારી રીતે રાખેલી છે, અને કોઈ ઉપરનાં લખાંણો વાંચી અમુને ઘણું લાગ્યું, કારણ કે ઘણીએક ઘોર તો જુવાંનોની હતી; પછી મીસીસ ફ્રાલજાંબના બાગની ઘણી વખાણ થાય છે, તે જોઈને અમે સ્ટીમર પર થોડા દોસ્તો મળવા આવવાનાં હતાં તેને વાસ્તે ગયાં. તેઓ સર્વે અમારી આગબોટથી અતી ખુશ થઈ ગયાં અને મુખ્ય કરી તુટક પરની નાની નાની આરામગાહની જગાની પુષ્કળ વખાણ કરવા લાગ્યાં. અમારા પરોણાઓ ગયા પછી અમેબી ૧૦ વાગતે એ ગામ છોડયું અને આગળ જવા નીકલ્યાં.

બરેસપતવાર, તા૦ ૨૦મી જુલાઈ—આજનો આખો દહાડો બધી સખીઓ અને ચોપાન્યાંઓ ગોઠવવામાં તથા "ટેનેરીફ"ને વાસ્તે તૈયારી કરવામાં ગયો છે. બપોરે પવન પડવાને લીધે અમે માછલી મારવાની કોશેશ કીધી, પણ નીષ્ફળ ગઈ. ગરમી ઘણી પડતી હતી, અને જ્યારે આઠ વાગે અમે ઈનજીન સળગાવી ચાલવા માંડ્યું ત્યારે જરાક પવન લાગ્યો.

પાહરમાં ટેહેલી જોવાને અમે જલદી ઉઠ્યાં. સહ... દુરથી નજરે. આજુબાજુના પહાડો ઉંચા હોવાને

લીધે એ ટોંચ ૧૨,૧૮૦ ફીટ ઉંચી હોય એમ જણાતું નથી. અમે તેની રાજ્યધાણી "સેનટા ક્રુઝ" કરતાં "ઓરોટોવા"નું બંદર પસંદ કીધું, અને ત્યાં લંગર નાંખ્યું, કારણ કે તે ટોંચ જે ઉપર અમે જવાનાં હતાં, તેની તે નજદીક હતું, અને હવા પણ એ જગાએ વધારે સારી હતી. ગરમીને લીધે અમારી સાથનાં બીજાં લોકો સુસ્ત થઈ ગયાં હતાં, તેથી હું અને કેપટન લેકી વાઈસ કોનસલ મી૦ ગુદોલ સાથે શીખર ઉપર કેમ જવું તેની ગોઠવણ કરવા ગયાં. બપોરના બે વાગેલા હતા, અને તાપ ઘણો પડતો હતો, પણ મી૦. ગુદોલનું ઘર નજદીક હતું, તેથી કાંઈ ઘણું જણાયું નહી. મી૦ ગુદોલે અમારે સારૂ ગાડી તથા ઘોડા મંગાવવા બધે માણસો મોકલ્યાં. અમે અમારૂં કામ કરી રાતના સાત વાગે સ્ટીમર પર આવી, ખાઈને સુતાં, અને ત્રણ કલાક પછી સાડાદશ વાગે પાછાં ઉઠયાં. અમે વાઈસ કોનસલને ઘર બરાબર મધરાને આવી પુગ્યાં, પણ ઘોડાઓ નહી આવી પુગવાને લીધે અમે રગો નાખી જમીન ઉપર સુતાં, કારણકે અમોને બરાબર ખબર હતું, કે જે પહાડ પર અમે તે દીવસે જવાનાં હતાં, ત્યાંનો રસ્તો ખરાબ અને લાંબો હોવાને લીધે અમોને અતીશે થાક લાગશે. બધા ઘોડાઓ બે વાગતે આવી પુગ્યા અને અમે પા કલાક પછી અમારી મંજલ શરૂ કીધી. ચાંદરણું નહી હોવાને લીધે પેહેલા બે કલાક અંધારૂં હતું, ઝઝકળું પડયું ત્યારે અમે એક એકને જોઈ શકયાં. સાડાસાત વાગતે તાપ ઘણોજ મારતો હતો અને અમે નાસ્તો લેવા તથા ઘોડાને પાણી પાવા ઉભાં. સાડાઆઠ વાગે અમે પાછી મુસાફરી શરૂ કીધી. પહેલો દેખાવ જે હમારી નજરે પડયો તે સુંદર "રેતામાં બ્લાનકા" નામની ઝાડીઓનો હતો, કે જે સઘળી સફેદ ખુશનુમા ફુલોથી ભરાઈ ગઈ હતી, અને



૯—રેતામાંનાં ગેદાનો.

જેઓના પમરાતથી હવા ઘણી ખુશબોદાર થઈ હતી. થોડે રસ્તે ઝાડ પણ મલ્યાં, પણ પછી તો તદન વેરાન હતું. સાડા દશ વાગતે અમે "એસટેનશીઆ ડી લોસ ઈંગલેસીસ" જે ૯,૬૩૯ ફીટ ઉંચું છે, ત્યાં આવી પુગ્યાં. અમે અમારી સાથનો સામન અને ઘોડાઓ ત્યાં છોડી ઉંટપર બેસી આગળ ચાલ્યાં. પાસેના બળતા પહાડની જે રાખ અને રેતી હતી, તેને લીધે ઉંટો ચહડી શકયાં, પણ તેઓ બે ત્રણ કદમ જઈ દમ લેવા પાછાં ઉભાં રહેતાં. રસ્તો ઘણો વાંકોટીકો હતો, અને દોઢ કલાક પછી અમે "આલતા વીસતા" પર આવી પુગ્યાં. અમે ઘણાં થાકી જવાને લીધે હું અને છોકરાંઓ અહીઆં રહ્યાં, અને માટીડાઓ જેમ તેમ કરતાં વધારે ઉપર ગયા. ત્રણ કલાક પછી તેઓ પાછા ફરયા અને બોલ્યા કે "સારૂં થયું કે તમે નહી આવ્યાં, કારણ કે જવાનો રસ્તો અતીશય ખરાબ છે;" તે લોક જો બે પગલાં ઉપર ભરતા તો સરકીને એક પગલું હેઠે આવતા, પણ તેઓએ દેખાવની પુષ્કળ તારીફ કીધી. ઘોડા અથવા ઉંટ પરથી પડી જઈએ તે ધાસ્તીને

લીધે અમે સર્વે હેઠે પગે ઉતરયાં, તે પણ ઘણું કઠણ હતું; અમે કોઈ વખતે જઈને ખડક સાથ અફડતાં અને કોઈ વખતે ઉધાં પડતાં, એવી રીતે અમે જ્યાં બધો સામન મુકયો હતો ત્યાં આવી પુગ્યાં. અમે થોડું ખાણું ખાધું અને કુઈનીન (એક જાતની તાવ અટકાવવાની દવા) પીને થોડો વખત સુતાં. સુવાથી અમુને આસાએશ મલી, અને અમે સાંહજના છ વાગે પાછું ઉતરવાનું શરૂ કીધું. થોડે રસ્તે ગયા પછી અંધારૂં થયું, અને કોઈ કોઈનાં જીન તુટી ગયાં, તેને લીધે અમે પાછળ પડી ગયાં, અને તોમ, ડાકટર પોટર અને આલનત રસ્તો બતલાવવાવાળા માણુસને લઈ આગળ ચાલયા; અંધારાને લીધે તે લોકો હમુને દેખાયા નહી, થોડો વખત આ બાજુથી પેલી બાજુ ગયા પછી હમારી સાથના માણુસોએ કહયું કે અંધારૂં હોવાને લીધે અમુને રસ્તો માલમ પડતો નથી. આથી હમે ધભરાયાં, કારણ કે આખા દહાડામાં હમુને ફકત બીજાં બે ત્રણ માણુસો મલ્યાં હતાં, અને હવે કોઈ મળે એવી આશા નહોતી. હમે બુમ મારી અને રણશીંગડું ફુકયું, પણ કોઈએ કાંઈ અવાજ દીધો નહી, અમે ઘડીકમાં ખડક ઉપર ચઢતાં, ઘડીકમાં નાળાંઓમાંથી ચાલતાં, એવી રીતે ભટકયા કીધાં; મારો ઘોડો ત્રણ વખત પડી ગયો, પણ સારાં ભાયગે હું બચી ગઈ. આસરે દસ વાગતે અમુને એક બતી દેખાઈ, અને અમે બુમો પાડી તે લોકને ઉઠાડયા, અને જો અમુને સહી સલામત લઈ જાય તો મોટું ઈનામ આપવા કહ્યું, તે એ લોકોએ કબુલ કીધું. ત્રણ માણુસો હાથમાં મસાલ લઈને આવ્યાં; એક સઉથી આગળ ચાલ્યો, બીજો મારા ઘોડા સાથે, અને ત્રીજો સઉથી પછવાડે; અમે અતીશય ખરાબ રસ્તા અને ઉતરાણો પરથી જેમ તેમ ગયાં; થોડે કઢડે ગયા પછી એક એક પછી એક એક મસાલ બુજવાઈ જવા લાગી, અને છેલી મસાલ એક ગામ આવ્યું ત્યાં ગુલ થઈ. ત્યાંથી હમે બીજી બતીઓ અને માણુસો મેલવી પાછાં ચાલ્યાં, તે "પોરતો ઓરતોવા" ને રસ્તે વાઈસ કોનસલ મી૰ ગુદોલને ઘર સાડાબાર વાગતે આવી પુગ્યાં. અમે નીકલ્યા પછી ૨૯ કલાકે તદન થાકેલાં અમારી ખાટ પર પાથરાં જઈને કેબીનમાં વીસામો લીધો.

[સાંપણ છે.] હીરાંબાઇ ન૰ મે૰ પટેલ.

---

એક ડચ દાસી—એવું કહે છે કે ડચ લોકો પોતાનાં ઘરો સાફ અને સુગડ રાખવાને માટે વખણાયલાં છે. એક દીવસે એક ન્યાયાધીસ એક બાઈને મલવાને ગયો, અને બારણું ઠોકયું, જે એક કદાવર દેખાવની દાસીએ આવી ઉઘાડયું; તેણે તેણીને પુછ્યું કે તેણીની બાઈ ઘરમાં છે યા નહી અને તેણીએ હા કહેવાથી તે અંદર દાખલ થયો. પણ તે દાસીએ જયારે જોયું કે તેનાં બુટ સાફ નથી ત્યારે તેણીએ જોર કરી તેને પોતાની પાક



# સરજ્યનનાં જરબાઈ.

પ્રકરણ ૩ જું.

## જંજાળમાંથી છુટી.



રબાઇને વારેઘડીએ ઘણો અવકાશ મલતો, કારણ કે જ્યારે કુંવરબાઈ અને છોકરીઓ બહાર જતી ત્યારે જો સાંજ હોય તો તેણી બાગમાં ફરતી, નહી તો ધનમાય, સાથે વાતે વલગતી. શબેતા મુજબ એક દહાડો ધનમાય ચોખા ચુંટતાં હતાં ત્યારે જરબાઈ બોલી, "જુઓ ધનમાય, માણેકબાઈનું કાગલ આવ્યું છે અને લખે છે કે ગુલબાઈ મારે વાસ્તે સાંભળી ઘણાં ખુશી થયાં છે, અને હવે એવણુને કોઈ બીજાને કહેવાની કે પુછવાની જરૂર રહી નથી. બાવાજી વીશે સાંભળી અતીશય દલગીર થયાં છે ને કહે છે કે જ્યારે મને ગમે ત્યારે લાનોલી આવવું." જ્યારે કુંવરબાઈ સાથે ગાડીમાં તેવણુની છોકરીઓ હોય, ત્યારે તેવણુ કહેતાં કે "ત્રણ કરતાં વધારે બઈરાં ગાડીમાં જોઈયે નહી, મડમો જુવોની, તેઓ કાંઈ છ સાત જણાં બેસેચ કે?" પણ કોઈ વખતે જ્યારે તેવણુ સાથે એકજ છોકરી હોય, અને એદલજી જરબાઈને સાથે લઈ જવા કહે, તો તરતજ તેવણુ જવાબ દેતાં કે "શું તમારી ભાણેજનેં સાથે લઈ જાઉં? એને કેદહાડે ગાડી ઘોડે ફરવાની ટેવ? જે એનેથી નહી બની શકે તેવી મોજ શાને સાર કરાવે, એવા અભખરા જોઈયે નહી."

"તમે કેમ જાણ્યું કદાચ એને પૈસાદાર સાસરાં મલેબી; છોકરી તો હીરા જેવી છે, ને જો કોઈબી પૈસા સાથે નહી પણ છોકરી સાથે પરણશે તો તે ખરેખર સુખી થશે," એદલજી બોલ્યા. આ પ્રમાણે બોલી તેવણુની મતલબ કુંવરબાઈને ચટકો લગાડવાની હતી નહી. આઈમાય કે જે દેખાવમાં ને ખ્યાસમાં પોતાની માને મલતી હતી, તેને આ સાંભળી હસવું આવ્યું ને ઠઠ્ઠા મશકેરી કરવા લાગી તથા કુંવરબાઈ એદલજી પર ગુસ્સે થયાં. તમારી ભાણેજને નહી કાંય સારાં સાસરાં મલે, તે મારી છોકરીઓ કરતાં પૈસામાં ને ખુબસુરતીમાં કાંઈ ઓછી નથી. રાંડ આખો વખત ચાકરડાંઓ સાથે તાહેલાં તો કરે છે, કોણુ જાણે શું વાત કરવાની બરેલી છે." ગાડી ચાલી, પણ કુંવરબાઈ મુગાં રહ્યાં નહી. "જોયું તારા બાપને પોતાની ભાણેજનું કેવું લાગી આવ્યું, તમારૂં લાગ્યું? એ તો હુંજ તારા એવા બાપને વેઠું છું, કોઈ વેઠે નહી. કલેજા બળી જાય તેવા બોલો ઘડી ઘડી બોલે છે, 'પણ આપણે જાણીએ કે કોણુ બોલે કરીને અખાડા કરી જઈયેચ, ત્યારે

તો વધારે ને વધારે ફાસ જાયચ. આજેં પૈસાવાલાની પરી જેવી છોકરીઓનો ઉઠાવ થવો મુશકેલ છે, ત્યારે વલી એ રાંડને તેવાં સરસ સાસરાં મલવાનાં છે. તારા બાપની વાત તો જરા સાંભળો, તમારો બાપથી સારૂં થયું કે મારી સાથ પરણ્યો કે આજે સુખી સુખયારો થઈ ગયો, નહી તો કોણ જાણે કાંહ અતવાઈ જતે." (બીચારો ખરેખરજ સુખી હતો તેમાં કાંઈ શક નહી!)

"માયજી તમારી સહીનો બંગલો થોડા વખતમાં આવશે, કોચમેનને બરાબર ઉભી રાખવા કેહોની," આઈમાય બોલી. કુંવરબાઈએ ગાડી ઉભી રાખવા કહી, તેમાંથી બધાં ઉતરી બંગલામાં ગયાં અને વાત બંધ પડી.

ગાડી ચાલી ગયા પછી એદલજી પોતાને મનસે વીચાર કરવા લાગ્યા. તેવણને કુંવરબાઈ ઘડી ઘડી જે નીચલા બોલો બોલતી હતી તે યાદ આવ્યા.–"તમારી ભાણેજ, મારી છોકરીઓ, ને મારૂં ઘર."–આ સાંભળવાથી તેવણને ઘણું દુ:ખ લાગતું હતું અને ફકત પૈસા સાથેજ પરણ્યા તેથી ઘણો પસતાવો લાગતો હતો. તેવણે વીચાર કીધો કે ગરીબ બીચારી મા બાપ વગરની છોકરી, મારી ધણીઆંણીનો પ્યાર મેલવવા બધું કરે છે, પણ કુંવરબાઈને મનથી તો તે કાંઈજ નથી, ને જ્યારે હોય ત્યારે સામી તેની રાવ કરવા નીકલે છે, કે તમારી ભાણેજ એવી ને તેવી, ઈત્યાદી. હું તો જાણતો હતો કે આવી મજેની છોકરી છે તે થોડા વખતમાં ઘરમાં સૌની માનીતી થઈ પડશે, પણ તેને બદલે તે બીચારીની સંગત બધાં નાપસંદ કરે છે.

કોઈને ઘરનું માણસ અથવા આયા જો કુંવરબાઈને ઘર કામસર આવે તો તેઓને ઘરની દરેક વાત તે માણસને તેણી પુછતી, ને વલી તેઓ સાથે તેઓનાં બાઈ શેઠોની નીંદા પણ કરવા લાગતી અને તેમાં તેણી કશું ખોટું જોતી નહી, પણ બીચારી જરબાઈ, ધનમાય (જેવણ બીચારાં ગરીબડાં સગાં હતાં) સાથે વાત કરતી તેમાં તેણી મોટું પાપ સમજતી. કુંવરબાઈ પતરાજી સારૂ મોટા ખરચો તથા માણસોને મોટા પગારો આપવા ખુશી, પણ ભોગ જોગે કોઈ ગરીબડું સગું આવીને જો મદદ માંગે તો પોતે ગરીબ થઈ જતી.

જરબાઈ પોતાની વરસગાંઠને દહાડે તેણીની મામી તથા છોકરીઓ સાથે નાસ્તો લેતી હતી, ત્યારે કુંવરબાઈ બોલ્યાં, "હં, જરી આજે તો તારૂં વરસ હોશે, ચાલ જીવતી રેહજે," અને છોકરીઓ કહેવા લાગી, "આપણે જરબાઈને ઘણી મુબારકબાદી આપયે છીએ." "તમારી બધાંની ઘણી મેહરબાની થઈ," જરબાઈએ જવાબ દીધો. "કાંઈ ભેટ સોગાદ તારી પર આવી કે? પણ હું ધારૂંચ કે ભપકાદાર ભેટ કરતાં કાંઈબી કામની ચીજો તારા જેવીને આવેલી સારી છે. મારી છોકરીઓએ ને મેં તો એક મહીનો સુધી કાળી સારી તારા બાપના સોગને લીધે પેહરી, કોઈ બીજાં તો દસ દહાડાબી નહી પેહરે;" કુંવરબાઈ બોલ્યાં. "દસ દહાડા શું પણ મુદલ કોઈ પેહરેજ નહી, અગરજો"—જરબાઈ આગલ બોલવા જતી હતી, પણ તેણીનું હૈડું ભરાઈ આવ્યું તેથી ચુપ રહી ગઈ.

"શું તું એમ કહેવા જતી હતી કે તે સગું જો નજદીક રહેતું હોય અથવા આપણની સાથે તેને ઘણો વેહવાર હોય તો સોગ પાલીએ!"

"નહી, હું બીજું બોલવા જતી હતી, પણ કાંઈ નહી. મેહરબાની કરી તમો એમ ના વીચારો કે હું કાંઈબી ભેટની આશા રાખું છું, અથવા રાખતી હતી," જરબાઈએ કહ્યું.

"પણ તુંને કાંઈ આપવાનું છેજ," કુંવરબાઈ ડાહ્યાં થઈ બોલ્યાં, "મેં તુંને અગાઉ કહ્યું હતું કે મારી છોકરીઓની કાળી સારીઓ મહીનો દહાડો પેહરયા પછી હું તુંને આપશ, તેથી હું આજે આયાને કેહું છું કે તે પરની કોરો બદલી તે સારીઓ તુંને આપે. એવી સોગાત વરસને દહાડે તુંને આપેલી કામની છે."

"તમારી મેહરબાની," જરબાઈએ જવાબ દીધો.

"આયા સાથે તું કોર મુકવા લાગજે, કારણ કે તારે લીધે મને ઘણી સારીઓ મારી છોકરીઓને વાસ્તે લેવી પડી છે ને ઘણી કોરો સારીપર મુકવાની છે, તેથી તું, ધનાદોરાં, આયા બધાં મલીને જલદીથી એટલું કામ કરી નાખજો."

કુંવરબાઈએ વીચાર્યું કે તેવણે ઘણી કળા અને ફતેહથી જરબાઈનો વખત રોકયો છે. જે દહાડેની તે બીચારી "ગીરગામ કાસ્ટલ" માં આવી ત્યારથી તે આજ સુધી અવાર નવાર કુંવરબાઈ તેણીને એમ કામ સોંપતી હતી. જરબાઈના બેઉ ગાલો લાલ થઈ આવ્યા હતા તે પરથી દેખાતું હતું કે કુંવરબાઈના એવા બોલવાથી તેણીપર કેવી અસર થતી હતી, પણ બહારથી શાંતપણું રાખી તેણી બોલી, "તમારી આવી મજેની સોજી સારીઓ મને આપો છો તેથી હું તમારો ઘણો ઉપકાર માનું છું, પણ હું તે લઈ શકતી નથી, કારણ હાલ મને એટલી બધી કાંઈ અગત નથી, કોઇ બીજાં ગરીબ માણસને જો આપશો તો તેઓ વધારે દુવા દેશે; તમુને મારે લીધે ઘણો ખરચ કરવો પડયો છે, ને મને એટલી બધી સારીઓ આપ્યાથી તમારી છોકરીઓને વાસ્તે તમુને નવી સારીઓ લેવી પડે છે તેથી હું ઘણી દલગીર છું. જ્યારે મારી કાલી સારીઓ તદન નહી પેહરાયા જોગ થશે, ત્યારે મારી બીજી સારીઓ જે હું ગામથી લાવી છું તે પેહરશ."

"પણ તે તો રંગીન સારીઓ છે, નહી તોબી વરસ દોઢ વરસ તો તારા બાપને ખાતર કાળી સારી પેહર. મારી છોકરીઓની સારી તો લગભગ નવી જેવી છે તેથી કોઈ ગરીબને શું કરવા આપું? જો કે એવી મજાંની ઉંચાંમાંની સારીઓ તેં અગાઉ પેહરી તો નહી હશે તોપણ તુંને હજુરબી કેટલી પતરાજી છે, કે મારી છોકરીઓની પેહરેલી સારીઓ છે તેથી તુંને નહી ગમતી હોય;" કુંવરબાઈ બોલ્યાં. "ગમે નહી કાંય? સારીઓ તો ઘણી સરસ છે, ... હું હવે મુંબઈથી બહારગામ જવાનો વીચાર રાખું ... હતો ... જશે. મામાજીએ શું તમુને તે વી...ઓ
"શું બહારગામ જવાની છે! પણ જવા...
મને કેહશે. મામા ભાણેજ એક સરખાં છે તો
નહી આવી કે મને પુછયા પરાછયા વગર
ઘેર છોડીને જવા નીકલીચ તે." એમ બો...

લાંબા લાંબા હાથો કરી ઓરડામાંનો સામન દેખાડયો, જાણે તે સઘલું પોતાને તેમજ જરબાઇને વાસ્તે હોય તેવી રીતે.

જરબાઈએ જવાબ દીધો, "મને કાંઈ નગુણું થવા ગમતું નથી, તથા મેં જે અગાઊ નહી ચાખેલી તેવી સ્વાદીપટ વાણીઓ તમોએ મને ખવાડવાની મેહરબાની કરી છે તથા જે જનમમાં નહી જોયલું તેવું તમોએ મને દેખાડયું છે." (જરબાઇને કુંવરબાઈ જેવાં ઘણાં પૈસાદાર માણસો સાથે ઓલખાણ હતી, અને પોતાના બાપના સારા વખતમાં ઘણું જોયલું ને વાપરેલું હતું, તોપણ કુંવરબાઇને ખુશી રાખવા બીચારી બધું એવું બોલતી, પણ તે બોલતાં તેનાં મનમાં કેટલું લાગું હશે તે તો જેઓને એવો અનુભવ હોય તેઓજ જાણે) "તોપણ બેઅદબી માફ છે, હું અંહીઆં જરાબી સુખી નથી, કોઈનું મારીપર જરાએ હેત નથી, હું અંહીઆં રહી છું તે પણ કોઈને પસંદ નથી તથા મને અંહી બીલકુલ સોહવાતું નથી, કદાચ આલાંમાય તથા આઈમાય સાથે જો મને બચપણથી મિત્રાચારી હતે તો તે વાત જુદી હતી. જ્યારે હુ અંહીઆં આવી ત્યારે મને ઘણું અંજાણું લાગ્યું. ઘણી વખતે ગમે એવાં નજદીકનાં સગાં કાંય નહી હોય પણ જો તેઓ હમેશાં દુરનાં દુર હોય છે તો તેઓ વચ્ચે દોસ્તી બાઝતી નથી, પણ મેં તો આશા રાખી હતી કે જ્યારે તમારાં ઘરમાં આવી વસસ, ત્યારે તમારી છોકરીઓ મારી સાથે ભેલાશે, પણ હું ધારૂંચ કે એ લોકોની સહીઓ એટલી બધી છે કે મારી જેવી ગરીબડીની તેઓને જરાબી જરૂર કે દરકાર નથી, તેથી મેં વીચાર કીધો કે મને કેઉે જો શીખવવાની જગા મલે (પછી નાના છોકરા હોય તો તેબી ચાલશે) તો હું ત્યાં જાઉં; મને તે જગા મલી છે ને થોડા દહાડામાં હુ ત્યાં જનાર છું. ગઈ કાલેજ મામાજી બહાર જતા હતા ત્યારે મેં એવણને કહ્યું, પણ તમુને કહેવાની એવણને યાદ નહી રહી હશે. હું એમ જવા નીકલી છું તે વાસ્તે મામાજીએ મને ઠપકો આપ્યો નથી. તેવણ તો મારીપર હમેશાં માયા રાખે છે." પોતાના મામા વીશે બોલતાં જરબાઇનો અવાજ ધ્રુજ્યો, પણ કુંવરબાઈએ જરા પણ દયા દેખાડી નહી, અને ઠંડે પેટે દમામ અને ભારમાંજ બેસીને સઘળું સાંભલ્યા કીધું, ને જરબાઈએ બોલવાનું ચાલુજ રાખ્યું. "એક વખતે મને એવોબી વીચાર આવ્યો કે મામાજીનેબી જણાવ્યા વગર નીકલી પડું, પણ મેં જોયું કે તેમ કરવું ઠીક પડશે નહી, એવું ધારી તે વીચાર માંડી વાલ્યો."

"પણ હું એમ પુછું કે તે જગા તેં મેળવી કેમ?" કુંવરબાઈ બોલ્યાં.

"હું ધારૂંચ કે એદલજીની ભાણેજ જાણીને પેલી બૈરીએ તુને ખુશીથી હા કેહવડાવેલું હશે. એમ કોઈને ત્યાં જવા માંગે છે તેના કરતાં જેમ ધનમાય ઉપર તપકેનું કામ બજાવે છે તેમ જો તું કરે ને સોજી કોરો જો બેસીને ભરે તો બે આયાઓ છે તેમાંથી એકને રજા આપું તેમાં શું છે? ને તારી ખુશી હોય તો તુ અંહીઆંજ રેહ."

"નહીજી, મારેથી તેમ તમારી છોકરીઓને મનપસંદ કોરો ભરવાને બનશે નહી, તેઓને તો હજુરથી "સીંગલ" તથા ઝીણાં ફ્રેનવાસની કોરો પસંદ આવે છે. તેવું ભરવાને મને ઘણો માહવેરો નથી;" ધ્રુજતે હોઠે જરબાઈ બોલી. "મેં તમારૂં કે મામાજીનું નામ બીલકુલ દીધું નથી. તેઓ શું મને અને મારાં મા બાપને સારી પેઠે નહી .ઓલખતાં હતાં કે મામાજીનાં અને તમારાં નામપર મને હા કેહવડાવે? તમે મને વારેઘડીએ કેહતાં હતાં કે મુંબઈમાં તો પારસીની છોકરીઓ ઈંગ્રેજીમાં ઘણી હુશીઆર છે તેથી મુંબઈમાં મેં જગા મેલવવાની તજવીજ કીધી નહી, પણ મને બહારગામની જગા જ્યારે મલી ત્યારે હું ખુશી થઈ. હું તે છોકરાંઓને શીખવશ એટલુંજ નહી પણ તેઓને કપડાં પેહરાવાનું તથા સાંજે સાથે ગાડીમાં ફરવા લઈ જવાનું સઘલું હું કરશ. આ સઘલું કામ અગાઉ ગુલબાઈનાં બેહન કરતાં હતાં (તેવણ કાંઈ તેને પગાર નહી આપતાં હતાં) પણ તેવણનાં લગન થયા પછી ગુલબાઈ કોઈ બીજાની સોધમાં હતાં."

"ભુસું રે! ગમે તે કરે પણ તે તો ચાકરડાંનુંજ કામ;" કુંવરબાઈ બોલ્યાં.

"તમારાં ધ્યાનમાં એમ આવે છે તો એમ, તેમાં શું છે? કોઈને બોજે થઈ પડયે તે કરતાં પ્રમાણીકપણે આપણે આપણી રોટલી પેદા કરીએ તેમાં હુ કાંઈબી અડચણ જોતી નથી;" જરબાઈએ ઉત્તર આપ્યો.

"હા, ગમે તે હોય, પણ હું ઘણી ખુશી છેઉં કે તારી ને મારી છોકરીઓની ઓખર સરખી નથી, તું તો મારી નરણુંની છોકરી છે; આજ પછી હવે તુંને અને મને કાંઈ લાગે વલગે નહી; હું તારીપરથી હાથ ઉઠાવુંછું, આટલો બધો વખત મેં તુંને મારા ઘરમાં રાખી તેનો તું આવો બદલો આપે છેની?" એમ બોલતાં, કુંવરબાઈ ફફડતાં ચટકતાં, ધીક્કાર અને ગુસ્સાની એક નજર જરબાઈ પર ફેંકી ઓરડામાંથી ચાલી ગયાં.

કુંવરબાઈ ખરેખર જરબાઈના જવાથી અંદરખાનેથી દલગીર થઈ ન હતી; જે સગી તેણીને અકારી હતી તે જેમ બને તેમ જલદી પતે તેની તો તેણી વાત જોતી હતી, પણ તેણીને વીચાર આવ્યો કે જો તેણીનાં પૈસાદાર પાડોશી અથવા તો સગાં વહાલાં જાણશે કે જરબાઈ પાછી બહારગામ જાય છે, તો તેને ખરાબ લાગશે, કારણકે જોકે લોકો કુંવરબાઇના પૈસા ખાતર તેણીને માન આપતાં હતાં, તો પણ તેણીના કોકટ સ્વભાવથી કાંઈ તેઓ અંજાણાં હતાં નહી.

"માયજી, જરબાઈ જે પુણેવાલાં માણેકબાઈ વીશે બોલી તે પેલા જાલ ડાકટરનાં માએ હશે કે? જેવણને આપણે મા-

હબલેશ્વર જતાં ત્યારે મલતાં હતાં, તેઓ ઘણાં સારાં માણસ હતાં અને તેઓને ઓલખાંણ પીછાંણ પણ ઘણી હતી. જાલની ઉમર કાંઈ ઘણી હતી નહી, તે ઝેરી તાપ આવ્યાથી ઘણો સીક પડયો હતો ને ફેર પડયા પછી માહબલેશ્વર પોતાની મા સાથે આવ્યો હતો. બધાં લોકો માણેકબાઈ અને જાલને ઘણું માન આપતાં અને ઘણાં ચાહતાં હતાં, પણ આપણે તો તેઓને મીજાસી સમજતાં હતાં."

"જાલનાં સલુખ તો ઘણાં સારાં છે ને ઘણો હસમુખો ને હુશીઆર છોકરો છે," કુંવરબાઈ બોલ્યાં.

"હા તે ખરૂં, પણ તે ઉમરે પુગેલાં બઈરાંને વધારે માન આપતો અને જુવાંન છોકરીઓ પર ઝાઝું ધયાંન આપતો નહી. પોતાની મા પર પણ તેને અતી ઘણો પ્યાર હતો, જ્યારે જોઈએ ત્યારે સાથે ને સાથે;" આઈમાય બોલી.

"માણેકબાઈનો એકપુરો છોકરો છે; બીજી છોકરી પણ નથી ને જયારે એ સીક પડયો ત્યારે તો કોઈને આશા હતીજ નહી કે એ સારો થશે, પૈસાથી પુપકળ છે. બપાવાના ત્રણ લાખ રૂપયા હતા તે એ ઉમરમાં આવ્યા પછી એને મલ્યાથી હશે ને બાપ પાસે તો જે હતું તે સઘલું માણેકબાઈને આપી ગયા છે, તેવણનાથી ઘણા બંગલા ને જગા તથા પુપકળ નાણું હતું. હું નહી ધારતી કે જરબાઈ એજ માણેકબાઈ વીશે બોલી હોય; જાલના બાપનો પગાર પણ ઘણો મોટો હતો ને હું નહી ધારતી કે આવાં પૈસાવાલાં અને ઓધાવાલાં માણસોને જરી જેવીનાં મા બાપ સાથે ઘણી દોસ્તી હોય," કુંવરબાઈ બોલ્યાં.

"પણ તે તો આપણે શું જાણયે? અગાઉ જયારે એના બાપ પાસેથી પૈસા હતા ત્યારની ઓળખાણ હશે ને એ લોકો તો ગામે ગામ ફરેલાં છે," આઈમાએ કહયું.

"પણ એના બાપને કદાચ માટીડાઓ સાથે પીછાણ હશે પણ બઈરાં છોકરાં સાથે એટલો બધો વેહવાર હોય એ વાત મારા માનવામાં આવતી નથી. અમથું શીખવવા જવાની હોય તો ધુલ નાખી, પણ રાંડ લગભગ ચાકરડીના જેવું તેને ત્યાં વહીતરૂં કરવા નીકલી છે. અહીંયાં એને દુખ્યું, તે એનેથી નહી રહેવાતું, ને માણેકબાઈએ જગા અપાવી હોશે ને કહેશે કે હવેથી બધો વહેવાર બંધ કરશું."

"માએજી, એ બોલી હતી તે તમુને યાદ છે, કે માણેકબાઈએ એને પોતાને ત્યાં રહેવા તેડી તે તો એણે ના લખયું;" આઈમાએ બોલી.

"અરે જારે જા, એ તો બધી એનીજ રોપ, તારા કરતાં મેં ઘણી દીવાલી જોઈ છે ને ઘણાં માણસોને વેઠેલાં છે, તું શું સમજતી હતી?" કુંવરબાઈ બોલી ઉઠયાં.

"હું નહી ધારતી કે જરબાઈ જુઠું બોલે, એ જુઠી છોકરી તો નથી, તે તો મારી પુર ખાતરી છે. માએજી ગમે તે કહો, પણ એ અમારી ફુઈની છોકરી તો ખરી કેની, પછી ગરીબ છે તો શું થઈ ગયું. પૈસા જતા રહેવાથી બીચારીને કેટલું ખમવું પડે છે, પૈસા જો હતે તો સૌ એને ઘણું માન આપતે, ખચીત મને તો એ છોકરીની ઘણી દયા લાગે છે. પેલાં પુણેવાલાં માણેકબાઈ આપણને ફરીથી મલશે ને જાણશે કે જરબાઈ આપણી અતલગની સગી છતાં આપણે તેણીને રાખવાને ખુશી નહી હતાં તો તેઓ આપણે વાસ્તે કેવો વીચાર લાવશે."

"એ ફુકતી તું શું બોલી? આપણે એને શું કીધું? એ રાંડને અંહી રહેતાં દુઃખ્યું. માથાંમાં રાંડને રાઈ કેટલી છે કે પતરાજી ને ઈતરાતનું તો કાંઈ ઠેકાણુંજ છેજ નહી. જાણે રાંડ કોઈ લખપતીની છોકરી; સૌ સમજશે કે એણે એની બોંહસ પાલી ને આપણું કહયું નહી કીધું જેમ એનાં ભેજાંમાં આવ્યું તેમ કીધું, વળી બીજું શું? તું કાંઈ તારા મનમાં લાવ ના;" કુંવરબાઈ બોલ્યાં. પણ આઈમાએને તેથી કાંઈ સંતોષ મલ્યો નહી અને આલાંમાય કે જેનો ખવાસ લગભગ તેના બાપના જેવો હતો, તે તો સાંભળી ઘણી દલગીર થઈ, પણ તેનાથી કાંઈબી બોલાય નહી; જો કદાચ કાંઈબી બોલવા જતે તો કુંવરબાઈ તેની પરજ ઉતરી પડી ઝાટકણી કહાડતે, તેથી તેણી મુગી બેસી રહી. લાઈજી ખ૦ કોલસા.



## મહારાણીની સાલગ્રેહ.

"ફમ લેંડલોર્ડ" એ રાહ.

મલી ગાઓ સખીઓ સંગ,
ધરો દીલે તમ સુભ ઉમંગ,
જેનું આ અમર છે રાજ,
જેને સર હકુમત–તાજ,
તે માતાનું સાલ છે આજ,
છે આજનો આ સુભ તહેવાર.

જોવાય જ્યાં છુટાપણ–સુખ,
ન જ્યાં જુલ્મના દુખનું મુખ,
બકરી વાઘ સાથે ચરેય,
અમીર ફકીરની સંગ ફરેય,
અદલ જેનો ઈનસાફ કરેય,
તેને દો આશીશ હર બાર.

એવા રાજની માતા જે,
માટે કોણ ના સારૂં કહે?
છવે તે અમના સર પર,
થાય તેની ઉમર અમર,
સાહય તેને તું રહે પળ હર,
એ છે બંદગી હમ દાતાર.

## રાંધવાને લગતું.

### માછલીનો (હૈદરાબાદી) સાસ બનાવવાની રીત.

રોજી રામસ અથવા છમનાની માછલીની મોટી ૧૫) કટકીને સારી પેઠે ધોઈને તેમાં થોડું ઘી તથા પુરતું નીમક નાંખી બાફી બરોબર ચેરવીને ઉતારવી, પછી બીજી તપેલીમાં આસરે પચીસથી ચાલીસ સુધી બારીક સેવ જેવા કાંદા કાપવા, તેમાં પુરતું ઘી નાખીને ધીમી આંચે તેને લાલ કરવા, પણ સંભાળવું કે તેમાંનો એકબી ભાગ બળે નહી, ખુલો બદામી કલરનો કાંદો થયા પછી તેમાંનું ઘી કહાડી લેઈ કાંદામાં એક કપ ભરી પાણી રેડવું. ૨૫) ઈંડાંને જુદાં વાસણમાં મેલવવાં. એ સાસમાં તમારા તેસ્ટ મુજબ લીલાં મરચાં નાખવાં; તેનો પણ આસરો ૨૫) મરચાંપીસ લેનો. કોથમરી ત્રણ મુરી લેવી અને મરચાં તથા કોથમરીને ખુબ પાટા પર પીસવું, તેને ઈંડાં તથા એક કપ ભરી સોજી સરકો સાથે મેલવી પેલા કાંદામાં નાખી ધીમાં બળતાં પર ચમચ વડે હાલવવું. જ્યાં સુધી મલીને ઘટ અફુરી જેવો થાય ત્યાં સુધી તેમાં કાંદા પુરતું સાથે નીમક પણ લેવું; પછી નીચે ઉતારવી વખતે સંભાળથી પેલી માછલી અંદર મુકી ઉપર પેલા સાસનું પડ કરી ખાવામાં લેવું. અંદર ગરમ મસાલો, એલચી, જાયફલની ભુકી તેસ્ટ સારૂ નાખવી. આમે સાસ રોજ કરી ખાવાં કોઈને પાલવે નહી, પણ સારે દહાડે તે ખાવામાં ઘણો સ્વાદીષ્ટ લાગે છે.

### ચણાની દાલ પર ઈંડાં.

ચણાની દાલને પાણી તથા નીમક નાખી ચડે ત્યારે તેમાં જો પાણી વધારે હશે તો બહુ નરમ થશે, માટે થોડુંક પાણી રેડી દાલનો દરેક દાણો આખો ખીલીને થાય ને તદન સુકી કરી તેની ઉપર આખી દાલનાં ઈંડાં રેડવાં, તેમાં ઇંડાં પુરતુંજ રોહેજ ઘી રેડવું. ઈંડાં પુરતાં બંધાયા પછી ખાવામાં લેવાં. પહેલે ઘણેનો તમો હસી કહાડશો, પણ તે ખાવામાં બહુ લેહેજત મલે છે.

### * "વરમીસલી" નામની ઈતાલીઅન સેવને દુધમાં રાંધવાની રીત.

પહેલાં એક તપેલી ભરી પાણીને બરાબર કકડાવી તેમાં એક મોટો ચમચો (Table-spoon) ભરી રોજું ઘી અથવા માખણ નાંખવું, પછી તેમાં ૧ રતલ સેવ નાખી બે ચાર વખત ચમચ ફેરવી ચુલાપરથી જલદીથી ઉતારી પાટી ઓસાવી નાખવી, પછી એક રતલ સેરે અધોર દુધ ગરમ કરી કકડો પાડી તેમાં પેલી ઓસાવેલી સેવ નાખવી. અંદર જેટલી જોઈએ તેટલી ખાંડ નાખી પાછી ચાર પાંચ મીનીટ ચુલાપર મુકી ઉતારી પાડવી. ઘણો વખત ચુલાપર રાખવાથી બંધાઈ જશે, તેથી પાતલી ઉતારી પાડવી, પછી તે પર બદામ, પસ્તાં, એલચી, જાયફલ વગેરે મસાલો ભભરાવી ખાવામાં લેવી.

### કેલાંના કટલેસ બનાવવાની રીત.

ચાર કેલાં તરવાનાં લેવાં અને ૨૦ બદામનાં બીજ છોલીને પીસી નાખવાં; તેમાં એલચી જાએફલની ભુકી નાખવી; થોડું દુધ આસરે નાખવું, પછી તેને કેલાં સાથે ખુબ મસલવું પછી તેને કટલેસની માફક થાપવું; સુકાં પાંઉનો ભુકો કરવો, ઈંડાં બે મીકસ કરી જુદાં લેવાં, તેમાં બોળીને પછી સુકો ભુકો લગાડીને ઘીમાં તલી નાખવું.

મીસીસ શીરીનબાઈ દારાશાહ તારાપોરવાલા.

*, Vermicelli આ સેવ હોરાઓની દુકાનોપર બાકસોમાં અથવા છુટી રતલને ભાવે, કેપ, ટીમર અને બીજા કોઈ પણ અંગ્રેજી દુકાનો પર મલશે.

## ભરવા-ગુંથવા વીશે.

### એક સુઈઆંએ ગુંથેલી ઓઢવાની "શાલ" (Shawl.)



આ "શાલ" ઘણુજ ઢીલા તાંકાએ ઉનથી ગુંથવી.



એક સુઈઆની ગુંથેલી શાલની કીનારી (Border.)

પહેલાં સો સાંકરી કરો. પહેલી હાર—*ચાર સાંકરી મુકી પાંચમીમાં આંટો લઈ ૭ ટાંકા, દરેક ટાંકાની વચમાં અકેકી સાંકરી કરવી, એક સાંકરી, ચાર મુકી પાંચમીમાં, આંટા વગર એક, એક સાંકરી* પાછું ઓગણીસ વખત એ પ્રમાણે કરી જાવો. બીજી હાર-ચાર સાંકરી, છેલી હારના આંટા વગરના ટાંકામાં આંટો લઈ ત્રણ ટાંકા, દરેકની વચમાં અકેકી સાંકરી કરવી, *એક સાંકરી, છેલી હારનાં ૭ આંટાવાળા ટાંકાની વચમાંનામાં આંટા વગર એક, એક સાંકરી, બીજા આંટા વગરના ટાંકામાં આંટો લઈ ૭, દરેકની વચમાં અકેકી સાંકરી સાથે *ઓગણીસ વખત એ પ્રમાણે કરો, પણ છેલા ટાંકા-

માં આંટો લઈ ૭ ગુંથવાને બદલે સરૂઆતમાં જેમ ત્રણ કીધા હતા તેજ પ્રમાણે ગુંથવા. હવે એ પ્રમાણે બીજી ૬૬ હાર ગુંથો, છેલ્લી હાર ગુંથયા પછી ફેરબ્યા અથવા તો ઉન તોડયા વગર આસપાસની બીજી ત્રણ બાજુઓ પર એજ માફક અકેકી હાર ગુંથો, એટલે "શાલ" બરાબર ચોરસ થશે; ત્યાર પછી ઉન તોડયા વગર કીનારી નીચે પ્રમાણે માંડો.

એક સાંકરી, છેલ્લી હારના બે આંટાવાલા ટાંકાની વચમાંની સાંકરીમાં આંટા વગર એક, *એક સાંકરી, પાસેના આંટા વગરના ટાંકામાં આંટો લઈ ૭ ટાંકા, દરેકની વચમાં અકેકી સાંકરી સાથે, એક સાંકરી, ૭ લાંબા ટાંકાના ઝુમખાની વચમાંના ટાંકામાં આંટા વગર એક, ત્રણ સાંકરી, ત્યાર પછી નમુનામાં જે સાંકરીની ચોકડી છે તે નીચે પ્રમાણે કરવી—૭ લાંબા ટાંકાના તેજ ઝુમખા માંહેલા પાંચમા અને છઠા ટાંકાની વચમાંથી સાંકરીમાં બે આંટા લઈ એક ટાંકો, આ ટાંકો તદન પુરો નહી કરવો પણ સુઈઆ પર બે ટાંકા રહેવા દેવા. પછી આંટો લઈ પાસેના બીજા ઝુમખાના પહેલા અને બીજા ટાંકાની વચમાંની સાંકરીમાં એક, હવે આ ટાંકો પુરો કીધા પછી પેલા પહેલા ટાંકાના જે બે ટાંકા સુઈઆ પર રહયા હતા તે પણ ગુંથી પુરા કરો, ચાર સાંકરી, ચોકડીની બરાબર વચમાં (અથવા જો બરાબર બોલીએ તો પહેલા બે આંટાવાલા ટાંકાની વચમાં) આંટો લઈ એક, ત્રણ સાંકરી, પાસેના ૭ લાંબા ટાંકાના ઝુમખાની વચમાંના ટાંકામાં આંટા વગર એક, *એ પ્રમાણે કરો પણ દરેક ખુણાં ગુંથતી વખતે સંભાળ રાખવી કે ત્યાં ખોલ આવી ગુંથેલું વલી નહી જાય. **બીજી હાર**—*ત્રણ સાંકરી, પાસેના ૭ લાંબા ટાંકાના ઝુમખાની વચમાં આંટા વગર એક, ત્રણ સાંકરી, ઉપર પ્રમાણે એક ચોકડી, *પાછું કરો. **ત્રીજી હાર**—પહેલી હારની માફક પણ આ હારનો ૭ લાંબા ટાંકાનો ઝુમખો પહેલી હારના ઝુમખાની બરાબર ઉપર નહી પણ આડકતરો આવવો જોઈએ. એટલે કે ઝુમખો અને ચોકડી પહેલી હારની માફક નહી પણ અવાર નવાર ગુંથવા. (નમુનામાં જુવો.) **ચોથી હાર**—શાલની તરાહ પ્રમાણે. **પાંચમી હાર**—પહેલી હારની માફક. **છઠી હાર**—શાલની તરાહ પ્રમાણે. **સાતમી હાર**—*ત્રીજી હારના ૭ ટાંકાના ઝુમખાની બરાબર ઉપર આવેલા છેલ્લી હારના આંટા વગરના ટાંકામાં, આંટો લઈ ૭ ટાંકા, દરેકની વચ્ચે અકેકી સાંકરી સાથે, એક સાંકરી, છેલ્લી હારના ત્રીજા અને ચોથા લાંબા ટાંકાની વચમાંની સાંકરીમાં આંટા વગર એક, એક સાંકરી, પાસેની સાંકરીમાં આંટા વગર એક, સાત સાંકરી, પાસેના ઝુમખા માહેલા બીજા અને ત્રીજા ટાંકાની વચમાંની સાંકરીમાં આંટા વગર એક, એક સાંકરી, પાસેની સાંકરીમાં આંટા વગર એક, એક સાંકરી, *પાછું કરો. આ હાર આખી ગોળ પુરી કીધા પછી સેરવેલા ટાંકાએ બંધ કરી આઠમી માંડો. **આઠમી હાર**—*પાંચ સાંકરી, ૭ લાંબા ટાંકાના ઝુમખાની વચમાં આંટા વગર એક, પાંચ સાંકરી, પાસેના આંટા વગરના ટાંકાની એક અગાઉના ટાંકામાં આંટા વગર એક, આ ટાંકો ગુંથતી વખતે ફક્ત છેલ્લી હારજ નહી પણ તેનીબી એક અગાઉની હારના ટાંકામાં લેવું. ત્રણ સાંકરી, સાત સાંકરીની વચમાં આંટો લઈ ૭ ટાંકા *પાછું કરો. **નવમી હાર**—સેરવેલા બે આંટા, *સાતમી હારના ૭ ટાંકાના ઝુમખાના બીજા ટાંકામાં આંટા વગર એક સાથે છેલ્લી હારનો સાંકરીનો ટાંકો પણ લેવો, પાંચ સાંકરી, તેજ ઝુમખાના પાંચમા ટાંકામાં આંટા વગર એક, ત્રણ સાંકરી, છેલ્લી હારના ૭ લાંબા ટાંકાના પહેલા ટાંકામાં સાથે જોડેલા આંટો લઈ બે ટાંકા, એક સાંકરી, પાસેના ટાંકામાં સાથે જોડેલા આંટો લઈ બે ટાંકા, એ પ્રમાણે દશ વખત કરવું, ત્રણ સાંકરી *પાછું કરો. **દશમી હાર**—બે સેરવેલા ટાંકા, *છેલ્લી હારના આંટા વગરના ટાંકામાં આંટા વગર એક, ત્રણ સાંકરી, છેલ્લી હારના સાથે જોડેલા બે ટાંકામાં તેજ પ્રમાણે જોડેલા બે ટાંકા, એક ચોકડી (ચાર સાંકરી, પહેલીમાં આંટા વગર એક), જોડેલા બે ટાંકા, એ પ્રમાણે નવ વખત કરી જવું, ત્રણ સાંકરી *પાછું કરો.



લેસ.

જેટલી જોઈએ તેટલી લાંબી સાંકરી ગુંથો.

**પહેલી હાર**—આંટો લઈ એક, *ત્રણ સાંકરી, તેજ સાંકરીમાં આંટો લઈ એક, ત્રણ સાંકરી છોડી ચોથીમાં આંટો લઈ એક *પાછું કરો. **બીજી હાર**—છેલ્લી હારના ત્રણ સાંકરીના પહેલા હોલમાં, *એક ટાંકો આંટા વગર, પાંચ ટાંકા આંટો લઈને, એક આંટા વગર, એક સાંકરી, એક ટીપકી આ પ્રમાણે (ચાર સાંકરી, પહેલીમાંથી આંટા વગર એક ટાંકો સેરવી લેવો), એક સાંકરી, એક હોલ છોડી બીજામાં *ઉપર પ્રમાણે પાછું કરી જાવો. **ત્રીજી હાર**—*છેલ્લી હારની ટીપકીની બાજુએની એક સાંકરીમાં આંટો લઈ એક, ત્રણ સાંકરી, ટીપકીની બીજી બાજુએની એક સાંકરીમાં આંટો લઈ એક, પાંચ સાંકરી *પાછું કરી જાવો. **ચોથી હાર**—*છેલ્લી હારના આંટો લઈ ગુંથેલા પહેલા ટાંકાપર આંટા વગર એક, સાત સાંકરી, પાસેના આંટો લઈ ગુંથેલા ટાંકા પર, આંટા વગર એક, દસ સાંકરી, એ માહેલી પાંચમીમાંથી એક ટાંકો સેરવી કહાડો. આથી એક હોલ થશે. ચાર સાંકરી, *પાછું કરો. **પાંચમી હાર**—*છેલ્લી હારની સાત સાંકરીમાંની વચમાંનીમાં એક સેરવેલો ટાંકો, ચાર ટાંકા આંટો લઈ, ત્રણ સાંકરી, પાંચ આંટો લઈ, ત્રણ સાંકરી, ચાર આંટો લઈ આ સઘળા મળી તેર ટાંકા છેલ્લી હારમાં કીધેલાં પેલા નાનાં હોલમાં કરવા; *પાછું કરો, પણ પહેલા ઝુમખાની છેલ્લી ચાર ટાંકાની પાતરીમાંના પહેલાં ટાંકાને બીજા ઝુમખાની પહેલી પાતરીના છેલ્લા ટાંકા સાથે સેરવેલા ટાંકાએ જોડી નાખવો. **છઠી હાર**—*છેલ્લી હારની પાંચ ટાંકાની વચમાંની પાતરીના પહેલા ટાંકા પર આંટા વગર એક, સાત સાંકરી, *પાછું કરો. **સાતમી હાર**—*છેલ્લી હારનું સાત સાંકરીનું જે હોલ પાંતરાનાં બે ઝુમખાની વચમાં આવ્યું છે તે હોલની પહેલી સાંકરી મુકી બીજીમાં આંટો

વગર એક, બે સાંકરી, એક ટીપકી આ પ્રમાણે (પાંચ સાંકરી, પહેલી સાંકરીમાંથી એક આંટો સેરવી લેવો), બે સાંકરી, પાસેની સાંકરીમાં આંટો વગર એક, બે સાંકરી, એક ટીપકી બે સાંકરી, એક સાંકરી મુકી બીજીમાં આંટો વગર એક, બે સાંકરી, એક ટીપકી, બે સાંકરી, પાસેની સાંકરીમાં આંટો વગર એક, ત્રણ સાંકરી, પાસેનો હોલના વચમાંની નાંકામાં આંટો વગર એક, ત્રણ સાંકરી *પાછું કરો.

શીરીન ફ૦ પાટક.



## દાનાવોની નશીયતો.



ખરે ધર્મ પોતાની અસર આપણી ચાલ ચલણના દરેક ભાગમાં દેખાડે છે; તે એક ઝાડના રસ જેવો છે, જે તેની દરેકે દરેક ડાલીઓમાં પેવસ થાય છે.

એક ખરા વ્યવહારીની ટેબલ ઉપર હમેશાં સફાઈ, કુશળતા અને આનંદ જણાય છે; જ્યારે આપણા ગુજરાન માટે આપણી રીત ભાતને અનુસરતું આપણે મેલવ્યું હોય, ત્યારે આપણે ઘટતી રીતે પરોણાગત કરનારાં થવું જોઈયે; પણ જેમ આપણે વધારે સાદી સુતરી રીતે રહીએ, તેમ આપણો પૈસો વધારે સારાં કામોમાં વપરાઈ શકે.

જે પોતે પોતાની કીમત આંકે છે તે તેમાં ભુલ કરે છે.

સંકટો, જો આપણે તેમનો ડાહાપણ ભર્યો ઉપયોગ કર્યે તો આપણને બેહસ્તમાં જવાને તેડું કરનાર આકાશી કાસદો છે.

ઘર સંસારી કામકાજો, ધીંધાટ અને મોજ વગરના સાંત પ્રવાહ માફક પસાર થઈ જવાં જોઈએ.

સવારના આપણે પોતાને પુછવું જોઈએ કે, "આ દહાડો જે ખોદાએ મને બક્ષયો છે, તેમા હું શું કરીશ? કેવી રીતે હું તે પર્વરને રાજી કરવામાં વાપરીશ?" રાતના આપણે વીચાર કરવો જોઈએ અને યાદ કરવું જોઈએ કે "આજે મેં શું કામ કીધું છે, અને કેવી રીતે એ દહાડો ગુજર્યો છે?"

ધર્મ કુદરતી રીતે જે કાંઈ મોટું, લાયક, મિતાચારી ભર્યું, ઉદાર અને ઉમદા હોય તે તરફ વલાણ લે છે અને તેનું ખરું સત્વ આત્માને સંપૂર્ણ કરે છે, એટલુંજ નહીં પણ તેને ખુશી બક્ષે છે. જોકે તે આપણી વર્તણુકનું સઘળું અવીચારપણું તથા સઘળી દુર્ગુણી અને નાલાયક મોજ મઝાહને દુર કરે છે; તોપણ તેના બદલામાં તે આપણાં મનને હમેશાની સાંતી અને નહીં ખલલ પડે એવી રમુજથી ભરપુર કરે છે. ઇશ્વરી માયા અને શક્તીનો વીચાર તથા નેકીનાં કામો, પોતાની ખુદ ખાશીયતમાં ખુશાલીને દુર કરવાથી એટલાં તો જુદાં છે કે તેઓ તેનાં મુખ્ય અને હમેશાનાં મુળ છે.

રોમન રાજા વેસ્પેસીઅન, દર રાત્રે પોતે આગલે દહાડે શું કામ કીધું હતું તેની તપાસ લેતો; અને જ્યારે પણ તેનો એક દહાડો કાંઈ સારું કામ કર્યા વગર જતો, ત્યારે તે પોતાની નોંધ રેવાની ચોપડીમાં નીચલો વાક્ય લખતો:—

"મેં એક દહાડો ગુમાવ્યો છે."

જે દહાડાનો અંત [illegible] કાંઈ સારું કોઈ થયલું જોવા પામતો [illegible]

શત્રુનું ભલું કરવું [illegible]

જેનો હમેશાગીમાં જવાનો [illegible] તાનો છેલ્લો મોટો હીસાબ આપવા માટે વગર અટકવે ઉતાવલો જતો હોય, તેને "પોતાની હમેશગીની શાંતી માટે જે કાંઇ લગતું હોય," તે પર વીચાર કરવા અને તેની ગોઠવણ કરવા, હમેશાં મોજમઝાહનાં કુંડાલામાંથી છટકી જવું, અને દુન્યાઈ કામકાજની ધમાલ વારંવાર તજી દેવી, એના કરતાં વધારે વાજબી બીજું કાંઈ નથી.

માણસોની નજરે પડતા પરપોટાઓમાંનો સઉથી કગારો પરપોટો દોલત છે. તે થોડેક છેટથી ચળકે છે, અને દુન્યાઈ સુખો માટેની જરૂરીઆતોથી સંપુર્ણ દેખાય છે; તે સંખ્યાબંધ લોકોનું ધ્યાન બીજી દરેક ચીજપરથી ખીચાડે છે, અને તે મેલવવા માટે પોતાના પુજારીઓનાં દીલમાં નહીં સમાઇ શકાય એવી ઇતેજારી ઉલી કરે છે. નબલાં મનો તેને દુન્યાઇ આશીરવાદોનો ઝરો ગણે છે; અને તેટલા માટે દોલત મેલવવાથી તેઓ પોતાની દરેક ગરજ સરેલી અને દરેક સંતોષ મલેલો માને છે.

નીંદાખોર માણસનો સંબંધ ના રાખો; તેને ધીરજથી સાંભળવો એ તેના ગુનાહમાં ભાગ લેવા બરાબર, અને જે દુર્ગુણો માટે સઘળા ભલા માણસો તેને દુર કરે છે, તે ચાલુ રાખવામાં ઉત્તેજન આપવા બરાબર છે.

જેમ આપણે જીંદગીમાં ચડતા હોઈએ, અથવા મોટાં અને તવંગરોમાં ગણાતાં હોઇએ, તેમ આપણે આપણા કામમાં વધારે સાવધ રહેવું જોઇએ. ખોદાની દરેક ઠેકાણે ફરતી નજર આપણી ઉપર છે, અને માણસો આપણી ખામીઓ તપાસે છે, જેમ જેમ આપણે પૈસામાં વધતાં જઈએ, તેમ તેમ આપણે આપ વડાઈના ખ્યાલમાં ઉતરતા જઇ, આભાર અને પરોપકારમાં ચડતાં જવું જોઇએ.

વીપતીનો એક ફાયદો એ છે કે તેવુંજ દુઃખ ખમનારા બીજાઓની તે આપણને કદર ખાતાં શીખવે છે.

જેઓને ખોદાતાલાએ પૈસા આપેલા છે, તેઓ જો ગરીબાઇનાં નહીં જણાયલાં ખુણાંઓ અને દલગીરીનાં તે દુઃખદાયક ધામો કે જ્યાં બચપણની નાકેવતી અને બુઢાપાનું અશક્તપણું મદદ કરનાર એક મિત્ર કે દયાની એક નજર વગર દુઃખના દબાણ તલે કચડાતું જાય છે, તેની મુલાકાત લે, તો તેઓ જ્યાં સુધી તે કંગાલોમાં નર્યાતાઈ દેખાવાની ખુશાલી ભોગવે નહીં ત્યાં સુધી તેમની લાગણી કેવી દુઃખભરી થાય! જો તેઓ સંખ્યાબંધ કુટુંબના નીર્દોષ બીચારાં બાળકોને પોતાની દુઃખી માતાના ગુંઠણ આગળ રોટલી માટે ટલવલતાં જોય, તો તેઓની દયા કેટલી ઉસકેરાય! જો તેઓ તે ફીકી, તંગીથી લેવાઈ ગયલી માતાને, પોતાના ચેહરાપર પ્રગટ દુઃખના છાપ સાથ ફકત ખાલી શબ્દોનીજ ધીરજથી પોતાના બાળકોનો ગોંધાટ નરમ પાડવાની કોશેશ કરતી જોય, તો તેમનાં દીલમાં તેથી કેવી માયાળુ લાગણીઓ ઉસકેરાય!

કરકસર જો સખાવત સાથ ભેળાયલી હોય તો તે સારી છે. પહેલાનો અર્થ અબદીત ખરચો બંધ કરવા, અને બીજાનો અર્થ તે પૈસા જેઓને જરૂર હોય તેમના ફાયદા માટે વાપરવા એ છે. બીજા વગર પહેલાથી લોભી થવાય છે; અને પહેલા વગર બીજાથી ઉડાઉ થવાય છે; પણ એ બેઉ સાથે મલવાથી એક ઉત્તમ ગુણ બને છે.

જો એક માણસ વેપારમાં નહીં જણાયલાં છુપા સોદાથી (કાવત્રાંથી) આખી દુન્યા મેલવે, પણ પોતાનાજ આત્માનો નાશ કરે,

⁂ જુન ૧૮૮૯. ⁂

પુસ્તક ૧૭ું.] [અંક ૪થો.

# સ્ત્રી મિત્ર.

દર માસની આખેરીએ પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

❈ લખનારાં—પારસી બાનુંઓ. ❈

મુંબઈ:
કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આગાઉ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૬ આના.

# મુંબઈના નામદાર ગવરનર લૉર્ડ રેનાં બખતાવર બાનું લેડી રેના માન પામેલા આસરા હેઠળ.

## સ્ત્રી મિત્ર—સાંકળિયું—જુન ૧૮૮૯.

સફે.

કેબીનમાંની પેલી સોબતણ દાસીથી પણ દુર રહેવા માંગતી હતી. આ બાઈ જોકે એક ખરાબ સ્ત્રી ન હતી, તોપણ તેણીએ જે કુટુંબોમાં ચાકરી કીધી હતી તેઓની આગળી પાછલી તવારીખના લાંબા હેવાલો તેણીની આગલ કહી સંભલાવતી હતી, જે ઓગસ્ટા સાંભલવા માંગતી ન હતી, કારણ તે માહેલી ઘણી વાતો એવી તો કમકમાટ ભરેલી હતી કે તેણીના જેવી જુવાન આબરૂદાર બાનુના વે રૂવાં, તે સાંભળી ઉભાં થતાં હતાં; જોકે તે વાતો કાંઈ પણ શક વગર, ચોપડીઓ લખવામાં કોઈ કહાડે કામ લાગે તેવા હવાથી તે સાંભલવામાં કદાચ તેણીને રસ ઉપજે, તોપણ નીતીને લગતા કાનુનોમાં ખલલ કરનારી હોવાથી તે ટાહેલાં સાંભલતા તેણી થાકી ગઈ હતી; તેથી ત્યાં એકાંતમા બેસી દરીઆના ઉછળતા મોજાં રીણવાલા મોજાઓને જોતી હતી અને પોતાને મનસે વીચાર કરતી હતી કે, જે સ્ત્રીઓ વીશે પેલી દાસીએ તેની આગલ વાત કીધી હતી, તેઓ જો જાણે કે તેઓના ઘરની છુપી બાબદે કેટલાક તો શરમ ભરેલી અને દુખદાયક વાતો તેઓનાજ ઘરના નોકરો સહરાગાતથી પારકાં લોકો આગળ કહેતાં ફરે છે, તો તેઓનાં મનની હાલત કેવી થાએ અને તેઓનાં દીલમાં કેવું લાગે; તેટલાંમાં એક ભપકા ભરેલા દેખાવના અમલદારને એક ચોપડી લઈ પોતાની તરફ આવતાં જોઈ તેણી અજબ થઈ. પહેલાં તો તેના સુનેરી કોરોથી જડી લીધેલા પોશાકપરથી તેણી સમજી કે તે "કેપટન" હશે, પણ પાછલથી જણાયું કે તે તો ફક્ત એક વડો અમલદાર હતો.

"ગોહરબાન બાનું," તેણે પોતાની ટોપી ઉતારી સલામ કરી, અને તેના હાથમાંની ચોપડી તેણીને દેખાડી કહ્યું, "કેપટને તમુને સલામ કહેવાડી છે અને તેવણ જાણવા માંગે છે કે જે બાનુંએ આ ચોપડી લખી છે તે તમેજ છેઓ કે?"

ઓગસ્ટાએ તે ચોપડી તરફ નજર કીધી, તે તો "જોમીભાસ વાડ" ની એક નકલ હતી, પછી જવાબ દીધો કે પોતેજ તેની કર્તા હતી, અને પેલો કારભારી ત્યાંથી ચાલી ગયો.

સહવાર પરતાં વલી એક બીજો અજાએબ જેવો બનાવ બન્યો. પેલોજ અમલદાર પાછો આવ્યો અને ટોપી ઉતારી સલામ કરી કહ્યું કે, કેપતન તરફથી તમુને જણાવવાની ફરમાસ થઈ છે કે તેવણે તમારો સામન બીજી કેબીનમાં ખાલી કરી લઈ જવાનો હોકમ આપ્યો છે. પહેલાં ઓગસ્ટાને આ વીચાર પસંદ પડયો નહી, તેથી પોતાની આનાકાની દેખાડી. આમ કરવાનું કારણ કોઈ પેલી દાસીથી છુટું પડવાનું હતું નહી, પણ તેણીની રજા વગર એક જગાએથી બીજી જગાએ ખાલી કરવાનો હોકમ મલે એ વીચાર તેણીને પસંદ આવ્યો નહી.

"બાનું, એમ કરવાને કેપતનનો હોકમ થયો છે" આમ બોલી, સલામ કરી, તે ત્યાંથી ચાલી ગયો, અને ઓગસ્ટાને તાબે થવાની ફરજ પડી. આમ કરવાથી પાછલથી તેણીને પસ્તાવો કરવો પડયો નહીં; કારણ કે તેણીએ બારે ખુશાલી વચ્ચે જોયું કે એનજીનના ઓરડાની પછવાડે, વાહાણની જમણી બાજુએ તુતકપરની એક સુંદર કેબીન તેણીને આપવામાં આવી હતી. તે એક અમલદારની કેબીન હોય એમ દેખાતું હતું, કારણકે ત્યાં અભરાઈપર સફાઈથી ગોઠવેલી ચોપડીઓ તથા દુરબીનો અને દરીઆને લગતાં ઓજારો ગોઠવેલાં હતાં, વલી બીછાનાને મથાલે એક જુવાન સ્ત્રીની છબી ટાંગેલી હતી.

ઓગસ્ટાએ પેલા કારભારીને પુછ્યું, "શું આ કેબીન મારા એકલીનાજ વપરાશને માટે છે?"

"હા, બાઈ, કેપતનની ફરમાસથી. મી૦ જોન્સ કે જેઓ એક મદદનીશ અમલદાર છે તેવણની એ કેબીન છે, તે તેવણ વડા અમલદાર મી૦ થોમસ સાથે જઈ રહ્યા છે, અને આ કેબીન તમુને આપી છે."

ઓગસ્ટાએ ધીમેથી બબડી જવાબ દીધો, "ખચીત મી. જોન્સ ઘણુંજ માયાળુ છે." તેણી જાણતી ન હતી કે તેનો ઉપકાર કેવી રીતે માનવો, પણ એટલામાંજ તેણીની આશ્ચર્યનો છેડો આવ્યો નહી; થોડી પળ પછી જ્યારે તેણી કેબીનમાંથી બહાર નીકલતી હતી ત્યારે એક શખસ પોતાના એક ... પોશાકમાં તેણીની આગલ આવ્યો. તેણીએ તેને કેપટન ધાર્યો ... લ ... તેની સાથે વળી એક સુંદર બાલવાળી ખુબસુરત સ્ત્રી તેણીને છાજતા પોશાકમાં હતી.

કેપટન નમીને બોલ્યો, "માફ કરજો બાનું; હું ધારૂં છું તમેજ મીસ સ્મીધર્સ હશો." "હા."

"હું કેપટન ઑલટન છું. આશા છે કે તમુને તમારી નવી કેબીન પસંદ હશે." પછી પોતાની પાસે ઉભેલી સ્ત્રી સાથે ... ઓળખાણ કરાવવા તેણી તરફ ફરીને બોલ્યો. ... લેન્ડના ગવરનર લોર્ડ હોમહરસ્ટનાં બાનું લેડી ... લેડી હોમહરસ્ટ, એવણ મીસ સ્મીધર્સ છે, કે જે ... ડીની તમે ઘણી તારીફ કરતાં હતાં."

"અરે! તમારી ઓળખાણ થવાથી હું ઘણીજ ખુશી થઈ છું મીસ સ્મીધર્સ," તે મોટે ઘેરની બાનુંએ ખોટા દેખાવથી નહી પણ ખરેખરી ખુશાલીની લાગણીથી કહ્યું, "... વખતે તમારી પાસે મારી જગો કરવાને કેપટન ઑલટને કબુલાત આપી છે, તેથી આપણે તે વખતે સાથે બેસી ... બર વાત કરશું. તમારી ચોપડીથી હું જેટલી ખુશી થઈ છું તેટલી ખુશી હું કોઈ દહાડે કોઈ પણ ચીજથી થઈ નથી; મેં તે ત્રણ વખત વાંચી છે, તે વીશે મારા જેવી ઉદ્યોગી સ્ત્રીને વાસ્તે તમે શું ધારોછો?"

ઓગસ્ટાએ આથી શરમાઈ ઉતાવલમાં જવાબ દીધો, "હું ધારૂંછું કે એમાં કાંઈ ભુલ છે, હું તો આ વહાણપર ફક્ત એક બીજા વર્ગની ઉતારૂ છું, અને તેથી લેડી હોમહરસ્ટની પાસે બેસવાને લાયક નથી."

આ જવાબ સાંભલી કેપટને ખુશ મીજાજથી હસીને કહ્યું, "ચાલો, વારૂં ઠીક છે, મીસ સ્મીધર્સ, તમે તો મારા પરોણા છેઓ, અને તમારેથી કાંઈ ના પડાશે નહી."

"જ્યારે આપણી જીંદગીમાં ભોગ ચોઘડીએ કોઈ વાર એક બુદ્ધીમાન મનુષ્યને મળીએ ... , પણ બેસવાની તક આપણે ખોવ...



ઓગસ્ટાએ આથી ઘભરાઈ જઈ આગળ ધસી આવી મદદ કરવાને દયાથી પોતાનો હાથ લંબાવ્યો; તેણીની મદદથી અને પાસેના કઠેરાઓ પકડી તે જેમ તેમ ઉઠી ઉભો થયો. (જુઓ પાનું ૮૯ મું.)

માનથી નમીને કહ્યું. જોકે આ માન ખરાં દીલનું હતું, તોપણ ઓગસ્ટાને જાણે તેણીની કંગાળ શકતીઓને સહરાગાતથી વધારે મોટાં રૂપમાં મુકી હોય તેમ લાગ્યું. અને વળી વધારે અજાએબી તો તેણીને એક સ્ત્રીને મોઢેથી આવા સખુનો સાંભળતાં લાગી; તેથી તેણી શરમથી લાલ થઈ નમી, અને શું જવાબ દેવો તેના ગુચવાડામાં હતી, તેટલામાં એકાએક મી૰ મીસનનો કઠોર અવાજ તેણીને કાને પડયો. તેવણ લોર્ડ હોમહરસ્ટ જી. સી. એમ. જી. સાથે વાત કરતા હતા. આ છેલો શખસ કદે ઠીંગણો, ઢોંગો, અને શામળા દેખાવનો હતો. તેનો ચેહરો માયાળુ અને રીતભાત દમામવાલી હતી. તે એક પહેલી પંક્તીનાં સંસ્થાનનો "ગવરનર" હતો. સંસ્થાનના ગવરનરોને પોતાનાં નામ પછવાડે ખેતાબોનાં ગમે તેવાં લાંબાં પુછડાં હોય, તોપણ વેલાતમાં તેઓની કોઈ ઝાઝી દરકાર કરતું નથી. પણ જ્યારે તેઓ ગવરનરોના ઓધાપર નેમાય છે અને તે ઓધો લેવાને તે જગાની નજદીકમાં આવે છે, ત્યારે લગાર તેમનો દરજજો વધતો જાય છે. ટુકામાં, એક સાધારણ માણસની હાલતમાંથી ફેરવાઈ મોટા માણસમાં તેઓ ખપે છે. લોર્ડ હોમહરસ્ટની હાલત પણ તેવીજ હતી, અને તેવણ તે સારી પેડે જાણતા હતા.

મી૰ મીસન ખોખરા અવાજે બોલતા સંભલાયા, "હું કહેતો હતો મારા સાહેબ, કે આપણા દેશે જે સૌથી મોટામાં મોટો કાયદો ખીલવીને આગળ વધારયો છે તે અમીરનો ખેતાબ વંશપરંપરા ઉતરવાને લગતો કાયદો છે. તેથી આપણને ભવીષપર આશા બાંધવાનું કારણ મલે છે; એક પેહડીમાં આપણે પૈસા એકઠા કરીએ છીએ અને તે પૈસાથી બીજી પેહડી ખેતાબ ખરીદે છે. તમો સાહેબ તમારો પોતાનોજ દાખલો લેવો; તમો સાહેબની હાલત મગરૂબી ઉપજાવે એવી છે. પણ મેં સાભલ્યું છે તેમ તમો સાહેબના પીતા તો એક મારા જેવા ધંધાદારી હતા."

"હં, હ, તમે કહોય તેમ કાંઈ હતું નહી," લોર્ડ હોમહરસ્ટ વચમાં બોલી ઉઠયા; "અરે! પેલી છોકરી જે લેડી હોમહરસ્ટ સાથે વાત કરે છે તે કોણ હશે? તેણી કેવી ખુબસુરત છે!"

મી૰ મીસન, જેવણને મોટા લોકોમાં ઘુસવાનું, અને તેઓ સાથ વાતો કરવાનું ઘણું ગમતું હતું, તેવણે લોર્ડ હોમહરસ્ટના છેલા બોલો ઉપર ધ્યાન આપ્યા વગર પાછું પોતાનુંજ બોલવું જારી રાખ્યું: "હવે સાહેબ, દાખલા તરીકે મેં ઘણા પૈસા એકઠા કીધા છે, કે જેમ કહેવાને હું તમો સાહેબ આગળ અચકાતો નથી. હવે મારા વારસને (જો મારો એક વારસ હોય તો) આ પૈસાનો લાભ લઈ તમો મુરબ્બી જે માનવંતો ઓધ્ધો ભોગવો છો તેવાજ ઓહ્દા પર ચહડવાને શું કાંઈ પણ અડચણ નડે?"

"કાંઈજ નહી મી૰ મીસન, તમે બોલ્યા તે બધું બરાબર છે; તમારા વારસને વાસ્તે આએ સૌથી સરસ તક છે. સાહેબજી, લેડી હોમહરસ્ટ મને બોલાવે છે" એમ બોલી તેવણ ત્યાંથી ઝડપમાં ચાલી ગયા. મી૰ મીસન તેવણની પુઠે ગયા.

"જોન" લેડી હોમહરસ્ટ બોલ્યાં, "હું તમુને મીસ સ્મીથર્સ સાથે ઓળખાણ કરાવવા માંગુંછું. એવણ તેજ મીસ સ્મીથર્સ છે કે જેવણ વીશે આપણે બધાં વાત કરતાં હતાં, અને જેવણની ચોપડી તમે વાંચતા હતા. મીસ સ્મીથર્સ, એવણ મારા ભરથાર થાય છે."

લોર્ડ હોમહરસ્ટે ઘણીજ નરમાસથી નમી તેણીને ડોકું કીધું, અને ઓગસ્ટાને કહેવા જતા હતા કે તેણીની ઓળખાણ થવાથી તેવણ ઘણા ખુશી થયા હતા. તેવામાં મી૰ મીસન ત્યાં આવી લાગ્યા, અને ઓગસ્ટાને આવાં મોટાં લોકો સાથે છુટથી બેલાતાં જોઈ એટલા તો અજબ થયા અને ઘભરાયા કે હવે શુ રસ્તો લેવો તે તેવણને સુજ્યો નહી. આ તેવણની હાલતનો ઉલટો અર્થ સમજી લેડી હોમહરસ્ટે કાયદા પ્રમાણે તેવણને ઓગસ્ટા સાથે ઓળખાણ કરાવી. હવે કરતું કેમ? ઓગસ્ટાએ તો એક પળમાં ઠેરાવ કીધો કે મી૰ મીસન સાથે હવે વધારે વખત કશું કામ પાડવું નહી, અને ગમે તે થાય તોપણ ત્યાંને ત્યાંજ તેને ફજેત કરી તેનો છેડો લાવવો. તેથી જ્યારે તેવણ લાંબો હાથ કરી "શેકહેન્ડ" કરવાની મનલબથી તેણી તરફ આવ્યા ત્યારે તેણી પાછલ હઠી, અને શાંત, મક્કમ અવાજે કહ્યું, "લેડી હોમહરસ્ટ, હું તો મી૰ મીસનને આગાઉથી ઓળખુંછું, અને હવે એવણ સાથે વધારે કામ પાડવાને હું ઈછતી નથી. મી૰ મીસને મારી સાથે સારી ચાલ ચલાવી નથી."

આ સાંભલી લોર્ડ હોમહરસ્ટ પોતાનાં મનમાં બબડયા, "ખચીત, મી૰ મીસનથી બીચારી કંટાળી ગઈ તેમાં હું જરાકપણ અજબ થતો નથી; ઘણી અક્કલવાલી છોકરી છે."

લેડી હોમહરસ્ટને ઓગસ્ટાનું ઉપલું બોલતું સાંભલી પહેલાં જરાક અજાએબી અને રમુજ લાગી, પણ પછી એકાએક તેણી સમજી ગઈ અને બોલી: "હવે હું સમજી, મી૰ મીસને "જેમીમાસ વાઉ" છાપી હશે અને અલબત આ સઘળી પંચાતીનું મુળ તેજ હશે." એટલામાં બપોરનાં ખાણાંનો ઘાંટ થવાથી તેણી ઓગસ્ટાને લઈ જે જગા તેઓને કપડાને ટેબલપર આપવાને કબુલાત આપી હતી, તે રખેને ખોહી દે તેની ધાસ્તીમાં ત્યાંથી ઝડપમાં જતી રહી. બાપડા મી૰ મીસન આ ન ધારેલો બનાવ ખરેખર બન્યો હતો કે તેવણ સ્વપનો જોતા હતા, તેના વીચારમાં તુટક પર હાંકતા બેઠા હતા. અફસોસ! આજે વાહાણપર તેવણની નજદીક તેવણના મેહેતાઓ અને અધીપતીઓ હતા નહી, કે જેઓની ઉપર તેવણ પોતાનો ગુસ્સો કહાડે.

ખાણું ખાઈ રહ્યાં પછી લેડી હોમહરસ્ટે ઓગસ્ટાને પુછ્યું, "હવે મારાં પ્યારાં મીસ સ્મીથર્સ, મને કહેશો કે તમુને શા વાસ્તે મી૰ મીસન નથી ગમતા? તમારી મરજી જો નહી કહેવાની હોય તો બેશાસક તેમ કરજો, તેનું કાંઈ નહી, પણ મારે તો કહેવું જોઈએ કે હું પોતે તેવણને ધીક્કારૂંછું.

ઓગસ્ટાની મરજી તેણીને તે કહેવાનીજ હતી, તેથી તેણીએ તરતજ ખરી બનેલી દલગીરી ભરેલી વાત પહેલેથી છેલ્લે સુધી તેણીની નવી માયાળુ સહીને કહી સંભલાવી. ગરીબ બીચારી છોકરી! તેણીને આ વીરલાજુ સોબતણ મલવાથી તેણી ઘણીજ ખુશી થઈ હતી, કે જેની આગળ તેણી પોતાનાં મનની સઘળી વાત કહેવાને અચકાતી ન હતી.

લેડી હોમહરસ્ટે નાની જેનીના મોતની વાત આંખમાં આંસુ લાવી ધ્યાનથી સાંભલી, અને તે પુરી થયા પછી બોલી, "ખચીત ત્યારે આએ તમારો ચોપડી છાપનાર તો દુન્યામાં સૌથી ખરાબમાં ખરાબ માણસ હોવો જોઈએ! હું એને તોડી પાડશ અને મારા વરને પણ તેમ કરવાને કહેવશ, પણ નહી, એના કરતાં વધારે સારી એક બીજી યુકતી છે. જો એની પાસે પેલું લખત ફડાવી નખાવું નહી, તો મારૂં નામ બેસી હોમહરસ્ટ નહી; તેને તે ફાડી નાખવુંજ પડશે નહી તો——તો——" આટલું બોલી તેણીએ પોતાનું નાનું પણ ડહાપણવાળું માથું હીલાવ્યું.

પ્રકરણ ૯ મું.

### મી૦ ટોમબે આગળ વધે છે.

તે દહાડાથી જ્યાં સુધી "કેનગરૂ" સ્ટીમર પર એક આફ્ત આવી પડી ત્યાં સુધી ઓગસ્ટાએ ઘણાં સુખમાં દીવસો ગુજાર્યા. લોર્ડ અને લેડી હોમહરસ્ટ અને બીજા પહેલા વર્ગના ઉતારૂઓ તેણીની ઉપર ઘણી માયા અને મેહરબાની રાખતાં હતાં, તેથી તેણી જલદીથી વાહાણ પર વખણાઈ ગઈ. તેણીની ચોપડીની જે બે નકલો સ્ટીમર પર હતી તે એક હાથમાંથી બીજા હાથમાં ફરતી ફરી, તે એટલે સુધી કે ત્યાંની લાઈબ્રેરીની કબાટમાં તે કેટલેક વખત સુધી મુકાવા પામીજ નહી. અને અંતે તેણી પોતાનીજ લખેલી વાત બધાંને મોહેથી ઘડી ઘડી સાંભલતાં કંટાળી ગઈ, પણ એટલાંમાંજ તેનો છેડો આવ્યો નહી. આપણે આગલ કહી ગયાં છીએ તેમ ઓગસ્ટા એક અતીશય ખુબસુરત જુવાન છોકરી હતી, અને જોકે આપણને આ નીચલો ખરો વાક્ય કહેતાં ખેદ ઉપજે, તોપણ ઈનસાફ ખાતર કહેવું તો જોઈએ કે ઘણાં લોકોની આંખોમાં એક ખુબસુરત સ્ત્રી એક ગ્રહસ્થ અથવા તો એક સાધારણ દેખાવની સ્ત્રી કરતાં વધારે ધ્યાન ખેંચનારી થઈ પડે છે. તે પ્રમાણે ઓગસ્ટાએ તેણીની જુવાની, ખુબસુરતી, બુદ્ધી અને સંકટો (કે જે વીશેની સઘલી તવારીખ લેડી હોમહરસ્ટનાં પેટમાં ન રહેવાથી તેણીએ બધાંને કહી દીધી હતી) થી એક સંપુરણ બહાદુર સ્ત્રીનો ખેતાબ મેલવ્યો હતો. પહેલાં તે ગરીબ છોકરી કે જેણે પોતાની જીંદગીમાં દલગીરી, દુઃખ અને ગરીબાઈ સીવાય કશું જોયું ન હતું, તેને પોતાની હાલત એકદમ આવી અજાએબ જેવી રીતે ફેરવાયાથી ઘભરાટ ઉપજ્યો. આ મોટી સ્ટીમરપરનાં એકે એક માણસ તેણીનો પડયો બોલ ઊચકી લેતાં હતાં, પણ તેણી માણસાઈ ખવાસની હોવાથી તેમાં રમુજ મેલવતી હતી. જે મીસાલે એક માણસ કલાકોના કલાકો સુધી રાતનાં ઘોર અંધારાં અને સરદીવાલા વખતમાં ગોતાં ખાતું હોય તેવામાં તેને દીવસનો પ્રકાશ નજરે પડવાથી તેનું અંધારૂ અને સંકટ દુર થશે એવો જે હરખ ઉતપંન થાય છે તેજ મીસાલે ઓગસ્ટાને પણ હરખ ઉતપંન થયો હતો. હવે તેણીનો જય શરૂ થઈ ચુકો હતો. જેવી મી૦ મીસનની તેણીની તરફની ચાલની વાત તે વાહાણની નાની મંડળીમાં ફેલાઈ કે સઘળાંઓએ આ પુસ્તકો પ્રસીદ્ધ કરનાર શાહાજાદાની સંગત છોડી દીધી, તે એવી રીતે કે તેના પૈસાના ખણખણાટથી પણ તે તેઓને પોતા તરફ આવવાને લલચાવી શકયો નહી. રહયો સહયો વળી તેવણની આરીસઓનો પેલો મેહતો જે નોકરી મેલવવાની આશાથી તેજ વાહાણમાં ન્યુઝીલેન્ડ જતો હતો, તે પણ તેવણને કોકું આપતો નહી હતો. તોબા! આ વીસ લાખ પૌંડના મોટા ધણી અને સેંકડો ગરીબોની મેહનતનો લાભ લેનાર શેઠયાના શું હાલ! નાની ગરીબ જેની કહેતી હતી તેમ આ "છાપાખાનાના ભુતને" થોડાંક મુઠીભર લોકો આવી રીતે એક કંગાળ ચોપડી લખનાર છોકરીને ખાતર તુછકારે અને ઝણકેરી નાખે એ તો હવે હદ થઈ ગઈ. તેવણનો ઝનુની ગુસ્સો પાછો ઉભરી આવ્યો હતો, તેવામાં લોર્ડ હોમહરસ્ટે આગમાં તેલ નાખી તેવણને વધારે ઉસકેરયા. ઉપલો ગ્રહસ્થ ઘણાક દીવસો થયા તેવણથી દુર ને દુર રહેતો હતો, પણ એક સવારના ભોગ ચોધડીએ સાથે થઈ જવાથી મી૦ મીસને શેકહેન્ડ કરવા પોતાનો હાથ તેવણ તરફ લંબાવ્યો, પણ લોર્ડ સાહેબ તો જાણે જાણતા નહી હોય તેમ અખાડા કરી ચુપચુપ ત્યાંથી ચાલી ગયા; આથી મીસન બાપ્પાનો પીત્તો ઘણોજ ઉછળી આવ્યો.

આથી લોર્ડ સાહેબની પીઠ ફરવા પછી તેવણ ગુસ્સાથી તેની તરફ પોતાની મુઠી કકડાવી બોલ્યા, "ફીકર નહી, મારા સાહેબ, ફીકર નહી, હું તમારી સરોબરે ઉતરશ. હુંબી અંગ્રેજી પત્રમાં એકાદ બે ઠેકાંણે લાગ લગાડી શકશ તે સત જાણજો. પૈસા, જેવું ગમે તેવું લખાણ પત્રમાં કરાવી શકે છે; મારા સાહેબ, સંસ્થાનના ગવરનર થયા તેથી કાંઈ હું તમારેથી બીહવાનો નથી."

"મી૦ મીસન, કાંઈ ગુસ્સામાં છેઓ વારૂ?" આ બોલો એક કદાવર પણ માયાળુ દેખાવનો, અને લાંબી મુછવાલો જવાનો એકાએક મી૦ મીસનની બાજુએ આવી ઉભો રહી બોલ્યો, "ગવરનર સાહેબે તમુને કાંઈ ચીડવ્યા કે શું?"

"અરે! ચીડવ્યા કરી શું બોલો છો મી૦ ટોમબે! એ તો બસ મને તોડીજ પાડવા નીકલ્યો છે. મને મીસનનો! મને જીવનો મારી નાખે છે, હમણા મેં શેકહેન્ડ કરવા મારો હાથ લંબાવ્યો તે છતાં જાણે જાણતો નહી હોય તેમ મુગો મુગો ચાલી ગયો."

"અં, હં!" મી૦ ટોમબે, જેવણ ન્યુઝીલેન્ડના એક પૈસાદાર જમીનદાર હતા તેવણે કહ્યું, "વારૂ એવણનું આમ કરવાનું કાંઈ કારણ હશેની?"

"કારણ? હા, લેવોની હું તમુને કહું, એ બધું પેલી છોકરીને ખાતર છે."

"કેઈ છોકરી મીસ સ્મીથર્સ?" ટોમબેએ તેની ઊંડી આંખોના કાંઈ અજબ જેવા ચમકારા સાથે પુછયું.

"હા, મીસ સ્મીથર્સ. તેવણે એક ચોપડી લખી અને મેં તે ૫૦ પૌંડે ખરીદી, અને લખત કરી તેમાં એક એવો ફકરો નાખ્યો કે જેબી ચોપડી તેવણ પાંચ વરસ સુધી લખે તે ચોક્કસ કીંમતે મને છાપવાનો હક આપે—હવે એક મુર્ખ માણ-

સ જેને બીજી વધારે સમજ ન હોય તેની સાથે આપણુને કામ પાડવું પડે ત્યારે એવી રીત તો આપણે સાધારણ વાપડીએ છીએ—વારૂં હવે બન્યું એમ કે, આ ચોપડી તો એક સપાટામાં વેચાઈ ગઈ, ત્યાર બાદ થોડે વખતે પેલાં બાઈ તો મારી આગળ આવ્યાં ને વધારે પૈસા માંગવા લાગ્યાં, અને પેલાં લખતમાંથી છટકી જવાની બીજી કાંઈ તાલમેલ કરવા માંડી અને જ્યારે મેં ના કહ્યું કે એમ કાંઈ બને નહી, ત્યારે તેવણે પોતાનો મીજાજ ખોહી દીધો ને ખાલી ઢોંગ અને ગડબડ કરવા માંડી. હવે મને તો પાછલથી ખબર પડી કે એવણુની તો એક આજારી બેહન, કે માસી, માગી કોઈ હશે તેને હવા ખવડાવા લઈ જવાને કેટલા પૈસા જોઈતા હતા, અને જ્યારે તેવણુ તે મેલવી શકયાં નહી, ને તે સગું મરી ગયું, ત્યારે એવણુ પોતે બહાર ગામ જવા નીકલ્યાં ને વાહાણપર બધાં લોકોમાં બુમ ઉડારી કે એ તો બધું મારે લીધે થયું."

"અને હું ધારૂંછું કે એ લખતમાંથી તેણીને છુટી કરવાની તમારી મરજી નથી, મી० મીસન."

"અલબત નહી, ટોમબે, વલી ધંધો તે ધંધોજ, તેમાં કોઈથી વચમાં પડાય નહી; વળી કદાચ જો મેં એ છોકરીને ઠગી હશે તો તેથી ઉલટું સારૂંજ થશે; તેણી એ ઉપરથી અનુભવ મેલવશે. વલી એવો અનુભવ મેલવવામાં તેણી કાંઇ પહેલી તેમજ છેલ્લી પણુ નથી, પણુ હવે જો એ મારે વીશે કાંઈ પણુ વધારે બોલશે તો ખાતરી રાખજો કે હું એની પર નાલેશી કરવાની ફરીયાદી માંડશ."

"એવી સાબેતી પર કે વાતમાં જેટલી વધારે સચ્ચાઈ હોય તેટલી નીંદા વધારે થાય; એમજ કેની વારૂં?"

"જાહનમમાં નાખો તેને" મી० મીસને આ તેના બોલવાનો અર્થ સમજ્યા વગર પોતાનાં મોટાં ભવાં ચહડાવી કહ્યું, "કાંઈ હદ વગરનું દુ:ખ એણે મને દીધું છે! એનેજ લીધે મને મારા ભત્રીજા સાથે પંચાતી થઈ, અને વલી અધુરૂં હતું તે મારૂં નામ અહીંયાં ધુળમાં નાખ્યું, હવે હું તમારી સાથે સરત બકું જો એ વાત ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલેન્ડ નહી જાય તો."

"હા" મી० ટોમબેએ કહ્યું, "હું ધારૂંછું કે હવે તમારૂં ગણુંખી રૂંધાઈ જશે અને હવે, મી० મીસન, જો તમારી રજા હોય તો હું એક બે બોલ બોલું, અને એક ઘણા ગુચવાડા ભરેલા બનાવ પર અજવાળું પાડું. તમે પોતે કેવી કીસમના માણુસ છો તે વીશે તમુને કદી ખ્યાલ આવ્યો હોય એમ દીસતું નથી, તેથી હું તમુને ખુલ્લે ખુલ્લું કહુંછું કે, જો તમે એક ચોર નહી હોવો તો તેની એક આબેહુબ નકલ છો. તમે એક છોકરીની ચોપડી લેઈ તેની ઉપર સેંકડોનો નફો મેલવ્યો અને તેણીને ફકત ૫० પૌંડ આપ્યા. વલી તમારી નીચ યુકતીથી ભવીષમાં પણુ તેવીજ ફતેહ મેલવવાને તમે તેણીને બાંધી લીધી; અને જ્યારે તે બીચારી તમારી પાસે થોડા પૈસા માંગવા આવી ત્યારે તમે તેણીને દરવાજો બતલાવ્યો, અને હવે તમે અજબ થાઓ છો, મી० મીસન, કે આબરૂદાર લોકો તમારી સંગત શા વાસ્તે ના પાડે છે? મારો જો વીચાર પુછો તો તમે એક હીચકારાની સંગતને લાયકના છેઓ."

આમ બોલી તે કદાવર જુવાન ગ્રહસ્થ ત્યાંથી ચાલી ગયો, તેને એટલો તો ધીક્કાર અને ગુસ્સો ઉપજ્યો હતો કે તેથી તેની મુછના બાલે બાલ ઉભા થયા હતા. આવી રીતે આ બીજી વખત મોટા મીસન બાવાએ તેવણુનાં ગુડણ જેટલા નાના પોરયાને મોહડેથી આ સચ્ચાઈના સખુનો સાંભલ્યા હતા, પણુ આ વખત તેવણુને વધારે દુ:ખ તો એથી લાગ્યું હતું કે જેમ નંબર પહેલા પર (યુસતેસ પર) પોતાનો ગુસ્સો કહાડી તેને નાવારસ કીધો હતો, તેવું કશું નંબર બીજા પર તેવણુ કરી શકતા ન હતા.

તેવણે મી० ટોમબેને મોઢેથી દીલાસા અને આશીરવાદના સખુનો સાંભલવાની ઉમેદ રાખી હતી, તેને બદલે ઘણીજ લાગણીથી અને ખરી સહરાગાતથી ઓગસ્ટાનો બચાવ કરતાં તેને સાંભલી તેવણુની અજાએબીનો પાર રહયો નહી. ઘણાં ખરાં વાંચનારાંઓ સમજી ગયાં હશે કે મી० ટોમબેનું ઓગસ્ટાની તરફેણમાં બોલવાનું કાંઈ કારણ હોવું જોઈએ અને તેમ સમજનારાઓ ખરાંજ છે. ઓગસ્ટાની ભુરી આંખોએ યુસતેસ મીસનની મીસાલ મી० ટોમબેને પણુ લલચાવી તેની ઉપર ઘણી મજબુત અસર કીધી હતી, તેનું પરીણામ એ નીપજ્યું કે તેજ સાંજના સ્ટીમર કેનગરૂપર એક ઘણોજ અસરકારક અને ગંભીર બનાવ બન્યો.

મી० ટોમબે અને મીસ ઓગસ્ટા સ્મીધર્સ વાહાણુની બહારની બાજુપર કટેરાને અઢેલી ચલકતા ફીણુ આવતા મોજાઓને જોતાં ઉભાં હતાં, મી० ટોમબે ઉસકેરાયલો અને બેચેન દીસતો હતો, મીસ સ્મીધર્સ ખુશ મીજાજમાં હતી, અને તેણીના દોસ્ત તરફ જોઈ વીચાર કરતી હતી કે તેની મુછ તેણીની કોઈ વાંતમાંના એકાદ લુચ્ચા શખસને બરાબર લાગુ પાડવા લાયકની હતી. મી० ટોમબેએ ઉપર તારાવાલા આકાશ તરફ અને નીચે દરીઆનાં પાણી તરફ આમ તેમ જોઈ બહાદુરી અને હીમત ભરી કોશેશ કીધી.

"મીસ સ્મીધર્સ," અંતે તે ધભરાટથી ધ્રુજતા અવાજે બોલ્યો.

"કેમ મી० ટોમબે!" ઓગસ્ટાએ શાંતપણે જવાબ આપ્યો; "કાંઈ કહેવો છો?"

"મીસ સ્મીધર્સ," તેણે આગલ ચલાવ્યું, "મીસ ઓગસ્ટા, હું જાણુતો નથી કે તમે મારે વીશે શું વીચારશો, પણુ મારે તમુને કહેવુંજ જોઈએ, હું તે મારા દીલમાં વધારે વખત રાખી શકતો નથી. હું તમુને ચાહુંછું."

ઓગસ્ટા આ સાંભલી ઘણી ચોંકી. મી० ટોમબે તેણી તરફ ઘણીજ નરમાસથી વરતતો હતો અને તેણી મુર્ખ ન હોવાથી ચેતી ગઈ હતી કે તે તેણીને વખાણુતો હતો; પણુ તેણીએ આવી આશા કદી ન રાખી હતી, તેથી એકાએક આ શબ્દો તેને મોઢે સાંભલવાથી તેણી તદન ધભરાઈ ગઈ. તેણીએ ઘણીજ અજાએબીથી પુછ્યું, "કાંએ! મી० ટોમબે, તમારી અને મારી વચ્ચેની ઓલખાણુને એક પખવાડયાં કરતાં વધારે દીવસ થયા નથી."

"તમારી સાથે ઓલખાણુ થયાને એક કલાક થયો નહી તેટલાં હું તમુને ચાહતાં શીખ્યો" તેણે ખુલ્લાં પ્રમાણીકપણાંથી જવાબ આપ્યો. "મેહરબાંની કરી હું કહુંછું તે સાંભલશો; હું

જાણુંછું કે હું તમારે લાયક નથી, પણ હું તમુને એટલા બધા તો પ્યારથી ચાહુંછું કે હું તમારો ઘણો ભલો ભરથાર નીવડશ. ખચીત હું તેમ થવાની ખાતરી આપુંછું; મારી પાસે સારી પુંજી છે, જોકે અલબત તમારી આગળ તેની કાંઈ બીસાદ નથી; તમુને જો ન્યુઝીલેન્ડમાં રહેવા નહી ગમશે તો હું તે દેશ છોડી ઈંગ્લંડ જઈ રહેવશ. શું તમે ધારોચ કે તમે મને કબુલ કરશો? જો ફક્ત તમે જાણો કે હું તમુને કેટલાં ચાહુંછું, તો મારી ખાતરી છે કે તમે મને કબુલ કરો."

ઓગસ્ટાએ ધીરજથી વીચાર કીધો; દેખઈતી રીતે તે શખસ તેણીને ચાહતો હતો, તેના બોલોપર કોઈને પણ શક આવી શકે નહી; તેણીને પોતાને પણ તે ગમતો હતો; તે એક ગ્રહસ્થ હતો. જો તેણી તેને પરણે તો સઘળાં દુઃખ અને કંટાળાનો છેડો આવે અને તેણીનું મન નીરાંત થાય. સ્ત્રીને—વળી એક બુદ્ધીવાન, કેળવાયલી, ગુણવંત સ્ત્રીને પણ ઈશ્વરે આ દુન્યાગાં પોતાને હાથે પોતાનું ગુજરાન કરવાને સરજી નથી. આ સઘળા વીચારો તેણીને લલચાવનારા હતા, પણ જ્યારે તેણી એમ વીચાર કરતી હતી, ત્યારે યુસતેસ મીસનનો સુંદર ચેહરો તેણીની આંખો આગળ આવી ઉભો રહયો, અને તે શખસ જે તેણીની આગળ આજેજી કરતો ઉભો હતો, તેનેથી દુર રહેવાને અંદરખાંનેથી તેણીને કોઈ છુપી શકતી કહેતી હોય એમ તેણીને લાગ્યું. અલબત યુસતેસ મીસન સાથે તેણીને કશું લાગતું વલગતું હતું નહી; તેઓ વચ્ચે પ્યારનો એક સખુન અથવા કશી નીશાની ઉતપંત થઈ ન હતી, અને વલી તેને ફરીથી કદી પણ મલવાની કશી આશા ન હતી; તો પણ તેનો ચેહરો તેણીની અને જે શખસ તેણીની આગળ આજેજી કરતો હતો તેઓ વચ્ચે આવી ઉભો રહયો. ઓગસ્ટા એકલપેટી તક સાંધનારી હતી નહી, કારણ કે એક ચીજ ગમે એવી ઉપયોગી અને લાભકારક હોવા છતાં તે વાજબી હોવીજ જોઈએ એમ તેના નીતીના વીચારો કબુલ કરી સકતા ન હતા, અને તેથી તેણી એક માનને લાયક સ્ત્રી હતી. એક સ્ત્રી કોઈ ઘણાજ નહી અટકાવી શકાય તેવા સંજોગ સીવાય પોતાની જોગવાઈ, અથવા તો દોલત મેલવવાની ઈચ્છા અને પોતાનાં એકલપેટાં સુખને વાસ્તે પોતાના વીચારો આડે માર્ગે જવા દે તે સ્ત્રી માનને મુદલ લાયક નથી.

ઘણી થોડી પળમાં ઓગસ્ટાએ શું જવાબ દેવો તેનો ઠરાવ કીધો અને બોલી: "મી૦ ટામબે, હું તમારી ઘણી આભારી છું. એક ગ્રહસ્થ એક સ્ત્રીને જે સૌથી મોટામાં મોટું માન આપી શકે તે તમે મને આપ્યું છે, તે છતાં હું તમુને પરણી શકતી નથી."

"શું તમે એમ ખાતરીથી બોલો છો?" કમનસીબ ટામબે, જેણે મનમાં મોટી ઉમેદો બાંધી હતી, તેણે અચકાઈ અચકાઈને પુછ્યું, "શું ત્યારે હવે હું કાંઈ પણ આશા રાખું નહી? કદાચ મારી જગાએ કોઈ બીજો હશે."

"તમારી જગાએ કોઈ પણ નથી, મી૦ ટામબે, પણ હું કહેવાને ઘણી દલગીર છું અને તમે જાણતા નથી કે મને બોલતાં કેટલું દુઃખ થાય છે, કે હું કોઈ પણ રીતે મારૂં મન ફેરવી શકતી નથી."

તેણે એક પળ સુધી પોતાનું માથું પોતાના હાથ ઉપર ટેકવ્યું પછી પાછું તે ઊચકી ધીમે સાદે બોલ્યો: "ઠીક છે, જેમ તમારી મરજી. મેં કદી કોઈ પણ સ્ત્રીને એટલી બધી ચાહી નથી અને ચાહવશ પણ નહી, ઘણું દયા જોગ છે"—(જેમ તેમ જરાક હસીને) "કે આવો સરસ ઉમદા પ્યાર નાકામો ખોહી દેવો પડયો, પણ કાંઈ નહી, એતો આપણી જીંદગી જે સઘલા ખુશનુમા અનુભવોની બનેલી છે, તેઓ માંહેલો એક અનુભવ છે. છેલી સલામ, મીસ સ્મીથર્સ; એટલે કે એક દોસ્ત તરીકે છેલી સલામ!"

"પણ આપણે હજી પણ દોસ્ત રહી શકશું," તેણી અચકાતાં અચકાતાં બોલી.

"અરે, નહી," તેણે બીજી વખત હસી જવાબ દીધો, "એમ કાંઈ બને નહી, એતો ખાલી ખ્યાલ છે; એ જાતની દોસ્તી કોઈ પણ હાલતમાં સલામત રહેતી નથી, તેમાં આએ હાલતમાં તો ને રહી શકેજ નહી. મીસ સ્મીથર્સ, તમે તો એક ગ્રંથ કર્તા છેઓ; તેથી કદાચ કોઈ દહાડો તમે તમારી ચોપડીમાં સમજાવશો, કે લોકો જયાં તેઓનો પ્યાર ક્બેલતો નથી ત્યાં શું કામ પ્યારમાં પડે છે, અને એવી નાશીપાએરીનાં દુઃખથી તેઓને શું ફાયદો થાય છે. હવે એક વાર ફરીથી છેલી સલામ!" અને એમ કહી તેણે તેણીનો હાથ પોતાના હાથમાં લઈ નરમાસથી હલાવયો અને તેણીને નમી તે ત્યાંથી ચાલી ગયો.

આ સઘળાં ઉપરથી જણાશે કે મી૦ ટામબે એક એવો જુવાન્યો હતો, કે દુઃખ કેમ સહન કરવું તે તે બરાબર સમજતો હતો. ઓગસ્ટાએ તેની પુઠે જોયું, એક હાય મારી, પછી પોતાની આંખો લુછી લેડી હોમહરસ્ટ આગળ જવા ઉઠી, કે જેણી દક્ષીણ તરફની હવા ધોરતી કેપટન સાથે વાતે બેઠી હતી, જે દીશા તરફ તે મોટું વાહાણ તેના ખુલા મુકેલા સઢો સાથે એક મોટાં સફેદ પક્ષીની માફક ધસી જતું હતું. જેવી તેણી ત્યાં ગઈ કે કેપટન કાંઈ કામના સબબથી ત્યાંથી ઉઠી, નમીને ચાલી ગયો અને એક પળ ઓગસ્ટા અને લેડી હોમહરસ્ટ એકલાં પડયાં.

"કેમ ઓગસ્ટા?" લેડી હોમહરસ્ટ બોલ્યાં, કે જેવણ હવે તેણીને મીસ સ્મીથર્સને બદલે ઓગસ્ટાજ કરી કહેતાં હતાં.

"કેમ લેડી હોમહરસ્ટ?" ઓગસ્ટાએ કહ્યું.

"વાંરૂ, પેલા જુવાન ગ્રહસ્થ મી૦ ટામબે સાથે તમે શું શું વાત કરી આવ્યાં—પેલા ઘણાજ સરસ જુવાન ગ્રહસ્થ સાથે" તેણીએ આ છેલા વાક્ય પર ભાર મુકી કહ્યું.

"હું ધારૂંછું કે મી૦ ટામબે પોતાની વાતમાં જરાક આગળ વધ્યા હતા:" ઓગસ્ટા બોલી.

તે બેઉ સ્ત્રીઓએ એક બીજા તરફ જોયું, અને બેઉ જણ એકેકની મતલબ સમજી ગયાં. લેડી હોમહરસ્ટ આ ટામબેની વાત વીશે તદન અંજાણી હતી નહી.

"લેડી હોમહરસ્ટ," ઓગસ્ટાએ આ તકનો લાભ લઈ કહ્યું. "મી૦ ટામબે મારી સાથે વાત કરતા હતા, અને તેવણે——"

ખોરાક તે ખાધામાં લેતો હતો, એટલે કે તેના દરેક ખાના ઉપર ત્રણ આંઉસ જેટલો ખોરાક તેના ખાધામાં આવતો, અને તે ખોરાકમાં તે એક વાસી પાંઉની કાતરી, હલકું ગોસ, એક ઇડાંની દાળ તથા થોડોક સેરવો લેતો હતો, અને પ્રવાહી ખોરાકમાં તે પાણી, તથા ૧૪ આંઉસ જેટલો લાઇટ વાઈન (Light wine) લેતો હતો.

અહીંયાં આટલું જણાવવું જોઈએ કે, જેવી કરી પરહેજી કોરનેરો પાળતો હતો, તેવીજ રીતની કરી પરહેજી પાળવાથી કરીને કાંઈ દરેક જણનીજ જીંદગી લાંબી થતી નથી. એ તો દરેકે પોત પોતાના શરીરના બાંધા પ્રમાણે તથા પોતાની તંદુરોસ્તી કબુલ કરે, તેવીજ રીતે ખાધા પીધામાં મધ્યમપણું તથા અંદાજે જાળવી રાખવો જોઈએ. ઉપર લખ્યા પ્રમાણેના વજન પ્રમાણે કોરનેરોએ પોતાનો ખોરાક થોડુંક વેર લીધા પછી, તેના મિત્રો તરફથી તેને એવી ભલામણ થઈ કે, તેણે તેના પ્રવાહી તેમજ નકર ખોરાકમાં બે આંઉસ જેટલો દર રોજનો વધારો કરવો. પણ જયારે કોરનેરોએ થોડાકજ દીવસ સુધી એ પ્રમાણે ખોરાક લેવો ચાલુ રાખ્યો, કે તરતજ તેને તેની તંદુરોસ્તીમાં કેટલાક ગેરફાયદા થયલા માલમ પડયા, અને તે એ કે, તેનો સ્વભાવ દહાડે દહાડે ચીરડાઉ થતો ગયો, અને વધારે ખાવાથી કરીને તેનાં શરીરમાં સુસ્તી આવતી ગઈ.

હવે અગરજો કોરનેરો જેવા એક નબળા બાંધાનો માણસ, એક તંદુરોસ્ત તથા મજબુત બાંધાના માણસના જેવી સુખી જીંદગી, ખાવા પીવાનું ઓછું કરી નાખીને તથા સખત કરી પરહેજી પાળીને ગુજારી શકે તો, મજબુત બાંધાવાલા માણસો, કે જેઓ ઘણું ખાઈ પીને, પોતાની જીંદગીને ટુંકી કરે છે, તેવા લોકો જો ...ન કરી પરહેજી રાખીને કોરનેરોની માફક ઘણુંજ ઓછું ...ગીને જીવે તો, તેવાઓને કેટલા બધા વધુ ફાયદા હાંસલ જોઈએ.

...હવે કોરનેરોએ પોતાની ૮૩ વર્ષની ઉમરે, "મધ્યમપણામાં ...રીને જીંદગી ગુજારવાથી નીપજતા ફાયદા" (The Advantage of a Temperate Life) એ નામની એક ચોપડી બહાર પાડી, અને એજ બાબદ ઉપર બીજા ત્રણ વીષય લખી કહાડયા, કે જેમાંનો છેક છેલ્લો વીષય તેણે એક પત્રના આકારમાં લખીને બારબેરો નામના એક ગ્રહસ્થ ઉપર મોકલી આપ્યો, કે જે શાખસ એક્વીલીઆ શેહરનો વડો હતો. કોરનેરોએ પોતાની ૯૫ વરસની ઉમરે જે છેલ્લા બે વીષય પેલા શખસ ઉપર લખી મોકલ્યા, તેમાં તેણે એક આ વાકય લખ્યો હતો કે "જોકે હું ૯૫ વરસની આટલી મોટી ઉમરે પુગ્યોછું, તોપણ મારામાં શકતી તથા હીમત હજી ઘણી સરસ રીતે છે." કોરનેરો પોતાની આટલી બધી સખત કરી પરહેજી સાથ તથા સાધુઓના જેવી જીંદગી ગુજારવાની રીતીઓને લીધેજ તે પોતાની આ અજબ તરેહની જીવણ શકતી ભોગવવા પામ્યો હતો. તે આટલાજ ઉપરથી માલમ પડશે કે, તે જયારે ૭૦ વરસનો ઘરડો હતો, ત્યારે તેને એક ભયંકાર અકસમાત થયો, કે જેમાં તેનું માથું તથા આખું દીલ ઘુંદાઈ ગયું, અને એક હાથ તથા એક પગનો સાંધો પણ ઉતરી ગયો, અને તોપણ જરાકપણ તાવ આવવાની નીશાન જણાયા વગર તરીકે ઓળખતા હતા. હવે એ શખસ દીલે અતીષ્ય રોગો હતો, તથા સંધીવા, નજલો, અને એવાંજ બીજાં ખરાબ દરદોથી પીડાતો હતો. તેવામાં "જીંદગીને લાંબી કરવાને માટેનો એક ખરો રસ્તો" (A Sure Way of Prolonging Life) એ નામની કોરનેરોને હાથની લખેલી ચોપડી તેના વાંચવામાં આવી. તેણે તે ચોપડીમાંના સઘળા વીષય બરાબર રીતે વાંચ્યા, તથા તે માહેલી સઘળી રીતીઓ સારી રીતે તેણે અખત્યાર કીધી, કે જેથી તેને નીચે જણાવ્યા મુજબના ફાયદા હાંસલ થયા. પહેલાં તો તેની તંદુરોસ્તીમાં કેટલો બધો ફેરફાર થયો, તથા તેનો જીવ ઘણોજ ખુશીમાં રહેવા લાગ્યો, અને રાતની વેળાએ કોઇ પણ જાતના ખરાબ સ્વપનાઓથી તેની ઉંઘ આગળની માફક સાબગરૂ થતી નહોતી. તેના શરીરનો બાંધો, તથા તેના દીલના એકે એક સાંધાઓ એવા તો મજબુત થયા કે તે પોતાની ૫૭ વરસની ઉમરે ૦૧ ટન જેટલો બોજો ઉચકવા લાગ્યો, કે જેટલો બોજો તે જયારે ૩૦ વરસની વયનો હતો, ત્યારે એક જગ્યાએથી બીજી જગ્યાએ ખસાડી પણ શકતો ન હતો! કોરનેરોના નીયમો પ્રમાણે ચાલવાથી કરીને થોમસ કુકનું શરીર ૧૫૦ રતલ જેટલું ઘટી ગયું, તોપણ તેનું ઘટી જવાનું એક ચોકસ વજન હજી બરાબર માલમ પડયું નથી, કારણકે થોમસ કુકને પોતાને તોલાવાને માટે કાંઈ ચોકસ જાતનો વહેમ હતો. થોમસ કુક જો કોરનેરોની સલાહો પ્રમાણે ચાલવાથી આટલો બધો સુખી થયો, તોએપણ તેનાં માઠાં ભાયગે તેનાથી તે નીયમોને લાંબો વખત સુધી વળગી રહેવાયું નહી, કારણ કે કોરનેરોની અજમાયસોનો બરાબર રીતે ઉપયોગ કરવાને બદલે તે છેકજ હદથી બાહેર ઓછું ખાવા પીવા લાગ્યો, અને પ્રવાહી ખોરાક તો પોતાની જીંદગીનાં ૧૬ વરસ સુધી તદનજ લેવો બંધ કીધો, જેવી કે ચાહે, કાફી, દારૂ ઈત્યાદી.

એક જુની ઇંગ્રેજી કહેવત છે કે, "દરેક જન તેની ૪૦ વરસની ઉમરે એક મુર્ખો યા તો એક ડાકટર હોવો જોઈએ." આ કહેવતમાં એક મોટી સચાઈ સમાયલી છે, અને તે એ કે, દરેક માણસ અગરજો ડાહયો હોય તો, જયારે તે સમજણમાં આવે તે વખતથીજ પોતાની તંદુરોસ્તીને અનુસરતું શું શું છે તે પામી જઈને પોતાની જીવણ શકતી ઘણી સારી હાલતમાં રહે તેને માટેના ઘટતા ઉપાય લે, એ તેના પોતાનાજ હાથમાં છે.

એક કાબેલ ડાકટર એમ કહે છે કે, "મારી સઘળી અજમાયસોમાં ફકત એકજ માણસને તેના કુદરતી મોતે મરતાં મેં જોયો હતો;" તથા તે આગળ વધીને એમ કહે છે કે, એક માણસ કુદરતી રીતે મરણ પામેલો કયારે કહેવાય, કે જ્યારે તે બધી રીતે એકજ વખતે મરણ પામે, એટલે કે લોહીનું ફરવું, દમ લેવાનો સંચો, તથા શરીરને લગતી પોષણ શકતીઓ ઈત્યાદી એ સઘળું એકજ વખતે બંધ પડે. પણ તેને બદલે હાલમાં જો કોઈ મરણ પામે છે, તો તેને માટે કોઈ એમ કહે છે કે, તેનામાં દમ લેવાની શકતી બંધ પડી તેથી તે મરણ પામ્યો. તો કોઈ બીજો મરી જાય છે તો તેને માટે કહે છે કે તેનું લોહીનું ફરવું બંધ પડયું, યા તો તેની હોજરી, ગુર્દો અથવા તો તેનાં આંતરડાં બરાબર રીતે ... કામ કરી શકયાં નહી, તેથી કરીને તે મરી

# મગજ અને અંતઃકરણનો વારસો.

કોલોન શેહરમાં એક ખુલ્લી બારી આગળ, જેની નીચે રાહીન નદી આવેલી હતી, ત્યાં તે બુલંદ નાળાંના શાંતપણે વેહતાં પાણી ઉપર દલગીરી ભરી ચુપકીદીથી હું ટીકતો બેઠો હતો. એક પણ પવનની લેહરકી તેનાં પાણીની સપાટીને હીલવતી હતી નહી; અને કોઈ પણ અવાજ ત્યાં પંખરાયલી શાંત ચુપકીદીને હરકત કરતો હતો નહી. ખુદરત ઝુંકતી હોય એવું દીસતું, હતું, પણ ફક્ત અસ્ત પામતો સુરજ તે નદીનાં નીર્મળ પાણી ઉપર પોતાનાં રાતાં કીરણો ફેંકતો હતો.

મારા પ્યારા છોકરા, તપતા સુરજ નીચે લાંબી મંજલ કીધાની, યાતો ખુદરતની ઝુંકતી હાલતના દેખાવની આ અસર હશે કે કેમ તે હું કહી શકતો નથી; પણ એક દલગીર, ઘણોજ દલગીર વીચાર મારાં મગજમાં શરૂ થયો; તે વીચાર મોતનો હતો-તને ફરીથી કદી નહી જોઈ શકવાનો તે વીચાર હતો: અને મેં, હું જેઓને ચાહતો હતો-બાપ, મા, ભાઈ બેહનો-તેઓ સઘળાંથી એકાએક છુટાં પડતાં એટલા તો સખત ઘા ખમ્યા હતા કે જેથી મારૂં હૈડું નીરાશ પડી ગયું; મારૂં માથું નીચે નમી પડયું, અને હું મન સાથ બોલ્યો:—

"મારા હરતા રમતા છોકરા, જો મારૂં સુખી ઘર છોડીજવાર જોઈ-લેવાનું મારાં નસીબમાં હોય તો તારૂં શું થાય?" તને આ દુન્યામાં સારી રીતે આગળ વધેલો રાખી જવા, અને જીંદગી શરૂ કરવા માટે જોઈએ તે કરતાં પુરતું તને આપી જવાને મારૂં અંતઃકરણ મને દબાણ કરતું હતું, પણ મારાં મગજે મને સુચવ્યું કે "તારા બેટાને તેનાં જુવાનીનાં પગલાંને માટે તું એક બોજો કાં નહી આપે—એક બાપનો અનુભવ, જે એક ગરીબ છોકરા ઉપરથી વધીને મંડળીની અંદર એક આબરૂદાર હાલતે પોંહચવા પામ્યો, તે કદાચ તને ઉપયોગી થઈ પડે; અને એક વખત હું હતો તેવી હાલતમાં આવેલા બીજાઓને માટે આશા ઉશ્કેરવાને અને હીંમતથી દુઃખની સામે થવાને તે કદાચ એક દાખલો થઇ પડે.

મારા વ્હાલા છોકરા, મેં રાહીન નદી તરફ થોડોજ વાર જોયું, તોપણ જે કારણે તે બુલંદ નદી તરફ જોવા મને લલચાવ્યો હતો, તેને માટે મારે તેના તરફ જોવું વધારે જરૂરનું હતું.

જ્યાં સુધી મેં તારાં "મગજ અને અંતઃકરણની ખીલવણીમાં મદદ આપવાની મારાબુથી આ નાની ચોપડી રચી નહી, ત્યાં વેર હું કદીપણ ભીડી ઉંઘ ઉંઘ્યો નહી; કારણકે આ બે જવાહીરોથી હજારો બીજાં જવાહીરો કરતાં પણ તું વધારે પૈસાદાર થઈ શકશે. તારી પાસે જો એક "અંતઃકરણ અને મગજ" તથા કામ કરવાનું પુરતું જ્ઞાન હશે તો, જો આસપાસના બનાવોથી તને આશા આગળમાંથી ... પડે તો, ... અને તારાં ... દુઃખ ... પૈસાદાર માણસ છે, ...

તું એક "મગજ" ધરાવતો હોવાથી ક્રુર (વગર હૈડાંના) માણસો તરફ બારીકીની નજર રાખશે; અને બીજું જવાહીર તે એક "અંતઃકરણ" ધરાવતો હોવાથી તું પોતે સાવચેત રહેશે, તોપણ જે વાહાણો હલ્લેસાં વગર પોતાનું નુકસાન કરતાં ઘસડાતા જતાં હોય, તેઓને મદદ કરવાને તું હમેશાં આતુર રહેશે.

## ઉદ્યોગ—ગરીબાઈમાં સુખ—દોલત, તેની તરફના લોભની માણસ જાતની હદ—વખતસરની સમજણ—બીજાઓનું ભલું કરવું, આ કરનારને પોતાને ફાયદાકારક છે.

તારી ઉદ્યોગી આદતો ખીલવવાને બનતું કર, કારણકે ઉદ્યોગ તને એક ખરાં સુખનું મુળ માલમ પડશે. ખરી ગરીબાઈ અને તોપણ દોલતના તાપ નીચે સુખથી ફરતાં, સંકટના ઝપાટાઓને મજબુતીથી સામે થતાં, અને તોપણ કોઈ કોઇ વખતે આબાદીની અસરમાં ભાગ લેતાં, ટુંકમાં કહું તો મારાં સાતમાં વર્ષથી-કે જ્યારથી હું આ ફકરાઓ લખવાનો વખત ગણું છું-ત્યારથી ગરીબાઈ તેમજ દોલતની ચડતી પડતીમાં મેં પોતાને નીભાવી લેતાં જોયો છે. અઠવાડયાંમાં છ દહાડા મારી ભલી માતા તથા મારી બે બેહેનોઃ સાથે ખુશ સ્વભાવથી કામ કરતો, તથા સાતમે દહાડે એક દોલતવાન માણસની ટેબલ ઉપર બેસીને એક ગ્રહસ્થ માણસની ગામડાંની જગ્યા જેટલું બલ્કે તેટલું મગરૂરથી ભોગવતો; અને બીજું વધારે એ કે, વ્હાલાં અને ખરાં દીલથી ચાહતાં અંતઃકરણોનો પ્યાર મેળવવાથી હું મલકાઈ જતો.

આ સમજાવવાને મારે તમારી આગળ મારાં માત પીતાને લગતો કાંઇક હેવાલ વર્ણવવો જોઇએ. મારો મમાવો જે એક નામાવટી હતો, તે પોતાની જુવાન વયમાં પોતા પાછળ બે બેટીઓને મુકીને ગુજરી ગયો, કે જેઓ દરેકને માટે તે મનમાનતો વારસો મેલી ગયો હતો. તે બે બેહનો જ્યાં સુધી લગ્ન કરવાની લાયક ઉમરે આવી ત્યાં તલક સાગેજ રહી. મારી માસી જેણી ઉમરે વડી હતી, તેણીએ પોતા માટે એક ઘણોજ સરસ ચાલ ચલણના જુવાન માણસને પોતાના ખાવીંદ તરીકે પસંદ કર્યો હતો. તે ગરીબ હતો, અને પોતાની રોજની કમાઈમાંથી બુઢાં મા બાપનું ગુજરાન કરતો હતો.

મારા પ્યારા છોકરા, જ્યારે પણ એક બેટો પોતાનાં મા બાપ તરફ માયાળુ હોય છે, તે એક ભલાં "અંતઃકરણની નહી બદલાઈ શકાય એવી નીશાની છે. તેનું "મગજ" તપાસવાને મારી માસીને પુરતી ટકો મળી હતી; પોતે સારી કેળવાયલી હોવાથી તેણીની સર્વેથી સુખી પળો પોતાના પ્યારાને શીખવવામાં જતી હતી. પાડોશીઓએ તે જોડાંવીશે પોતાનાં મત આપ્યાં, અને બેટીને માટે તે જોડાણ ખરાબ હતું, એમ બોલવા લાગ્યાં.

હવે મારી માતાની વારી આવી; તેણીની મરજી એક ચંચળ જુવાન માણસ તરફ દોડી, જે તેના કાકાને લગતાં એક મોટાં ખાતાનો ઉપરી હતો. તે ઉદ્યોગી મા બાપનો એક પુરો અને તેની માતાનો અનંત વ્હાલો બેટો હતો, જે માતા તેની દરેક ઉડાઉ ઈચ્છાઓ પુરી પાડવામાં કશી બાકાત રાખતી હતી નહી. તેઓનાં લગ્ન થયાં, અને તે જોડું શેહરમાંથી હંકારી ગયું, ત્યારે પાડોશીઓ બોલવા લાગ્યાં, "મારજેરીને કાંઈક ઠીક ખાવીંદ મળ્યો છે."

બારેક વર્ષ પછી-જ્યારે હું સાત વર્ષનો થયો હતો ત્યારે-મારી માસીનું ઘર એક મોટી હવેલી હતી અને ઘોડા ગાડી, ચાકર નોકરો અને તે શીવાય પૈસાથી મેળવી શકાતી સઘળી મોજમજાહો ત્યાં દીસતી હતી; મારી માતાનાં ઘરમાં ફક્ત બે સફાઈદાર અને સુઘડ ઓરડાઓ હતા, અને ગાડીમાં બાહાર જવાને બદલે સવારથી રાત સુધી પોતાનાં ત્રણ બચ્ચાંઓ સાથે તેણી કામ કરતી

દીસતી હતી; અરે, ઘણીક વખત તો અઠવાડયાંમાં બે આખી રાત તેણી કામ કરતી હતી.

મારા દીકરા, તું ચોંકીને બોલશે કે "કેટલો ફેર!" પણ તદન નહી; મેં એવા ઘણા ફેરફારો મારી નજરે નજર જોયા છે. તું કારણ પુછેછે; મારા બાપનું "અંતઃકરણ." તે દરેકને વ્હાલો હતો; આનંદી, પુરતી રીતે ઉદાર, વાતો અને રમુજોનો ભંડાર. જ્યારે તેના પોતાના દોસ્તો તેને કાંઇક બુરી મતલબથી ખાણા ઉપર નોતરતા, જ્યાં અલબત તે દરેક મંડળીમાં ખુશાલી ઉત્પન્ન કરનારો એક તારો હતો, ત્યારે જે તેનું "મગજ" તેને તે ખાણા ઉપરથી દુર રાખવાને માટે એમ પોકારતે કે "હલો "અંતઃકરણ" તું એ શું કરે છે?" તો આ ફકરાઓ કે જે તને ઉપયોગી થઈ પડશે, અને મને વીશ્વાસ છે કે, જે બીજાઓને ફાયદાકારક નીવડશે, તે હું કદી લખવા પામતે નહી.

એ સઘળુ છતાં હમારૂં નાનું ઘર સુખી હતું. એક માતાનું ખુશકારક ગીત હમારાં અંતઃકરણોમાં ખુશાલી પેદા કરતું હતું; મારી બેહેનો અને હું તેના "કોરસ" માં સામેલ થતાં, જ્યારે હમારી કાતરો રાગના વખતની બરાબર ચાલતી હતી. કોઈપણ અડચણ કરતો કઠોર અવાજ હમારાં તાપણા આગળ સંભળાતો નહીઃ જ્યારે મારો બાપ દુકાનમાંથી પાછો આવતો, ત્યારે તેને હંમેશાં ખરાં જીગરનો આવકાર અને ખાણા ઉપર તેના પોતાના ખુશ સ્વભાવને અનુસરતું પમરતું પકવાન મલતું.

[સાંધણ છે.] બાનુબાઈ ફરામજી મીરજાં.



## માએ દીકરાંની અરસપરસની-ફરજો.



આ દુનીઆમાં કુદરતના કાએદા તથા સંસારના કાનુન મુજબ સઘળાં આદમીઓને પોતાની આખી જીંદગી સુધી ઘણીએક ફરજો એક બીજા સંબંધી બજાવવી પડે છે, તે સર્વેમાં મા દીકરાંની અરસપરસની ફરજો ઘણી અગતની છે, અને તે પુરતી રીતે બજાવવામાં આદમી જાતનો લાભ અને મંડળીની આબાદાની ઘણે દરજ્જે આધાર રાખે છે, વાસ્તે એ બાબે જે થોડીક બીના નીચે લખી છે તે ઉપર ધ્યાન પોહોંચાડવા સારૂ વાંચનારને અરજ કરવામાં આવે છે.

આદમી જાતનાં શરીરના બાંધા ઉપરથી જેમ જણાઈ આવે છે કે એ જાતનો વધારો થાએ એવી સઘળી ગોઠવણો કુદરતના સાહેબે તે બાંધામાં પેહેલેથીજ કરી રાખી છે; તેમજ એ જાતનાં મન અને દીલ વીષે હમેશાં મલતા અનુભવ ઉપરથી માલમ પડે છે કે તેણીને પોતાનાં બચ્ચાંને પાળવા તથા ઉધારવા અને તેઓનું રક્ષણ કરવાનો સ્વભાવ કુદરતથીજ ઉત્પન્ન થાય છે. માતાએ પોતાનાં બાળકને પાળવું તથા તેની ખરદારત લઇ ઉધારવું તે તો સર્વે કોઇ સમજે છે, માટે એ ફરજ બાબે અત્રે કહું લખવાની અગત નથી; પણ ખવાડવા તથા ઉધારવા ઉપરાંત સર્વે માતાઓએ પોતાનાં બાળકો સંબંધી બીજી ઘણી ફરજો અદા કરવી જોઈયે છે, તે વીષે અતરે થોડી "ચેતવણી" આપવાને ઘટ

બારીકીથી જોતાં એવું દીસે છે જે પોતાનાં બચ્ચાં તરફ માતાની ફરજનાં બે ભાગ થઈ શકે. તેમાંનો એક ભાગ એ કે, તે બચ્ચાંની પોતાની સલામતી તથા સુખનો વધારો થાય તે વીષેની ફરજો, અને બીજો ભાગ એ કે ઉમરે પોંહતા પછી તે બચ્ચું પોતાની આબરૂની કિર્તી વધારવાજોગ રીતે પોતાના દેશીઓનું તથા સઘળાં આદમીઓનું કલ્યાણ કરનાર થાય તે વીષેની ફરજો. પોતાનાં બચ્ચાંઓનાં જાતી સુખ અને સલામતીનો બચાવ તથા વધારો કરવા માટે ન્હાનપણમાં તેઓને ખવાડી તથા ઉચાં કપડાં અને કીમતી ઘરેણાં પેહેરાવી લાડથી રાખવાને દરએક માતા પોતાથી બની આવતી સઘળી કોશેશ કરે છે ખરી, પણ તે ઉપરાંત એ કારણુસર બીજું કાંઈ વધારે કરવું જોઈએ છે. દરએક માતા પોતાનાં બાળકને હેતથી ખોળામાં ધરી પોતાનાં કીમતી દુધે જેઓને પાળયાં હોય તથા પોતાની ઉપર તરેહવાર કષ્ટ ખેંચી જેઓને આપણે સુખમાં રાખ્યાં હોય, તેઓ પાછલે દહાડે સંસારના તાપથી દુઃખી થાય નહી અને લાચારીની આફત તેઓ ઉપર ગુજરે નહી તેવીબી તજવીજ સઘળી માતાઓને રાખવી ઘટે છે. બચ્ચાં ઉમરે આવ્યા પછી અને માબાપના આસારાથી વેગળાં પડયા પછી પોતાનું ગુજરાણ પોતાની મેલે કરી શકશે કે નહી, તે વીશેનો વીચાર પોતાનાં બાળપણમાં તેઓ કરી શકતાં નથી, વાસ્તે એ વીષેનો વીચાર વાળીઓએ પોતે કરી પોતાની ખરદારત તળે પડેલાંઓના હાથમાં તેઓનું પોતાનું ગુજરાન કરવાનાં હથયારો નાનપણથી આપવાં જોઇયે.

એટલે સર્વે કોઈ માતાઓએ પોતાનાં બાળકોને કોઈ ઉત્તમ કેળવણી આપવી જોઈયે છે, અને સદા મેહેનત લઈ કોઈ એવી વીદ્યા તથા હુન્નર શીખવવાં જોઈયે છે કે તેઓ મોટપણે પોતાનું ગુજરાન કરવાને સામર્થવાન થાય. એ પ્રમાણે સર્વ કોઇ માતાઓએ કરવું જોઈયે, તે નહી કીધાથી બચ્ચાંઓ જેવી જોઈયે તેવી સારી હાલતમાં આવી શકતાં નથી. વાસ્તે જે માતાઓ પોતાનાં બચ્ચાંઓપર પુરતું હેત કરવા માંગતી હોય તેઓને ઘટે છે જે તેઓનાં બચ્ચાંઓને નાનપણમાં સારી વીદ્યા હુન્નર શીખવવા સારૂ પોતાથી બની આવતી સઘળી કોશેશ કરવી જોઈયે. બચપણમાં આદમીનું તન મન જેમ વળાવીએ તેમ વળી શકે છે અને વીદ્યા હુન્નર શીખવવાને તે વખતે સેહેલું પડે છે, તેવું જીંદગીના કોઈ બીજા ભાગમાં બની શકતું નથી. એવો કીમતી વખત કે જ્યારે બચ્ચાંનું શરીર ઘણું ચપળ રહે છે, તથા તેનાં મનપર જયારે કોઈ તરેહની ફીકર કે ચીંતાનો બોજો રહેતો નથી, તે વખત જો નકારા ખેલ અને મોજ મજાહ કરવામાં તથા આળસ અને મસ્તી કરવામાં બચ્ચાંઓ ગુમાવતાં હોય તો તેથી બચ્ચાંઓના હકમાં અંતે ખરાબી થાય, વાસ્તે માતાએ તેઓને એમ કરવા દેવાને બદલે કોઈ ફાયદો કરનારાં કામમાં તેઓને લગાડવાં જોઈયે. માબાપની દોલતપર ભરૂસો રાખીને અથવા બચ્ચાંઓનાં નસીબમાં જે થવાનું હશે તે થશે એવું કહીને, અથવા એવાં બીજાં કોઇબી કારણ ઉપરથી બચ્ચાંઓને વીદ્યા હુન્નર શીખવાથી બેનસીબ રાખવાને માબાપને ઘટારત નથી.

રતનબાઈ જાં° ઘડયાલી.

---

હીસાબ રાખવાની રીત—એક શેહરમાં એક બુઢો વેપારી અજાયબ જેવી રીતે હીસાબ રાખતો હતો. તે બે બુટો ભીંતની એક એક બાજુએ ટાંગતો; એકમાં તે જે પૈસા કમાતો તે મુકતો, અને બીજામાં જે ખરચતો તેનાં બીલો રાખતો; વરસની આખેરીએ યાને જયારે તે હીસાબ કરતો ત્યારે બેઉ બુટ ખાલી કરતો, અને તેનો હીસાબ ઘણી સેહલાઈથી, કાંઈપણ ખટપટ વીના બરોબર કરતો.



# સરજ્યનનાં જરબાઈ.

## પ્રકરણ ૪થું.

### જરબાઈની ગેરહાજરીમાં તેણીની યાદગારી.



જો કે જરબાઈને ૨૧ મે વરસે ઘણાં સંકટ આવી પડયાં હતાં, પણ સુખની આશા વગરનાં નહી હતાં; લગભગ દજન કાગળો બહાર ગામથી આવ્યાં હતાં. એદલજી તે દહાડે કામસર મુંબઈથી બહાર ગયલા હોવાથી તેવણે પણ ઘણી મમતાથી જરબાઈ પર લખ્યું હતું, ને કબુલાત આપી હતી કે જો બનશે તો તેવણ તે દહાડે મુંબઈ આવશે.

બીજાં ઘણાં કાગળો જુની સહીઓ તરફથી હતાં; પુણાની એક નાની-ખાનગી નીશાળમાં તેણી શીક્ષક હતી, ત્યાંનાં શીપચોએ પણ પોતાની ગુંજાસ પ્રમાણે ઘણી નાની બેટો મોકલી હતી, જે દેખાડતું હતું કે તેઓના શીક્ષકની ગેરહાજરીને જોકે લાંબો વખત થયો હતો તોપણ તેઓ તેને ભુલી ગયલાં નહી હતાં; એટલું તો ખુલ્લું હતું કે, એક બે જણ નહી પણ સઘળાં એમજ સમજતાં હતાં કે જરબાઈ પૈસાવાલા મામાને ત્યાં રહેલી હોવાથી મોજ મજાહ કરતી હશે, તથા તેઓની એવી નજીવી બેટો તેનાં નવાં ને ભપકાદાર ઘરમાં મોકલવાને તેમને આંચકો લાગતી હતી. જેઓએ એવી નજીવી બેટો પછવાડે સબુરીથી મહેનત લીધી હતી, તેઓ જો હાલ જરબાઈને જુએ કે જેણી આંખમાં આસું લાવી સઘળું ધ્યાંનથી તપાસતી હતી ને ધીમેથી બોલતી, "ઓ ખોદા! હું આએ દુન્યામાં એખલી તો નથીજ, મારી ગેરહાજરીમાં હજી સૌ મને યાદ કરે છે"—તો તેઓ પોતાની મહેનતનો બદલો મળેલો સમજતે.

આખી બપોર જરબાઈએ તે કાગળોનો જવાબ લખવામાં ગુજારી. ધનમાયે તેને ખરાં દીલથી દુવા દીધી, તથા તેણીના જવા સારૂ અત્યંત દલગીરી બતાવી, તથા ખાત્રી આપી કે ખરાબ થાય તે સારાંનેજ વાસ્તે, ખોદા કરશે તો તારા મામાની છોકરીઓ કરતાં તું વધારે સુખી થશે ને બધી રીતમાં સરસ થશે.

એની [illegible] ઘણી બગડી હતી ને ધાસ્તી ભરી હાલતમાં હતો, પણ ખોદાના હોકમથી હાલ સારી તંદરોસ્તીમાં છે."

હજુ સાંજ પડી નહી હતી, ને જરબાઈ હમેશાં બીચારી પોતાના ઓરડામાં ભરાઈ રહેલી હતી, ને હોલમાં ક્વચીતજ જણાતી, કારણકે કુંવરબાઈને તેનું આવેલું ઝાઝું ભાવતું નહી. એકાએક તેણીના ઓરડાનું બારણું ઠોકાયું, જે તેણીએ અગળું દાંકેલું હતું. આલાંમાયનો અવાજ તેણે સાંભળ્યો, "જરબાઈ હું અંદર આવું કે?" અવાજ તો આલાંમાયનો હતો, પણ તેની ઢપ એટલી તો જુદી હતી, કે તેણીએ તે મુશકેલીથી ઓળખ્યો. તેણીએ બારણું ઊઘાડયું, ને જોઈને ખાત્રી કીધી કે તે કોઈ નહી, પણ આલાંમાયજ હતી, જે તેના મામાની છોકરીઓમાંની મોટી, વધારે ખુબસુરત તથા ખવાસમાં એદલજીને વધારે મળતી હતી, ને એદલજીની માફક, જો તેણી પોતાની મા બેહેનનાં મતમાં જુદી પડતી તો તેણીના વીચાર જણાવવાની તેણીને હીંમત ચાલતી નહી; આલાંમાય જરબાઈના ઓરડાના ઊંબર પર થોભી, ને ફરીથી બોલી, "જરબાઈ હું અંદર આવું કે?"

"બચ્ચીત આવોજી, તમારાં મુબારક પગલાં આજે આ ઓરડામાં કેમ?"

"જરબાઈ, હું આજે તમારી આગળ ખુલાસો કરવા આવીછું કે મેં તમુને બીલકુલ માયા દેખાડી નથી; તમે મને માફ કરશો કે?" આલાંમાય બોલી.

"હું સમજી શકતી નથી, તમે તો કાંઈબી કીધું નથી." "જરબાઈ તે મુલાકાત, બોલો અને. તેની સગીના દેખાવથી ઘણી આશ્ચર્ય પામી; તેણે જરબાઈના બંને હાથો પોતાના હાથોમાં લીધા હતા.

"કદાચ તમારા ધાર્યા મુજબ મેં કાંઈ ઘણું ખોટું કીધું નહીં હશે. પણ આજે સહવારે જ્યારે તમો માયજી આગળ તમે શું કરવા માંગોછો તે બોલ્યાં, ને જોકે અમારા સીવાય તમારાં કોઈબી બીજાં અનલગનાં સગાં ન હોવા છતાં, તમે અમારૂં ઘર છોડી જવોછો, કારણકે આ ઘરમાં તમુને જેવો જોઈએ તેવો આવકાર કોઈનીબી તરફથી મળ્યો નથી—ત્યારે મને ઘણી દલગીરી લાગેછે, ને હું ઘણી શરમીંદી થાઉંછું. તમુને આજે ૨૧મું વરસ ઉગ્યુંછે. મને પણ ચાર મહીના આગળ ૨૧મું વરસ બેઠુંછે. તે દહાડે તો માયજીએ મને કપડાં તથા જણસ જોઈએ તે કરતાં વધારે કીધી. એટલું છતાંબી ઘણીક સહીઓ તરફથી જાતજાતની બેટો, તથા કાર્ડો મળ્યા હતા, ને માયજીએ ધામધુમ કીધી હતી; પણ જર, તમુને માયજીએ તેવું કાંઈબી કીધું નથી, પણ તેને બદલે વગર મનની મુબારકબાદી, તથા ઘણી જુની નહી, પણ પહેરેલી સારીઓ—વર્ષ દોઢ વર્ષે શાનું કાળી સારી પહેરે?—નહી જર, મને મારૂં બોલવાનું પુરૂ કરવા દેવો"—કારણકે જરબાઈ તેને વધુ બોલતાં અટકાવતી હતી. "હું નહી જાણુતી કે મને સઘળું કેમ ખુલ્લું સમજ પડયું. પણ તમે મારા ઘરમાં આવયાં ત્યારથી તે આજ સુધી જે મુંગે મોહડે

ધીરજથી સોસ્યુંચ, તે મને લાગેછે. આએ ઘરમાં તમુને આવકાર, દયા, કે સારાં ચાહનારાં મળ્યાં નથી."

"નહી, તમે ભુલોછો, મામાજી મારી પર ઘણી મેહેરબાંની રાખતા હતા, તથા ધનમાયને મારે ભુલવાં નહી જોઈએ. પણ તે છતાં હું તો તદન અંજાણુંની માફક અંજાણું ઘરમાં હતી, જોકે સગાં હતાં તો શું થયું ? હવે મને સમજ પડે છે કે તમારી મેહેરબાની મારી પર છે. એટલું બોલતાં જરબાઈને પોતાની સગીના બોલો યાદ આવી જવાથી તેણીની આંસુની ભરેલી આંખોથી હસીને બોલી, "માફ કરજો આલાંમાય, મારૂં બોલવું માફ કરજો, કારણકે તમારા સારા ખવાસની પીછાંણ હું જોઈ શકી નહી."

"તમે નહી જોઈ શકો તેમાં નવાઈ નથી. હું કોઈ દહાડેબી તમારી સાથે માયાથી વર્તી નથી;" એમ બોલીને આલાંમાય તરતજ ઉઠીને, પહેલીજ વાર જરબાઈને પ્યારથી ભેટી પડી. ત્યારપછી તેઓ એકમેકની પાસે એક બીજાંના હાથ પોતપોતામાં લઈને ઘણો વખત સુધી બેસી રહયાં. થોડાક વખત સુધી ચુપકીદી પથરાઈ.

"જુઓ જર, હવેથી આપણુ ફકત સગાં એટલુંજ નહી, પણ સહીઓ તરીકે રહીશું. આજ સુધી તેવું કાંઈબી હતું નહી. વાહલી જર! તમે હજી જવાનાં નહી હતે તો કેવું સારૂં! હું મારેથી બને એટલું કરી, આએ અમારાં ઘરને જાણે તમારૂં પોતાનુંજ હોય એવું તમોને લાગે તેવું કરૂં. અરે! પણ માયજીએ જે તમોને સહવારે કહયું તેવા બોલો સાંભળી કોણુને ખરેખર રહેવા ગમે? હું ધારૂંચ કે માયજીએ તમોને જે સારીઓ આપવા કહી, તથા બીજું એ કે, આયા સાથે કામ કરવા કહયું તે ખચીતજ શરમ ભરેલું હતું;" અને તે છોકરીને પોતાની માની બેહાઈના બોલો યાદ આવી જવાથી તેણીના ગાલ શરમથી તદન લાલ થઈ આવ્યા.

"જો તમે સઘળાં મારી સાથે કામ કરવા લાગો તો કાંઈબી કામ કરવાની મને પરવા નથી, ને સામું હું ખુશીથી તે સઘળું કરૂં, ખોદા સહુને તંદરોસ્તી બક્ષે, પણ જો કદાચ કોઈ રીક પડયું હોતે તો તેની માવજત રાત્રે ને દીવસે કરતાં હું જરા પણ કંટાળતે નહી, ને મારાથી જેટલું બનતે તેટલું બજાવતે. ધારો કે મામાજી ગરીબજ હોતે, ને પોતાનાં બચ્ચાં સાથે મને પોતાને ત્યાં આસરો આપ્યો હતે, તો હું ઘણી ખુશીથી તેવણુની ગુલામગીરી કરતે, ને તેવણુને દેખાડી આપતે કે તેવણુને ઘર રહયાથી હું કાંઈ તેવણુને માથે પડી નથી; પણ તમે તો સઘળાં પૈસાદાર છેઓ, ને તમારી દરેક ઈચ્છા પુરી પાડવામાં આવેછે. આયા સાથે બેસીને કોરો ભરવી ને આયાને બદલે હું ચાકરડી દાખલ રહું, એ વીચાર."

"વાહાલી જર, મારે ખાતર હવે વધુ ના બોલ, મારેથી ખમાતું નથી. હવે મને બહુ ખુરલું થાય છે." આલાંમાય જરબાઈને વધારે બોલતાં અટકાવી વચમાં બોલી, અને જરબાઈના હોઠપર પોતાના હાથ ઢાંકી દીધા. "ફકત તેથીજ, ને માયજી અવાર નવાર જે તાણા તમુને મારતાં હતાં તેથી તમુને અમારા ઘરમાં રહેવા ગમયું નહી હશે. વારૂ, હવે આએ ભેટ હું તમોને આપવાં લાવી છું, તે લેવો તો 'હું જાણું કે તમે મને માફ કીધી છે" ને આલાંમાએ પોતાનાં ગજવાંમાંથી વીંટીની એક દાબડી કાઢી, ને તે જરબાઈનાં સુંદર આંગળાં પર પહેરાવવાની તજવીજ કીધી.

"નહી વાહાલી આલાં, મને તે લેવા કેહો ના; હું તે લઈ શકતી નથી."

"પણ તે મેં પોતે ખરીદેલી છે ને મને મહીને દહાડે માયજી એટલું બધું ગજવાં ખરચ સારૂ આપે છે કે મારે મનથી તો એ કાંઈ બીસાદમાં નથી. ખચીત કોઈબી માણસને જ્યારે ઘણા પૈસા હોય છે, ને પોતે સુખી હોયછે, ત્યારે તેને કોઈના દુ:ખનો વિચાર આવતો નથી, ને તે એકલપેટુ થતાં શીખેછે."

"નહી આલાંમાય" જરબાઈએ બોલવાનું ચાલુ રાખ્યું, "હું તે લઈ શકતી નથી. એવી એક હીરાની વીંટી મારા જેવી છોકરાંઓની ચાકરડીના હાથપર કાંઈ છાજેબી? જો મને વીંટી પહેરવા ગમતી હોતે તો મારી પાસે મારાં માયજીની વીંટીઓ ઘણી છે, તે હું પહેરતે."

"તમે ચાકરડીનો બોલ હજી સુધી બોલો છો, જે દેખાડે છે, કે તમે હજી મને માફ કીધી નથી;" આલાંમાય હાય મારી બોલી.

"હા, હું ભેટ લઉં, પણ તે એવી કીમતી નહી પણ નજીવી, પણ જ્યાં લગી જીવશ, ત્યાં લગી હું તે મારી પાસે રાખશ, મને તમારી સખી ગમે છે, જો તે મને આપશો તો હું ખુશીથી લેવશ. મને એટલુંજ જોઈયે છે, તમારો ચેહેરો જેવો હમણાં દેખાય છે, તે હું કદી ભુલનાર નથી."

"તમુને નજીવી ભેટ જે જોઈયેછે તે હું તમુને આપશ ને જ્યાં સુધી તમે એ પહેરવાનો વિચાર કરો નહી ત્યાં સુધી હું એ વીંટી મારી પાસે રાખશ" ને તે વીંટી તેની દાબડીમાં મુકી, પોતાનાં ગજવામાં સેરવી દીધી. "હવે તમે મને કહો કે તમારે સારૂ હું બીજું શું કરી શકું ?"

"મામાજી તમારાં કરતાં સકારેથી નાસ્તો કરે છે, ને એવણને સારૂ હું પોતે કાફી કરૂં છું, ને તેવણ સાથે ટેબલ આગળ બેસું છું. એવણને પહેલાં જરા અસીકું લાગશે ખરૂં; તમે કોઈ કોઈ વખત એવણ સાથ નાસ્તો લેશો?"

"હું કેવી ખરેખર આપમતલબી કે મને આજ સુધી એવો વિચાર આવ્યો નહી. જર, મારીપર તદન વીસ્વાસ રાખ; હું હમેશાં એવણ સાથે નાસ્તો કરશ. જો કદાચ કાંઈ ખાસ કારણથી અથવા રાત્રે મોડેથી સુવાથી, જો બીજે દહાડે મોડેથી સકારે ઉઠાશે નહી તોજ નહી બનશે, પણ કાંઈબી કરીને જેમ તમે કહો છો તેમ હું કરશ."

"ત્યારે તો મામાજીને તદન અસીકું લાગશે નહી, પણ હું ધારૂંચ કે તમે બધાં મને જલદી વીસરી જશો," જરબાઈ હસીને બોલી, કારણ કે તેણી સાંભળીને ખુશી થઈ કે હવે બાપ દીકરી એકમેકના સંબંધમાં વધારે આવશે ને તેથી એદલજીને ઘણો સંતોષ મળશે. ત્યાર પછી બેઉ છોકરીઓ

વીસ્વાસુ સહીઓ થઈ ગઈ, ને જરબાઈ ક્યાં જવાની તથા શું કામ પોતાને માથે લીધું હતું તે સઘળાંની વીગત બરોબર કહી. "મને પુણેવાલાં માણેકબાઈએ જગા સારૂ લખ્યું, ને તેવણે પોતાનાં રતન ડોસાંને મારી સાથે મોકલવાને કહ્યું છે. તમુને અજબ જેવું નહી લાગતું કે હું પોતે તો ચાકરડીમાં ખપું, ને વળી મારી સાથે એક માણુસ લઈ જાઊં ? છેક લેનોલી સુધી લઈ જવા કહ્યું છે."

"માણેકબાઈને તમારે વાસ્તે ઘણો સારો વિચાર હોવો જોઈયે; તેવણ જાણે છે કે તમે ગુલબાઈ સાથે શું શું સરતો કીધી છે તે ?"

"હું તેનો જવાબ તમુને ખાત્રીથી કહી શકતી નથી, પણ માણેકબાઈ મારાં માયજીનાં સાચ્ચાં સહી છે, એમ તો હું ખાત્રીથી જાણું છું. મારાં માયજી તો બચપણમાંજ ગુજરી ગયાં, પણ એવણે ઘણીક રીતે તેવણનો વગ રાખ્યો છે, હું છેક સત્તર વરસની થઈ ત્યાં સુધી. ત્યાર પછી"——"ત્યાર પછી શું ?" આલાંમાય બોલી.

"તેવણનો છોકરો, જે તે વખતે મુંબઈમાં સગાંને ત્યાં રહેતો હતો, તે પુણે આવ્યો, ને ત્યાર પછી હું ઘણી ખરી એવણને ત્યાં રહેતી નહી, પણ બાવાજી આગળજ રહયા કરતી."

"હું ધારૂંચ કે મેં માણેકબાઈ તથા તેવણના છોકરાને જોયાં છે. છોકરાનું નામ જાલ છે કે ?"

"હા, જાલ છે, એ લગભગ ત્રીસ વરસનો થયો હશે. હું ફેક્ત નવ વરસની હતી ત્યારે એ લગભગ ૨૦ વરસનો હતો. મારા બાવાજી એના શીક્ષક થાય, ને પોતાના માસ્તર દાખલ બાવાજીને એ ઘણું માન આપતો, ને અમે હમેશાં સાથે રમતાં હતાં. હમણાં તે કેવું લાગે છે, હું કેવરી મોટી થઈ છું, ને એબી ઘણો મોટો થઈ ગયો છે. થોડાં વરસમાં કેટલો ફેરફાર ?"

"જાલને પોતાની મા પર ઘણો પ્યાર લાગે છે, ને માયનો જીવબી છોકરાપર કાંઈ થોરો નથી" આલાંમાય બોલી, "ખરેખર તે એક ભલો ને મોટાં મનનો છોકરો જણાય છે. આઈમાય તો એમજ ધારતી કે એના જેવો સરસ છોકરો કોઈજ હશે." જરબાઈએ પક્કાઈથી હસીને પુછ્યું, "શું જાલ પણ એમજ ધારતો હતો કે આઈમાય જેવી બીજી કોઈ છોકરી હશે નહી ?"

"તે તો આઇમાય કે બીજી કોઈબી છોકરી સારૂ જરા પણ દરકાર કરનો હોય એવું જણાતું નહી હતું. મારી કહેવાની મતલબ એટલી છે કે, તે ખાસ ધ્યાન કોઈપર આપતો નહી હતો. તે સર્વે સાથે મમતા, ને સભ્યતાવાળો હતો ને ઉમરે પુગેલી સ્રીઓ તથા બચ્ચાંઓ સાથે ઘણોખરો વખત ગુજારતો. જો મારી અતકલ ખરી હોય તો, જાલ કોઈને અમથું બહારનું હેત દેખાડવાને રાજી નથી, કારણ કે તેમ કરતાં પછાડેથી દુઃખને દલગીરી પેદા થાય છે. હું ધારૂંચ કે એની એકબી બેહેન હોશે નહી; જો કદાચ હોય તો એ ઘણો સરસ ભાઈ નીવડે ખરો."

"અગરજો કોઈબી વખતે એક ભાઈની જરૂર પડે ત્યારે જો તમે એની મદદ માંગો તો એક ખરી નીતીમાન, જરથોસ્તી માના ફરજંદ માફક હમેશાં તૈયાર છે. હું તેને ઘણી સારી રવેશે પીછાંણું છું." અસલી યાદદાસ્તો તાજી થવાથી જરબાઈનો ચેહરો ખુશાલીથી પ્રકાશી રહયો, પણ પછી થોડે વારે શીક્કો પડી ગયો ને બોલી, "હવે હું જાલને ફરીથી મળશ નહી. મારા બાવાની હઇઆતીમાં તો અમે પુણામાં તથા બીજાં શેહરોમાં જયાં અમે જતાં ત્યાં વગવાલાં ગણાતાં હતાં, પણ ત્રણ દહાડા પછી તો તમારાં માયજીના કહેવા પ્રમાણે તો હું એક ચાકરડી થઈશ. જો કે કોઈબી પ્રમાણીક ધંધાથી માણસને એબ લાગતી નથી, પણ માણસથી ધંધાને એબ લાગેછે."

"જરબાઈ તમે એ વીચાર છોડી દેવો. મારેથી તે ખમી શકાતું નથી. મારા બાવાજીનું હેત તમારી પર ઘણું છે; ને તમે આએજ ઘરમાં અમારી સાથે રહેવો તેવી મારીબી મરજી છે. આઈમાય પણ મારી સાથે એકમત થઈ જશે, કારણકે તેણી દેખાય છે એટલી સખત દીલની નથી; અમે બેઉ જણાં મલીને માયજીને સમજાવશું. બસ, એટલું કહો કે તમે આંહી રહેશો."

"હમણાં નહી, વ્હાલી આલાંમાય, પણ જો કદાપી તેવો વખત આવે, કે જ્યારે મારી ખાત્રી થાય કે તમે સઘળાં મારે વાસ્તે આતુર છેવો, ને મારી તમુને અગત છે, તો હું પાછી આવશ."

આલાંમાયને આટલું સાંભળીને સંતોષ પામવાની ફરજ પડી. તે છોકરીઓ હેત તથા દોસ્તીના ગાંઠથી એકમેક પાસ કબુલાત લઈ છુટી પડી, ને જરબાઈ જે કેટલા મહીના થયા દુઃખી દીસે ઊંઘાતી હતી, તે આજે નીરાંતે ખુશ દીસે ઊંઘાઈ; જરબાઈના જવાની એક દહાડો આગમચ એદલજી ઘરમાં આવશે એવી સર્વેને વકીહતી પણ તેને બદલે એક તાર આવ્યોઃ—

"રસ્તામાં અકસમાત બન્યો છે, આગગાડીને ઢીલ થઈ છે, કાંઈબી ઈજા થઈ નથી."

જરબાઈ તો તે દહાડેજ જનાર હતી, પણ એદલજી તેણીને મલી શક્યા નહી. કુંવરબાઈએ તેણીને મલવાને સારૂં ના પાડયું, ને સામું કહેવાડયું કે જરબાઈની સુધ જ્યારે ઠેકાણે આવે ને જે ભુલ ભરયું પગલું તેણી ભરવા નીકલી છે તેને વાસ્તે જ્યારે તેને પુરતો પસ્તાવો લાગે ત્યારે તે લખીને જણાવે.

આઈમાય તેની બેહેનના સમજાવ્યાથી જરબાઈને છેલ્લી સલામ કરવા તેના ઓરડામાં ગઈ; ઘનભાયે આંખમાં આંસુ લાવી તેને ઘણી સારી દુવા ચાહી ને જે ભાડુતી ગાડી જરબાઈ સારૂ મંગાવી હતી તેમાં આલાંમાય પણ સાથે બેસીને જરબાઈને સ્ટેશન સુધી મુકવા ગઈ ને છેલ્લી ઘડી સુધી ઘણા દીલાસાના બોલો કહયા, ને રતન ડોસાં સાથે જરબાઈ પોતાની મુસાફરીએ નીકલી.

આલાંમાયના દીલમાં હાલ સારી લાગણીઓ થયાથી આઈમાય ને કુંવરબાઈ સાથે ગાડીમાં ફરવા જવાને બદલે પોતાના પીતાને સ્ટેશનપર લેવા ગઈ.

જ્યારે એદલજીએ પોતાની ખુબસુરત છોકરીનો ચેહરો કોઈ મુસાફરની રાહ જોતો જોયો, ત્યારે તેવણની અજાયબીનો કોઈ પાર રહયો નહી. તેવણને એવો વીચાર તો આવ્યોજ નહી કે તેણી પોતાના પીતાની રાહ જાતી હશે, પણ જ્યારે ટ્રેન થોભી

ને આલાંમાયે નજદીક જઈ કહ્યું "બાવાજી હું તમુને સહી સલામત જોઈ ખુશી છું," એટલું બોલી તેણીએ પોતાના પીતાને કોટી કીધી ને જે ગાડીમાં તેણી આવી હતી તે ગાડી તરફ આંગલી બતાવી તે તરફ ચાલી.

"મેં જે તમુને કોટી કીધી તે એમજ જાણજો કે તે તમુને જરબાઈએ કીધી."

"શું જરબાઈએ? તેણી ગયલી તો નહી હોવી જોઈએ. હું તો એમ ધારતો હતો કે તમે સઘળાં મલી, જ્યાં સુધી હું આવું ત્યાં સુધી એને રાખશો; મારી એક પુરી બેહેનની એક પુરી છોકરી, શું એટલી જલદીથી મારાં ઘરમાંથી જાય?"

"તેણી રહી શકી નહી, મેં તેને સમજાવાની ઘણી કોશેશ કીધી; બાવાજી, હું દલગીર છું કે જરબાઈ સાથ હું માયાથી વર્તી નથી. હાલતો અમુને ઘણી દોસ્તી થઈ છે, ને હમેશાં તેવીજ રહેશે. જવાને સારૂ હું જરબાઈને બદલામ કરતી નથી, તેણી કેમ રહી શકે તે તમે સઘળું હજી જાણતા નથી. હું ધારૂંચ કે જરબાઈનાં વરસને દહાડે જે સઘળું બન્યું તે મારે તમુને કહેવું જોઈએ, પણ તમે મને વચન આપો કે માયજી આગળ તમે એકબી બોલ બોલો નહી. હવે એવણને પણ જરા દલગીરી લાગી હોશે ખરી, ને હજીબી આપણે કોઈથી તે વીષે વાત છેડશું નહી તો તે એવણને વધારે લાગશે.

ત્યાર પછી આલાંમાયે જે સઘળું બન્યું હતું તે પોતાના પીતાને કહ્યું, ને એદલજીએ તે સઘળું કાંઈ દલગીરીથી સાંભળ્યું નહી, કારણ કે, આલાંમાયથી તો જેટલું બન્યું તેટલું કરીને જરબાઈને ખુશ રાખવાની તજવીજ કીધેલી હતી, જે સંખ્યાબંધ કાગળો આવ્યાં હતાં ને પુણેવાલાં માણેકબાઈએ જે મેહેરબાની કીધી હતી તેથી, તથા છેલ્લે જે દોસ્તીનો ગાંઠ બેઉ વચ્ચે દગ્ગણો બંધાયો હતો, જે સગપણ કરતાં પણ વધુ હતો, એ સઘળું સાંભળી એદલજી કાંઈ દલગીર થયા નહી અને આલાંમાયે પોતાનું બોલવાનું ચાલુ રાખ્યું; "જરબાઈ કદાબી પોતાનાં નાગને ખરાબ લગાડનાર નથી. હું ઈચ્છુંચ કે હું એના જેવી છોકરી હતે તો કેવું સારૂં!"

એદલજીએ જે, પોતાની બેટી તરફથી સાંભળ્યું હતું, તેમાં તેવણને ખરૂં ખુશી થવાનું હતું, ને તેણીની સુચના ધ્યાનમાં લઈને તેવણે જરબાઈની રવાનગી સારૂ કાંઈબી ઈસારો કીધો નહી, ને સુપરદીમાં કુંવરબાઈને કરાર તેમજ હપકા જેવું લાગતું હતું, કારણકે તેણી ધારતી હતી કે ઘરમાં જબરો ફેરફાર થવાનો. જોકે જરબાઈનો પગ કહાડવા તેણી રાજી હતી, પણ તેણી પાસે તે વીષે કાંઈબી બાહાણું તૈયાર હતું નહી.

બીજે દહાડે સવારે જ્યારે એદલજી નાસ્તો લેવા નીચે ઉતર્યા ને વીચાર કરતા હતા કે તેવણને આજે એખલા બેસીને નાસ્તો કરવો પડશે, તેટલાં તો આલાંમાયને ટેબલ આગળ બેઠેલી જોઈ; જેવા પોતાના પીતાને આવતા જોયા કે તરત તેણી ઉઠીને તેમને ભેટી પડી.

"હવે ફરીથી મને બીજી કોટી કરો, કારણકે હું તો હવે જરબાઈની કારભારી થઈછું;" એદલજીને પોતાની છોકરીનો એવો આવકાર મળવાથી તે તેવણને ઘણું નવું લાગ્યું, ને છે કે નહી, તે મુશકેલીએ માની શકયા. "આ… અહીં આવી બેસશે તેવી વકી મને નહી હતી…

"નહી બાવાજી, હું હવેથી વધારે સારી છું… કોશેશ કરશ, મેં તમુને ગઈ કાલે કહ્યું હતી કેની કે… ઘડા શીખીછું; જેમ હું ઈચ્છુંછ તેમ જો હું … રાખજો કે જરબાઈજ મારી પહેલી શીક્ષક હતી… એને પુછ્યું કે એને માટે હું શું કરી શકું, ત્યારે… તમારે સારૂં કહ્યું, જો એ મને કહેતે નહી, તો … બેસતે નહી; હવેથી હું તમુને એખલા નાસ્તો … નથી," અને આલાંમાયે પોતાની કબુલાત પાળી.

[સાંધણ છે.] જાઈજી ખ…

# સ્ત્રીઓનું છુટાપણું.




…ઓના છુટાપણાનો વીષય… સુધારાની સાથે સંબંધ ર… વણીનું પરીણામ સુધારો … ઓનું છુટાપણું ખરા સુ… અમુલ્ય સાંધણ છે.

હીંદુસ્તાનના ઈતીહાસ … જણાય છે કે અસલના વ… સ્ત્રીઓની રસમો યુરોપની… વધારે અનુસરતી હતી, … પણ આપણ ગયા વખતમાં ભોગવતાં હતાં, તે … નથી ભોગવતાં, અને કેટલે દરજ્જે આપણે છુટ… વાને લાયક છઇએ—એ સવાલ કેવી રીતે ઉતપન…

ટુંકમાં કહીયે તો, હિંદુઓના પ્રખ્યાત કાય… મનુના કાયદાથી સ્ત્રીઓની સ્વતંત્રતાને મોટી હ… અને ત્યાર પછી હિંદુસ્તાનમાં મુસલમાન લોકોનો… "ઝનાના" નો એટલે પરદેપોશ રહેવાનો રે… કારણોને લીધે દેશની ઘણીએક જાતના લોકોમાં… અને હજુ કેટલેક ઠેકાણે જલવાઈ રહયો છે.

"ઝનાના" નો રેવાજ દાખલ થવાથી હિંદુ… નુકસાન થયુંછે; અને જોકે બલા ઇંગ્રેજી રાજને… થી દેશની પુરાતન કીર્તી પાછી સજીવન થ… સ્ત્રીઓની પંકતીમાં જોઈએ તેટલો ફેરફાર… ઇંગ્રેજી કેળવણીથી યુરોપનો સુધારો અને પ્રકાશ… પંથરાયો છે. કેળવાયલા વર્ગમાં સ્ત્રીઓ જુવે છે કે… ભરથારો અને ભાઈઓ આપણા કરતાં વધારે ભણે… થીજ વધારે હક ભોગવે છે, ત્યારે સ્વભાવીક રીતે … હક મેળવવાનો ઉમંગ થાયછે. વળી જ્યારે આ… જોઈએ કે યુરોપ અને અમેરીકામાં સ્ત્રીઓ મા… નહીં પણ રાજદ્વારી હકો મેળવવાને યત્ન… આપણને કહેવામાં આવે છે કે કેટલાક પ્રખ્યાત… કર્તાઓનાં મત એવાં છે જે કુદરતી રીતે જોતાં…

આવી પડતાંજ તે મટાડવાના ઉપાય લેવાને બદલે નીરાશ થઈ બોલે છે કે "નસીબમાં હશે તે થશે;" અને જ્યારે પોતાની બેદરકારીથી કાંઈ બુરાં પરીણામ નીપજે છે ત્યારે તેઓના વેહમમાં વધારો થઈ, નસીબ છે એવા વીચારને ટેકો આપે છે, પણ તેઓ સમજતાં નથી કે તેઓની બેદરકારીએ બુરાં નસીબનું ફળ ઉપજાવ્યું છે. માટે પ્રીય બેહનો, યાદ રાખજો કે નસીબથી કાંઈ જીંદગી સુખી કે દુઃખી બનતી નથી, પણ તમારાં નસીબનું બાંધણુ તમારા પોતાનાજ હાથમાં છે યાને તમે પોતેજ તમારૂં નસીબ ઘડી શકોછો. માટે નસીબને માટે નીરાશ ન થતાં તમારા પોતાના સદ્ગુણોથી, ઉદ્યોગથી અને હીંમતથી આ જીંદગીમાં તમારો રસ્તો કાપજો, કે જેથી દુઃખરૂપી દરીઓ સેહલથી પસાર કરી અને ફતેહથી પાર ઉતરી તમે પોતેજ તમારે હાથે સારૂં નસીબ ઘડી શકશો. માટે બેહનો, કદી બી નસીબ તમોને પકડે છે એવું વીચારતાં ના, પણ નસીબને તમે પોતે પકડજો.

ધનબાઈ ૬૦ શેઠના.



# મો ટાં મા ય ની મુ લા કા તો.



(લખનાર તેવણુ પોતે.)

## ભાડેનું ઘર.

મરે રે મરે કોટના ઘેર પર આગ લાગે ને તેના વસતાં વાપરતાંનેબી સું કેવું તે મરૂં તમે માનસો કે ભાડેના ઘેરથી તો માય મેં હાત જોરીઆ. બલા જાને રે એવાં રેઆને વગુત પરીજે રે એવું વસવાનું. એના કરતાં તો મારા વલસારના ઘેરને સાતસો સલાઈ. મારૂં જુનું ઘેર તો મરૂં સઉ વાતે સારૂં ઉતું જો તેતરીસ રૂપી આ ભાડાંના આપતાંતાં, પણ અખઈ રેયો દીનસા દર રોજ દવારો કરતો તો કે માએ ધુમારો ઘણો આવેચ તે મરે ધુમારાને તે કંઈ આરો હાત કરાય. પછી એ રોજ ઘેરમાં રન પરે તારે એક દારે મેંજ મારી વઊને કયું ને હમે બેઊ જનીઓ ઘેર સોધવા સારી પેહરીને નીકરી પણ તમે માનશો માએ આખા કોતમાં ફરીઆં ને શુરાની કરી કીધી પણ ઘેર ખાલી નઈ મલીયું ને મલીયું તારે સતરસો વાંધા ને તારે વાંધા વીસતીબી કેવા કે સાંભરીને કેતાંનેજ ધધરીને તાપ ચરે. પીથાંના મોલામાં એક ઘેર ઉતુ તેનો ઓતલો તો આટલો છીપકીઆ જેટલો ને તે પર બબે દુકાન ને અંધારી ગપત જેવી ખરકી ને તીજે માર ખાલી. કેઠાં પેસે મારે ઘેરવારાં રીએ. તે કેજે માએ મારૂં ઘેર તો પણું ભાયગવન છે જે આવેચ તે પની અદરાઈને વીઆ વાજન કરીને જાયચ. પણ મારા ઘેરમાં તો માએ ભીતપર ખીલો ગોઠવા નઈ દેતું ને ખીમો ખુંદવાનો હોય તો ઓટલાપર જઈને ખુંડી આવો ને છોકરાંઓને ધપર ધપર ચર ઉતર કરવા નઈ દેઉ ને ઈંતકો કરવા નઈ દેઉ ને પાનકો કરવા નઈ દેઉ એમ કરવા બેઠી. હતો મોનું મટીને ઉભી ને મારી જીસરાઈ વઉએ તો હાજી હાજી કીધું પછી ઘેરવારીના ને તેના પેરપર પુરો મુકીને ઉતરીઆં. એક મુકું ભાગાં ભસતાં જેવું ઘેર બનાજીની સેરીમાં ઉતુ પણ મરે તેની ઘેરવારી તો કેજે અમના મોર ઘાંઠીઆનો ઘણો ધાક છે તે માએ ઘેરનું બારનું તો રાતના આઠ વાગા પછી ઉઘારવા દેવું નઈ. એ શું મરે રે મઈશાં સાસરાં સુઈ. તારે મારો અખઈ રેઓ દીનસા તો મઇનાના દસ દારા વારી સધાવે તે રાતના મોરો આવે તારે તે સું બારી વાતે ચરીને આવે કે. મને ચીર તો એવી લાગી કે શું કરૂં. પછી મોદીખાને કોઈનું મોટું ઘેર હોશે તે જોવા ગીઆં. શું ઘેર, જાને જને રાજના મોલજ જોઈ લેવો. ખાસા મોટા ઓડા ને રાની ને નલ ને કુવો ને સઉ પણ મરે પેલા મુઆ કેએ તેવી વાત. કેઠા અરકાએલા માએ ઉપરજ બેસતાં દેખું. મરે રે ધરમ ધીઆન કાં રેયું. તમે સુધારાવારાઓની આઈબાઈના પેટ બરે તે આએ વરી નવું શું સોધી કારીઊ. મારો જીવ સો એવો કમકમીઓ કે હાલ હાલ ઉતરી પરીને ગેર જઇને ગાથાં સવાઈ નાઇ. પછી દુખે પાપે એક ઘેર જુને મોદીખાને સોધી કારીઉં તે સઉ રીતે સારૂં છે કુવો નર સઉ છે પણ મરે દમની એટલી નાલી કે આંકીબી તંગાય નઈ ને ખબાંપર પાણીનો આંડો લીધો હોયની તો મોબની સાથે અથરીને આંધાં સુધાં છીખઇ જઈએ. ઘેરવારાએ તો મારી સાથે એમ બોલી કીધેલી કે દર ચાંદરાતે ભાડૂં આપવું પણ મારો દીનસા તો વરી પરીઓ કે માએ એ સો એ લુચાઈ કરેચ. ચાંદરાતે ભાડૂં આપીએ તો અદીક માસની વખતે બે ભાડાં આપવા પરે. મારી જાને બલા કે અદીક માસ તે શું બરીઓચ તે પછી એ જઈને ઘેરવારા સાથે મરાઈ આયો ને પછી સરકારી ધારા પરમાને ભાડૂં આપવાનું નકી કીધું, પણ માએ અધીપતનજી તમે માનસો મને ફર ધરે તેવું ઘેર મલીઉં નઈ. મેં તો દીનસાને કેયું કે એમને એમ અજાર. બે અજાર ખરચીને એક થોબડું બંધાવીજ દે કે ધરી ઘરી આલાં ખાલી કરવાની કફારકુત નીકરી જાય ને બચાં કચાં વાપરે ને વરી નામ થાય.

મેહેરબાઈ ન૦ ૯૯૦ પટેલ.

ફીલસુફ સોક્રેટીસ વીશે એવું કહેવાયછું છે કે એક દીવસે તે તેની બાયડીની કટકટથી અતી કંટાળી બાહેર જઈ દરવાજાના ઉબર પર બેઠો. તે બાયડીએ જ્યારે જોયું કે તેણીની ધમકીની તે કાંઇ દરકાર કરતો નથી અને ઠંડે પેટ સધળું ખમે છે, ત્યારે એક પાણીથી ભરેલો ઘડો લાવી તેનાં માથાંપર રેડયો. જેઓએ આ દેખાવ જોયો તેઓને ગરીબ બીચારા સોક્રેટીસના હાલ તરફ હસવું આવ્યું; પણ તે ફીલસુફ જરા હસી બોલ્યો "હું ધારતો હતોજ કે આટલાંબધાં તોફાન પછી વરસાદ આવશેજ."

આદત કદી જતી નથી—એક હસવા સરખી વાત એક બુઢા કંજુસ વીશે કહેવાયછે છે કે તે જ્યારે મોતની અણીપર આવ્યો ત્યારે પોતાની સધળી દોલત પોતાના ભત્રીજાને આપી જવાનો ઠેરાવ કરયો, કે જે તેની તરફ થોડી ઘણી માયા બતાવતો હતો. "દીકરા, હવે હું આ દુન્યા છોડી જાઉં છું" તે બોલ્યો "અને મારી સધળી દોલત હું તુને આપી જાઉં છું. તુને બધું મલી પાંચ લાખ રૂપયા મલશે. હા, હવે હું ઘણોજ નાતવાન થઈ ગયો છું અને હું બે કલાકથી વધારે જીવીસ નહી. હા, હા, દીકરા, હું જાઉં છું! મને ફકત બે ટકા વ્યાજ આપ અને હમણાંની હમણાં સધળી દોલત લે!"



મીસ મરાયા એડજવરથ.

Miss MARIA EDGEWORTH.



# નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

## મીસ મરાયા એડજવરથ.

જનમ ૧૭૬૭—મરણ ૧૮૪૯.



એક માન પામેલાં આઈરીશ કુટુંબની ઓલાદની આ એક વખતની લોકપ્રીય ગ્રંથકાર બાનુંનો જનમ, ઓકસફર્ડશાયરના પ્રગણામાં તા૦ ૧લી જાનેવારી ૧૭૬૭ને દીને થયો હતો. તેણીના બાપ રીચરડ એડજવરથને આયરલંડનાં એડજવરથ નામનાં શેહરમાં મોટી મીલકતનો કબજો મળવાથી પોતાનાં કુટુંબ સહીત ત્યાં જઈ વસ્યો હતો. મી૦ એડજવરથ અતી અક્કલવાળો અને હુશીયાર પુરૂષ હતો, તે પોતાનું ચાલાક મગજ મુખ્ય કરી વ્યવાહરોપયોગી બાબદોમાં રોકતો હતો, અને યંત્ર સંબંધી તેમજ વીદ્યા ઈલમની બાબદોનો પુશકળ શોખ ધરાવતો હતો; પણ તેનો જીવ તો ગોયા તેનાં ઘેરમાંજ ભરાયલો હતો, અને તેની વડી બેટી મરાયાથી હમેશ મગરૂર રહેતો.

મરાયા નાનપણથીજ વીદ્યાનો શોખ બતાવતી આવી હતી, અને તેણીની આ બુદ્ધી ખીલવવાને અને સારો માર્ગ તેણીને બતાવવાને મી૦ એડજવરથ હંમેશ આનંદ પામતો. પહેલી શરૂઆતમાં તેણીને આવી દીલસોજી અને મદદ મળવાથી કેવો અમુલ્ય ફાયદો થયો તે કહેવાની અગંત નથી. જ્યારે પણ તેણી કાંઈ વાર્તા યા તો રસાલો લખવાનો વીચાર કરતી, ત્યારે તેણી હમેશ તેનો ખરડો પોતાના બાપ પાસ લઈ જતી, અને જ્યાં તેણીને મુશકેલ્યાત નડતી હોય તે દુર કરવાને તે પોતાની બનતી મદદ આપતો હતો.

કેટલોક વખત તલક બાપ અને બેટી સાથે લખતાં હતાં, અને કેટલાંક પુસ્તકો બેઉથી સાથે લખાયલાં બાહેર પડયાં હતાં. મીસ એડજવરથ ખરેજ એક પરોપકારી બાનું હતી, અને અંહીજ તેણીની વીદ્યા જાણવાની શકતીનો છુપો ભેદ સમાયલો હતો. ૧૮૦૪ માં મીસ એડજવરથે Popular Tales ના ત્રણ ગ્રંથો બાહેર પાડયા, કે જે તેણીની ઊંચી મનશકતીનું બરોબર વર્ણન આપતા હતા; તે વખતની માફક મોટી મોટી ફીશીયારી ભરેલી કથાઓ લખવા કરતાં આ જુદીજ જાતનો માર્ગ પકડવામાં તેણીને કેટલી હીમત રાખવી પડી હશે? મીસ એડજવરથે તેમ કરયું, અને તેણીનાં લખાણોની ફતેહથી હીમતનો બદલો વળી ચુકો.

આ સદીની શરૂઆતથી કે જ્યારે મીસ એડજવરથે પોતાનું લખાણ શરૂ કર્યું હતું, તે ૧૮૨૫ તલક લગભગ દર વરસે તેણીની કલમથી લખાયલો એક એક ગ્રંથ બાહેર પડયો હતો. એક પછી એક તે નીકળતાજ ચાલ્યા, અને તે સઘળાને લોકો તરફથી પુરતો આવકાર મલતો ગયો. વાર્તાઓ કે જે મધે ઊંચા સંસારનાં ચીન્હો અને રીતભાત વીશે સખ્ત ટપકો દીધામાં આવ્યો છે, અને ફીશીયારી ભરી મંડળીમાં ફરી બેવકુફી ભરી રીતે જીંદગી કેમ ગુજારવામાં આવે છે, અને ધનવાન લોકો પોતાનાં સ્વદેશી નાનાં ગામડાં છોડી લંડનની મોજ મજાહમાં કેવી રીતે ખુવાર થવા જાય છે, તે અતી સારી રીતે દરશાવવામાં આવ્યું છે.

૧૮૧૭ માં મીસ એડજવરથે પોતાના બાપને ખોહયો, અને આથી તેણીને એટલો તો ગમ લાગ્યો, કે થોડોક વખત સુધી લખવાનું પણ તેણીએ બંધ પાડયું. કલ્પીત કથાઓ પાછી લખવા પહેલાં તેણીએ પોતાના બાપની જીંદગીનો હેવાલ લખવાનો શરૂ કરયો, અને તે મધે તેણીની મનશકતી ખીલવવાને કેવી અમુલ્ય મદદ તેણે કરી હતી, અને તેણી તે માટે તેની કેટલી આભારી હતી, અને તેનાં મોતથી તેણીને કેટલી ખોટ ગઈ હતી, તેનું ઘણું અસરકારક રીતે બયાન કર્યું છે. આ પુસ્તક ૧૮૨૦ માં છપાઈ બાહેર પડયું.

૧૮૨૩ માં મીસ એડજવરથ તેણીની બે બેહનો સાથે સર વોલતર સ્કોટની મુલાકાતે ગઈ; તે તેણીની મર્યાદા, બોલવાની ઢબછબ અને હુશીયારીથી છક થઈ ગયો; તેને તરતજ માલમ પડયું કે વીદ્યાનો અભ્યાસ કરવાથી ઘેરગતુ બાબદો તરફ બેદરકાર તેણી હતી નહી, પણ એક સ્ત્રીને છાજતી દરેક બાબદમાં માહેતગાર હતી. તેણી જ્યાં જતી ત્યાં ગોયા ખુશાલીજ પંથરાતી અને પોતાના હસમુખા સ્વભાવે સૌનાં દીલ છુતી લેતી હતી.

૧૮૪૯ ના મે માસની એકવીસમી તારીખે મીસ એડજવરથની લાંબી જીંદગી ૮૩ વરસની વયે ખતમ થઈ. તેણીની માંદગી ફકત અરધા કલાકનીજ હતી, અને ઘણી શાંત રીતે ગોયા મીઠી નીંદમાં પડી હોય તેમ મરણ પામી.

કવીતાનો શોખ મીસ એડજવરથ મુદ્દલ ધરાવતી ન હતી, અને તે આપણુને તેણીનાં લખાણ પરથી માલમ પડી આવે છે. તેણીને દુન્યાનો અનુભવ પુરનો હતો, અને આથીજ તેણી પોતાની વાર્તાઓમાં માણસ જાતની બેવકુફીઓ અને ગુનાહોનું બયાન ઘણી સેહલાઈ અને સંક્ષેપમાં કરે છે. તેણીના વખતના લખનારાઓમાં મીસ એડજવરથ પહેલો દરજ્જો ધરાવે છે, અને તેણીની કલમથી લખાયલાં વીસ પુસ્તકો જે બાહેર પડયાં છે તે લોકો ઘણા હરખથી વાંચે છે.

ગુલબાઈ ક૦ પાટક.





# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૨ જું (ચાલુ)—મદીરા, ટેનેરીફ, અને કેપ દી વરદના ટાપુઓ.

રવીવાર, તા૦ ૨૩ મી જુલાઈ—કપટાને હુકમ કીધો હતો કે કોઈને સહવારનાં જલદી ઉઠાડવા નહી અને તુટક પણ ધોવું નહી, તેથી હમે સર્વે સાડા દસ વાગતાં લગી સુતાં અને બાર વાગે આસ્તે રહીને તુટક ઉપર ગયાં.



૯—બાગ માહેલું નાળીએરીનું ઝાડ.

તેનેરીફના લોકોએ કોઈ સ્ટીમર નહી જોયલી હોવાને લીધે તેઓ બધાં ટોળાંઓ થઈ હમારી "સનબીમ" જોવા આવ્યાં. જો કે તે લોકોના આવ્યાથી હમુને ઘણી અડચણ પડતી હતી, તો પણ ના કહીએ તો ખરાબ લાગે તેથી હમે તેઓને આવવા દીધાં. ઘણાક લોકો તો આસપાસનાં ગામડાંઓમાંથી આવ્યાં હતાં. સાંજનાં પાંચ વાગે હમે પાછાં કીનારાપર ગયાં અને ત્યાંથી ઘોડાની ગાડીઓમાં બેસી વીલા ઓરતોવા આગળ ગયાં. રસ્તાની બધે બાજુએ મરીના અને "યુકેલીપતસ ગલોબ્યુલસ" ઝાડો જે સાત વરસમાં વધીને ૧૧૫ ફીટ ઊંચા થયાં હતાં તે રોપેલાં હતાં. થોડાક માઈલો ગયા પછી હમે એક દરયા તરફ જતા જુના રસ્તાપર ગયાં અને મુશકેલીથી ત્યાંના જનીના ઝાડ પાનના બાગ (બોતેનીકલ ગારડન) પર આવી પોહચ્યાં. તેનેરીફની હવા સારી અને મધ્યમ હોવાને લીધે દોન હરમેન વીલ્ડગેરેટ ક્રુગે કરેલા —ની—ફેરીને બતાવ્યું. કીનારાપર હમારો મછવો ખોટી થતો હતો અને સાત વાગે હમે તેમાં બેસી સ્ટીમર પર ગયાં અને હજુ ગઈ કાલની થાક લાગતી હતી તેથી હમે ખાનું ખાઈ જલદી સુઈ ગયાં.

સોમવાર, તા૦ ૨૪મી જુલાઈ—મારકવીસ દી સોનઝાલના બાગમાં એક નારીએળીનું ઝાડ ૧૦૧ ફીટ ઉંચું છે તે જોવા હમે સહવારના ૭ વાગે ગયાં; અને ત્યાંથી મારકવીસ દી લા કેન્ડીઆના કાફીના બાગમાં ગયાં. દરાખના રોપાંઓ બરાબર નહી ઉગયા તેથી ત્યાંનાં ઘણાંએક લોક ખરાબ હાલતમાં આવી જવાને લીધે ગામ છોડી જતાં રહયાં હતાં. એ કારણ સર ૨૦ થી ૩૦ વરસ અગાઉ જે સારી હાલતમાં એ ગામ હતું તેમ હમણા નથી. પણ હમણા સ્પેનીશ સરકાર તરફથી તમાકુ ઉગાડવાની રજા મળીછે અને તેની તથા કાફીની પેદાસ સારી થવાને લીધે તેનેરીફ પાછું સારી હાલતમાં આવે એવી લોકો આશા રાખે છે. મારકવીસ દી લા કેન્ડીઆ અને દોન હરમન વીલ્ડગેરટ હમારી સાથે નાસ્તો લેવા સનબીમ પર આવ્યા; એને જોવા હજુ સુધી ઘણાં લોક આવે છે. ગઈ કાલના આવી ગયલાં લોકોએ હમારે સારૂ ફુલ અને ફ્રૂટની સોગાન મોકલી છે; પણ એ ગામમાં જેમ ફુલ ફ્રૂટ સારાં થાય છે તેમ વધારે વખત રહેતાં નથી, સહવારની તોડેલી ફ્રૂટ તો રાતે ખરાબ થઈ જાય છે, અને ફુલો તો ફક્ત ત્રણ ચાર કલાક સારી હાલતમાં રહેછે. હમણાં થોડી સ્પેનીશ બાનુઓ સારા કાળા પોશાકમાં સ્ટીમર જોવા આવ્યાં છે, અને દરએક બાનું સાથ એક નર હાથમાં એક વાસણ લઈ ચાલે છે. આથી હમુને સર્વને ઘણું હસવું આવ્યું. નાસ્તો ખાધા પછી હમારા બન્ને દોસ્તો ગયા, અને હમે હમારી સફર પાછી શરૂ કીધી. રાત પડતાં હમે પાલમા આગળ આવી પુગ્યાં છીએ..

## પ્રકરણ ૩ જું—પાલમાથી રાયો દી જેનીરો.

મંગલવાર, તા૦ ૨૫મી જુલાઈ—રાતના પવન નહી હોવાને લીધે સહવારના પોહોરમાં હું તુટક ઉપર ગઈ ત્યારે પણ "પાલમા" દેખાતું હતું; ઘણી ઉડતી માછલીઓ હમારી પાસેથી બહુ ઉંચે કુદકા મારી પસાર થતી હતી. તેઓની પાંખો પર જ્યારે તડકું પડતું હતું ત્યારે તે રૂપાંની જાળી માફક ચળકતી હતી.

સનવાર, તા૦ ૨૯મી જુલાઈ—ત્રણ દહાડા સુધી હવા સારી અને મધ્યમ હતી, પણ આજે પવન નીકળ્યો છે. બપોરના સુર્ય હમારાં માથાં પર એવો હતો કે હમારી ટોપીના છાયા તળે હમે રહી શકીએ. બપોરના બે વાગે હમે "સેન્ટ એનટોનીઆ" ની ઉંચી જમીન જોઈ અને થોડા વાર પછી "સેન્ટ વીનસન્ટ" ની નીચી જમીન દેખાઈ. એ બધે ટાપુઓ કેપ દી

[illegible] સ્ટીમરો [illegible] અને સઢ ઉતારીને "બરડ રોક" આગળ જઈ ઉભાં. આ એક નાહનું, પરાના ઘાટનું ટાપુ છે અને અહીંઆં હજારોનાં હજારો દરીયાઈ પક્ષીઓ રહેછે, કારણકે ત્યાં કોઈપણ બીજા તેઓને અડચણ કરવાવાળાં નથી. પોરતો આન્ડનું શહેર હજુર સુધી ફોલસાંનું મથક છે, પણ સ્વેઝ કેનાલ ઉઘડયાની અગાઉ તે જેટલું કામમાં આવતું હતું તેટલું હમણાં નથી. ઘણું જાણવા લાયક તો એ છે કે એ જગા પર સહવારના અથવાતો સાંહજનાં પણ ઝળઝળું પડતું નથી. આજે સહવારના ચાર વાગે તો તારાઓ ચળકતા હતા, દશ મીનીટ પછી તો દહાડો શરૂ થયો અને સાડા પાંચ વાગતે તો સુરજ નીકળ્યો હતો.

૧૦—"તેરેફાલ"નો ઉપસાગર.

રવીવાર, તા૦ ૩૦મી જુલાઇ—સહવારના દશ વાગતે હમે "તેરેફાલ બે" ની આગળ ચાલ્યાં. અહીં ઉંચા ખડકો, રેતીના ઢગલાઓ અને ફક્ત એક ઘર જેની આજુબાજુ થોડાંએક નાળીએરીનાં ઝાડો હતાં, તે ઉપરથી હમે ધાર્યું કે હમુને એ જગાએથી કાંઈ ખોરાક અને જોઈતી ચીજ મળશે નહી; પણ અસલી કહેવત છે કે 'દેખાવ પર ભુલાવો ખાના' તે ખરી પડી, કારણકે જ્યારે હમે નાસ્તો લેતાં હતાં ત્યારે મી૦ મારતીનેઝ, પેલા ઘરના માલેકનો છોકરો હમારી આગબોટ ઉપર આવ્યો. તે ઈંગ્રેજી બાષા ઘણી સારી રીતે બોલતો હતો અને તે સાંભળી હમે અજાયબ થયાં. તેણે હમુને કહ્યું કે 'જો તમે ત્રણું વાગતા સુધી બોટી થાવો તો [illegible] હમુને [illegible] ચીજ મંગાવી આપું.' હમે તે કબુલ [illegible] ગયાં, જ્યાં ઉતરવાનું હમુને મુશ્કેળ પડ્યું [illegible] શરૂ કીધું, કે ગરમ રેતીમાં હમારા [illegible], એમાંથી ચાલતાં થાક ઘણી લાગી, અને થોડો કકડો ગયા પછી હમે નાળીએરીનાં ઝાડો અને એક પાણીનો ઝરો હતો ત્યાં આવી પુગ્યાં; હમારી સાથ માણસો જે પાણીના વાસણો લાવ્યાં હતાં તે ત્યાંથી ભરી લેવા કહીને હમે તેઓને ત્યાં છોડી આગળ ચાલ્યાં. હમે નહાની નહાની ગલીઓમાંથી ખાંડ બનાવવાના એક કારખાના પર થઈ મી૦ મારતીનેઝને ઘર ગયાં; ત્યાંથી એક નહાની નદી પસાર થવાને લીધે ઠંડક સારી હતી.

મી૦ બીંજેમ ચીતારવા લાગા, મેં સખીઓ પાડી, ડાકટર પોટર અને છોકરાંઓ પોપટા પકડવા લાગાં અને બીજાં સરવે ફરવા ગયાં. દર પાંચ મીનીટે થોડો થોડો ખોરાક માણસો લઈ આવવા લાગ્યાં; ખોરાક સ્ટીમર ઉપર લેવાની ઘણી મજાહ પડી. મેંઢાં, બકરાં, મરઘાં, અને બતકાંના અવાજ વચ્ચે સીદીઓ હસતા ખેલતા નાળીએરો, કેળાં, તથા માછલીઓ સ્ટીમર ઉપર ફેંકતા હતા. માછલીઓ ઘણી ઘણી જાતની હતી પણ સરવેમાં સરસ તો એક સુનેરી માછલી હતી, જે વજનમાં નજદીક ત્રણ રતલ ભારી હતી.

[સાંધણ છે.] હીરાંબાઈ ન૦ મે૦ પટેલ.

## વખત અને તેનો ઉપયોગ.

ધંધાદારી માણસો વારંવાર એક કહેવત બોલે છે કે (Time is money) 'વખત તે પૈસો છે;' પણ તે તેથી પણ વધારે છે. તેનો બરાબર વાસ્તવીક ઉપયોગ કરવાથી આપણાં મનનો સુધારો થાય છે, આપણને ઘણુંક ગ્નાન હાંસલ થાય છે, તથા તેથી આપણી રીતભાત અને વર્તણુક ઉપર પણ લાયક અસર થાય છે. દરરોજ એક કલાક નજીવી ચીજો અને આળસાઈમાં ગુજારીએ તેના કરતાં તેનો ખરો ઉપયોગ કરીએ અને તેને સારાં કામોમાં વાપરીએ તો તે એક અગ્નાન માણસને થોડાં વરસમાં ડાહયો બનાવે છે, તેની જીંદગી ઘણી ફળદ્રુપ કરે છે, અને મોત પછી તે પુરૂપ તેનાં લાયક કામોથી પોતાનું નામ આ ફાની દુન્યામાં અમર કરી જાય છે. જો દરરોજ પંદર મીનીટ આપણો પોતાનો સુધારો કરવાના કામોમાં રોકીએ તો તેનો સંગીન ફાયદો આપણને તરતજ હાંસલ થતો નથી, પણ એક વરસને છેડે તે આપણને કેટલો લાભ કરે છે તે સેહલાઈથી માલમ પડી આવે છે. સારા વીચારો

અને બરાબર અનુભવ મેળવવાને માટે કંઈ પૈસાની જરૂર નથી, તે કંઈ આપણાથી ખમી નહી શકાય એને બોજો નથી, આપણે તેને જ્યાંબી લઈ જવા માંગીએ ત્યાં તેઓને આપણા સોબતીઓ માફક સેહલાઈથી લઈ જઈ શકીયે; વખતનો કરકસરથી ખરો ઉપયોગ કરવો એજ ફુરસદ મેલવવાનો સાચો માર્ગ છે. તે આપણને આપણાં કામકાજમાં પાછળ પાડવાને બદલે સેહલાઈથી આગળ વધારે છે, જ્યારે એથી ઉલટું વખતનો ગેરઉપયોગ કીધાથી આપણને વારંવાર ઘણી ઉતાવલ, ઘભરાટ અને મુશકેળીમાં આવતું પડે છે; અને આપણી જીંદગી ચલાવવાને માટે તરેહવાર નજીવી યુકતીઓ કરવી પડે છે, અને તે છતાં પણ અંતે મોટી આફતો આવી પડે છે. નેલસને એક વખત એમ કહ્યું હતું કે (I owe all my success in life to having been always a quarter of an hour before my time)મારી જીંદગીની બધી ફતેહોને માટે, હું જે હમેશાં પા કલાક મારા વખત અગાઉ તૈયાર રહેતો હતો તેને આભારી છઊં. જેમ કેટલાકો પોતાના પૈસાનો છેડો આવે ત્યાં સુધી તેનો વીચાર કરતા નથી, તેમ ઘણાઓ પોતાના વખત સાથે પણ કરે છે. નવરાં નકામાં માણસો કલાકોના કલાકો કંઈ પણ કામકાજ વગર નકામા ઉડાવી દે છે અને જ્યારે તેઓની જીંદગી ઘણી જલદી ઓછી થતી જાએ છે અથવા જ્યારે તેઓ બુઢાં થવા માંડે છે ત્યારે તેઓ તેનો કંઈ વધારે ડહાપણ ભરેલો ઉપયોગ કરવાનો વીચાર કરે છે. પણ બેપરવાઈ અને સુસ્તીપણાંની આદત તેઓમાં એવી તો જડ ઘાલી બેઠેલી હોય છે કે તેઓના ગાંડમાંથી છુટવાને તેઓ તદન અશક્ત હોય છે. ગયલી દોલત કદાચ ઉદ્યોગથી પાછી મેળવી શકાય છે, ભુલેલું જ્ઞાન અભ્યાસથી પાછું સંપાદન કરી શકાય છે, ખોવાએલી તંદરોસ્તી દવાથી અને મીતાહારથી પાછી મેળવી શકાએ છે, પણ ગયલો વખત કદીપણ પાછો મળતો નથી; જે વખત ગયો તે તો હમેશનોજ ગયો.

વળી વખતની કીંમતનો ખરેખરો વીચાર કરવાથી આપણને આપણાં દરેક કામકાજમાં વખતસર રહેવાની ટેવ પડે છે. ફ્રાન્સ દેશનો ચઉદમો લુઈ રાજા કહેતો હતો કે (Punctuality is the politeness of kings) 'બરાબર વખતસર રહેવું એ રાજાઓની સભ્યતા છે.' વળી તે ગ્રહસ્થોની ફરજ છે, અને વહેવારી માણસોની જરૂરીઆત છે; જે માણસમાં એ ખુબી હોય છે તે પોતાની તરફ બીજાનો સેહલાઈથી વીસ્વાસ મેલવી શકે છે, અને જેનામાં એની ખુટ હોય છે તેનો કોઈ પણ વીસ્વાસ કરતું નથી. જે માણસ વાયદાસર વખતે હાજર રહે છે અને સામા ધણીને તેની રાહ જોતો ખોટી રાખતો નથી, તે માણસ એવું દેખાડે છે કે તેને પોતાના વખતની તથા સાંમા ધણીના વખતની પણ ઘણી કદર છે. એ પ્રમાણે બરાબર વખતસર હાજર રહેવું એ એક એવી રીત છે કે જેથી જેઓની સાથે આપણને આપણાં કામકાજની બાબદમાં મેલાપ કરવો હોય તેઓની તરફ આપણે માન ધરાવીએ છીએ એવું આપણે દેખાડીએ છીએ. વળી એ ટેવ થોડેક દરજજે આપણાં અંતઃકરણની પીછાંણ પણ છે, કારણ કે મેલાપ કરવાનો વાએદો એ એક રીતનો કોળકરાર છે, અને જે માણસ તે પાળતો નથી તે વીશ્વાસ ઘાત કરે છે; બીજા પુરૂષોના વખતનો અપ્રમાણીકપણે ઉપયોગ કરે છે અને અંતે પોતાની આબરૂ ખોહે છે. આપણે ખુદરતી રીતે એવું અનુમાન કરીએ છીએ કે જે માણસ પોતાના વખત તરફ બેદરકાર છે તે માણસ પોતાનાં કામકાજ તરફ પણ બેદરકાર રહેશે, અને કંઈ પણ જોખમ ભરેલું અથવા અગતનું કામ બજાવવાને માટે તેનો કોઈ વીશ્વાસ કરશે નહી. જ્યારે સેનાપતી વોશીંગટનના સેક્રેટરીએ પોતે મોડા આવવા માટે પોતાનાં ઘડયાલની ખાંમી જણાવી બાહનું કહાડયું, ત્યારે તેના શેઠે તરતજ તેને કહ્યું કે "યાંતો તમારે બીજું ઘડયાળ મેળવવું જોઈએ, નહીતો કે મારે બીજો સેક્રેટરી મેળવવો જોઈએ." જે માણસ વખત અને કામકાજ તરફ બેદરકાર છે તે ઘણીખરી વખત બીજાઓની સુલેહ અને સલામતીમાં ખલલ કરતો માલમ પડયો છે. ન્યુ કાસ્ટલના ઘરડા ડયુક લોરડ ચેસ્ટરફીલડને માટે રમુજમાં એવું કહેવાયલું છે કે 'ડયુક સાહેબ સહવારના એક કલાક ખોહે છે અને બાકીનો આખો દહાડો તેની શોધમાં રહે છે." એવા બરાબર વખતસર હાજર નહી રહેનાર માણસ સાથે જે કોઈને પણ કામ પડે છે, તેને વખત જતાં ખીજવાટ ઉત્પન થાય છે, કારણ તે હમેશાં પોતાના રવઈઆ પ્રમાણે મોડો આવે છે. આખો તેની ઢંગ ધડા વગરની રીતભાત તે એકજ ઢબે ચલાવે છે. તે પોતાના વાયદા ઉપરાંત મોડો આવે છે. રેલવે ટ્રેન ઉપડયા પછી તે સ્ટેશન પર આવે છે; અને ટપાલ બંધ થયા પછી કાગળ પોસ્ટમાં નાખવા જાય છે. એ પ્રમાણે કામ કાજનો ઘોંટાલો થઈ જાય છે, અને તે બાબદમાં જેઓને લાગતું વલગતું હોય તેઓ ગુસ્સે થાય છે. આ ઉપરથી સાધારણ રીતે એવું માલમ પડે છે કે જે માણસ હમેશાં મોડો રહેશે તે હમેશાં પોતાના કામકાજમાં ફતેહ મેલવી શકશે નહી; દુન્યાનાં લોકો તેવા માણસને તરફ કરશે અને તે માણસ નરીજને વગોવનારા અને તેની હસી કરનારાઓની સંઘમાં ઉમેરાશે, માટે આપણે હમેશાં વખતસર રહેવાની ટેવ રાખવી એ સર્વેથી ઉત્તમ ચીજ છે.

ખરશેદબાઈ હોરમજજી એ૦ દાવર.

---

**અતી નાચાર**—એક ગરીબ નાની છોકરી એક દીવસે એક ગ્રહસ્થ પાસે થોડા પૈસા માંગવા આવી, જ્યારે તેણીને પુછવામાં આવ્યું કે "તારી મા ક્યાં છે?" ત્યારે તેણીએ દલગીર ચેહરે જવાબ વાલ્યો કે "તેણી મરણ પામી છે." ?

તારો બાપ છે યા નહી ?

હા સાહેબ, પણ તે માંદો છે.

તેને શું છે ?

તેનું આંગળું સુજી આવ્યું છે, સાહેબ.

હું હે ?

હા સાહેબ.

ત્યારે તે કાપી કાં નહી નાખતો ?

જી સાહેબ, તે નાની છોકરીએ જવાબ આપો, "છરી ખરીદવાના પૈસા એની પાસ નથી."

# ભરવા ગુંથવા વીશે.

## ગાડીમાં તથા બચ્ચાંનાં પારણાંમાં પાંથરવાનું.



આ શોભીતું પાંથરવાનું સફેદ તથા બ્લુ બરલીન ઉન (જે સાધારણ ઉન આપણે વાપડયે છીયે તે)ના જુદા જુદા પટા ગુંથી સાથે જોડી નાંખ્યાથી બને છે. કીનારીને વાસ્તે સફેદ ઉને પીછની તરાંહનો એક લાંબો પટો જુદો ગુંથી તેની ઉપર બ્લુ ઉને આરકાં ગુંથી આસપાસ જડી લીધો છે. બ્લુ પટો ગુંથવાની રીતઃ દરેક બ્લુ પટાને વાસ્તે બ્લુ ઉને સોલ સાંકરી ગુંથો. પછી દરેક હાર ફેરવી નીચે પ્રમાણે ગુંથી જાવોઃ—

**પેહલી હાર**—પેહલી સાંકરી છોડી દરેકમાં આંટા વગર એકકો ટાંકો ગુંથો, બધા મલી પંદર ટાંકા ગુંથાશે. **બીજી હાર**—એક સાંકરી, ઉપર પ્રમાણે પંદર ટાંકા આંટા વગર ગુંથો. **ત્રીજી હાર**—એક સાંકરી,* પાસેના ત્રણ ટાંકામાં આંટા વગર ત્રણ ટાંકા, આ ગુંથેલા ત્રણ ટાંકામાંના વચમાંના એટલે બીજા ટાંકાની બરાબર નીચેના પહેલી હારના ટાંકામાં સુઈઆ પર બે વખત આંટો લઈ એક ગુંથો, આ ટાંકો તદન પુરો કરવો નહી, પણ સુઈઆ પર તેમાંના બે આંટા રહેવા દેવા. હવે પહેલી હારના જે ટાંકામાં આએ ટાંકો ગુંથયો છે તેજ હારના સાર પછીના ત્રણ ટાંકા છોડી ચોથામાં સુઇઆ પર પાછા બે આંટા લઈ ગુંથો. છેલ્લે સુઈઆપર ત્રણ આંટા રહેશે, પહેલા ટાંકામાંના રહેલા બે આંટા, અને છેલા ટાંકામાંનો એક આંટો; સુઈઆ પર ઉનનો એક આંટો લઈ આ ત્રણે ટાંકામાંથી સેરવી કહાડો, કે જેથી બે લાંબા ટાંકા ઉપરથી સાથે જોડાઈ જાય. હવે ત્રીજી હાર પરના છેલા ગુંથેલા ટાંકા આગળનો એક ટાંકો છોડી પાસેનામાં* એ પ્રમાણે પાછું બે વખત ગુંથી જવો. નાકે આંટા વગર ત્રણ ગુંથો. **ચોથી હાર**—બીજીની માફક પણ છેલી હારના જે ટાંકા આપણે ગુંથયા વગર છોડી દીધા છે તે દરેક ટાંકામાં આંટા વગરને બદલે એક આંટો લઈ એકકો ટાંકો ગુંથવો. **પાંચમી હાર**—એક સાંકરી, પાસેના ટાંકામાં આંટા વગર એક, *ત્રીજી હારમાંના બે લાંબા ટાંકાઓ જેઓને મથાલેથી જોડી નાખ્યા છે તે જોડેલા ટાંકામાં સુઈઆપર બે આંટા લઈ એક ટાંકો ગુંથો; હવે આપણે જે હાર ગુંથીએ છીએ (પાંચમી) તેનો એક ટાંકો છોડી પાસેના ત્રણમાં આંટા વગર એકકો ટાંકો ત્રીજી હારના જે ટાંકામાં બે આંટા લઈ એક ટાંકો હમણાં ગુંથયો હતો તેજ ટાંકામાં બે આંટા લઈ એક, આ ટાંકો પુરો નહી કરવો પણ બે આંટા સુઈઆપર રહેવા દેવા. *એ પ્રમાણે બે વખત પાછું ગુંથો, દરેક વખતે પેલા બે લાંબા ટાંકાઓને મથાલેથી ઉપર પ્રમાણે જોડવા યાદ રાખવી. છેલ્લે એક ટાંકો છોડી સૌથી છેલા ટાંકામાં આંટા વગર એક ટાંકો ગુંથો. એ પ્રમાણે બીજી અને પાંચમી હાર અવાર નવાર જેટલી લંબાઈનો પટો કરવો હોય તેટલી લંબાઈ સુંધી ગુંથયા કરવી. પુરૂં થયા પછી પટાની આસપાસ સાદા ટાંકાની એટલે આંટા વગરના ટાંકાની હાર ગુંથી જવી. સારબાદ બ્લુ રેશમે દરેક ચોકડીની વચમાં આંટા મારવા. (જુઓ નમુનો.)

સફેદ પટો ગુંથવાની રીતઃ—દરેક સફેદ પટાને વાસ્તે સફેદ ઉને પંદર સાંકરી ગુંથો. **પહેલી હાર**—પહેલી સાંકરી છોડી બાકીની ચૌદ સાંકરીમાં આંટા વગર એક. **બીજી હાર**—એક સાંકરી, પાસેનીમાં આંટા વગર એક, ઉનનો દોહડ ઇંચ જેટલો એક આંટો અવળી બાજુએ રહેવા દઈ પાસેના ટાંકામાં આંટા વગર એક, પાછો એજ પ્રમાણે દોહડ ઇંચનો આંટો પછવાડે રહેવા દઈ પાસેના ટાંકામાં આંટા વગર એક, એ પ્રમાણે બધાં મળી અગીઆર પીંછ અથવા આંટા આખી હારમાં થશે. છેલ્લે એક ટાંકો સાદો (આંટા વગરનો) ગુંથવો. **ત્રીજી હાર**—એક સાંકરી, દરેક ટાંકામાં આંટા વગર એકકો ટાંકો ગુંથવો. એ

પ્રમાણે બીજી અને ત્રીજી હાર જ્યાં સુધી પટો જોઈએ એટલો લાંબો થાય ત્યાં સુધી અવાર નવાર ગુંથવી. પુરો થયા પછી આસપાસ સાદા (આંટા વગરના) ટાંકાની એક હાર ગુંથી જવી. જેટલા પટા જોઈતા હોય તેટલા એ માફક ગુંથી દરેક બન્નુ અને સફેદ પટાને રેશમે સીવી અથવા ગુંથી જોડી લેવા. ફરતી જે પીછની કીનારી ટાંકી લીધી છે તે પણ ઉપર પ્રમાણેજ પણ લગાર સાંકડી કરવી, તેની ઉપરનાં બન્નુ ત્રિનનાં આરકાં નીચે પ્રમાણે ગુંથવાં:—

**પહેલી હાર**—સાદી (આંટા વગરના ટાંકાની) ગુંથી જવી; ત્યારબાદ એક ટાંકો મુકી આંટા વગર એક, એક મુકી બીજા-માં સુઈઆ પર બે આંટા લઈ નવ ટાંકા ગુંથવા, છેલ્લે એક આંટા વગર. સફેદ પટાપર ઉનના જે નાના દડા દીસે છે, તે જો ગમે તો ગુંથી પટાપર ટાંકવા, નહીતો પટો એમજ સાદો રહેવા દેવો.


લે સ.

આ લેસમાં જે ઝીણાં "લુપ" છે તે ચોકસ જાતના ટાંકાએ ગુંથવાથી લેસ "તેતીંગ" ની બનાવી હોય એવી દીસે છે. બારીક દોરાએ ગુંથવાથી વધારે શોભા આપશે.

નીચે પ્રમાણે પહેલાં લાંબી સાંકરી ગુંથો—ત્રણ સાંકરી ગુંથી સુઈઓ દોરામાંથી કહાડી નાખો, પછી બીજી સાંકરીમાં મુકી પાછી ત્રણ સાંકરી ગુંથો (એવી રીતે કે પેલો મુકી દીધેલો ટાંકો ખેંચાઈ નીકળી નહી જાય પણ એક "લુપ" ની માફક બરાબર રહે) પાછો સુઈઆપરનો ટાંકો કહાડી નાખી બીજી સાંકરીમાં સુઈઓ નાખી ત્રણ સાંકરી ગુંથવી. એ પ્રમાણે જેટલી લાંબી સાંકરી જોઈતી હોય તેટલી ગુંથવી. દરેક ત્રીજી સાંકરીએ એકકું "લુપ" થશે, આ દરેક "લુપ" નાનાં મોટાં ન રાખતાં એક સરખાં કદનાં રાખવાં જોઈએ.

**પહેલી હાર**—પહેલી સાંકરીમાં આંટા વગરનો એક ટાંકો ગુંથો, *એક સાંકરી, પાસેના લુપમાં સુઈઓ લેઈ આંટા લીધા વગર એક ટાંકો સેરવી કહાડો; *પાછું એ પ્રમાણે નાકે સુધી કરી જાવો. **બીજી હાર**—છેલી હારના પહેલા ટાંકામાં આંટા વગર એક ટાંકો, ઉપર પ્રમાણે *એક લુપ, એક સાંકરી, એક સાંકરી છોડી, છેલી હારના સેરવેલા ટાંકા ઉપર એક સેરવેલો ટાંકો, *પાછું એ પ્રમાણે કરો. **ત્રીજી હાર**—પહેલી હારની માફક. **ચોથી હાર**—છેલી હારના પહેલા ટાંકામાં આંટા વગર એક, *એક લુપ, પાંચ સાંકરી, એક લુપ, એક સાંકરી, પાંચ સાંકરી મુકી છઠીમાં આંટા વગર એક, *પાછું કરો. **પાંચમી હાર**—છેલી હારના પહેલા ટાંકામાં આંટા વગર એક, ત્રણ સાંકરી, એક લુપ, એક સાંકરી, *છેલી હારની પાંચ સાંકરી માહેલી વચમાંનીમાં આંટા વગર એક, એક લુપ, પાંચ સાંકરી, એક લુપ, એક સાંકરી, *પાછું કરો. **છઠી હારથી નવમી હાર સુધી** અવાર નવાર ચોથી અને પાંચમી હારની માફક ગુંથી જાઓ. **દસમી હાર**—છેલી હારના પહેલા ટાંકામાં આંટા વગર એક, *૭ સાંકરી, સુઈઆ પર ત્રણ આંટા લઈ આગે ૭ સાંકરીમાંની પહેલીમાં લેવો, પછી બબે આંટામાંથી ટાંકા કહાડી સુઈઆ પર બે ટાંકા રહેવા દેવા; પાછી તેજ સાંકરીમાં સુઈઆ પર ત્રણ આંટા લઈ ગુંથો, છેલ્લે બધા મળી સુઈઆ પર ત્રણે ટાંકા રહેવા દેવા, પછી દોરાનો એક આંટો લઈ પેલા ત્રણે ટાંકામાંથી સેરવી કહાડો, એટલે એક પાતરી થશે. હવે ત્રણ લુપ, એક સાંકરી, પહેલી પાતરીની માફક એક બીજી પાતરી, ૭ સાંકરી ગુંથી પહેલી ૭ સાંકરીમાંની પહેલીમાંથી આંટા વગર એક ટાંકો સેરવી લેવો, એક લુપ પાંચ સાંકરી, એક લુપ, એક સાંકરી, છેલી હારની પાંચ સાંકરીમાંના વચમાંના ટાંકામાં આંટા વગર એક. **અગીઆરમી હાર**—છેલી હારના પહેલા લુપમાંથી એક ટાંકો સેરવી કહાડો, એક લુપ, બે સાંકરી, છેલી હારના બીજા લુપમાં એક સેરવેલો ટાંકો, એક લુપ, બે સાંકરી, બીજા લુપમાં એક સેરવેલો ટાંકો, એક લુપ, પાંચ સાંકરી, એક લુપ, એક સાંકરી, છેલી હારની પાંચ સાંકરીમાંની વચમાંનીમાં આંટા વગર એક, એક લુપ, ત્રણ સાંકરી, એક લુપ, એક સાંકરી. **બારમી હાર**—છેલી હારના ત્રણ લુપ ઉપર ત્રણ લુપ, વચમાં ત્રણ સાંકરી, એક લુપ, ત્રણ સાંકરી એક લુપ એક સાંકરી છેલી હારની પાંચ સાંકરીમાંની વચમાંનીમાં આંટા વગર એક, પછી દશમી હારના ચાર પાતરીના ઝુમખાની માફક એક ઝુમખો, એક લુપ, ત્રણ સાંકરી, એક લુપ, એક સાંકરી.

શીરીન ફે૦ પાદક.



## "મારી બેનપણીઓને શીખામણ."




રી વ્હાલી બહેનો, તમને મારે કાંઈ વાતો સમજાવવી છે તે બરોબર સાંભળી ધ્યાનમાં રાખી તે પ્રમાણે ચાલવા ખરી રીતે મનમાં રાખશો.

બહેનો, આપણું બધું સુખ આપણા પતીની આપણા ઉપરની મેહેરબાનીમાં રહેલું છે. જેટલો પ્યાર આપણા પતીનો આપણા ઉપર હોય, તેટલું સુખ આપણને મળે. સંપુરણ પ્યાર ન મેળવી શકાય અને એથી કેટલીક તરહાનાં આપણને દુઃખ સહન કરવાં પડે, જેમાં આપણા પતીનો અથવા બીજા માણસોનો કશો દોષ કાઢવા જેવું નથી; એમાં ફકત આપણોજ કસુર છે. એ કસુર એક પ્રકારની નહી, પણ અનેક પ્રકારની હોયછે, તે તમોને હું ખુલાસાવાર કહુંશું તે સાંભળો.

ઓછી કેળવણીને લીધે આપણી નજર હંમેશાં ઘણી ટુંકી રહેછે, એટલે કેટલીક બાબદમાં વખતે વખતે કલેશ કરવાનો આપણો જાતી સ્વભાવ હોયછે; એથી બેસવામાં, ઉઠવામાં, રાંધવામાં, જમવામાં અને તેવી ઘણી વાતમાં કાંઈપણ કારણ ન હોય તોપણ કલેશ કરવો, તે એટલેસુધી કે આપણા પતીનો આપણા ઉપર ગમે તેવો પ્યાર હોય તોપણ ઘડીભર આપણે તેને કંટાળારૂપ થઈ પડીએ, અને જ્યારે તેમ થાય ત્યારે તે આપણાં તરફ ઓછો પ્યાર રાખવાનું કરે. પતીના ઓછા પ્યારથી આપણને ઘણી વખતે નકામું દુઃખ સહન કરવું પડેછે. વળી કજીઓ કરવાની રીત જો વધે, અને કજીઓ કરવાની ટેવ પડે તો; દીવસમાં વારંવાર અને વાતે વાતમાં કજીઓ શરૂ થાય, એથી આપણાં માનમાં અને વજનમાં ઘણી મોટી ખામી પડેછે. વીચારો કે, ઘરમાં કોણ ન હોય? છોકરાં અને ચાકર તો હોયજ. જ્યારે કલેશ કરવાની રીત પડી તો કયે વખતે કરવો અને કયે વખતે નહી કરવો એ ભાંણ રહેતું નથી, તેથી બધાં ઘરનાં માણસો વચ્ચે કલેશ કરવો પડેછે, તેથી આપણા પતીને ઘણું માઠું લાગેછે, અને ઘણો ક્રોધ ચઢે છે. ક્રોધ ચઢવાથી આપણને ઠપકો આપે અગર વધારે ક્રોધ ચઢે તો માર મારે. માર ખાવાથી અગર પતીના અપમાન ભરેલા ઠપકારૂપ વચનો સાંભળવાથી આપણી શું શોભા? ઘરના ચાકરો આ વાત જાણે, છોકરાં જાણે, આડોશી પાડોશીઓ જાણે, ઘરમાં જતાં આવતાં લોકો આ વાત જાણે, કુટુંબનાં સઘળાં માણસો જાણે, તેમાં આપણાં માનમાં અને વજનમાં કેટલી હાંની છે તે વીચારો. એક કાનેથી બીજે કાને વાત ગઈ તો પછી આપણી આબરૂમાં કેટલી ખામી પડે છે? આબરૂ અને માન ગયું તો પછી યાદ રાખવું કે, ઘરમાં માન નથી તેનું કુટુંબમાં પણ નથી; કુટુંબમાં નથી તેનું જાતમાં પણ નથી, જાતમાં નથી તેનું ગામમાં પણ નથી, અને ગામમાં જેનું માન નથી, તેનું દેશમાં તો હોયજ નહીં. એ પ્રમાણે માન ભંગપણું બધે વેઠવું પડેછે. કહેવત છે કે તરત જીવ જાય તો સારો, પણ માન ભંગ થવું સારૂં નથી; કારણકે પ્રાણ તો તરત જાય, પણ માન ભંગ થવું એ તો નીત્ય જીવનર બળવા બરોબર છે. ખરી વાત છે કે માન ભંગ થયુંનો પછી કુટુંબમાં, જાનમાં કે પોતાની ચાર બહેનપણી હોય તેમાં બેસવું, ઉઠવું કે વાત કરવી ભારી પડી જાએ. વળી કોઈ વખતે આપણે ડહાપણ કે ચતુરાઈ બતાવીએ તો તુરત કોઈને કહેવાની તક આવશે કે, ઘરમાંતો માન નથી, આખો દીવસ ઘરમાં કલેશ કરયા કરેછે ને તું શા વાસ્તે બહાર ડહાપણ બતાવે છે? આવું સાંભળી દુઃખ થયા વીના રહેશે નહી, માટે એ દુઃખ ન થવા સારૂં કલેશી સ્વભાવ છોડી દેવો એજ ડહાપણ ભરેલી અને સુખી થવાની વાત છે.

નઠારા સ્વભાવથી અપકીર્તી વધે છે, પોતાનાં મનને ઘણો ખેદ થયા કરેછે, ચાર બહેનપણીમાં માન મળતું નથી, પતીનો પ્યાર વધતો નથી, અને ટુંકામાં કહીએ તો હાથ પકડી ઘરમાંથી કહાડ નહી, પણ ત્યાં સુધીનો ઘરના માણસોને કંટાળો થયાવીના રહે નહી. નઠારો સ્વભાવ કલેશી હોય તો સેહેજ વાતમાં કલેશ થાય. કલેશમાં બોલવા ચાલવાની સુદ્ધી રહેતી નથી, પોતાની મેળે ગાળો ખવાય, માર મરાય, લાંબે સાદે બુમ પાડી બોલાય, આ વાત કોઈ જાણે તો ઘરની આબરૂ જાય, પોતાની અપકીર્તી થાય, પતીને બીચારાને શરમાવું પડે, દુનયામાં જે સ્ત્રી પતીનો પરમ આનંદ તે પણ ન લેવાય, અને ધીક્કારવા લાયક જીંદગી ગુજારવી પડે, તેમાં આપણા હાથમાં શું આવે છે? માટે કલેશી સ્વભાવ હોય તે છોડી આનંદી સ્વભાવવાળાં થવું, એથી આપણે ઘણાં સુખી થશું અને લોકોમાં આપણી કીર્તી વધશે.

બીજું દુઃખી થવાનું એ કારણ છે કે, આપણામાં સંતોષ રાખવાની રીત નથી અને આપણા પતીની શું આવપત છે તેનો તો બીલકુલ વીચારજ નથી કરતાં. આવક પ્રમાણે ઘરનો ખરચ ચલાવવો એજ સુખી થવાનો રસ્તો છે. આવક થોડી ને ખરચ ઘણો, એ વાત લાંબી ચાલે નહી. વાંચનારે સમજવું કે પગ જોઈને પાથરણું તાણવું આ કહેવત શું ખોટી છે. આવક પાંચ રૂપીઆ હોય અને દશનો ખરચ કરો; એક વરસે તો બીજા પાંચ કરજે કાઢયા, પણ કરજદાર નહી આપે તો બીજે વરસે શું કરવું? દુઃખીજ થવું, એ સીવાય કશો રસ્તો નથી; પણ યાદ રાખવું કે બધા પાલખીમાં બેસનાર હોય તો ઉપાડનારા કોણ મળે? માટે એ તો નકી સમજવાનું છે કે, દુનીયામાં બે પક્ષ હોયછે, બેસનાર અને ઉપાડનાર. નસીબ પ્રમાણે આ બેમાંથી એક ફળ મળે છે. તેમાં દલગીર થવાનું કશું કારણ નથી; દલગીર થયાથી શું થાયછે? ઉલટું મન બળે અને કાંઈ ન વળે. જો પતી બીચારો કમનસીબ ગરીબ સ્થીતીમાં હોય અને માથે પાઘડી પણ ચુંથા જેવી બાંધતો હોય, ફાટેલાં ઠીંગડાંવાળાં કપડાં પેહેરતો હોય, હજામત પણ વધારી પંદર દીવસે કરાવતો હોય; શું એ વાત તે બીચારાને ગમેછે? ના! ના! તેને પણ સારી પાઘડી બાંધવી ગમે, સારાં સફેત કપડાં પહેરવાં ગમે, ચ્યાર દીવસે હજામત કરાવવી ગમે, પણ મીયાંની પેઠે સહવારે લાકડાંનો ભારો વેચવો ને સાંજરે બડા મીયાં થઈ બજારમાં નીકળવું એ વાત લાંબા દીવસ ચાલે નહી, એમ સમજી બીચારો પતી આવક પ્રમાણે ખરચ કરે, અને તમો તે વાત જરા પણ ધ્યાનમાં ન રાખો. તમારે તો એસકી પોલકા જોઈએ, આઈસક્રીમની સાડી જોઈએ, પગમાં મડમ સાહેબનાં બુટો જોઈએ, તથા ચસમાંના સોનના પાટવા જોઈએ, અને બગલમાં હાથ લઈ રોજ સાંજરે બેકએની હવા ખાવા જોઈએ; વળી તે સાથે છોકરાં ઉપાડવા માટે હમાલ જોઈએ, રહેવાને ઘર સારાં જોઈએ, તમોએ સારૂં સારૂં રાંધીને કુટુંબનાં માણસોને જમાડવા જોઈયે, તેમાં પોતાની બડાઈ કરવી જોઈયે અને પૈસાવાળાં બૈરાંઓની માફક મીજલસ કરવો જોઈયે; આ વાત કેટલા અફસોસની ગણાય? જો તમે નચાવો તેમ નાચવાને તમારો પતી શકતીવાન હોય તો તમે સીધાં ચાલો, નહી તો તમે તમારા પતીનો બીચારાનો જીવ લેવાનું કરો,

તેને મેણાં મારો, તેની અશકતી તમે જાહેરમાં મુકો, અને નજરમાં આવે તેમ બોલો કે, આવા અકરમીને પરણવા કરતાં મરવું સારૂં, તમને ભીખારીને પરણી હું રઝળી, ખાવા પીવા મળતું નથી, બાયડીનું પેટ નહી ભરાય તો દુખી મરશે, મા બાપે રઝળાવી, ઊંડી ખાડમાં નાખી, આ કરતાં નહી હોય તો સારૂં, શું મોહો લઈને ચાલો છો, ચાર જણમાં બેસયે નહી, વગેરે આવાં નછાજતા, હલકા અને શરમ ભરેલા બોલો વાપરો તે વખતે તમુને જમીનમાં ગરક થતાં ખોટું લાગે છે? શરમ છે કે તમે તમારા પતીની આવકનો બીલકુલ વીચાર કરતાં નથી, તેની ગરીબાઈ સામું જોતાં નથી, તેની તનદ-રોસ્તી તરફ ખ્યાલ રાખતાં નથી, અને તેનું બીચારાનું વીના કારણે દીલ દુખવો છો.

આવી રીતે તમો પતીનું દીલ દુખવો તેથી કાંઈ ફાયદો મળતો નથી; બીચારા પતીનું લોહી વીના કારણે બળી જાય છે, એથી તમારા દીલમાં પણ દુ:ખ થાય છે. આવી રીતે નકામું દુ:ખ પોતે સહન કરવું અને બીજાને દેવું એ મુરખાઈ સીવાય કશું નથી. આ વૃખને તમારો પતી કદાચ તમને મારે, અગર વઢે તેમાં તમારી શી શોભા? કોઈની દેખાદેખી નહી કરવી, જેવું પોતાને મળે તેવું ભોગવવું તેમાંજ સંતોષ રાખવો, કોઈ દીવસ પોતાના પતીની નબળી સ્થીતી બોલીને કે ઈસારાથી પણ તેને ન જણાવવી, કેમકે એ વાતમાં તેનો ઉપાય હોય નહી, અને તે છતાં તમે જણાવો તો તેનું બી-ચારાનું મન બળી જાય અને તેને મરવા જેટલું વસમું લાગે. માટે કોઈ દીવસ તેમ નહી કરવું, બલકે તેના બદલામાં જ-માડવામાં, તેનો હુકમ પાળવામાં, કોઈ સારે નરસે અવસરે ઘરેણાં ગાંઠાં પહેરવાની બાબદમાં, કપડાં પેહેરવામાં વીગેરે બાબદમાં તમારો પતી એમ ઓછું લાવે કે હું ગરીબ હાલ-તમાં છઊં અને કાંઈ કરી શકતો નથી, તો તે વખતે ઉલટું તમારે તેને હીમત આપવી, અને તુરત કહેવું કે આમ શા માટે કરો છો? સઉ સારૂં છે, સંતોષ રાખો, બળાપો કર-વાથી શું થાય, આ વાત હું કોઈ દીવસ મનમાં લાવું છું? કાલે ખોદા સારૂં કરશે, મરદોએ તો હીમતજ રાખવી, શા માટે મુઝાઓ છો? સઉને અંતે મરવું છે, લાખવાલો પણ મરશે, અને એકવાલો પણ મરશે, માટે સંતોષ રાખો, વગેરે હીમત ભરેલાં વચનોથી તેનાં ઉકળેલાં મનને શાંત કરવું. બેહેનો, આ ગુણ ખાસ તમારે રાખવાની જરૂર છે, આવો તમારો સ્વભાવ અને સમજણ હોય તો કોઈ દીવસ તમારા પતીને દુ:ખ થાયજ નહી, અને તમારે માટે તેનો ઘણોજ સારો વીચાર બંધાય, અને તેથી તમારા ઉપર પ્રીતી રાખ-વાનું મન થાય. પતીની જેટલી પ્રીતી તમારા ઉપર હોય તેટલું તમને સુખ આપે એ વાત આપણે ઉપર લખી ગયાં છઈયે અને તે ખરેખરી છે. માટે પોતાના પતીની આવકનાં પ્રમાણમાં હમેશાં ઘરનો ખરચ કરવો કરાવવો, એજ ડહાપણ ભરેલો અને સુખી થવાનો ઊંચામાં ઊંચો રસ્તો છે.

[ સાંધણ છે.] મેહેરબાનુ ધનજીશાહ ખરાસ.

# દાનાઓની નશીયતો.

[ગયા અંકથી સાંધણ ચાલુ]


જેઓનાં દીલમાં પારકાંનાં દુ:ખ માટે દયાનો ઝરો સર્વેથી વધુ જોરમાં વહેતો હોય છે, તેઓ પોતાનાં સંકટો માટે ફરીયાદ કરવામાં સર્વેથી છેલ્લા હોય છે. જેમ પ્યાર વીશ્વાસની સર્વેથી સરસ સાહેદી છે, તેમ તાબેદારી પ્યારની ખરા-માં ખરી તપાસ છે.

જે માણસની નજરમાં બેહસ્તની રોશની, અને તે આકાશી ફરેસ્તાઈ દુન્યાનો નહી નાશ પામે એવો ચળ-કાટ અને સુખ રમતાં હોય, તેને આ દુન્યાઈ દરબારોનો ભપકો અને રોબ, માણસોથી ભરપુર દીવાનખાનાં, અને મેહેલોનો દબ-દબો શું બીસાદમાં છે? જેણે પોતાનો સંપુર્ણ વીશ્વાસ મક્કમ-પણે આવતાં સુખ, અને નહી નાશ પામે એવી ખુશાલી ઉપર મુકયો છે, તેને આ ફાની દુન્યાની રમત ગમત અને મોજ શોખ શું બીસાદમાં છે?

સંકટમાં આવી પડેલાં માણસોને, બીજાં માણસો જેઓ આગળ પોતાના જેવીજ હાલતમાં આવ્યાં હોય, અને પોતાના જેવાજ ધારતી ભર્યા સંજોગો અને મુશકેળી તથા લાલચો વચ્ચે, માત્ર એક ખોદા પર વીશ્વાસ રાખવાથી, પોતાની જીંદગીનો મારગ ધીરજ ધરી હીંમતથી કાપી, તેમાંથી સહીસલામત પાર પડયાં હોય, તેમના દાખલા જેવી હીંમત બક્ષે છે, તેવી હીંમત બીજું કશાંથી કદાચજ મળે છે.

કોણ એવાં હશે કે ઉલટે મારગે ચાલ્યાથી કેવું ઠગારૂં સુખ, કેવી ઠાલી મોજ, કેવી ખોટી આશા મળે છે, તે જોવાપછી ખરી જીંદગી ગુજારવાની, અને ખોદાઈ કામોમાં હમેશાં મક્કમ વીચા-રથી લાગવાની, અને અશો થવાની કાળજી નહીં રાખશે?

જે મોતના ડરામણા દેવને મુલવાને આપણ સપળાં એક સરખી ઝડપથી જઈએ છીએ, તે દરેક જવાનના કાનપર પડતો ચેતવણી આપનારો, અને કીમતી ધડો શીખવનારો બોલ થવો જોઈએ; જીંદગીના પુર બહારમાં જ્યારે માણસોને મરવાને લાયક વખત આવવાને, અને જીંદગીનાં સઘળાં સુખ દુ:ખોથી ધરાવાને હજી ઘણાં વર્ષો બાકી હોય, તેટલાં તે દુષ્ટ જમને પોતાના શીકારો પકડી લઈ જતાં જોવાથી આપણે ખ્યાલ કરવો જોઈએ કે, જ્યારે આપણ એક દહાડામાં શું બનશે તેથી અજાણ્યાં છઈએ, ત્યારે કાલ પર ભરોસો ન રાખતાં, બેહતર કે બીજાઓના દાખલાથી આપણે આપણી ચાલુ પલો સુધારવાની જરૂરીઆત, અને ઢીલ કર-વાથી આપણે માથેજે ઘારૂતી લટકે છે તેનો જોખમ સમજતાં શીખયે.

આપણા મનુષ્ય ભાઈબંધોને મદદ કરવા માટે દોલત, ડહાપણ અને સત્તા મેલવવાનું આપણા હાથમાં નથી; પણ એ સઘળાં વગર માયાળુ સ્વભાવ ખોદાની નજરમાં તેટલોજ વખણાયલો છે અને એક ગરીબ માણસ જેની પાસ બીજાંને આપવાને કંઈ નથી, જેની પાસ બીજાંને મદદ કરવાના બીજા કશા ઉપાય નથી, તે તેના કરતાં વધારે ચઢીઆતો માણસ જે શકતી અને દયા બંને ધરાવે છે, તેના જેવોજ ખોદાની નજરમાં માયાળુ, તેના જેવોજ દયા દેખાડવાને લાયક, અને તેનાજ જેટલો તેની મેહેરબાની મેળવવાને લાયક ગણાય છે.

જો વસંત રૂતુમાં ઝાડપર કળીઓ આવતી ન હોય, તો ઉનાળામાં ઝાડની કશી સુંદરતા રહે નહીં, અને ફલ આવવાની મોસમમાં ફલ પણ મળે નહીં; તેમજ જો જુવાની મોસમમાં

સુધારો વધારો કર્યા વગર ગુમાવવામાં આવે તો આગળનાં વર્ષો ધીક્કારને લાયક તથા બુઢાપાનાં વર્ષો કંગાળીઅત ભરેલાં બને.

જો આપણા અંતકરણના ગુપ્ત વીચારો અને આપણી જીંદગીનાં ખાનગી કામો માણસો જાણે, અથવા જો ખોદા આપણી કરણી પ્રમાણે આપણાપર સખત થતો હોય તો આપણું શું થાય, તે ધ્યાનમાં લાવી આપણાં પાડોશીની ખામી સોધવાનું આપણે ડોલ ઘાલ્યે તે પહેલાં આપણે પોતે પોતાની ખામી સુધારવી જોઇએ, અને આપણા પેદા કરનાર તેમજ માણસો તરફથી માફી મેળવવાની આપણને કેટલી બધી અગત્ય છે, તેનો આપણે અવાર નવાર ખ્યાલ કરવો જોઈએ.

નમ્રતા હમેશાં જુવાનીને શોભાવે છે; તે અસંખ્ય વાંકો ઢાંકી દેછે, જ્યારે દરેક ખુબી જેને તે છુપાવવાની કોશેશ કરે છે, તેને બેવડાં તેજથી પ્રકાશીત કરે છે; કેમકે જેમ એક સુંદર કળી જ્યારે ખુશનુમાં લીલાં પાતરાંમાંથી નાજુકાઈથી ખીલી નીકળતી હોય, ત્યારે તેની સુંદરતા એક સંપુર્ણ બહારનાં ખીલી નીકળેલાં ફુલને તક્કર મારે છે, તેમ માણસોની ખુબી જ્યારે નમ્રતાના પરડામાંથી બહાર નીકળે છે, ત્યારે બીજા કોઇ પણ વખત કરતાં વધારે જેબ આપે છે.

દયાનાં આંસુ અને દુઃખની વાત સાભળતાં પીગળી જતું હઈડું જવાનીની શોભા છે. સુખ અને મોજ મજાહ ભોગવ્યાથી આપણે એકલપેટાં થઈ આપણી દયા ડાબી નાંખવી ન જોઈએ. હમેશાં માણસાઈ જીંદગીનાં દુઃખો, એક ગરીબનું ઝુપડું, એક મરણ પામતી માતા અને તેનાં રડતાં છોકરાંનો ખ્યાલ આપણે કરવો જોઇયે.

પવીત્ર ચીજો તરફ માનની નજરે જોવાની આપણે બચપણથી ટેવ રાખવી જોઈએ. આપણાં નાદાનીઅતપણાંથી, અથવા તો આપણે બીજાને ખરેખરી પવીત ચીજની હસી કરતાં જોઈએ તેથી આપણે પોતે પણ તેવા અપવીત્ર વીચારોને આધીન થવું જોઈએ નહીં; એથી પાપ થાય છે એટલુંજ નહીં, પણ ધર્મને હસી કાઢવાનું ડોલ ઘાલવું અને તેવો ખ્યાલ કરવો, એ સીવાય બીજી કોઇપણ ચીજ એવી નથી, કે જે જુવાનોનું અભીમાન અને હલકાપણું વધારે નાપસંદ કરવા જોગ રીતે દરશાવી આપે; કેટલાકો ધારે છે તેમ, એવી ચાલથી પોતે એક સારૂં જ્ઞાન ધરાવનાર માણસ છે, એવું જણાવવાને બદલે એ એક હલકું, છાલકું મગજ સાબેત કરી આપે છે, કે જે પોતાની ગોડી ઘણી કેળવણીની મગરૂરીમાં, જે ચીજોને દુન્યાના સર્વેથી સરસ માણસોએ પવીત્ર ગણી હોય તેને બીસાદ વગરની ગણાવવા માંગે છે. મંડલીમાં માનીતા થવા માટે આપણે આપણી વર્તણુકમાં માલમ પડી આવતી કોઇપણ જાતની કડોરતા સુધારવી જોઈએ. જે નમનતાઇ ડોળ ઘાલવાથી નહી, પણ કુદરતી રીતે આપણને માફક પડતી હોય, તેથી આપણે આપણી ચાલચલણને શોભાવવી જોઇએ.

આપણી હાલની હાલત પ્રમાણેજ ખરચ રાખવો અને આશા ગમે એટલી મોટી હોય તોપણ આપણી પાસ હાલ જેટલું હોય તેનાજ પ્રમાણમાં ખરચ કરવો, એ આપણો નહીં ભુલી શકાય એવો કાયદો હોવો જોઈએ.

તે જગતના કરતાને એક ખરાં અંતકરણમાંથી નીકળેલો નબળો બંદગીનો અવાજ મોટામાં મોટી ધામધુમ અને ભપકાથી કીધેલી બંદગી કરતાં વધારે છે. એક નમાના અંતકરણની વગર બોલવે ઈચ્છેલી હમેદા તેને માટે મોટેથી કરવામાં આવેલી બંદગીના ગમે એવા પોકાર જેટલીજ સાંભળી શકાય એવી છે.

જરબાઈ ફીરોજશાહ વીકાજી.

# કાલે.

## કાલ ઉપર મુલતવી રાખનાર એક માણસને હાથે લખાયલા પોતાની જીંદગીના બનાવો.

### પ્રકરણ ૧લું.

### ખરાબ ટેવનાં ન્હાનપણમાં પરીણામ.




ઘણોક વખત થયો મારી જીંદગીની તવારીખ લખવાનો ઈરાદો રાખું છું, અને મેં નીશ્ચય કરયો છે કે આજેજ તે લખવાને શરૂ કરવી, કારણ કે મારી જીંદગીના નજદીક અરધો અરધ સારી નીછાના ઈરાદાઓ મારી કમનશીબ, કાલ ઉપર મુલતવી રાખવાની ટેવને લીધે નીપફળ થયા છે.

જ્યારે હું ન્હાનો હતો ત્યારે મને વારંવાર કહેવામાં આવતું કે મારામાં આએજ એક ખોટી ટેવ છે; હું તે માનતો નહી હતો, અને મારી પતરાજી અથવા તો આળસુપણું મને એમજ સમજાવતું કે આએ ભુલ ઘણી ન્હાની છે, અને વખત જતાં ઘણીજ સેહલાઈથી હું તે દુર કરી શકશ. તે વખત તો હજી સુધી નથી આવ્યો, અને હવે જ્યારે હું નજદીક અરધો ઘરડો થવા આવ્યો છું ત્યારે તો મારે સુધરવાના સઘળા ખ્યાલ છોડી દેવા જોઈયે. મારો બાપ લંડનમાં ચોપડીઓ વેચવાનો મોટો વેપાર ચલાવતો હતો. હું જે દહાડે જન્મયો તે દહાડે મારા બાવા ભોગ ચોઘડયે મોટાં માણસોનાં જન્મચરીત્રોની ચોપડીઓ ઉઠલાવતા હતા, અને જે ઘડીએ મારો જન્મ તેને જાહેર કીધો તે વખતે તેનું આંગળું "બેસીલ" બોલ ઉપર પડયું; તેવણે નીચલી લાઈન મોટેથી વાંચી:—

બેસીલ, શીશારયાનો બીશપ (વડો ધર્મગુરૂ) અને ઈશ્વર સંબંધી, નીતી સંબંધી અને તર્ક શાસ્ત્ર સંબંધી મોટો લખનાર.

"મારા છોકરાનું નામ" મારા બાવા બોલ્યા, "આએ મોટા માણસનાં નામ ઉપરથી પડશે, અને હું આશા રાખુંચ અને માનુંચ કે મારા છોકરાને એક મોટો ઈશ્વર સંબંધી, તર્ક શાસ્ત્ર, અને નીતી સંબંધી લખનાર, અથવા તો એક વડો ધર્મગુરૂ થયલો જોવાને હું જીવીશ. હું મારા દીકરાને બેશ માન ભરેલા ઓધાઓ ધરાવતો જોવા જેટલી મોટી ઉમેદ તો નથી બાંધતો."

આ પ્રમાણેની મારા બાવાની મરજીથી મારૂં નામ બેસીલ પાડવામાં આવ્યું, અને મારી ભવીષની કીર્તીની તેની આશાઓ મારાં બાળપણમાં મારી ચાલાકી અને યાદદાસ્ત શકતી, કે જે જો કે કદાચ મારા વખતનાં ન્હાનાં બાળકો કરતાં વધારે ન હશે, પણ જે મારા બાપને તો ઘણીજ સારી લાગતી હતી, તેથી મજબુત થતી ગઈ. મારા બાવા એટલાં સુધી કહેતા કે જો મને મારે લાયકની સારી કેળવણી ન આપે તો ખરેખરજ તે એક પાપ ગણાય, અને તેવણ પોતાના ગજા ઉપરાંત ખરચ કરી મને ઉચી કેળવણી આપવા લાગા. મને ન્હાપણથીજ ઉસકેરવામાં આવ્યો હતો કે હું આગળ જતાં એક મોટો માણસ થઈશ, અને મારા માસતરો પણ થોડોક વખત સુધી મારા અભયાસથી પુરતી રીતે સંતોષ પામ્યા, પણ જે ચીજથી મારૂં ધ્યાન ચાલાક કહેવાતું તેજ ચીજથી હું મારા અભયાસમાં પાછલ પડતો ગયો. હું મારૂં લેસન ઘણી સેહલાઈથી કરી શકતો હોવાથી હમેશાં હું તે છેલ્લી ઘડી સુધી મુલતવી રાખતો અને આએ મુલતવી રાખવાની ટેવ જે અભીમાનમાં શરૂ થઈ હતી, તેનો ફજેતીમાં અંત આવ્યો.

જ્યારે મને લંડનની મોટી સ્કુલમાં મોકલવામાં આવ્યો, તે વખતે મારા સાથીઓમાં મને એટલી બધી તો આળસુ થવાની લાલચો મળી, કે જો કે હું હુશયારમાં ખપતો, તોપણ અઠવાડ્યાંમાં બે વખત તો સોતીનો સ્વાદ મને જરૂર ચાખવો પડતો. જેમ જેમ હું મોટો થતો ગયો, તેમ તેમ કદાચ હું મારી સાધારણ સમજ શકતીની શીખામણથી આસ્તે આસ્તે સુધરતે, પણ મારા બાવાના ચોક્કસ અવીચારી બોલો અને વાતોથી હું વધારે ફુલણજી અને આળસુ બની ગયો. જ્યારેબી હું નીશાળેથી છુટીના દહાડા ઉપર ઘર આવતો, અને જ્યારે મારા માસતરો મારા બાપ ઉપર મારે માટે ફરયાદ લખી મોકલતા, ત્યારે મારા બાવા જો કે મને મારી બેદરકારી માટે ધમકાવવાનું ડોળ દેખાડતા, તોપણ તેજ વખતે પોતીકા દોસ્ત આસનાઓ આગળ મારાં દેખતાંજ મારી તારીફ કરતાઃ—

"મારો બેસીલ કંઈ અજબ જાતનો છોકરો છે, જે ચીજ ધ્યાન પર લેય તે ચીજ ઘણી સરસ કરી શકેય; એના બધા માસ્તરો પણ એમજ કહેય; પણ એ ઘણોજ આળસુ પડેરો છે, તમારાં બધાં હુશયાર માણસો એવાંજ; હમેશાં કામ છેક છેલ્લી ઘડીવેર મુલતવી રાખે–બધાં તમારાં હુશયાર માણસો એમજ કરેયઃ દાખલા. તરીકે પેલો ડાણ–કે જેની કવીતાનો ત્રીજો ભાગ મેં ગેહડુંક થયુંજ પ્રગટ કરયો છે, તેબી કેવો આળસુ છે, પણ તોબી દુન્યામાં તેના જેટલો ધાંધાટ કોણ કરેય? દરેક ચીજ મારા બેસીલ માફક તે આવતી કાલ ઉપરજ મુલતવી રાખેય–પણ છેલ્લી ઘડીએ, ઇગલંડના કોઇ પણ માણસ કરતાં વધુ કરી શકે છે— તેબી જ્યારે ફાંટો ફરે ત્યારેજ. હું કોઈબી હુશયાર માણસ એવું નથી જાણતો કે જે આળસુ ન હોય. મારા બાપનાં ઉપલી જાતનાં ભાષણોમાંનો હું એક પણ બોલ ભુલતો ન હતો; હુશયાર માણસ અને આળસુ પડેરાના વીચારો એટલા બધા તો મારી કલ્પના શકતીમાં જોડાઇ ગયા, કે મારી પોતાની સમજ શકતી અથવા તો મારા ગુરૂની શીખામણો પણ એ બેઉ વીચારોને જુદા પાડવાને અશક્ત હતી. મારા શીક્ષકો જે ટેવને સુધારવાને મેહનત કરતા, તેજ ટેવ જારી રાખવામાં હું માન સમજતો. આ મારી મુર્ખાઈનાં પરીણામ માટે, જ્યાં સુધી મેં "ઈતન" ની જાહેર પરીક્ષામાં એક થોડીક કવીતાની કળીઓ છેલ્લી ઘડી સુધી મુલતવી રાખવાથી ઇનામ ખોહયું, ત્યાં સુધી મને કોઈ પણ વખતે ગંભીર પસતાવો નથી થયો. મેં, જે કવીતા લખી હતી તે મારા હુંવાન તેમજ કમરે મુગેલાં દોસ્તોએ ઘણીજ વખાણી. ઈનામ જોન્સ નામના એક બોકર છોકરાને મળ્યું, જેનામાં ચાલાકી બીલકુલ ન હતી, પણ જે ઘણો ખંતીલો હતો. તેણે પોતીકી કવીતા જોઈતા વખતમાં તૈયાર કીધી હતી. મારી કવીતા જો કે સારી લખેલી હતી, તોપણ દોસ્તદારોને મગરૂરીથી જોવા આપવા સીવાય તે તદન નકામી હતી. મારા બાવા મારી જાહેરમાં પ્રખ્યાતી મેળવવાની તક મારે હાથે ખોહેલી જોવાથી ઘણીજ દલગીરી ભરેલી રીતે ગુસ્સે થયા. હમારી નીશાળના ઇનામના મેલાવડાને પાદશાહે પોતીકી હાજરીથી માન આપ્યું હતું. જે છોકરાઓને ઈનામ મળ્યું તેઓ માટે એમ કહેવામાં આવ્યું કે તેઓને પાદશાહની આગળ હાજર કીધાથી તેઓને આગળ જતાં જીંદગીમાં ઘણા ફાયદા થશે. આએ બધાથી મારા બાપને પણ લાગ્યું, અને મને આળસુ થવા ઉત્તેજન આપવા માટે તે પોતાને ઘણો ઠપકો દેવા લાગો. તેવણે ઠેરાવ કરયો કે આએ મુલતવી રાખવાની ટેવમાંથી મને એકદમ મોકળો કરવો. પોતાની મતલબ બર લાવવા વાસ્તે તેવણે પોતાની ચોપડીઓ રાખવાની શોલવસમાંથી (Yong's Night Thoughts") યંગના "રાતના વીચારો" નામની ચોપડી સોધી કહાડી, જેમાંથી તેને નીચલી એક લાઈન યાદ આવીઃ—

"Procrastination is the thief of time" "ઢીલ વખતનો ચોર છે." તેણે વીલંબ, વખત, આજે અને કાલે, એ બોલો પર કીધેલું વીવેચન સોધી કાઢવાને આખી ચોપડીનાં પેહલેથી તે છેલે સુધી પાનાં ઉઠલાવ્યાં, અને દરેક બોલો પર કીધેલાં વીવેચનમાંથી થોડુ થોડું સોધી કહાડી તેવણે મુલતવી રાખવાના જોખમ ઉપર સાત મોટા પાંના લખી કાઢયાં "અને હવે મારા વાહાલા બેસીલ", તેવણ બોલ્યા, "આ જે ચીજ છે તે તુંને વદન સુધારશે, અને જ્યાં સુધી તે તું મોઢે નહી કરશે ત્યાં સુધી હવે તારા પોતીકા ખરચ માટે એક પણ વધુ શીલીંગ નહી મળશે."

અલબતાં, વચમાં પૈસાની લાલચ નાખેલી હોવાથી મેં આએ પચરસયા ફકરાઓ ઘણી મેહનતથી બબરી ચટકીનેબી એવા તો સરસ મોઢે કરયા કે તે મને આજ સુધી યાદ છે. દાખલા તરીકેઃ-

"વખતનો નાશ એક આપઘાત છે, કે જ્યાં લોહી કરતાં વધારે કીમતી ચીજ ઢોળાય છે, વખત ઉડી જાય છે, મોત આવે છે, દેવલના ઘંટનો અવાજ કરે છે, બેહેસત તેડું કરે છે, દોજખ બીહવાડે છે."

"વખતને આપણે હંડસેલી કાઢયેય, અને તેને પાછો તેડવાની દુવા માગ્યેય. આજેજ તમે ડાહ્યાં થાવો, મુલતવી રાખવું પેલાપણું છે. ગઈ કાલની ઢીલ આજે પણ તમને કાલ માફકજ કરવા ફાલાવાલા કરશે."

એ પ્રમાણેના ઘણાક ફકરાઓ મેં મોઢે કરયા, પણ મને શરમ સાથે કહેવું પડેય કે આએ નીતીવંત લખાણથી મારી ઉપર કાંઇ પણ અસર થઈ નહી. જ્યારે હું એમ કહુંય કે હું આએ લખાણથી એક તણખલું પણ સુધરયો નહી, ત્યારે મારે કહેવાને ચુકવું નહી જોઇયે કે, એજ લખાણ ઘણી સરસ રીતે મોઢે કીધાથી મને વરસ દહાડે ચારસો પાઉંડ મળતા સેહજમાં રહી ગયા. યંગના "નાઈટ થોતસ" વાંચવાને અને તેને યાદ રાખવાને મને ફરજ પાડવામાં આવ્યાથી, હું તેથી તદન કંટાળી ગયો હતો, અને જે લાઇનો હું વાંચતો તે ઉપર ટીકા કરવા મારૂં મન ઉસકેરાયું. પછવાડેથી જ્યારે હું કાલેજમાં ગયો ત્યારે મારા કેટલાક સાથીઓ જેઓ યંગના વખાણનારાઓ હતા, તેઓની સામે થઈ યંગને એક કવી નહી કહેવામાં હું મગરૂર થતો. જેમ જેમ મારી હસી થતી ગઈ તેમ તેમ હું બહાદૂર થવા લાગો. હું આએ બાબદ પર એટલું તો બોલવા લાગો કે જાહેરમાં પણ મારી થોડી ઘણી ખબર લેવામાં આવી. કેમબ્રીજના વીદ્વાન માણસો સાથ મારી ઓલખાણ થઈ; મેં મારો મત, અથવા તો થોડાંક લોક કહેતાં હતાં તેમ મારી ખોટી વલાણના બચાવમાં એક રસાલો લખ્યો.

મેં લોકોની ખાતરી કરવા માંગી કે, જે લખાણને આખી દુન્યાએ પુસંદ અને ઉચું ધારવાની ભુલ કરી છે, તે કોઈજ નહી પણ મોટા મોટા બોલોથી ભરપુર પણ અર્થ વગરનું પીજણ છે; કે "નાઈટ થોતસ" એક કવીની કલ્પનાઓ કરતાં રમુજ, અતીમાની ખ્યાલોથી ભરપુર છે. મેં યંગ અને કાઉલીની વચ્ચે સરખામણી કરી, અને છેલ્લે યંગને અધારમી સદીનો કાઉલી ઠરાવી મેં મારૂં લખાણ પુરૂં કરયું. મને પોતાને ઈનસાફ આપવા મારે કહેવું જોઈએ, કે મારા લખેલા રસાલામાં કેટલુંક સાચ્ચું તેમજ ચાલાકી ભરેલું હતું, પણ તે એક પક્ષકારીના ભાષણ બરાબર હતું, કે જે એક સવાલની એક બાજુને બદલે એકજ બાજુ જોએ છે, અને તકરારની ગરમીમાં ધારે છે તે કરતાં વધુ બોલે છે.

જાહેર લખનારને ઘણુંખરૂં નસીબ સંજોગે થોડોક વખત સુધી તેને યોગ્ય હોય તે કરતાં વધુ માન મળે છે, ચોકસ કરીને તે જ્યારે કોઈ વખણાયલા લખનાર ઉપર હુમલો કરે છે ત્યારે; મારા લખાણથી હું ધારતો હતો તે કરતાં મને વધુ ફતેહ મળી, અને હવે હું માનવા લાગો કે મારા બાવા મારે વીષે જે બોલતા હતા તે ખરૂંજ હશે. એક ભલેરો પાદરી જે પોતાને જવાન વીદ્વાનોનો મુરબ્બી કહેવાડતો હતો, તેણે મારી થોડી ઘણી ખબર લેવાથી મારી આશાઓ વધતી ગઇ અને હું વધારે અભીમાની થયો.

હું અગાઉ જણાવી ગયોય કે મારૂં નામ મારા બાપે મારા નામદારસ્થા શીશારચાના બીશપનાં માનમાં પાડેલું હતું, અને પોતાનું મારે માટે બાંધેલું મત ખરૂં પાડવા તેણે મને દેવલની ચાકરી માટે તૈયાર કરયો. મારો મુરબ્બી કે જેના સંબંધમાં જેમ જેમ હું વધારે આવતો ગયો તેમ તેમ હું તેને વધારે અને વધારે પસંદ પડતો ગયો, તેણે મને આશા રાખવાનાં કારણો આપ્યાં કે તે મને કોઇ સોજી જેવી જગાએ ચાકરી અપાવશે. હું હજી દેવલને માટે પુરતી રીતે તૈયાર ન હતો, તે વખતે તેના હાથમાં વરસ દહાડે ચારસો પૌંડની જગા ખાલી પડી, તે તેણે થોડાક મહીના સુધી કોઈને નહી આપી, અને એવુંજ ધારવામાં આવતું હતું કે તે તેણે મારે માટેજ ખાસ રહેવા દીધી છે. તેટલાં તેણે મને પોતીકે માટે રાખાવત ઉપર વાયજ લખવાની સોંપી, જે વાયજ તે એક મોટી અનજુમન આગલ કરવાનો ઈરાદો રાખતો હતો. જેઓને મુલતવી રાખવાની ટેવ હશે તેઓજ માનશે કે આએ લખવાનું મેં ઠેક સનવારની સાંજ તુલીક મુલતવી રાખ્યું. થોડાક મારા દોસ્તો નહી ધારેલા તે દહાડે મારે ત્યાં જમવા આવ્યા. અમો રાતના મોડે વેર બેઠા, એક અભીમાની જુવાન લખનાર કે જે હમેશાં જલદી લખી કાઢવામાં માન સમજે છે, તેની માફક હું બોલ્યો કે, હું મારી વાયજ એક કલાકમાં લખી કાઢીશ. પણ અફસોસ! જ્યારે મારા દોસ્તો મને છોડી ગયા, તે વખતે હું લખવા બેસું તેવી હાલતમાં ન હતો; હું જલદીથી સર ઉંઘમાં પડયો, અને સવારે બીશપના માણસે આવી મને ઉઠાડયો. હું બીકથી હબતાઈ ગયો, અને જલદીથી ઉઠી ઉભો થયો; વખત નજદીક સવારના નવ વાગાનો હતો; મેં લખવાનું શરૂ કરયું, પણ મારા હાથ અને ભેજું બેઉ ધ્રુજવા લાગાં અને મારા વીચારો એટલા બધા તો ગુચવાઈ ગયા કે હું જે પોતાને ઘણો હુસ્યાર સમજતો, તે પા કલાકમાં પણ એક વાક્ય શરૂ નહી કરી શકયો..

મેં બીશપના માણસને ચાલીશ મીનીટવેર થોભાવ્યો. એક બે પાનાં લખ્યા પછી મેં આખે ઓરડે ફરવા માંડયું. છેલ્લે સરવાલે જ્યારે તે માણસ બોલ્યો કે તે વધારે વખત થોભી નહી શકશે, ત્યારે મેં તેને બીશપ વાસ્તે એક કઢંગી ચીઠી લખી આપી, કે જેની અંદર મેં મારા એકદમ સીક પડી જવાનું બહાનું કાઢેલું હતું, અને તે માણસને રૂખસદ આપી. એટલું તો ખરૂં કે જ્યારે મેં તે ચીઠી લખી ત્યારે હું પુરતો આજારી હતો, મારૂં માથું ઘણુંજ દુખતું હતું. આખો દહાડો હું મારી મુર્ખાઈ ઉપર અફસોસ કરતો મારા ઓરડામાંજ ભરાઈ રહયો. હવે પછી શું પરીણામ આવશે તે મને અસારથીજ દેખાવા લાગાં. બીજે દહાડે સહવારના દેવલની ખાલી પડેલી જગા મારા મુરબ્બીએ કોઈ બીજાને આપી, અને ત્યારથી બધી મેહરબાની અને નવાજેશની આશાઓનો અંત આવ્યો.

મારા બાપે મારી ઉપર ઠપકાઓનો વરસાદ વરસાવ્યો અને કદાચ હું મારી આએ નામુરાદીથી સુધરતે, પણ નસીબ દેવી મારી ઉપર નધારેલી પ્રસન્ન થઈ. નસીબ કે જે મને તે વખતે સારૂં લાગું, પણ જે મારા હવે પછીના નાંથનું મુળ હતું; કાલેજના મારા સંખ્યાબંધ દોસ્તોમાં એક જુવાન મહરથ હતો, જેના બાપને ચીન ખાતે જતાં વખણાએલાં એલચીખાતાંમાં નેમવામાં આવ્યો હતો, તે હમારી દુકાન ઉપર એક ચોપડી લેવા આવ્યો, અને ચીનની મુસાફરીએ જવાને મને ઘણો ઉલટમંદ જોઈ તેણે મને એલચી ખાતાં સાથે મોકલવા મારા બાપને સમજાવવાનું માથે લીધું. આએ તેની મેહેરબાની મારી ઉપર ઉતરવાનું કારણ એ કે, તે મને એક હુશ્યાર જવાન તરીકે પીછાંનતો હતો, અને ઝાટપાનનો ચીતાર જે મેં તેને ઘણા થોડા વખતમાં પાડી દેખાડયો, તેથી તે ઘણો ખુશી થઈ ગયો હતો.

મારા બાપે પહેલે તો આએ મુસાફરી મને કરવા દેવામાં વાંધો લીધો. જે ધંધા માટે મને કેળવણી આપેલી તે છોડી દેતો જોઈ તેવણ ઘણા ચીરડાઈ ગયા, અને ઘણી રકજક પછીજ તેવણે મારી બીશપ થવાની આશાઓ છોડી દીધી. મેં તેવણને તકરારથી સમજાવ્યું કે, હજી તો હું દેવલની ચાકરીમાં દાખલ થયલો ન હતો (કે જે ચાકરી મારી હુશ્યારીને તદન લાયકની ન હતી) અને તેથી કોઈબી રીતે ખોટું નહી લાગશે. હુશ્યારી બોલે હંમેશ માફક હમણા પણ મારા બાપ પર ઘણી અસર કરી. આએ ફેરફાર જોઈ મેં વધુ બોલવા માંડયું કે, અનુભવ ઉપરથી કહી શકુંચ કે વાયજો લખવાનું વહીતરૂં કરતાં મારી બધી અકલ હુશ્યારી ઉડી જશે, અને મારી મગજ શકતી ખીલવવા માટે મારે પરદેશોની જુદી જુદી રહેવાની રીતોનું અવલોકણ કરવું જોઈએ.

મારા બાવાની આશાઓ-કે તેવણ અગમચેતીનો અરધો ભાગ તો જરૂર ખરોજ પડશે, અને હું એક મોટો લખનાર થઈશ-પાછી તાજી થઈ અને તેવણે મને ચીન જવાની રજા આપી, પણ તે એ સરતે કે, મારે ચીનની મુસાફરીનું બે વોલ્યુમનું એક મોટું પુસ્તક લખવું. મેં તરતજ આએ સરત કબુલ કરી, કારણકે મને મારી મગજ શક્તી ઉપર ઘણોજ વીશ્વાસ હતો, અને ચીનની મુસાફરીની તવારીખ લખવાનું તો મને કંઈ બીસાદમાં નહીં લાગું.

આશાઓ અને ઉમેદોથી ભરેલો હું આખો દહાડો મુસાફરીનીજ વાત કરતો, પણ મારા બાપની દર કલાકની સમજાવત છતાં મેં મારી મુસાફરીની તૈયારીઓ છેક છેલ્લાં અઠવાડયાં તુલીક મુલતવી રાખી, અને પછી જોઈજ લેવો ગડપ અને ગુચવાડો. દરજીઓ, દરજણો, પોરટમેનતોસ અને ત્રનકો, પોરટફોલીઓઓ અને બાક્ષો ચીતારવાનો રંગ અને નોટ બુકસો, એ સર્વેથી મારો ઓરડો ભરાઈ ગયો. મારી પાસે એક દજન ન્હાની અને એક મોટી નોટ બુકો હતી.

છેલ્લા દહાડાના ધબરાટ અને ગુચવાડા વચ્ચે હું એક ખુણામાં ટેબલ આગળ કમપાસ, રૂલર અને રાતી શાહી લઇ મારી સઘથી સરસ મોટી નોટ-બુક ઉપર લીટીઓ દોરવા બેઠો, પણ રાતી શાહી ઘણીજ પાતળી હતી અને કાગળો બરાબર નહી હતાં, અને ઘડી ઘડી ઉંઠાઈ જતાં, કારણકે મને પાનાં સુકાએ તેની આગમચ જલદી જલદી ફેરવવાની ફરજ પડતી હતી અને શાહી કંઈ મારા જેવા હુશ્યાર માણસ માટે જલદીથી સુકાએબી નહી અને બ્લોટીંગ પેપર પણ તેને જલદીથી ચુસી નહી લે. વળી મારૂં ધ્યાન પણ બીજી બાજુએ [illegible] ગઈ છે તે લાવ્યો [illegible] બારણા તરફથી [illegible] ને તપાસ કરતો [illegible] ના ચોકવાથી મેં [illegible] નાખી, અને ધંધા [illegible]

કરવા માંગે છે, તેઓને સંખ્યાબંધ આપી દીધા. મને મેલ કોચમાં બેસી પોરટસમાઉથ જઇ એલચી ખાતાં સાથ જોડાવાનો હોકમ કરવામાં આવ્યો હતો. મેં મારી અડધી ચોપડીપર પણ લાઈન નહી દોરી હશે, તેટલાં સાડા અગયાર થયા. મારાં શરતસ અને બુટસ હજી નહી આવ્યાં હતાં. તમે ધારતાં હશો તેમ મેલ કોચ મારા વગર ઉપડી ગઈ. મારા ગરીબ બીચારા બાવા ઘણા ધબરાટમાં પડયા, અને મને અને પોતાને ઠપકો દેવા લાગા. પણ મેં બોહોસ કીધી કે જે દહાડે લોરમ મ—એ મુસાફરી કરવા ધારીચ તે દહાડે તે કરશેજ નહી. જે દહાડેથી દુન્યા પેદા થઈ છે તે દહાડેથી કોઈ પણ વખત એમ નથી બન્યું કે કોઈએબી પહેલા ઠેરવેલા દહાડાપર મુસાફરી શરૂ કીધી હોય, અને એલચી ખાતાંના અરધો અરધ લોકો મારા કરતાં વધારે વખતસર નહી હશે.

આએ તકરારથી મેં મારાં બાપની તેમજ મારી ધારતીઓને કમતી કરી અને હમે ઠેરાવ કરયો કે હવે આજે જવું અશક્ત હોવાથી કાલતેર મુલતવી રાખવું.

[સાંધણ છે.] નવાજબાઈ જાં૦ પાદશાહ.



## રાંધવાને લગતું.

**દોધીનો હલવો**—દોધીને પ્રથમ છોલીને પાતળા કટકા કરવા, પછી તે કટકાઓને ખમનવા અને તેને પાણીમાં નાખી ખુબ ઉકાળવું અને નરમ થાએ કે પાણીમાંથી કહાડી નીતારીને નીચવી કહાડવું. એક બીજાં વાસણમાં ખાંડની ચાશની અથવા શીરો કરી તેમાં ચારોલી, જાએફલ, એલચીદાણા બધું નાખીને પેલા શીરામાં તે દોધી બાળી કહાડવું અને એક કઠેરોતમાં નાખીને સરખું કરવું અને જોઈએ તો ઉપરથી બીજો મસાલો નાખવો. દર એક શેર દોધીએ એક શેર ખાંડ લેવી.

**સ્પનજ કેક**—મેદા ખાંડ અરધો રતલ, આઠ ઇડાં અને છ ઔંસ મેદો લેવો, તે બધાંને સાથે મેળવીને અરધો કલાક સુધી ગુંદવું, તેમાં થોડીક વરીઆલી મેલવીને મોલ્ડમાં મુકીને ભુંજી કહાડવું.

**દરેલા ચોખાંનું પુડીંગ**—દરેલા ચોખા ચાર ઔંસ, દુધ દોઢ પાઈંત, તેમાં તજ અને જાયફલ ભભરાવીને એક પેના ઉપર મુકી ચુલે ચહડાવી ઢીલવ ઢીલવ કરવું. પછી તેમાં ત્રણ ઇંડાં, ખાંડ અને જાયફલ ઉમેરવું અને અરધાથી પોણા કલાક સુધી ભુંજવું. થોડીક દરાખ અથવા કરેન નાખી તેમાં મેળવવી.

**નારીએળનું પુડીંગ**—વાંટેલું કોપરૂં આખાં નારીએળનું, તેટલીજ મેદા ખાંડ, સાદડા ત્રણ ઔંસ માંખણ, છ ઇંડાંની સફેદી, શેરી વાઈન ગલાસ એક, બ્રાન્ડી ગલાસ અરધો, ગુલાબ જળ ચમચો એક મેળવીને, પછી ભુંજી કહાડવું.

[illegible]

થવેથી તેમાં મોટો ચમચો ભરી નીમખ નાખવું, પછી કરછી વડે ગુંદવું; ત્યાર પછી પેહલું દહી તે ઉકળતાં દુધમાં નાખવું, પછી મોટો અરધો ચમચો બીજું નીમખ નાખવું ને કરછી વડે ખુબ હલાવવું, તેમાંથી દુધ અને માવો તદન છુટો પડશે ને આપણને છુંછા જેવું લાગેથી તુરંત ઉતારીને મલમલના કટકા વડે ગાળી કહાડવું, પણ તમોએ હાથે કરીને તે માવો દાબવો નહી, પાણી સઘળું કટકામાંથી નીકળી રહે ને તેનાં વાસણમાં નાખવું. તે વાસણ સોના પતરાંનું આપણી અનાજ ચારવાની પાંયલી કરતાં નાધલું બનાવવું, તેનાં તલીયાંમાં ચારણી જેવાં બારીક છેદ પડાવવાં. આસપાસ ઉંડાઈએ પણ થોડાં છેદ પાડવાં; પછી તેનાં તલ્યાંમાં બેસતું એક ઢાંકણું કરવું તેની ઉપર ઉંચકવા માટે હુક બનાવવો. પછી વાસણમાં પેલો ગાળેલો માવો, નાખી પાછો અરધો ચમચો નીમખ નાખી ચમચા વડે તેને દાબીને પેલું ઢાંકણું તેની ઉપર દાબીને ઉપર બાર સાડા બાર-સાત આઠ નાધેલા પથર મુકી નીચે એક રકાબીમાં તે વાસણ મુકી બીજે દીને તેને કહાડી ખાવામાં લેવું, પણ તે વાસણમાંથી ઢાંકણ કહાડી, બીજી પલેટ તાંબાની મુકી જોરથી તે વાસણ ઉલટું કરીને કહાડવું. જો હાલ તમારી પાસ તે વાસણ તૈયાર નહી હોય તો નાધલી તાંબાની ચારણીમાં ઉપર લખયા મુજબ કરી તેની ઉપર અંદર બેસતું ઢાંકણ દાબી ઉપર કાંઈ વજન મુકજો, તેમ પણ પનીર બનશે. તમો પનીર સાંજે તઈયાર કરી મુકી બીજે દીને સહવારે કહાડજો, જો સહવારે તૈયાર કરો તો સાંજે ખાવામાં લેજો.

મીસીસ શીરીનબાઈ દારાશાહ તારાપોરવાલા.



## અમારી લખનારીઓને ખબર.

લખનારી બાનુંઓને અરજ કરવામાં આવે છે કે તેઓએ તેઓનાં નામો તથા રહેવાનું ઠેકાણું તથા તેઓએ લખેલી બાબદ અસલ છે કે તરજુમો અને જો તરજુમો હોય તો તે શાં ઉપરથી કરવામાં આવ્યો છે તે સઘળું મેહરબાની કરી બરાબર લખી જણાવવું.

સ્ત્રી મિત્ર તથા તે માંહેલી કોઈબી બાબદ વીશે કાંઈ પણ સવાલ અથવા સુચના કરવી હોય તો અધીપતીને સરનામે દફતરે હિન્દ છાપખાનામાં કાગળ મારફતે પુછાવવું. સવાલના જવાબો ખાનગી મોકલવા કે મેગાઝીનમાં છાપવા તે તેનો અગારી મરજી ઉપર આધાર છે.

કેટલીક બાનુંઓનાં લખાણો તથા બાબદ લેવા લાયક નથી.

**ટ્યુલીપના ફુલ વીશે લખનાર બાનુ**—તમોએ લખેલી બાબદ ગુજરાતીમાં એકથી વધુ ઠેકાણે છપાઈ ગયલી હોવાથી દલગીર છઈએ કે અમો તે લઈ શકતાં નથી; લખાણ સારૂં છે, એવીજ કાંઈ બીજી બાબદો મોક-




## ભરતકામ કરનાર શોખીન બાનુંઓને એક અગત્યની ખાસ ખબર.

હમારે ત્યાં નીચે જણાવેલે ઠેકાણે ભરતકામને લગતો સામન કીફાએત ભાવે વેચવાનો છે.

સોજી કાલા રંગની તકાઉ મખમલ ઉપર જાત જાતના ફુલ પાનના વેલાથી છાપેલા ગાડીમાં મુકવા લાએક તકીઆ.

**કીંમત તકીઆ ૧) નો રૂ૧। સવા.**

સોજી કાલા રંગની તકાઉ મખમલ ઉપર જાત જાતના ફુલ પાનથી છાપેલી છોકરાંઓના પેહેરવાસ લાએક તોપીઓ.

**કીંમત તોપી ૧) ના ०।~ આના પાંચ.**

સોજી કાલા રંગની તકાઉ મખમલ ઉપર જાત જાતના ફુલ પાતરાંના વેલાથી છાપેલી મરદોને પેહેરવા લાએક સ્લીપર.

**કીંમત જોર ૧) નો રૂ૧)**

ભરતકામમાં વપરાતાં મખમલના તરેહવાર રંગીન ખુદરતને મલતાં ફુલ પાતરાં ઘણાજ કીફાએત ભાવે.

ફકત એક દોઢીઆની કીંમતનો પોસ્ટ કારડ લખી નમુના મંગાવી ખાતરી કરવી.

ઉપલો માલ એક વખત જોયાથી ખાતરી કરી આપશે કે એવી સોજી ભરતકામની તરાંહ કોઈવાર બાનુંઓના ખપ મધે કવચીતજ આવી હશે.

**સોરાબશાહની કુંપની,**
નાં० ૫૩, ફ્રીઅર રોડ, નવે મોદીખાને.

## સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ.



પીઆના, આરગનો, હારમોનીઅમો, ગીતાર, ઝીઠરસ, મેનડોલાઈન, તથા જાતજાતના વાજીંત્રો

મયુઝીક (ગાયન) ને લગતાં નવાં નવાં ચોપાન્યાં દરમેલે અમારે ત્યાં આવેછે.

સઘલી તરાંહનાં ડરાઈંગો તથા ચીતારો માઊંટ કરીને ઘણી સરસ રીતે ફરેમમાં જડવામાં આવે છે.

**સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ, મુંબઈ.**

## માઈ ઇનફનટસ પ્રોટેકટર.

### મારાં બાળકનો રખેવાળ

હેવે નામનો બાનુંઓ માટે એક અગતનો ઈલાજ સોધી કહાડયો છે, કે જે મુસાફરીઓમાં, દુર દેશોનાં જંગલોમાં તથા ઘરના કામમાં મોટી ઉપયોગી જીનસ થઈ પડશે. ૧ મહીનાના બાળકથી તે ગમે એટલી ઉમર સુધીનાઓને આપવામાં આવે છે. પીધામાં ઉતમ ગુણવાલી તથા સવાદમાં ઘણીજ લેહેજતદારછે. તાપ, સસની, ગોવરું, પેટનો દુખાવો, બદહજમીયત, દાંતનું ફુટવું વગેરે કોઈ પણ દરદમાં બેથી ત્રણ રોજમાં બચાંને આરામથી રમતું કરે છે. બે આઉસની શીશી ૧)ના રૂ०॥~.

## માઈ કોનસતેનટ હેલપ મેટ.

**મારો હંમેશનો મદદગાર એવે** નામની બાનુંઓ તથા થહરશો માટે શરીરના દરદો ઉપર ખરી રીતે અસર કરનારી ગોળીઓ, જેવો કે પેટનો દુખાવો, વાયુ, ચુકો, છાતીમાં સરદીનો દુખાવો, બદહજમીયતનાં પેટો તથા ખરાબ રોગીશટ જાહાડો વગેરેમાં ૩ થી ૪ ગોળીઓમાં એકદમ ફાયદો કરશે. એ ગોળીઓ દરેક મુસાફરને અતી ઉપયોગની થઇ પડશે. શીશીમાં ૧૬ ગોળીઓની કીંમત રૂ०॥.

બનાવનાર—બી. એન. મરચનટ,
માંઊનટ રોડ મુંબઈ, ઈરાનીની વાડી.

નીચલે ઠેકાણાઓથી મલી શકશે—કોટમાં પારસી બજાર સ્ટ્રીટ મંગળદાસ નાથજી કમીસરની દુકાન નાં० ૭, તથા કોટમાં ૩ દરવાજા પોલીસની પાસે પરફીઉમરી શોપમાં. પાયધોણી દોસટર પ્રધરસ દવાખાનાવાલા તથા ભીભીતલાવ એદલજી શાપુરજી સુખડવાલાને ત્યા ભમરીયાની નવી અગીયારીની સામે.

## ખરશેદજી મનચેરજી ભેસાનયાંની કુાં०

### ચીનાઈ તથાં રેશમી કાપડ વેચનારાઓ

મુંબઇ, કોટકોટ, હારનબી રોડ, સર જમશેદજી જીજીભાઇની સ્કુલ પાસે.

### કાપડ! કાપડ!! કાપડ!!!

હમારે ત્યાં તરેહવાર જાતનું ચીનાઈ, વીલાયતી, જેપાનીસ અને શેંગાઈનું રેશમી કાપડ સાડીઓનું તથા પોલકાઓનું અને દરેક વપરાસમાં આવે તેવું નવી નવી જાતોનું સારૂં અને સસતું મલશે તેમજ ઉનનું અને સુતરાઉ કાપડ પણ કીફાયત ભાવે મલશે.

ચીન, વીલાયત, શેંગાઈ અને જેપાનથી દર પંદર દહાડે નવો નવો માલ આવે છે.

જીક, ચીલક અને કસબ તીલીનો સુરતી માલ ભરવા સારૂ કીફાયત ભાવે મલશે.

દેશાવરના ઘરાકોએ હમારી દુકાનની ભેટ લેવાથી ખાતરી થશે. બાહાર ગામના આરડરો ખાતરીથી બજાવવામાં આવશે.






→ જુલાઇ ૧૮૮૯. ←

પુસ્તક ૧લું.] [અંક ૫મો.


# સ્ત્રી મિત્ર.

દર માસની આખેરીએ પ્રગટ થતું, સ્ત્રીઓને સરચે વાસ્તે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.


લખનારાં—પારસી બાનુઓ.



મુંબઈ:
કપસરે હિન્દ સ્તીમ પ્રેસમાં.
ફરામજી કાવસજી મેદોરાએ પોતાને માટે છાપ્યું છે.
કીમત વરસ ૧ ના આગાઉ ઉપર રૂ.૩;
[illegible] આના




રામાં, જે જીવને તે ચાહતી હતી તેની ઉપર તીરૂીને જોતાં ચીતારી. ત્યારપછી રફતે રફતે "જેની" પરથી તેણીના વીચારો મુસતેસ મીસન તરફ ફેરવાયા; તેણીને અચરતી લાગી કે બરમીંગામ છોડયા પછી તે તેણીને ઘેર ગયો હશે કે ? અરે! તેણી હમણાં કેવું ઈચ્છતી હતી કે એક વાકય પણ તેણીએ તેની પર લખ્યો હતે; વારૂ કાંઈ નહી, ન્યુઝીલેન્ડ જયા પછી તેણી તેમ કરશે. આવા ખ્યાલોમાં ગુંટાયલી હતી તેવામાં એકાએક કોઈનાં પગલાં સંભળાયાં અને ફરીને જોતાં તેણીએ પોતાની સામે કેપટનને ઉભો રહેલો જોયો.

"મીસ સ્મીથર્સ"! તેણે અજબ થઈ પુછયું, "આવી રાતને વખતે તમે અહીંઆં શું કરો છો?—કાંઈ નવી વાત રચો છો કે શું?"

"હા," તેણીએ હસીને અને સચ્ચાઈથી જવાબ દીધો, "ખરૂં કહું તો આજે મને ઊંઘ નહી આવી, તેથી તુટકપર ઘણું ખુશનુમા લાગવાથી આવી બેઠી."

"હા," જો તમે તમારી વાનમાં, રસીલી બનાવવા કાંઈ મુકવા માંગતાં હોવ તો એના જેવી તક તમુને ફરીથી નહી મળશે. આપણી સ્ટીમર કેવી વરાળના જેવી ઝડપથી જાય છે, નહી વારૂ ? એજ એની એક મોટી ખુબી છે; હું ધારૂંચ કે મધરાત પછી આપણે કલાકના સતર "નોટ" થી વધારે જઈએ છીએ અને સાત વાગતા સુધીમાં ફરગુસન ટાપુ પર જઈ પુગશું."

"ફરગુસન ટાપુ તે વલી શું?" ઓગસ્ટાએ પુછયું.

"અરે! તે તો ફક્ત એક ઉજ્જડ વેરાન છે, કે જ્યાં કોઈ કોઈ વેલા પાણી ભરવા સારૂ મગરમછના શેકાર કરનારાં વહાણો સીવાય બીજુ કોઈ પણ જતું નથી. હું ધારૂંચ કે થોડાં વરસોની વાત પર જયોતીષીઓએ શુક્રના તારાને પૃથ્વી અને સુરજની વચ્ચે આવેલો જોવાને એક ટુકડી ત્યાં મોકલી હતી; પણ તેમાં તેઓ નીષ્ફળ થયા હતા, કારણ હવા તે વખતે ઘણી ધુમસવાલી હતી-ઘણું ખરૂં હમેશાં ત્યાંની હવા તેવીજ રહે છે. ચાલો, હવે તો મને જવું જોઈએ, મીસ સ્મીથર્સ, સાહેબજી."

હજી તો આ બોલો તેનાં મોઢાંમાંજ છે તેવામાં કોઈનો મોટો પોકાર સમજાયો—"સામેથી એક વહાણ આવે છો!" તેટલામાં વલી આસરે દજનએક માણુસોએ એક ત્રાસદાયક ચીસ પાડી—"વાહાણને જમણી બાજુએ લેવો, ખોદા ખાતર જમણી બાજુએ હટાવો."

જે પ્રમાણે એક માણુસને ગોળી મારવાથી એકાએક તુટી પડે, તે પ્રમાણે એક ધાસ્તી ભરયો કુદકો મારી કેપટન વાહાણની બાજુ છોડી પુલપર ધસી ગયો; તેજ પળે એનજીનનો ઘંટ વાગો, અને વરાળથી ચાલતાં દાંતાદાર ચકરોએ જેવું તેઓનું કામ કરવા માંડયું તેવીજ સઘળી સાંકળો ખખડાન કરતી વાહાણનાં તળ્યાં આગળનાં લોહાંનાં ચક્કરપર પડી; ત્યાર પછી બીજી બુમ સંભળાઈ.

"એ તો મગરનો શેકાર કરનારૂં વાહાણુ છે!—બતીઓ નથી!" એના જવાબમાં સામેથી દીસ્તી કાંઈ મોટી કાળી ચીજ પરથી ધાસ્તીની ચીચયારી આવી. હજી તો તેનો પ્રતીશબ્દ બંધ પડે તે અગાઉ એક મોટો કડાકો થયો, કે જે ઓગસ્ટાએ જનમમાં કદી પણ સાંભળ્યો ન હતો; તેની સાથે એક ત્રાસદાયક આંચકો લાગવાથી તેણી તુટકપર ઊંધે મસ્તક પડી. વાહાણના ડોલો જાણે ઝાડોની કુમળી ડાંખલીઓ હોય તેમ હીલવા લાગ્યા અને મોટા સટોને થોડોક વાર આમ તેમ ડોળા ખવડાવ્યા. આ મોટી સ્ટીમર જે કલાકના સતર "નોટ" ની ધાસ્તી ભરેલી ઝડપથી ધસી જતી હતી તે એટલાં મો જોશથી સામેથી આવતાં વાહાણને જઈ અડી કે તેના બરાબર બે ટુકડા કરી તેની વચમાંથી એક નાના સેહલ કરવા જવાના મછવાની માફક પસાર થઈ ગઈ!

અંધારી રાતના નાસીપાસીની ચીચયારીઓના અવાજે કાનને ફાડી નાખતા હતા, ઓગસ્ટા જ્યાં પડી હતી ત્યાંથી જેમ તેમ ઉઠી ઉભી થતાં તેણીને કાંઈ ચીજ અફડાતી અને ધસડાતી હોય એવો અવાજ આવ્યો; એતો ભાગેલાં વાહાણનો ટુકડે ટુકડા થઈ ગયલો પાછલો ભાગ હતો.

આ પછી કોઈનો ઝીણો બડબડવાનો અવાજ આવ્યો, જે થોડા વારમાં આસ્તે આસ્તે વધી એટળો તો મોટો થયો કે ધરતી ધ્રુજાવે તેવો ઘોંઘાટ અને કકળાટ ત્યાં મચી રહયો. સ્ટીમરની દરેક કેબીન અને ફાલકાંમાંથી માણુસો-પુરૂષો, સ્ત્રીઓ, અને છોકરાંઓ—અફડાતાં ઝીકાતાં ઉજળા પુની જેવા ચેહરા સાથે બહાર ધસી આવ્યાં; કેટલાંકો તો તેઓના રાતના પેહરી સુવાના ઝભાઓ કહાડી નાખી બીજાં કપડાં પેહરવાને સુઝ ન પડવાથી અરધાં ઊઘાડાં દીસે બહાર નીકળી પડયાં હતાં; થોડાંકોએ દગલા તથા "ઓવર કોટ" બદન પર ઓરવી દીધા હતા; કોઈ વળી બંદુસો શરીરપર વીટાળી હાથમાંજ કપડાં લઈ નાહસી આવ્યાં હતાં; સેંકડો આદમીઓએ (ડેનગરપર હજારો માણુસો હતાં) એક પછી એક હેબત ખાઈ દોજખનાં મોંમાંથી નાહસી આવતાં હોય તેમ બહાર નીકળી આવી એવો તો શોર અને કકળાટ મચાવી દીધો કે જેનો ખ્યાલ થોડાંનેજ આવી શકે.

જ્યાં સુધી ધોકાનો ધસારો નરમ પડે ત્યાં સુધી ઓગસ્ટા જાળી પકડી ઉભી રહી, અને બીજાઓના ધબરાટથી વધારે બીહવાના કરતાં હીમત રાખી તેણીનાં હેબતેલાં મનને શાંત કરવાની કોશેશ કીધી. પોતે જાતે હીમતવાન અને શાંત મનની હોવાથી તેમાં જલદીથી ફતેહ પામી, અને થોડા પખતમાં જોયું કે તેણી પોતે તેમજ વાહાણુપરનાં બીજાં સર્વે માણુસો મોટી ધાસ્તીમાં આવી પડયાં હતાં. ખુલ્લે ખુલ્લું દીસતું હતું કે બે વાહાણોના સાથે અફડવાથી તેઓની પોતાની સ્ટીમરને તેથી કાંઈ પણ ઇજા થવીજ જોઈએ. હવે થોડી પળમાં વાહાણમાં પાણી ફરી વળી તેઓ સઘળાં ડુબી જશે, થોડી પળમાં તેણી પોતે કદાચ મરણ પામશે, આ વીચારના હેબતથી તેણીનું હૈયું બંધ થઈ ગયું, પણ ફરી એકવાર હીમત ધરી વીચારવા લાગી કે આ દુન્યામાં તેણી કાંઈ સુખમાં જીંદગી ગુજારતી હતી નહી; વળી તેણીએ કાંઈ પણ ખોટું કામ કીધું હતું નહી, કે જેથી પેલી દુન્યામાં તેણીને બીહવું પડે

અને મરી જતાં ડર લાગે. આવા વીચારના વમળમાં ગુંટા-યલી હતી તેટલામાં એકાએક લેડી હોમદરસ્ટ, તેણીનો ભુચો અને તેની આયા યાદ આવવાથી બનતી કોશેશ કરી તેઓને મદદ કરવાને પોતા વીશેનો ખ્યાલ પડતો મુકી તેઓના ઓરડા. બણી તરત દોડી ગઈ. ઘણાખરાં લોકો તુતકપર બહાર હોવાથી તેણીને તે બાળકની કેબીન તરફ અંદર જતાં ઘણી મુશકેળી નડી નહી. ઓરડામાં એક બની બળતી હતી અને પહેલીજ નજર તે તરફ ફેંકતાં તેણીને માલમ પડ્યું કે આયા તે બચ્ચાં-ને એખલું મુકી નહાશી ગઈ હતી–કારણ તે હસમુખા નાના ગોળ ચેહરાવાલું બાળક ઊંઘમાં એકલુંજ પડેલું હતું; ઘોંઘાટ-થી તે જરાક જાગી ઉઠ્યું હતું, પણ વાહાણ ભાગવા વીશે તદન બીનવાકેફ હોવાથી નીરદોષપણામાં પાછું આંખો વીંચી ઊંઘા-ઈ ગયું હતું.

"ડીક, ડીક!" તેણીએ તેને હોક મારી હીલવીને જગાડ્યો. તે અવાચી ખાઈ ઉઠી બેઠો, પણ પાછો બીછાનામાં પડી બોલ્યો, "ડીકને તો હજી ઊંઘ આવેચ."

"હા, પણ ડીક, જો હમણાં ઉઠે તો માથી (તે તેણીને માશી કરી બોલાવતો હતો) તેને મામેડને શોધવા તુતકપર લઈ જાય. અંધારામાં તુતકપર જવાનું કેવું મજેનું લાગશે, નહી વારૂ?"

"હા," ડીકે ખાતરીથી જવાબ આપ્યો; અને ઓગરડાએ તેને ખોલાપર બેસાડી, જે કાંઈ કપડાં હાથમાં આવ્યાં તે ઉતા-વળમાં જેમ તેમ ઓઢાડ્યાં. ઓરડાના દરવાજાપર એક ગરમ નાનું બદીઆંન હતું, જે તે બાળક જ્યારે ઠંડી હોય ત્યારે પેહરતું હતું તે પણ તેને પેહરાવી લીધું; ત્યાર પછી કાંઈ વીચા-ર આવવાથી એ બંદુસો પેટીમાંથી કહાડી તેની આસપાસ વીટાલ્યા; આયાના સુવાના બીછાનાંની તજે બીસકીટનો એક બાકસ અને થોડું દુધ હતું; બીસકીટ તેણીએ પોતાના ઓવર કોટના ગજવામાં ખાલી કીધી અને જેટલું પીવાય તેટલું દુધ તે બાળકને પાઈ બાકીનું પોતે પીધું. ત્યાર પછી એક શાલ જે આગળજ પડી હતી તે ઊંચકી લઈ પોતે ઓઢી, અને ડીકને પોતાના હાથમાં લઈ તુટક તરફ પોતાનો રસ્તો લીધો. દાદરને મથાળે તેણીને લોર્ડ હોમદરસ્ટ પોતે મળ્યા, જેવણ તે બાળકને લેવા તે તરફ ધસ્યા આવતા હતા.

"ડીક તો મારી પાસે છે, લોર્ડ હોમદરસ્ટ," તેણીએ બુમ પાડી કહ્યું; "આયા તો નાહસી ગઈ છે, તમારાં ધણીયાંણી કયાં છે?"

"ખોદા તમુને સુખી રાખે!" તેણે ખરાં દીલથી કહ્યું, "તમે ઘણાંજ ભલાં અને અસરાફ છેઓ, બેસી તે તરફજ કેડે છે; મેં તેણીને અંહીયાં આવવા દીધી નહી. માણસો મછવામાં લોકોનો ધસારો એકદમ થતાં અટકાવવાની કોશેશ કરે છે— સઘળાં આદમીઓ દેવાનાં બની ગયાં છે!"

"ત્યારે શું વાહાણ ડુબી જાય છે!" તેણીએ ધીરજથી પુછ્યું.

"ખોદા આલમ!—લેવો, કેપટનજ અંહીયાં આવે છે," ... તેવણ બોલ્યા, જો તેઓ તરફ ચાલી આવતો હતો ... જો બરાબર બોલીએ તો ઘેલાં થઈ ગય- ... પોતાનાં ટોળાને ખાસાડી તેઓ વચ્ચેથી ... પમાં ધસ્યો આવતો હતો; લોર્ડ હોમદરસ્ટે તેને હાથ પકડી ઉભો રાખ્યો. "મને જવા દેવો," તેવણનો હાથ ખાસાડી નાખી છુટો થવાની કોશેશ કરતાં લગાર તોછડાઈથી તેણે કહ્યું, "અરે એ તો તમે છેઓ કે, લોર્ડ હોમદરસ્ટ?"

"હા," ખોદા ખાતર એક પળ થોભી જે હોય તે ખરેખરૂં કહી દેવો, ખુલ્લે ખુલ્લું બોલી અમુને બધું જણાવો!"

"ઠીક છે, લોર્ડ હોમદરસ્ટ, હું કહુંચ તે સાંભળો. આપણે એક પાંણસો ટનનું મગરનો શેકાર કરનારૂં વહાણ જે બતી વીના ઘોડા સડો સાથે સફર કરતું હતું તેની સાથે અથડી પડ્યા છીએ. આપણી સ્ટીમરના આગળા ઓરડાઓની અંદર ને વહાણ ઘુસી ગયું છે; અને પાણીની સપાટીની બાજુનાં પત-રાંઓને ઉપસાવી નાખ્યાં છે અને ઓરડાઓની ફરેકારોને ઢીલી કરી નાખી છે. સુથારો લાકડાંના મોટા કડકાઓથી તેને પુરી નાખવાને તેઓથી બનતું કરે છે, પણ પાણી ધોધ-બંધ અંદર આવતું જાય છે; અને વલી મને ધાસ્તી છે કે એ સીવાય વાહાણને બીજું પણ નુકસાંન થયું છે. સઘળા ખુંબાઓ કામે લગાડ્યા છે, પણ પાણી એટલું તો છે કે જો ફરેકારો નીકલી જશે તો——"

"તો આપણે પણ સાથે જઈશું," લોર્ડ હોમદરસ્ટે શાંતી-થી જવાબ આપ્યો, "ડીક, હવે આપણુને મછવાઓમાં બેસ-વું જોઈએ, બસ એટલુંજ કે?"

"અરે ખોદા! શું એટલુંજ બસ નથી કે?" એમ કહી કેપટને ઉપર જોયું. "નહી લોર્ડ હોમદરસ્ટ, એટલાંમાંજ પુરૂં થયું નથી, મછવાઓમાં આસરે ત્રણસો માણસોનો સમાવ થશે, અને ડેનગર પર તો આસરે હજાર માણસો છે, કે જેમાં ત્રણ-સોથી ઉપર તો સ્ત્રીઓ અને બાળકોજ છે."

"ત્યારે તો પુરૂષોને ડુબી જવું પડશે," લોર્ડ હોમદરસ્ટે ધીર-જથી કહ્યું, "જેમ પરવરદેગારની મરજી."

"તમો સાહેબ તો અવ્વલ મછવામાં જઈ બેસશોની?" કેપટને ઉતાવલથી પુછ્યું, "મેં તેઓને તૈયાર કરવાનો હુકમ આપ્યો છે, સારાં નસીબે દીવસ પણ ઉગ્યો છે, જો તમે સહી-સલામત બચી જાઓ તો હું તમારી પર વીશ્વાસ રાખુંચ કે આ સ્ટીમરના માલેકોને સઘળું સમજણ પાડી મારી આબરૂ પર કશો દોષ લગાડતાં અટકાવશો; મછવાઓને કરગુલન લેન્ડ તરફ હંકારી જવું જોઈશે; એ ટાપુ આસરે સીતેર માઈલ પુર્વ તરફ આવ્યું છે."

"તમુને તમારો સંપેશો કોઈ બીજાને આપવો જોઈએ, કેપ-ટન," તેને જવાબ મલ્યો, "હું તો અંહીજ રહી બીજાઓ સાથે મારૂં નસીબ અજમાવશ."

"હવે લોર્ડ હોમદરસ્ટનો સઘળો ભપકો તથા દમામ ગુમ થઈ ગયો હતો અને એક અંગ્રેજ અદરયનો ફક્ત સાદો બહાદુર ખવાસ દીસતો હતો. "નહી, નહી," જ્યારે તેઓએ ધાસ્તીથી બ-રાયલા લોકોમાંથી તેઓનો રસ્તો ઝડપમાં લીધો ત્યારે કેપટને કહ્યું "તમારી પાસે તમારી બંદુક (રીવાલવર) છે કે!"—"હા."

"ઠીક ત્યારે તો પાસેજ રાખજો, તમુને કદાચ જલદીથી વાપ-રવી પડશે, લોકો મછવાઓમાં ઉતરવા ધસારો કરશે."

આ વખતે સુરજ તેની ઠંડી ફીકી રોશની આ ધાસ્તીના ભયંકાર દેખાવપર ધીમે ધીમે ફેંકતો હતો, કેટલાક અમલદારો અને ખલાસીઓ મછવાઓની આસપાસ એકઠા થઈ તેઓને પાણીમાં ઉતારવાને બનતી કોશેશ કરતા હતા, એક મછવાને તો જેમ તેમ ઉતારવામાં આવ્યો હતો તેમાં લેડી હોમહરસ્ટને તેણીની મરજી ઉપરાંત નાંખવામાં આવી હતી તેમાં બેસી તેણી પોતાનાં બાળક અને ધણી સારૂ ચીસો પાડતી હતી; તેણીની સાથે વળી બીજી કુડીએક સ્ત્રીઓ અને છોકરાંઓ, અરધી ડજન ખલાસીઓ, અને અમલદાર હતા.

ઓગસ્ટાએ તેણીની સહીનો ચેહરો ઝાંખી રોશનીમાં જોયો, "બેસી! લેડી હોમહરસ્ટ!" તેણીએ બુમ પાડી, "તમારો બુચો મારી પાસે છે; સઘળું બરાબર છે, બુચો મારી પાસે સહી સલામત છે."

તેણીએ તે સાંભળ્યું અને પોતાનો હાથ ઘણા જોશથી તેણી તરફ હીલાવ્યો; ત્યાર પછી તે મછવાને છોડી દેવામાં આવ્યો અને થોડા વખતમાં તે નજર આગળથી ગુમ થઈ ગયો, તેવામાં એક ઉંચા આકારે આવી ઓગસ્ટાનો હાથ પકડયો; તેણીએ ઉંચે જોયું, તે મી૰ રોમબે હતો, અને તેણીએ જોયું કે તેના હાથમાં એક રીવાલ્વર હતી.

"સુગરાના ખુદાના કે મેં તમોને અંતે શોધી કહાડયાં," તેણે તેણીના કાનપર પડી કહ્યું, "આએ બાજુએ ચાલો, આએ બાજુએ, જલદી," આમ કહી તે તેણીને એક નાના મછવા તરફ ખેંચી લઈ ગયો, જે બે ખલાસીઓ પાણીમાં ઉતારતા હતા.

"હવે બૈરાંઓ ચાલો!" એક ખલાસી, જેને મછવાઓને લગતી સઘળી મેનીજનું કામ સોંપવામાં આવ્યું હતું, તેણે પોકાર મારી કહ્યું; થોડાક પુરૂષોએ અંદર જવા ધસારો કીધો.

"પહેલાં બૈરાંઓ, પહેલાં બૈરાંઓ!"

"મને કાંઈ ઉતાવળ નથી," ઓગસ્ટા તેણીના હાથમાંનાં તે ધ્રુજતાં બાળક સાથે આગળ આવી બોલી; આ તેણીના સખુનોથી થોડીક પળ સુધી તેઓ પર શાંત અસર થઈ, કારણ પુરૂષો ધસારો કરતા અટકયા.

"હવે ચાલો!" મી૰ રોમબેએ વાહાણની બાજુપરથી તેણીને ઊંચકી ઉતારવાને વાંકો વળતાં કહ્યું, કે જેમ કરવા જતાં એક માણસ જે હવપર આવી જઈ મછવામાં દાખલ થવાની કોશેશ કરવા જતો હતો, તેનો આંચકો લાગવાથી તે લગભગ પડી જતો હતો; તે મી૰ મીસન હતો, મી૰ રોમબેએ તેને ઓળખી કહાડી એક એવો તો ફટકો લગાવ્યો કે જેથી તે બાપડો ઘુમરી ખાઈ નીચે પડયો.

"એક જગાને વાસ્તે હજાર પોંડ, મછવામાં એક જગાને વાસ્તે દશ હજાર પોંડ!" આમ બરાડા મારી એક વખત ફરીથી તે એક છોકરાંને કચડી નાખી આગળ ચાલ્યો, અને ફરીથી એક વખત તેને પાછલ હઠાવવામાં આવ્યો.

મી૰ રોમબેએ ઓગસ્ટા અને તે નાનાં બાળકને તેના મજબુત હાથોમાં લીધાં અને તેઓને મછવામાં ઉતારયાં. ઉતારતી વખતે તેણે તેણીનાં કપાળપર એક ચુમી લીધી અને ધીમે અવાજે બબડયો; "ખોદા તારૂં રક્ષણ કરે, છેલ્લી સલામ!"

તેજ પળે એક મોટો અવાજ સંભળાયો અને વાહાણનો પાછલો ભાગ ઉંચકાતો જણાયો. જુદાજુદા ભાગપરનાં પાટીઆંઓ છુટી ગયાં હતાં, અને લોકોની બુમો અને ચીચયારીઓથી કદી નહી સાંભળ્યો હોય તેવો શોર ત્યાં મચી રહયો. ઓગસ્ટા સમજી ગઈ કે વાહાણ ડુબી જતું હતું.

તેનાં (વાહાણનાં) પેટાંમાંથી બુંબાવાળાઓ નીકળી આવ્યા, જેઓના કોલસાથી કાળા થઈ ગયલા ચેહરાપર પરસેવો પડવાથી સફેદ સરપાટા પડી એવો તો બીહામણો દેખાવ થયો હતો કે તેઓ બીહકથી દબાઈ ગયલાં લોકોનાં ટોળાંમાં ધાસ્તીનો ઉમેરો કરતા હતા. તેઓની પુઠે ખલાસીઓ અને બીજાંઓનું ટોળું આવ્યું.

"મછવાઓમાં ધસી જાવો;" એક જાડા અવાજે બુમ પાડી, "નહી તો આપણે ડુબી જઈશું."

આ ચેતવણીથી ફેલાનાં બનેલાં લોકોનું ટોળું રેલની માફક મછવા તરફ ધસી ગયું, અને જે મછવામાં ઓગસ્ટા અને બે ખલાસીઓ બેઠાં હતાં તેમાં બીજી સ્ત્રીઓ અને બાળકોને બેસાડવાની તજવીજ થતી હતી, તેટલામાં તે ઉપર એકાએક ધસારો કરવામાં આવ્યો. આ ધસારો કરનારાઓની હરોળમાં એક કદાવર મજબુત બાંધાનો મજુર હતો, તેજ કે જેણે ઉપલી બુમ પાડી હતી.

હવે લોર્ડ હોમહરસ્ટ અને મી૰ રોમબે આગળ આવી લાગવાથી ઓગસ્ટાએ તેઓને જોયા. તરતજ તેઓએ પોતાની પીસતોલો સાથે ફોડી અને બે પુરૂષોને ઉંધે મસતક ઉરાંડી નાખ્યા.

"છોકરાઓ પીસતોલની દરકાર ના કરો;" એક શખસે બુમ પાડી. "પીસતોલથી અને ડુબીને મરવું બેઉ એક સરખુંજ છે; મછવામાં આપણ અરધા જણનીબી જગા નથી. ચાલો આવો!" આ પછી એક બીજો ધાસ્તીભરયો ધસારો થયો, જેથી ત્રણ અહરયો જેઓ બદુંક ફોડતા હતા તેઓ કટેરા સાથે અફડાઈ પડયા.

"બીલ," એક માણસ જે વાહાણનાં સૌથી આગળનાં દોરડાં પકડી ઉભો હતો, તેણે હાંક મારી કહયું; દોરડાં છોડી દે, આપણી ઉપર ધસારો કરવામાં આવશે અને આપણે સઘળા ડુબી જઈશું.



"બીલ, પેલા બુઢા દોકરાના ટાંચા ઉપર માર;" એક બીજા સખસે બુમ પાડી; "નહી તો તે આપણને બધાંને ડુબાડી દેશે." "નહી, નહી!" ઓગસ્ટાને તેણીના જુના દુશમનને આવી હાલતમાં આવી પડેલા જોઈ લાગી આવ્યું, "મછવામાં પુષ્કળ જગા છે." (જુઓ પાનું ૧૨૧ મુ.)

દર પોતાનો સ્વાર્થ સાચવવાનો કાનુન ઘણીજ પુખ્ત રીતે જડ ઘાલી બેઠો હતો, તેવણે એક ધાસ્તીની ચીચયારી પાડી, વાહાણની બાજુએથી નખાવી દેઈ, મછવાથી થોડે દુર પાણીમાં પડયા. થોડી વારમાં સપાટી ઉપર આવી મછવાની બાજુને વળગી પડી પોતાને અંદર લેવાને આજીજી કરવા લાગ્યા. (જુઓ બાજુમાં આપેલું ચીત્ર.)

"બીલ, પેલા બુધા દોકરાના ટાંચા ઉપર માર;" એક બીજા સખસે બુમ પાડી; "નહી તો તે આપણને બધાંને ડુબાડી દેશે." "નહી, નહી!" ઓગસ્ટાને તેણીના જુના દુશમનને આવી હાલતમાં આવી પડેલો જોઈ લાગી આવ્યું, "મછવામાં પુષ્કળ જગા છે." "ત્યારે તો પકડી રાખ. જ્યારે ધાસ્તીમાંથી આપણે મોકળા થઈશું ત્યારે તુંને અંદર ખેંચી લઈશું." તે ખલાસી કે જેનું નામ બીલ હતું તેણે કહ્યું. અને વાંચનાર, ખાતરી રાખજે કે મી૦ મીસન બરાબર મજબુતાઈથી પકડી રહયા. આસરે પચાસ વાર હંકારી ગયા પછી પેલા બે ખલાસીઓએ મછવો થોભાવ્યો અને મોટા જોખમ અને મહેનતે (કારણ તે વખતે દરીઓ ઘણો ઉછળતો હતો) મોટા કદવાળા મી૦ મીસનને અંદર ખેંચી લીધા.

તેટલા વખતમાં તે કમનસીબ વાહાણપરનો ભય જેમ જેમ વખત જતો તેમ તેમ વધારે વધતો જતો હતો. મછવાઓની આસપાસ એક ભયભરેલી લડાઈ ચાલુ હતી. ઓગસ્ટાએ એક મોટો મછવો જે હજી વાહાણપર લટકેલો હતો તેમાં બઈરાંઓ અને છોકરાંઓને બેસાડવાની સઘળી કોશેશ છતાં સંખ્યાબંધ પુરૂષોને કુદી પડતાં જોયા. બીજી પલે તેઓએ તે મછવાનાં પછવાડેનાં દોરડાં છોડી વાહાણથી તેને છુટો કીધો, પણ કાંઈ ભુલથી સૌથી આગળનાં દોરડાં છોડતાં ભુલી ગયા. આથી બન્યુ એ કે, મછવાનો સૌથી આગળો ભાગ ઉંઠલાઈ ગયો અને તેમાંનું દરેક આદમી (જે આસરે ચાલીસથી પચાસ સુધી હશે) ડુબી ગયું! બીજા સ્ત્રીઓ અને બાળકોથી ભરેલા મછવાને પાણીમાં સહીસલામત ઉતારવામાં આવ્યો, પણ લોગ ચોઘડીએ એક દોરડું કે જે વડી તેને વાહાણ સાથે બાંધેલ હતો, તે કાપી નહી નાખવાથી ગફલતમાં તેમજ રહી ગયો અને થોડી પલમાં જ્યારે સ્ટીમર ફેનગર ડુબી ગઈ ત્યારે કોઇની પાસે તે દોરડું કાપવાને કમનસીબે છરી નજદીક ન હોવાથી તે પણ તેની સાથે ઘસડાઈ જઈ અંદરનાં સઘળાં માણસો સાથે ડુબી ગયો! જે મછવામાં લેડી હોમહરસ્ટ બેઠી હતી અને જે લોકોનો ધસારો શરૂ થયો તે અગાઉ સહીસલામત જતો રહ્યો હતો, તે સીવાય બાકીના બીજા મછવાઓ પાણીમાં ઉતારવામાં આવ્યાજ ન હતા, અને જો આવ્યા હોય તો તુરતજ ડુબી ગયલા હોવા જોઈએ. ધાસ્તીથી દંગ થઈ દેવાનાં બની ગયલાં લોકો જેઓ મછવાઓમાં જગા મેળવવાને જંગલી હેવાનો મીસાલ મારામારી કરતાં હતાં, તેઓને લીધે સઘળા મછવાઓને પાણીમાં ઉતારવું અશક્ત થઈ પડયું હતું. થોડાક બહાદુરો અને વીચારવંત ગંભીર ખલાસીઓ આ ઘેલાં થઈ ગયલાં લોકો કે જેઓ માંહેલાં દરેક જણ આખા વાહાણનાં બધાં માણસોની જીંદગીના ભોગે પણ પોતાનો એકલો જીવ બચાવવાને જીવપર આવી ગયા હતા, તેઓ સામે કાંઇપણ કરી શકતા ન હતા.

આવી રીતે ફેનગર સ્ટીમર પેલાં વાહાણને ભાંગી નાખ્યા પછી બરાબર વીસ મીનીટ (કારણ કે જોકે આ બનાવનું વર્ણન કરતાં જેટલો વખત લાગ્યો છે તેટલો તેને ખરેખર બનતાં લાગ્યો ન હતો) તેની પણ આખેરી આવી રહી; અને ફક્ત અડતાલીસ જીવો સીવાય તે ઉપરનું દરેક આદમી તેની સાથે ડુબી મુવું હતું!

[સાંધણુ છે.]

શીરીન ફ૦ પાદક.



## મારી બેનપણીઓને શીખામણ.

[ગયા અંકથી સાંધણ પુરૂં.]




તી સારી રાખવી, પોતાના પતી સીવાય પારકા પુરૂપને મા બાપ જેવો સમજવો અને માનવો. પોતાનો પતી ગમે તેવો કાણો, દુબલો, લંગડો, બેહેરો, મુંગો અથવા કદરૂપો હોય તોપણ તેને પોતાનો ખરો પતી સમજી તેના તાબામાં રહેવું એ કલ્યાણ થવાનો ખરો રસતો છે. બીજા ગમે તેવા પૈસાદાર, ખુબસુરત, હુશીયાર અને લક્ષાધીપતી હોય તોપણ પોતાના પતી પાસે તેને તુચ્છ ગનવા, કોઈબી રીતે પારકા પુરૂપ સામું જોવું નહી, પારકા પુરૂપના રૂપ સંબંધી કોઈબી દીવસ વખાણ કરવાં નહી, તેમ અંતઃકરણમાં તે વાત લાવવી નહી; તમે બીજી નીતીની ચોપડીઓ વાંચી હશે, તો તમને યાદ હશે કે સીતાજીને રાવણે શું શું લાલચો બતાવી પોતાની પતરાણી કરી રાખવા કહ્યું, પણ માતુશ્રીએ તેને ચાંડાલવત ગણી તેની સામું પણ જોયું નહી, પણ અસંત દુઃખો સહન કરી પોતાનું પતીવ્રતાપણું બરાબર જાળવ્યું.

દમયંતીએ પણ અનેક દુઃખો સહન કર્યાં, પણ નળનો વીજોગ છતાં પોતાનું પતીવ્રતાપણું બરાબર જાળવી રાખ્યું. દ્રૌપદી, તારામતી વીગેરે અનેક સ્ત્રીઓએ પણ અનેક દુઃખો સહન કર્યાં, પણ પોતાનું પતીવ્રતાપણું છોડયું નહી. એ પ્રમાણે અનેક લાલચોમાં ન લપતાતાં તે સુખો તુચ્છ ગણી પોતાનો નીતી રાખવાનો સનાતન ધર્મ તેઓએ બરાબર જાળવી રાખ્યો હતો, અને પતીવ્રતાપણું જાળવી રાખવાથી, તે તમામ સ્ત્રીઓનો ઉદ્ધાર થતાં આજે તેમનાં નામો ઈશ્વરની માફક ગવાય છે.

એક વખતે એવું બનયું કે, ભોજ રાજા પોતાના શેહેર બહાર ફરવા નીકળેલા ત્યાં કાળીદાસ મળ્યા; બંનેનો મેલાપ થતાં



# અંતઃકરણ.



માણસ માત્રને તે પરમકૃપાળુ ઈશ્વરે અંતઃકરણ જેવી ઉમદા બક્ષેસ કરી છે, કે જેથી તે સર્વે પ્રાણીઓમાં શ્રેષ્ઠપણું ભોગવવાને શક્તિવાન થાય છે. અંતઃકરણ તે કાંઈજ નહી પણ એક એવી અલૌકીક લાગણી છે કે જેથી આપણે ખોટું કામ કરવાથી ઘણી વેળાએ અટકયે છીયે. એ લાગણી હંમેશ આપણને સીધે અને સાચ્ચે માર્ગે લઇ જાય છે. એક પાપીમાં પાપી માણસનું અંતઃકરણ પણ તેને તેનાં પાપની યાદ આપી પસ્તાવો કરાવે છે, બલકે તેને તે ગુનાહ કરતી વખતે વારે છે, તો જો કે ઘણી વેળાએ તેના બીજા ખરાબ જુસ્સાઓ અંતઃકરણની સાચ્ચી લાગણીને ફાવવા દેતા નથી, અને તેથી તે હીનભાગ્યનું આદમી નાલાયક કામમાં ફસે છે. એક પાપી માણસનું અંતઃકરણ પણ સ્વચ્છ હોય છે. અંતઃકરણ કદી અપવીત્ર થતુંજ નથી; અને જો સર્વે માણસો પોતાનાં અંતઃકરણની લાગણી પ્રમાણેજ ચાલે અને બુરા ખવાસને તાબે નહી થાય તો તેઓ કદી આડે માર્ગે જાયજ નહી. અંતઃકરણ એ એક અતી પવીત્ર લાગણી અથવા બીજા બોલોમાં બોલ્યે તો માનવી જાતમાં ખોદાઈ અંશ છે. આપણે સાધારણ રીતે બોલ્યે છીયે કે ખોદા સર્વે ઠેકાણે હાજર છે, અને ખુદ માણસનાં હૈડાંમાં પણ તે હાજર છે. હૈડાંમાંની અંતઃકરણની હાજરી તે કાંઈજ નહી પણ તે સાહેબનું માણસનાં જીગરમાં વસવા બરાબરનું છે. પરવરદેગારે પોતાનાં પવીત્ર નુરની એક ઝીણી ચીંગારી, દરેક માણસ જાતને નેકીનો રસ્તો બતાવવા, તેનાં જીગરમાં અંતઃકરણને રૂપે નાંખેલી છે, કે જે તે સાહેબની માણસ તરફ ઉમદામાં ઉમદા બક્ષેસ છે; ઈનસાન સીવાય બીજાં સઘળાં પ્રાણીઓ એ બક્ષેસથી બેનસીબ છે, માટે તે નાદર બક્ષેસનો લાભ લઈ આપણા પેદા કરનારની મરજી મુજબ ચાલવાની આપણી ફરજ છે.

જો દુન્યામાં લોભ, લાલચ, ગુસ્સો, કપટ, વેરભાવ, મગરૂરી અને એવા બીજા અનેક જુસ્સાઓની હસ્તીજ નહી હતે તો દરેક માણસ પોતાનાં અંતઃકરણની લાગણી માફક નેકીનેજ રસ્તે ચાલતે, પણ એ જુસ્સાઓ તેઓમાંનાં ઘણાએકને અંતઃકરણ પ્રમાણે ચાલતાં અટકાવે છે; માટે આપણી ફરજ છે કે એવા જુસ્સાઓ પેહલાંથી ઉત્પન્ન થવા દેવાજ નહી અને તેને શરૂઆતથીજ કચડી નાખવા. દરેક માબાપનો ધર્મ છે કે પોતાનાં બાળકોમાં એવા જુસ્સાઓની ખીલવણી થવા દેવી નહી, એટલે પછી મોટપણે જો કાંઈ સંજોગોથી તેવા જુસ્સાઓ માહાંમાહે તેઓમાં કદાચ ઉત્પન્ન થવા પામે તોપણ તેઓ અંતઃકરણની લાગણી ઉપર ફાવી જાય એટલા જોરાવર નહી હોવાથી પોતાની મેળેજ કચડાઇ જશે, અથવા તો તેઓથી ઉપજતી ખરાબી કમતી થશે. સુખીમાં સુખી માણસ તેજ છે, કે જેનું અંતઃકરણ તેને ડંખતું નથી. એ ડંખ અનીશે જબુન છે. પાપી માણસો પોતાનાં પાપમાં ફાવી ગયા પછી તેઓનું અંતઃકરણ તેમને જંપવા દેતું નથી અને તેનો ડંખ તેઓને કોઇવાર એવો તો સખત લાગે છે કે કદી નહી પકડાય એવા ગુનાહો અંતઃકરણના ડંખને લીધે ઉઘાડા પડેલા આપણે ઘણીવાર સાંભળ્યે છીયે. પાપથી પૈસા મેળવનારાઓ, જેઓના ગુનાહો દુન્યાથી બેમાલમ હોય, તોપણ તેઓનાં અંતઃકરણ તેમને તેની યાદ આપી સદા દુઃખી કરે છે. તેઓનાં બહારથી દેખાતાં બેહદ સુખ વચ્ચે તેઓ કદી ખરેખર સુખી હોતા નથી; તેઓ કરતાં હજાર દરજ્જે ગરીબ પણ અંતઃકરણની લાગણી મુજબ સાચ્ચી રાહે ચાલનાર શખસો ખરૂં સુખ ભોગવે છે. ઘણીવાર દુન્યાદારીની લાલચમાં ફસેલાં અને ઉપર જણાવેલા જુસ્સાઓને પુરેપુરાં આધીન થએલાં માણસો એમ ધારે છે કે અંતઃકરણની લાગણી પ્રમાણેજ ચાલવું એ કેવળ નહી બની શકે એવું છે, અને સંસારી જીંદગીને અનુસરતું નથી; તેઓના એ વીચારો તેમને મુબારક હોજો! પણ એક સુખી અંતઃકરણનું ખરૂં સુખ તેઓ કદી ભોગવી શકવાનાં નથી અને એવાં એક સુખ વગરની સઘળી મોજમજાહ સ્વાદ વીનાની છે.

અંતઃકરણની લાગણી મુજબ ચાલનારા માહાન પુરૂષો તથા સ્ત્રીઓમાં સૌથી તાજો દાખલો ફાધર ડેમીયનનો છે. પેસીફીક માહાસાગરમાં આવેલા સેંડવીચના ટાપુઓ મધેના મોલોકાઈ નામનાં રગતપીતનાં દરદીઓનાં સંસ્થાનમાં જઈ, પોતાનાં સઘળાં સુખો બલકે જીંદગીના વહીફ ભોગે, તે દરદીઓની કંગાળ જીંદગીને થોડી પણ સંતોષી કરવાને આ ભલા પાદરીએ જે પગલું ભર્યું હતું, તે બતાવવાને પુરતું છે કે અંતઃકરણની સ્વચ્છ લાગણી એક માણસને કેટલા ચહડતા દરજ્જા ઉપર લઈ જઈ મુકે છે. ફાધર ડેમીયન સારીપેઠે જાણતો હતો કે તે એક ભયંકર મોતનાં મોહોડાંમાં જાણી જોઈને જાય છે, તોપણ તે ત્યાં હીંમતથી ગયો અને એ દયા ઉપજાવવા જોગ દરદીઓનો મદદગાર મુરબ્બી થઈ પડયો. તેઓમાંનાં મરતાને દીલાસો અને જીવતાંની સારવાર કરીનેજ તે અટકયો નહી, પણ તેઓનું સંકટ ઓછું કરવા તેઓ માટે રહેવાનાં મકાનો તથા એક દેવળ વગેરે બંધાવી બીજી અનેક રીતે તેઓની કંગાળ જીંદગીને રાહત બક્ષી. બાર વરસો સુધી તે આ દરદીઓ વચ્ચે નીરોગી રહ્યો, પણ તે પછી આ ભલો પાદરી પોતે પણ એ ડરામણાં દરદનો ભોગ થઇ પડી, ત્રણ વરસ સુધી અતીશે કષ્ટ ભોગવી, શરીરે દુઃખી પણ સુખી અંતઃકરણે મોતને આધીન થયો છે. તેનાજ જેવી ભલી લાગણીથી તેનીજ માફક ભોગ આપવા એક બીજો ધર્મગુરૂ તથા બે ધર્મની બેહેનો તૈયાર થયાં છે, તેઓ વીશે શું ધારીશું? કોમળ સ્ત્રી જાત અંતઃકરણની પવીત્ર લાગણી માટે એટલોબધો જોખમ ખેડે એ શું થોડું તારીફ લાયક છે? ધન્ય છે એવી લાગણીનાં માણસોને; શું એ સાબેત કરવાને પુરતું નથી કે માણસોનાં જીગરમાં ખોદાતાલાનાં પોતાનાં પવીત્ર નુરની એક ચીંગારી તેજ અંતઃકરણ છે?

મેહેરબાઈ હો॰ પે॰ કોહોલા.

---

**સ્ત્રી લુહાર**—ડીઓમાં રહેનારી મીસ બોલ નામની એક ખુબસુરત દેખાવની સ્ત્રી વીશે કહે છે કે, તેણી ઘોડાની નાળો ઘણી સરસ રીતે બનાવી જાણે છે. એક લુહારને તે વારેઘડીએ બનાવતાં જોવાથી તેણીને તે શોખ ઉત્પન્ન થયો હતો. તેથી એક દીવસે તેણીએ પોતે તે બનાવવાની કોશેશ કરવા તે લુહારને અરજ કીધી. તેણીની પેહેલી કોશેશથી તે એટલોબધો તો ખુશી થઇ ગયો કે પોતાને જેટલું આવડતું હતું તે સઘળું તેણીને દેખાડી દીધું. આનું સેવટ એ આવ્યું કે તે સ્ત્રીએ થોડું કે Mechanics Institute માં પોતાને હાથે બનાવેલી ઘોડાની નાળો જોવાને ખુલી મુકી. મી॰ વોલ્સ જણાવે છે કે આ માંહેલી એક નાળ તે ઇંગ્લંડની રાણીપર મોકલનાર છે.



# વાતચીત.



સંસારી વેહવારમાં અને મંડળીમાં વાતચીત એક અગતનો ભાગ બજાવે છે, એટલા માટે આ ઠેકાણે વાતચીત કરતાં કેવી રીતે વર્તવું તે વીષે બોલવું વ્યર્થ ગણાશે નહી.

જે વાતને તમે જુઠી જાણો કે માનો, તેને કદીબી સાચી તરીકે જણાવતાં ના. જુઠું બોલવું એ ખુદાની સામે એક ગુનાહ છે, કે જેણે આપણુને જુઠાઈને માટે નહીં, પણ સચાઈને માટે જીભ બક્ષી છે. તે માણસ જાતની પોતાની સામે એક મોટો અપરાધ છે, કારણ કે જ્યાં સચાઈને માટે માન નહી, ત્યાં માણુસ માણુસની વચ્ચે સલામત મંડળી રહે નહીં. એવું કહેવાયતું છે કે સીઓ સાંભળેલી ખોટી વાતોને પણ જલદીથી માની લઈ ખરી વાતો તરીકે બાહેર ફેલાવતાં આંચકો કરતાં નથી. આપણ સ્ત્રી જાત કે જેઓ ઉપર મંડળીની સલામતીનો પાયો રચાયલો છે, તેઓએ તો એ બાબદ ઉપર વધુ ધ્યાન આપવું જરૂરનું છે.

જેમ તમે વાતચીતમાં જુઠું નહિ બોલવા માટે સંભાળ રાખવી જોઈયે તેમજ તેની નજદીક આવવાથીબી દુર રહેવું જોઈયે. તમારી પોતાની ખાત્રી થયા વગર કાંઈ સાંભળેલી વાત વિષે બીજાંઓ શકમાં પડે એવી રીતે બોલતાં ના.

જ્યારે તમારાથી ચહડતી પદવીનાં કે અંજાણ્યાંઓ હાજર હોય, ત્યારે ઘણું કરીને થોડું બોલજો, નહી તો તમે તેઓને સાંભળ્યાથી મળતો અનુભવ, ડહાપણ અને જ્ઞાન મેળવવાની તક ખોઈ દેશો, કે જેઓને તમારી ગડબડથી તમે ચુપ કરી નાખ્યાં હોય છે. તમારી વાતચીતમાં ઘણાંજ આતુર, ગડબડીયાં અને જોસ્સાવાળાં થતાં ના. તમારી સામાવાળાંને ગડબડથી નહી પણ વાજબી કારણોથી ચુપ કરજો.

જ્યારે કોઈ બોલતું હોય ત્યારે વચમાં નહી બોલવાને સંભાળ રાખજો. તમે તેને બરોબર સાંભળો, કે જેથી વધારે સારી રીતે સમજી શકશો, અને વળી તેને વધારે સારો જવાબ આપવાને શક્તીવાન થશો.

કાંઇબી બોલો તે અગાઉ વિચારજો કે તે બરોબર સમજાય એવું લાયક અને કોઈને ગેરવાજબી રીતે નાખુશ નહિ કરે એવું હોવું જોઈયે. વાતચીત કરતાં દરેક માણસનું ધીરજથી સાંભળીને યાદ રાખજો કે જેથી તમોને પોતાને ઘણી વખત ઉપયોગી થઇ પડે એવું જ્ઞાન મેળવશો.

જો તમે કોઈ પવરાજીખોર માણસની સાથે હોવો, ત્યારે તેની વાત સાંભળવામાં ઘણાં આતુર કે ઘણાં બેદરકાર થતાં ના. પહેલી રીતે કરવાથી તમે પોતે પણ તેવાંજ ગણાશો અને બીજી રીતે કરવાથી બેઅદબ ગણાઈ કદાચ તમોને પોતાને નુકસાન કરશો. સૌથી સારો રસતો એજ છે કે તેને ધીરજથી સાંભળજો, અને જો તે તમારો વીચાર પુછે તો અડખતાં તે બેધારાક જણાવજો.

જે માણસ તમારી ખુશામત કર્યા કરે અને વારંવાર તમારાં મોહડાં પરજ તમારી વખાણ કર્યા કરે તેનેથી સંભાળજો. યાદ રાખજો કે જેમ એક શીયાળે એક કાગડાનાં મોંમાંથી કાંઇ ચાજ મેળવવા માટેજ તેનાં ગીતની વખાણ કરી હતી, તેમજ ઘણું કરીને આપણી ખુશામત કરનારાં અને આપણાં મોહડાં ઉપર આપણી વખાણ કરનારાં હોય છે. તેમજ વળી તમારે પોતાને મોહડે તમારી વખાણ કરતાં ના. એ તમોને પોતાને મુર્ખમાં ખપાવી બીજાંઓને તમારી મુર્ખાઈના ખરચે હસવાનો સારો ખોરાક આપે છે.

જ્યારે તમોને લાયક તક મળે ત્યારે ગેરહાજર રહેલાં માટે સારૂં બોલજો. કદીબી કોઈને માટે બીનફોકટનું બુરૂં બોલતાં ના, કારણકે એથી તમે તેઓનો વીશ્વાસ ખોઈ દેશો અને સર્વે તમારી તરફ શકની નજરથી જોશે; અને એવી રીતે વાતચીત કરતાં કોઈ ગેરહાજર રહેલાંને બદ દુઆ દેતાં ના કે તમારાં બોલવાની ખાતરી આપવા માટે સમ ખાતાં ના. જો તે ખરૂંજ છે તો પછી સમ ખાવાની તમોને શું ગરજ છે?

કોઈને દુઃખી કરે એવા શબ્દો કદીબી વાપરતાં ના. સારા શબ્દો દોસ્તો મેળવે છે, જ્યારે બુરા શબ્દો દુશમનો વધારે છે. સારા શબ્દોથી દોસ્સો મેળવવા એમાં મોટું ડહાપણ સમાયલું છે, જ્યારે બુરા શબ્દોથી દુશમનો વધારવા એ એક સૌથી મુર્ખાઈ ભરેલું કામ છે.

જો કોઈ માણસ ક્રોધી થઈ તમોને બુરા શબ્દો વાપરે તો ચીરડાવાના કરતાં તેની ઉપર દયા કરજો, અને તમોને માલમ પાડશે કે ચુપકીદી કે દયાળુ શબ્દો તેની બુરી વર્તણુક માટેનું સૌથી ઉત્તમ વેર છે. તેઓ તે ક્રોધી માણસના ખરાબ સ્વભાવને સુધારી તેના એવા બુરા જુસ્સા માટે પસ્તાવામાં નાખશે, અને નહીતો કે તેની એવી વર્તણુકને માટે તેને પોતાને તે એક સખતમાં સખત શીક્ષા લાગશે.

પ્રીય બહેનો, ઉપર લખેલી સુચનાઓ પ્રમાણે ચાલો, અને તમે તમારી વાતચીતથી સર્વેનું માન મેળવી દરેકને ખુશ કરશો.

ધનબાઈ ફ૦ શેઠના.

# સોનાને મુળની શીખામણ.

જુઠું બોલી મેળવેલી ઈજ્જત જ્યાં સુધી સચ્ચાઈ બહાર પડે છે ત્યાં સુધીજ ટકે છે.

દુખની વખતે ખુશાલીના દીવસો યાદ કરવા તેના કરતાં વધારે દુઃખ બીજું કાંઈ નથી.

પાપનાં ઘણાં હથયારો છે, તેમાં જુઠું એક એવો હાથો છે કે જે દરેક હથયારને બંધ બેસે છે.

જે માણુસ વચન આપતાં ઘણીજ ઢીલ કરે, તે પાળવામાં ઘણો નીમકહલાલ હોવો જોઈયે.

જેને તમે ચાહતાં હોવાં તેની સાથે જો તમે ગુસ્સે થાવો તો એવું વીચારજો કે તે આદમી તેજ પળે કદાચ મરી જાયે. આ વીચારથી તમારો ગુસ્સો તરત નરમ પડશે.

ગપ મારનારાઓ જો એક મધમાખની નકલ કરી માણસોનાં કામોમાંથી સઘળો મીઠો અને સરસ રસ ચુસી લઈ તેનો પમરાત આસપાસ સઘળે પાથરે તો મંડળીઓમાં એક આફતને બદલે તેઓ આશીરવાદ થઇ પડે.

જેમ કસરત શરીરનું બળ વધારે છે, તેમ વીચાર મનનું બળ વધારે છે.

નીમકહરામી એક જાતનું પાપ છે. તે દોસ્તોને જુદા પાડે છે, કજીઓ વધારે છે, અને સુલેહ અટકાવે છે. તે એકલપેટાપણાની જોડપણુ બેહન છે.

શીરીન ફ૦ પાદક.



# સરજ્યનનાં જરબાઈ.

## પ્રકરણ ૫ મું.

### ત્રણ મહીના પછી.




રબાઈ લાનોલી જઈ પુગી. ગુલબાઈનો બુઢો ઘોડાવાળો બે નાની છોકરીઓ સાથે જરબાઈની વાત જોતો હતો, તે ઘરડા ઘોડાવાળાએ પુછ્યું "બાઈ, તમે ખરશેદજી દલાલને ત્યાં જનાર છો?" જરબાઈએ ડોકુ ધુણાવ્યું. "બાઈ, હું કોચમેન છું, ને આએ નાની છોકરીઓ તમુને જોવા સારૂ ઘેલી થઈ ગઈ છે, તેથી મારાં બાઈએ એ લોકોને મારી સાથે મોકલ્યાં છે; બાઈનો મારી પર વિશ્વાસ ઘણો છે."

"ગુલબાઈ તારી પર વીશ્વાસ રાખી છોકરાંને મોકલે તેમાં કાંઈ શક નહી."

"હા જરબાઈ, જ્યારે મારાં બાઈ આએ છોકરીઓ કરતાંબી નાનાં હતાં ત્યારનો હું એવણના બાવાને ત્યાં ચાકરી હતો. ચાલ મેહરબાનું, તું સૌથી મોટી છે તે પહેલાં બેસ, તુંને છોકરો થવું હતું, પણ હવે કાંઈ કોઈથી તેમ બદલાય નહી. બાઈ, તમારો સામાન પેલો છોકરો જે ઉભો છે તે લાવશે, બધો સામાન સાથેજ છે કેની?"

જરબાઈએ પોતાના સામાન તરફ આંગળી બતાવી, રતન ડોસાંને છેલ્લી સલામ કરી માણેકબાઈને ઘણી ઘણી દુવા કહેવડાવી. ત્યાર પછી પેલા કોચમેને જે ગાડી તૈયાર રાખેલી હતી, જેમાં બે ખુબસુરત છોકરીઓ બેઠી હતી, ત્યાં ગઈ.

મોટી છોકરી બોલી ઉઠી, "આવોજી, અંદર બેસોજી, અમે તમુને જોવા માંગતાં હતાં તેથી મમાએ ભાણાને અમારી સાથે મોકલ્યો. મારૂં નામ મેહરબાનું છે, પણ મારા પપા મને મેરી કહે છે, ને આએ શીલા છે. હમણાં એ મોહોડું ફેરવીને બેઠી છે; એને શરમ લાગે છે, પણ થોડા વખતમાં તમારી સહી થઈ જશે. મમાએ અમુને કહ્યુંચ કે જરાબી ચેડાં કાહાડવાં નહી, ને તમુને દલગીર કરવાં નહી, કારણકે તમારાં મમા કે પપા નથી, તરતજ જરબાઈની આંખોમાં આંસુ આવી ગયાં, ને તે છોકરીએ જોયાથી દલગીર જેવું મોં કરી બોલી "તમે શું કરવા રડો છો? ચાલો, હું તમુને એક "કીસ" કરૂં, જેમ મમા મને કીસ કરે છે તેમ. મને તમારે વાસ્તે ઘણી દલગીરી લાગે છે, હું ચેડાં નહી કાહડું છું." તે ખુબસુરત છોકરીએ જરબાઈનું માથું પોતાની પાસે લીધું, ને જ્યારે તેણી જરા હસી ત્યારે પોને પણ [illegible] લાગી. "હવે કેવાં મજેનાં લાગોચ! જુઓ, રસ્તાપર કેવું મજેનું લાગે છે." જરબાઈએ જોયું કે આ નવું ઘર, તેના પૈસાદાર મામા કરતાં વધારે આવકારદાયક થશે ને આસપાસ સઘળે ઠેકાણે જોવા લાગી, જ્યારે મેહરબાનું ઘર આંવી પુગી ત્યાં સુધી તેણીએ પતપત કર્યા કીધી. જ્યારે ઘરમાં જઈ પોંહોંચ્યાં ત્યારે એક ઉમરે પુગેલી સ્ત્રી દરવાજા આગળ ઉભેલી હતી, તેણીએ જરબાઈને આવકાર દીધો ને ઉપર લઈ ગઈ, જ્યાં એક ઘણો મોટો ઓરડો હતો, જેમાંથી ત્રણ ઓરડાઓ કીધા હતા; નાની છોકરીઓનો હવાલો તેઓની આયાને સોંપ્યો, ને પીરોજબાઈએ જરબાઈને કહ્યું કે "ઓરડામાં કપડાં બદલી ગમે ત્યારે નીચે આવજો. આએ લેવો તમારી પેટીઓ વખતસર આવી પુગી છે," જરબાઈને જેમ ગમતું હતું તેમ પોતાના પોષાકમાં જોઈતો ફેરફાર કીધો. તેણીને વળી આગળો વખત યાદ આવ્યાથી હૈયું ભરાઈ આવ્યું, પણ તેણીને પોતાની ફરજ પ્રમાણીકપણે બજાવવી હતી, તેથી હીંમત પકડી થોડો વખત ખરાં દીલથી ખોદાની બંદગી કરી, કે જેની મેહરબાંનીથી તેણી સહી સલામત પોતાની નવી ફરજ બજાવવા આવી હતી, ને બહારથી હસતું મોહડું રાખી નીચે ઉતરી.

પીરોજબાઈ બોલ્યાં, "હું તો હંમેશાં સકારેથી ચાહે પીઊછું, પણ હું ધારૂંચ કે તમે તમારી મંજલથી થાકી ગયાં હશો, તે તમોબી ચાહે પીઓ, ને આએ જે છે તે ખાવો તો સારૂં. હવેથી તમે ઉપર છોકરાં સાથે જમજો. ગુલબાઈ તમુને કાલે મલશે, કારણકે હમણાં બેઉ જણાં કેડે બહાર ગયલાં છે, આજનો દહાડોજ ગયાં છે. રાત્રે પાછાં આવશે, ને તમારે વાસ્તે કહી ગયાં છે કે જ્યારે તમે આવો ત્યારે તમારી બનતી બરદાસ્ત મારે લેવી." "તેવણુની મોટી મેહરબાંની થઈ," જરબાઈ હસીને બોલી.

ત્યાર પછી પીરોજબાઈએ જરબાઈને હરૂસે કહ્યું "તમારે વાસ્તે ગુલબાઈએ મને કંઈ કહ્યુંચ—ફકત મનેજ કહ્યુંચ—કોઈ ગુલબાઈની સહીએ તમારી થોડી બીના લખી છે, તમારા બાવાને અગાઉ પૈસા ટકા હુતા, ને તમે સાત ચાકરનાં બાઈ હતાં, ને જો તમે ચાહો તો તેવણુ સાથે જઈને રેહો, પણ તેને બદલે તમુને કમાઈને ખાવાનું પસંદ છે." "ગુલબાઈએ પછી શું કહ્યું? તેવણે શું એમ ધાર્યું કે મેં તેવણુને ઠગયાં છે?"

"નહી રે! નહી! તેવણુ તો સામું તમુને ઘણું માન આપવા માંગે છે ને બોલ્યાં કે તેવણુ જેમ ધારે છે, તેવાં જો તમે નીવડશો, તો આએ ઘેર જાણે તમારૂં પોતાનુંજ હોય એવી રીતે તમારી સાથે તેવણુ ચાલશે. ચાલ દીકરી, આજે નીરાંતે ઊંઘાઇ જા, આવું સાંભળીને તુંને નીરાંતે ઊંઘબી આવશે. મને તારે વાસ્તે ઘણું લાગે છે."

જરબાઈને આ પીરોજબાઈ તો લગભગ ઘના ડોસાં જેવાં લાગાં ને જે ઉત્તેજનના બોલો તેવણે કહ્યા, તે સારૂ તેવણુનો ઉપકાર માન્યો. પણ ચાહે પીતાં જરબાઈ ભુલી ગયાથી, પીરોજબાઈએ તે તરફ તેણીનું ધ્યાન ખેંચ્યું ને જે મુકેલું હતું તે તથા ચાહે જરબાઈ પુરી કરી ગયલી જોઈને પીરોજબાઈને ઘણો સંતોષ મળયો.

એક કલાક છોકરાં સાથે ગુજાર્યો. પીરોજબાઈને નવરાસ હોવાથી તેવણે જરબાઈને આખું ઘેર ને બાગનો થોડો બાગ બતાવ્યો.

જરબાઈ સહવારે સકારેથી ઉઠીને છોકરાં આગળ ગઈ. શીલાએ પોતાનું શરમાળપણું થોડું છોડયું, ને હવે વાત કરવા લાગી. તેણી તેઓ આગળ બેસીને બચ્ચાંને લાયકની વાર્તા તેમને કહી સંભળાવતી હતી, તેટલાં ગુલબાઈએ, નાસ્તો લીધા પછી, છોકરાંના ઓરડામાં આવીને અતીશય માયાથી જરબાઈને આવકાર દીધો; તેઓની માને જોતાંજ વાત સાંભળવાની મુકી દઈ છોકરાં તેણીને વળગી પડયાં. જરબાઈ પુણામાં કેમ વખત ગુજારતી હતી તે ત્રણ મહીનાના અનુભવ પછી ધના ડોસાં પર લખી જણાવ્યું. એદલજી તથા આલાંમાય પર તેણીએ ટુંકાં ઘણાં કાગળો લખ્યાં હતાં, પણ જે ડાહાપણ ભર્યું પગલું તેણીએ ભર્યું હતું, તેને સાર તેણીને પુરતો અનુભવ મળે ત્યાં સુધી તેઓ પર લંબાંણુથી લખવાનું તેણીએ દરસ્ત જોયું નહી.

પુણા, તા० ૬ઠી સપટેમબર ૧૮—

ધનમાયને માલમ થાયજે મને અંહી આવ્યાને ત્રણ મહીના થઇ ગયા છે. હું અંહીયાં આવી તે સારૂં થયું. દરેક જણની મારી પર મેહરબાંની છે. છોકરાંતો એવાં સરસ છે, કે તેમને શીખવવામાં ઓર મજાહ પડે છે, ને ધનમાય, હું ખરાં દીલથી તેઓ પછવાડે મેહેનત લેઉછું, કે તેઓનો એકબી રૂપયો ફોકટમાં જાય નહી. ગુલબાઈ ઘણુંજ સંતોષ પામેલાં લાગે છે. ગઈ કાલેજ તેવણે મને કહ્યું કે છોકરાં મને ચાહે છે તે જોઈને તેવણ ખુશી છે, તથા મારી શીખવવાની રીત તેવણને ઘણી પસંદ પડે છે. ત્યાર પછી મને મારો પગાર તેવણે આપ્યો, જે સરત કરતાં પણ વધુ હતો, જે લેતાં મને ઘણી ખુશાલી ઉપજી.

ગુલબાઈએ અજબ થઈ પુછયું કે એવી સરસ શીખવવાની રીત મને કોણે શીખવી? મેં કહ્યું જે હું આગળ એક નાની ખાનગી સ્કુલમાં શીક્ષક હતી, જ્યાં સઘળી ઘણું ગરીબ માણસોની છોકરીઓ હતી, ને હું તેઓ પર ઘણી મેહેનત લેતી હતી, કારણકે ગરીબ હોવાને લીધે તેઓને શીખવાનો વખત ઘણો થોરો, ને તક પણ ઘણી થોડીજ મલતી. જો મારી શીખવવાની રીતમાં તમુને કાંઈબી ખુબી જણાતી હોય, તો તે બાવાજીને પગલે ચાલ્યાથી. મારી આંખો આંસુથી ભરાઈ ગઈ. જ્યારે મને બાવાજીનો વિચાર આવે છે, તથા જે સારી કેળવણી તેવણે મને આપી છે, ત્યારે મારેથી રડયા વગર રહેવાતું નથી.

ગુલબાઈએ પોતાનો હાથ નરમાસથી મારાં ખભાંપર મુકયો ને બોલ્યાં "જરબાઈ, તમો બલાપો ના કરો, મને તમારે વાસ્તે ઘણું લાગેય. જ્યારે તમારા બાવા ગુજરતા હતા, તે વખતનો ને હાલના વખતનો વિચાર કરતાં તમુને ઘણું લાગવું જોઈએ. મેં તમારા બાવાજી ને માયજીની ઘણી તારીફ સાંભળી છે, ને ગરીબ તેમજ તવંગર સઘળાં તમુને ઘણું માન આપતાં હતાં."

"મને અંહી જરાબી દુઃખ નથી," મેં જવાબ આપ્યો. અંહીયાં હું અજાણ્યા ઘરમાં હોઉ અથવા ચાકરી સારૂ રહી હોઉ, એવું મને બીલકુલ લાગતું નથી. કોઇને ત્યાં ઓસીયાલે હાથે રહેવા કરતાં, કમાઇને ખાવાનું હું વધારે પસંદ કરૂછું." "એ તમે કહો છો તે તદન ખરૂં છે, પણ મારી સરત કરતાં તમે ઘણું વધુ કરો છો, ને તમારા માસીક લવાજમ કરતાં જો હું તમુને વધારે નહી આપું તો તે સારૂં નહી લાગે, તેથી હવેથી હું તમુને વધારે આપરા, ને હરરોજ કોઈ બહારનું માણસ નહી આવેલું હોય, ત્યારે છોકરાં સાથે મને હોલમાં આવીને મળજો."

હું હજુરતો વીચાર કરતી હતી, કે મારી અગાડની ઘણી થોડીજ વખતની પહેરેલી સારીઓ છે, તે પહેરવા 'રહાડું' કે નહી, તેટલાં સાંજેજ એક નાની ગાંસડી માણસ લાવ્યું, તેમાં સારી તેની કોર, બદીઆનનું કપડું, લેસ, સદરા ને બીજાં લોઇતાં કપડાં હતાં. ગુલબાઈએ ત્યાર પછી થોડે વારે એક ચીઠી લખી મોકલી, કે તેવણ તથા તેવણના ખાવીંદ બેઉ જણાં મારી શીખવવાની રીત ઘણી પસંદ કરે છે, ને તેઓનાં છોકરાંમાં ઘણો સુધારો, તથા અભ્યાસમાં વધારો થયલો જોય છે, જેના બદલામાં આ નજીવી ભેટ તેઓએ મોકલી છે.

હવે હું મારાં માયજીનું ઘડીયાલ, ને બીજી જણસ છે, તે કોઈ કોઈ દહાડે પેહેરશ ને જેવાં માણસોમાં હું અગાડ બેસતી હતી, તેવાં માણસોની વચ્ચે હાલ હું હોઉ એવું મને લાગે છે. ખોદાની મેહેરબાનીનો ઉપકાર હું કેવી રીતે માનું?

અહીનાં પીરોજબાઈ તદન તમારાં જેવાંજ છે. હું જાણુંછું કે, મામાજી, મામી, તથા છોકરીઓ સઘળાં હવા ખાવા ગયાં છે, જ્યારે પાછાં ફરે ત્યારે આલાંને આ કાગળ વાંચવા આપજો, ને એ મામાજીને દેખાડયા વગર રહેશે નહી. એક બે દહાડામાં અમારા ઘરમાં પરોણાં આવવાનાં છે, ને મને અગઘી શરમ લાગે છે, કે રખે ને મારૂં કોઈ ઓળખીતું આવે. હજુર મારો શરમાળ સ્વભાવ જતો નથી. પણ હું જો કે અત્રે એક શીક્ષક દાખલ છું, તોપણ ગુલબાઈ મારી સાથે અતીશય હેતથી વર્તે છે, ને કુંવરબાઈ મામી કહે છે તેમ ચાકરડી તરીકે એવાં ઘરમાં રહેતાં મને બીલકુલ શરમ લાગતી નથી. ઘણી ઘણી દુવા સાથે

હું છું તમારી દુવાગીર બેટી,

જરબાઈ મેરવાનજી.

આએ કાગળ વાંચતાં ધના ડોસાંને કેટલી વખત પોતાનાં આંસું લુછવાં પડયાં ને છેક પુરૂં કીધા પછી ખુશી થયાં કે જરબાઈ હવે પોતાનાં જેવાં લોકોમાં બેસાયાથી સુખી થશે.

[ સાંધણ છે. ] બાઈજી ખ० કોહોલા.

## નેક પત્ની.



ક નેક બાયડી આ ટુકા બે શબ્દોમાં આ દુન્યામાં મલતાં સુખ અને દુઃખનો કેટલો બધો ભાગ સમાયલો છે? તેણીથી થતી અસર મોટી છે; તેણીની સત્તા આગે થઈ શકાય એવી નથી. સુખનું ઠામ જો હોય તો તે ઘરમાંજ, નહી તો કંઠે પણ નહી. એક માણસને મનમે એક સારી બાયડી તે ડહાપણ, હીમત, જોર, આશા અને સદન શક્તી છે; ખરાબ બાયડી, તેને મનસે ઘબરાટ, નબલાઈ, હાર અને નાઉમેદી છે. એક માણુસ ગમે તેવી પડતી દશામાં હોય, પણ જો તેની પરિસ્થિતમાં હીમત, ધૈર્ય, હુસ્તવારી અને કરકસર હોય, તો તેની હાલત કોઈ દીને સુધરશે નહી એમ વીચારવું અતી ખોટું છે. પણ જો કોઈ શ્રીમંત માણુસની બાયડીને ઘર, સંસાર ચલાવતાં આવડતું ન હોય, અને વળી તેણી સુસ્ત, મુર્ખ, અને બીનકરકસરવાળી હોય, તો તેણીના સ્વામીની દોલત ઘણોવાર ટકી શકતી નથી.

મરદ જાત જોરાવર છે, પણ તેનું હૃદય હીરા જેવું કઠણ

નથી. તે અટપટ કરવામાં અને જોખમ ભરેલાં કામો કરવામાં ખુશાલી મેલવે છે, કારણકે તેને તે માટેજ સરજ્યો છે; પણ તેની સંભાળ લેવામાં અને તેને મદદ કરવામાં એવી એક ઓરત જોઈએ છે, કે જેણી પોતાનો સઘળો પ્યાર રાજી ખુશીથી તેનેજ આપી શક્તી હોય, અને પોતે ભલી અને શાંત મનની હોય. તે મરદને દુન્યાની ગડબડમાં પડતાં દર રોજ ફીકર, ચીંતા, ગુસ્સો, નાઉમેદી, ખીજવાત વગેરે સાથ કામ પડે છે, અને તેણે કરીને બેશક તેની લાગણીને દુઃખ થાય છે. તેનાં મનમાં શાંતી પાછી લાવવાને ઘરમાં આરામ, સલાહસંપજ, આનંદ. સુખ વગેરેની બહુ જરૂર છે. પણ અરે, જે બાઅદીનનાં ઘરમાં દુષ્ટ બૈરી તે ઘરમાં ઉપર જણાવેલી બેમુળ બક્ષેસો ક્યાંથી મલે? જો ઉપલી ચીજો તેને મલી શક્તી હોય, તો તેની ઈજા પામેલી અને ઉશકેરાયલી લાગણી પાછી શાંત થઈ શકે, અને બીજે દીને છેલ્લા દીવસ કરતાં વધારે ઉમંગથી દુન્યાના તોફાંની મહાસાગરમાં હમેશના જબરદસ્ત મોજાઓની સામે થવા ઝુકાવે. પણ જો ઘરમાં આરામને બદલે બહારથી થાકીને આવતાં વારજ, તેની દુષ્ટ પત્નીનો અસંતોશ, બકબકાટ, ફરીયાદ અને કદાચ ગાળો યા અઘટીત શબ્દો તેને સાંભળવા પડે, તો તે પહેલાં તો ઝનુની થઈ ઉસકેરાય છે, પણ પછી તે ગમગીન થાય છે, પોતાની આશાઓને તે કચડાઈ ગયલી સમજે છે, અને અંતે પોતાનાં નસીબને મનમાં ને મનમાં શ્રાપ દેતો તે બાપડો નીરાશીના અંધારા ગારમાં પડે છે.

વાંચનાર, જો ઉપર લખેલી નીરાશીની તને અજમાયસ મલી હોય તોજ તે કેવી કડવી છે તેનો પુરતો ખ્યાલ તને આવશે. એટલા માટે દરેક ઓરત જાતને પોતાના મનમાં સમજવું જોઈએ કે તેણીના ભરથારની જીંદગી સુખી કરવી યા દુઃખી કરવી તે તેણીનાજ હાથમાં છે. પોતાના ભરથારને સુખી કરી અમૃતની જામ પાવી, યા તો દુઃખી કરી કાટેલ ઝેરની જામ પાવી. એ તેણીનાજ હાથમાં છે. તેણીના મીઠા અને માયાળુ શબ્દો તેને મનસે ગોયા ઈશ્વરી આશીરવાદ થઈ પડે છે; તેણીના તાણા ભરેલા અને મોહબત વગરના શબ્દો તેને મનસે તેના મોતની નજદીક આવવાની ખબર થઈ પડે છે. એક ગુણવાન સ્ત્રી જો પોતાનું તન મન પોતાના માલેકનાં એક ચોકસ કામ પાછળ લગાડે તો તે કામ પાર પડ્યા વીના રહે નહી.

વાંચનાર, યાદ રાખજે કે બેહેસ્તમાં જવાના સુખ કરતાં ઉતરતું સુખ આ દુન્યામાં મરદ જાત જે મેળવવા પામે છે તે તેને ચાહનારી તેની નેક પત્ની અને તેણીનાં તનદરોસ્ત છોકરાંના મંડળની વચ્ચે પોતાને હસતો બેઠેલો જોવામાં છે.

જરબાઈ જહાંગીર પોસ્ટ માસ્તર.





## ભરવા-ગુંથવા વીશે.

"મોનાગ્રામો."



બી. એસ.



ટી. એચ.

આ "મોનોગ્રામો" રૂમાલોના છેડાપર શોભાયમાન નામો પાડવામાં તેમજ બીજા ઘણા ઉપ્યોગમાં આવી શકશે. એ નામો જો રૂમાલો પર ભરવાં હોય તો એક જાતનો સફેદ નરમ દોરો જેને (Darning Cotton) કહે છે તે વડે છાપેલા ટાંકાએ ભરવાં. છાપવાની રીતઃ—

ઘણુંજ ઝીણું કાગજ જેને (Tracing Paper) કહે છે તે છાપપર મુકી સુખડપેનો તરાંહ ચીતારી કહાડવી, પછી તે ઝીણાં કાગજને બીજાં જાડાં કાગજના ટુકડા પર મુકી સુખડપેને પાછું તે તરાંહ ઉપર જોરને હાથે ઘુંટી જવું. (કાગળ ફાટી નહી જાય તેની સંભાળ રાખવી.) આમ કીધાથી તરાંહની બરાબર આકૃતી નીચે મુકેલાં જાડાં કાગજ પર પડશે. પછી તે પડેલી આકૃતીપર અળગે હાથે સુખડપેને ઘુંટી જવું. હવે ટબલપર ટુવાલની બે ત્રણ ઘડી બરાબર પાંચરી તે ઉપર, જે કપડાં પર આપણને છાપવું હોય તે કપડું મુકવું, ત્યાર બાદ તે ઉપર પેલું ચીતારેલું જાડું કાગજ બરાબર મુકી ટાંચણી વડે પેલી ચીતરાંમણ પર ફરતાં બાંધરાં પાડી જવાં. પછી થોડોક મોહાંપર છાંટવાનો પાઉડર અથવા ચાકની ઘણીજ બારીક ભુકી (પાઉડર હશે તો વધારે સારૂં) લઈ તે ઉપર નાખવી, એવી રીતે કે દરેક બાંધરાંમાંથી તે કપડાં પર પડે. પછી આસ્તેથી કાગજ ઉંચકી લેવું. હવે કપડાંપર તમે કાગજપરની આકૃતી બરાબર પડેલી જોશો. જો ઉપર હાથ ફેરવશો તો સઘળું ભુસાઈ જશે, માટે એમજ અલગું રહેવા દઈ થોડીક સફેદ ભરોડી બીજની ઝીણી પીંછી વડે તે ઉપરથી અલગે હાથે આકૃતી પાડી જવી અને સુકાયા પછી ભરવા માંડવું. ઉપર પાઉડર અથવા ચાકની ભુકી વાપરવા લખી છે તે અલબત કાળાં અથવા બીજાં કોઈ પણ રંગીન કપડાંપર છાપવાને વાસ્તે છે. જો સફેદ કપડું હોય તો કોઈબી જાતનો રંગ વાપરવો. આ પ્રમાણે કાગજ પરથી સાડીની કોર તેમજ બીજી હર કોઈ

ચીજ કપડાંપર છપાઈ શકાય છે. જો સંભાળ અને ધીરજથી કામ કરવામાં આવશે તો ઘણીજ સફાઈથી છપાશે. આ "મોનોગ્રામો" ની તરાહ ઘણી ગીચ હોવાથી છાપતાં સેહજ મેહેનત પડશે તેથી કાગળ પર ચીતારતી વખતે ફક્ત નામોનાં ખાલી ખોખાંજ ચીતારવાં. અંદરની ગીચ તરાહ ચીતારવી નહી, ભરતી વખતે નમુનામાં જોયાથી તે છાપ્યા વગર ભરાઈ શકાશે. જો એ પ્રમાણે ઘણુ ગીચ નહી ચીતારેલું હશે તો તરાહ બરાબર પડશે. સાડીની કોરોની તરાહ ખુલી હોવાથી ઘણી સેહલાઈથી છપાઈ શકાય છે.

## લેસ.



આ લેસ બારીક દોરાએ ગુંથવાથી ઘણી શોભાયમાન લાગે છે. નમુનો ઉતારનાં પહેલાં સમજણ ન પડે અને ગુચવણ લાગે તો છોડી દેવા કરતાં ફરીથી બે ત્રણ વખત ધીરજથી વાંચી નમુનામાં જોઈ ઉતારવાની કોશેશ કરશો તો જરૂર ફતેહ પામશો. વળી લાંબીને લાંબી નહી પણ ફેરવીને ગોળ ગુંથવાની હોવાથી ગુંથતાં કંટાળો લાગશે નહી. ઉપર જે હોલની હાર દીસે છે તે લેસ પુરી કીધા પછી ગુંથી છે.

પહેલાં દશ સાંકરી ગુંથો, *એક ટીપકી (પાંચ સાંકરી ગુંથી પહેલીમાં આંટા વગર એક), બે સાંકરી, એક ઊંધી ટીપકી, (એટલે કે પાંચ સાંકરી ગુંથી, સુઈઆપરનો આંટો છોડી દઈ, સુઈઓ પહેલી સાંકરીમાં મુકી પેલો છોડી દીધેલો ટાંકો સુઈઆ પર પાછો લઈ સેરવી દેવો,) ત્રણ સાંકરી, પેલી દશ સાંકરીમાંની પહેલીમાં આંટો લઈ એક, એક સાંકરી, એક ટીપકી, હવે ડાંખલી સાથના ત્રણ પાતરીઓના ઝુમખાને વાસ્તે બાર સાંકરી ગુંથો, નવમીમાં આંટો લઈ પાંચ ટાંકા, ત્રણ સાંકરી, જે સાંકરીમાં પાંચ ગુંથયા હતા તેમાંજ આંટા વગર એક, †ચાર સાંકરી, તેમાંની પહેલીમાં આંટો લઈ પાંચ, ત્રણ સાંકરી, જે સાંકરીમાં પાંચ ગુંથયા હતા તેમાંજ આંટા વગર એક, પાછું એક વખત† અંહીયાંથી ગુંથી જાવો. હવે બાર સાંકરીમાંથી જે આઠ બાકી રહી છે તેમાંની સાત સાંકરીમાં દરેકમાં આંટા વગર એકકો ગુંથો, છેલે એક સાંકરી વધશે; બે સાંકરી, એક ટીપકી, પાંચ સાંકરી, એક ઊંધી ટીપકી, પાંચ સાંકરી, પાછી ડાંખલી સાથે ત્રણ પાતરીઓ ઉપર પ્રમાણે ગુંથો, પણ છેલી ડાંખલીમાં આંટા વગર સાત ટાંકા ગુંથયા હતા તેને બદલે અંહીયાં આઠ ગુંથવા, ચાર સાંકરી, એક ટીપકી, સાત સાંકરી, એક ટીપકી, બે સાંકરી, હવે છેલી પાતરીના વચમાંના ટાંકા સાથે જોડી નાખો, ત્રણ સાંકરી, એક ટીપકી, પાંચ સાંકરી, એક ટીપકી, બે સાંકરી, ગુંથવાનું ફેરવી નાખો; સુઈઆ પર બે આંટા લઈ બીજી પાતરીના વચમાંના ટાંકામા લેવો, આ ટાંકો આખો ગુંથવો નહી પણ પહેલો એક આંટો ગુથી બીજા આંટાઓ સુધાં સુઈઓ પાછો ત્રણ પાતરીઓના પહેલા ઝુમખાની ડાંખલીની પાસેની સાંકરીમાં મુકવો (જુઓ નમુનો.) હવે સુઈઆ પરના બધા ટાંકા ગુંથી જાવો, પાછા બે આંટા લઈ પહેલા ઝુમખાની છેલી પાતરીના પહેલા ટાંકામાં લેવો, ગુંથવાનું ફેરવી નાખો, બે સાંકરી, એક ટીપકી, પાંચ સાંકરી, એક ટીપકી, ત્રણ સાંકરી તેજ છેલી પાતરીના વચમાંના ટાંકા સાથે જોડી નાખો; દશ સાંકરી, તેજ ઝુમખાની બીજી પાતરીના વચમાંના ટાંકા સાથે જોડી નાખો. લેસ સરૂ કરતી વખતે જે સૌથી પહેલી ટીપકી કીધી હતી તેની સાથે જોડી નાખો. હવે આએ દશ સાંકરીના ખાંચામાં આંટા વગર તેર ટાંકા ગુંથો, ગુંથવાનું ફેરવી નાખો, ત્રણ સાંકરી, આંટા વગર ગુંથેલા તેર ટાંકામાં આંટો લઈ તેર ટાંકા ગુંથો. દરેક ટાંકાની વચ્ચે એકકી સાંકરી ગુંથવી, બે મુકી ત્રીજી સાંકરીમાં આંટા વગર એક, ગુંથવાનું ફેરવો, પહેલાં હોલમાં આંટા વગર બે, બીજામાં આંટા વગર એક, એક ટીપકી, આંટા વગર એક, ત્રીજામાં આંટા વગર બે, એ પ્રમાણે અવાર નવાર ૭ વખત ગુંથી જાવો. ગુંથવાનું ફેરવો, પાંચ સાંકરી, બે ટીપકીઓની વચમાંના આંટા વગરના ચાર ટાંકાના બીજામાં આંટા વગર એક, પાંચ સાંકરી, એમ ૭ વખત અવાર નવાર ગુંથી જાવો, પાછું ગુંથવાનું ફેરવી પાંચ સાંકરીના દરેક હોલમાં આંટા વગર અગીઆર ગુંથો, ત્રણ પાતરીઓના પહેલા ઝુમખાની ઉપરની બે ટીપકીઓની વચ્ચેની પાંચ સાંકરીમાંની ત્રીજીમાં આંટો લઈ એક, સાત સાંકરી *એ પ્રમાણે નીચલી બીના ધ્યાનમાં લઈ ગુંથી જાવો. પહેલો નમુનો ગુંથતી વખતે સરૂઆતમાં પહેલો આંટાવાળો ટાંકો સૌથી પહેલી સાંકરીમાં ગુંથયો હતો તેને બદલે હવેથી છેલ્લો આંટાવાળો ટાંકો જે સાંકરીમાં ગુંથયો હતો તેજ સાંકરીમાં તે પણ ગુંથવો. ત્રણ પાતરીઓનો પહેલો ઝુમખો, તેની સાથની ડાંખલી, અને એક ટીપકી ગુંથયા પછી જે પાંચ સાંકરી ગુંથીએ છીએ તેમાંની ત્રીજીને છેલી હારના બીજા ઝુમખાની ઉપરની પાંચમી સાંકરીમાંની ત્રીજી સાથે જોડવી, તેમજ તેની પાસેની સાત સાંકરીમાંની ચોથીને પણ બીજો ઝુમખો ગુંથયા અગાઉ એક લાંબા ટાંકાએ જોડી. (નમુનામાં જુઓ) અને મોટાં આરકાંની છેલી હારમાં પાંચ સાંકરીના દરેક ખાંચામાં આંટા વગર અગીઆર ટાંકા ગુંથી જે નાનું આરકું બનાવીએ છીએ તેમાંનાં સૌથી પહેલાં આરકાના વચમાંના ટાંકાને છેલી હારના સૌથી છેલાં આરકાંના વચમાંના ટાંકા સાથે જોડવો; લેસ પુરી થયા પછી ઉપર જે હોલની હાર છે તે આ પ્રમાણે ગુંથવી:—પહેલા ટાંકામાં આંટો લઈ એક, બે સાંકરી, બે સાંકરી છોડી ત્રીજામાં આંટો લઈ એક.

શીરીન ક્૦ પાટક.



# ઉડાઉપણાનું મળેલું ફળ.



“જહાંગીર, હું તમુને કેટલી વખત કહી ચુકી કે મને તો હવે એક ઘોડાની ગાડીમાં બેસતાં ઘણું ખરાબ લાગેચ: લોકો આપણે માટે શું ધારશે, કે પાસે પૈસા છે તે છતાં એટલાં બખીલ થાએચ.” આ પ્રમાણે જહાંગીર ખરાસની બૈરી પીરોજા સાંજે ફરવા જતાં જતાં બોલી.

“પીરોજા,” જહાંગીર બોલ્યો, “હવે તો હું તારા ખરચથી ઘણોજ કંટાળી ગયો છું. તું જાણેચ કે બાવા તરફથી જે પૈસા વારસામાં મળ્યા હતા તેનો મોટો ભાગ તારા ફીસીઆરી ભરેલા ખરચમાં ઘસડાઈ ગયો છે. તુને ખબર હોય કે હું આપણાં ઘેરની આબરૂ કેવી રીતે રાખું છું તો તું એમ મને વારે ઘડીએ સતાવ્યા નહીં કરે. જે મને જરૂરનું લાગેચ તે અપાવવા હું તુને ના પાડતો નથી. ચાલ ઉઠ, આપણી ગાડી કયારની બહાર ઉભી છે, તું કહે ત્યાં આપણે જઈએ. નવા ગાડી ઘોડા લેવાના તો હાલ મારી પાસે પૈસા નથી.”

પણ નહીં, આ સમજાવતાં છતાં પીરોજા તો હઠ લઈને બેઠી “જે હું માગું તે મને અપાવવું પડશે; નહીંતો કે હું મારાં માસીને ત્યાં જતી રહેવસ. તમારા જેવા ઓછા દીલના અને કંજુસ માણસ સાથે મને રહેતાં પરવડે નહીં.”

જહાંગીરના કાલાવાલા અને સમજાવત છતાં પીરોજા તો રસાદને પોતાનાં છોકરાંને લઈને માસીને ત્યાં ચાલી ગઈ.

આ જોડાને પરણ્યાને ભાગ્યેજ બે વરસ થયાં હશે, તેટલાંજ તેઓ વચ્ચે ખરચ સંબંધી ઘણી પંચાતીઓ થઈ ચુકી હતી. જહાંગીર જ્યારે પીરોજાને બખીલાઈથી નહીં પણ સારી અને હારી રીતે રહેવા શીખામણ આપતો, ત્યારે તેણી વધારે ને વધારે ખરચ કરતી ગઈ. તેઓ વાંદરાના સ્ટેશનની નજદીક બહારથી એક શોભાયમાન દેખાતા બંગલામાં રહેતાં હતાં. તેના બહારના દેખાવથી તો જોનારને તેઓની મોટાઈનો કાંઈક ખ્યાલ આવે, પણ અંદર જઈને જોતાં સઘળે ઉકાળે બેદરકારી માલમ પડતી. જોકે જહાંગીરને પોતાના વડવાઓ તરફથી પોતાને ભાગે આવેલા આવા એક મેહેલ સમાન બંગલાને સારા “તેરટપી” સણગારવાને ઘણી હોંસ હતી, પણ પીરોજા દરેક વાતમાં આળસુ અને બેદરકાર હોવાને લીધે જ્યાં જોઈએ ત્યાં સઘળું હાલહવાલ પડેલું હતું. ઘેરનું કાંઈ પણ કામ પોતાને હાથે કરવું એ તેણીના જેવાં મોટાં માણસને ખરાબ લગાડનારું હતું.

જહાંગીરના બાપ મરણ પામ્યા ત્યારે પોતાની સઘળી દોલતનો માલેક તેવણે એકલા જહાંગીરને ઠરાવ્યો હતો. એ તેવણનો એક પુરોજ વારસ હતો. જમશેદજી ખરાસે પોતાની છેલ્લી ઘડીએ પોતાના દીકરા જહાંગીરને પાસે બોલાવ્યો ને પોતાની બેહેનની છોકરી નાજાનો હાથ તેના હાથમાં મુકીને કહ્યું કે “જ્યારે તું એમ સમજે કે તું હવે પરણવાને લાયકનો થયોચ ત્યારે તું આ માબાપ વીનાની છોકરીનો હાથ ધરજે. હું તુને ખાત્રીથી કહુંચ કે મારી બેહેનની છોકરી કરતાં કોઈ બીજી વધારે લાયક છોકરી તુંને મળશે નહીં.” પણ આખરે જહાંગીરે પોતાના બાપના છેલ્લા બોલો નહીંજ બજાવ્યા.

જ્યારે પીરોજા પોતાના બરધાર સાથે કજ્યો કરીને માસીને ઘેર ચાલી ગઈ, ત્યારે તે માથે હાથ દઈને આસપાસ નજર ફેંકતો ગમગીન ચહેરે બેસી રહ્યો. તે પોતાના મન સાથે બોલવા લાગ્યો કે “અરે ખોદા! મારા બાપની ખરી મહેનતના મેળવેલા પૈસાના શા હાલ થયા? એ તો બધું પડતું મુકીને ચાલી ગઈ, લગનમાં જઈ આવી તેને પાંચ દહાડા થયા તોપણ કપડાંની ઘડી વાલીને ઉંચાં મુકયાં નથી. પારકે ઘેર લગન થયાં ને એણે પોતાનો ભપકો દેખાડવા હાલ હાલ નવાં કપડાં લીધાં. હજી તો એના પૈસા પણ આપ્યા નથી, તેટલાં સંભાળ વગર કેટલાં ખરાબ કરી નાંખ્યાં. હું કાંઈ એમ નહીં કહેવા માંગતો કે એને મનગમતું એ નહીં પહેરે. પાસે તેમ કરવાની જોગવાઈ હોય ને તેમ કરે તો સારું લાગે. મેં એને કેટલી વખત ઈસારો કીધો કે આપણી તીજોરીનું તળીયું હવે છેકજ આવી રહ્યુંચ; પણ તે તો ધ્યાન પર લેતીજ નથી. પેલો સામેથી ઝવેરી આવેચ; એની પાસેથી બાંગડીને માટે મોતી લીધાંચ તેના પૈસા લેવા આવ્યો હશે. હું તે કયાંથી આપીશ? હવે તો એને બીજે વાયદો કરીને સમજાવી પટાવીને પાછો મોકલીને માસીને ત્યાં જઈને એવણનાં દેખતાંજ મારી ખરી હાલત જાહેર કરું, કે હજુબી જરા વીચારીને રહે તો સારું; નહીંતો કે પછી ઘણું ખમવું પડશે. મારી પીરોજા પોતાની ગરીબાઈ વીષે જાણશે ત્યારે તેણીને કેવું લાગશે? પણ હજુબી કાંઈ મોડું થયું નથી. આ બંગલો છે તેનો થોડો ભાગ રાખી, બાકીનો જો ભાડે આપું તો મહીને દહાડે ઓછામાં ઓછા ત્રણસેં રૂપીઆ ભાડું આવે. એટલામાં ને એટલામાં સુલેહ સંપથી રહે તો કેવું સારું. હવે બીજા નવા ગાડી ઘોડા લેવાની જીદ લઈને બેઠીચ. આ કાંઈ એની પહેલી માંગણી નથી. બીજું નહીં માગું, એટલું અપાવો, એમ કરી કરીને મને નાચાર કરી નાંખ્યો. મેહેરવાનજી સુરતી ફુઈની નાજાં સાથે પરણીને કેટલો સુખી થયો છે! આટલા ટુંક પગારમાં પણ કેવી સારી રીતે રેહે છે! હવે તો જે બન્યું તે નહીં બન્યું થનાર નથી; માસીને ત્યાં જઈને જે તે નીવેડો લાઉં.”

આટલું બોલીને જહાંગીર પોતાની બૈરીને પોતાને ઘેર પાછી લાવવાને માસીના ઘેર તરફ વળ્યો. પીરોજાનાં મા બાપ તેણીને બાર વરસની મુકીને થોડે થોડે વખતને અંતરે મરણ પામ્યાં હતાં. પીરોજા પરણી ત્યાં સુધી પોતાનાં માસીની સંભાળમાં રહી હતી. જયારે પણ તેણીને પોતાના વર સાથે કાંઈ પંચાતી થાય, ત્યારે લાગલી પોતાની માસીને ઘેર આવતી રહેતી. તેવણ તેણીને બે ચાર દહાડા રાખી સમાધાની કરાવીને પાછી મોકલતાં.

જહાંગીર ત્યાં જઈને જોએ છે તો પીરોજા પોતાની પાંચ દશ સહીઓ સાથે કુંડાળું વળીને ટેબલ આગળ લખવા બેઠી હતી. જહાંગીરને તેણીએ આવતાં દીઠો, પણ કાંઈ બોલી નહીં, પછી પોતાનું લખવાનું પુરું કરીને બે કાગળો જહાંગીરના હાથમાં કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર મુકયાં, અને તેના જવાબની રાહ જોતી બેઠી. જહાંગીર પહેલાં તો કાંઈ બોલી શકયો નહીં, પણ પછી જરા શાંત થઈને તેણીને બોલાવીને નરમાસથી પુછ્યું.

“પીરોજા, કોણની રજાથી તેં ગાડી ઘોડા લીધા? એનો બે હજારનો આંકડો હું કયાંથી મુકવીશ? મારી પાસે તો હવે કાંઈજ નથી.”

“પૈસા આપો કે ના આપો પણ મેં તો બહારથી કઢાવીને આપ્યા,” પીરોજા ગુસ્સાથી બોલી, “એ લીધા વગર કેમ ચાલે.”

માસીએ અને જહાંગીરે તેણીને એવો નકામો ખરચ નહીં કર-

માં પડેલો સાંભળીને પુશ્કળ આંસુ પાડયાં, પણ પછી તરતજ તેણે પોતાના વ્હાલા બેટાને તેના બચાવનારનું નામ નીશાંન પુછયું અને જેમ બને તેમ તેનો પુરતો બદલો વાળી આપવાની પોતાની ઈચ્છા જણાવી. દીકરાએ સુબર્ટોના કહ્યા પ્રમાણે બાપના હાથમાં પેલી ચીઠ્ઠી મુકી અને બાપે તે ઘણીજ આતુરતાથી ઉઘેડી નીચે પ્રમાણે વાંચીઃ—

"એક ગરીબ નાચાર વેપારીનો હલકો છોકરો, જેણે સાહેબને એક વખત સેવક ઉપર ગુસ્સો બતાવી ધીકારો કાઢતી વખતે નીચલો વાક્ય કહી સંભળાવ્યો હતો. "હું ધારૂંચ કે તમુને કદાચ કોઈબી દીવસે તમે બતાવેલા ગુસ્સા અને આવી ઘાતકી ચાળ માટે પસ્તાઉં પડશે." સાહેબને અહીં આટલી જુની યાદ આપી ઈચ્છુંછું કે હવે એક ગરીબ નાચાર વેપારીના દુકતાને તમારા જાન સરખા પ્યારા પુત્રની જીંદગીના બચાવનાર તરીકે કહેવા અને ગણવાથી સાહેબના મોટા અને માન પામેલા ઓહ્દાને કાંઈ નીચું લાગેલું જોશો નહી.

લા૦ એક ગરીબ દેશનીકાળ પએલો તમારોજ સ્વદેશી,

સુબર્ટો."

એડોર્નો જ્યારે ઉપલી ટુક ચીઠ્ઠી વાંચી રહ્યો, ત્યારે તેનો બેટો જે હજી સુધી પોતાનું ભલું કરનાર શખસની ઉદારતા તથા માયા મેહેરબાંની વીષે વખાણ ગાઈ ગાઈને પોતાનાં મા બાપ આગળ વાત કરતો હતો, તે એકાએક પોતાના બાપ તરફ તગર તગર જોવા લાગ્યો, કેમકે એડોર્નો જ્યારે ઉપલી ચીઠ્ઠી વાંચી રહ્યો ત્યારે તેના હાથમાંથી ચીઠ્ઠી પડી ગઈ અને તેની આંખ પસતાવાનાં આંસુઓથી ભરાઇ આવી; પોતે ચલાવેલી ઘાતકી ચાલના બદલામાં પોતાના દુશમને જે ભલાઇ કીધી તેથી તેને પોતાની ચાલ માટે બહુજ પસ્તાવો થયો, અને હજીઆ પોતાથી બનતું કરીને તે ભલું કરનારનું કંઈબી ભલું કરવાને એડોર્નો ખાહેશમંદ થયો. પહેલાંતો તેને કશું સુઝ પડયું નહી, પણ પછી તેને એક વીચાર આવ્યો; તેણે આ દેશ નીકાળ થએલા સુબર્ટોને એક વખત પાછો પોતાના દેશમાં લાવી તેની દોસ્તી રાખવાની ખાહેશ કીધી. પોતાનો વીચાર અમલમાં આણવા તે જીનોઆના મોટા મોટા ઉમરાવોને મળ્યો અને તેમની આગળ પોતાનાં દુઃખની સઘળી બીના કહી સંભળાવી. પછી તેઓ પાસે પોતે મદદ ચાહી, તેણે આખરે સઘળાઓને સુબર્ટોને મલેલી દેશનીકાળની ટેપ ફેરવવાની ધાર્મીક અરજ કીધી, અને વખત ઘણો નીકળી ગએલો હોવાથી સર્વેનાં દીલમાંથી આગળો કીનો જતો રહ્યો હતો, માટે તેઓએ એડોર્નોની અરજ કબુલ કીધી અને સુબર્ટોને માફી મળી.

એડોર્નોને હવે ઘણીજ ખુશી લાગી અને તેણે સુબર્ટો ઉપર એક કાગજ લખ્યોઃ કાગજમાં તેણે પોતાના બેટાના બચાવનાર તરીકે તેનો ઘણો આભાર માંન્યો અને સેવટ જે બન્યું હતું તે લખી જણાવી તેને એક ખરા દોસ્ત તરીકે ગણી, પોતાના સ્વદેશમાં પાછું આવવાનું તેડું મોકલ્યું.

એડોર્નોનું તેડું સુબર્ટોએ ખુશી સાથે કબુલ્યું ને તે પાછો હસી ખુશી સાથે પોતાને વતન ફર્યો અને પોતાની બાકીની જીંદગી ઘણી હસી ખુશીથી દેશ અને દેશીઓનું ભલું કરવા તથા એક બીજાને ઘટતી મદદ આપવાની પોતાની ફરજ બજાવી પુરી કીધી.

**મીસીસ શીરીનબાઈ રૂસતમજી ફકીરજી.**





## નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

## મીસીસ હીમનસ.

**જનમ ૧૭૯૩—મરણ ૧૮૩૫.**



એટલું તો ખરૂં છે કે વીદ્વાન માણસોની જીંદગીના હેવાલો આપણને ભાગ્યેજ મળી શકે છે, કે જેઓના દહાડા મુખ્ય કરી એકાંતવાસમાં ચોપડીઓનો અભ્યાસ ઈત્યાદી કરવામાં જવાથી દુન્યાનાં લોકોમાં બચપણ વેળા ઘણું કરી બાહેર આવતાં હોતાં નથી. મીસીસ હીમનસના બાબમાં પણ એમજ બનેલું કહેવાય છે, તોપણ કોઈબી નામીચી ઈંગ્રેજ સ્ત્રીઓનાં જન્મચરીત્રોની ચોપડી આ નામાંકીત બાનુ કવીના હેવાલ વીના ખાલી હશે નહી.

મીસીસ હીમનસ ૧૭૯૩ ની ૨૫ મી સપટેમબરને દીવસે "લીવરપુલ" નામનાં શહેરમાં જનમી હતી. તેણીનો બાપ મી૦ બ્રાઉન આયરલંડ દેશનો રહેવાસી હતો. તેણી નાનપણથીજ ખુબસુરતી અને કાબેલ્યતપણાં માટે વખણાયલી હતી. જ્યારે તેણી સાત વરસની ઉમરની થઈ ત્યારે તેણીના બાપનો ધંધો એકાએક પડી ભાગવાથી તેઓ સર્વે વેલ્સના પાહડી મુલકમાં જઈ વસ્યાં. આવા સુંદર મુલકમાં આ નાની છોકરી વારંવાર પુસ્તકોના સંગ્રહ વચ્ચે પોતાની મરજીમાં આવે તેમ ભટકતી અને કોઈ કોઈ વાર "શેક્સપીયર" ના ગ્રંથો લઈ ઝાડની નીચે એક એકાંત ખુણાંમાં બેસતી અને મરજીમાં આવે ત્યાં તલીક વાંચતી હતી. આવી અને આવીજ રીતે આ બાનુ કવીનું બચપણ પસાર થયું. તેણીની કવીતા જોડવાની બુદ્ધી ઘણી નાની વયથી જણાઈ હતી. ૧૮૦૮માં તેણી ચઉદ વરસની થઈ તે અગાઉ રચેલી કવીતાઓનો એક સંગ્રહ છપાઈ બાહેર પડયો.

આ સંગ્રહ બાહેર પડયા પછી થોડાજ વખતમાં એક બનાવ બન્યો, કે જેથી તેણીની પાછલી જીંદગીમાં ઘણો ફેરફાર થયો. તેણીને એક લશકરના મી૦ હીમનસ નામના કપટાન સાથે ઓળખાણ થઈ, કે જે તેણીની ખુબસુરતીથી તેણીપર મોહી પડયો હતો. તે જુવાન બાનુ કવી ને વેળા ફકત પંદર વરસની ઉમરની ખુબસુરતીના બાહારમાં ખીલતી કળી મીશાલ હતી. સુંદર ગુલાબી ગાલ, બાલનાં સોનેરી ઝુલફાં, અને ચળકતી આંખોથી તેણીનો ચેહરો જોનારને અતી મોહ પમાડનારો હતો. બેઉ એકમેકને ખરા પ્યારથી ચાહતાં હતાં, પણ ત્રણ વરસ વહી ગયા પછી તેઓનાં લગન થયાં.

કારણકે તે કપટાનને તેણીની સાથ ઓળખાણ થયા પછી થોડાજ વખતમાં પોતાનાં લશકર સાથ ઉપડી જવાનો હુકમ થયો હતો. તેઓનાં લગન ૧૮૧૨માં થયાં હતાં.

આ લગન સુખી યા અસુખી નીવડ્યાં તે કાંઈ બરાબર જણાયું નથી, પણ ફક્ત એટલુંજ કહેવામાં આવ્યું છે કે ૧૮૧૮માં કેપટન 'રોમ' જતો રહયો અને પાછો કદી ફરયો નહી. ફક્ત તેઓ વચ્ચે કાગળ પત્તરનો વેહવાર તેઓનાં બચ્ચાં વીશે ચાલતો હતો. ૧૭) વરસો આ રીતે વહી ગયાં, અને તે વખતથી તે મોતની ઘડી તલક મીસીસ હીમનસ અને તેણીનો ધણી એકમેકને મળ્યાં નહી.

૧૮૨૭માં એણીની માનાં મોતથી મીસીસ હીમનસને ઘણી ખોટ ગઈ. તેણીના પાંચ બેટાઓની કેળવણી અને સંભાળનું કામ તેણીને માથે આવી પડવાથી, પોતાનું પ્યારૂં વેલ્સ દેશ છોડી, લીવરપુલ જઈ વસવાની ફરજ પડી, કે જ્યાં તેણીના બેટાઓને સારી કેળવણી આપવાની તેણી આશા રાખતી હતી. જ્યાં તલક મીસીસ હીમનસની મા જીવતી હતી ત્યાં તલક તેણી પોતાની કવીતાઓ અને વીદ્યા અભ્યાસ પર એટલીતો રીઝ્યા હતી કે ઘેરગતુ ખટલામાં ભાગ લેવા તેણીને ગમતું હતું નહી, પણ તે બોજો પણ પોતાને માથે પડવાથી કોઈ કોઈ વાર ઘણી કંટાળતી હતી.

પોતાના ધણીથી છુટાં પડવાનાં દુખ છતાં મીસીસ હીમનસે બુદ્ધી અને ભલા ગુણો તજ્યા ન હતા; અને તેણીનાં લખાણો દહાડે દહાડે એટલાંતો લોકોમાં પ્યારાં થતાં ચાલ્યાં કે મોટા મોટા વીદવાનો, જેવા કે સર વોલટર સ્કોટ, વરડસવરડ ઈત્યાદી એણીની સાથ ઓળખાણ કરવાને ઘણું માન સમજતા હતા.

૧૮૩૧માં મીસીસ હીમનસ ઈંગલંડ છોડી આયરલંડની રાજધાની ડબલીનમાં પોતાનાં બચ્ચાંઓ સહીત જઈ વસી. બીજાં ચાર વરસો એવીજ રીતે ઉદ્યોગમાં સુખથી પસાર થયાં. તેણીની તબીયત જો કે દહાડે દહાડે નાદરસ્ત થતી જતી હતી, તો પણ વગર અચકવે લખાણો તેણી કરતી જતી હતી. ૧૮૩૪-નાં વરસની આખેરીએ તેણી ઘણી ધાસ્તી ભરેલી રીતે માંદી પડી, અને મોતનો પેગામ આવી પુગેલો સર્વેને લાગ્યો. તેણી બીછાનાં પરથી ઉઠી શકતી ન હતી, અને પોતાનું દુખ ઘણી ધીરજ અને મુગે મોહડે ખમતી. જ્યારે વાંચવાથી થાક લાગતી ત્યારે બાઈબલનાં પ્રકરણો અને મીલટન અને વરડસવરથના ગ્રંથોનાં પાનાં પછી પાનાં મોહડે બોલી જતી અને બીછાનાંપર પડી પડી બચપણના દહાડાઓ યાદ કરતી. તા૰ ૧૬ મી મે ૧૮૩૫ અને સનીવારને દીવસે તેણી આખો દહાડો ઊંઘમાં પડી અને રાતનાં નવને અમલે તેણીનો આત્મા કોઈપણ જાતનું દુખ યા વેદના વીના તેણીને છોડી ગયો. તેણીને તેણીનાં ઘરની પાસેનાં એક દેવલમાં દાટવામાં આવી હતી.

ગુલબાઈ ફ૰ પાટક.



# દાનાવોની નશીયતો.

## ખોદાપર વીસ્વાસ અને તેની બંદગી.

(ગયા અંકથી સાંધણ ચાલુ.)




શમેનની ફતેહ, અને ખરે રસ્તે ચાલતાં પડતાં દુઃખથી માણસ ધભરાટમાં પડી કેટલીક વખત એવું માનવાને લલચાય છે, કે જગતકર્તાની નજર આપણી સામે બંધ છે, અથવા આપણાપર નથી, અને આપણી દુઃખી હાલતપર તે સર્વેજ્ઞાની સાહેબે દયાની નજરે જોવાનું બંધ કીધું છે. પણ ખરૂં તો એ છે કે, ખોદા સઘળું જોય છે, સઘળું જાણે છે, તોપણ જેઓ તેને ઘણાં ચાહે છે, તેઓને તે ઘણી વખત, અને ઘણા લાંબા દહાડા સુધી દેખઈતી રીતે હેરાંન. અને દુઃખી થવા દે છે; જાણે શું બને છે તેથી તે અજાણ્યો હોય, અને તે બધાં માણસોને તેણે તજી દીધાં હોય એમ તે કરે છે પણ જરા લંબાણ વીચાર કરશું તો માલમ પડશે કે, આ ઉપાયોથી ખોદા પોતાના પેદા કીધેલાં માણસોને તેમની નબલાઈ અને અશક્તપણું જોવાની તક આપે છે. જે સંકટો સચ્ચાઈની રાહે ચાલતાં લોકોને ખમવાં પડે છે, તે સઘળાં તેમની બાકી રહેલી ખામીઓ દુર કરી, પોતાના પેદા કરનારની માયાને વધારે લાયક કરવાની ઉત્તમ ધારણાથી મોકલવામાં આવે છે. અને જ્યાંસુધી ખરાં દીલની અને લાગણીભરી બંદગીથી તેઓ તેની સહાયતા મેળવવાને આજીજી કરે, ત્યાંસુધી તે ગોથે છે. એટલા માટે દુઃખની વેળાએ આપણે ધીરજ છોડી ન દેતાં, બેવડાં ધ્યાનથી બંદગી કરી બોલવું ઘટે છે કે "ઓ ખોદા હમને બચાવ! નહી તો હમો નાસ પામીશું;" અને પછી ખચીત તે મહાજ્ઞાની સાહેબ આપણને સહાય થશે, અને દુઃખના દરીયાવ અને તોફાની પવનને નરમ પાડી શાંતી ફેલાવશે.

"અરે ખોદા, જેઓ તારાથી બીહે છે, અને જેઓ તારાપર પોતાનો સંપૂર્ણ વીસ્વાસ મુકે છે, તેઓને તું જે જે ભલાઈઓથી નવાજે છે, તે કેટલી બધી છે! તુને પુજનારાં શખસોપર તુ જે આશીર્વાદો મોકલે છે, તેની યાદથી અંતઃકરણની શાંતી, મનનું સુખ અને ભવીષ્યની ફતેહની આશા માણસોને ઉપકાર અને વખાણના ઉદ્ગાર બહાર પાડતાં શીખવે છે.

ગયલા વખતમાં થયલાં દુઃખથી છુટકારાઓનો ખુશી ઉપજાવનાર અનુભવ, હાલ તથા ભવીષ્યનાં સંકટોમાંથી પણ છુટકો થશે એવો સંતોષકારક ભરૂસો આપે છે; અને તે ભરૂસો આપણને દરેક પળે ખરાં દીલની બંદગી અને આજીજીથી, તે મહા બળવાન સાહેબ જે હમેશાં આપણ કમીના બંદાઓને બચાવવાને ખુશી અને શક્તીવાન છે, તેના આશરા હેઠળ જતાં શીખવે છે.

સર્વેથી સરસ ફુલો પણ જલદીથી કરમાઈને સુકાઈ જાય છે; તેજ પ્રમાણે માણસોના બાબમાં પણ બને છે. ઉડતા પવન જેવા તેના દહાડા અચોક્કસ છે; આજે જે તંદરસ્તી અને દોલતના પુર બાહારમાં હોય છે, તેને એક ચોવીસ કલાક વીતાં આગમજ ગુજરેલાંઓની સફમાં ગણવા પડે છે, અને આ દુન્યામાં ફરી

કદી જોવાની આપણે આશા રાખી શકતાં નથી. જેમ પાનખર રૂતુમાં ઝાડનાં પાંદડાં એક પછી એક ખરી પડે છે, તેમ માણસો પહેરી દર પહેરી જીંદગીના તખ્તાપરથી ગુમ થઇ જાય છે, માટે આપણો પણ વારો કોઈ દહાડો આવશે, એવું ધ્યાનમાં રાખી ચેતીને ચાલવામાં સલામતી છે.

જે આત્માને પોતાની અપવીત્રાઈનું જ્ઞાન છે, તેને ફીકર રહેછે કે ગમે એટલી બંદગી તેને પવીત્ર કરવા માટે પુરતી નથી; અને તેટલા માટે તે ફરી ફરીથી, વગર અચકવે, તે પેદા કરનાર સાહેબ તેને વધારે પવીત્ર બનાવે એવી બંદગી કરતો રહે છે.

જે માણસ દુઃખના દહાડામાં ખોદાનેજ પોતાનો બચાવ કરનાર કીલ્લો સમજી તેની તરફ જાય છે, તે ખરો સુખી છે. જે માણસ પોતાને પવીત્ર અને સંપુર્ણ વીસ્વાસથી ખોદાના ઈનસાફ અને કરવામાં સોંપે છે, અને તેની તરફથી જે સુખ દુઃખ મળે તે ખુશીથી સહન કરે છે, તે આયંદે ખરો સુખી છે, કેમકે તેની દરેક બંદગી ખોદા સાંભળે છે, અને એક પણ આશીર્વાદ વગર પાછી વાળતો નથી.

ખરાં અંતઃકરણની આપણા છુટકા માટે કીધેલી બંદગી આપણને તેની તરફથી આપણું અજ્ઞાનપણું દુર કરાવનાર સમજ, અને આપણી ખામીઓ ઓછી કરાવનાર શક્તી મેળવી આપશે. પહેલાંથી આપણે આપણો રસ્તો જોઇ શકશું, અને બીજાંથી આપણે તે રસ્તે ચાલી શકીશું, અને એ બંને સાથે મળી આપણને ચોક્કસ વખતે "હમેશગીનાં રહેઠાણમાં" લેઈ જશે.

ખોદાની યાદ અને બંદગીમાં ગુજરેલો એક દહાડો દુન્યાઈ સુખોમાં ગુજરેલાં વર્ષો કરતાં વધારે છે. સર્વેથી મોટા અને બળવાન શાખસો જેઓ ખોદાને પીછાણતા નહી હોય, તેઓ કરતાં ખોદાનો એક સર્વેથી કમીનો અને ગરીબ નોકર વધુ સુખી છે. જે માણસ ખરાં દીલના પશ્ચાતાપ પછી એક પળની સાદી જીંદગી કરતાં, પાદશાહી સુખ જો કે તે વર્ષો સુધીનું હોય, તોપણ પાપી હાલતમાં મેળવવા ચાહે તો તેને ખરાં સુખનો ખ્યાલ મુદલ નથી એમ સમજવું.

આપણે હંમેશાં યાદ રાખવું કે જે જે ચીજો આપણા દુઃખના ફટકાને શાંત કરે છે, તેમજ જે લાકડીથી તે ફટકો આપણાપર પડે છે, તે લાકડીને પકડનાર તેમજ તે ફટકાને નરમ પાડનાર આપણો આકાશી પીતા છે.

ખોદાની પળેપળ થતી મહેરબાનીઓપર વીચાર કરવાને રાતનો શાંત અને ચુપકીદી ભર્યો વખત ઘણો માફક પડતો છે; કે જે મહેરબાનીઓ જ્યારે આપણ આવી રીતે યાદ કર્યે જીયે, ત્યારે ખુશાલી, શાંતી અને શખ્યાશના મધુર ગાયણથી રાતનાં અંધારાંને વદીક આનંદ બક્ષી આપણા આત્માને ઉત્તમ ખોરાક પુરો પાડે છે; તો જે છેલ્લી પળોએ, ખરાં અશો માણસો પોતાની પવીત્ર જીંદગી પુરી કરી પોતાને ખુદ ખોદાની દરબારમાં ઉભાં રહેલાં, અને હમેશગીનું રહેઠાણ જ્યાં અંધકાર જેવું કશું હોતું નથી, અને જયાંથી દુઃખ અને દલગીરીના પોકારો દુર નાહસે, ત્યાં તેની વખાણ ગાતાં દાખલ થતાં જોતાં હશે. ત્યારે તે પળો તેમને કેવી ખુશનુમા અને આનંદી લાગતી હશે? ખોદા કરેને આપણ દરેક આપણી છેલ્લી પળો આવી સુખી જોવાને ભાગ્યશાળી થઈયે. આમીન.

જરબાઈ ફીરોજશાહ વીકાજી.





# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૩ જું (ચાલુ.)—પાલમાથી રાયો ડી જેનીરો.



૧૧—ફાધર નેપચ્યુન.

મંગલવાર, તા૦ ૧ લી આગસ્ટ—ગઈ કાલે હમે સઢ ચઢાવીને જતાં હતાં, પણ આજે પવન પડી જવાને લીધે હમુને ઈનજીન સલગાવવાની ફરજ પડી. સારૂં થયું કે હમે પરદા ચઢાવ્યા, કારણકે કેપટન લેકીએ જેમ અગમચેતી કીધી હતી, તેમ મધરાતે વરસાદ ધોધમાર પડયો.

બુધવાર, તા૦ ૨ જી આગસ્ટ—સહવારના આખું આકાશ વાદળાંઓથી ભરાઈ ગયું હતું, અને આખો દહાડો વરસાદ ઘણો આવ્યો, અને તેનો હમે લાભ લઈ દરએક ખાલી વાસણો, પીપો, અને બાલડીઓ ભરી લીધાં.



૧૨—ગી૦ રોબોડેમ.

શુકરવાર, તા૦ ૪ થી આગસ્ટ—હમે આજે સહવારના "સીએરા લીઓન" થી ૨૮૯ માઈલ દુર હતાં, અને તેથી બપોરના તેમે રસ્તો બદલવાનો વીચાર કીધો. એમ કરીઆથી હમે ત્યાં વધારે સેહેલાઇથી અને ઝડપથી જઈ શકીઆં. હમે સહવારના એક તારાનો ઝુમખો જેને "સધરન ક્રોસ" કહે છે તે જોયોપણ તેના દેખાવમાંહમે નાસીપાસ થયાં.

મંગલવાર, તા૦ ૮મી આગસ્ટ—હમે આજે સહવારના બુમધ્યરેખા પસાર કીધી; અને આ બનાવથી ઘણી મજાહ પડી. હમારા સઉથી ઊંચા ખલાસી જુમ ગેલને કાપાની ટોપી અને દાહડી પહેરી, સુનેરી કાગજનું તાજ માથે ચઢાવી, બાજુ પોશાક પહેરી, એક હાથમાં એક માછલીને સુળીએ ચઢાવી.

એક તોપની ગાડીપર બેસી ફાધર નેપચ્યુનનો દેખાવ બરાબર કીધો. હમારા કદાવર ઈન્જીનેર મી૦ રોબોહેમ રવાંનો દગલો અને ટોપી પહેરી, એક લાકડી ઉપર ખુંધાં માણસ માફક ટેકવીને, અને પોતાના ચેહરાનો ચોડો ભાગ સફેદ દાહડીમાં છુપાવી, એક હાથમાં ગોળીનો દાબડો લઈ ફાધર નેપચ્યુનનો ડાક્ટર થયો; જ્યારે મીસીસ ત્રાઈદનતનો ભાગ એક હમારા સહુથી નાના ,ખલાસીએ ઓરતનો પોશાક લઈ સારી રીતે બજાવીઓ હતો.



૧૩—લુલુ કુતરી અને તેનાં બચ્ચાં.

ગઈ કાલે હમારી કુતરી લુલુને ત્યાં ચાર બચ્ચાં જન્મ્યાં જેનાં નામો હમે પોસીદોન, એફ્રોદાઇતિ, એમથીત્રાઇત, અને થીતીસ કરી આપ્યાં.

રવીવાર, તા૦ ૧૩મી આગસ્ટ—આજે રવીવાર હોવાને લીધે હમે સહવારના અને સાંજનાં ભજન ગાયું અને હમારો એક માણસ છોકરાં અને દાસી ગાય છે તેની સાથે સારંગી ઘણી સારી રીતે વજાડે છે.



૧૪—સાંજનું ભજન ગાવા બેઠાં.

સોમવાર, તા૦ ૧૪મી આગસ્ટ—આજે સહવારે હમે એક બીજું વાહાણ જોયું; અને તેની સીગનાલ ઉપરથી હમુને એવું લાગ્યું કે તે હમારી સાથે વાત કરવા માગતું હતું; તેથી હમે તેની તરફ ગયાં. થોડા વખતમાં હમુને જણાયું કે તે વાહાણ મગરમચ્છ મારવા આવ્યું હતું. જો કે તે હમારી સનબીમ કરતાં નાનું હતું, તોપણ તેની સાથે પાંચ બીજા મછવાઓ હતા, અને એક તો માણસોથી ભરેલો હતો, કે જો મગરમચ્છ દેખાય તો જલદીથી ઊતરી પડે. આજે રાતે તારાઓ ઘણા ચળકતા હતા તેથી હમે તે પારખવાની કોશેશ કીધી; "વીગા" નામનો તારો થોડો વખત સુધી ઘણો ચળક્યો અને "સધરન ક્રોસ" પણ વધારે સારી રીતે દેખાયો.

બુધવાર તા૦ ૧૬ મી આગસ્ટ—આજે સાંજના પાંચ વાગતે વાહાણના આગળા ભાગ ઉપરથી બુમ પડી કે જમીન સામે દેખાય છે, અને (૧૫) દીવસ સુધી જમીન નહી જોયલી હોવાને લીધે હમે સર્વે ઉપર દોડી ગયાં, ત્યારે "કેપ ફ્રાયો" ની દીવાદાંડી દેખાઈ. હમે એ ઉપરથી એવું ધાર્યું કે સહવારેના રાયોના બંદરમાં દાખલ થઈશું, પણ રાતના પવન પશ્ચીમ અને દક્ષીણ તરફનો ફુંકતો હોવાને લીધે હમે આગળ વધી શક્યાં નહી અને જ્યારે સહવારના તુટક ઉપર જઈ જોયું તો માલમ પડ્યું કે હમે હજી સુધી "કેપ ફ્રાયો"-ની નજદીક હતાં. આઠ વાગા પછી પવન ફર્યો અને હમે આસરે કલાકના ૪થી તે ૫ માઈલને લેખે ચાલવાનું શરૂ કીધું.

સફેદ રેતીનાં મેદાનની ઉપર મોજાઓ મોટા અવાજેથી અફળાતા હતા, અને પવનના જોરસાથી ફુવારાની માફક પાણીના છાંટાઓ ફળદ્રુપ ખેતરોમાં ઉડતા હતા. હમારો રસ્તો કીનારા અને "મેયા" તથા "પેયો" ના ટાપુઓની વચમાં હતો. ખોટી "શુગર લોફ" ટેકડી પસાર કરી હમે ખરી પર આવ્યા; જેનો આકાર એક માણસ ઊંધું સુતેલું હોય તેવો છે, અને માણસનું મોહડું ઘણું ખરું ડયુક ઓફ વેલીંગટનને મલતું છે; એ ટેકડીનું નામ "ગેવીઆ" છે. જ્યારે એ ટેકડીની પછવાડે સુરજ અસ્ત પામે છે, ત્યારે તેનો દેખાવ ઘણો સુંદર લાગે છે.

હમુને "રાયો ડી જેનીરો" નાં બંદરમાં દાખલ થતાં રાત પડી, પણ બંદરની બન્ને બાજુએ બત્તીઓની હાર હોવાને લીધે થોડુંક શેહેર દેખાતું હતું. એક બ્લુ બત્તી બનાવી અને એક તોપ "સેનતા ક્રુઝ" ના કીલ્લામાંથી ફોડી હમારું પોંહચવું જાહેર કીધું, અને "સેનતા લુસીઆ" ના કીલ્લામાંથી તેને જવાબ આપ્યો. હમે "બોટેફોગો બે"ની પાસેના "નીકથરોય" બંદરમાં લંગર નાખ્યું. આખી રાત વરસાદ બહુ પડ્યો હતો.

## પ્રકરણ ૪ થું.—રાયો ડી જેનીરો.

શુક્રવાર, તા૦ ૧૮મી આગસ્ટ—હમે અગીઆર વાગેતે નીકળીને કીનારા ઉપર ગયાં, જ્યાંથી હમે હમારે સારૂ કાંઈ કાગળો આવ્યાં હોય તે ખબર કહાડવા પહેલે ટપાલ આફીસમાં અને ત્યાંથી બ્રીટીશ કોનસલેટ પર ગયાં, પણ કાંઈપણ કાગળો આવ્યાં ન હતાં. ત્યાંથી હમે નાસ્તો ખાવા "હોતેલ દેસ ઈત્રાનજેર" પર ગયાં અને નાસ્તો ખાઈ થોડીએક દુકાનો જોઈ આવ્યાં. આ જગા ઉપર પક્ષીઓનાં કુદરતી રંગનાં પીછાંઓથી અને તેઓની છાતી તથા ગળાંથી ફુલોની પાંખડીઓ, તથા સુંદર રંગીન ઉડતાં જાનવરોની પાંખોનાં પાનડાં કરી, ખોટાં ફુલો ઘણાં સરસ બનાવવામાં આવે છે.

સનીવાર, તા૦ ૧૯મી આગસ્ટ—મી૦ ગેફ અને મી૦ઓ-કોનોર હમારી સ્ટીમર ઉપર સાથે નાસ્તો જમવા આવ્યા હતા, અને પછી હમે સાથે ઝાડપાનનો બાગ જોવા ગયાં. કીનારા ઉપરથી હમે અહીંઆંની ગાડીઓ જેને "બોનડ" કહે છે તેમાં બેઠાં. એ ગાડીઓ ખોલ્લી અથવા બંધ આવે છે, અને એની અંદર કોઈ વખતે એક, કોઈ વખતે બે, અને કોઈ વખતે ત્રણ પણ ખચ્ચરો જોડે છે. બાગમાં જવાનો રસ્તો "બોટે ફાગો બે" ના કીનારેથી છે; અને રસ્તાની બંને બાજુએ હારેદોર ઊંચાં ઊંચાં ઝાડો બાગના દરવાજા તુલીક હોવાના સબબથી ઘણું રળીઆમણું લાગતું હતું. હમે સાંજનું ખાનું "હોતેલ દ લ્યુરોપ" માં ખાઈ એક ઠેકાણે ગયાં, જ્યાં કેટલીક બ્રેઝીલીઅન બાનુઓએ ઘણું સારૂં ગાયણ ગાયું હતું.

સોમવાર, તા૦ ૨૧મી આગસ્ટ—આજે સહવારના હમે નાસ્તો ખાધા પછી મારકીટ જોવા ગયાં. પેહેલાં હમે માછી બજારમાં ગયાં, જ્યાં ઘણાં લોક હતાં ને હમેશના ધારા પ્રમાણે ઘણી ગડબડ પણ હતી. અહીંની મછીઓ આપણા દેશ કરતાં ઘણી જુદી જાતની છે. એક હમે જોઈ, તે આસરે (૩૦૦) ત્રણસો રતલ ભારી હતી અને તેનું મોહડું ઘણું બીહામણું હતું. અહીંઆં કોલમીઓ ઘણી જથ્થાબંધ અને મોહટી આવે છે; તેની લંબાઈ ૧૨) થી ૧૪) ઇંચ હોય છે, પણ તેઓનો સ્વાદ કાંઈ ઘણો સારો રહેતો નથી. આ જગાનાં કાળુઓ ઘણુંજ નાહનાં અને લેહજતદાર હોય છે, અને અજાએબ જેવું એ છે કે તેઓ કીનારેના ઝાડોની ડાંખળીઓ, જે પાણીમાં વાંકી થયલી હોય છે, તે ઉપર અથવા તો પાણીમાં લાકડાંના થાંભાઓ હોય છે તે ઊપર થાય છે.

ફ્રુતની બજારમાં કાળી સીધનો ગળાંથી તે પગ સુધીનો એક ઝભો પહેરી, માથાં ઉપર પાઘડી બાંધી, ગળામાં દાણા-ની હારડીઓ નાંખી, દરએક જાતની ફ્રુતો વેચવા બેઠી હતી. મારકીટમાં એક બીજા ભાગમાં હરણો, વાંદરાઓ, ડુક્કરો, ઊંદરો, બીલાડીઓ, કુતરાઓ, અને એક સીંહ વાંદરો ઘણોજ નાહનો અને લાલ રંગનો, સુંદર માથું અને વાલવાલો, કે જે એક નાહના સીંહની માફક બરાડ મારે છે, તે જીવતાં જાનવરો વેચવા મુકવામાં આવ્યાં હતાં.

અગીઆર વાગે હમે "પેત્રોપોલીસ" સ્ટીમર ઉપર જવા નીકળ્યાં, જે હમુને એક લાકડાંના ડંકા ઉપર, જ્યાંથી આગગાડી ઉપડે છે ત્યાં લઈ ગઈ; અને હમે આગગાડીમાં બેસી, ખાંડ, તથા કાફીના બાગોમાંથી પસાર થઈ, વીસ મીનીટની મુસાફરીમાં સ્ટેશન ઉપર આવી પુગયાં. હમારે સારૂ ચાર ખચ્ચરો જોડેલી ગાડીઓ ખોટી થતી હતી, તેમાં બેશી હમે શેહેર તરફ ફરવા ગયાં. ખચ્ચરો પાહાડ ઉપર ઘણાં ઝડપથી જતાં હતાં. પછી હમે "પેત્રોપોલીસ" તરફ પાછાં ફર્યાં.

[સાંધણ છે.] હીરાંબાઈ ન૦ મો૦ પટેલ.





# મગજ અને અંતઃકરણનો વારસો.

(ગયા અંકથી સાંધણ પુરૂં.)



ઠીક, હવે પાછાં ફરીએ. જેમ મેં ઉપર મારો હેવાલ આપતાં કહ્યું તેમ સાત વર્ષની ઉમરમાં તો મને આખા દહાડા અને વારંવાર આખી આખી રાતો બેસીને કામ કરવું પડતું હતું.

મને આટલી નાની ઉમરમાંથી મેહનતુ જીંદગીમાં નાખવાનું પરીણામ એકવાર અકસ્માતમાં આવ્યું; કારણકે મને રમવાની ઝાઝી ટેવ નહી હોવાને લીધે એક દીવસે જ્યારે હું થોડાક છોકરા સાથે રમતો હતો, ત્યારે મેં એક પથરો નાંખ્યો, અને અજાણતાં એક બારી ભાંગી. આ જોઈને મારી ગરીબ માતાએ મારી તરફ શાંતપણે જોયું અને બોલીઃ—"તું આટલો બધો અવીચારી થાય છે એ કેટલું ખોટું છે? હું કેવી રીતે મેહનત કરૂંછું, અને મને પૈસાની કેટલી તંગી છે તે તો તું જાણે છે."

મેં તેણીના દલગીર પણ મધુર ચેહરા તરફ જોયું. એક વીચાર મારાં મગજમાં એકદમ ઉભો થયો, અને તે પાર પાડવાના ખ્યાલથી મારૂં હૈડું છલકાઈ ગયું. હું મારી માતા તરફ દોડ્યો, તેણીનાં ગળાં આસપાસ મારા હાથો નાંખ્યા, અને તેણીના ગાલ ઉપર એક ચુમી કરીને તેણી પાસ એક કાતર માંગી. મારાં નાનાં મુર્ખ મગજમાં શું વીચાર આવ્યો હતો તે વીશે પુછી તથા જરાક હસીને તેણીએ મને એક કાતર આપી, તે લઈને મારી નાની ખુરસી તેણીની આગળ ખેંચીને કેટલુંક સીવવાનું મારા ખોળામાં મુકયા પછી હું તેણી તરફ ફતેહના દેખાવથી જોઈને બોલ્યો, "હમણા હું મારી બારીના પૈસા ભરી આપીશ." થોડાક વખતમાં હું એક ચાલાક વેતરનાર થયો; અને ઘરના ખરચમાં મારો ભાગ આપવા લાગ્યો.

આ વખતે મારાં નાનાં કામકાજોમાં એક નજીવાં કારણથી મોટો ફેરફાર થવાનો સંભવ હતો. એક સવારે જ્યારે હું મારી માસીને ત્યાંથી પાછો ફરતો હતો, તે વખતે એક ગરીબ ઘરડો ભીખારી ત્યાં આવી લાગ્યો; તેનો દેખાવ અનીશય કંગાળ હતો. મારી માસી મારાથી છુટી પડતાં જે પાઊં મને હંમેશ આપતી હતી, તે તેની સાથ વેહેંચી લેવાનો મારો ધારો હતો, પણ આ ચોક્સ વખતે તે માણસ વધારે કંગાળ દીસતો. કાંઈ પણ વધારે વીચાર કીધા વીના મેં આખું પાઊં કાઢીને તેને આપ્યું. ભાગેજ હું થોડુંક ચાલ્યો હોઈશ, એટલામાં મારાં ખભાં ઉપર એક હાથ આસ્તેથી પડ્યો—ચોંકીને હું પાછળ જોવા લાગ્યો—અને મારા મામાને જોવાથી બોલી ઉઠ્યો,

"ઓહો, માસા તમે છો કે?"

મારા માસાએ મને પુછયું, "તમોએ હમણાંજ પેલા ગરીબ માણસને કાંઈ આપ્યું, નહી વારૂ?"

મેં જે આપ્યું તેના કરતાં તે કાંઈક વધારે ધારતો હશે એવું ધારીને મેં જવાબ દીધો, "નહી માસા, એ તો ફક્ત મારાં માસી તરફની ભેટ મેં એને આપી છે."

તેણે ફરીથી પુછયું, "તમારાં ગજવામાં એવું બીજું પાઉં છે?"

મેં જવાબ આપ્યો, "નહી."

"શું તમો એમ અગાઉ આપતા હતા?"

"નહી, હું ફક્ત અરધુંજ આપતો હતો, પણ આજે એ અતીશય કંગાળ દીસવાથી મેં વીચાર્યું કે 'એને આખું પાઉં આપવું જોઈએ; હું એક દીવસ નહી ખાઉંશ તો ચાલશે."

વળી તેણે મને સવાલ કીધો, "તમો કઈ નીશાળમાં જાઓછો?"

"હમણા તો કોઈ નીશાળમાં હું જતો નથી. મારી માતા સાથ કામ કરૂંછું."

તે અજબ થઈને બોલ્યો, "તમારી માતા સાથ કામ કરો છો? તમારો હાથ મને આપો." મેં તેમ કીધું. મારો હાથ તેણે પ્યારથી દાબ્યો, અને મારી માતાનાં ઘર તરફ અમો ચાલ્યા. અંદર દાખલ થતાંજ મેં મારી નાની ખુરશી લીધી, અને મારી કાતર હાથમાં લઈને, ગુણની અંદર ખેંચી પકડીને તે કાપવા લાગ્યો.

તે મને મારી કાતર આવી સરસ ચાલાકીથી વાપરતાં જોઈ જરા હસ્યો, અને મારી માતા તરફ મમતાથી જોયું, જ્યારે તેણીની આંખમાંથી આસુ ટપકતાં હતાં. તેણી શું કહેવા માંગતી હતી, તે તે સમજ્યો, અને તેણીને દીલાસો દઈ મમતાથી બોલ્યો, "કાંઈ ફીકર ના કર, મારજોરી, હું એ નાના મસ્તાનને કેળવીશ." ત્યાર પછી એક એવો દેખાવ રજુ થયો, કે જે હું મારાં મરણ સુધી ભુલીશ નહી. મારી માતાથી વધુ નહીં ખમાવાથી તેણી ડચકાં ખાવા લાગી, કારણકે તેણીનાં મગજ ઉપરથી આ એક મોટો બોજો દુર થયો હતો. તે હંમેશાં મારી મેહનતનો લાભ લેવામાં ખોટું વીચારતી, અને મારો શીખવાનો વખત આવી રીતે ગુમાતો જોઈને દુઃખી થતી હતી.

જ્યારે મારી માતાના આશીરવાદો વચ્ચે મારા માસાએ સુખી દીલે અમારૂં ઘર છોડયું, ત્યારે મારી પ્યારી માતા મને ચુમી કરીને બોલી, "મારા બેટા, હવે મારી અંતઃકરણની ઈચ્છા પાર પડશે, કારણ કે તને કેળવાઈને દુન્યામાં આગળ વધેલો જોવાની મને મોટી ઉમેદ છે."

માણુસ ધારે છે, પણ તે બજાવવાનું ખોદાના હાથમાં છે. થોડાક દીવસમાં મારો માસો આજારી પડયો, અને ત્રણ મહીનામાં તો મેં મારો નવો વાળી ખોહયો.

તેનાં મરણથી મને કેટલો ગમ ઉપજ્યો તે વીચારવું સેહલ છે. આ રીતે મારા માસાનાં મરણથી મારી અને મારી માતાની આશાઓનો ભંગ થયો, અને મને પાછું મારાં વેતરવાનાં કામપર મંડવાની ફરજ પડી. હું બાર વર્ષનો થયો ત્યાં વેર કોઈ પણ જાણવા જોગ બનાવ બન્યો નહીં. દહાડા અને રાતો એકજ રીતે પસાર થતાં હતાં. મારી માતાનું ખુશનુમા ગીત અમોને અમારાં કામમાં ઉલટ આપતું હતું; અને જરા કામમાંથી ફુરસદ મળતી તે વખતે ખેતરોમાં લટાર મારવાથી અમારા જીવને રાહત મળતી; પણ તે અરસામાં જ્યારે પણ મારી માતાની નજર મારી ઉપર પડતી, ત્યારે તેણીના ચેહેરા ઉપર હું દલગીરી ફરી વળતી જોતો. તે વખતે તેણીના સોહરાઈ ગયલા ચેહેરા ઉપર આંસુઓ ટપકી પડતાં. એક દીવસે તેણીને આંસુભરી આંખે ખોદા પાસ કાંઈક અરજ ગુજારતાં જોવાથી મારેથી ખમાઈ નહી શકવાને લીધે હું મોટેથી રડી પડયો, અને તેણીનાં ગળાં આસપાસ મારા નાના હાથો વીંટાળીને તેણીનાં દુઃખનું કારણ પુછવા લાગ્યો. તે દુઃખથી બોલી, "મારા પ્યારા બેટા, તારા બાળપણના ઉપ્યોગી દીવસો કાંઈ પણ કેળવણી વગર ગુમાતા જોઈ મને અતીશય દુઃખ થાય છે; કારણ કે મને પક્કો ભરુસો છે કે કેળવણીથી તું મંડળીમાં એક મોટો ઓધ્ધો મેળવવા પામશે." હું તેણીને એક ચુમી કરીને પ્યારથી બોલ્યો, "બસ એટલુંજ? શું મને વાંચતાં નથી આવડતું, અને શું પ્યારી બેન જેનેટે મને જોડણી કરતાં શીખવ્યું નથી, અને મને લખતાં શીખતાં શું વાર લાગવાનો છે? હવે માતા, એ કારણ માટે કોઈ દીવસ દલગીર થશો ના, કારણ કે મારી ખાતરી છે કે હું કોઈ પણ દીવસ મારા બે પીત્રાઈઓમાંના એકના પણ જેવો હુસ્યાર થઈશ."

હું વીસ વરસનો થયો તેની અગાઉ મારા આ બોલો ખરા પડયા હતા. આ ઉપરથી મારા પ્યારા બેટા, તું જોશે કે મુશ્કેલીની વખતે ધીરજ તથા તપાસ રાખવાથી તને ખચીત તેમાંથી ફાયદો મેળવવાની તક મળશે, જો ફાયદો જો તું ડહાપણથી મેળવશે તો જરૂર તારી નેમમાં તું ફતેહ પામશે.

થોડાક વખતમાં મારા બાપને કોઈ દુરના સગાનો વારસો મળવાથી અમો બીજે ગામ જઈ વસ્યાં, જ્યાં મને નીશાળે મુકવામાં આવ્યો. હડી વરસ ખુશ ખુશાલ નીકળી ગયાં, જે અરસામાં મેં જે થોડુંક જ્ઞાન મેળવ્યું હતું તે કામે લગાડવાનો નીશ્ચય કર્યો.

થોડા દીવસમાં હું એક કારખાનામાં રહ્યો, ત્યાં બે મારીજ ઉમરના છોકરાઓ એક દીવસ લાકડાંનાં ખીલાં અકેક તરફ ફેંકતા હતા. આસ્તે આસ્તે તેઓની રમતે મારામારીનું રૂપ લીધું, અને તેઓએ અકેક તરફ કાતર જેવાં તીણાં હથયાર ફેંકવા માંડયાં. તેમાંનું એક હું જ્યાં બેઠો હતો ત્યાંથી મારા કાનને અડકીને ઉડી ગયું. હું જરામાં બચી ગયો, નહી તો આજે હું આ લખવા પામતે નહીં.

આ ઉપરથી મારા બેટા, ગુસ્સો એ કેટલી નુકશાનકારક લાગણી છે, તે તું સારીપેઠે સમજશે. હું જો તેના ફટકાથી મરી ગયો હતે તો તેના શું હાલ થતે! તે જરૂર ફાંસી જતે, અને તેનાં માનપીનાના પછી શું હાલ થતે તેનો તુંજ વીચાર કર. માટે ગુસ્સાને હંમેશાં કાબુમાં રાખવો.

ત્યાર પછી હું એક બીજી મોટી ચાકરી ઉપર રહ્યો, અને આસ્તે આસ્તે મારી ચાલાકી અને ખોદા ઉપરના પુર વીશ્વાસથી મંડળીમાં સારો ઓધ્ધો મેળવવા પામ્યો, અને મારી ભલી

માતા પોતાની ખરાં અંતઃકરણની ઈચ્છા પાર પડેલી જોવાને ખોદાની બક્ષેશથી જીવવા પામી.

છેલ્લે મારા પ્યારા બેટા, મને પુરતી આશા છે કે તારા બાપનીજ માફક ધીરજ, ઉદ્યોગ અને ખંતથી આ દુન્યામાં આગળ વધવાને અને પેલી દુન્યાનું સુખ સંગરી રાખવાને તું તારેથી બનતું કરવાને ચુકશે નહીં. આ ઉમદા બાબદ ખતમ કરતાં તારાં નીંપ અને સ્વચ્છ "અંતઃકરણ તથા મગજ" ઉપર ખોદાના આશીરવાદ ચાહી તને છેલ્લી સલામ કરૂં છું."

**બાનુબાઈ ફરાંમજી મીરજાં.**

---

**સભ્યતા**—સ્ત્રીને છાજતાં સદગુણ રૂપી ઘરેણાંઓમાં એક ઉતમ ઘરેણું સભ્યતા છે. આપણાં કરતાં ઉતરતાંઓની લાગણી નહી દુખવવી, ચહડતાંઓને માન આપવું, ખરાબ બોલો કદી નહી ઓચરવા, હલકી મજાક નહી કરવી અને નીંદાથી તો દુરજ રહેવું, એ સભ્યતાની મુખ્ય ખુબીઓ છે, જે ખુબીઓથી એક સ્ત્રી પોતાના સંસાર સુખને ઘણું ચહડતી પંક્તીનું બનાવી શકે છે, અને મંડળીમાં માન પામે છે. એક ઘણા ખુબસુરત ચેહરા છતાં તે પર જો મગરૂરીનો છાંપો અને તોછડાઈની નીશાનીઓ હોય છે, તો તેના કરતાં વધારે ખેંચાણ એક મધ્યમ ખુબસુરતી પણ અદબ અદાના છાપ સાથનો ચેહરો કરે છે.

એક તોછડો જવાબ સામાંની લાગણીને કેટલું બધું દુઃખ કરે છે, જ્યારે એક નરમાસ ભર્યો જવાબ સામાંનાં મનમાં આપણે માટે માન વધારે છે; આપણાં કરતાં ઉતરતાં થયાં તે માટે તેઓ તરફ તોછડાઈથી વર્તવું એ આપણું પોતાનું સાંકડું મન બતાવે છે. કદીબી બીજાંઓ તરફ તોછડાઇ બતાવી, ગરીબોની મજાક કરી અને કોઈની ખુદરતી ખામીઓ પર હસી તેમાંથી મજાહ મેલવવાની કોશેશ કરવી નહી જોઈએ; સ્ત્રી જાતીની ખુદરતી નાજુકી અને નરમ સ્વભાવને તે નછાજતું છે. તમે તો હસવામાં તમારી કોઈ ગરીબ બેહનના પોશાકની મજાક કરશો, પણ તેને તો તે તજ્યેથી તાળવાં વેર લાગશે; તમારે માટે તેનાં મનમાં સારો વીચાર નહી આવશે, પણ તમારી ગરીબ બેહનોની ખામીઓ તરફ મોટાં દીલથી જોશો, તેઓ સાથ નરમાસથી વર્તેશો, અને તેઓની લાગણી તરફ માન રાખશો તો તેઓબી તમારી તરફ તેમજ વર્તેશે. એક નરમાસવાળી વીવેકી ઓરતને તેની સહીઓ અને પડોસણો ચાહે છે અને વખાણે છે.

તમારી વર્તણુકમાં મર્યાદા રાખશો તો તેથી કરીને ઘણાક કજયાઓને અટકાવી શકશો. સભ્યતાની ખુબી બહાર જેટલી ખપની છે તેટલીજ ઘરમાંબી ઉપયોગી છે. સભ્યતા ઘણી કીમતી છે; ઘરમાં જો સભ્યતાથી વર્તેશું તો બાહાર તેવી વર્તણુક રાખવી સેહલ પડશે. શીરીન બહાર અદબ અદાથી વર્તે ને ઘરમાં માએ મઆઈને તોછડાઈથી જવાબ દે એ શું સારૂં છે? નહી, ઘરમાંબી અદબ અદા અને સભ્યતાની ઘણી જરૂર છે. એક માતાએ પોતાનાં બાળકોને બાળપણુથીજ સભ્ય થતાં શીખવવું જોઇએ. શીરીનની ચોપડી પર રૂસ્તમે ઘસો પાડયો, શીરીને બુમ પાડી, "મુવા આંધળા;" રૂસ્તમે એ અપમાનનું વેર શીરીનને એક સલાપ ખેંચીને લીધું, જે પરથી શીરીનની જબાં હાથમાં રહી નહી, ગાળોનો વરસાદ વરસવા લાગ્યો, જમશેદે આવીને ભાઈ તરફથી ભાગ લીધો, ગુલાં બેહનની તરફથી નીકળી અને એક નાહનું જેવું રમખાન જાગ્યું. હવાં જો શીરીને પોતાની જબાં કાબુમાં રાખી, ભાઈને નરમાસથી ઠપકો આપ્યો હતે, અને રૂસ્તમે સભ્યતાથી માફ માંગી હતે, તો આ કજ્યો કદી થતે નહી. ત્યારે સાર એ કે, બચપણુથીજ બાળકોને જબાં કાબુમાં રાખતાં અને ઘરમાં પણ એક બીજાં તરફ સભ્યતાથી વર્તતાં શીખવવું, કે જેથી કરીને એ ખુબી આગળ ચાલતાં વધારે ખીલે.



# કાલે.

**કાલ ઉપર મુલતવી રાખનાર એક માણસને હાથે લખાયલા પોતાની જીંદગીના બનાવો.**

પ્રકરણ ૨જું.

## એક મોટી ભુલની અગણીત અડચણો.



મારા પોરટસમાઉથ જવા પછી મેં પહેલી ચીજ જે સાંભળી તે એ હતી, કે "ધી લાયન અને હીન્દુસ્થાન" (આગબોટ) તો કેટલાક કલાક આગમચની એલચીખાતાને લઈ ઉપડી ગઇ. હું એટલો તો નીરાશ થઈ ગયો, કે મારેથી એક બોલ પણ બોલાઇ શકાયો નહી. એક મુસાફરખાનાનો માયાળુ ખીદમતગાર મારો ગભરાટ, અને મારે હવે શું કરવું તેનો કાંઈબી વીચાર કરવાને મને અશક્ત જોઈ, વધારે ખબર કાઢવા દોડયો, અને મારે માટે ખુશાલી ભરેલા સમાચાર લાવ્યો કે, "જેકાલ" નામનું વાહાણ, જેમાં એલચીખાતાંનાં બાકીનાં માણસો જનાર હતાં, તે હજી સુધી ઉપડી ગયું ન હતું; કે એક ગ્રહસ્થ કે જે "જેકાલ" માં જનાર હતો, તેણે પોતીકું ખાનું પાસેના મોહલ્લાનાં એક હોટલમાં લીધું હતું, અને જે એક દશ મીનીટ આગમચજ દરયા કીનારે ગયો હતો.

હું તે ગ્રહસ્થ જે બાજુ ગયો હતો ત્યાં દોડયો; તે તો હોડીમાં બેસીને જતો રહયો હતો. મેં એક બીજી હોડીવાલાને મને અને મારા સામનને વાહાણ આગળ લઈ જવા બમણું ત્રમણું ભાડું આપ્યું; અને જેવી "જેકાલ" પોતાનું લંગર ઉચકતી હતી તેટલાંજ હું ત્યાં જઈ પુગો. આ મારે માટે ખરાબ ઘડો હતો! જેવું મેં જોયું કે હું વાહાણમાં સલામત આવી પુગોછું, અને જેવો મારો બોલવાને માટે દમ ખુલ્લો થયો, કે હું મોટેથી બોલ્યો, "જાણે કાલનોજ હું આવેલો હોઉં તેની રીતે હું સાજો સલામત છેઉં—ખરેખર વધારે સારો, અરે હવે પછી તો હું હમેશાં મારા સારા સેતારા ઉપરજ ભરોસો રાખીશ. હું જાણતોતોજ કે હું ઘણો મોડો નહી થઇશ."

જ્યારે મેં શાંત મનથી વીચાર કરયો, ત્યારે મારા દોસ્ત તથા મુરબ્બી, અને એલચી ખાતાંના બીજા બજેલા હુશયાર માણસોની સાથે "લાયન" માં જવાની તક ખોહવા માટે હું જરા લગાર દલગીર થયો. આ લાંબી સેહલગાહમાં તેઓની વાતચીતથી મેં જે ફાયદાઓ મેળવ્યા હતે, તે મેં મારી બેદરકારીને લીધેજ ખોહયા. "જેકાલ" "ધી લાયન અને હીન્દુસ્થાન"થી ઘણીજ દુર પડી ગઈ. મારા દોસ્તોએ મને પાછલથી જણાવ્યા પ્રમાણે તેઓ પ્રીયાની ખાડી આગળ પાંચ દહાડા ખોટી થયા હતા, પણ "જેકાલ" નજર નહી પડવાથી તેઓ ફરી હમારા વગર ઉપડી ગયા. છેલ્લે સરવાલે હમારી મોટી મુસાફરી વચ્ચે સુમાત્રાના કીનારા ઉપર હમને એક પાનું જડયું, જે હમારા દોસ્તો ત્યાં મુકી ગયા હતા, અને જેની ઉપર લખીને તેઓ હમને જણાવી ગયા હતા કે, તેઓની સ્ટીમર ચોક્કસ દહાડે આગેજ બાજુ ઉપ-

ર ચોલી હતી. એ લખાણ ઉપરથી હમે સમજી શક્યા કે તેઓએ ક્યો રસ્તો લીધો હશે, અને હાલ તેઓ કઈ જગા ઉપર હશે.

આએ જોઇને મને પાછો જીવ આવ્યો; પવને પણ હમને યારી આપી; પણ અફસોસ! બેનકાની ખાડીઓ પસાર કરતાં હમને એટલું તો નુકસાન થયું હતું, કે હમને બંદર પર પાછું ફરી મરામત કરવાની અને બીજો ચોરાક તાજો ખોરાક લેવાની ફરજ પડી. વાહાણ ઉપર એકબી માણુસ એવું નહી હશે કે જેણે એવી દુવા નહી માંગી હોય કે તેનાં નસીબમાં બીજાં વાહાણમાં જવાનું હતે. મેં તો આવી દુવા દહાડામાં વીસેક વખત અને સરવેથી મોટેથી માંગી હશે. જ્યારે મારા સાથીઓએ જાણ્યું કે જો હું બરાબર વખતે સ્પીતહેડ તરફ આવ્યો હતે તો હું એલચીની સાથે એકજ વાહાણમાં બેસતે, ત્યારે કેટલાકોએ મારી ઉપર દયા કરી, કેટલાકોએ મારી મશકરી કરી, પણ ઘણા ખરા બોલ્યા કે મારી બેદરકારી માટે મને શીક્ષા થવી જોઇએ. છેલ્લે સરવાલે "ધી લાયન અને હીન્દુસ્થાન" ને હમો ઉત્તર ટાપુમાં મળ્યા. હમારા દોસ્તોને હમને ફરીબી ફરીથી જોવાની બીલકુલ આશાજ નહી હતી, અને બતેવીઆ આગળ તો એક બીજું ફ્રેનચ વાહાણ "જેકાલ" ની જગા પુરવા ખરીદ કરયું હતું; મારી મોટી ખુશાલી વચ્ચે હું હવે "ધી લાયન" માં જઈ બેઠો, અને ગ્રંથકારો અને પંડીતો કે જેઓથી, મારી સફરના પહેલા ભાગમાં કમનસીબે હું છુટો પડયો હતો, તેઓ સાથ વાત કરવાની મને તક મળી. તેઓની વાતચીતમાં જ્યારે તેઓએ મેં શું શું ચીજો જોવાની ખોહી તે કહી, ત્યારે મારો પસતાવો પાછો સજીવન થયો, અને વધતો ગયો. તેઓએ ઝાડપાન, વનસ્પતી, અને આઠ ચીત્રો કે જેમાં બ્રેઝીલની સોના અને હીરાની ખાણોમાં કેવી રીતે કામ ચલાવે છે તેનો દેખાવ આપેલો હતો, અને જે તેઓએ રીઓ જાનેરીઓમા જોયાં હતાં, તે ઉપર ચીડ ચડે એટલી સરળતાથી બોલવા લાગા. તોપણ ઉલટ પાલટ સવાલ કરવાથી મેં શોધી કાઢયું કે ચીત્રો ઘણાં ખરાબ રીતે પાડેલાં હતાં, અને જોવા લાએક ન હતાં.

મેં અનીનાસ નહી જોયાં તે માટે મને બહુ પસતાવો લાગો, કે જે માટે મારા સાથીઓએ મને ખાત્રી આપી કે તે એટલાં બધાં તો મળતાં હતાં કે તેઓ પોતાની તલવારો પણ તેના રસથીજ સાફ કરતા હતા. પણ મને સઉથી મોટો પસતાવો તો એ લાગો કે પેલા અપાસ નામના ઝાડને લગતું હું કાંઈ શીખી શક્યો નહી. તેઓએ મને માનવાને કારણ આપ્યું કે જો હું બતેવીઆમાં હતે તો આએ ગ્રહસ્થોએ જે કાંઈ કહ્યું તે કરતાં વધુ બારીકી ભરેલું જ્ઞાન ત્યાંના વૈદક સંબંધી બાગના રખેવાલો તરફથી મેળવતે.

મને કબુલ કરવું જોઈએ કે મારી નીરાશીનું મુળ એખલું કાંઈ કુદરતની વીદ્યાનો શોખજ નહી હતો. અપાસના ઝાડનો હેવાલ મારાં પુસ્તકને વધારે કીમતી બનાવતે. મેં મને પોતીકાને એવા ડેહાવથી દીલાસો દીધો કે ચીનનાં મોટાં રાજમાં કોઈબી ન્હાનામાં ન્હાની ચીજ જે મારાં પુસ્તકને મનોરંજક, બોધકારક, દીલપસંદ અને બુલંદ બનાવે તે અંદરથી મુકી ન દેવી. એક હુશયાર માણસ સાધારણ અને નજીવી ચીજોનું બુદ્ધીજ રીતે અવલોકન [illegible] બાંધે છે, ત્યારે તેજ [illegible] મરી હોય, કે જે શેહનશાહતના [illegible] ચાલ ચલણમાં, ધારાઓમાં, [illegible] અને ધર્મ નીતીમાં દુન્યાની બીજી કોમોથી તદન [illegible]. [illegible] કેટલાં બધાંની આશા [illegible] દુન્યાને એક હુશયાર માણસની

કલમ તરફથી શીલસુફી ભરેલાં અવલોકનો અને નીની શાસ્ત્ર તથા ધારા શાસ્ત્રમાં અમુલ્ય શોધોની આશા રાખવાનો હક છે.

મેં મારા જીવને ખુશ કીધો કે દુન્યાને મારાં પુસ્તકથી નીરાશ નહી કરવી. મેં હમણાથીજ હવામાં મેહલો બાંધવા માંડયા. મારાં કીમતી અને સરખાવી ન શકાય તેવાં પુસ્તક માટે મારા દોસ્તો અને પ્રજાની મુબારકબાદીઓ કેવી મગરૂરીથી લેઈશ, અને મારા બાવા પોતાના છોકરાની કીર્તીથી અને પોતાની અગમચેતી ખરી પડવાથી કેવા ખુશી થશે, તે સરવે મને હમણાથીજ દેખાવા માંડયું, અને આવા વીચારથી ભરપુર મન સાથે હમો ચીનના બેટોના કીનારા ઉપર ઉતરયા.

હું રાતના મોડે સુધી મારાં પુસ્તકનો દીબાચો અને પ્રકરણોના મથાળાંની યાદી લખવા બેઠો. હું થાકી ગયો અને થોડા વખતમાં ભર ઉંઘમાં પડયો. મેં સ્વપનો જોયો કે ચીનના શાહનશાહને (Chrononhotonthologos) ક્રોનોનહોતોનથોલોગસ નામનો શબ્દ ઉચ્ચારતાં શીખવતો હતો, અને સહવારના ઘંટના અવાજથી હું જાગી ઉઠયો. આ ઘંટ વગાડવાની મતલબ હમને જાહીતા કરવાની હતી કે, હોડીઓ એલચીખાતાંના માણસોને પેકીન લઈ જવા તૈયાર છે. મેં ઉતાવળેથી કપડાં પહેરી લીધાં, અને ઘંટ બંધ પડે તે આગમચ તો હું હોડીમાં જઈ પુગો. હું મારી ઝડપને માટે મગરૂર થયો; પણ હમો ત્રણેક માઇલ જઈ પુગ્યે તે આગમચ મને મારી ઉતાવળને માટે પસતાવાનું કારણ મળ્યું. ચીનાઈ શેહરોના પહેલ વેહલા દેખાવોએ મારાં મગજપર કેવી અસર કીધી હતી તે હું લખી લેવા માંગતો હતો. પણ અફસોસ! ફોકટમાં મેં મારી પેનસીલ અને નોટ બુકની ગજવામાં સોધ કરી. આ બેઉ ચીજોને હું મારી પછવાડે મારા બીછાનાં ઉપર મેલી આવ્યો હતો, વળી તેબી એકજ નોટ બુક નહી, પણ એક આખો ડજન, કે જે મેં લંડન છોડતી વખતે એક કોથળામાં મારા રાતના પેહરી સુવાના પોશાકની અંદર વીટાળી મુકી હતી. કોથળો, રાતનો પોશાક અને નોટ બુકો—સઘળું ભુલાઇ ગયું.

ગમે એવું આએ નજીવું લાગે છે, તોપણ આએ નોટ બુકો ખોહવાથી ઘણા ગેરફાયદા થયા. કાગળો લઇને બીજી નોટ બુક કરવાનું કામ તો ખરેખરજ ઘણું સેહલ હતું, પણ તે સેહલું હતું તેથીજ મેં કલાકોના કલાક અને દહાડાઓના દહાડા વેર મુલતવી રાખ્યું, અને મારા કીમતીમાં કીમતી ટીકાઓ કાગજના નાના ટુકડાઓ ઉપર લખવા લાગો, કે જે માટે હમેશ હું એમજ બોલતો કે, આવતી કાલે નોટ બુક સીવી તેની ઉપર મારૂં લખાણ ઉતારી લઇશ.

હમો પેકીન આવી પુગા, અને એ શેહરના ઘણુંજ બપકાદાર મેહલમાં હમને ઉતારો મળ્યો. પણ હમારી ઉપર એટલી તો સખત ચોકી રાખવામાં આવી હતી, કે હમો મેહલના થોડથી ગોટે પણ દુર જઇ શકતા ન હતા. વાંચનાર, તમો કહેશો કે આવી બંદીમાં મને નોટ બુકસ બનાવવાની અને મારૂં લખેલું ઉતારી લેવાની પુરતી ફુરસુદ મલી હશે. હા, તેમ તો હતુંજ; અને આએ કામ જલદીથી પાર ઉતારવાનો મેં પક્કો ઠેરાવ કરયો; પણ મેં તે મુલતવી રાખ્યા કીધું. મેં ધારયું કે આએ કામ ઘણા થોડા કલાકનું છે, અને કોઈબી દહાડે બની શકશે. વળી રૂતુબી એટલી તો ખરાબ હતી કે પહેલું અઠવાડીયું તો મારા દગલાનાં બતન ઢાકવા અને શરબત પીવા સીવાએ હું બીજું કાંઈ પણ કરી શક્યો નહી. હમારો ઘણોખરો વખત માનકારીનો, અને બીજા ચીનાઈ અમલદારોની આદરસનકાર ભરેલી મુલાકાતમાં જતો હતો; તેઓ સાંચાની માફક બોલતા

અને હીંડતા હતા, અને ઘણી મુશકેળીથી હમને હમારો દુભાશીયો તેઓની તાજીમ તવાજોથી ભરેલી વાતો સમજાવી શકતો, કે જે વાતો કદાચજ તરજુમો કરવાની મેહેનતને લાએક હોતી. હમો તેઓને પોત પોતાને હાથે પોતાને પંખો નાખતાં, ચાહ પીતાં, મીઠાઇ અને ચાવલ ખાતાં, અને પાન સોપારી વગોળતાં જોતા, પણ આએ ચીજો જોવા યુરોપવેરથી આવવું એ ખચીત નકામું હતું.

મેં એક બીજું અઠવાડ્યું આએ ધીક્કારવા જોગ હેમકો અને માનના ભુખ્યાઓની મશકેરી કરવામાં અને મારાં પુસતકમાં એક સુભાખીત પ્રકરણ લખવાની યાદીઓ કરવામાં પસાર કરયું.

એક દહાડો સહવારના ઉપર જણાવ્યા છે તેથી જુદીજ જાતના એક માનદારીનની મુલાકાતથી હમો ખુશાલી ભરેલી રીતે અજબ થયા. ચીનાઇ પોશાક પહેરેલા અને માનદારીનનો ખેતાબ ધરાવતા એક માણસને હમારી સાથે ફ્રેનચમાં વાત કરતાં જોઈ હમો આશ્ચર્ય પામ્યા. તેણે હમને જણાવ્યું કે તે ફ્રાનસ દેશનો રહેવાસી હતો, અને ઘણાક ખ્રીસ્તી પાદરીઓ સાથ પેરીસથી ચીન આવ્યો હતો, પણ આએ દેશમાં તેઓને તેઓના ધર્મનો ફેલાવો કરતાં અટકાવવામાં આવ્યાથી ઘણા ખરાઓ પાછા પોતાને વતન ગયા. થોડાકો રહયા, તેઓએ આ દેશનો પોશાક અને રીતભાત ધારણ કરયાં, અને તેઓની વીદ્યાનાં ઈનામ દાખલ તેઓને માનદારીનનો ઓધો બક્ષવામાં આવ્યો. હમારા આએ ચીનાઈ ખ્રીસ્તીની વાતો ઘણીજ રમુજી અને બોધકારક હતી. યુરોપના સમાચાર સાંભળી તે બહુજ ખુશ થઈ ગયો. હમો પણ ચીનને લગતું કાંઈક તેની તરફથી જાણવાને ઘણા આતુર હતા. હું તેને વીશેષ ધ્યાન આપતો હતો, અને તેનો વીશ્વાસ મેળવવાને ભાગ્યશાળી થયો. તે અવાર નવાર મને મલવા આવતો હતો, અને એક વખત થોડાક કલાક મારા પોતીકા ઓરડામાં બેસવાનું તેણે મને માન આપ્યું હતું. તે રાજનો એક વીશ્વાસુ અને માનીતો અમલદાર હોવાથી, અને પોતાની મુલાકાતો વીદ્યા હુનર સંબંધી જણાવ્યાથી, તે કોઈબી રીતે કોઈનો શક ઉશકેરી ન શકયો. હમો હમારો વખત વાતોમાં અને ચોપડીઓમાં ઘણા આનંદથી ગુજારવા લાગા. તે પોતીકી વાતો અને હેવાલોથી પેકીનના રહેવાસીઓની સંસારી જીંદગીનો મને ખ્યાલ આપી શકયો, કે જે હું કોઈ બીજી રીતે નહી મેળવી શકતે. તેની બ્યાન કરવાની શકતી ઘણી વખાણવા જોગ હતી. તેનાં વર્ણનો મને એટલાં તો નવાં લાગતાં કે હું ખુશાલીથી છક થઈ જતો. હું તેને ચીનાઈ "લા બ્રુયર" (La Bruyere;) કરી બોલાવતો. અને જ્યારે મેં જોયું કે તેની વાતો અને બયાનો મારાં પુસતકને ઘણુંજ અમુલ્ય બનાવશે, ત્યારે મેં ધારયું કે કદીબી તેની બોલવાની શકતીને હું પુરતી રીતે વખાણી નહી શકશ. ચીનાઇ માનદારીનનું ગંભીરપણુ એક બાજુ મુકી દઇ, ફ્રેનચમેન મીસાલ સેજી અને ખુશ સ્વભાવી થવામાં તે ઘણો આનંદ લેતો. મારી વખાણથી ઘણો મગરૂર થતો, અને મારાં સારાં મતમાં વધારો કરવાની પોતાથી બનતી કોશેશ કરતો.

આખરે હમને ખબર કરવામાં આવી કે શેહેનશાહની મરજી છે કે એલચીખાતું સેના તારતારીના જેહોલ તરફના બાદશાહી મેહેલ—"લેહેજતદાર થંડકની જગા, અગણીત ઝાડોનો બાગ,"—માં મુલાકાત આપે. આએ જગાનું નામ સાંભળી મેં અનુમાન કરયું કે તે મારી હુશયારીને ખીલવવા ઘણી માફક આવશે, અને ઠેરાવ કરયો કે મારાં લખવા ધારેલાં પુસતકનું ચોકખી પ્રકરણ ત્યાં લખવા શરૂ કરશ. આવા ઈરાદાથી ભરપુર હું તારી તારતારીની મુસાફરીએ નીકળ્યો.

મારો ભલો દોસ્ત માનદારીન, કે જે શેહેનશાહને કાંઈક ચીના-ઈ લખાણોને લગતી અરજી ગુજારનાર હતો, તેણે મારી અતી ઘણી ખુશાલી વચ્ચે હમારી સાથેજ આવવાનો ઠેરાવ કરયો અને હમારા કારભાર કરનાર માનદારીને મુસાફરીની એવી ગોઠવણ કરી કે, મારા દોસ્તની વાતની મઝા હું જેટલી માંગુ તેટલી મેળવી શકયો. યુરોપયન મુસાફરોને આ દેશમાં મારા જેટલી જોગવાઈઓ મલતી નથી. મારી સાથે એક સાથી હતો, કે જે મને લોકોની રીતભાત, ચાલચલણ, રાજનીતી, અને બીજી દરેક ચીજથી વાકેફ કરવાને શકતીવાન તેમજ ખુશી હતો. મુસાફરો કે જેઓએ ઘણી ખરી ચીજ અને માણસોની એકજ બાજુ જોઈ હોય છે, અને જેઓ પોતાની મુસાફરીને લગતાં લખાણોમાં ઘણી કઢંગી તકરારો કરે છે, અને દુન્યાને પોતાની જેએલી ચીજો ખોટી રીતે બતાવે છે, તો જોકે તેઓ તદન ચાચુક રહેવાની ધારણા રાખે છે, તેઓ માફક હું હસવા જેવી ભુલ કરવાના ભયમાં ન હતો. મારા ફ્રેનચ માનદારીને જણાવ્યા મુજબ ઘણા લોકો "વોલતેર" ના વખણાયલા મુસાફર માફક અક્કલ દોડાવે છે, કે જે મુસાફરે આલસાકના મુસાફરખાનામાં એક છાકટો માલેક અને તેની લાલ બાળવાલી બાએડી જોવાથી પોતાની નોંધોમાં લખ્યું—આલસાકના બધા પુરૂષો છાકટા હોય છે, સર્વે સ્ત્રીઓ લાલ બાળવાલી હોય છે.

જ્યારે હમો જેહોલ જઈ પુગા, ત્યારે શેહનશાહી મુલાકાતની દોડધામોએ, એક શગવડ ભરેલી ટેબલની ખુટ અથવા કદાચ મારી મુલતવી રાખવાની ટેવે, મારાં ભવીષનાં પુસતકનું પ્રકરણ લખતા. અને મુસાફરીને દરમ્યાન માનદારીને જે કાંઈબી ટીકાઓ કીધા હતા, તે નોંધી લેતાં મને અટકાવ્યો.

એક દહાડો સહવારના હું જ્યારે સઘળાં કાગળના કડકાઓ, કે જેઓ ઉપર મેં નોંધો કીધેલી હતી, અને જે મારાં દરેક કપડાંના ગજવામાં ભરવામાં આવેલા હતા, તે એકઠા કરવા ગયો, ત્યારે આએ કાગળના ચીઠાઓમાં ગુચવણ ગોટાલ જોઈ હું તદન ઘભરાઈ ગયો, અને આએ સઘળાં કાગળો મેં એક કનતાનના કોઠળામાં નાખ્યાં, એવી મતલબથી કે બીજે દહાડે તેઓને નરમ પોરટફોલીઓમાં ગુથીશ. પણ બીજે દહાડે હું એવું કાંઈ પણ કરી શકયો નહી, કારણ કે તે દહાડે હમને થીટીશ રાજની ભેટના દાબડાઓ કે જે પેકીનથી આવ્યા હતા, તે ખોલવાના હતા; તેનો બીજો આખો દહાડો શેહેનશાહને મુલાકાત આપવામાં ગયો, અને ત્રીજે દહાડે મારાં મગજમાં કાંઇ નવોજ ખ્યાલ ઉતપન્ન થયો. શાહનશાહે પણીજ ગંભીરાઈથી હમારા એલચીને એક દાબડો પોતાને હાથે ભેટ આપ્યો, કે જેને વાસ્તે તે બોલ્યો કે, આએ એક ઈગલંડના બાદશાહને કીમતીમાં કીમતી ભેટ છે. તે દાબડાની અંદર શાહનશાહના વડાવાઓની નાના આકારની તસવીરો મુકેલી હતી, અને દરેક તસવીરોની નીચે દરેકની ચાલચલણ અને તેનાં રાજમાં બનેલા મુખ્ય બનાવો કવીતાના આકારમાં લખેલા હતા. મને એવું લાગ્યું કે એવીજ જાતની ઈગલંડના બાદશાહોની તસવીરો અને તેઓની કવીતારૂપી તવારીખ ચીનના શેહનશાહ માટે એક બહુ કીમતી અને ગમતી ભેટ થઈ પડશે. મેં મારા દોસ્ત ફ્રેનચ માનદારીનની સલાહ લીધી, અને તેણે મને એવી ખાત્રીથી ઉતેજન આપ્યું કે, જ્યાં સુધી તે જાણે છે ત્યાં સુધી તો આએ જાતની ભેટ શેહનશાહના શોખને કંઈ અજબ રીતે માફક આવતી છે, અને દરેક રીતે બનવા જોગ લાગે છે કે શેહનશાહ પોતાની પસંદગીની દયાની દાખલ મારી કોઈબી રીતે પીછાન લેશે, અથવા તો મને કાંઇ મોટું ઈનામ મલશે. મારા દોસ્તે મને વચન આપ્યું કે, તસવીરો ઉપર ચીનાઈ શોખને બર આવતું વારનીશ તે ચઢાવી આપશે, અને જ્યારે

આએ કામ ખલાસ થાએ ત્યારે પોતેજ તે શેહનશાહને આપવાનું માથે લીધું. મેં વીચાર્યું કે એલચી ખાતું તો આખો શયાળો પેકીનમાંજ પસાર કરનાર હોવાથી મને બધા બ્રીટીશ શેહનશાહોની તસવીરો પુરી કરવાનો પુરતો વખત મલશે. તસવીરો બરાબર રાજાઓને મલતીજ પાડવાનું કાંઈ ઘણું જરૂરનું ન હતું, કારણકે ચીનનો શાહનશાહ કાંઈ એની જાતની ભુલ સેહલાઈથી પારખી નહી શકે. સારાં નસીબે ઇંગલંડના રાજાઓને મલતાં ચીત્રો તેઓના રાજમાં બનેલા મુખ્ય બનાવો સાથ એક કાગજના મોટા તાવમાં લંડનથી લાવ્યો હતો, કે જે મારા કાકાના દીકરાનું હતું. મારી બધી ચીજો બાંધવાના ઘભરાટમાં તે મેં પંચાંગને બદલે મારી પેતીમાં મુકી દીધું હતું, કે જેબી તેજ ટેબલ પર પરેલું હતું. મારી જીંદગીમાં એવા ઘણા ભાગ્યશાળી અકસમાતો મારી બેદરકારીને લીધે બનેલા છે, તોપણ તેજ બેદરકારપણાએ મને મારાં સારાં નસીબમાંથી હમેશનો ફાયદો હાંસલ કરતાં અટકાવ્યો છે.

આએ વખતે તો મેં નીશ્ચયજ કર્યો હતો કે કોઈબી જાતનું મારૂં આળસુપણું આએ મારી નસીબ ખોલવાની તકને અટકાવશે નહી. હું એકદમ મારાં કામ ઉપર મંડયો. મારી કવીતા બનાવવાની સરળતા અને સેહલાઈથી મારા દોસ્તને મેં અજબ કરી નાખ્યો. મને હમારા મેહલમાંના ખાનગી ભાગમાંથી એક એકાંત જગા, કે જે એક લાંબી ગ્યાલરીને નાકે બહારના ચોકમાં આવેલી હતી, અને જે જગા ઉપર હમારાં લશકરી માણસોને કવાયદ આપવામાં આવતી હતી, ત્યાં જવાની ટેવ હતી. કવાયદ પુરી થવા પછી તે જગા આખો દહાડો અને રાત ઘણીજ શાંત અને એકાંત રહેતી. હું મોડેવેર ત્યાં લખવા બેસતો હતો. એક ખુશનુમા ચાંદરણી રાતે મારી બેસવાની જગા ઉપરથી ઉઠી હું ગ્યાલરી ઉપર ફરવા નીકળ્યો, કે જે વખતે હું આપણી મોટી રાણી એલીઝાબેથ ઉપર કવીતાની લાઈનો જોડતો હતો. છેલ્લી બે લીટીઓ મારી ઈચ્છા પ્રમાણે હું જોડી નહી શક્યો. હું એક હાથે બનાવેલો ખડક, કે જે ચોકની વચમાં હતો, તે ઉપર મારૂં માથું મારા હાથ ઉપર અઢેલાવી બેઠો, અને કવીતાની લીટીઓ જોડતાં ભર ઉંઘમાં પડયો. એક મોટા જોસબંધ ગર્જના અને ગગડાટના ધોંધાટથી હું જાગી ઉઠયો, પણ જેવો હું ફરી ઉભો થવા જાઉં તેવોજ ઉંધે મસ્તક જમીન પર પડી ગયો.

જ્યારે હું હુશ્યારીમાં આવ્યો ત્યારે ચોક લોકોથી ભરાઈ ગયો હતો; કેટલાક યુરોપ્યનો, કેટલાક ચીનાઓ કે જેઓ તરતનાજ બીછાનાં ઉપરથી ઉઠેલા જણાતા હતા, અને કોઇના હાથમાં ફાનુસ અને કોઇના હાથમાં બળતી મસાલ હતાં. દરેક જન ગભરાટ ભરેલા ચેહરાથી એકએકને શું બનાવ બન્યો તે પુછતા હતા. લાકડાના થાંભલાના કટકાઓ, સાદડી અને બાંબુથી જમીન ભરાઈ ગઈ હતી. મેં જોયું કે ગ્યાલરીનો એક છેડો કે જ્યાં હું ચાલતો હતો તે, અને મારી બેસવાની જગા તદન નાશ પામ્યાં હતાં. વળી બંદુકના દારૂનો પણ જાદે વાસ આવવા લાગો. હવે મને યાદ આવ્યું કે તે દહાડે સવારના એક લશકરી સીપાઈ પાસથી મેં એક બંદુકના દારૂથી ભરેલી શીંગડી ઉછીની લીધી હતી; અને તે દારૂથી મારી પીસ્તોલ ભરવાનો હું ઈરાદો રાખતો હતો. પણ તેમ કરવાનું મેં મુલતવી રાખ્યું. દારૂથી ભરેલી સીંગડી આખો દહાડો મારી લખવાની ટેબલ ઉપર પીસ્તોલ સાથે પડી રહી, જેની અંદરથી અગાઉનો થોડો ઘણો રહી ગયલો દારૂગોળો મેં હીલવી બહાર કાઢી નાખ્યો હતો. જ્યારે હું ગ્યાલરી ઉપર ફરવા ગયો તે વખતે મેં મીનબત્તી બળતીજ રહેવા દીધી હતી. અને હું ધારૂંચ કે બળતાંમાંની ચીણગારી છુટા પડેલા દારૂગોળામાં જઇ પડી હશે, અને સીંઘડીમાંનો દારૂ પણ થોડા વખતમાં સળગી ઉઠયો હશે, અને મારી બેસવાની જગા દારૂગોળાથી ઉડી ગઈ હશે. આએ જગા હલકાં લાકડાંની અને બાંબુની બનાવેલી હતી તેમાં ઠીક થયું, નહીતો વધારે ગંભીર ખરાબી થતે. એલચીખાતાંના માણસો કે જેઓ મેહેલમાં રહેતાં હતાં, તેઓજ કાંઈ એકલાં આએ ધડાકાથી ચમક્યાં ન હતાં, પણ પડોશમાં રહેનારા ઘણાક ચીનાઓ પણ, કે જેઓ સમજી નહી શકતા હતા કે આએ અકસમાત કેમ બન્યો.

બધી બાજુથી મારી ઉપર ઠપકાઓનો વરસાદ કાંઈબી દયા વગર વરસાવવામાં આવ્યો હતો, અને મારા પસતાવાની વચમાં થોડેક વખત સુધી તો મને મારા ઇંગલંડના બાદશાહોની તસવીર ખોદવા માટે વીલાપ કરવાની પણ ફુરસદ નહી મળી. તેઓની કાંઈપણ ઇધાંણી નીશાની રહી નહી; અને જે મહેનત આએ તસવીરો પાડવામાં, અને તેઓની કવીતારૂપી તવારીખ જોડવામાં લીધી તે સઘળી બરબાદ ગઈ. સઉથી વધુ ખરાબતો એ કે, હું એક બોલ ફરયાદ કરી શક્યો નહી, કારણકે (મારી દયા ખાનાર કોઇબી ન હતું,) સઘળા મારા દોસ્તો મારી બેદરકારીથી એટલા તો ઉસકેરાઇ ગયા હતા, અને આ અકસમાતનું શું પરીણામ આવશે તે માટે એટલાતો બીહતા હતા કે જે ચીનાઓ આ અકસમાતવાળી જગા ઉપર ગભરાઈને આવ્યા હતા, અને જેઓ ખુલ્લી રીતે નાખુશ થઈને ગયા હતા, તેઓ ખરેખરજ શેહેરના માનદારીનોને ખબર કરશે અને તેઓ શાહનશાહને આ હકીગત લખી જણાવશે.

મેં મારા દોસ્ત માનદારીનની સલાહ પુછવાનો ઠરાવ કર્યો, પણ તેણે તો હમારી બીક ઘટાડવાને બદલે વધારી. તેણે કહ્યું કે આએ બાબદની ઘણી ચારવણી થાએચ, અને તેને પેકીનમાં તદન ખોટું રૂપ આપવામાં આવ્યુંચ. ચીનાઓ કુદરતી રીતે બીહકણા અને વેહેમી, માની શકશેજ નહી કે આમાં તેઓને નુકશાન કરવાની કાંઈબી મતલબ ન હતી, અને ધડાકો અકસમાતી હતો. એક નહાનું છોકરૂં પણ અકસમાતથી જખમી થયું હતું. મારા દોસ્તે કહ્યું કે અંહીના રહેવાસીઓને સમજાવવાનું ફોકટનું છે, અને તેણે કબુલ કર્યું કે આએ કમનસીબ અકસમાતનાં ઘણાં ગંભીર પરીણામો આવશે. તેણે એક વાત જણાવી, કે જેણે તેના બોલવાને વધારે મજબુત કીધી. થોડા દહાડા અગમચ શેહનશાહ બ્રીટીશ તોપખાતાંની બેટ્રી તપાસતો હતો, તે વખતે તેણે જોકે નહાની પીતલની તોપોની ઘણી વખાણ કરી, તોપણ તે બોલ્યો કે જે લોકો આએ નાશકારક ચીજો સોધી કહાડે છે અને વાપરે છે તેઓની હુશ્યારી માટે હું કાંઈ ઘણો સારો વીચાર નહી લાઉં, અને હું સમજી નહી શકતો કે જે લોકોનો ધર્મ, દયા, માયાળુપણું, અને સખાવતોથી ભરપુર, તેઓજ કેમ આએ જાતનાં લડાઇનાં હથીયારો સોધી કાઢે છે.

મારા માનદારીને વચન આપ્યું કે તેનાથી બનશે એટલું કરી જે સાચી વાત છે તે શેહનશાહને જણાવશે. મને લાગે છે કે મારા દોસ્તની ભલી લાગણીનું કામ પાર નહી ઉતર્યું હશે; અને તેને કદાચ આએ વાતમાં વચ્ચે ન પડવાને સારૂ હોકમ થયો હશે, અથવા હમારી સાથે જો વધારે દોસ્તી રાખે તો કદાચ હમારી ફજેતીમાં તેબી સપડાઇ જાએ માટે બીધો હશે, કારણકે આ તેની છેલ્લીજ મુલાકાત હતી.

[સાંધણ છે.] નવાજબાઈ જા૦ પાદશાહ.

---

જયારે તમે એક પુરૂષને કહેતાં સાંભળો કે તેની બાયડી ઘણી ખરાબ છે, ત્યારે તેને પુછજો કે તેણીને સુધારવા તેણે શું કીધું છે.

# ખુશ મીજાજ.



ખુશ દેખાવ અને ખુશ મીજાજ દેખાડતો એક ચહેરો એ એક કેવો સરસ આશીર્વાદ છે. કેટળાક માણસોનો સ્વભાવ એવો હોય છે, કે આ દુન્યામાં ગમે તે પણ થાય, તો પણ તેઓ ખુશાલીજ ધારણ કરીને સદા ખુશીમાંજ રહે છે. એવો એક ખુશ મીજાજવાળો માણસ તેના ઘર મધે સંખ્યાબંધ સગવડોનું મુળ થઈ પડે છે, અને તેવા માણસનો ખુશ મીજાજ જોઈને બીજાઓને પણ તેની સાથે ખુશ મીજાજ રાખવાનીજ ટેવ પડે છે.

એક ફીલસુફ કહી જાય છે, કે "તમો તમારી નાની નાની નેકીઓને ખીલવો, અને તે નેકીઓમાં હું ખુશ મીજાજને પણ એક નેકી તરીકે ગણું છું." આપણે અગરજો ખુશ મીજાજ એ બોલનો અર્થ ડીક્ષનરીમાં જોઈશું તો તેમાં એ બોલના અર્થ આ પ્રમાણે મળશે, કે "મનની સારી સ્થીતી, ખુશાલી, ઉત્સાહ, ઉમંગ," વીગેરે. પણ હવે જોકે એ સઘળી રીતીઓ ધારણ કીધી હોય તો તે ઘણી સારી છે, તોપણ "ખુશ મીજાજ," એ બોલનો પુરેપુરી રીતે અર્થ શું થાય છે, તેની આપણને સમજણ પડતી નથી. જેમકે ઉપર કહ્યા પ્રમાણે "મનની સારી સ્થીતી," એ તો થોડાજ દીવસ રહેશે, પણ મોડે વહેલે જેમ સુખ દુઃખ આવતાં ગયાં, તેમ તે પણ જતી રહેશે. "ખુશાલી, ઉત્સાહ, ઉમંગ," એ જ્યારે એક માણસને સુખી થવાનું કારણ હોય, ત્યારેજ તે આ ત્રણ રીતીઓને મેળવે છે, પણ ખરો જે ખુશ મીજાજ તે આ સઘળી રીતીઓથી તદનજ જુદો હોય છે. તે તો ગમે એવા ભારી વરસાદમાં ને તડકામાં પણ જેવો ને તેવોજ રહે છે. ઉત્સાહ, ઉમંગ અને ખુશાલી, એ કાંઈ હમેશાં એક માણસમાં હોતાં નથી, એ તો જ્યારે એક માણસને કાંઈ રીતનો લાભ થાય છે, ત્યારેજ તેને એવી રીતનો પળ વારનો ખ્યાલી જોસ થઈ આવે છે, પણ જ્યારે એવી જાતનો મોઈ લાભ યા ફાયદો ખલાસ થયો, કે તેની સાથે સાથે ઉત્સાહ, ઉમંગ અને ખુશાલી એ પણ સઘળું જતું રહે છે. પણ ખરો જે ખુશ મીજાજ તે એક એવી જાતની નેકી છે, કે જે કદી પણ મરતી નથી, પછી દુઃખ આવો કે સુખ આવો, પણ જેને ખુશ મીજાજ રાખવાની ટેવ પડી હોય છે, તે તો ભારી સંકટમાં પણ સદા હસતુંજ મુખ રાખે છે, તથા હમેશ પોતાનાં દીલથી મગનજ રહે છે. અગરજો ગમે તેવી પણ ચીંતા તથા અંધકારનો પડદો તેની આસપાસ ફરી વળેલો હોય છે, તોપણ તે કદી પણ હીંમત છોડી દઈને નાઉમેદ થઈ જતો નથી, પણ "કાલ છે ને ખુદા છે," એવું મનમાં માનીને આવતી કાલને માટેની ઘણી મોટી આશામાં રહે છે, કે "આજના કરતાં મારો કાલનો દીવસ વધારે સારો આવશે."

જે માણસો ઉત્સાહ તથા ઉમંગ ભરેલી જીંદગી ભોગવવા માંગતા હોય, તેઓએ સૌથી પહેલાં ખુશ મીજાજ અખત્યાર કરવો ઘટે છે. એક અશક્ત, દુર્બળ તથા ગરીબ, ને દુઃખી માણસને ખુશ મીજાજવાળું માણસ, સારી આશા, સુખ, અને એક નવીજ જીંદગી બક્ષે છે, તથા તે સારી આશા અને સુખ તે દુઃખી માણસના કંટાળાભરેલા લાંબા દહાડા ઘણા જલદીથી પસાર કરી શકે છે.

અલબત આ તો ખરૂં છે, કે દરેકને તેની જીંદગીમાં થોડું કે ઘણું પણ સંકટ ખમતું પડે છે, પણ કોઈબી માણસ ઉપર જો દુઃખ કે સંકટ આવી પડયું, તો તેને સુખે મોહડે ખુશીથી અને બહાદુરીથી ખમતું જોઈયે.

કેટલાંક માણસોમાં ખુશ મીજાજ ખુદરતી રીતે જન્મથી હોય છે. પણ કેટલાંકોમાં તેવો સ્વભાવ હોતો નથી, જેથી કરીને મેહેનત લઈને તેને પોતાનામાં ખીળવવો પડે છે. જેમકે એક માળીએ એક ફુલનાં ઝાડને બનતી મેહેનત લઈને ઉગાડયું હોય અને તેને સારૂં શોભાયમાન કરવાને માટે જોઈએ તેટલી સંભાળ લીધી હોય, અને તેની આસપાસની જગ્યાનાં સઘળા કાંટાઓ કે ડાંખળીઓ કાપી નાખીને સઘળું સાફ કર્યું હોય, તો અલબત તે ઝાડ તેનાંજ જેવાં બીજાં ખુદરતી ઉગી નીકળેલાં ઝાડનાં કરતાંને વધારે શોભઈતું દીસે. તેમજ જો એક માણસમાં ખુશ મીજાજ જન્મથીજ હોય, અને કોઈ બીજાનામાં તેવો સ્વભાવ નહી હોવાથી કરીને જો તે શખસ પોતાની આસપાસના કાંટારૂપી દુર્ગુણોને તજી દઈને એક ખુશ સ્વભાવ જો પોતાનામાં ખીળવે, તો અલબત તે ઉપર જણાવેલા પહેલા શખસના કરતાં વધારે સરસ નીકળે.

આપણે જાણયે છીયે કે, એક મંડળીમાં ખુશ મીજાજવાળાં માણસો કેવાં આશીર્વાદ તરીકે થઈ પડયાં હોય છે! તેવાંઓનું બોલેલું સમજીને ઘણાંઓને ફાયદો થાય છે. તેવાં ખુસ સ્વભાવવાળાં માણસો ઉપર ગમે એવાં પણ દુઃખ આવી પડે છે, તોપણ તેઓ એક સુખી જીંદગી ભોગવતાં હોય, એવું તેમના ચેહેરા ઉપરથી દીસે છે. ખોદા તરફથી તેઓ ઉપર ગમે એવી પણ નાની બક્ષેશો ઉતરે તો પણ તે ઘણીજ મોટી અને કીમતી છે, એવું સમજીને ખોદાનો ખરાં દીલથી ઉપકાર માને છે.

આપણું ખરૂં સુખ યા તો દુઃખ એ તો આપણાં મનનો એક ખાલી વીચાર છે; જેમકે અગરજો દાખલા તરીકે રસ્તા ઉપર એક બાજુએ છાંયો પડતો હોય, તો તે મુકીને આપણ જાણી જોઈને તડકામાં ચાલ્યે તો આ ખુદરતી દેખઈતું છે, કે સુર્યની ગરમી આપણને લાગશે નહી; કારણ કે ચાલતી વેળા આપણે જરા પણ તડકાં વીશેનો વીચાર કરતાં નથી.

છેલ્લે, જો દરેક જણ ખુશ મીજાજ રાખીને સદા ખુશીમાંજ રહે તો આ દુન્યા કેવી પ્રકાશી રહે? વખત પણ જલદીથી પસાર થતો હોય તેવું આપણને લાગશે, અને જે દહાડા કંટાળાભરેલા તથા લાંબા લાગતા હશે, તે ઝડપથી વહી જશે.

ખુશ મીજાજ એ એક નાની નેકી છે, એ ખરું છે; તથા એ આપણી જીંદગીને બહારથી એવી પ્રકાશીત કરી નાખે છે, કે કોઈ પણ જાતનાં કાળાં વાદળો કે વરસાદ તેની સરસ અસરને કહાડી શકતાં નથી.

મીસ બાનુબાઈ પેસતનજી નવરોજી ડાકતર.



# સુધારો.




મ જેમ સુધારો થતો જાય છે તેમ તેમ તરેહવાર બાબદો ઉપર દેશહીતકારીઓનું દીલ લાગે છે, અને તેથી કરીને લાંબી મુદત સુધી જે અડચણો ચાલતી આવેલી હોય છે, તેનો ધીમે ધીમે નીવેડો આવતો જાય છે. આપણા લોકોમાં સ્ત્રી કેળવણીનો પ્રસારો થયલો હતો નહી, બાળ લગન કરવાની ટેવ પડી ગઈ હતી, ધુતારાઓનાં ફીતુરથી લોકો અણજાણાં હતાં, અને તેથી તેવા ધુતારાઓની સુંગાળમાં કેટલીક વાર આપણાં કેટલાંક લોકો એવાં તો આવી ફસતાં હતાં કે જેમાંથી મોકળાં થવાને તેઓને બહુજ અડચણો પડતી હતી, તથા તેઓ પોતાની આબરૂ પણ ખોહતાં હતાં; પણ જેમ જેમ સુધારો થતો ગયો છે, તેમ તેમ હવે આપણને એવી બાબદો વીશે વધારે ફરીયાદ કરવાનાં વધુ કારણો મળતાં નથી.

સ્ત્રી કેળવણીનું કામ બેધડકથી ચાલે છે, અગાઉ જ્યાં નીશાળોમાં બે ચાર છોકરીઓ મેળવવાના સાંસા હતા, તેને બદલે હમણા બસો અને ચારસો છોકરીઓ કેળવણી લીયે છે. બાળ લગનની બુરી તથા અવગુણકારક રસમમાં ઘણોક દરજજે ઘટાડો થયો છે, ઠગારા અને ધુતારાઓની ચાલથી આપણાં લોકો સારી પેઠે વાકેફગાર થઈ ચુકયાં છે; હવે એઓની રોજી આગળના જેવી ચાલતી નથી, તથા તેઓના બોલવા ઉપર લોકો થોડુંજ ધ્યાન આપે છે. એ વગર બીજી ઘણીક બાબદોમાં ધીમે ધીમે સારો સુધારો થયો છે; એથી કરી સુધારાનાં ચાહનારાંઓને કાંઈ થોડો હરખ ઉપજનાર નથી.

બેહેનો, તમે પણ જરા ધીરજથી એકુ વખને પરવારતાં બેસીને વીચાર કરો, અને જે કેટલીક બાબદો તમારા સંસાર ખટલામાં સુધારવા લાયક હોય ને સુધારવાની તજવીજ કરો. હરેક કામ એકદમ કરવાની કશી જરૂર નથી, ધીરે ધીરે જે થશે તે વધારે ચોકસ ગણાશે. કહેવત છે કે "ધીરાં કામ સાહેબનાં" તેમ જો ધીરજથી હરેક શુભ કામ કરવાને તમો ઠરાવ કરશો તો બેશક તેમાં તમો પાર પડશો, અને તેથી તમોને લોકોથી માન પણ મળશે. આપણા લોકોના સંસાર ખટલામાં ઘણીક બાબદોમાં સુધારો કરવાની જરૂર છે તે ઉપર તમોએ ધ્યાન પોહોંચાડવું જોઈયે છે.

રતનબાઈ જાં ઘડીઆલી.

---

બે સ્ત્રીઓને દાકતર વઢાણના હુનરની સનદ મળી છે. એકને ન્યુયોર્ક ખાતે અને બીજીને મીસીસીપી ઉપર ફરતી સ્ટીમરમાં.



# રાંધવાને લગતું.

રોસ્ટ મટન—પાંચ અથવા ચાર રતલ સોજું ચરબદાર લેગ મટન લેવો. તેને ધોઈને ઉપર ચરબી રહેવા દેવી. એક ચમચી નીમક એક ઈંડામાં મેળવી તેને ગોશ પર ફેરવું લગાડવું; લસનની ચાર પાંચ કળી આખી લેવી, તેને ગોશમાં જરા કાપ મુકી અંદર ઉભી મુકવી. એક ત્રાંબાની ઠારા લેવી, તેમાં મુકી ઉપર નાહનો ચમચો ઘી નાંખવું તથા સુકાં મરચાં આખાં બે નાખવાં, પછી તેને તનદુલમાં તે ઠારા મુકી ઉપર નીચે સરખા પ્રમાણમાં બરતું કરવું. દશ મીનીટ પછી તનદુલ ઉઘાડી પેલી ગરેવી ચમચાથી મટન ઉપર રેડવી, કારણકે ઉપરનો ભાગ સુકો રહેવાથી મટન સ્વાદદાર નહી થશે, માટે તે ચરે ત્યાં સુધી તેને બે ત્રણ વાર એ પ્રમાણે કરવું અને તૈયાર થયા પછી ઉતારવું. આવી વખતે લસન કહાડી નાંખવું.

કરન બીસ્કીટ—ફાઇન ઘંઉનો આટો અરધો રતલ, સોજી બારીક અરધો રતલ, માખણ પા રતલ, ખાંડ અરધો રતલ અને ઇંડાં ત્રણ લેવાં. ઇંડાંને પેહેલે વાસણમાં નાંખી ખુબ હાથે કરી મસળવાં. પછી ઉપર લખેલો આટો તથા ખાંડ માખણ સર્વે મસળવું. તેમાં બે દોહટચાંની કેરવેશીટ એટલે (કેકમાં નાખવાનું જીરૂં) જરા ખોખરૂં કરી સર્વે આટા સાથે મેળવીને તેને વણવું. પછી જેમ આપણે ભાખરા બનાવયે છીયે તે મુજબ ગલાસથી કરવું. તેને એક ટીનનું ચોરસ ઢાંકણ જેટલું બે આંગળ ઉંડું વાસણ બનાવવું, તેમાં જરા સેહેજ માખણ લગાડવું; પછી પેલી બીસ્કીટ ગોઠવવી અને ઉપર સલેસ બદામ ઘણીજ બારીક તથા કરન દરાખ ઉપર નાંખવી. એવી રીતે કે આખી બીસ્કીટ ઢંકાય તેટલી નાંખવી, પછી તંદુલમાં ભુંજવી. જો તંદુલ નહી હોય તો તેને થોડા ઈંગાર ઉપર પેહું પતરાંનું વાસણ મુકવું. તેની ઉપર કલાઈનું ઢાંકણ ઢાંકી ઉપર ઈંગાર મુકવા, પણ સંભાળવું કે નીચે ઘણા ઇંગાર નહી હોય. આપણે જેમ ખટાઈ ભુંજીએ છીયે તે પ્રમાણે કરવું, સેહેજ લાલ થાય કે ઉતારવું. તંદુલમાં દસ મીનીટમાં થશે.

વાંઘીઆં અચાર—કેરી કાચી ૧૦૦) લેવી તેને ધોઈને કોરી ટોપલીમાં મુકવી, તેનું પાણી સુકાયાથી તેને પછવાડેથી ચીરવી, ચાર ચીર આખી તેમજ ગોટલી રહેવા દેવી. કેરીની છાલ છોલવી નહી પણ એમજ લેવી. ૭) રતલ મીઠું, ૧) શેર મેથી, ૦॥) શેર દળેલી હળદ, હીંગ નવટાંક ને નવટાંક મીઠાં તેલમાં કકડાવી લાલ થએથી તેને વાટી નાંખવી. ઉપર લખેલો મસાલો મીઠું, મેથી, હળદ સર્વેને ખુબ પીસી બારીક કરો. શેર મરચાં સુકાં, આખાં લઈ તેને પણ સાથે પીસો. પછી લાલ કીપેલી હીંગ, તથા બીજું અચ્છેર મીઠું તેલ લઇ સર્વે સાથે ભેલી નાંખી પેલી ચીરેલી કેરીમાં દાબીને ભરવું, પછી બરણીમાં ગોઠવીને મુકીને દાબવી. જેમ આપણે પાણીનાં અચારમાં રોજ કેરીનું દબાણ કરીએ છીયે તે પ્રમાણે એમાં થોડી કેરી વાસણમાં દાબવા સારૂ રાખી બબે દીવસે તેમ કરવું. પછી તેમાં પુરતો રસ થયાથી આઠ દીનમાં અચાર તૈયાર થશે. વાંચનારી બાઈઓ હીંગ વાંચી નાકે હાથ દેશે, પણ તે વગર એ અચાર કદી પણ સ્વાદ નહી આપશે, એમ તેઓએ જાણવું જોઈયે.

મીસીસ શીરીનબાઈ દારાશાહ તારાપોરવાલા.

# રમુજે ફુરસદ.

નીચલી એક અથવા વધુ બાબદોના જેઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "શ્રી મિત્ર" ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા તેઓનાં નામો પર ચીઠી ફુલાડી જેનાં નામ પર આવશે તેને એક સુંદર રંગીન ચાલતાં સાલનું 'કેલેંડર' ભેટ આપવામાં આવશે. હમારી પર જવાબ લખી મોકલનારાંઓએ મેહરબાની કરી નીચલી સરતો પ્રમાણે ચાલવું.

૧. દરેક લખનારે પોતાનું ખરૂં નામ તથા ઠેકાણું હમારી ખાનગી જાણને માટે આપવું, અને અગરજો તેઓની મરજી ન હશે તો આખું નામ છાપવામાં ન આવશે.

૨. જવાબો આવતા માસની તા૦ ૧૫ મી સુધી મોકલી આપવા, જે પછીથી આવેલા જવાબોપર ધ્યાન આપવામાં આવશે નહી.

૩. જવાબો મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામુ કરવું.

શ્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,
કૈસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

### ૧—મુંઝવાયલું ગુંચળું.

નીચલાં ઉલટાવેલાં નામો ઉકેલોઃ—

૧. નદી જરો જવ રોમ.
૨. સરસ લતક રીન એલન.
૩. રાહીં દેરે યક.
૪. રાત તુર આપ ભ.

### ૨—ઉખાણું.

હું રાતના તેમજ દીસના પણ દેખાવ દેઉછું. કોઈ મારેથી બીહે છે, કોઈ મને ધીક્કારે છે, અને કોઈ મને સોબતી તરીકે કબુલ રાખે છે. કોઈ વેળા મારો ધણી મને પોતાની આગળ મોકલે છે, પણ તે પણ મારાજ જેટલી ઝડપથી ચાલતો હોવાથી કોઈ વખતે મને પછવાડે મોકલે છે. મારા હાથ અને પગ, માથું અને ખભાં છે, પણ શરીર નથી. મારી ઉચાઇનું તોલ બરોબર કોઈ કરી શકતું નથી. કોઈએ પણ મારાં મોહડાં તરફ કદી જોયું નથી, અને મારો ગુસ્સો કદી ઉશકેરયો નથી. હું કોઈ વેળા ઉતાવળમાં કોઈ માણસ પરથી ચાલી જઉ છું, અને કોઈ વેળા તેઓ મને પગ તળે કચડી નાંખે છે. હું ઘણાક માઇલ સુધી ચાલું છું, પણ કોઈએ મારાં પગલાં કદી સાંભળ્યાં નથી. જોકે મને આંખો નથી, તોપણ રોશની વીના હું જઇ શકતો નથી. કહો, ત્યારે હું એવો તે કોણ છું?

### ૩—હાયમંડ.

નીચે આપેલા અર્થોના શબ્દો લઈને એક એવું ડાયમંડ બનાવો કે જેની સઉથી મોહટી આડી તેમજ ઉભી લીટીમાં મુંબઈમાં એક જાણીતાં મકાનનું નામ આવે, કે જે મકાનની ભેટ મારી વાંચનારી ઘણી ખરી બેહનોએ લીધી હશે.

૧. હમે રગમાં છું પણ નેસમાં નથી.
૨. ઓરત.
૩. મરણ.
૪. ડાએમંડમાં માંગેલું નામ.
૫. એક જાતનું મારીક ચોપાનીયું.
૬. શાશી.
૭. મરણમાં છું પે...

### ૪—ગુચવણી...

નીચલાં ગુછાંમાંથી જાણીતી કે...

૧. બેલ વાડીઆ સાંમને વાછે,
૨. બેડી કેળ હસગ્બ.
૩. રહીયાં સસરા દાર પાની.
૪. પુણા પીયતરમાં પપાણો તાપ ખો

### ૫—ઉખાણું.

કંસારીનું પેટ લેઓ પહેલાં,
ખચ્ચરનું પુછડું મુકો છેલ્લાં,
કબુતરનું માથું જો આને વચમે
તો મીઠું મોહડું જરૂર કરશો તમે.

### ૬—ઉખાણું.

હું એક મુંબઈમાં જાણીતું નવ અક્ષરી મકાન છું, કે જે હજારો ગરીબ તેમજ તવંગર માણસો દરરોજ ભેટ લે છે. મારો ૬, ૧, ૪, મલી એક જાતનું જીવજંતુ થાય છે, જેનાથી તમો બેજાર થાઓ છો; મારો ૩, ૪, ૧, તમોને તફાવત બતાવે છે, મારો ૫, ૪ થી દેહશત પેદા થાય છે; મારો ૮, ૭, મલી એક જાતનું ચાંમડીનું દરદ થાય છે; મારો ૩, ૧, ૪, ગીત દેખાડે છે; મારો ૫, ૩ મલી વગાડવાનું પોલક બને છે; મારો ૧, ૨, ૪, થી તમને આરામ મલશે; મારો ૧, ૨, ૩, ૪, ૫ મળી મુંબઈમાં જાણીતા થઇ ગયલા પુરૂષનું નામ થાય છે.

સૌથી પહેલાં ખુશ મીજાજ અખત્યાર
દુર્બળ તથા ગરીબ, ને દુઃખી
માણસ, સારી આશા, સુખ,
તથા તે સારી આશા
...ભરેલા લાંબા દહાડા
તેની જીંદગીમાં
કોઈબી માણસ
મુગે મોહડે
મથી
થી



## અમારી લખનારીઓને ખબર.

લખનારી બાનુઓને અરજ કરવામાં આવે છે કે તેઓએ તેઓનાં નામો તથા રહેવાનું ઠેકાણું તથા તેઓએ લખેલી બાબદ અસલ છે કે તરજુમો અને જો તરજુમો હોય તો તે શા ઉપરથી કરવામાં આવ્યો છે તે સઘળું મેહરબાની કરી બરાબર લખી જણાવવું.

શ્રી મિત્ર તથા તે માંહેલી કોઈબી બાબદ વીશે કાંઈ પણ સવાલ અથવા સુચના કરવી હોય તો અધીપતીને સરનામે કૈસરે હિન્દ છાપખાનામાં કાગળ મારફતે પુછાવવું. સવાલના જવાબો ખાનગી મોકલવા કે ચોપાન્યાં મારફતે, તેનો અમારી મરજી ઉપર આધાર છે.

કેટલીક બાનુંઓનાં લખાણો તથા બાબદ લેવા લાયક નથી.

બાકી રહેલાં લખાણો બેગવાઈએ લેતાં જઈશું.

નીચલી ચોપડીઓની પોહોંચ માન સાથ સ્વીકારીએ છીએ:—

"સોડભગ," "હિન્દ અને બ્રિટાનિયા."

☞ આ "સ્રી મિત્ર" મુંબઈના કોટમાં નાં૦ ૨૯ હારનબી રોડમાં કૈસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી શાવકસજી મેહેતાએ છાપ્યું છે.



ઓગસ્ટ. ૧૮૮૯.

પુસ્તક [illegible] [અંક ૬ઠો.

# સ્ત્રી મિત્ર.

દર માસની આખેરીએ પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારાં—પારસી બાનુઓ.



મુંબઈ:
કેયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ના આગાઊ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૬ આના.



# મુંબઈના નામદાર ગવરનર લૉર્ડ રેનાં બખતાવર બાનું લેડી રેના માન પામેલા આશ્રય હેઠળ.

## સ્ત્રી મિત્ર—સાંકળિયું—ઓગસ્ટ ૧૮૯૫.

નંબર ત્રીજો અધીપતીઓમાંનો એક હતો, તેણે બહુ ચંશમો
રહેલો હતો; તે જાતે નરમ દીલનો અને કદે ઠીંગણો હતો.
એક ઘણો સરસ લખનાર હતો, પણ કાંઈ તાલમેલે "મીસ
તેને પોતાને ત્યાં નોકરી રાખી છાપખાનાંના ઘસડઓ-
નાખ્યો હતો. "વારૂજી સાહેબ" તેણે નમનતાઈથી
બ દીધો. "ખરેખર ઘણુંજ ખરાબ થયું, "મીસન"નું
સાત ટકા નફો દેખાડે એ વીચારવુંજ ઘણું ભય ભરેલું
સાત ટકા!"

નંબર ત્રીજા! ઘુવડની મીશાલ જોયા શું કરે છે?"—
મીસને ઘણાંજ ગુસ્સાથી કહ્યું; "ભોંસની કાંઈ સુઝેચ કે?"
સાહેબ," પોતાના શેઠના ચાલુ ત્રાસથી ગભરાયલા નંબ-
જાએ નરમીથી જવાબ દીધો "હું ધારૂંછું કે કોઈએથી
લીગ્યા. જઈને તે વીશે તપાસ કરવી જોઈએ."

હું એક ચીજ જાણુંછું જે એ બાબદમાં કરવી જોઈએ" મી૦
ને ઘુરવાનો જેવો અવાજ કહાડી કહ્યું; "ત્યાંના પેલા બધા
ને ગરદન મારવા જોઈએ, તેમ થવુંજ જોઈએ, અને
વગર કદી તેમ બને નહી, ઠીક છે ચાલ જા;" અને
ત્રીજો પોતાનો છુટકારો થયલો જોઈ મનમાં ખુશી
ત્યાંથી ચાલી ગયો.

તો તે ત્યાંથી ગયો કે એક બીજો માણસ આવ્યો અને
મીસન શેઠને એક કાડ આપ્યો, જે વાંચી તેવણ મનમાં
—"મીસ ઓગસ્ટા સ્મીધર્સ" ત્યાર પછી જાડા ઘાડા અવા-
માણસને કહ્યું, "મીસ ઓગસ્ટા સ્મીધર્સને અંદર બોલાવ."
રતજ એક ઊંચી, સારા બાંધાની, આસરે પચીસ વરસ-
જુવાન બાનું દાખલ થઈ; તેણીના બાલ સુંદર સોનેરી રંગ-
આંખો માંજરી, કપાલ સુંદર, અને ચેહરો નાજુક
નો હતો, તેણી જાણે બીહતી ધ્રુજતી હોય તેમ દીસતી હતી.
કેમ મીસ સ્મીધર્સ શું છે?" મીસન બાવાએ પુછ્યું.

હું, મી૦ મીસન—હું અહીંઆં મારી ચોપડીને વાસ્તે આવીછું."
તમારી ચોપડી મીસ સ્મીધર્સ?" વીસરી જવાનું ખાલી
ખાંશી તેવણ બોલ્યા, "કઈ તમારી ચોપડી વારૂ? માફ
હો, પણ જેવોની અમે એટલી બધી ચોપડી છાપીએ છીયે
મારી ચોપડી કેઈ તે વીશે મને જરાબી યાદ નથી. અરે,
હો, હવે યાદ આવી. "જેમીમાસ વાઉ," (જેમીમાની
તા) તેજ કેની? તે તો ઠીક ચાલે છે."

મીસ સ્મીધર્સે બીહતાં બીહતાં જવાબ દીધો, "તે ચોપડીની
૧ હજાર નકલ ખપી ગઈ છે એવી તમે જાહેર ખબર
પી હતી તે મારા વાંચવામાં આવી છે."

"અમે જાહેર ખબર છપાવી! અમે? ત્યારે તો તે વીશે
કરતાં તમે વધારે જાણો છો" એમ કહી તેને તે મુલા-
લેનાર બાનું તરફ એવી રીતે જોયું કે જાણે તે કહેવા
તો હોય કે "હવે સધાવી આવો."

મીસ સ્મીધર્સે ઉઠી, પણ પછી ધ્રુજતું દીલે બેસી બોલા
રૂં કહેવું એ છે મી૦ મીસન, હું એમ કહેવા માંગુંચ, કદાચ
મીમાસ વાઉ" ની આટલી મોટી ફતેહ થવાથી મેં ધારયું

કે તમો કદાચ—ટુકમાં કહું તો તમે મને પેહલાં જે નાની રકમ
આપી હતી તે ઉપરાંત બીજું થોડુંક ખુશીથી આપશો."

આ સાંભલતાંજ મી૦ મીસને ઊંચે જોયું, તેનાં કપાલપર
એટલી બધી તો કરચલી થઈ આવી કે જેથી તેનાં કાલા બાલ-
વાલાં ભવાં તલે તેની તીક્ષણ નાની આંખો ઢંકાઈ ગઈ, તે
મોટે સાહદે બોલી ઉઠયો, "શું? તમે શું બોલ્યાં?"

આ વેળા ઓરડાનું બારણું ઉઘડયું અને એક જુવાન ગ્રહ-
સ્થ આસ્તેથી અંદર દાખલ થયો. તે ખુબસુરત દેખાવનો;
ઊંચો, સારા બાંધાનો, સફાઈદાર ગોરી ચામડી, અને ચંચલ બહુ
આંખવાલો જુવાન શખસ હતો. દેખાવ ઉપરથી તે સ્વતંત્ર
અને ખુશામતને ધીક્કારતો હોય એમ દીસતો હતો. મીસન
શેઠના પગ આગળની ધુળ ચાટતા ખુશામતયાઓમાંનો તે
એક ન હતો, એમ તેની દાખલ થવાની ઢબ પરથીજ
દેખાતું હતું. તેણે પોતાની તોપી માથાંના પાછલા ભાગપર
બેદરકારીથી મુકી હતી અને તે પોતાના હાથ ગજવાંમાં ઘાલી
સીસોડી વગાડતો મીસન બાવાના ઓરડાનું બારણું પગની
ઠોકડે ઊઘાડી લેહેર કરતો અંદર દાખલ થયો હતો. "કેમ
છેઓ કાકાજી?" મી૦ મીસનને જોઈ તે કોઈ સાધારણ માણસ
સાથે વાત કરતો હોય તેમ પરૈતાયલી ઢબમાં પુછવા લાગો.
"વલી એ શું લઈ બેઠા છો?"

પણ જેવી તેની નજર પેલી ખુબસુરત જુવાન બાનું પર પડી
કે તેની સઘલી વર્તણુક એકદમ અજાએબ જેવી રીતે બદલાઈ
ગઈ; તરતજ તેણે પોતાના હાથો ગજવાંમાંથી બહાર કહાડયા,
તોપી માથાંપરથી ઉતારી તેણીને અદબથી નમ્યો.

"શું છે મુસતેસ?" મી૦ મીસને લગાર ગુસ્સાથી પુછ્યું.

"અરે કાંઈ નહીરે કાકાજી, જરા અમથો." અને કહેવાની
વાટ જોયા વગર એક ખુરશી લઈ, એવી રીતે બેઠો કે તે
મીસ સ્મીધર્સને કેવી રીતે જોતો હતો તે તેના કાકાને માલ-
મ પડે નહી.

"હું કહેતો હતો મીસ સ્મીધર્સ, અથવા તો હું કેહવા જતો
હતો," મોટા મી૦ મીસને મીસ સ્મીધર્સને કહ્યું, "કે, ટુકામાં,
તમે શું કેહવા માંગોછો તે હું સમજી શકતો નથી. તમુને
યાદ હશે કે "જેમીમાસ વાઉ" ની વારતાના સઘલા હકો મેં
તમો પાસેથી પચાસ પૌંડે મારે સ્વાધીન લીધા છે."

"ઓ ઈશ્વર!" આ સાંભલી માસ્તર મુસતેસ મન સાથ
બોલ્યો. મી૦ મીસને પાછું બોલવાં માંડયું, "ચોપડીનાં વેચા-
ણપર તમને સાત ટકા મલે એવું એક લખત તે વખતે મેં
કરવા માંગ્યું હતું તે જો તમે કબુલ રાખ્યું હતે તો બેશક
તમે મોટી રકમ મેલવી શકતે." આમ બોલી તે ડોસાએ એવી
રીતે નેણ ચહડાવી તે બાપડી છોકરી તરફ જોયું કે ગરીબ
ભીચારી ઓગસ્ટાએ આ દયાહીણ દોલતમંદ આગળથી ઉઠી
જવાને મનમાં ઠીક ધાર્યું પણ તે બાપડી શું કરે! તંગીના
ધ્રુકતા ડોળાએ તેણીને ત્યાં બેસાડી રાખી.

"મી૦ મીસન, ચોપડીના વેચાણપર સાત ટકા મલે ત્યાં સુધી
હું થોભી નહી શકતી હતી," તેણીએ નરમાસથી જવાબ આપ્યો.



# સ્ત્રી મિત્ર.



STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૧ લું. આગસ્ટ ૧૮૮૯. અંક ૬ઠો.




## મીસન બાવાનું વંસિયત.

એક ઘણી અજાયબ જેવી રસીલી વાર્તા.

### પ્રકરણ ૮ મું.

#### ફરગુસનનું ટાપુ.



**મીસન** જેવણુ ઓગસ્ટાની દયાળુ લાગણીથી ડુબી જતા બચ્યા હતા, તેવણુ જેવા મછવાનાં તળીઆંપર હાંફતા હાંફતા લાંબા થઈ પડયા, તેવીજ ઓગસ્ટાએ થોડા વખતની બેહોસીને આધીન થઈ પોતાનું માથું તે બંદુસોનું બંડળ કે જેમાં તેણીએ નાના ડીકને વીટાળ્યો હતો તે ઉપર નાંખ્યું; તે બાપડું બાળક એટલું તો દબાઈ ગયું હતું કે તે બોલી અથવા રડી પણ શકતું ન હતું; પણ ધાસ્તીથી ફાટેલા ડોળાએ મી૦ મીસન તરફ ટીકયા કરતું હતું. જ્યારે થોડી પળ પછી તેણીએ પોતાનું માથું ઊંચકયું ત્યારે ઉગતા સુરજનાં કીરણોએ હવા ખુલ્લી કરી નાખેલી હોવાથી તેણીએ તે ડુબતાં વાહાણુને અરધું પાણીની બહાર અને અરધું અંદર દરીઆના બે મોટા મોજાઓની સપાટીપર ગબડતાં જોયું.

"તે ડુબી જાય છે અરે ખોદા! ડુબી જાય છે!" ખલાસી જોનીએ બુમ પાડી; આસ્તે આસ્તે તે ગંજાવર વાહાણુ તેની ઉપરનાં નાસીપાસ થયલાં કમનસીબ કંગાળોની કમકમાટ ભરેલી ચીચયારીઓ વચ્ચે વધારે ને વધારે દરીઆની ઊંડાઈમાં પેવસ થતું ગયું. તેઓ બાપડાં ચીચયારીઓ પાડતાં હતાં, અને ખોદા પાસે મદદ માંગતાં હતાં, પણ તે ઓહલા માહસાગર પર તેઓને સાંભળનારૂં અથવા તેઓની દાદ લેનારૂં કોઈ પણ હતું નહી. થોડા વખત સુધી સ્ટીમર તદન ઉભી થઈ; તે ઉપરથી માણસો વરસાદનાં એક ઝાપટાં મીસાલ થંડીથી બંધાઈ ગયલી માખીઓ માફક ફીણવાલાં પાણીમાં પડયા, ત્યાર પછી કાન ફાડી નાખે તેવા ધડાકા સાથે "બાઈલર" ફાટી સ્ટીમર અંદર ગુમ થઈ ગઈ અને ફરીથી કદી પણ દેખાઈ નહી.

મછવામાંના ખલાસીઓએ અફસોસથી હાય મારી. તે બાળક હેબતથી આસપાસ ટીકવા લાગ્યું અને ઓગસ્ટાએ એક દુ:ખી આદમીની માફક "ઓ! અરે! ઓ!" કરી ચીસ પાડી.

"પાછા તે તરફ હંકારી જાવો," તેણીએ ડચકાં ખાઈ કહ્યું, "પાછા હંકારો, કદાચ આપણે તેઓમાંથી થોડાકને ઉપાડી લઈ બચાવી શકશું."

"નહી, નહી," મી૦ મીસને એક બરાડ મારી, "એ લોકો મછવો ડુબાડી નાખશે."

"એ તો હવે સઘળું ફોકટ છે," જોનીએ કહ્યું; "હું નહી ધારતો કે થોડા પણ બચી શકે, એઓ તો હવે ઘણા અંદર ગયા."

તોપણ તેઓએ મછવો ફેરવ્યો. થોડાક વખતમાં એક બે જણનો નબલો અવાજ સંભળાયો, પણ જે જગાએ "કેનગરૂ" ડુબી ગઈ હતી તે જગાએ આવી પુગે તેટલાંમાં તો એકબી જીવતું આદમી તેઓને દીસ્યું નહી; મોટા ફીણવાલા મોજાઓ સીવાય કશું પણ નજરે પડતું ન હતું. તેઓએ બુમ પાડી, તેના જવાબમાં કોઈનો ઝીણો, નબળો અવાજ આવ્યો તે તરફ તેઓ હંકારી ગયાં, પણ ભાગેલાં વાહાણુના ટુકડાઓ શીવાય બીજું કાંઈબી તેઓની નજરે પડયું નહી. સઘળાંઓ ડુબી મરણ પામ્યાં હતાં, તેઓનાં દુ:ખનો છેડો આવ્યો હતો, તેઓની બુમો હવે વધારે વખત સંભળાતી ન હતી; પવન, આકાશ અને દરીઓ અગાઉ માફક શાંત દીસતાં હતાં.

"ઓ મારા ખુદા, ઓ પરવરદેગાર!" ઓગસ્ટા ઉછળતા મછવાના દાંડાને વળગી રડી પડી.

"એક મછવો તો અગાઉથી નીકળી ગયો હતો—તે કયાં છે?" કંગાળ દેખાવના મી૦ મીસને પુછયું.

"પેલી તરફ કાંઈ છે ખરૂં," જોનીએ વાહાણુની જમણી બાજુએ કાંઈ મછવા જેવી ચીજ દીસ્તી હતી તે બતાવી કહ્યું.

તેઓ તે તરફ હંકારી ગયાં, તે એક ખાલી, ઊંધો વળી ગયલો મછવો હતો. વધારે તપાસીને જોતાં તે એક "કટર"

એક જાતની જલદી ચાલનારી બોટ) માલમ પડી, જેમાં સ્ત્રીઓ અને બાળકો ભરયા પછી તેને વાહાણ સાથે બાંધવામાં આવી હતી, પણ તેની સાથેજ ઘસડાઈ ડુબી ગઈ હતી. થોડો વખત પછી તે પાછી પાણીની સપાટી પર તરી આવી હતી પણ તે માહેલાં આદમીઓ ગુમ થઈ ગયાં હતાં; કદાચ બે, ત્રણ દીવસો પછી તે બાપડાં કમનસીબોનાં જીવ વગરનાં ખાલી ખોખાં પાણીની સપાટીપર તરી આવી હમેશ સુધી પાછાં ગુમ થઈ જશે.

આ ભયંકાર અને અસરકારક દેખાવ આગળથી ફરી તેઓએ ભાગેલાં વાહાણના તરતા ટુકડાઓ તરફ રસ્તો લીધો, ત્યાં થોડાંક પીપો, મરઘીનાં પીંજરાં (કે જે માંહેલાં એકમાંથી તેઓને બે ડુબી ગયલી મરઘીઓ મળી તે તેઓએ લીધી) અને બીજી ઘણી ચીજો, જેવી કે હલેસાં, તુટકપર બેસવાની ખુરસીઓ વગેરે વગેરે તેઓને મળ્યું. તેઓ સમજતાં હતાં કે બીજો મછવો જે તેઓ અગાઉ નીકળી ગયો હતો તે તેઓથી ઘણો દુર હોવો ન જોઈએ, તેથી તે માહેલા આદમીઓનું ધ્યાન ખેંચવાની આશાથી તેઓ ઘણા જોશથી પોકાર મારવા લાગ્યા, પણ તેઓની સઘળી કોશેશ નીષ્ફળ ગઈ. દવ પુષ્કળ હોવાથી અને દરીઆનું જોર પણ ઘણું હોવાથી તેઓ વીસ વાર કરતાં વધારે દુર જોઈ શકતાં ન હતાં; વળી પવન અને મોજાના અવાજથી તેઓનો સાદ દુર જઈ શકતો ન હતો. મોટા માહાસાગરની સપાટી પર એક નાનો મછવો આપણી નજર આગળથી જલદીથી ગુમ થઈ જાય છે તેથી આપણને અજાએબી ન લાગશે કે, જોકે આ બેઉ મછવાઓ એક બીજાથી અરધા માઈલને અંતરે હતા, તોપણ તેઓ સાથે મળ્યા નહી અને દરેકે પોત પોતાનો રસ્તો જુદો લીધો. જે મછવામાં લેડી હોમહરસ્ટ, આસરે વીસ ઉતારૂઓ અને બીજો અમલદાર હતો, તેઓએ "કેનગરૂ"ને ડુબતી જોયા પછી પોતાનો રસ્તો "ફરગુસન લેન્ડ" તરફ લીધો, એવું ધારીને કે તેઓ એકલાજ આ ભય ભરેલી કાહણી કહેવાને પાછળ રહી ગયા હતા. રાત પડવા અગાઉ મગરમછ પકડનારાં એક વાહાણે તેઓને ઉપાડી લીધાં અને આસ્ટ્રેલીઆના કીનારાપર ઉતારયાં. ત્યાંથી તેઓએ પોતા પર પડેલી મુસીબતો અને આફતોની કાંહાણી તાર કરી ઈંગ્લાંડ મોકલાવી, અને ત્યાર પછી થોડે વખતે તે વીધવા બાનું લેડી હોમહરસ્ટ, અને ઘણી ખરી બીજી સ્ત્રીઓ જેઓ બચી હતી, તેઓને સહી સલામત તેઓને વતન પુગાડયાં.

હવે આપણે ઓગસ્ટા અને મી૦ મીસન તરફ પાછાં ફરશે. તે નાના મછવા માહેલાં આદમીઓ ફીક્કા ચેહરા સાથે એકમેક તરફ જોતાં બેઠાં હતાં, કેઈ તરફ રસ્તો લેવો તે તેઓને સુઝતું ન હતું, અંતે ઓગસ્ટાએ તેઓને જણાવ્યું કે સ્ટીમરના અડવા પહેલાં કેપટને તેણીને કહ્યું હતું કે "કરગુસન" નામનું ટાપુ જે ૫૦ થી ૭૦ માઈલ દુર હતું, તે તરફ તેઓ હંકારી જતા હતા; તેથી સ્ટીમર ડુબતી વખતે તે કયો રસ્તો લેતી હતી તે તેઓને માલમ હોવાથી, વધારે વખત ન ખોહતાં તેઓના નાના મછવાપર સઢ ચહડાવી એક હોકાયંત્રની મદદથી પુર્વે તરફ હંકારી ગયા. આખો દીવસ કશી અડચણ વગર અને એક પણ જીવતું પ્રાણી નજરે પડવા વગર તેઓએ તે બોહલા માહાસાગરની ધુમસવાલી હવામાંથી હંકારયા કીધું; સારાં નસીબે મછવામાં બીસકીટનો એક દાબડો અને પાણીનું એક પીપ હોવાથી, જોકે તેઓ ભીંજાઈ થંડા થઈ ગયાં હતાં, તોપણ તેઓના દુઃખમાં ઉમેરો કરવાને ભુખમરો અને તરસ વેઠવી પડી ન હતી; પણ ભોગ ચોઘડીએ રમ દારૂનું પણ એક પીપ હોવાથી પેલા બે ખલાસીઓ બીલ અને જોની તેને મરજી મુજબ ઈનસાફ આપતા હતા; સુરજ અસ્ત પામતાં તેઓએ ઘણા ખરા સઢો ઉતારી પાડી મછવાની ચાલ ઘણી ધીમી કરી નાખી.

જેમ તેમ લાંબી રાત પસાર થઈ ગઈ, ઓગસ્ટાને મુદળ ઊંઘ આવી ન હતી. નાનો ડીક તેણીના હાથમાં તેણીની છાતીપર માથું નાખી બંડુસમાં વીટળાઈ ઊંઘાઈ ગયો હતો. મી૦ મીસન મછવાને તળીયે ભય ભરેલી હાલતમાં ધ્રુજતા પડયા હતા, ઓગસ્ટાએ તેવણની હાલત ઉપર દયા લાવી પોતે ફક્ત એક પાતલી ઉનની શાલ રાખી બીજું બંડુસ તેવણને ઓઢવા આપ્યું હતું. અંતે તે તોફાની દરીઆ પર સવારે પડવા માંડયું, ઓગસ્ટા ધુમસમાંથી ટીકી ટીકીને જોતી હતી. તેવામાં કાંઈ કાળી ચીજ સામેથી દીસવાથી તે બતાવી ધ્રુજતા ઉસકેરાયલા અવાજે પુછયું, "બીલ, પેલું શું છે?"

બીલે સુકાન ફેરવતાં બરાબર જોયા પછી ખુશાલીથી પોકાર મારયો, "જમીન, સામે જમીન છે."

મી૦ મીસને આ સાંભળી ઉભું થવાની કોશેશ કીધી, પણ તેવણના પગ એવા તો અકડી ગયા હતા કે તેમ કરી શકયા નહી અને એક ઘબરાયલા માણસ મીસાલ ડોલા ફાડી આસપાસ જોવા લાગ્યા.

"સુકરાંના બોહાના" તેવણે બુમ પાડી "કયાં છે? શું ન્યુઝીલેન્ડ આવ્યું કે? અરે જો હું ત્યાં સહી સલામત જઈ પુગું તો હમેશ સુધી ત્યાંજ રહું અને ફરીથી કદી પણ વાહાણ પર બેસું નહી."

"ન્યુઝીલેન્ડ!" એક ખલાસીએ ટીકા કીધા, "તમે કાંઈ દેવાના બની ગયાચ શું? એ તો "ફરગુસન લેન્ડ" છે, કે જ્યાં આખો દીવસ વરસાદ વરસે છે અને કોઈ કાળું આદમી પણ ત્યાં વસ્તું નથી, ભલે રે તમારી ખુશી હોય તો ત્યાં તમે રહેજોની; કોઈ તમુને ત્યાંથી લઈ જવાને ઉતાવળેથી આવશે પણ નહી."

મી૦ મીસન એક અફસોસની હાય મારી પાછળ પડયા, થોડા વખતમાં સુરજ ઉગ્યો અને ધુમસ પણ આસ્તે આસ્તે ઓછો થવાથી તે મછવા માહેલાં આદમીઓને એક બપકાદાર દેખાવ નજરે પડયો. ખબરાયલી ઊંચી ટેકડીઓની હારો તેઓ સામે લંબાઈને થંડા સફેદ બરફની ઝાંખી ચાદરનીમાં ગુમ થઈ જતી દીસતી હતી. બીલે સેરજ દક્ષીણ તરફ મછવો ફેરવ્યો, થોડા વખતમાં દરીઓ શાંત થતો ગયો, ઉત્તર તરફ એક મોટી નદી બેઉ બાજુએ ઊંચા પાહાડોની કીનારીથી ઘેરાયલી જમીન તરફ વેહતી હતી; આ સુંદર નદીની અંદર તેઓ હંકારી ગયાં, સપાટ પાહાડો અને ઝાડુથી રહેલી ટેકડીઓની એક હાર પસાર કરી કીનારા આગળ આવ્યાં, કે જ્યાં

થોડુંક ગંધાતું ઘાસ ઉગ્યું હતું. અહીંયાં મોટી ખુશાલી વચ્ચે જુનાં વાહાણુનાં લાકડાંથી ઉભી કીધેલી બે ઝુપડીઓ તેઓએ જોઈ, જે દરીઆના કીનારાથી ૫૦ પગલાં અને એક બીજાંથી આસરે ૨૦ વારને અંતરે આવેલી હતી.

"ઠીક, હાલ તરત જેવું તેવું પણ એક ઘર તો મળી આવ્યું, જોકે વરસો થયાં તેને કાંઈ કર ભરવો પડયો હોય એવું દીસતું નથી," ચપટાં નાકવાલા જોનીએ કહ્યું.

"ચાલો જમીન પર ઉતરો અને કાંઈ પણ કરી આ ભયંકાર મછવામાંથી બહાર નીકળો," મી૦ મીસને નબળા અવાજે કહ્યું, અને ઓગસ્ટાએ તેવણુને ખુશીથી ટેકો આપ્યો; આથી સઢો નીચે ઉતારવામાં આવ્યા અને પેલા બે ખલાસીઓ બોટને એક ગોટી ખાડીમાંથી હંકારી એક બંદર જેવી નાની જગા તરફ લઈ ગયા; દસ મીનીટમાં તેઓ સુકી જમીન પર ઉતરયાં.

તુરત તેઓ પેલી ઝુપડીઓ આગળ ગયાં અને ઉલટથી તેની તપાસ કરવા લાગ્યાં, જેનું સેવટ ઘણું નાસીપાસી ભરેલું નીવડયું. કેટલાંક વરસોની વાત પર આ ઝુપડીઓ બાંધવામાં આવી હતી, (કદાચ ૧૮૭૪ માં સુકરના તારાને આપણી પૃથ્વી પરથી પસાર થતાં જોવા આવેલા મુસાફરોએ, અથવા તો તેની પણ અગાઉ કોઈ ભાગેલાં વાહાણુના ખલાસીઓએ તે બાંધી હોય) અને હમણાં તેઓ તદન નાશ પામેલી હાલતમાં હતી, પાટીઆંઓ પર અને વળી જમીન પર લીલ પુષ્કળ ઉગી હતી, જ્યારે છાપરાં ઉપરનાં મોટાં બગારાંઓમાંથી સઘળી સરદી અંદર દાખળ થતી હતી. સઘળું છતાં તદન ઉઘાડી જમીન કરતાં આ ઝુપડીઓ વધારે સારી કહેવાઈ શકાય; ત્યાંની તોફાની રૂતુમાં થોડો વખતથી ઉઘાડી જમીન પર પડી રહેવાથી તેઓ જરૂર મરણ પામતે, તેથી જે તેઓને મળ્યું હતું તેને મોટા ઉપકાર સાથે તેઓએ ગણીમત કીધું. બે ઝુપડીઓમાંની એક નાની ઓગસ્ટા અને ડીકને આપવામાં આવી અને મોટી મી૦ મીસન અને બેઉ ખલાસીઓએ લીધી. ત્યાર પછી મછવાને સંભાળથી કીનારાપર લાવી તેઓનો સઘળો સામન તેમાંથી બહાર કહાડયો; ઝુપડાંઓને સાફ કરી ભીની જમીનપર સઢો પાંથરયા; અને છાપરાં ઉપરના બગારાં, પથરો અને પાસાંઓથી જેમ તેમ પુરયાં. સારાં નસીબે હવા સુકી હોવાથી મી૦ મીસન (જેવણુ લાંબા થઈ જમીનપર પડયા હતા) શીવાય સઘળાંઓ ખુશીથી કામ કરવા લાગ્યાં, નાનો ડીક પણ જમીન પર આવી પુગવાની ખુશાલીમાં ઓગસ્ટાની પુઠે આમ તેમ દોડતો હતો; બપોર પડતાં તેઓએ સઘળું સાફ કરી તૈયાર કીધું. ત્યાર પછી થોડાંઘ ઘસડાઈ આવેલાં લાકડાંના ટુકડા લાવી (સારાં નશીબે તેઓ પાસે કાંદીની દાબડી હોવાથી) ચુલો સળગાવ્યો; અને ભાગેલાં વાહાણ પરથી તેઓને જે બે મરઘીઓ મલી હતી તે ઓગસ્ટાએ રાંધી (જોકે તે કાંઈ બરાતેઓનાં ઝુપડાંની નજદીકજ એક ઝરો વહેતો હતો તેમાંથી પુષ્કળ જથામાં તેઓ તે મેળવી શકતાં હતાં. ખોરાક દાખલ તેઓ પાસે આસરે ૧૦૦ રતલનો બીસકીટનો કોઠો હતો; વળી એક રમ દારૂનું પીપ પણ હતું, જે પેલા ખલાસીઓ પોતાનાં ઝુપડાંમાં લઈ ગયા હતા. એ વનરોગે પુષ્કળ નાની માછલીઓ અને જુદી જુદી જાતનાં પક્ષીઓ ત્યાં મલતાં હતાં તેથી જેમ વારે ઘડીએ ભાગેલાં વાહાણ પરનાં લોકોને ભુખમરાથી મરી જવાની ધાસ્તી લાગે છે તેવી ધાસ્તીથી તેઓ વેગળાં હતાં. બપોરનું ભોજન ખાધા પછી તરતજ બેઉ ખલાસીઓ ફરવા ગયા અને પાછા ફરતાં તેઓની તોપીમાં જેટલાં સમાય તેટળાં પક્ષીનાં ઈંડાં લેતાં આવ્યા. હજુ તો તેઓ અંદર દાખલ થયા નહી તેટલાંમાં વરસાદ (જેને માટે આ ટાપુ વખણાયલું છે) ધોધમાર પડવા લાગ્યો, અને જલદીથી તેઓની આસપાસના મોટા પર્વતો જાડાં ધુમસનાં પડથી ઢંકાઈ ગયા. કલાકોના કલાકો સુધી જરા પણ થોભ્યા વગર વરસાદ પડયા કીધો, તેઓનાં કંગાળ છાપરાંઓમાંથી પાણી જમીન પર ટપકવા લાગ્યું, ઓગસ્ટા તેણીનાં નાનાં ઝુપડાંમાં બનતી કોશેશ કરી નાના ડીકને રીઝવવા ખાતર તેની આગળ વાતો કરતી હતી. આવી ઠંડી અને કંગાળ હાલતથી તે ગરીબ બાળકને રડતું અટકાવવાને ફક્ત એજ ઉપાય તેણીને સુઝયો હતો. તેણીની આવી દુઃખી હાલતમાં તે બચ્ચાંને વાસ્તે નવી વાતો જોડી કાહડતાં તેણીને કેટલી મુશકેલી લાગી હશે તેનો ખ્યાલ આવવો ઘણો મુશકેલ છે; તેણીએ તેની આગળ "રાબીનસન ક્રુસો" ની વાત કીધી, છેલ્લે તેઓ તે રમત રમ્યાં જે તે બાળકને ગમી નહી અને કહેવા લાગ્યું કે તેને તો તેનાં માએજી આગળ જવાનું જોઈતું હતું.

આસ્તે આસ્તે અંધારૂં થતું ગયું. સરદી અને ઠંડી દર કલાકે વધતી ગઈ. છેલ્લે સરવાલે આકાશ તદન કાળું થઈ ગયું. પવનના સુસવાટા, વરસાદ પડવાનો અવાજ, અને દરીયાઈ પક્ષીઓની જંગલી ચીચયારીઓ શીવાય તેઓને કશું સંભળાતું અથવા દીસતું ન હતું. નાના ડીકને ઓગસ્ટાએ બંડુસ અને મછવાના એક નાના સઢમાં વીંટાળી સુવાડી દીધો. પછી પોતે પણ તદન થાકી અને કંટાળી ગયલી હોવાથી સુવાની કોશેશ કીધી. તેટલામાં ઝુપડાંની બહાર એક પાટીયું જે દરવાજા દાખલ આડું મુકવામાં આવ્યું હતું, તે ઉપર કોઈનો ઠોકવાનો અવાજ સંભળાયો.

તેણીએ ચોંકીને પુછ્યું "કોણ છે?"

"હું, મી૦ મીસન," તેણીને જવાબ મળ્યો, "હું અંદર આવું?"

"હા તમારે ગમે તો આવો." તેણી લગાર કઠોર અવાજે બોલી, જોકે અંદરખાનેથી તો તેણી તેવણ સાથે વાત કરવાને ખુશી હતી. અંધારૂં એટલું હતું કે તેઓ એક બીજાંના ચહેરા પણ જોઈ ન શકતાં હતાં. કેવી રીતે આફતના વોગ તજે આવી પડેલું એક એકલું આદમી સઘળો કજીયો કંકાસ અને કીનો ભુલી જઈ તેના કટ્ટામાં કટ્ટા વેરીની સંગતમાં રહેવાને અને દોસ્તી કરવાને ઈચ્છે એ અજબ જેવું છે. પણ આમ કરવાની તેની મતલબ શું? કઇ ચીજ તેને

તેમ કરવાને લલચાવે છે? મોત—મોતની ધાસ્તી સઉથી પાપી અને સઉથી સખત હૈયાંનાં આદમીને પણ નરમ બનાવી દે છે.

"દરવાજો પાછો બંધ કરો," ઓગસ્ટાએ જ્યારે પવનનો વધારે ફુંકાતો લાગવાથી જાણ્યું કે તેણીનો પરોણો અંદર આવ્યો હશે, ત્યારે કહ્યું.

મી૦ મીસને એક હાય મારી તેમ કીધું; "પેલા બે હેવાનો (ખલાસીઓ) ગેલનના ગેલન રમ દારૂ પી છાકટા થયા છે. મારાથી તેઓ સાથે વધારે વખત રહેવાયું નહી તેથી હું અંહી આવ્યો છું— અને હું એટલો તો આજારી થઈ ગયોચ્ય મીસ સ્મીધર્સ, અરે! મને એટલું તો દુઃખ થાય છે કે હું ધાઉંચ કે હું મરી જવશ, કોઈ વેળા મારાં શરીરમાંનાં હાડકાં બરફ મીસાલ ઠંડાં અને કોઈ વેળા આતશ મીસાલ ગરમ લાગે છે. તમે કાંઈ એનો ઉપાય નહી કરી શકો?"

"હું જાણતી નથી કે એનો ઉપાય શું કરવો," ઓગસ્ટાએ નરમાસથી જવાબ દીધો. તેવણ તરફના તેણીના ધીક્કાર છતાં તેવણની કંગાળ હાલતથી તેણીને દીલમાં લાગી આવ્યું હતું. "હું ધારૂં છું કે તમે ઉંઘાઈ જવાની કોશેશ કરશો તો તમુને કરાર થશે."

"ઉંઘાઈ જાઉં! હું કેમ ઉંઘાઉં? મારૂં બંદુસ તેમજ સર્વે કપડાં તદ્દન ભીંજાઈ ગયાં છે," આમ બોલી હાય અને અફસોસથી ડુચકાં ખાવા લાગ્યા.

"કાંઈબી કરી સુઈ જાવો એટલે તમારા જીવને નીરાંત વળશે," ઓગસ્ટા કાલાવાલા કરી કહેવા લાગી.

તેવણે કાંઈ જવાબ દીધો નહી, પણ ધીમે ધીમે શાંત થતા ગયા; ઓગસ્ટા પણ સઘળું દુઃખ ભુલી જવાની કોશેશ કરી ઉંઘાઈ ગઈ. એક બે વખત તેણી જાગી ઉઠી, પણ સઘળું શાંત જોઈ પાછી સુઈ ગઈ. છેલ્લે જયારે તેણી ઉઠી ત્યારે સવારૂં પડ્યું હતું અને વરસાદ પણ બંધ પડ્યો હતો.

ઉઠતાં વાર તેણી પહેલાં ડીક આગળ ગઈ, જે આખી રાત બરાબર ઉંઘ કહાડવાથી સારી પેઠે હતો. તેણી તેને ઝુપડાંની બહાર લઈ ગઈ અને ઝરામાંથી પાણી લઈ તેનું હાથ મોહું ધોયું. ત્યાર બાદ તેને બીસ્કીટનો નાસ્તો ખવાડવા બેસાડ્યો. ત્યાંથી પાછું ફરતાં તેણીને પેલા બે ખલાસીઓ મળ્યા, જેઓની જો કે હાલ કેફ ઉતરી હતી, તોપણ મોહાંપર ગઈ રાતના છાકટપણાની નીશાનીઓ જણાતી હતી. તેઓએ પુષ્કળ દારૂ પીધો હોય એમ લાગતું હતું. તેણીએ ઉભી રહી તેઓના ચેહેરા ભણી જોયું, પણ તેઓ ત્યાંથી છુપાતા સંતાતા, ચુપચુપ ચાલી ગયા.

તેણીએ ઝુપડાંમાં દાખલ થતાં જોયું કે મી૦ મીસન ઉઠી બેઠા હતા, ઉઘાડા દરવાજામાંથી રોશની તેવણનાં મોહાં પર બરાબર પડતી હોવાથી તેવણનો દેખાવ જોઈ તેણીને ઘણો કમકમાટ ઉપજ્યો; તેવણના ગાલોમાં ખાડા પડ્યા હતા, આંખો આગળ કાળાં ચકરડાં પડ્યાં હતાં, અને સામટી રીતે લેતાં સઘળો દેખાવ અંતની છેલ્લી ઘડીએ આવી પુગેલાં માણસના જેવો લાગતો હતો.

"મેં એવી તો ખરાબ રાત ગુજારી છે! ઓ પરવરદેગાર, કેવી ખરાબ રાત! હું નહી ધારતો કે હું બીજી રાત કહાડું!" તેવણ બોલ્યા.

"છટ, છટ! થોડી બીસકીટ ખાવો એટલે તમારા જીવને હુશીઆરી આવી જશે," ઓગસ્ટાએ તેવણને એક બીસકીટનો કટકો આપી કહ્યું, જે તેવણે મોહામાં મુક્યો, પણ ખાઈ શક્યા નહી.

"હવે સઘળું નકામું છે," તેવણ બોલ્યા, "હું મરવા પડ્યો છું, આ ભીનાં કપડાં સાથે મછવામાં બેસી રહેતાં હું આવી રહ્યોછું."

તેવણના ચેહરાપરથી આ તેવણના બોલવા પર ઓગસ્ટાને કશો શક આવતો ન હતો.

## પ્રકરણ ૯ મું.

### ઓગસ્ટાની સુચના.

ઓગસ્ટાએ થોડીક બીસકીટ અને ગઈ કાલની વધેલી મરધીની પાંખનો નાસ્તો કીધા પછી પેલા બે ખલાસીઓ બીલ અને જોની પાસે એક લાંબાં લાકડાંનો કટકો મંગાવી ખડકની ઊંચી ટોંચપર જડાવ્યો અને તેની ઉપર એક વાવટો બંધાવ્યો, કે જે તેઓને મછવાનાં એક ખુણાંમાંથી મલી આવ્યો હતો, આમ કરવાની તેઓની મતલબ એ હતી, કે ત્યાંથી પસાર થઈ જતું કોઈ વાહાણ તે જોઈ તેઓના છુટકારાને વાસ્તે ત્યાં આવે, જોકે તેમ બનવું ઘણું મુશકેલ હતું, કારણ તે ધુમસવાલી હવામાંથી વાવટો કોઈને પણ દુરથી દીસતો ન હતો, તોપણ એક ફરજ દાખલ તેઓને તેમ કરવું પડ્યું. બપોર પડતાં આ કામ તેઓએ પુરૂં કીધું. સારાં ભાગ્યે પવન પડી ગયો હતો, અને સુરજ ખુલ્લો પ્રકાશતો હતો; ઝુપડીમાં જઈ ઓગસ્ટાએ બંદુસો બહાર કહાડી સુકાવા મુક્યા, અને ખલાસીઓને ગઈ કાલે તેઓ શોધી લાવ્યા હતા તેમાંથી થોડાંક ઈંડાં કરવા આપ્યાં. હમણા તેઓની દારૂની કેફ ઉતરેલી હોવાથી આ કામ તેઓએ ખુશીથી કીધું, ત્યાર પછી ડીકને થોડી બીસકીટ અને ચાર ઈંડાં ખાવા આપી તેણી મી૦ મીસન જેવણ ઝુપડીમાં હાય અફસોસ કરતા પડ્યા હતા, તેવણ આગળ ગઈ અને સુરજના તડકામાં બહાર આવી બેસવાને તેવણને સમજાવ્યા.

આટલાં વખતમાં આ કંગાળ શખસની હાલત મોતની ધાસ્તીથી દયા આણવા જોગ થઈ પડી હતી, જોકે તેવણના શરીરમાંનું કૌવત કાંઈ ઓછું થયું ન હતું, અને રમ દારૂ અને પાણી શીવાય તેવણ કાંઈ પણ ખોરાકને અડકતા ન હતા.

"મીસ સ્મીધર્સ," તેવણ ખડકપર ધ્રુજતા બેઠા હતા તે વખતે બોલ્યા, "હું આએ ભયંકાર જગાંમાં મરી જવશ, પણ હું હજુ મરવાને લાયક નથી!" પછી તેવણનો અસલી ગુસ્સો એકદમ ઉભરી આવ્યાથી બોલ્યા, "શું હું! હું વીસ લાખ પૌંડનો ધણી ઠંડીમાં ભુખે મરતા કુતરાના મોતે મરી જાઉં! એ ખ્યાલજ આવવો મુશકેલ છે અરે! જો મને

કોઈ ઘેર પાછો લઈ જાય તો મારી સઘળી દોલત તેને આપી દેવું, ઓ! ખોદા! મારી આફીસનાં કોઠરાંમાંના ગરીબ કંગાળ લખનારની જગાએ પણ હોવાને હું હમણાં ઈછુંછું. અરે, હું મહીને દહાડે વીસ પૌંડનો પગાર મેલવનાર એક ગ્રંથકર્ત્તા પણ ખુશીથી થાઊં! મીસ સ્મીથર્સ, 'આ બોલોજ મારી હાલતનો કાંઈ ખ્યાલ તમુને આપી શકશે; એક ભીખારી હાલતનો ગ્રંથકર્ત્તા જ્યાં સુધી તેનાં આંગળાં નીકળી પડે ત્યાં સુધી લખ્યા કરવા છતાં વરસ દહાડે એક હજાર પૌંડ પણ મેળવી નહી શકે તેવી પણ હાલતમાં હું જ્યાં સુધી જીવું ત્યાં સુધી રહેવાને ઈચ્છુંછ! અરે! અરે!" આમ બોલી તેવણુ આવા કમકમાટ અને હલકાઈ ભરેલા વીચારના ખ્યાલથી ડચકાં ખાવા પડયા.

ઓગસ્ટા તે ગરીબ કંગાળ શખસ તરફ જોઈ તેની આગળી અને હાલની હાલત વીશે મનમાં મુકાબલો કરવા લાગી, તે શખસ કે જે તેના મગરૂબ, તુંડ અને ઝનુની ખવાસને લીધે તેની આફીસ અને ઘેર ધુમ બરાડા પાડી ગજાવી મેલતો હતો, જેની હાજરીથી તેના તાબેદાર નોકરો, અને મેહેતા મુનશીઓ બીહકથી ધ્રુજતા હતા, તે શખસના આ શા હાલ! અફસોસ! તેવણુ કેટલા બદલાઈ ગયા હતા, નસીબનાં ચક્કરને ફરતાં કાંઈ પણ વીલંબ લાગતો નથી, ચડતી હાલતમાં ચલાવેલા દોરનો આ દુન્યામાંજ કેવો બદલો મલે છે, તેનો તાજો દાખલો તેણી પોતાની નજરે નજર જોતી હતી.

થોડાંક ડચકાં ખાધા પછી તેવણે પાછું બોલવાનું આગળ ચલાવ્યું, "અરે હું આએ ભયંકર જગામાં મરી જવશ, મારી આટલી બધી બધી દોલત છતાં હું કુતરાંને મોહતે મરશ. એડીસન અને રોસકોની બેહદ દોલતના ખજાનામાં મારી દોલતથી વલી ઉમેરો થશે; એડીસનની પેલી દુકતીઓ પરણવા સારૂ મોટા મોટા ઉમરાવોને લાંચ આપવામાં અને એવીજ બીજી રીતે મારા પૈસાનો નાશ વાળી મુકશે. ઓ, ખુદા! એ વીચારજ મને ઘેલો બનાવવાને પુરતો છે, મેં મારા પોતાના ભત્રીજા બુસનેસને વારસામાંથી બાતલ કરી તેનું ફોડી લેવાને ઘરમાંથી લાત મારી બહાર કહાડયો છે, હવે હું ઈચ્છુંચ કે મેં તેમ કીધું ન હતે. અરે! જો કોઇ તે વીલ મને ફેરવી આપે તો તે જે માંગે તે આપું. મીસ સ્મીથર્સ, અમારા કજીઆનું મુળ તમે છેઓ, તમારી પેલી ચોપડીને વાસ્તે તમુને વધારે પૈસા આપવાની ના પાડવાથી અમો વચ્ચે કજીઓ થયો હતો. અરે તમે જે માંગ્યું તે મેં આપી દીધું હતે તો કેવું સારૂં. હું તમારી સાથે સારી રીતે વર્ત્યો નથી, પણ મીસ સ્મીથર્સ, તમુને સમજવું જોઈએ કે એક સારું તે વળી સારુંજ છે, તેમાં કાયદા પ્રમાણે પછવાડેથી કાંઈ પણ ફેરફાર થઈ શકે નહી; અને તેથી હું તમારી મરજી બર લાવી શક્યો નહી; હવે જ્યારે હું આવી લાચાર હાલતમાં આવી પડયોછું ત્યારે મેહરબાની કરી મારી પર તેનો કીનો લેશો ના, તમે જોશો કે હું તો બરાબર કાયદા પ્રમાણે ચાલ્યો છું, એમાં મારો કશો વાંક નથી."

"મી૦ મીસન, મને કાંઈ કોઈ ઉપર કીનો લેવાની ટેવ નથી;" ઓગસ્ટાએ પુર દમામથી જવાબ દીધો, "પણ હું ધારૂંચ કે તમે આવી રીતે તમારા ભત્રીજાને વારસામાંથી બાતલ કરવામાં ઘણું પાપી કામ કીધું છે, અને તેને વાસ્તે તમોને બેચેની લાગે છે તેથી હું જરા પણ અજબ થતી નથી."

આ તેણીનું સખત બોલવું સાંભળી મી૦ મીસનનાં હૈયાંમાં ઘણુંજ લાગી આવ્યું, અને તેવણુ વધારે હાય અફસોસ કરવા લાગ્યા.

અંતે ઓગસ્ટા પાછું બોલી, "વારૂ, જો તમુને તમારૂં વીલ પસંદ નહી હોય, તો બેહતર કે તે ફેરવી નાખો, અમો સૌ સાક્ષીઓ દાખલ પુરતાં છઈએ, અને જો કદાચ તમુને કાંઈ કશું બને તો પહેલું વીલ રદ થઈ શકશે, કેમ શું ધાર્યું?"

આ સુચના નવીજ હતી અને તે મોહતની અણીપર આવેલા શખસને બહુ પસંદ પડી. "અલબત, અલબત," તેવણુ બોલ્યા, "એ ખ્યાલ મને પહેલાં નહી આવ્યો, હું તરત તેમ કરવા માંડુંચ, એડીસન અને રોસકોનાં નામો તદન વીલમાંથી નાબુદ કરી સઘળી દોલત બુસનેસનાં નામપર કરૂંચ; એ વીચાર મને પહેલેથીજ કાંય નહી સુઝયો હશે? ચાલો મને જરા તમારો હાથ આપો કે હું ઉઠી તે કરવાની કાંઈ કોશેશ કરૂં."

"જરા થોભો;" ઓગસ્ટાએ કહ્યું, "લખવાનાં ઓજારો વગર તમે વીલ કેમ કરવાના છેઓ! આપણી પાસે કલમ, સુખડપેન, કાગળ અથવા સાહી, કશું પણ નથી."

મી૦ મીસન વળી એક હાય મારી પાછા બેઠા. આ મુશકેળીનો વીચાર તેવણુને આવ્યો ન હતો.

"તમારી ખાતરી છે કે કોઈની પાસે એક સુખડપેન અથવા કાગળનો ટુકડો પણ નથી?" તેવણે પુછયું, "જ્યાં ત્યાંથી લખેલા અક્ષરો વંચાય તેવું કાંઈ પણ હશે એટલે બસ."

"હું નહી ધારતી કે કોઈનીબી પાસે હોય, પણ કાંઈ નહી, હું તપાસ કરી તમુને જણાવશ;" આમ કહી તેણી ત્યાંથી ઉઠી અને બીલ અને જોની આગળ જઈ તે વીશે પરપુછ કીધી, પણ કોઈનીબી પાસે પેનસીલ અથવા કાગળનો એક કટકો પણ હતો નહી, જેથી તેણી દલગીર ચેહરે પાછી ફરી.

મી૦ મીસન, જેવણુ એક ખડક પર પડેલા હતા, ત્યાં જેવી તેણી જઈ પુગી કે તેવણુ બોલ્યા, "કાંઈ નહી, કાંઈ નહી, મને એક વીચાર સુઝે છે; જો આપણે કાગળ કે કલમ મેળવી ન શકશું તો પક્ષીનાં એક પીછાંની કલમ બનાવી લોહી વડી સુતરાઉ કપડાં પર લખશું, કોઈએ એમ કરવા વીશે અગાઉ એકુ ચોપડીમાં વાંચેલું મને યાદ છે; એ પણ એકનું એકજ થઈ રહેશે."

ખચીત, આ વીચાર ઓગસ્ટાને પણ પસંદ પડયો, પણ બીજીજ પલે તેણી વધારે વીચાર કરતાં એકદમ અટકી, તેઓ પાસે સુતરાઉ કપડાંનો એક ટુકડો પણ કયાં હતો?

"હા, જો તમુને સુતરાઉ કપડાંનો એકુ કટકો મલે તો એ ધારણા પાર પડે," તેણીએ જવાબ દીધો; તમારા તેમજ બેઉ ખલાસીઓ અને વળી નાના ડીકનાં શરીર પર પણ "ફ્લાનલ"નાં ગરમ કપડાં છે."

ખરૂં હતું કે બોગ ચોપડીએ તેઓમાંના કોઈના પણ આંગપર સુતરાઉ કપડાંનો એક ટુકડો પણ હતો નહી, તેઓ વચ્ચે ફકત એક રૂમાલ હતો, પણ કમનસીબે તે લાલ રંગનો હતો,

આપતો. આ મીત્રને જેતાંજ પેલા કમનસીબ પુરૂષે પોતાની મોહોતની ઘડી થોડોકવાર મુળતવી રાખી આ મીત્રને છેલ્લો ભેટી લેવાનો વીચાર કરી તે તેની પાસે દોડી ગયો. બંને જણ એક-મેકને ભેટ્યા પછી પોત પોતાની વાત એક બીજાને કહેવા પડ્યા. નવો આવનાર મીત્ર મુસાફરી કરી ઘણે વરસે આવ્યો હતો, માટે તેણે મુસાફરીને લગતાં હરએક સંકટ પોતાના મીત્ર આગળ કહ્યાં, ત્યારપછી તેણે પણ નસીબને ઝુરાબંધ ગાળો દઈ પોતાનું સઘળું દુખ કહેવા માંડ્યું. તેને તેના મીત્રે ઘણોક દીલાસો દીધો, પણ હવે તે સઘળું નકામું ગણી તેણે પોતાનો છેલ્લો દેદાવ મીત્રને કહી સંભળાવ્યો. આથી તે મનમા બહુ દુખી થયો પણ હીંમત હાર્યો નહીં; તેણે ધીરેથી અને દરએક તકરારોથી પોતાના દોસ્તને તેના ઠેરાવથી ફેરવવાની યત્ન કીધી. તેણે પો-તાના મીત્રને નસીબને આધારે પડી આપઘાત કરવા કરતાં પાછું લશકર એકઠું કરી લડાઈ કરવા અને પોતાનાં નાનાં કુટુંબના છુટકારાના દરએક ઉપાયો લેવા કહી તેમાં બનતી મદદ આપવા માંગી. સેવટ પેલા કમનસીબ પુરૂષનું મન પીગળ્યું અને તે પાછો પોતાના દુશમનો સાંમે કીનો લેવા અને વહાલાંઓનો છુટકારો કરવા ઉસકેરાઈ આવ્યો. આ એકપુરા દોસ્તની મદદથી તેણે બીજા દેશમાં જઈ લડાઈની સઘળી તૈયારી કરી, સેવટ લડાઈ સરૂ થઈ અને તેની જીત થઈ. તે પાછો પોતાના દેશમાં આવ્યો અને પોતાનાં નાનાં કુટુંબ સાથે હસતો અને ખુશ થતો આગ-ળાંજ ઘરમાં જઈ રહ્યો. તેણે પોતાનો મીત્ર જેની સલાહ અને મદદથી પોતે જીવવા અને ગએલું સુખ પાછું મેળવવા પામ્યો હતો, તેને પણ પોતાની સાથેજ રાખ્યો અને જીંદગીની છેલ્લી ઘડી સુધી તેનો આભાર ભુલ્યો નહી. આ વખતથી તેણે નસીબ પર ભરૂસો મુકી બેસવાનું છોડી દીધું, અને સુખ ને સગવડ મેળવવા તથા દુખ અને દળદેસરી દુર કરવા બનતી મેહેનત કરી વાજબી ઉપાયો લેવાની માણસ જાતની ફરજ સમજતો થયો. હવે મારી દીકરી, તું જો કે આ માણુસ દુખના વખતમાં નસીબને આધારે પડીજ રહ્યો હતે તો શું તે આ પ્રમાણે ગએલું સુખ ને શાંતી પાછી કદી પણ મેળવવા પામતે? ઈશ્વરે માણસ જાતને મહેનત કરવા અને મુશકેલીઓની સાંમે થવાનું સઘળું બળ બક્ષેલું છે, તો તેનો વાજબી ઉપયોગ કરવો આપણને સજાવર છે.

માટે મારી વહાલી દીકરી, હંમેશ દુખના વખતમાં હીંમત રાખી તેને તોડવાના હરએક ઉપાયો કામે લગાડી, નીતીની નેક રાહ પકડી સદા ચાલશે તો સુખી થશે. તેમજ વળી ચડતા વખતમાં અને સુખની વખતે કદી મગરૂરી કરતી ના, અને કોઈ પણ હલકા વર્ગના કે દુખીને ધીક્કારતી ના; નસીબ, લેહેણું વીગેરે કશા ઉપર ઇતબાર લાવતી ના, પણ ખુદાનો હરએક સુખ કે દુખ વખતે ઉપકાર માની, નીતીની નેક રાહ પ્રમાણેજ ચાલી ખુદાની બહેલી ઉત્તમ નવાજેસનો વાજબી ઉપયોગ કરી હંમેશ સુખ ને શાંતીથી જીંદગી ગુજારજે. વળી તારી સહી મીત્રીઓ અને જે કોઈબી દુખની વખતે તને સલાહ પુછે કે મદદ માંગે તેમને પણ સારીજ સલાહ આપજે, અને બનતી મદદ કરજે અને સુખી થજે.

મીસીસ શીરીનબાઈ રૂસ્તમજી ફકીરજી કંત્રાકટર.

# સરજ્યનનાં જરબાઈ.

પ્રકરણ ૬ઠું.

## ઘેર—મધુર ઘેર.




યારે માણેકબાઈએ જરબાઈને પોતાને ઘેર બોલાવી ત્યારે તેવણે તે ખરાં દીલથી લખ્યું હતું, ને એક જુના મિત્રની છોકરીને કાંઈબી રીતે મદદ કરવા તેવણ રાજી હતાં, પણ તેણીએ તે તેડું બહાલ રાખ્યું નહી, તેથી તેવણું કાંઈ દલગીર થયાં નહી. તેવણુનો એકપુરો છોકરો જાલ જે બાહારગામ હતો, પણ થોડા વખતમાં પાછો આવે તેની વકી હતી. જરબાઈ તેની ઘણી માનીતી હતી, ને નાનપણમાં તેઓ સાથે રમતાં હતાં, પણ હાલ તે મોટી થઈ છે, ને કોઈબી મા પોતાના છોકરા સારૂ લોભી થાય છે; કદાચ એમ કે, જાલ જરબાઈને પાછો મળે તેટલાં પરણી જાય તો સારૂં.

બેશક જરબાઈ ઘણી સરસ છોકરી હતી; ભલી, સાચ્ચી, ને સ્વતંત્ર વીચારની, જે માણેકબાઈને ઘણું પસંદ હતું, પણ જાલ તો ઘણા વાડી બંગલાનો માલેક હતો, ને જરબાઈ જે એના માસ્તરની છોકરી, તેને બીલકુલ પૈસા હતા નહી.

તેણી ફીકર કરતી હતી કે રખેને તે અસલી મિત્રાચારી વધારે ગંભીર રૂપ પકડે. જાલ તો ખરેખર એક સદગ્રસ્થ હતો, ને પોતાની ફરજ અદા કરવામાં મોટું માન સમજતો. નાતાલનો વખત નજદીક આવ્યો હતો, ને તે હવે પાછો પોતાની માને ભેટવા પુણે આવનાર હતો. નવેમ્બરની આગમચ તે આવી પુગો. તેની માંદગીમાં તે નખાઈ ગયલો હતો, પણ હવાના ફેરફારથી તે હાલ વધારે કદાવર ને મજબુત દેખાતો હતો.

"માયજી, તમુને ઘેરમાં એખલાં જોઈને મને ઘણી ખુશાલી પેદા થાય છે. હુંતો ધારતો હતો કે મારા આવ્યાની ખબર તમુને નહી મલ્યાથી પરોણાથી તમે બધું ઘેર ભરી નાખશો. હું મારી સાથે પણ એક જણને લાવતે, જેને વીશે વાર ઘડીએ મેં મારાં કાગળમાં તમુને લખ્યું હતું. રૂસ્તમ મારો વીશ્વાસુ ને સાચો મિત્ર છે. મારી સાથે તે સીધો અહીં તમારે લીધે આવ્યો નહી. તે હવે પુણામાં થોડા વખતમાં આફીસ ઉઘાડનાર છે. માણેકબાઈ બોલ્યાં, "પણ દીકરા, તેને તારી સાથેજ કાંએ નહી લાવ્યો. આપણા બાહુત બરજોરજી તને કંઈ કામસર મલવા માંગેય. મને તારી સાથે, ઘણી વાત

માણેકબાઈનો ચેહરો ખુશ જણાયો ને જમયા પછી જાલ બોલ્યો "ચાલો આપણે પેલા નાના ઓરડામાં જઈએ, ને બધી બરોબર વાત કરશે." માણેકબાઈએ તેમ કબુલ કીધું, ને થોડો વખત અરસપરસના સવાલો કરયા કીધા.

જાલ બોલ્યો "હવે મને મારા માસ્તરની વાત કહેવો, તમે તો ફકત તેનાં મરણ વીષેજ લખ્યું. માણેકબાઈએ સઘળી બીના કહી સંભળાવીને બોલી, "બીચારાના બધા પૈસા જવાથીજ તેને ઘણું લાગું, જ્યારે તે ગુજર્યો ત્યારે પુણે હતો."

"પણ તેની તો એક નાની જર નામની છોકરી હતીની? તેનું શું થયું?"

"તું ભુલેચ જાલ, તે તો ૨૧ વરસની હવે થઈ છે, તેનો મામો એદલજી પટેલ તેને પોતાને ઘેર લઈ ગયો."

"એદલજી ઘણો ધીરજવાલો માણસ છે, ને જેની ધણીયાંણી પૈસાદાર, પણ નીચ ખવાસની છે તે કે? આપણે તેમને મહાબલેશ્વર મળ્યાં હતાં, જ્યાં તેમનો બંગલો છે; માથેરાંનમાં પણ તેઓ આપણને મળ્યાં હતાં."

"એદલજી પરણ્યો તેની અગાઉ ગરીબ પણ ઉંચા ખાનદાનનો, સુધરેલા વીચારનો ને ઘણું શીખેલો હતો. બધાંને તે ઘણો ગમતો, પણ તેની બૈરી તો એનેજ લીધે અથવા તો તેના પૈસાથી વેહાય છે, બાકી કોઈ માન આજે આપે નહી."

"ત્યારે શું મારી જર એવી નીચ ને પૈસે મગરૂર મામી સાથે રહેવા ગઈ? જ્યારે હું મોટો હતો ને એ નાની હતી, ત્યારે હું એની સાથે રમતો હતો. તેનું કાગળ તમારી પર આવે છે કે? મને જાણવા ગમે છે કે જરબાઈને એવી સાથે પરવડે છે કે? કારણ કે એનો સ્વભાવ તો ઘણો નરમ છે, ને એવી બૈરીના આશરા હેઠલ રહેવા એને ગમતું હશે નહી." માણેકબાઈ જે જાણતાં હતાં તે ખરેખરૂં કહી દીધું "મને એવો વીચાર આવે છે કે જરબાઈ એના પૈસાદાર મામાને ત્યાં સુખી નહી હતી, એદલજીનો પ્યાર તેની પર ઘણો હતો, પણ બૈરીના કહયા સર ચાલતો ને ઘરમાં તેનું બીલકુલ ચલણ હતું નહી; જર એવી હાલતથી તદન કંટાળી ગઈ ને મને ભલામણ પત્ર વીશે લખ્યું, કે એને કોઈ શીખવવાની જગા મળે તો જાય."

શું માંગયું? જરબાઈએ શું એવું પોતાને સારૂ માંગ્યું? તેની મતલબ શું હતી?"

"જે બોલ એણે લખ્યો, તે બોલ જાલ હું તુને કહુંચ. હમણા વળી ઘણાં જણાં પોતાની છોકરીઓને પીયાનો ને ગાયણ તથા ભરવા ગુંથવાનું બધું શીખવી શકે તેવી શીક્ષક શોધેચ, પણ જરબાઈને કાંઈ ઘણું સરસ પીયાના પર વજાડતાં આવડતું નથી કે શીખવે, તેથી છોકરાંને શીખવવાનું એને દરસ્ત લાગું, ને મનેબી તેમજ ગમયું, જોકે મારા વીચાર પ્રમાણે તો તે પુરતી કેળવાએલી છે."

"જરબાઈમાં જોકે બપકાના ગુણ તો કશા નથી, પણ જે સંસારમાં ઉપયોગી થઈ પડે, તથા બીજાંને સારૂ પોતે ગમે તેટલું ખમે તેવા ગુણ તો છે. હવે મને કહેવો કે એને શું સરતો કીથી છે? ઘણી વખત એવું બને છે કે એક બે છોકરાં શીખવવા સારૂ શીક્ષક સાથ સરત કરે છે, પણ થોડા મહીના થયા પછી તેને શરમમાં નાખે છે, ને અરધી દજન છોકરાં લાવી બેસાડે છે."

"નહી દીકરા તું ભુલ કરે છે, જે માણસોને ત્યાં તે ગઈ છે, તે લોકો તો ઘણાં ભલાં માણસ છે; જો તું ઓળખે તો એમ બોલે નહી. બે છોકરાંને હાલ તો એ શીખવે છે, ને લખે છે કે છોકરાં એટલાં તો સરસ છે કે તેઓને જોઈને તેને ઘણો દીલાસો મળે છે."

"હા, બીચારીને કાંઈબી દીલાસો તો જોઈએ," જાલ નીસાંસ મુકીને બોલ્યો, "પણ માયજી એક જુના મિત્રની છોકરી સારૂ તમે શું કર્યું?" તે ધીમેથી બોલ્યો, પણ તેનું મોહડું ને બોલો ઘણી ઉંડી લાગણી બતાવતા હતા.

"મેં તો જરબાઈને લખ્યું કે સુખેથી મારી સાથે અહીં આવીને રહે. જો જાલ, તું કહે તો તે કાગળ ને તેનો જવાબ સઘળું મારી પાસે છે, તે તુંને બતાવું, તે ઉપરથી તુંને જણાશે કે એને પોતાની પસંદગી પ્રમાણે કીધુંચ તેથી હવે મને શાંની બદલામી, કારણ કે મેં તો આપરી સાથે રહેવા આવવા લખ્યું કે ઘેર જાણે તારૂંજ છે, પણ એને એમ શીખવવા જવાનું વધારે પસંદ પડયું, જોકે બહાર ગામ શીખવવા એખલી જાય તે તો પહેલાં મને પણ જરા ઠીક લાગું નહી, પણ બધું છતાં ઓશીયાલા હાલ કરતાં એ રસ્તો હું ઘણો માનભરેલો સમજુંચ."

જાલે બેઉ કાગળો લીધાં, વાંચ્યાં ને કાંઈબી ટીકા કર્યા વગર તેની માયના હાથમાં આપ્યાં. તેનો ચેહરો તદન સંતોષ પામેલો લાગતો હતો અને તેણી તે સમજી ગઈ. ઘણા વખતની ચુપકીદી પછી તેણી બોલી, "તું ધારેચ કેની કે મને એવીજ મમતાથી લખવું જોઈતું હતું?"

"માયજી તમે બરોબર વખતને અનુસરતું લખ્યું છે, પણ મારા કહેવાની તમો રીસ કરતાં ના; જરબાઈ કાંઈ એવી છોકરી નહી હતી, કે જેની પર એને હક નહી, પણ ફકત દોસ્તી, તેને આધારે આવીને રહે, ને તે પોતાનાં સગાં સાથે તેવી હાલતે રહયાથી ઓશીયાલી જીંદગીની અજમાયસ તેને પુરતી રીતે મલી."

"પણ જરબાઈ જો આપરે તાંહાં આવતે તો હું એને મારાં બચ્ચાંની માફકજ ગણતે ને તેની મામીની માફક હું તેની સાથે ચાલ ચલાવતે નહી. હું ને એની કુવરબાઈ મામી કંઈ સરખાં નહી હતાં."

"બેશક નહી, પણ યાદ રાખવું જોઈએ કે જરબાઈને કાંઈબી પગારની જરૂર હતી; તેનાં કપડાં, મુસાફરી ને પોતાના જીવનો ખર્ચ સર્વે જોઈએ તે ક્યાંથી લાવે? તેની કાંઈબી આવક હતી કે? પછી તે છોકરી કરે શું? હું ધારૂંચ કે પૈસા બાબદ તમોએ કાંઈબી ઈસારો કીધો નહી હશે."

"હું તુંને ખાત્રી આપુંચ જાલ, કે મને એવો વીચાર નો આવ્યોજ નહી, પણ જરબાઈ જો અહીં આવી હોતે તો એને કશાંની જરૂર પડતે નહી. હું એને બધું અપાવતે."

"અલબતાં તમે અપાવતે તો ખરાં, પણ જુઓ મારા વીચાર પ્રમાણે તમોને એમ કરવું હતું. તમે તે વખતે એખલાં હતાં, તેથી તમોને નહી સોહોવાયાને લીધે કોઈ બાનુંની તમોને જરૂર હતી. ને જરબાઈ તમારો અભ્યાસ, સારી રીતે પીછાંણે છે, ને તમે જરબાઈને પણ સારી રીતે ઓળખતાં હોવાને લીધે તમે એને તમારી સાથે પગારનો બંદોબસ્ત કરીને રાખતે, પછી એને ગમે તેટલો વખત તમારી સાથે રહે; એમ અંગ્રેજોમાં ઘણી વાર બને છે, તેમ જો કીધું હતે તો સારૂં."

"ખરેખર દીકરા એમ જો મેં કીધું હોતે તો ઘણું સારૂં, પણ મને તેવો વીચાર આવ્યોજ નહી, પણ હવે તો સઉ થઈ ચુકું છે."

જાસે વીચારવંત ચેહરે કહ્યું, "હવે તો સઉ નક્કી થઈ ચુક્યું છે. "પણ જરબાઈએ કાંઈબી ખરાબ કીધું નથી. જેને તાંહાં એ શીખવે છે, તે ઘણીજ સારી બૈરી છે, ને એની શીખવવાની કદર બુઝે છે. ત્રણ મહીનામાં સઉ સાથે પળોટાઈ ગઈ છે, તથા શીખવવા સીવાય બીજું કાંઈબી કરતી નથી."

"પણ એવું શું એને કીધું કે તેમાં વળી ખરાબ લાગે! શીખવવા જાગે તે ફકત શીખવે, બીજું શું કામ કરવાનું હોય કે તે કરે. મને તે બાઈનું નામ કહોની કે જો હું તેને ઓળખતો હોઉં, તો જોઉં કે તે કેવી છે?

"મને જરબાઈએ તેનું નામ કે ઠેકાણું કોઈને નહી કહેવાને વીનંતી કીધી છે, ને જ્યાં સુધી મને કહેવાની રજા મળે નહી ત્યાં સુધી હું કોઈને કહેવાની નથી. તું કહે તો હું અતર ઘડી એને લખીને પુછાવું."

"મારે ખાતર તમે કોઈનોબી વીશ્વાસ ઓછો કરો ના માયજી, પણ આજે કોઈ પર કાગળ લખીને વખત ગુમાવો તે કરતાં મારી સાથે વાત કરો તો સારૂં."

ત્યાર પછી જરબાઈ વીશે તેને વધુ સાંભળવાની ઇચ્છા નહી હોય તેમ પોતાનાં બીજાં ઓળખીતાંની ખબર અંતર પુછી, ને જરબાઈ વીશે ફરીથી કાંઈબી વાત છેડી નહી. રાત્રે



# ॥ નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો. ॥

## એલીઝાબેથ બેરેટ બ્રાઉનીંગ.

જનમ ૧૮૧૯—મરણ ૧૮૬૧.




લીઝાબેથ બેરેટ લંડનના એક મોટા વેપારીની બેટી હતી. તેણીનું બચપણ પોતાના એકપુરા વહાલા ભાઈ અને બાપ સાથ 'હેરેફરડશીયર' નામના પ્રગણામાં અને કોઈકોઈ વેળા લંડનમાં પસાર થયું હતું, કે જેને માટેની વીગત ક્રમતસીબે આપણે મેળવી શકતાં નથી. માત્ર એટલુંજ કહેવાયલું છે કે જેવું તેણીનું બચપણ સુખી અને ખુશાનુમાં ગયું, તેવીજ રીતે તેણીની પાછલી જીંદગી પસાર થવા પામી નહી, પણ તેણીને ઘણું દુખ સોસવું પડયું હતું. ભાષા શીખવામાં તેણી અતી ચપળતા બતાવતી હતી, અને ગ્રીક ભાષાનો શોખ તેણીને સઉથી વધારે હતો.

૧૮૩૬માં એલીઝાબેથ મરણતોલ માંદી પડી, જેમાંથી જો કે તેણી સાજી થવા પામી, તોપણ પોતાની અસલી તંદુરસ્તી એ ત્રણ વરસો તલીક મેળવી શકી નહી. એક વરસ દહાડા તલીક પોતાનો ઓરડો છોડયો નહી, અને જ્યારે શીયાળાની ઋતુ આવી ત્યારે તેણીના ડાક્ટરોના ફરમાવ્યા મુજબ બીજી જગાએ લઈ જવામાં આવી. તેણીનો ભાઈ કે જેને

"તેણીને કદી મેળવશેજ નહી" મારા કાકા બોલ્યા, "એનું કોઇ દહાડો સારૂં થવાનુંજ નથી, તે તેણીને કદી મેળવશેજ નહી."

જે વખત મને મારૂં પુસ્તક પુરૂં કરવામાં રોકવો હતો, તે હવે મેં મારા કાકાની મેહરબાની મેળવવાની ફોકટ કોશેશમાં ગુમાવ્યો. પ્યારે સાગે થવાની ટેવ સાથ લડાઈ મારાં દીલનો કબજો લીધો અને જે માણસ પ્યારમાં હોય તે પુસ્તક કેમ લખે? હું હંમેશ કરતાં વધારે આળસુ થતો ગયો, કારણકે હું માનતો હતો કે ગમે એવી મેહનતથી હું મારા કાકાનું સારૂં મત મેળવી શકીશ નહી; અને તેવણુની પસંદગી વગર તો લુસીનો હાથ કદીબી મેળવવાની મને આશાજ ન હતી. જેટલો વખત હું મારા કાકાને ત્યાં રહયો, તેટલા વખતમાં મને મારા બાવા તરફથી ઘણાં કાગળો મલ્યાં, જેની અંદર હમેશાં મારૂં કામ કેમ ચાલે છે તેની ખબર પુછાવતા હતા, અને મારાં કામમાં ઉતાવળ કરવાના મને કાલાવાલા કરતા, કારણકે એક બીજું ચીનની મુસાફરી નામનું પુસ્તક, કે જે એક સારી આબરૂવાલા ગ્રહસ્થને હાથે લખાતું હતું, તેને મારાં પુસ્તકની આડે આવવાનો ભય હતો. હું મારી મુર્ખાઈ માટે કાંઇ પણ બોલી શકતો નથી. મેં મુલતવી રાખવાનું અને નીસાસા નાખવાનું જારી રાખ્યું; તે એટળાં વેર કે છેલ્લે મને ખબર મલી કે "સર જયોરજ સ્ટોનટનની ચીનનાં એલચીખાતાંની તવારીખ નામનું પુસ્તક, બે વાલ્યુમમાં છપાઈ બહાર પડયુ છે, ત્યાં વેર. મારી સઘળી આશાઓનો અહીંઅંત આવ્યો. મેં મારા કાકાનું ઘર નીરાશીમાં છોડયું; હું મારા બાવાને મલવા ઘણો બીહતો હતો, તેવણે મને ઘટતા ઠપકાઓથી ધોઈ નાખ્યો, કે જે ઠપકાઓને હું વદન લાયક હતો; તેવણુ મારી જીંદગીની ફતેહ માટે જે જે આશાઓ રાખતા હતા તેમાં નાસીપાસ થયા; તેવણુની હવે ખાત્રી થઈ કે હું મારી હુશયારીને કદીબી મને અથવા મારાં કુટુંબને ઉપયોગની કરીશ નહી; તેવણુના ચેહરા ઉપર હમેશનો દલગીરીનો છાપ પડયો, અને મને કાંઈબી મેહનત કરવાનું કહેવાનું છોડી દીધું. મેં મારો વખત આળસાઇમાં, અને લુસીની સાથ પરણવાને અશક્ત હોવા માટે બળાપો કરવામાં ગુજારયો. મેં મારી જીંદગીમાં ફતેહ મેળવવા માટે હજારો તદબીરો ઉભી કરી, પણ તેઓને અમલમાં લાવવું હંમેશ કાલપર.

[ સાંધણ છે. ]  નવાજબાઈ જા૦ પાદશાહ.

---

# એક બાયડીની પોતાના વર તરફની ફરજો.




ટ છટ, તારાં પેલાં બીક ઉપજાવનારાં અને વગર દયાવાળાં ભવાં ઉતાર અને પેલી તારી નજરોમાંથી ધીક્કાર ઉપજાવે એવા આંખના પળકારા કદી પણ કાઢતી ના. જેમ અતી રમણ્ય લીલાં લીલાં ઘાસવાલાં મેદાનો પર દવ પડવાથી તેની સુંદર ખુબસુરતી ઉપર દાઘ પડી રહે છે, જેમ સુંદર તાજાં ફુલની કળીઓ વંટોળીઆથી ડગમગી જાય છે, તેમજ તારો ખાવંદ કે જે તારો ધણી, તારો રાજા અને તારો હાકેમ છે, તેને કોઈ પણ રીતે તું દુઃખ પોહોંચાડશે, તો તેથી જો કે તું ગમે તેવી ખુબસુરત હશે તોપણ તેની ઉપર દાઘ પડી રહેશે, અને તારી બીજી કીર્તીઓને વમળમાં નાંખશે; અને વળી ઓરતે પોતે પોતાના ધણી તરફ એવી ચાલે વરતવું, એ તેને કોઈ પણ રીતે લાયક અને પસંદ કરવા જોગ નથીજ. જેમ એક ઝરો કે જે જ્યારે મેલો થઈ જાય છે, ત્યારે તે કાદવવાલો, નઠારા દેખાવનો, અસ્વચ્છ અને ખુબસુરતી વીનાનો થાય છે અને તે વખતે કોઈ ગમે તેવો તરસ્યો માણસ પણ હોય તો તેમાંથી એક ટીપું પણ પીને પોતાની તરસ મટાડવાની ઈચ્છા કરશે નહી. તેમજ જો તું તારો પોતાનો સ્વભાવ જલદીથી ઉસકેરાઈ જાય એવો રાખશે, તો તું ગમે તેટલી ખુબસુરત અથવા પૈસાદાર હશે તોપણ કોઈપણ તારી પાસે આવવાને અને તારો મીત્ર થવાને ચાહશે નહીંજ.

શું તું નથી જાણુતી કે તારો પોતાનો ખાવંદ તે તારો ઉમરાવ છે, તેજ તારો રખેવાળ છે, તેજ તારૂં માથાનું તાજ છે, તેજ તારો રાજા છે, અને તેની જીંદગીમાંજ તારી જીંદગી સમાયલી છે? શું તું નથી જાણુતી કે તારો ખાવંદ એ એક છે, કે જે તારે માટે હંમેશાં કાળજી રાખે છે, અને તારાં ગુજરાણને ખાતર તે જમીન પર અને દરયામાં પોતાનાં શરીરને મેહેનત અને જોખમમાં નાંખે છે? શું તું નથી જાણુતી કે તારે ખાતર તે રાતનાં તોફાનો અને દીવસના થંડી અને સખત તડકો ખમે છે? જ્યારે તું પોતે તો તારા ખાવંદના હુંફવાલાં ઘરમાં નચીંતપણે અને સહીસલામત રીતે રહે છે! તારે સારી રીતે જાણવું જોઈએ કે તારે માટે ઉપર વર્ણવેલી રીતે જે જે જેહમતો તારો ખાવંદ વેઠે છે અને દરીઓ અને જમીન ખેડે છે, તેના બદલામાં તું તેને શું આપી શકે! કાંઈજ નહીં પણ માત્ર તારો સાચ્ચો પ્યાર, ખરેખરી તાબેદારી કે જે તેણે તારે માટે ખેંચેલી જેહમતનાં પ્રમાણમાં ૧૦૦ મો હીસ્સો પણ નથીજ. જે પ્રમાણેની અને જેટલી રૈયતની ફરજ પોતાના શાહનશાહ તરફ વફાદારી બતાવવાની છે, તેટલીજ તારી પોતાની ફરજ તારા ખાવંદ તરફ વફાદારી બતાવવાની અને તેની તાબેદારી કરવાની છે, માટે મારી વહાલી બેન, જો તું તારા ભવમાં સુખી થવા માંગતીજ હોય તો ઉપલી રીતને ખરેખરી રીતે અમલમાં લાવવાને કોશેશ કરશે તો તું ખચીત સુખીજ થશે અને તે સર્વ શકતીવાન ખોદા તારી ઉપર ચાહ રાખશે, અને જ્યારે તે પાક ખોદા ચાહ રાખશે ત્યારે કુદરતીજ રીતે સરવ લોક તને ચાહશે અને તારા સર્વોત્તમ ગુણનાં વખાણ ગાશે.

મીસીસ બચુબાઇ મોદાબાઇ વલસાડા.

---

"અને શું તું મારી પર એટળી બધી ફીદા છે, પ્યારી," તે બોલ્યો, "કે મારી બાયડી થવાને અને દુન્યાને એક છેડેથી બીજે છેડે જો જરૂર પડે તો જવાને, તારૂં ઘર, દોસ્તો, સગાં વાહાલાં અને તારી જુવાન જીંદગીને સુખી કરનારાં સર્વે સાંધણો છોડી દેશો?" "હા અલબત," તેણી આરતેથી બોલી, "જ્યારે હું તમારી બાઇડી થઇશ ત્યારે તમારા વીચારો તે મારા વીચારો અને તમારી આશા તે મારી, અને જો છેક દુન્યાને છેડે જવા મને કહેશો તો, અરે હું કેવી મોટી ખુશી સાથ તમારી સાથે જઈશ, કારણકે મને મુસાફરી કરવા કેવી ગમેચ!"



## હરેક ભલાં કામમાં હારી ના ખા, પણ હીંમતથી આગળ ને આગળ વધ, અને તું જરૂર કરીને પાર પડશે.



મતથી તું આગળ ને આગળ વધ! કારણ કે નાસીપાસી જેવી કોઈ ચીજ આ દુન્યામાં છેજ નહી, અને દરેક કામમાં હીંમતથી આગળ વધવાની કોશેશ કર. પહાડ ઉપર ચહડ, અને પવનના ઝપાટા સાંમે બહાદુરીથી સાંમો થા. જરાક પણ બીહ્યા વીના આગળ ને આગળ ઉપર ને ઉપર ચહડયો જા. હે! માનવી! કોઈ પણ સાહસીક કામ આરંભવાને તું શું કરવાને ડરે છે? કારણ કે તારાં માથાં ઉપર આકાશ રમણુય દેખાવ કરીને સદાનું પ્રકાશે છે. જો ગમે એવાં પણ તોફાન અને વાદળ તારી વચમાં આવે, તો તેની કાંઈ પણ દરકાર કર્યા વીના આગળ ને આગળ તું વધ્યો જા, કે જેથી અંતે તુંને સુખ મળયા વીના રહેશે નહી.

હીંમતથી આગળ વધ! તથા ખડબચડી અને કદંગી પહાડોની ટેકડીઓ ઉપર બહાદુરીથી ચહડ, તથા પહાડો ઉપરથી ઉતરતાં તોફાની પાણીઓના ઝરાઓનાં આરકાંની સાંમે હીંમતથી ને ખુશીથી લડ. જે બીહી બીહીને આસ્તે આસ્તે પેટે ચાલીને આગળ વધવાની કોશેશ કરે છે, તે જરૂર કરીને હારી ખાય છે, તથા જે પહેલવાની કુચમાં છાતી કહાડીને દાખલ થાય છે, તે જરૂર કરીને જીતે છે. હે! માનવી! તું એક ખરેખરો પહેલવાન બન, અને તારી વચમા ગમે એવા મોટા બરફના ઢગલાઓ આવીને તુંને ખલલ કરે, તોપણ તેમને હીંમતથી કચડીને તું આગળ વધ, ને તારો ખરો માર્ગ શોધી લે, અને અબનુસનાં લાકડાં જેવી, ગમે એવી પણ કાળી તથા કઠણ દેવાલ તારી વચમાં આવે, તો તેને તોડી પાડીને તું દીવસની રોશણી જોવાને તૈયાર થા.

હીંમતથી આગળ વધ! અગરજો તારો પગ એક કે બે વખત પછવાડે પાછો સરી પણ જાય, અને તું ઠોકડ ખાઈને નીચે પડે, તોપણ તેની રતીભાર પણ દરકાર કર્યા વીના તું વધારે આગળ ને આગળ વધ્યો જા. કારણ કે અગરજો તું મોત અને ધાસ્તીથી બીલકુલ નહી ડરશે, તો ખચીત કરીને તેઓ તારી પાસથી નાહસી જશે. જેમ એક લશકરમાં હીચકારી હારને હંમેશા ગોળી લાગ્યા વીના રહેતી નથી, પણ જેઓ હીંમતથી લડાઈમાં લડવાને છાતી કહાડે છે, તેમની છાતી ઉપર ચકચકીત હીંમત, એક ધાતુનાં બખતરની માફક નેગેબાની કરનાર તરીકે પ્રકાશી નીકળે છે, અને તેમનો બચાવ કરે છે.

હીંમતથી આગળ વધ! અગરજો તારૂં નસીબ આજે તારી સાથે જુહાઈ રમશે, તો તું તેની જરાક પણ દરકાર કરતો ના, કારણ કે ખચીત કરીને ખાતરી રાખજે, કે આવતી કાલે તે સાચ્ચું થશે. હમણાં જો કે તે તુંને દુબાડે છે, પણ આગળ ચાલતાં તે તારો દહાડો ફેરવી નાંખીને તુંને નવીજ બક્ષેસો આપશે, માટે ધીરજ રાખ, અને સંતોષી બન. જે બેવકુફાઈ ભરેલાં કામો તેં તારી ભુલથાપથી કીધાં હોય, અને તેમાંથી જે અનુભવી ડહાપણ તુંને મળ્યું હોય, તે તને આગળ વધારવાને મદદ કરશે, કારણ કે હંમેશાં કુદરતના કાયદા પ્રમાણે બેવકુફાઈ પછવાડે ડહાપણ આવે છે, અને નબળાઈ પછવાડે જોર આવે છે. વાસ્તે બહાદુરીથી આગળ વધ! આગળ વધ!

હીંમતથી આગળ વધ! અગરજો તું જમીન ઉપર પણ પડેલો હોય, તો તેની શું ચીંતા છે? જેમ વરસાદ પોતાનું પાણી સર્વે ઠેકાણે પાંથરી શકે છે, તેમ શું તું તારો કુદરત માટેનો પ્યાર દરેક ઠેકાણે ફેલાવી શકે છે? હે! માનવી! તું આટલું જરૂર કરીને યાદ રાખજે, કે ગમે એવાં પણ દુઃખ તારી ઉપર આવી પડે, તોપણ તે સર્વે સંકટોને તું ધીરજથી ખમજે, કારણ તેમાંથી અંતે તુંને સુખ મળ્યા વીના રહેશે નહી. જેમ એક અંધારાં અને વેરાન જંગલમાં એક ભાગી તુટી ગયલાં ઝાડની ઉપર એક પક્ષી બેસીને પોતાનું મીઠું ગાયન ગાવું શરૂ કરે, તો તે એવાં એકાંત જંગલમાં પણ કેવું મધુર લાગે? તેમજ તું પણ ગમે એવી જગ્યાએ જા, કે જ્યાં તારૂં પોતાનું ગોલાબ કેવું ખીલી નીકળેલું હોય છે! (તે ગુલાબ કાંઈજ નહી, પણ તારો પોતાનો આત્મા છે, અને જે ખોદાનું પોતાનું એક નુર છે).

હે! માનવી! તું હીંમતથી ઉપર ચહડ, અને ખુદાને પુગ. કે જ્યાંથી તુંને સરસમાં સરસ ઉંચાં ઈનામો મળી શકશે, અને તારે માથે પેહેરવાનું તાજ પણ ત્યાં જરૂર કરીને તૈયાર છે. માટે તું કદી પણ પાછો હઠ ના. એક મક્કમ ઠેહાવ રાખીને તું તે જેહાનનું તાજ, દોલત, આબરૂ, અને ખુશી મેળવવાને લાયકનો થા, કે જે આબરૂ, તાજ, દોલત અને ખુશી તુંને સદાનો ખુશીમાં રાખશે. હે! માનવી! આળસાઈને તું સંપૂર્ણ રીતે તજ, ને ગમે એવાં પણ તારી ઉપર દુઃખ ને સંકટો આવી પડયા છતાં, તેની રતીભાર પણ દરકાર કર્યા વીના હંમેશગીનું સુખ મેળવવાને આગળ ને આગળ ઉપર વધવાની કોશેશ કર, અને અંતે તું જોશે કે, તારી અથાગ મેહેનતનો બદલો તુંને છેલે મળ્યા વીના રહેશે નહી. માટે ઉપર ને ઉપર હીંમત અને બહાદુરીથી તથા ખુશીથી આગળ વધ્યોજ જા.

**મીસ બાનુબાઇ પેસતનજી નવરોજી ડાક્ટર.**

---

**દવાઈની પેટી**—એક વાહણપરનો ડાક્ટર દરદીઓને કોઇ પણ દુઃખ વેળા ખારૂં પાણી પાવામાં બહાદુર હતો. એક દીવસે અકસમાતથી તે ડાક્ટર દરયામાં પડયો અને ડુબી મુવો. વાહણનો કપતાન જેને આ બનાવની ખબર ન હતી, તેણે બીજે દીવસે એક ખલાસીને પુછ્યું કે ડાક્ટર વીશે તેને કાંઈ ખબર છે યા નહી. "હા" તે બોલ્યો, "ગઇ રાતના તે પોતાનીજ દવાઇની પેટીમાં ડુબી મુવો છે."

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.



૧૫—બોતા ફોગાનું અખાત.

## પ્રકરણ ૪ થું (ચાલુ.)—રાયો ડી જેનીરો.

**મંગલવાર,** તા૦ ૨૨મી આગસ્ટ—હમે સહવારના પાંચ વાગતે ઉઠયાં, અને પેત્રોપોલીસથી ૬ માઇલ દુર "વરજીન ફોરેસ્ત" જોવા ઘોડા ઉપર નીકળ્યાં; દોહડ કલાકની મુસાફરી કીધા પછી હમે જંગલ આગળ આવી પુગયાં. આ જંગલ ઝાડીઓથી ભરપુર છે, અને જોકે હમુને અહીંથી ત્યાં ફરવાને ઘણું પસંદ પડતું હતું, તોપણ રસ્તો ચુકી જઈએ એવા ડરથી હમે જે માર્ગે હતો તે ઉપરજ ચાલ્યા કીધાં; ઘણો રસ્તો કાપ્યા પછી હમે એક ખુલી જગા ઉપર આવી પુગયાં, જ્યાંથી દરીયાનો દેખાવ ઘણો મનોરંજક હતો. અહીંયાંથી હમે પાછાં ફરયાં, અને થોડો કટકો ગયા પછી હમુને હમારા ઘોડાઓ મળ્યા, જે ઉપર બેસી હમે પેત્રોપોલીસ તરફ બાર વાગતે આવી પુગ્યાં. આ જગા ઉપરની દરએક મીજોના રંગો ઘણા ઝીગ-કાતવાલા હોય છે; ખુલા રંગો તો નજરે પડતા નથી.

બુધવાર, તા૦ ૨૩ મી આગસ્ટ—આજે સહવારના ૭ વાગે હમે બધાં તૈયાર થઈને હોતેલની અગાસી ઉપર ગાડીની વાર જોતાં ઉભાં રહ્યાં. હમે નીકળ્યાં ત્યારે વેહેકી સારી હતી, પણ થોડો કટકો ગયા પછી એકાએક ધુમસ નીકળ્યો, અને હમુને થંડી ઘણી લાગી. હમે ઘણાંએક નાનાં ગામડાંઓમાં ઉતરયાં, અને અગીઆર વાગે "એંત્ર રીઓ" પર આવી પુગયાં. હમે (પણા) સાડીઓગણસાઠ માઈલની મુસાફરી ચાર કલાક અને પચાસ મીનીટે ખલાસ કીધી, અને એટલાં-માં સાત વખત હમે ખચ્ચરો બદલ્યાં.

હમે સ્ટેશનની પાસેનાં એક પોંચખાનાંમાં નાસ્તો કરી આગ-ગાડીમાં બેસી "પાલમાયરા" ચાર વાગતે જઈ પુગયાં. ત્યાંના ડાક્ટર ગનીંગ હમુને લેવા આવ્યા હતા, તેની સાથે હમે તેવ-ણુને ઘર ગયાં. એ ઘર એક ટેકડીની કીનારી ઉપર છે, અને અહીંયાંથી સુરજ અસ્ત પામવાનો દેખાવ ઘણોજ ખુશકારક લાગે છે. ઘરની પાસે એક નાનું જંગલ છે, તે જોવા હમે નીકળ્યાં અને થોડી પળમાં મેં ત્યાંથી (૨૬) છવીસ જાતના ફર્ણના (એક જાતનું ઝાડ) નમુનાઓ એકઠા કીધા.

બીજે દહાડે હમે "બારા" જોવાનો ઠેહાવ કીધો હતો, તે સબબથી હમે આઠ વાગતામાં ઉતાવળ કરીને સ્ટેશન ઉપર ગયાં, જ્યાં હમારી ગાડી બીજીઓની સાથે જોડી, અને હમે "સેનના આના" આવી પોંહોંચ્યાં. મી૦ ફેરો એક જુના ઘાટ-ની ગાડી, થોડા ઘોડાઓ અને આઠ ખચ્ચરો લઈ હમુને લેવા આવ્યા હતા; અને તેવણુની સાથે હમે "બેરનની જમીન" જે બે માઈલ દુર છે ત્યાં ગયાં.



૧૬—ગુલામોનું ગામ સેનતા એના.

"સેનતા એના" એ બ્રેઝીલનું સર્વેથી મોટું કાફીનું મકક છે. એક ચોરસ જગાની ત્રણ બાજુઓ ઘરમાં રોકાય છે, અને વચમાં કાફી સુકવવા સારૂ જગા રાખેલી હોય છે. વચમાનું ઘર રહેવાના કામમાં આવે છે, જમણી બાજુ પરનું ગોલામોને સારૂ ઓરડાઓ, વખારો, અને દેવલ તરીકે વાપરવામાં આવે છે, અને ડાબી બાજુનામાં તબેલાઓ, બબરચીખાનાઓ, અને ગોલામોને સારૂ બીજા ઓરડાઓ હોય છે.

કાયદા પ્રમાણે ધણી પોતાના ગોલામોને સાત દહાડામાં એક દહાડો છુટી આપવાને બંધાયલો છે; અને તે દીવસે જો ગોલામો પોતાની ખુશીથી કામ કરવા માંગે તો તેને જુદા પૈસા આપવા પડે છે. ગોલામોને કાંઈ રવીવારેજ છુટી આપતા નથી; ઘણું કરી જુદા જુદા દહાડાઓ હોય છે, જેથી કરીને એક એકના ગોલામો મળી શકે નહી. આ ઠેકાણે આજે બેસપતવારે રજા આપવામાં આવી છે, અને તેઓ પોતાના તેહવારનાં કપડાંઓ પેહરી બહાર આવ્યાં છે. સહુથી પહેલાં તેઓને સર્વેને સાથે કરી નીચે પ્રમાણે ઉભાં રાખવામાં આવ્યાં હતાં. આગળ નાના છોકરાંઓ, તેની પછવાડે જુવાન બાયડીઓ, તેઓની પછવાડે ઘરડી બાયડીઓ, તેઓની પછવાડે ઘરડા માતીડાઓ અને સર્વેથી પછવાડે જુવાન પુરૂષો, આ મુજબ તેઓ સર્વે દેવલમાં ભજન કરવા ગયાં; બંદગી ખલાસ થયા પછી ધણીએ દરેક માણસની મુલાકાત લઈ તેઓને જવા કહ્યું, દરેક નાનાં છોકરાંઓને પણ તેઓની માતાઓ દેવલમાં લાવ્યાં હતાં, અને એક બચ્ચું તો માત્ર એકવીસ દીવસનું હતું.

દેવલમાંથી હમે ઘર જઈ નાસ્તો ખાઈ ફરવા નીકળ્યાં, સર્વેથી પહેલાં હમે નીશાળનાં છોકરાંઓને જોવા ગયાં, ત્યાર પછી હાસપીટાલમાં ગયાં, જ્યાં સારાં ભાગ્યે ઘણાં થોડાં જણ માદાં હતાં, અને પછી એક નવો સંચો જેથી કાફી સાફ કરવામાં આવે છે, તેની તપાસ કીધી. સહુથી સરસ કાફીને તદન પાકવા દેવામાં આવતી નથી, પણ તેને તુરત છોલામાંથી કાઢી સુકાતી નાખે છે. સુકાયા પછી તે ચુંટી કાઢવામાં આવે છે, અને એ કામ સેહેલું હોવાના સબબથી જે બાયડીઓનાં નાનાં છોકરાંઓ હોય છે તેઓને આપવામાં આવે છે.

હમે ઘર તરફ જઈ સર્વેને સલામ કરી, હમારી ગાડીમાં બેસી "બારા" જઈને, બાદશાહ સાઓ ક્રીસતોવાનો મેહલ પછવાડે મુકી હમે "રાયો" માં બીજી બાજુથી દાખલ થયાં.

સોમવાર, તા૦ ૨૮ મી આગસ્ટ—અહીંયાંના વર્તમાન પત્રોમાં ગોલામો વેચવાના અથવા તો ભાડે આપવાના છે એવી જાહેર ખબરો વાંચી, તે કામ કેવી રીતે કરે છે તે જોવાને હમારી કાળજી ઉત્પન થઈ; તેથી હમારી સાથના કેટલાક જને બ્રેઝીલના એક ગ્રહસ્થ સાથે તે જઈને જોવાની ગોઠવણ કીધી; કોઈ પણ દમેજથી આ જગ્યા ઉપર ગુલામો રખાતા નથી, અને એ કાયદો પાળવાનું વકીલાતનું મુખ્ય કામ છે. આ કારણ સર તે લોકો એ ધંધો કેવી રીતે કરે છે તે દમેજથી છુપાવવામાં આવે છે; તેટલા વાસ્તે હમારી સાથના પુરૂષોએ જેમ બને તેમ વેશ બદલ્યો, અને એક જને કહ્યું કે હું તો એક પૈસાદાર અમેરીકાનો દેશી છું, અને મેં મોટી જગ્યા "સેનતોસ" અને "સેન્ટ પોલ" ની વચમાં લીધી છે, ત્યાં કામ કરાવવા મને ગોલામોનો ખપ છે. ત્યાર પછી હમુને ગામની એક નાની દુકાનમાં લઈ ગયા, જ્યાં પા કલાક ખોટી થયા પછી ૨૨ મરદો, ૧૧ બાયડીઓ અને કેટલાંક છોકરાંઓને ઉપર લાવવામાં આવ્યાં; ઘણીએક જાતનું ઘરનું અને બહારનું કામ હમે કરી શકશું, એમ તે ગોલાગોએ હમુને કહ્યું; અને દરેક જન આતુરાઈથી, તેને કયો ધણી લેશે તે જોવા લાગાં. એક ભાઈ અને બેહન જેઓની ઉમર આસરે ૧૪ અને ૧૫ વરસની હશે, તે બે જને ઘણી કાળજી બતાવી કે તેઓને છુટાં નહી કરે, અને સાથેજ વેચે. નાનાં છોકરાંઓ તો ગોરા લોક જરા હાથ લગાડે અથવા તો વાત કરે તો ડરતાં હતાં. આઠ મરદો અને પાંચ બાયડીઓને ફરીથી વીચાર કરવા ચુંટી કાઢી, તેઓની મુલાકાત ખલાસ કીધી.

આજે હમારી સાથે નાસ્તો ખાવા ઘણા પરોણાઓ આવ્યા હતા, જે સબબથી હમારેથી "તીજુકા" જવા સારૂ બે વાગા તુલીક નીકળી શકાયું નહી. હમે "બોતેનીકલ ગારડન" સુધી ગયાં, જ્યાં હમુને બીજા ઘોડાઓ મલવાની ગોઠવણ કીધી હતી, પણ હમે ઘણાં જનાં હતાં તેથી નીકળવાની અગાઉ જરા મેહનત પડી અને મોડું થયું, અને જ્યારે હમે "ચીનરી" નદી આગળ આવી પુગ્યાં ત્યારે તો અંધારું પડયું હતું; થોડા વખતમાં ધોધમાર વરસાદ પડવા માંડયો, અને હમે "તીજુકા" જઈ પોહોંચ્યે તેટલાં તો તદન ભીનાઈ ગયાં. છેલ્લે સરવાલે હમે ઝાડો અને ગેસની બની જોઈ, અને ખુશી થતાં "વાહીત" ના પોહોંચખાના આગળ આવી પુગ્યાં. આ જગા ઉપર હમે સર્વેએ કપડાંઓ બદલવાનો વીચાર કીધો હતો, પણ હમારો સામન હજી તુલીક આવી પોહોંચ્યો ન હતો; તેથી હમે માયાલુ દોસ્તોનાં કપડાંઓ ઉછીનાં લઈ નજદીક ૪૦ માણસ જમવા બેઠાં. સુવા ગયાં ત્યાં સુધી વરસાદ પડયા કીધો.

મંગલવાર, તા૦ ૨૯ મી આગસ્ટ—વરસાદ સહવારના આવ્યો પણ થોડા વખતમાં ઉઘાડ મુકયો, જેથી કરીને હમે "બોલદરસ" જોવા જઈ શકયાં. "બોલદરસ" એ મોટા મોટા ખડકો છે, અને એવું ધારવામાં આવે છે કે કદાચ તે બરફથી બંધાઈ ગયલા હોય, અથવા તો બલતા પાહડાના કટકાઓ નીચે ખીણમાં પડેલા હોય, તેઓના મોટા ગોફાઓ છે, જે વેલાઓથી ભરાઈ ગયા છે, અને કોઈ કોઈ ઠેકાણે અંદર દાખલ થવાનો રસ્તો પણ માલમ પડતો નથી. એક ખડકનો ખુદરતી દાદર છે, તે ઉપરથી હમે નીચે ઝરો વહે છે ત્યાં ઉતરયાં. હમણાના વરસાદને લીધે ઝરો ઘણો જોસમાં હતો, હમે પાછાં ઘર આવી, થોડો વખત આસાએસ લઈ, "તીજુકા" ની અણી તરફ ઘોડા ઉપર નીકળ્યાં.

બુધવાર, તા૦ ૩૦ મી આગસ્ટ—વળી પાછો સહવારે વરસાદ હતો, પણ બપોરના ખોલ્લું થયું, અને હમે "પેદ્રો બોનીતોની" ઉપર ગયાં. ઘોડાની સવારી પહેલે ખુશકારક લાગી, પણ ઉપર જતાં ધુમસ વધનો ગયો, અને દેખાવ દેખાયો નહી. છેલ્લે સરવાલે હમુને લીંબુના ઝાડોની હેઠે ઉભું રહેવું

પડયું, અને મારમારના વરસાદમાં ખાનું ખાઈને ઉપર ગયા વીના પાછાં ફરયાં.

સુકરવાર, તા૦ ૧ લી સપટેમબર—મેં ત્રણ વાગે ઉઠી જોયું તો આકાશ ઉપર તારા ચળકતા હતા, અને પાંચ વાગતે પણ એવું લાગ્યું કે આજે કાંઈ વરસાદ આવશે નહી, માટે હમે ઘોડાઓ મંગાવી તીલજુકાંની અણી ઉપર જવાનો વીચાર કરચો. જ્યાં તુલીક "બામણુસ" પર આવી નહી પુગ્યાં ત્યાં સુધી ચઢયા કીધાં; ત્યાં મોટા મોટા બામણુના ઝાડો હોવાના સબબથી એ જગ્યાને એવું નામ આપ્યું છે. એની ઉપર જવા સારૂ ૨૯ લાકડાંનાં અને ૯૬ પથરનાં પગથયાં છે, અને ત્યાં નીચે હમુને ઘોડાઓ છોડવા પડયા. એક બાજુએ ચઢવા સારૂ લોહડાંની સાંકળો નાખેલી છે, કારણ કે પગથયાં ઘણાં ઉભાં હોવાથી ઘણાંએકને તમ્મર આવે છે. અહીયાંનો રળ્યામણો દેખાવ થોડોક વાર નીહાળી હમોને પાછું ફરવું પડયું; અને બપોરનું ખાનું ખાઈ સ્ટીમર ઉપર ગયાં.

સોમવાર, તા૦ ૪થી સપટેમબર—આજે હમે સર્વે જણાં વેહેલાં ઉઠયાં, કારણ કે હમારો સઉ કરતાં વડો છોકરો હમારેથી છુટો પડવાનો હતો. આજે બાદશાહનાં લગનનો દહાડો હોવાને લીધે સ્ટીમર ઉપર વાવતાઓ ઉડારવામાં આવ્યા હતા; પણ ખરૂં પુછો તો હમુને એ બહારની ખુશાલી પસંદ પડી નહી, કેમકે હમુને છુટું પડવુંજ પડશે એવા ખ્યાલે હમારી દલગીરી ઓછી થઈ નહી; વળી હમુને હમારા છોકરાની પાછી સહી સલામત પુગયાની ક્યારે ખબર મલશે તે પણ અચોકસ હતું, કારણ કે હમે જ્યાં સુધી વેલપેરેસો પોહોંચ્યે નહી ત્યાં સુધી કાંઈ માલમ પડે એવો સંભવ હતો નહી. એક વાગતે સામન તથા માણસ લેવા આગબોટ આવી, અને તેઓને સ્ટીમર ઉપર મુકી અરધા કલાકમાં પાછી હમારે સારૂ આવી. હવે આવતાં અરધા કલાકનું બયાન હું કરી શકતી નથી. બે વાગે હમે જેવાં "કોતોપોકસી" ઉપરથી ઉતરયાં કે તે હમારી પાસેથી ચાલી ગઈ.

હમે પાછાં સાડાનવ વાગતે કેસીનો કરી એક જાહેર હાલમાં નાચ હતો ત્યાં ગયાં, કેમકે હમુને સર્વેને ઘણુંક થયું તેડું હતું. તે હાલ ઘણો સારી રીતે સણુગારયો હતો. હું અને તેમ બધાંને છેલી સલામ કરી જલદીથી સ્ટીમર પર ગયાં, કારણ કે બીજે દીવસે હમે રાતેથી નીકળવાનાં હતાં, પણ હમારી સાથનાં બીજાઓને એટળી મજાહ પડી કે તેઓ ઘણાં મોડેથી પાછાં ફરયાં.

[સાંધણ છે.] હીરાંબાઈ ન૦ મે૦ પટેલ.

---

અલેકઝાનડર ધી ગ્રેટ લડાઈમાં એક વેળા ઘાહેલ થયાથી પોતાની આસપાસ ઉભેલાઓને કહ્યું, "સર્વે જણ મને કહે છે કે હું કદી મરણ પામીશ નહી અને એક ફરેસ્તાના છોકરા દાખલ મને ગણે છે; તમે શું ધારો છો? આ જખમ દેખાડી નથી આપતો કે સઘળા ખુશામતીઆઓ જુઠું બોલે છે? આ લોહી જે તપકે છે તે મારી રૈયતનાં લોહીનાં જેવુંજ છે, અને એજ મને કહી આપેછે કે હું માણસ સીવાય બીજું કાંઈ નથી."



# ભરવા-ગુંથવા વીશે.



"મોનોગ્રામ" એમ.

**લેસ.**



ત્રણ સાંકરી, એક ટીપકી (એટલે પાંચ સાંકરી આંટા વગર પેહલીમાંથી સેરવી કહાડો), ત્રણ સાંકરી, એક ટીપકી એ પ્રમાણે જેટલી લેસ લાંબી જોઈતી હોય તેટલી સાંકરી ગુંથી ફેરવી નાખો.

પેહલી હાર—સાત સાંકરી, બે ટીપકીની વચમાં જે ત્રણ સાંકરી છે તેમાંની વચમાંની સાંકરીમાં આંટા વગર એક, એ પ્રમાણે આખી હાર ગુંથી ફેરવી નાખો. બીજી હાર—સાત સાંકરીની વચમાનીમાં આંટા વગર એક, એક સાંકરી, એક ટીપકી (ઉપર પ્રમાણે), એક સાંકરી, સાત સાંકરીની વચમાનીમાં આંટા વગર એક, એમ ગુંથી જઈ દોરો તોડી નાખો. ત્રીજી હાર—હવે ગુંથવાનું તદન ફેરવી નાખી પેહલાં જે સાંકરી ગુંથી હતી તેની બીજી બાજુએથી ગુંથવા માંડો. પેહલા આઠ તાંકામાં આંટા વગર એક ગુંથો, બાર સાંકરી; ફેરવી નાખી હમણાં જે આંટા વગર આઠ તાંકા ગુંથયા હતા તેમાંના ચાર મુકી પાંચમામાં આંટા વગર એક, ત્રણ સાંકરી, બીજીમાં આંટા વગર એક, પેહલીમાં આંટો લઈ એક પછી પેલા બાર સાંકરીનાં "લુપ" માં આંટા વગર એક, ત્રણ સાંકરી, બીજીમાં આંટા વગર એક, પહેલામાં આંટો લઈ એક, પાછું "લુપ" માં આંટા વગર એક, એ પ્રમાણે બધી મલી સાત અણીઓ લુપમાં કરો (જુઓ નમુનામાં). એટલે એક આખું આરકું પુરૂં થશે. પછી ઉપર પ્રમાણેજ બીજું એક આરકું કરો. આ આરકાંની પેહલી અણી પેહલાં આરકાંની છેલી અણી સાથે ગુંથતી વખતે જોડી નાખો, એ પ્રમાણે નાકે સુધી ગુંથો. આ હાર પુરી થયા પછી આરકાંમાં જે મોટા ખાલી ખાંચા છે તેને પુરી નાખવા; સોય તથા ઝીણો દોરો લઈ જાળી જેવું પડ ભરી લેવો (જુઓ નમુનામાં).

શીરીન ફ૦ પાઠક.



# ધૈર્ય અને ખંત.



ધીરજ એટલે મનની શાંતી અને ખંત એટલે કોઈ પણ કામની પાછળ સેવટ સુધી વળગી રહેવું. માણસની જીંદગીમાં ઘણા ફેરફારો થાય છે. કોઈ વખતે આપણને ખુશી થવાનું કારણ મળે છે તો કોઈ વખતે ગમગીનીમાં ગીરફતાર થવું પડે છે. કોઈ વખતે સુખના સાગરમાં પડયે છીયે, તો કોઈ વખત દુઃખના વમળમાં સપડાઈએ છીયે; એવા અનેક પ્રકારના ફેરફાર થતાજ જાય છે; એટલે હંમેશ કાંઈ એકનો એક વખત રેહતો નથી. જ્યારે એમ છે, ત્યારે આપણી ઉપર કાંઈ આફત આવી પડે ત્યારે ઘભરાટ અકળાટમાં પડવામાં કંઈ ફાયદો નથી તેમજ સારા વખતમાં ફુલણજી થવું એ પણ મુર્ખાઈ કહેવાય. હંમેશ ધીરજ રાખવી એ તો જરૂરનુંજ છે અને આફતને વખતે ખંત તથા સબુરી પકડીને તેમાંથી બચવાને મેહેનત કરવી. તેવે વખતે મનને એમ વીચારીને શાંત રાખવું કે જેમ રાતની પછી દીવસ આવે છે તેમ દુઃખના વખત પછી સુખના દીવસ જરૂર આવવાના. હાથી ઘોડે બેસનાર બળવાન રાજા હરીશચંદ્રે દુઃખની વખતે જે સહનશક્તી અને ધીરજ બતાવી છે તે દરેક માણસે હંમેશ યાદ રાખવા જેવી છે, અને તેને પગલે ચાલવાથી કેટલા લાભ છે તે અહીં જણાવવાની કશી જરૂર નથી.

ઘરસંસાર અને વીદ્યા હુન્નરને લગતાં દરેક અઘરાં કામોમાં ધીરજ અને ખંતની ઘણી જરૂર છે. એક પહાડમાંથી વહેતી નદી જેમ પહેલાં પોતાનો રસ્તો ધીમે ધીમે ઘળતી જગ્યામાંથી કરે છે અને આખરે એક મોટી નદીનું રૂપ પકડે છે, તેમ ગમે તેવાં મુશકેળ કામને પણ ખંત અને ધીરજથી તેના સરંજામે પોહોંચાડી શકાય. એક બાળક જ્યારથી શીખવાનું શરૂ કરે ત્યારથી તેને એ બે ગુણો હાંસેલ કરાવવાની ઘણી અગત્ય છે. જેઓને બચપણથી ધીરજ અને ખંતની ટેવ પડી હોય છે, તેઓજ મોટી ઉમરે ઘણાં મોટાં અને વખાણવા જોગ કામ માથે લઈ શકે છે, અને પોતાના એ બે ઉમદા ગુણોથી તેમાં ફતેહ મેળવે છે, તેથી સર્વની ફરજ છે કે પોતાનાં ફરજંદોને નાનપણથી ધીરજ અને ખંતનો ધડો આપવો અને તેજ રીતે ચાલવાની તેમને આદત પાડવી. કોઈ પણ ભાષા અથવા હુન્નર શીખવાનું પહેલાં ઘણું અઘરું લાગે છે, પણ શાંત મન રાખી તેના અભ્યાસને વળગી રહીને થોડું થોડું કરવાથી તે રફતે રફતે સેહલું લાગે છે અને અંતે તે વીદ્યા અથવા હુન્નર મેળવવાની આપણી મુરાદ બર આવે છે. જો કોઈ મુશકેળ કામ આપણે માથે આવી પડે તો તેને પેહેલાંથીજ સામટી રીતે ન જોવું, પણ તે કામના છુટા છુટા ભાગ કરવા અને પછી અકેક ભાગને પાર પાડવાની કોશેશ કરવી; અને એટલું યાદ રાખવાનું અગત્યનું છે કે જ્યારે આપણે કોઈ મહાભારત કામ ઉપાડી લઈયે ત્યારે તેનો અંત કેવો અને ક્યારે આવશે તે વીષે વીચાર ન કરવો, પણ તે કામમાં ખંતથી મંડયાજ રહેવું. જો એ પ્રમાણે કરવામાં આવે તો અલબત્તાં ઘણું કરીને ગમે તેવું મુશકેળ કામ હશે તેથી પાર પડયા વીના રહેશે નહી. આપણે આપણું કામ ખંત અને ધીરજથી કરવું એ આપણી ફરજ છે, કારણ કે તેમ કીધાથીજ તે કામ બરાબર થાય છે, અને ખોદા પણ રાજી થઈને આપણને તેમાં ફતેહ બક્ષે છે.

બીજું, જે કામ આપણને કરવુ હોય તે કામમાંજ આપણું સઘળું ધ્યાન રોકવું જોઈયે. જો આપણે એક કામ કરવા માંડયું અને તેની ઉપર પુરતું ધ્યાન નહી હોય તો ખચીત તે ગુચવારા ભરેલું લાગે છે, અને આપણે ઘભરાટમાં પડયે છીયે તેથી તે કામ પુરેપુરૂં થઈ શકતું નથી, પણ તેજ કામમાં બીજી કોઈ પણ બાબદ વીષે લક્ષ આપ્યા વીના, પુરતું ધ્યાન આપવાથી તેમાં સમજણ પડે છે અને તે સેહેલાઈથી થઈ શકે છે. કેટલાંક કાંઈ અઘરાં કામના વીચારથીજ ઘભરાટમાં પડે છે, અને હીમત છોડી દે છે અને તેની સાથે તેઓની તે કામ કરવાની શક્તી પણ મંદ થઈ જાય છે. પણ તેથી ઉલટી રીતે ધીરજવાળાં માણસો પોતાનું કામ ધીમે ધીમે કરવાની આશા રાખે છે, અને તે પ્રમાણે દરરોજ પોતાનાં કામમાં વધારો કરી અંતે તેનું ફતેહમંદ સેવટ આણે છે. જો આપણે કોઈ પણ કામની શરૂઆત સારી રીતે કીધી હોય અને પછી વચમાં તેની ગોઠવણમાં ફેરફાર કર્યા કરયે તો તેથી પણ તે કામ થઈ શકતું નથી; પણ જો શરૂઆતથીજ તે કામને વળગી રહી રીતસર ખંતથી તે કર્યું હોય તો આપણી મતલબ હાંસેલ થયા વીના ઘણું કરી રહેતી નથી. આ બાબદમાં મધમાખ આપણને સારો ધડો આપે છે. તે કેવી ધીરજથી અને ખંતથી ફુલોમાંથી રસ ચુસી લે છે અને પછી તેનું મધ અને મીન બનાવે છે અને પછી તેને તે કેવી રીતે એકઠું કરી રાખે છે! આ સઘળું તે ઉતાવળથી પાતો કેમ થશે અને ક્યારે થશે એવા વીચારથી કરતી નથી, પણ ખંત અને ધીરજથી થોડું થોડું પોતાથી બની શકે તેટલું કરે છે. દરેક માણસે તેથી આ ઉદ્યોગી જીવજંતુનો દાખલો ધ્યાનમાં લઈ ધીરજથી અને ખંતથી પોતાથી બની શકે તેટલું કામ કરવું જોઈયે. કેટલાંક વળી પોતાથી બની શકે તે ઉપરાંત કામ કરવા જાય છે, પણ તેમાં હાર ખાઈને પાછાં હઠે છે, માટે તેમ ન થાય તેની સાવચેતી રાખવી જોઈયે.

તવારીખમાંથી કેટલાક દાખલા એવા પણ મળી આવે છે કે કોઈ કોઈ લશકરની સંખ્યાઓએ બીજા લશકરની મોટી સંખ્યા ઉપર જીત મેળવી છે અને જે દેશો અજીત ગણાતાં તેવાં દેશોબીતે નાની સંખ્યાથી જીતાયાં છે તે શાથી? જરા વધારે વીચાર કરયે તો આપણને માલમ પડે છે કે, ધીરજ

અને ખંતથી એવી ફતેહ મેળવવાનાં મુખ્ય સાધનો મળે છે, કારણ કે શાંત મન રાખવાથી અને તેજ બાબદ ઉપર પુરતું ધ્યાન આપીને ખંત રાખવાથી સામા માણસોની ખામી નજરે પડે છે અને તેથી પછી તેઓ ઉપર સેહેલાઈથી ફતેહ મેળવી શકાય છે. ટુકમાં એટલુંજ કહેવું બસ છે કે ધીરજ અને ખંતથી ચાલવામાં ઘણા ફાયદા છે, અને તેથી દરેક માણસની ફરજ છે કે તે પ્રમાણે પોતાનાં સઘળાં કામમાં ચાલવું.

મીસ મેહેરબાઈ હોરમસજી કુપર.

## ધણીઆણી માટે નવ કાયદા.

૧. હમેશાં ખુશાલ રહેજો. તમો પોતે, તમારો પોશાક, તમારા ઓરડા, અને તમારી આસપાસની દરેક ચીજ સોજી, સુંદર અને ખુશી ઉપજાવે તેવી કરવાની મેહનત લેજો.

૨. તમારા ધણીના દોસ્તો સાથે મળતાવડાં રહેજો અને તેઓને ખરાં દીલનો આવકાર દેજો, એમ કીધાથી તમે તેને ઘણાં ખુશ કરશો.

૩. તેની ભુલો તરફ સખત થતાં ના અને તેને એકદમ સુધારવાની કોશેશ કરતાં ના.

૪. ખાનાં માટે તેને ઘણો વખત ખોટી કરતાં ના, અને ખાણું સાફ અને સ્વાદીષ્ટ કરાવજો.

૫. અને તો તમારા ખરચનો જુદો હીસાબ રાખજો.

૬. પરણ્યા પહેલાં જેટલાં સારાં દેખાવાની અને સારો પોશાક પેહરવાની કોશેશ કરતાં હતાં તેટલીજ કોશેશ પરણ્યા પછીથી કરજો.

૭. જ્યારે તે પોતાનાં કામની અથવા ગમતી વાતો કરે ત્યારે બીલકુલ કંટાળેલો દેખાવ કરશો ના. તેની કાળજી તમારે હૈડે ધરજો અને તેનો શોખ તે તમારો શોખગણજો. દરેક માણસને દયાની જરૂર છે, અને તે જો તે પોતાની ધણીઆણી તરફથી મેળવી ન શકે તો બહાર મેળવવા જશે. જ્યારે ધણીઆણી પોતાના ધણીની દાઝ હૈડે નથી ધરતી, ત્યારે ઘરની અરધી ખુશાલી અને ખેંચાણ જતું રહે છે.

૮. તેને પોતાની રીત પ્રમાણે સુખી થવા દેજો, અને નહી કે તમારી રીત પ્રમાણે; તેને પોતાનાજ જીવને ખુશ કરવા દેજો અને તેને કોઈબી વાતે હરકત કરતાં ના.

૯. તમારાં છોકરાંને તમો વચ્ચે આવવા દેતાં ના. જે પ્યાર એક સ્ત્રી અને પુરૂષ એક બીજાં તરફથી પહેલાં મેળવતાં હતાં તે પ્યાર તેઓનાં ઉમરે પુગેલાં દીકરા અને દીકરીઓ પર એકદમ દેડી દેતાં બેમાંના એકથી પણ દેખી શકાતું નથી.

**એક નીમકહલાલ ચાકરડી અને ઘેલો કુતરો**—એક દીવસે એક કુતરો સાંકળ ભાંજી છુટો થયલો હોવાથી તેના ધણીએ પોતાને ત્યાંની દાસીને તેને પાછો બાંધવાને ફરમાવ્યું, પણ કુતરાએ તેણી પર હુમલો કરી તેણીને કરડી; તેણીની બુમો સાંભળી ઘર માહેલાં લોકો દોડી આવ્યાં. "દુર રહેવો" તેણી બારણું બંધ કરી બોલી, "કુતરો ઘેલો છે; મને હવે કરડી ચુકયો છે, વાસ્તે હુંજ એકલી એને બાંધીશ." તેના કરડવા છતાં તેણીએ તેને જવા દીધો નહી, પણ મજબુત બાંધી પોતાના ઓરડામાં જઈ સુખે મોઢે મોતને માટે તૈયારી કરી; જલદીથી તેણી પર હડકું લાગવાની નીશાની થઈ અને થોડા વખતમાં ગરીબ બીચારી મરણ પામી.

## રાંધવાને લગતું.

**સુરતી કુમાસ બનાવવાની રીત**—અરધી ટીપરી રવો, અરધી ટીપરી મેદો સોજે ઘેરમાં દરેલો લેવો. પા ટીપરી ખાંડ, પોણો શેર સોજું દુધ, ઘણી ચહડાઉ તાડી પા બાટલીથી જરા ઓછી, પસતાં, ચારોળી, બદામ, એલચી મરજી પ્રમાણે, એક મોટી કુપ માખણ અને ત્રણ ઇંડાં એ સર્વેને ઘુંટીને એકરસ કરી પોહોળા કથઈના ટીશામાં એ સર્વે થોડો વાર ઢાંકી મુકવું અને તાડીનું જોશ ઉપર આવી ફકડા આવતા માલમ પડે કે તે વાસણ ચુલા પર મુકવું; નીચે થોડો તથા ઉપર વધારે દેવતાર મુકવા અને લાલ બાઉન રંગનું થાય કે ઉતારી ખાવામાં લેવું.

**તારાપોરનો માછલીનો પાટીઓ બનાવવાની રીત**—બહેનો, પાટીઓ તો સર્વે કોઈ બનાવી જાણે છે, તેમાં કાંઈ નવાઈ જેવું નથી, પણ આપણા લોકો ઘાણા જીરૂં તથા પરચુરણ બીજા મસાલાથી પાટીઆનો સવાદ તદન બગાડી નાખે છે. તેથી આ સાદો પાટીઓ બનાવી ખાવાથી વધારે લેહેજત મળે છે.—એક જોડો છમણાંની માછલી ઘણી સફાઈથી ધોઈ સાફ કરવી. કોયમીર જુડી બે, મોટો ચમચો ભરી સુકાં ઘેરમાં દરેલાં મરચાં, લસણની કળી નવ, અરધો ચમચો જીરૂં, એક લીલો કાંદો, તથા માછલી પુરતી અરધ અને મીઠું લઈ એ સર્વે મસાલાને બારીક પીસવો, પછી તેમાં માછલીને સારી પેઠે મેળવવી અને તેમાં પોણું કપ સોજો સરકો નામવો તથા એક મોટો ચમચો ઘી નાંખી ચુલા પર મુકવું અને તે તદન સુકો થયાથી ઉતારી ખાવામાં લેવો. ઉપલીજ રીત પ્રમાણે સુકા બુમલાનો બનાવેલો પાટીઓ લગભગ બે ત્રણ દીવસ સુધી ખાવામાં આવે તેવી હાલતમાં રહી શકે છે.

મીસીસ શીરીનબાઈ દારાશાહ તારાપોરવાલા.

**ક્રીસ્તમસ કેક બનાવવાની રીત**—મેંદની સોહજી સુજી રતલ એક, માખણ રતલ એક, ઇંડાં નંગ પંદર, ખાંડ રતલ એક, થોડો આરંજનો મુરબ્બો, કરંત (દરાખ) શેર ૦।, જરદાલુ ઠળીઆ કાઢારેલા શેર ૦।, બદામની છોલેલી બીજ શેર અરધો એ સર્વે વસ્તુઓ લઈ પછી નીચે મુજબ બનાવવું:—પરથમ ઇંડાં ભાંજીને તેની સફેદી સારી પેઠે ચહડાવવી. ત્યાર પછી સુજી, માખણ, ખાંડ અને ઇંડાંની દાલ સર્વેને અરધો કલાક સુધી સારી પેઠે ગુંદીને એકરસ કરવું, તેમાં પેલી ચહડાવેલી ઇંડાંની સફેદી તથા ઉપલો સર્વે મેવો બારીક કાપી પછે અલગે હાથે મેળવવો. સફેદી તથા મેવો પછે અલગે હાથે મેળવવો અને પછી બીલકુલ ગુંદવું નહી, તથા બે જાએફલને બારીક વાટીને તેમાં મેળવવાં, પછી એક મોલદમાં સરખું ઉનું કાગળ ગોઠવીને તેમાં તે સર્વે નાખવું અને પછી ભઠીમાં ભુંજી કઢાવવું. ભુંજાઈ રહ્યા પછી ઇંડાંની સફેદી ખુબ ફેંતી તેમાં મીલનસર સોહજી સફેદ મેંદા ખાંડ ફમેરી તેમાં એક ખાટાં લીંબુનો રસ નીચવી તે સર્વેને એક કરી તેના ઉપરના ભાગમાં નજદીક અરધા આંગળ જેટલો થર થાય ત્યાંસુધી રેડવું અને પછી તે સેહેજ ગરમ જગામાં થોડો વખત ખુલ્લું મુકવું, જેથી તે જલદીથી જપાઇ જશે, બે પછી તેને ખાવામાં લેવું.

**પટેટો બાલ**—પરથમ ગોરા પટેટાને બાફેલા કાચા પછી તેને ગુંદવા ગણવા વાટવા. ત્યારબાદ તેમાં માખણ, મીઠું, જાએફલ તથા ચાર ઇંડાંની દાલ હીલવીને તથા તેમાંજ તે સર્વે ઇંડાંની સફેદી મેળવી નાખીને પછી તેના ગોળા કરવા અને તે ગોળાઓને ઘીમાં તળી કઢાવવા.

મીસીસ મેહેરબાઈ સોરાબજી મરરોદજી ઇજનેર.

# મારી બેનપણીઓને શીખામણ.

"આ પણી ફુરસદ."



આપણી સ્ત્રીઓની રૂઢી સાંજની વેળાએ ઘરનાં કામકાજ પુરૂં થવાબાદ પોતાની ચાર બેનપણીઓમાં બેસી ગપ્પા મારવા, અને આખા દીવસની થાકથી કંટાળી ગયલાં હોવાથી આરામ લેવા ઘરના ઓટલા તથા ખરકીમાં બેસી એક મેકનાં ટાહેલાં તથા મશકેરીઓની વાતો ચલાવી, બે ત્રણ કલાક મજાહમાં કહાડવાની છે, પણ તેથી શું શું પરીણામે નીપજે છે તેની થોડીજ ખબર છે.

અતરે વાંચનારને સમજ પડે તે માટે એક ચાર મજલાનું ઘર અને તેમાં ચાર બાનુત તે ઉપરથી મારે થોડી ઘણી વાતો કરવી છે, તે હવે પછી તમારાં ધ્યાનમાં આવશે.

જુઓ ચોથે મજલેથી (સોહોરાબશાહ ગઝદરનાં) શીરીનબાઈ પોતાનું કામકાજ જલદીથી ખલાસ કરીને નીચે ઉતરયાં અને ત્રીજે મજલે આવ્યાં કે કેમ કુંવરબાઇ (કાવશાહ કંત્રાકટરનાં) હજુ તમારૂં તો પુરૂં નથી થયું કે! મરેરે શું થયું પાંચબી વાગી ગયા ને નીચે (સ્ત્રી કંપનીમાં) ક્યારે આવશો? જોકે તે વખત તો કલાક ચારનો હતો, પણ ખબર કેવી કે કેટલા વાગ્યા. ગઝદરનાં શીરીનબાઇને ત્યાં ઘડીયાળ તો હતું ખરૂં, પણ ફકત સોહોરાબશાહ ગઝદરજ જોઈ જાણતા હતા, અને શીરીનબાઈ તો નામનાંજ હતાં. તેટલામાં તો બીજે મજલેનાં (દારાબજી દાબુનાં) દીનબાઈ બોલ્યાં, કે શીરીનબાઈ, મરેરે! કેટલાં જલદી? એટલા વારમાં શું? કામ થઈ રહ્યું જે? કેટલા વાગ્યા જે? શીરીનબાઈ—મારી બલા જાણે કેટલા વાગ્યા, મુવું ઘડીયાળ તો "ટીક ટીક" કરયા કરેચ ને કાંઈ મારી સાથે બોલતુંબી નથી જે હું જાણું. કેમ! તમારૂં કામ થઈ રહ્યું કે? એમ કહીને ત્રીજે મુજલેથી કુંવરબાઈને લઈને બીજે મુજલે આવ્યાં તો, (દાબુનાં) દીનબાઈબી તૈયારજ હતાં તેવાંજ સાથે નીચે ઉતર્યાં, પણ પહેલે દાદરે આવ્યાં કે (મેહેરવાનજી મુસતાકનાં) મેહેરબાઈ પોતાના સાદા પોશાકમાં પણ સફાઈદાર કપડાંમાં પોતાની પાસે કાંઇક ચોપડી હશે તે વાંચતાં હતાં તેવામાં (ગઝદરનાં) શીરીનબાઈની નજર મેહેરબાઈ ઉપર પડી અને બોલી ઉઠયાં? જુઓની મરેરે! એતો બસ વાંચવામાંજ ચરી ગઈચ! કેઈ "કાલેજ"માં જવાની છે, તેતો એને પુછોની વારૂ! તેવામાં દીનબાઈ બોલ્યાં, મરેરે શીરીનબાઈ તમુને તો હંમેશ એવીજ આદત પડી ગઈ કેની કે લોકોની "ગીનસ" કરવી, બીજું શું? જેને જોઈએ તે કરે તેમાં તમુને શું છે? જોઇએ તો એ નીચે આવશે.

વલી બાઇ સાહેબ પડયાં તે ખુશામત કરે, ગરજ પડશે તો આવશે, એમ બોલી નીચે ચાલ્યાં, અને ઓટલા ઉપર સોહોરાબજી અટરની ખુલી હવા ધોરવા બેઠાં, તેમાં ઉપલી મેહેરબાઇની વાત નીકલી. મરેરે જુઓની કેટલી ભીજાજી થઈ ગઈચ કે જાણે કે મારા જેવી કોઈ નથી, પણ એજ શું શીખીને "કાલેજ" માં પાસ થઇ છે, અને મરેરે! હવે મરદોને તો ચાકરી કરવી નહી પડશે, કારણકે એ રાંડ તો બહુ પર પર ને ચર ચર બધું વાંચી જાએચ એટલે શું જોઇએ? એમ વાતો ચાલે છે તેટલાંમાં મેહેરબાઈનો મેહેરજીભાઈ નીશાળેથી આવી લાગો. મરેરે જુઓની, માયબી હુશીયાર છે ને છોકરોબી તેવોજ છે, ત્યારે શું આપરાંજ નસીબ ફુટેલાં કે? મુવાં ઢોર જેવાં રહી ગયાં. મારો શાવકશાબી એનીજ ઉમરનો છે. ને માય બધી એની ઉપરથી મરી જાઉ તે તો કાંઈ નથી શીખતો, હજુ તો ગુજરાતી પહેલી ચોપડી શીખેચ તેટલાં તો, માયજીનાં હૈયાં હરખાઇ જાએચ, (અને મેહેરજીભાઇની અદેખાઇ કરીને) આવે જુઓની હવે એ મેટ્રીકોલેશ (યુનીવરસીટીની પહેલી પરીક્ષા) માં જશે ને પાસબી થશે, અને મારો શાવકશો જી ભરૂં કાંઇ શીખતોજ નથી. તેટલાં દીનબાઈ બોલ્યાં કે-જેવી કેળવણી બચાંને આપે તેવી તે લેચ. જોકે મેહેરબાઈ સાદી તેમજ અક્કલવાલી અને ડાહી સ્ત્રી હોવાથી પોતાના મેહેરજીને કેવી રીતે ઉધારીઓ અને કેળવણી આપી, જેથી શીરીનબાઈને તેની અદેખાઈ કરવાનું કારણ મલ્યું. જો શીરીનબાઈ પણ સમજુ ને ભણેલાં હતે તો મેહેરબાઇની માફક પોતાના છોકરાને સારી કેળવણી આપતે અને એમ નહી બોલતે કે ગરીબનાં નસીબજ ગરીબ છે; પણ એતો મા બાપોની પોતાની મોટી ભુલ છે જે એવા શબ્દ ઓચરવા; માટે કોઈની અદેખાઈ ન કરતાં તેજ મીસાલ પોતાનાં બચાંને ઉછેરવાની ટેવ રાખી તે પ્રમાણે અમલ કરશો તો તમારાં બચ્ચાંઓબી સારી હાલતમાં આવશે અને તમારી પછવાડે સારૂ બોલાશે અને તમારી કીરતી વધશે. માટે મારે આવા પ્રસંગે એક સદગુણી સ્ત્રીની વારતા જે મેહેરવાનજી મુસતાકના દોસ્તે ઘેરમાં કીધી હતી તે અત્રે ટાંકવાની ફરજ પડી છે, તે પુર્ણ ધ્યાનથી વાંચી તે પ્રમાણે ચાલવાને તત્પર થજો. તેટલી વારમાં મેહેરવાનજીનાં મેહેરબાઇએ પોતાના પતીના દોસ્તનાં મોઢેથી સાંભળેલી વાત નીચે મુજબ ચાલુ કીધી, કે જુવો અને સાંભળોઃ—

દુન્યામાં પુરૂષને સ્ત્રી હોવી એ તેને ભાગ્યશાલી થવાને તથા સુખ ઉત્પન્ન થવાને એક મુખ્ય કારણ છે. ગાડીને જે પ્રમાણે બે ચકરની જરૂર છે, તે પ્રમાણે સંસારને સ્ત્રી અને પુરૂષના જોડાંની મુખ્ય જરૂર છે; અને તે બન્નેની યોગ્યતા પણ સરખીજ છે, જે પુરૂષનું ઉત્તમ રૂપ ગુણવાન સ્ત્રી જોડે લગ્ન થાય છે, તથા એવી સ્ત્રીના સમાગમથી જેને સુખ મલે છે, તેજ પુરૂષને ભાગ્યશાલી સમજવો જોઈએ. ધીરજ, સાહસ, ડાહપણ વગેરે અનેક પ્રકારના ગુણ સ્ત્રીમાં ભરેલા છે. આ ગુણ અજમાવવાનો પ્રસંગ સંસારમાં ઝીણી ઝીણી બાબદોમાં પણ આવે છે.

ઉપર જે કહ્યું તેનું ખરૂં કારણ જો વાર્તારૂપે કહ્યું હોય તો વધારે રમુજી તથા વધારે અસરકારક થાય એમ જાણીને એક અમેરીકન ગ્રંથકારે લખેલી ખરી બીનાનો આધાર લેઇ નીચેનું વર્ણન તૈયાર કર્યું છે. આ બીના જરા નવાઇ જેવી છે માટે કેટલાંકને તે કલપીત કે નવરાસની વખતે રમુજને માટે જોડી કાઢેલી હશે એમ કદાચ લાગશે, પણ મુળ વર્ણનનો લખનાર કહે છે કે મેં તે પોતે જોઈ છે, એટલુંજ નહી પણ તે બાબદમાં મારો ઘણો સંબંધ હતો.

*માણેકજી નામનો મારો એક પ્યારો મીત્ર હતો, તે ઘણો સભ્ય હતો; અમારી ઓળખાણ થવાને મીત્રતા એજ મુખ્ય કારણ હતું. માણેકજી પુખ્ત જુવાન હતો અને તેનો સ્વભાવ ઘણો શાંત હતો. નાનપણમાંજ એક ગુણવંતી સુંદર અને કુલીન કન્યાની સાથે તેનું લગ્ન થયું હતું. તે વખતે જોકે રીવાજ ન હતો તોપણ તે કન્યા ભણેલી હતી અને જેમ ભણેલી તેમ મર્યાદાવાળી, અસીલ અને વીવેકી હતી. સંપત્તીના વીલાસમાં તથા સુખમાં તે નાહાનેથી મોટી થઈ હતી, એમ હોવાથી દુઃખ એ શું હશે તે જાણવાને તેને ભાગ્યેજ પ્રસંગ આવ્યો હતો. તેનાં માબાપ ખાનદાની કુટુંબનાં પણ ગરીબ અવસ્થામાં હોવાથી મદદથી તેને કશો આસરો ન હતો; પરંતુ માણેકજીની સંપત્તી વીપુલ હતી તેથી તે તેની હોંસ પુરી પાડવામાં એક પ્રકારનો આનંદ માનતો હતો; એમ હોવાથી તેને કશી ખોટ ન હતી. તે વારંવાર એમ

* અત્રે નામ બદલ્યાં છે.


જાહેર ખબરો.

→ સપટેમબર ૧૮૮૯. ←

પુસ્તક ૧૩ું.] [અંક ૭મો.

# સ્ત્રી મિત્ર.

દર માસની આખેરીએ પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

ૐ લખનારાં—પારસી બાનુઓ. ૐ

મુંબઈ:
કયસરે-હિન્દ સ્તીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીમત વરસ ૧ ના આગ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૬ આની.

# મુંબઈના નામદાર ગવરનર લૉર્ડ રેનાં બખતાવર બાનું લેડી રેના માન પામેલા આસરા હેઠળ.

## સ્ત્રી મિત્ર—સાંકળીયું—સપટેમબર ૧૮૯૯.

સફે.



# સ્ત્રીમિત્ર



STRI MITRA, OR THE LADY'S COMPANION.

પુસ્તક ૧ લું. સપટેમબર ૧૮૮૯. અંક ૭મો.



## મીસન બાવાનું વસિયત.

એક ઘણી અજાયબ જેવી રસીલી વાર્તા.

### પ્રકરણ ૧૦ મું.

#### મી૦ મીસનને છેલ્લી સલામ.



ઓગસ્ટાએ અધીરાઈ અને કમકમાટથી તે ઘરડા શખસ તરફથી પોતાનો ચેહરો ફેરવ્યો; તેનામાં એવી કીસમનું એકલપેટાપણું હતું કે જેથી તેણીનાં દીલનો જુસ્સો ઉસકેરાઈ આવતો હતો.

"હું ધારૂંચ કે આમે વીલ મારી ગરદનપર છુંદણાં પાડવું પડશે;" તેણીએ લગાર તીખાસથી બીલને કહ્યું.

"હા બાઈ, એમજ કરવું પડશે," બીલે જવાબ દીધો, "કારણ આપણને દસ્તાવેજને વાસ્તે જરા વધારે જગા જોઈએ. જો વાહાણ, વાવટો અથવા તેવીજ કાંઈ બીજી ચીજ હતે તો તમારા હાથપર પાડી શકતે, પણ કાયદાસરના દસ્તાવેજને વાસ્તે તો વધારે જગા જોઈએ; અને વળી હું એક કામ હાથમાં લેઊં તો તે પાકુંજ કરૂં, કારણકે બીલ જોન્સનાં છુંદણાંપર વકીલ સાહેબોનાં નસકોરાં ચહડી ગયલાં જોવાને હું ઇચ્છતો નથી."

"ઠીક છે," ઓગસ્ટાએ દુઃખી હૈડે જવાબ દીધો, "હું તૈયાર થઈ આવું છું." આમ કહી તેણી ત્યાંથી ઉઠી ઝુપડીમાં ગઈ, અને પોતે ઉપર પેહરેલું બદીઆન કહાડી નાખી અંદરના ફલાનલના ઝભાને એવી રીતે વાળ્યો કે જેથી તેણીની ગરદન અને પીઠનો થોડોક ભાગ ઊઘાડો રહે. તેણી ભોગ આપવાને આવી રીતે અરધાં ઊઘાડાં દીલે બહાર આવી તેટલા વખતમાં બીલે પેલી માછલીનાં શરીરમાંથી શાહીની કોથળી કહાડી એક લાકડાંના ટુકડાને અને માછલીનાં સફેદ હાડકાંને કલમની માફક અણીદાર બનાવી સઘળો સામાન તૈયાર કરી રાખ્યો હતો.

"મી૦ બીલ, હવે હું તૈયાર છું," ઓગસ્ટાએ કહ્યું, અને દાંતો બીડી મક્કમપણાંથી એક સપાટ પથર પર બેઠી.

"બાઈ ખરેખર તમે તો ઘણાંજ બહાદુર છેઓ," તે ખલાસીએ પોતાની આંખો તેણીની સુંદર ગરદન તરફ ફેરવી કહ્યું, "આવી વસ્તુપર મને કોઈ દહાડો પણ કામ કરવું પડયું નથી, સોગંદ ખાઈ કહુંછું કે મને તમારી ગરદનપર ડાઘો પાડતાં ઘણી દયા ઉપજે છે, પણ કાંઈ નહી, ઊંચા વર્ગનાં છુંદણાં એક શાહજાદીથી તે ગરીબમાં ગરીબ સ્ત્રીનાં શરીરપર એક શણગાર છે."

આ સાંભળી ઓગસ્ટાએ હોઠો કરડયા અને તેણીની આંખોમાં પાણી આવી ગયાં. તેણી ફકત એક સ્ત્રી હતી અને સ્ત્રીની થોડી ઘણી નબળાઈઓ ધરાવતી હતી; જોકે ગરદન ઊઘાડી રહે તેવો પોશાક તેણીએ જનમમાં કદી પણ પેહરયો ન હતો, તો પણ તેણી જાણતી હતી કે તેણીની ગરદન અતીશય ખુબસુરત હતી અને તેને વાસ્તે મગરૂબ હતી. તેણીની આવી સુંદર ગરદન એક હસવા સરખાં વીલને ખાતર જીંદગી સુધી નહી મીટે તેવા ડાઘોથી રદ કરી નાખે—અને તે પણ વળી એક જુવાન ગ્રહસ્થ જેને તેણી ઉપર કશો હક અથવા દાવો હતો નહી, તેના ફાયદા ખાતર—ત્યારે શું તેણીને દુઃખ ન લાગે?

ઉપલો વીચાર જ્યારે તેણીનાં મનમાં આવ્યો ત્યારે કોઈ ચીજ જાણે તેણીને કહેતી હતી કે આમ તેણીનું વીચારવું ભુલ ભરેલું હતું, તેણીનાં દીલમાંની કોઈ છુપી શકતી તેણીને માનવાને લલચાવતી હતી કે આ જુવાન મી૦ મીસનને તેણી ઉપર હક હતો—સૌથી મોટામાં મોટો હક, જે એક પુરૂષ એક સ્ત્રી ઉપર મેળવી શકે તે, કારણકે જો ખરેખરૂં કહી દઈએ તો—તેણી તેને ચાહતી હતી. જાણે કોઈ ખુદરતી છુપી લાગણીથી હોય તેમ આવી ડરામણી વેરાંન જગાપર, ભયંકાર મોતના છાંયાની નજદીકમાં પણ તેણીને ખુલ્લે ખુલ્લું દીસતું હતું કે તેણી તેને સાચ્ચા, પ્રમાણીક, અખુટ પ્યારથી ચાહતી હતી અને તેમ હોવાથી, જે ભોગ તેણી આપવાને તૈયાર થઈ હતી તે જોકે સૌથી સખતમાં સખત જાતનો હતો અને વળી

હસવાજોગ હાલતમાં આવી પડવાનું દુઃખ જે સઘળી સ્ત્રીઓ ધીક્કારે છે, તેપણ તેમાં સમાયલું હતું; તે છતાં તેણીએ જો આ ભોગ આપવાની ટક ટેકે ધરી ન હતે તો તેણી અસલ જેટલી નરમાસવાળી, જેટલી ભલી અને સર્વેનું મન હરી લેનારી સ્ત્રી કહેવાતી હતી, તેટલી હમણાં કહેવાતે નહીં; સ્થાર દરેક ચીજની સામે થઈ શકે છે, ઠઠ્ઠા મશકરીની સામે થવાને પણ તે ડરતો નથી.

"ચલાવો અને જેમ બને તેમ ઉતાવળથી પુરૂં કરી નાખો," તેણીએ કરડા અવાજે કહ્યું.

"વારૂં બાઈ સાહેબ; શું લખાવોછો બુધાજી, ઘણું ટુંકું કરજો, હું કહું!"

"હું મારી સઘળી દોલત મુસતેસ એચ. મીસનને આપી જાઉંછું! એથી તો વધારે ટુંકું હું કરી શકતો નથી; એની નીચે જો શાક્ષીઓની બરાબર સહીઓ હશે તો હું ધારૂંછું કે કશો વાંધો ઉઠશે નહીં." મી૦ મીસને ફતેહના નબળા અવાજે કહ્યું, "ગમે તેમ હોય, પણ મેં તો કોઈ દહાડે વીસ લાખ રૂપીયાનું વીલ નવ બોલોમાં ઘડાયું હોય એમ સાંભળ્યું નથી."

બીલે તેનું માછલીનું હાડકું સરખું ધરયું અને બીજેજ પલે ઓગસ્ટાએ ચોંકી ઝીણી ચીચ્યારી પાડી, કારણકે કામ શરૂ થઈ ચુકું હતું.

"કાંઈ નહીં બાઈ," બીલે દીલાસો આપી કહ્યું, "તમુને જલદીથી ખમવાની ટેવ પડી જશે."

બીલ તેણીની લાગણી કરતાં તેનાં કામની શોભા અને ટકાઉપણાંની વધારે દરકાર કરતો હોવાથી, જોકે ઓગસ્ટાને અતીશય દુઃખ થતું હતું તો પણ તેણી દાંત પીસી સઘળું મુગે મોઢે ખમ્યા કરતી હતી, તીક્ષણ ઘડેલાં માછલીનાં હાડકાં અને લાકડાંના કટકાની અણીઓ તે વારેઘડીએ શાહીમાં બોલી તેણીને એટલાં તો જોરથી ભોકતો હતો અને ચામડી ઓપવતો હતો કે તેણી બેહોશ થઈ જશે એમ તેણીને લાગ્યું.

ત્રણ કલાકો સુધી કામ ચાલ્યા પછી અંતે વીલ પુરૂં થયું, (બીલ ઘણું ઝડપ કામ કરનાર હોવાથી એટલો થોડો વખત લાગ્યો હતો) તે તેણીનાં ખભાંઓની વચમાં મધ્યમ કદનાં અક્ષરે લખવામાં આવ્યું હતું, પણ હજુ સહી કરવાની રહી હતી:

જો તેણીની મરજી હોય તો સહી કરવાનું આવતી કાલ સુધી મુલતવી રાખવા બીલે તેણીને પુછ્યું, જેમ કરવા, જોકે તેણી વધારે દુઃખ ખમવાને શક્તીવાન ન હતી, તોપણ તેણીએ ના પાડયું; તેણીનું શરીર ખરાબ થઈ ચુકું હતું, કદી નહીં ફીટે તેવા ડાઘો તે ઉપર પડી ચુક્યા હતા, જ્યારે આટલું બધું દુઃખ ખમ્યું ત્યારે તો તે બરાબર પુરૂં કરી તેની મતલબ સાચવવી જોઈએ; સહી વગર તેણીએ ખમેલી આ સઘળી જેહમત શા ખપની? જો સહી કરવાનું આવતી કાલ સુધી આવે, જેથી તેણીએ તેઓને જેમ બને તેમ ઉતાવળ કરી પુરૂં કરવાને ફરમાવ્યું, કારણ રાત પડવાને હવે ફક્ત બેજ કલાકો બાકી રહ્યા હતા.

સારાં નસીબે મી૦ મીસન વીલ ઘડવા સંબંધી નીયમોથી થોડા ઘણા વાકેફ હતા, જેમકે વીલ કરાવનાર શખસ અને બેઉ શાક્ષીઓએ એક બીજાની હજુરમાં સહી કરવી જોઈએ, તેવણ વળી એટલું પણ જાણતા હતા કે જો માંદગીના બાબમાં કોઈ ત્રીજો શખસ વીલ કરાવનાર શખસનો હાથ પકડી તેનું નામ લખવાને મદદ કરે, અથવા તો વીલ કરાવનારની હજુરમાં તેના હુકમ પ્રમાણે તેને બદલે કોઈ સહી કરે તો તે ચાલી શકે; આ પ્રમાણે તકરાર કરતાં તેવણ એવાં સેવટ પર આવ્યા કે જો સહી કરવા તેવણ પહેલી અણી પોતાને હાથે ભોકી બાકીનું નામ બીલ પુરૂં કરે ત્યાં સુધી તેના હાથપર પોતાનો હાથ મુકી રાખે તો ચાલી શકે; અંતે તેવણે તેમ કીધું અને તે અણીદાર તીક્ષણ હાડકું એવી તો કઢંગી રીતે કમનસીબ ઓગસ્ટાના બરડામાં ઊંડું ભોકી દીધું કે તેણીએ મોટેથી એક બુમ પાડી અને ત્યાર પછી તે ખલાસીએ જ્યાં સુધી તેવણનું નામ "જે. મીસન" કરી લખ્યું, ત્યાં સુધી તેના હાથ પર પોતાનો હાથ મુકી રાખ્યો. (જુઓ બાજુમાં આપેલું ચીત્ર.)

હવે જોનીની વારી આવી. જ્યાં સુધી મી૦ મીસને ઓગસ્ટાનાં ખભાં ઉપર હાથ મુકી તેણીના બરડાપરનાં લખાણને તેવણનાં છેલ્લાં વીલ દાખલ ગંભીરાઈથી જાહેર કીધું ત્યાં સુધી જોની આ કામ આખો વખત અજાએબીથી તપાસતો ઉભો હતો, તેપણ પોતે છુંદણાં પાડી શકતો ન હોવાથી તેની સહી પણ મી૦ મીસનની માફકજ કરવામાં આવી; ત્યાર પછી બીલ જોન્સે બીજા સાક્ષી તરીકે પોતાને નામની સહી કીધી; અને જેવી સુરજની રોશની આકાશમાંથી ગુમ થઈ જઈ અંધારૂં પડયું, તેવોજ તે દસ્તાવેજ તદન પુરો થયો—ફક્ત તે દીવસની તારીખ શીવાય—ઓગસ્ટા તે સપાટ પથર ઉપરથી ઉઠી, કે જે ઉપર તેણી આ વેદના ખમવાને લગભગ પાંચ કલાકો સુધી બેસી રહી હતી, અને લડડતી લડડતી ઝુપડીમાં જઈ પાંથરેલા એક સડ ઉપર પડી બેસુધ થઈ ગઈ. વીલ પુરૂં થવાની ઘણું આગમજ તેણી બેભાન થઈ પડી હતે, પણ જાપર ખરેખર ઘણી જેહમત ખેંચી હીમતથી તેમ થતું અટકાવી શકી હતી.

ત્યાર પછી શું થયું તેની તેણીને કશી ખબર રહી નહીં; જ્યારે તેણી હુશીયારીમાં આવી ત્યારે આંખો ઉઘાડી જોતાં માલમ પડયું કે ઝુપડીમાં પુષ્કળ અંધારૂં હતું અને ઘણી ભય ભરેલી રીતે તેણીના બરડામાં ચમચમાટ થતો હતો. તેણી એટલી તો થાકી ગઈ હતી કે ઠીક તેણીની પાસે સહી સલામત છે કે નહીં તે વીશે હાથ લંબાવી ખાતરી કીધા પછી, [illegible] ઝોકામાં પડી. જ્યારે તેણી



તે અણીદાર તીક્ષ્ણ હાડકું એવી તો કઢંગી રીતે કમનસીબ ઓગસ્ટાના બરડામાં ઊંડું ભોકી દીધું કે તેણીએ મોટેથી એક બુમ પાડી અને ત્યાર પછી તે ખલાસીએ જ્યાં સુધી તેવણનું નામ "જે. મીસન" કરી લખ્યું, ત્યાં સુધી તેના હાથ પર પોતાનો હાથ મુકી રાખ્યો. (જુઓ પાનું ૧૭૪ મું.)

અને બેચેનીથી આમ તેમ તરફડયાં મારતા હતા. તેણીને જોકે બરડામાં પુષ્કળ દુઃખ થતું હતું અને નબળાઈ પણ ઘણી લાગતી હતી, તોપણ જેમ તેમ ઉઠી ડીકને જગાડી, તેને બહાર પાણીના ઝરા આગળ લઈ ગઈ અને તેનું તેમજ પોતાનું મોહું હાથ ધોયા. બહાર પુષ્કળ થંડી હતી, એટલી કે નાના ડીકથી તે નહી ખમી શકાયાથી તે બાપડું બાળક રડવા લાગ્યું; આકાશપર વરસાદનાં વાદળાંઓ પણ ચહડી આવ્યાં હતાં તેથી તેણી ઝડપથી ઝુપડીમાં પાછી ફરી અને ડીક સાથે મળી થોડીક બીસકીટ અને ઈંડાંનો નાસ્તો કીધો. ઘણા કલાકો સુધી ખોરાક મુદ્દલ લીધેલો ન હોવાથી ખરૂં જોતાં તેણીને ભુખથી પણ ફેર આવતા હતા, તેથી તે ખાધા પછી તેણીનો જીવ જરાક ઠરયો.

હવે તેણી મી૦ મીસન તરફ તેવણની હાલત તપાસવા ફરી, વીલ જરાક પણ જલદીથી કરવામાં આવ્યું ન હતું, કારણકે હવે ખુલ્લું દીસ્તું હતું કે તેવણની હાલત વખત જતાં ઘણી ખરાબ થતી હતી, તેવણનાં આંગમાં તાવ હતી અને દાંતો કચકચાવી, જાગૃત હોવા છતાં ધ્યાન વગરની વાતો કરતા હતા. તેણીએ તેવણને ખોરાક લેવા ઘણું સમજાવ્યા, પણ પાણી શીવાય બીજું કશું લીધું નહી; તેવણને વાસ્તે જે જોઈતું હતુ તે કરી તેણી પેલા ખલાસીઓ આગળ જવા ઉઠી, જેઓ તેણીને રસ્તામાંજ મળ્યા. તેઓના દેખાવ પરથી દીસ્તુ હતું કે તેઓ રમ દારૂના પીપની મુલાકાતે જઈ આવ્યા હતા, તેથી તેણીએ તેઓ તરફ ઠપકા ભરી નજરથી જોયું, અને થોડાંક વધારે પક્ષીઓનાં ઈંડાં મેળવવાને તેઓને ફરમાવ્યું, જેમ કરવા જેનીએ સાફ ના પાડી અને બોલ્યો કે તે કાંઈ જમીનના કીડાઓને (ખલાસીઓ બીજાને મશકરી–તીરસ્કારમાં કહે છે) ખવાડવાને વાસ્તે ઈંડાં એકઠાં કરવા જવાનો નથી, તેણીને જોઈતાં હોય તો પોતે જઈને લાવે; પણ બીલ આથી ઉલટી રીતે તેણીના હુકમને માન આપી એકદમ ગયો અને આસરે એક કલાકમાં વરસાદ સરૂ થતાંજ છ અથવા સાત દજન તાજાં ઈંડાં દગલામાં બાંધી લઈ આવ્યો.

ઓગસ્ટા તે નાનાં બાળકને પોતાની પાસે લઈ તે કંગાળ ઝુપડીમાં મી૦ મીસનની તપાસ કરતી બેઠી હતી, જ્યારે બહાર દયા વગરનો વરસાદ ધોધબંધ પડતો હતો અને સઘળું પાણી તે કંગાળ છાપડાંમાંથી અંદર ગળી પડતું હતું; તેણી તે મોતની અણીપર આવેલા માણસને ભીંજાતાં અટકાવવાને પોતાથી બનતું કરતી હતી પણ સઘળું ફોકટ; જ્યારે તેણી ઉપરથી પડતાં પાણીને અટકાવતી હતી, ત્યારે નીચે જમીનપરનાં પાટયાંમાંથી સઘળો ભીનાશ બહાર આવતો હતો, અને થોડા વખતમાં તેવણનાં કપડાં સઘળાં તરબોર થઈ ગયાં હતાં.

કેટલાક કલાકો પછી તેવણ પાછા સુધીમાં આવ્યા અને પોતાના નજદીક આવી પુગતા અંતને વાસ્તે ધાસ્તી અને ગુજારેલી જીંદગીને વાસ્તે પસતાવો કરવા લાગ્યા, અફસોસ! તેવણની લખોની દોલત હમણાં તેવણને શું કામ લાગતી હતી?

"હું મરી જાઊંછું" તેવણ દુઃખી અવાજે બોલ્યા, "અને હું એક ઘણો બુરો માણસ હતો; હું મારી આખી જીંદગી સુધી એક છાપખાનાંનો વડો હતો."

ઓગસ્ટાએ તેવણને નરમાસથી કહી દેખાડયું કે છાપવાનો ધંધો જો પ્રમાણીકપણે અને બરાબર રીતે ચલાવે તો તે ઘણોજ માન ભરેલો ધંધો કહેવાઈ શકાય, અને નહી કે જેમ લુચ્ચા ધરફાડુઓ અને બદકર્મ કરનારાઓનાં હૈડાંને તેઓનાં પાપી કર્મો ડંખે છે તેમ ડંખી દુઃખી કરે.

તેવણે પોતાનું ડોકું ધુણાવ્યું અને પછી બોલ્યા, "અરે હારે હા, પણ તમે હજી "મીસનસ" નાં ખાતાંથી બરાબર વાકેફ નથી—"મીસનસ" નાં ખાતાંના કાયદાઓ તમે જાણતાં નથી."

અફસોસ! ઓગસ્ટાને કબુલ કરવા ગમે તે કરતાં વધારે તેણી "મીસનસ" નાં ખાતાંનો ભંડોળ જાણુતી હતી.

"સાંભળો," તેવણ ઘણીજ મુશકેલીથી ઉઠી પાંથરેલા સડપર બેસી બોલ્યા, "હું કહુંછું તે જરા સાંભળો—મારે તમુને તે કહેવુંજ જોઈએ."

આ પછી મી૦ મીસને પોતાનો ગુનાહ અને પસતાવો એવી તો અસરકારક રીતે કબુલ કીધો, કે જેનું બ્યાંન કોઈ પણ બોલોમાં અત્રે આપવું તદન અશકત છે.

* * * * * * * *

તે સઘળું વર્ણન સાંભળતાં ઓગસ્ટાનાં રૂવે રૂવાં ઉભાં થયાં અને હવે તેણીને ખરેખરો અનુભવ મળ્યો કે એક છુપા ગુનેહગારની જીંદગી કેટલી કંગાળ અને દુઃખી હોવી જોઈએ.

"હવે મેહરબાંની કરી ખોદા ખાતર બસ કરો," તેણીએ ધીમેથી પણ ઘણા કમકમાટ સાથે કહ્યું, "ખરૂં કહુંછું કે હું વધારે સાંભળી અથવા ખમી શકતી નથી."

"અરે!" તેવણ નીરાશ થઈ પડયા અને બોલ્યા, "હું તો ધારતો હતો કે જ્યારે તમે "મીસનસ" નાં ખાતાંનો ભેદ જાણશો ત્યારે મારી હાલની હાલત પર તમુને ઘણું લાગશે; વીચાર કર છોકરી, વીચાર કર, કે હું હમણાં કેટલું દુઃખ ખમતો હોઇશ, આવી પાપી જીંદગી ગુજારયા પછી ભવીષમાં (પેલી દુન્યામાં) મારૂં શું થશે તેનો મને કશો ખ્યાલ નથી." આટલું બોલી તેવણ મુગા રહયા, અને થોડો વખત સુધી ત્યાં ચુપકીદી પથરાઈ.

"એને લઈ જા, એને અહીંથી કહાડ;" મી૦ મીસને બીધેલા દેખાવે એકાએક ચોંકી ઉઠી બુમો પાડી.

"કોણને?" ઓગસ્ટાએ પુછ્યું, "કોણને?"

"અરે! પેલા હાથમાં ચોપડીવાલા ઊંચા, પતળા માણુસને! હું એને ઓળખુંછું, એતો નંબર ૨૫ મો હતો, વરસો થયાં એતો ગુજરી ગયો હતો; સાંભળો! એ બોલે છે તે સાંભળો! શું તમુને સંભળાતું નહી? ઓ ખોદા! એ કહે છે કે હું એક કંગાળ ચોપડી લખનાર થવશ અને એ મને વરસ દહાડે ૧૦૦૦ પૌંડની કીમતે ચોપડીઓ છાપી આપશે, અરે! ઓ! જુઓ! તેઓ બધા આવે છે! મારી આફીસનાં કોથરાંઓમાંથી સઘળાઓ જોસબંધ મારી તરફ ધસ્યા આવે છે! એ લોકો મને મારી નાખશે. અરે કોઈ એઓને અંહીંથી કહાડી મુકો!

અંહીથી હાંકી કહાડો!" આમ બોલી તેવણુ જાણે ખરેખર કોઈને મારતા હોય તે પ્રમાણે હવામાં ખાલી હાથો અફાડવા લાગ્યા.

ઓગસ્ટા આ અજાએબ જેવા દેખાવથી તદન ઘભરાઈ જઈ તેવણુની બાજુએ ગુઠણુ મંડીએ પડી તેવણુને શાંત કરવાની કોશેશ કરવા લાગી, પણ સઘળું ફોકટ; જાણે કે ભુતોના ટોળાંને મારી પોતા તરફ આવતા અટકાવતા હોય તે મુજબ તેવણુ ખાલી હવાને મારવા લાગ્યા, અંતે તેમ કરતાં એકાએક પડી જઈ પ્રાણ છોડી દીધો.

*    *    *    *    *    *    *    *

આ પ્રમાણે બાપડા મી૦ મીસનનો અંત આવ્યો. જે ચોપડીઓ તેવણે છાપી હતી, જે પૈસા એકઠા કીધા હતા, જે ધરો બાંધ્યાં હતાં અને જે પાપી કર્મો કીધાં હતાં, તે સઘળું શું પેલી દુન્યામાં ખોદાતાલાને ત્યાં નોધાયું ન હતું?

થોડે વારે ઓગસ્ટા ત્યાંથી ઉઠી પોતાને મનસે બબડી, "સારૂં થયું કે એટળાંમાજ છેડો આવી ગયો, નહી તો કોણ જાણે શું થતે? ઓ.ખુદા, હું ઈચ્છુંચ કે હવે ફરીથી કદી પણ આવા કોઈ બીજા છાપખાનાના વડાની માવજત કરવાની ફરજ મારે માથે આવી ન પડે."

"માસી! માસી!" ડીકે બીહીને બુમ પાડી, "પેલા લોક એમ બુમ કાંય પાડે છે?"

ઓગસ્ટા તે બીધેલાં બચ્ચાંનો હાથ પકડી વરસાદમાંથી બીજાં ઝુપડાં તરફ પેલા બેઉ ખલાસીઓને જે કાંઈ બન્યું હતું તે કહેવા ગઈ. તે ઝુપડીનો દરવાજો હતો નહી તેથી તેણી ઊંબર પરજ ઉભી રહીને જોવા લાગી; હવા એટળી તો ધુમસવાલી હતી કે તેણી પહેલાં અંદરની કાંઈ પણ ચીજ જોઈ શકી નહી, પણ આંખો ઠેડવી જોતાં તેણીને જલદીથી માલમ પડયું કે બીલ અને જોની એક મેકની સામે જમીન પર બેઠા હતા, તેઓની વચમાં રમ દારૂનું પીપ હતું, બીલે એક મોહું કોટલું તરતનુંજ દારૂથી ભરયું હતું અને પીપને દાટો મારતો હતો.

બીલે જેવું તે કોટલું મોહાં આગળ ધરયું તેવુંજ જોની બોલ્યો, "અરે! એ તું શું કરેચ! મેંતો ફકત છ વખતજ પીધોચ અને તું તો આએ સાતમી વખત પીએચ."

"આ, હા, હા, હા" બીલ મોટે ગોટે દાર પુરો કરી બોલ્યો, "હવે જરા આરામ થયો, ચાલ દોસ્ત હવે તુંને ભરી આપું," આમ કહી તેણે ફરીથી એક વખત તે કોટલું ભરયું.

આ તેઓની મોજમાં ખલલ કરવા ઓગસ્ટા હીમત પકડી બોલી, "મી૦ મીસન ગુજરી ગયા છે."

આ સાંભળી તેઓ બંને છાકટપણામાં તેણીની સામે ટીકવા લાગ્યા; થોડે વારે જોની બોલ્યો:

"મરી ગયા હં! ખરેખર કે! ચાલો ઠીક થયું; બુધો ખખ થઈ ગયલો, વગર ખપનો જમીનનો કીડો હતો, કદાચ આએ કરગુલન લેન્ડ કરતાં કોઈ બીજી વધારે ગરમ જગાપરે જઈ પુગા હશે, ચાલો હું એવણુની સલાંમતી લેઊછું, કે જેમ કરવાને મને અગાઉ તક મલી ન હતી. "આએ ગુજરેલાંની સલાંમતીને માટે" આમ બોલી એકજ ગોટમાં તે કોટલાં માહેલો સઘળો દાર ગટાવી ગયો.

"તમારી લાગણીમાં હું પણુ ભાગ લેઊછું" બીલે કહ્યું, જોની, કોટલું આપ તો, ચાલો આપણેબી પહેલાં ગુજરેલાંની સલાંમતી લઈએ."

ઓગસ્ટા ત્યાં વધારે વખત ઉભી રહી ન શકવાથી ભારી દીલે પોતાની ઝુપડી તરફ પાછી ફરી. નાના ડીકને સમજાવ્યું કે મી૦ મીસન આ દુન્યામાંથી જતા રહયા છે, અને તે સુવેલાંના શરીર પર બરાબર ઢાંકણુ કરી તે ઠંડી, બીહામણી જગાપર બેઠી. તેણી ઘણી ઉદાસ અને ગમગીન હતી, પણ જ્યારે તેણીને વીચાર આવ્યો કે સામટી રીતે લેતાં સુવેલા મી૦ મીસન જીવતા મી૦ મીસનના જેટલા ખરાબ ન હતા, ત્યારે તેણીને જરા ધીરજ આવી.

જળદીથી રાત પડી અને પુષ્કળ થાકી ગયલી હોવાથી ઓગસ્ટા બંદગી કરી નાના ડીકને પાસાંમાં લઈ સુઈ ગઈ.

થોડાક કલાકો પછી મોટા ઘોંઘાટી અવાજોથી તેણી જાગી ઉઠી; તે અવાજો છાકટપણાની લેહરમાં ગવાતાં ગીતો અને અંગ્રેજી ખલાસીઓની ભાષામાં થતી વાતચીતના હતા; આ ઉપરથી દીસ્તું હતું કે બીલ અને જોની પુષ્કળ છાકટા થઈ મંધરાતની હવા ઘોરતા હતા.

કીનારા તરફથી કોઈનો બુમ પાડવાનો અને સોગંદ ખાવાનો અવાજ આવતો હોય તેમ સંભળાયું, અને ત્યાર પછી એકાએક એક અતીશય ભયંકાર ચીચ્યારી આવી અને સઘળું શાંત થઈ ગયું. આની મતલબ શું હશે? ઓગસ્ટા અચરત થવા લાગી અને વીચારમાંને વીચારમાં ઉંઘાઈ ગઈ.

## પ્રકરણ ૧૧ મું.

### અંતે બચ્યાં.

ઓગસ્ટા સવારનું પોહોર પડતાં ઉઠી અને ડીક હજી ઉંઘાયલો હોવાથી ગઈ રાતની ગડબડનું કારણુ જાણુવા બીજાં ઝુપડાં તરફ ગઈ, તે ખાલી માલમ પડયું.

તેણીએ આસપાસ ફરી જોયું, તેણી જ્યાં ઉભી હતી ત્યાંથી આસરે પંદર દગલાં દુર તે બેઉ છાકટાઓ દાર પીવા પ્યાલાંને બદલે જે કોટલું વાપડતા હતા તે પડેલું હતું; તેણીએ આગળ જઈ તે ઊંચકી લીધું; કમકમાટ ઉપજે એવા દારના વાસથી તે ગંધાતું હતું. પેલા બંને ખલાસીઓએ તે મધરાતના બહાર ભટકતી વખતે અહીં નાખી દીધેલું હોવું જોઈએ, તેઓ હમણાં ક્યાં ગયા હશે?

તેણી જ્યાં ઉભી હતી તે જગાની બરાબર સામે એક ખડક આવેલો હતો, જેની અણી પાસે આવેલાં અખાતનાં પાણીમાં પચાસ કદમ લંબાયલી હતી; તે તરફ તેણીએ કશા પણ ઈરાદા વીના પોતાનો રસ્તો લીધો. થોડું ચાલ્યા પછી તેણીએ તે બંને ખલાસીઓની તોપીઓ જમીનપર પડેલી અથવા જો બરાબર બોલીએ તો એક પાણીનાં ખબોચીયાંમાં તરતી જોઈ. આ પરથી જણાતું હતું કે તેઓ આએજ રસ્તેથી પસાર થઈ ગયા હતા; તેણી પાણીમાંથી થઈ તે નાની ભુશીરના છેડા આગળ આવી પુગી ત્યાં સુધી આગળ ચાલ્યા કીધી. ત્યાં કાંઈ પણ

દીસ્તું ન હતું, બીલ અને જોનીની જરાએ નીશાની માલમ પડતી ન હતી, તેણીએ વાંકી વળી ઊંચા ખડકો તરફ ઉપર જોયું, ત્યાર પછી નીચે પાણી તરફ નજર કીધી અને એકાએક ચીસ પાડી ચોંકી પાછળ હઠી. તેણી આમ ચોંકી તેમાં કશું અચરત થવાનું નથી; કારણકે ત્યાં રેતી ઉપર દોઢ 'ફેધમ' દરીઆનાં પાણીની સપાટી તજે બંન્ને કમનસીબ ખલાસીઓનાં મુરદાં પડયાં હતાં, તેઓ એક બીજાને કોટી કરી મહાસાગરનાં બીછાનાંપર ઊંઘમાં હોય તેમ પડયા હતા. તેઓનાં મોતનું કારણ તેણી કદી પણ શોધી કહાડી શકી નહી, કદાચ છાકટપણાંની ધુમમાં એક બીજા સાથે કુસ્તીઓ કરતાં અકસમાતથી અથવા જાણી જોઈ તે ઊંચી ટેકડીપરથી તેઓ ગબડી પડયા હોય. કોઈ પણ રીતે તેઓનાં જીવ વીનાનાં ખાલી ખોખાં ત્યાં પડેલાં હતાં, અને ત્યાંજ તેઓ રહયાં, જ્યાં લગણ પાણીના મોજાઓ તેઓને "કેનગરૂ" સ્ટીમર પરનાં તેઓનાં દોસ્તોને મલવા મોટા મહાસાગરને તળીયે લઈ ગયા ત્યાં લગણ. આવી રીતે ઓગસ્ટા આ એકાંત બીહામણાં ટાપુ પર એકલી પડી.

ભારી હૈડે તેણી ઝુપડી તરફ પાછી ફરી, તે નાનાં બાળક અને પોતા શીવાય તે બોહલાં એકાંત ટાપુપર કોઈ પણ બીજું આદમી જીવતું ન હતું, તેણીને તો એમજ દીસ્તું હતું કે તેણીનો હાલ પણ બીજાઓના જેવોજ થશે. જ્યારે તે ઝુપડાંમાં પાછી ફરી ત્યારે ડીક જાગતો હતો અને પોતાને એકલો પડેલો જોઈ રડતો હતો.

તે બાપડું બાળક મી૦ મીસનનું વાહાણના સઢથી ઢાંકેલું અકડી ગયલું શાંત શરીર જોઈ ઘણું બીધું હતું, જોકે તેને ખબર ન હતી કે આમ તેનું બીહવાનું શું કારણ હતું. ઓગસ્ટાએ તે બાળકને પોતાના હાથમાં લીધું અને તેને ઘણી મમતાથી કોટી કરી ચુમીઓ લીધી. તેણી તેને ઘણી ચાહતી હતી, અને વળી તેણીનાં એકાંતવાસમાં તે શીવાય તેની આગળ બીજું કોઈ ન હતું. તેણી તેને બીજાં ઝુપડાંમાં લઈ ગઈ કારણ તે મુવેલાં આદમી આગળ તેણી રહી શકતી ન હતી, અને વળી તે મુરદું ભારી હોવાથી ખસાડી પણ શકતી ન હતી; ખલાસીઓનાં ઝુપડાંની વચ્ચો વચમાં રમ દારનું પીપ પડેલું હતું, કે જે તેઓના નાશનું મુળ થઈ પડયું હતું, તે લગભગ ખાલી થઈ ગયલું હોવાથી તેણીએ તેને સેહલાઈથી ગબડાવી બાજુએ મુકયું, ત્યાંની જગા બરાબર સાફ કરી મી૦ મીસનનું મુરદું જ્યાં પડયું હતું ત્યાં જઈ 'બીસકીટનો' કોકસો અને ઈંડાં લઈ આવી, જે ઉપર તેઓએ પોતાનો નાસ્તો કીધો.

સારાં ભાગ્યે તે સવારના વરસાદ થોડો હોવાથી ઓગસ્ટા વખત પસાર કરવા ડીકને લઈ ઈંડાંની સોધમાં નીકળી. જે ટેકડી પર તેઓનો વાવટો ઉડતો હતો તે ટેકડી પર તેઓ ચહડયાં, અને નીચે ગંભીર મહાસાગર પર નજર કીધી, ત્યાં મોટા સફેદ મોજાઓ કે જેઓ પર સમુદ્રનાં કાળાં પક્ષીઓ આમ તેમ ઉડતાં હતાં તે શીવાય બીજું કાંઈ પણ દીસ્તું ન હતું; તેણીએ થાકી ગઈ ત્યાં સુધી તે તરફ એકી ટગરે જોયા કીધું.

"હવે ડીકને લઈ જવા માએજી બોટમાં બેસી જલદીથી આવશે કેની?" તેણીની પાસે ઉભેલાં બાળકે ઉપલો સવાલ કીધો, જે સાંભળી તેણીનું હૈડું ભરાઈ આવ્યું-અને એકદમ રડી પડી.

શાંત થયા પછી તેઓ ઈંડાં એકઠાં કરવા બેઠાં, પક્ષીઓની ચીચ્યારીઓ અને તેઓના હુમલાની ધાસ્તી છતાં આ કામ ડીકને બહુ પસંદ પડયું. તેઓથી ઊંચકી શકાય તેટલાં ઈંડાં એકઠાં કીધા પછી તેઓ ઝુપડીમાં પાછાં ફરયાં અને આતસ સળગાવી તેની ગરમ રાખમાં થોડાં ઈંડાં બાફવા મુકયાં, કારણ તેઓ પાસે કાંઈ વાસણ હતાં નહી; આવી રીતે જેમ તેમ દહાડો વહી ગયો અને અંતે પછવાડે આવેલી ટેકડીઓપર તેમજ સાંમેના બોહલા એકાંત મહાસાગરપર અંધારૂં પડયું, તેણી ડીકને સુવાડી પોતે પણ બીછાંને ગઈ. ખરેખર ઘણુંજ અજબ જેવું છે કે આ નાનું બાળક તેની પર પડતાં સંકટો કેવી રીતે ખમતું હતું, ત્યાં આવ્યા પછી તેનું એક પણ વેળા માથું દુખ્યું ન હતું અથવા સરદી કે બીજી કશી રીતની ઈજા થઈ ન હતી.

ડીક ઊંઘાયા પછી ઓગસ્ટા તેણીનાં બીછાનાં પર પવનના સુસવાટાઓનો ટેકડીઓ અને પર્વતો પર અફળાવાનો અવાજ સાંભળતી પડી રહી. આ તોફાની, બીહાંમણી રાતનાં એકાંતપણામાં તેણીને ઘણો ભય લાગતો હતો; આવી જગાપર તેઓનું શું થશે એ વીચારજ તેણીને નાહીમત કરી નાખતો હતો, તેણી જાણતી હતી કે અહીંથી બચવાની તકો ઘણીજ થોડી હતી. આ માણસની વસ્તી વીનાના ભયભરેલા કીનારાપર વાહાણો જવલેજ આવતાં હતાં, જો ભોગ જોગે કોઈ ઘડીએ તે તરફ એકુ આવેબી, તો તે કદાચ બીજી બાજુએ લંગર કરે અને તેણીને અથવા વાવટાને જોઈ શકે નહી, અને વખત જતાં તેણીનો છેડો ત્યાંજ આવી જાય; ઈંડાંનો જથ્થો પુરો થઈ જાય અને પક્ષીઓ પકડી તે ઉપર તેઓને ગુજરાંન કરવું પડે. છેલ્લે સરવાલે તે બાપડું બાળક આજારી પડી મરણ પામે અને તેની પુઠે તે પણ આ દુન્યામાંથી જતી રહે. તેણી બંદગી કરી દુવા માંગતી હતી કે તે બાળક પહેલાં મરણ પામે, જો તેમ ન બને અને તેણી તેની અગાઉ ચાલી જાય તો તે બાપડું ભુખે મરે અને તેના શા હાલ થાય! એ વીચારજ તેણીને હેબતાવી નાખતો હતો. આવતી કાલે નાતાલનો દીવસ હતો, ગયે વરસની નાતાલ તેણીએ પોતાની મુવેલી બેહેન સાથ બરમીંગામમાં ગુજારી હતી. તેઓ બંને સવારનાં દેવલમાં જઈ આવ્યા પછી ખાનું ખાઈ તેણી "જેમીમાસ વાઉ" ની છેલી નકલો તપાસવા બેઠી હતી તે વખતે તેણીને થોડીજ ખબર હતી કે આવતી નાતાલ આવે તેટલામાં તેણી આવી હાલતમાં આવી પડશે અને તેણીની નાની બેહેન જેનીને પેલી દુન્યામાં મલવાની તૈયારીમાં હશે. ઓગસ્ટા એક ભલી અને ધર્મી છોકરી હોવાથી ઉઠી અને ખરાં જીગરથી પરમેશ્વરની પ્રાર્થના કીધી કે તે સાહેબ તેઓને આવી ભયાનક હાલતમાંથી બચાવે અથવા જો તેણી મરણ પામે તો તે બાળકને બચાવે.

આ પ્રમાણે તે લાંબી ઠંડી રાત વીચાર અને બકતીમાં ગુજારયા પછી પાછલી રાત પડતાં તેણીને ઊંઘ આવી. સવારનાં તેણી મોડેથી ઉઠી. ડીક તેણીની ઘણો વખત અગાઉનો

ઉડેલો હોવાથી તેણીની પાસે બેસી બીલ અને જોનીનાં દારૂ પીવાના કોટલાં સાથે રમતો હતો. તેણી ઉઠી અને તે બાળકનાં લુગડાં બરાબર પખોડી ઠીકઠાક કરી, વરસાદ ન પડતો હોવાથી તેને બાહાર રમવા મોકલ્યો. ત્યાર બાદ તેણી પોતાનાં શરીર પરનાં વસ્ત્રો કહાડી-પખોડી ધીમે ધીમે પાછાં પેહરતાં પોતાને મનસે વીચાર કરતી હતી કે તેણીની ગરદન અને બરડાપરનાં છુંદણાંનો ચમચમાટ કયારે નરમ પડશે; તેટળાંમાં ડીક એકાએક ધસારાબંધ અંદર દાખલ થયો.

"અરે! માસી! માસી!" તે ઘણીજ ખુશીમાં આવી જઈ બોલવા લાગ્યો, "જુઓ તો અહીંયાં એક મોટું વાહાણ આવે-છે, એમાં માયજી ને બાવાજી ડીકને લેવા આવતાં હોશે કે?"

ઓગસ્ટા આ સાંભળી દંગ થઈ ગઈ. જો વાહાણ હશે તો ખચીત તેઓ બચશે—મોતના પંજામાંથી બચશે, પણ કદાચ એ તો તે બાળકનો ખાલી ખ્યાલ હશે. આમ તરેહવાર વીચારો કરતાં તેણીએ પોતાનું બદીઆંન દીલપર ઓરવી દીધું અને તેણીના લાંબા સોનેરી બાલો જે તેણી લાકડાંના ટુકડાવડી હોરવાની કોશેશ કરતી હતી, તે છુટાજ રહેવા દઈ તે બાળકને હાથમાં ઊંચકી લીધું, અને જેમ બને તેમ ઉતાવળથી તે નાના ખડક તરફ ચાલી, કે જ્યાં બીલ અને જોની પડી મરણ પામ્યા હતા. અરધે રસ્તે આવી પુગી નહી તેટળાં તેણીએ જોયું કે તે બાળકે કહેલી વાત ખરી હતી. તે ખુલ્લા ખોહળા મહાસાગરમાંથી એક મોટું વાહાણ તેઓ તરફ આવતું જણાતું હતું. તે તેઓથી આસરે બસો વાર દુર હતું અને લંગર નાખવાની તૈયારીમાં હતું.

આ દેખાવને વાસ્તે તેણીએ ખોદાનો કદી ન માનેલો તેવો દીલોજાનથી ઉપકાર માન્યો અને ઝડપથી પાણીમાં લંબાયલી ખડકની અણીપર આવી પુગી. ત્યાં ઉભી રહી તેણીએ ડીકની નાની તોપી તે વાહાણ તરફ ફેરવી, કે જે તેઓ તરફ પુર દમામમાં ધસ્યું આવતું હતું, તરતજ મહાસાગરનાં સ્વચ્છ પાણીમાં તેનું લંગર નખાયું, થોડા વારમાં માણસોના ખુશાલીના અવાજો સંભળાયા. તેઓએ તેણીને જોઈ હશે.

પાંચ મીનીટ પછી તેણીએ માણસોથી ભરેલી એક બોટને પાણીમાં ઉતારતાં જોઈ. હલેસાં મારતાં તેઓ થોડા વખતમાં તેણીથી આસરે દશ પગલાં દુર આવી પુગા.

"પેલી બાજુથી આવો," તેણીએ તે નાના અખાત ભણી આંગળી કરી કહ્યું, "અને હું ફરીને તમુને આવી મળુંચ."

તેણી ત્યાં જઈ પુગે તે આગમજ તો તે મછવો ત્યાં આવી પુગો હતો. એક ઊંચા, પતળા, માયાળુ દેખાવના શખસે તેણી ત્યાં કેવી રીતે આવી પડી હતી તેનો ખોલાસો પુછયો. તેના અવાજ પરથી લાગતું હતું કે તે એક અંગ્રેજ નહી પણ પરદેશી હતો. તેણીએ તેને જણાવ્યું કે તેઓ "ફેનગરૂ" સ્ટીમર પરથી બચેલાં આદમીઓ હતાં, કે જે એક અઠવાડયું થયું મગરમછનો શેકાર કરવા નીકળેલાં વાહાણ સાથ અડ્ડી ભાગી હતી, અને ત્યાર પછી જેમ બને તેમ થોડા બોલામાં તેઓ પર વીતેલી આફતોનું વર્ણન કીધું, જે તે કપતાને ઘણીજ દયા અને લાગણીથી સાંભળ્યું. ત્યારબાદ તેણી ખલાસીઓ સાથે તેને મી૰ મીસનવાલાં તેમજ પોતાનાં ઝુપડાંમાં લઈ ગઈ.

"વારૂં બાઈ," તે કપતાન કે જેનું નામ હોમસ હરી હતું તેણે કહ્યું, "હું ધારૂંચ કે હવે તમે આ બાળક સાથે તમારા ઓરડાઓ (ઝુપડીઓ) ખાલી કરી તૈયાર થાવો તો હું તમુને અમારાં મગરમછના શેકારમાં નીકળેલાં "હારપુન" નામનાં વાહાણપર મોકલી આપું. મારી ધણીઆણી જેણી પોતાની તનદરોસ્તીને વાસ્તે દરીઆમાં સફરકરે છે, તેણી વાહાણપર હોવાથી તમારી સારી બરદાસ્ત કરશે. તેણી પણ તમારી માફક એક અંગ્રેજ સ્ત્રી છે અને વલી હું ધારૂંચ બાઈ, કે અહીંયાં આવી પુગવાને વાસ્તે મારે પરવરદેગારનો ઘણો ઉપકાર માનવો જોઈએ, કારણ તે સાહેબની મેહરબાનીથી આજે સવારનાં પોહોરમાં અમે હંકારી જતા હતા ત્યારે સારાં બાયગે મારાં દુરબીનથી મને અહીંયાં ટાંગેલા વાવટાનો સેહજ કટકો દીસ્યો, તે પરથી અમો એ બાજુએ આવ્યા, નહી તો અમારી મતલબ અત્રેથી વીસ માઈલ પર આવેલી એક ખાડીમાં લંગર કરવાની હતી. હવે તમે બાઈ સાહેબ જો વાહાણ પર જાવો તો અમે કાંઈ આ મુવેલા અદ્દસ્પનો રસ્તો કરીએ."

ઓગસ્ટાએ ખરાં દીલથી તેનો ઉપકાર માન્યો, અને ઝુપડીમાં જઈ પોતાની તોપી અને થોડા રીબ્બ, જે મી૰ મીસને તેણીને આપ્યા હતા, તે લઈ બાહાર આવી, બંદુકો માણસોને વાહાણ પર લાવવા કહ્યું.

"કેનગરૂ" સ્ટીમરને લગતી બોટ જેમાં ઓગસ્ટા બચી હતી, તેમાં બે ખલાસીઓ બેઠા અને તેણીને તેમજ ડીકને તે ધીક્કાર ભરેલા કીનારા પરથી વાહાણ તરફ હંકારી ગયા. જેવાં તેઓ તેની નજદીક આવતાં ગયાં કે તેણીએ "હારપુન" પરના બીજા ખલાસીઓને જોયા, જેઓમાં એક સ્ત્રી પણ હતી, જેણી તુટકપર ઉભી રહી તેઓને આવતાં જોતી હતી. ઓગસ્ટાએ વાહાણપર ચહડવા જેવો તેણીનો પગ દાદર પર મુકયો તેવીંજ સઘળાંઓએ તેણીને ખુશાલીના પોકારોથી વધાવી લીધી. બીજી પલે તેણી તુટકપર જઈ ઉભી. તે વાહાણ તે ઉપરનાં તેલની ઘણી કંટાળવા જોગ બદબો છતાં તેણીને ઘણુંજ સુંદર અને ખુશનુમાં લાગ્યું. મીસીસ હોમસ જેણી આસરે ત્રીસ વરસની એક સ્ત્રી હતી, તેણીએ તેણીને ઘણા વાહાલથી બેટી કાઢી લીધી. આ મીસીસ હોમસ ઈંગલંડમાં આવેલાં "સફોક" નામના પ્રગણામાં વસ્તા એક ખેડુતની દીકરી હતી, તેઓ પાછલથી અમેરીકામાં જઈ વસ્યાં હતાં. ઓગસ્ટાને એકવાર ફરીથી પોતાંનો હેવાલ પેહલેથી માંડી તેણીને કહેવો પડયો, ત્યારબાદ મીસીસ હોમસ તેણીને અને ડીકને પોતાની કેબીનમાં લઈ ગઈ અને ત્યાં તેઓને ઉતારો આપ્યો. અહીંયાં એક અઠવાડયાં પછી પહેલીજ વાર તેણી નાહી ધોઈ સફાઈથી કપડાં પેહરવાને શક્તીવાન થઈ. અરે! તેણીને આથી કેટલી ખુશાલી ઉપજી! સ્વચ્છ કપડાંમાં કેટલી ખુશાલી સમાયલી છે તે જેઓને અતીશય ગરીબાઈના સબબથી, તે વગર રહેવાની ફરજ પડે છે તેઓ શીવાય બીજું કોઈ જાણતું નથી; અથવા તો એક નીમ્બા જેવી સાધારણ ચીજ આપણા કબજામાં હોય યા નહી

હાય તો તેથી આપણાં મુખ અને સગવડમાં શો તફાવત પડે છે તેનો તેઓને જરાએ ખ્યાલ નથી હોતો. જ્યારે ઓગસ્ટા તેણીના બાલ ખુશાલી ભરયા ચેહરા સાથે હોરતી હતી, ત્યારે મીસીસ હોમસ બારણું ઠોકી અંદર આવી.

"વાહ! તમારા બાલ હોરયા પછી કેવા સુંદર લાગે છો!" તેણીએ વખાણની નજરથી તે તરફ જોઈ કહ્યું, "પણ વલી એ આએ તમારા બરડાપર શું?"

ઓગસ્ટાએ તે છુંદણા પાડવા વીશેની સઘળી વાતથી તેણીને વાકેફ કીધી, જેમ કરવામાં તેણીને લાગ્યું કે તેણીએ ડહાપણ ખરચ્યું હતું, કારણકે વીલઉપર તારીખ ન હોવાથી જરૂર પડતાં તેણી સાક્ષી આપી શકે કે તે ફરગુસન લેન્ડ છોડયા અગાઉ કરવામાં આવ્યું હતું.

મીસીસ હોમસે મોહું વકાસી આ વાત સાંભળી અને ઓગસ્ટાની હીમતની અજાએબીમાં તેમજ તેણીની સુંદર ગરદનનો આવી રીતે નાશ કરવાની દલગીરીમાં ગરક થઈ ગઈ.

"વારૂ તમે આવી રીતે તેને (ફુસનેસને) વાસ્તે તમારાં શરીરની ખરાબી કીધા પછી જો તમારે વાસ્તે તે સૌથી થોડામાં થોડું કરે તો તેણે તમુને પરણવું જોઈએ." અનુભવી મીસીસ હોમસે કહ્યું.

"છટ! છટ! મીસીસ હોમસ!" ઓગસ્ટાએ લાલ થઈ આવી ઘણા જોશથી પોતાનો પગ જમીનપર અફાડો કહ્યું.

આવા નીરદોશ ટીકા પર તેણીને ઉસકેરાઈ આવવાનું કશું કારણ ન હતું; પણ વાંચનારે વારેઘડીએ જોયું હશે કે કેટલીક જુવાન સ્ત્રીઓ જે શખસ પર તેઓનું દીલ હોય તેની સાથ તેઓનાં લગન થવાની વાત કરતાં બહારથી જેટલી નાખુશી બતાવે છે તેટલીજ ઉલટથી વખત આવતાં તેઓ તેને પરણે છે.

ડીક અને ઓગસ્ટાને નાસ્તો ખાવા બેસાડી, મીસીસ હોમસ જેણી પોતાની જીજ્ઞાસા પોતાનાં દીલમાં દાબી રાખવાને અશક્ત હતી, તે બોટમાં બેસી પેલી બે ઝુપડીઓ તેમજ મી૦ ફીસનનું મુરદું જેવા ગઈ. તેણીની સાથે લગભગ બધા ખલાસીઓ પણ તેજ મતલબથી તેમજ વલી વાહાણપર પાણી થઈ રહેલું હોવાથી તે લેવાને તેણીની પુઠે ગયા.

જેવી ઓગસ્ટા એકલી પડી કે ડીકને લેઈ પોતાની કેબીનમાં ગઈ અને સલામતી તથા ઉપકારની લાગણીથી બીછાના પર સુતી અને જલદીથી ભર ઊંઘમાં પડી.

[સંપૂર્ણ છે.] શીરીન ફ૦ પાટક.

---

હીસાબમાં હુશીયાર—"જુવોની બાવા," એક નાની છોકરી બોલી, "મારા માસ્તરે આજે ક્લાસમાં પહેલી છોકરીને પુછયું કે, આઠમાં પાંચ ઉમેરે તો કેટલા થાય, અને તેણીને આવડયું નહી ત્યારે બોલી કે બાર; બીજી બોલી કે નવ, ત્રીજીએ કહયું કે અગીયાર અને ચોથી બોલી ચઉદ. કેવા બેવકુફ જેવા જવાબો! ત્યારે માસ્તરે મને પુછયું અને હું બોલી કે તેર, અને તેથી મને સઉથી પહેલી મોકલી." "વાહ, ઘણું મજાહનું" બાવા બોલ્યા, હું જાણતોતો નહી કે તુને આવી સરસ રીતે સરવાલા કરતાં આવડેચ, તેં કેમ જાણ્યું કે તેર?" "વલી કેમ, હું અટકલે બોલી, કારણકે તેર કોઈ બોલ્યું હતુંજ નહી."



# એક નીમકહલાલ ચાકરડી.




ગલંડ દેશ મધે જોન સીમોર નામના ગ્રહસ્થને ત્યાં બ્લાંનચી નામની એક સ્ત્રી ચાકરી કરતી હતી. એ પુરૂષ સેંટ હોનોરના મોહોલામાં ચક્કી ફેરવવાનું કામ કરતો હતો. તેને ધંધામાં નુકશાન ગયાથી બ્લાંનચીએ તેની નાદારીના વખતમાં તેને છોડી દેવાને ચાહયું નહી, પણ તેણીએ દીલ મોહું રાખી, વગર પગારે ચાકરી કરવાનો ઠેરાવ કીધો, અને ચાકરી કરયા કીધી, પણ કમનશીબે થોડા વખતમાં જોન સીમોર મરણ પામ્યો. તેની વીધવા પોતાનું તથા પોતાનાં ત્રણ બચ્ચાંઓનું ગુજરાંન કરી શકી નહી, તેથી તે બચ્ચાંઓનુ પાલણ કરવાનું કામ બ્લાંનચીએ માથે લીધું. પોતે ચાકરી કરીને એકઠા કીધેલા પંદરસો ફ્રાંક તથા તેની બાપીકી જમીનની ઉપજ દર વરસના એકસો લીવર એ સ્ત્રીએ વીધવા મીસીસ સીમોર તથા તેનાં ત્રણ છોકરાંઓનાં ગુજરાણ સારૂ ખરચયા; એટલા વખતમા એ લાયકીવાલી સ્ત્રીને સારી ચાકરીઓ આપવાને કેટલાંક લોકોએ દરખાસ્ત કીધી, પણ મીસીસ સીમોરને તથા તેનાં બચ્ચાંઓને પડતાં મેલે તો તેઓની બરદાસ્ત કોણ કરે, તે વીશેનો અંદેશો કરી તે ચાકરીઓ લેવાને એ બાઈએ ઉપકાર સાથે ના પાડયું. અંતે થોડા વખતમાં મીસીસ સીમોર સીક પડી; એ સમયે બ્લાંનચી પાસે પૈસા નહી હતા, માટે પોતીનાં કપડાં લતાં તથા સર સામાણ વેચીને જે કાંઈ ઉપજ્યું તે મરવા પડેલી વીધવાને આરામ આપવાને સારૂ ખરચયું; તે ઉપરાંત પોતે હાજર રહી તેની ચાકરી કીધી, પણ એ વીધવા તા૦ ૨૯મી મે ૧૬૮૦ ના સાલમાં મરણ પામી. તે બાઈની દફનાવવાની ક્રીયા કીધા પછી બ્લાંનચીના મીત્રોએ તેણીને ભલામણ કીધી કે છોકરાંઓને ધરમની સ્કુલમાં મેલવાં, પણ એ સખી દીલની સ્ત્રીએ એવી ભલામણ ધીક્કારી કહાડી, અને બોલી કે ફ્રાન્સમાં તેની બાપીકી જમીન છે તેની દર વરસે જે ઉપજ થશે તેમાં તેણી આ ત્રણ બચ્ચાંઓનું ગુજરાણ કરશે. એ ખરી ધરમાતુ સ્ત્રીએ તે છોકરાંઓને સારી કેળવણી આપી સુખી કીધાં અને પોતે થોડાં વરસમાં મરણ પામી.

નવાજબાઈ અરદેશર શેઠ.

---

"અએ માણસ તારૂં નસીબ કેવું અભાગ્યું છે!" એક દયાલુ બુધી સ્ત્રી એક બંધવા આગળ જઈ બોલી, "તારી બાયડી તુને આવી ભયંકાર જગામાં નાખેલો જાણી કેવી બળાપો કરતી હશે?" તે બંધવો દલગીર અવાજે બોલ્યો, "કેઈ બાયડી બાઈ સાહેબ? મને બે બાયડી કરવા માટે અંહી નાખેલો છે."



## જુવાંનોને શીખામણ.



પ્રીય બહેનો, આ દુન્યાની સઘળી મુશકેલીયાતો આશાન કરવા માટે તમે માયાળુ, ખુશ મીજાજી અને ધીરજવાન થાઓ. ખોદાથી બીહતાં રહી તેની મરજી પ્રમાણેનાં કામો કરો અને તે સાહેબ તમારૂં તથા તમારાં કુટુંબીઓનું કલ્યાંણ કરશે. તમારી આવક ઉપરાંત ખરચ કરતાં ના, ઉછીનું લેતાં ના, તેમજ બીજાંઓ તરફ હદથી જીઆદા દયા બતાવી તમારો પોતાનો નાશ કરતાં ના. તમારા ઉદ્યોગને કે કંજુસાઈને હદથી બાહેર જવા દેતાં ના, ગરીબોને અને ગરજવંતાંને મદદ કરજો; અને તેઓનાં ભલાંને માટે તમારી આવકનો એક ભાગ ખરચવાને આનાકાની કરતાં ના.

તમારી આવકનો બરોબર હીસાબ રાખજો ને તમારો ખરચ બરોબર નીયમસર ચલાવી શકાશે. પૈસાને અને દુન્યાને ચાહાતાં ના, ફક્ત તેઓને વાપરજો, અને તેઓ તમારી સેવા બજાવશે.

દુઃખીઓ ઉપર દયા કરો અને મદદનો હાથ તેઓ તરફ ઊંચકો. કદાચ એક વખત એવો આવશે કે તમે પોતે પોતાને પણ તેવીજ સ્થીતીમાં જોશો; ત્યારે જેવી રીતે તમે બીજાઓ સાથે ચાલ્યાં હશો તેવીજ રીતે તમારી સાથે પણ ચાલવામાં આવશે.

તમારી વાતચીતમાં નમ્ર અને માયાળુ થજો, અને જવાબ દેવા અગાઉ બરોબર સાંભળીને જે લાયક દીસે તે વીચારી બોલજો.

કોઈને અપમાન કરતાં ના, કે તમોને થયલાં અપમાનો માટે વેર લેવાની નીચ યુકતી કરતાં ના, પણ તેઓને માફ કરજો અને તે આકાશી પીતા તમારા ગુનાહો માફ કરશે.

દોસ્ત કર્યા અગાઉ બરોબર સંભાળ લેજો, અને કર્યા પછી એક સાચાં મિત્ર નીવડજો. ફક્ત બાહેરના હેવાલોથી તેને છોડી દેતાં ના કે તેનાં દુઃખની વખતે તેને ત્યાગ કરતાં ના, કારણ એવું કરવું એ સારાં અને ગુણવાન માણસનું કામ નથી.

ગુસ્સાથી દુર રહેજો, કારણકે છાકટપણાંની માફક તેથી માણસને હેવાંન બનાવે છે અને પોતાની સાથનાં બીજાંઓને જોખમ ભરેલી અડચણમાં નાખે છે.

ખુશામત કરનારાંઓને દુર રાખજો, કારણકે ખરી રીતે બોલતાં તેઓ વેશ ધારણ કરેલા ઠગારાઓ છે, કે જેઓ સૌથી ખરાબ જાતનાં માણસો છે. તેઓ ખુશામત માટે જુઠું બોલે છે અને ઠગવા માટે ખુશામત કરે છે, પણ સૌથી ધાસ્તી ભરેલું તો એ છે કે, જો તમે તેઓ ઉપર વીશ્વાસ રાખોછો તો તમે પોતાને ઘણી જોખમ ભરી રીતે ઠગોછો, માટે એવા ઠગારાઓથી દુર રહી ગરીબ, પણ સાચાં અને ગુણવાન માણસોને ચાહાવો અને પસંદ કરો.

દરેક ચીજમાં મીતાહારી થજો, કારણ તે માણસને તંદરોસ્ત બનાવી સુખી રાખે છે. ઘણા ભપકાથી દુર રહેજો, તમારો પોશાક સાદો રાખજો, અને તમારા સારા ગુણોનેજ તમારાં કીમતી ઘરેણાં તરીકે ગણજો. મોજશોખ, પૈસાની લાલચ અને મગરૂબીને તજી દેજો. તમારાથી ચહડતાં માટે તેમજ તમારેથી ઉતરતાં માટે પણ કદીબી બુરૂં નહી બોલવાને યાદ રાખજો.

ધાંધળખોરાં થતા ના, અને બીજાંઓની વાતમાં જ્યાં સુધી ફરજ પડે નહી ત્યાં સુધી માથું ખોસવા જતાં ના, કારણ તે કંટાળો ઉપજાવનારૂં અને સફાઈ વગરનું છે, કે જે કોઈબી ડાહ્યું માણસ પસંદ કરે નહી.

કાંઈ ગેરઈનસાફને ઢાંકી નાખવા કે ટેકો આપવા કોઈબી રીતની બુરી યુકતી કરતાં ના, પણ દરેક બાબદમાં પ્રમાણીક રહી આ દુન્યામાં ચાલજો કે જેથી કોઈબી માણસ તમોને સેહજબી ઈજા કરવાને શકતીવાન થશે નહી.

ધનબાઈ ફ૦ શેઠના.

---

એક ધણીનું વેર—એક ગામડયા અને તેની બાયડી વચ્ચે કાંઈ બાબદ માટે મારામારી થઈ, જેથી તે ગામડયાએ તેણીપર વેર લેવાનો ઠરાવ કરયો. "અરે જા, તું શું કરવાનો છે?" તેની બાયડી બોલી.

"કરવાનો છે શું!" તેણે જવાબ આપ્યો, "હું હમણા પેલા સામેના કુવામાં જઇ બુડકી મારૂંચ."

"પીડા ઓછી! કહેરો તો હું તારી સાથે તે જોવા આવીશ!" તેણી બોલી.

તેઓ બેઉ ગયાં, અને તે ગામડયો દોડતો જાણે તળાવમાં એકદમ કુદકો મારવાનો હોય તેમ આવ્યો, પણ છેક નજદીક આવી ઉભો રહી ગયો. તેની બાયડી તેને હીચકારો, લુચ્ચો, ઠગ વીગેરે કહી ગાળો ભાંડવા લાગી. તે માણસે પાછો કુદકો મારવાની યતન કરી, પણ પાછો ઊભો રહી ગયો, અને તેની બાયડી તો ગાળ દેતી મુગી રહીજ નહી.

છેલ્લે સરવાલે તે ગામડયાએ તેણીને કહયું કે ડુબકી મારવાની તેની હીમત થતી નહી, પણ જો તેણી તેના બેઉ હાથ પછવાડે બાંધી, આંચકો મારે તો બની શકે.

"હા, હું તે કરવાને તૈયાર છુ" તેણી બોલી; અને તેના હાથ બાંધી તળાવની પાળ આગળ લઈ ગઈ. "હવે" તે ગામડયો બોલ્યો, "દુરથી દોડતી કે આવ અને જોરથી મને આંચકો માર, કે આ મારાં દુઃખમાંથી છુટો થાઉં."

"બીહ ના; લુચ્ચા," તેની બાયડી બોલી, "હું તને એવો તો આંચકો મારૂંચ કે ફરીથી ઉપર આવવા પામેજ નહી."

તે માણસ તળાવ નજદીક તેણીની તરફ પીઠ કરી ઉભો, અને તેણી દુરથી જોસમાં જેવી તેને આંચકો મારવા દોડતી આવી કે તે વચમાંથી ખસી ગયો અને તેણી પાણીમાં જઈ પડી. "મને બહાર કહાડ! બહાર કહાડ!" તેણી બોલી. "હું તને કેમ બહાર કહાડું! મારા હાથ તો તેંજ બાંધ્યાચ," તે બોલ્યો, અને એ રીતે તે કજાત બાયડી ડુબી મુઈ.

# સચ્ચાઈ.




પણા જરથોસ્તી મહજબમાં સચ્ચાઈને સર્વેથી ઉત્તમ સદગુણ ગણી તે અખત્યાર કરવાનું જગે જગ ફરમાન આપ્યું છે તે ઘણુંજ બરહક છે. સચ્ચાઈ એક એવો સદગુણ છે, કે જેને સદગુણોની માતા કહીએ તો ચાલે, એટલે સચ્ચાઈનો સદગુણ અખત્યાર કરવા પછી બીજા કેટલાએક સદગુણો પોતાની મેળે ચાલ્યા આવે છે. આપણા અશો પેગમબર જરથોસ્ત સચ્ચાઈને ચાહનાર હતા, માટે આપણે તેનો ધર્મ પાળનારાંઓ ખરાં જરથોસ્તીઓ ત્યારેજ ગણાઈએ કે જ્યારે આપણે એ ઉત્તમ સદગુણને મજબુતાઈથી વળગી રહી કોઈ પણ કારણે, કદી પણ તેને તજી દેઈએ નહી.

ગાથા વીશે અપાએલાં એરવદ શેહેરીઆરજી ભરૂચાનાં કીંમતી ભાષાણોમાં તેવણ જણાવે છે કે આપણા અશો જરથોસ્તને સંપુર્ણ રાસ્તી અખત્યાર કરતાં ઘણાંક સંકટો ખમવાં પડયાં હતાં. "આ દુન્યામાં કેટલાંએકો સાચ્ચું બોલવાથી હેરાંન થાએ છે; જેમકે સાચ્ચું બોલવા છતાં ઈનસાફની અદાલતમાં ખરો દાવો હારી આવે છે, સાચ્ચું બોલવા છતાં ખોટી સજા ખમે છે, સાચ્ચો ઈનસાફ કરવા છતાં ન્યાયાધીસ બદનામ થાએ છે; તોપણ યાદ રાખવું કે દાદાર હોરમજદ એ સઘળું તેની સર્વ ઠેકાણે હાજર રહેલી આંખોએ જોએ છે અને અંતે સાચ્ચો ઈનસાફ આપ્યા વીના તે સાહેબ રહેતો નથી." ગાથામાં ઘણેક ઠેકાણે "સાચ્ચા રસ્તામાં હોરમજદ રહે છે" એવું એક વાકય આવે છે, જે આપણા પેદા કરનાર સાહેબની રાસ્તી તરફની પસંદગી બનાવે છે.

આપણા અસલી ઈરાંની વડવાઓમાં એવો વીચાર હતો કે એક છોકરાની કેળવણીમાં મુખ્ય ત્રણ બાબદો ઉપર પહેલું ધ્યાન આપવું જોઈએ, તે એ કે, સાચ્ચું બોલવું, ઘોડા ઉપર બેસતાં શીખવું અને તીર મારતાં જાણવું. આલબતાં, આ વીચારો આપણા અસલી ન્યાગાનોના બાહાદુરી તથા સચ્ચાઈ ઉપરના ચાહની સાબેતી છે. પરણતાં જોડાંને આશીરવાદ સારતી વેલાએ જે કેટલીએક નશીહતો દેવામાં આવે છે તેમાં હંમેશાં રાસ્તીને ચાહવા વીશેની નશીહત ખરેખર ઘણીજ કીમતી છે. એક જોડું જો સચ્ચાઈને ચાહનાર હશે તો તેનાં ફરજંદો પણ બેશક તેવાંજ નીકળશે. સાચ્ચાં મા બાપોનાં બાળકો ઘણું કરીને સાચ્ચાંજ નીવડે છે. એ સદગુણ એવો છે કે જે બાળપણથીજ અખત્યાર કરવાની અગત્ય છે, અને તે માટે સર્વ મા બાપોની ફરજ છે કે પોતે તેવો દાખલો આપી, પોતાનાં નીરદોશ બાળકોનાં જીગરમાં સચ્ચાઈ તરફ ચાહ અને જુઠાં તરફ ધીક્કાર પહેલાંથીજ પેદા કરવો. સચ્ચાઈનાં બીજ એવાં તો મજબુત છે કે તેને એક વાર સ્વચ્છ ખેતરમાં વાવો અને તેને નીર્મળ ખાતર આપો તો તે એક જબરદસ્ત દરખત ઉગી નીકળી, સદા તેનાં મીઠાં ફળ તમોને ચખાડશે. પાહાડ જેવી કઠણ જુઠાઈમાં પેવસ્ત થઈ તેના કડકે કડકા ઉરાડી નાખવાની શક્તી, સચ્ચાઈનાં દરખતનાં મુળમાં છે. બાળકોનાં નીરદોશ હૈડાંમાં એ સદગુણી દરખતનું બીજ, શીખામણ રૂપી ખાતરથી જેવું ખીલી નીકળશે, તેવું મોટપણે સંસારી જીંદગીમાં પડેલાં અને દુન્યાદારીના લોભ લાલચને આધીન થએલાં માણસોનાં જીગરમાં તે બીજ સફળ થશે નહી. બાળકોમાં એ સદગુણ ખીલવવા માટે મા બાપોએ પોતે સાચ્ચાં થવું જોઇએ, અને નાધલી અથવા નજીવી બાબદમાં પણ સચ્ચાઈથી ઉલટાં નહી ચાલવા માટે બાળકોને પોતાના દાખલાથી શીખવવું જોઈએ. પોતાના સ્વાર્થને માટે કેટલાંક કમસમજ મા બાપો બાળકોને રાસ્તીથી વેગળાં જતાં શીખવે છે, જે ગુનાહ ભરેલું છે. બાળકોનાં નીરદોશ હૈડાંમાં મા બાપે પોતેજ દુરગુણનું બીજ રોપવું એ શું થોડું ખેદકારક છે?

સાચ્ચો માણસ હમેશાં હીમતવાંન હોએ છે. કેટલીકવાર સચ્ચાઈ અખત્યાર કરનાર ઘણી દુઃખ અને વીપત્તી ભોગવીને મરણ પામ્યા બાદ, સદીઓ વીતી ગયા પછી, તેની કદર બુજાએ છે; અને એટલી લાંબી મુદતે પણ અંતે સચ્ચાઈનીજ ફતેહ થાએ છે, જેવો એક દાખલો હાલ રોમ શેહેર ખાતે બન્યો છે. ઈ૦ સ૦ સોલમી સદીમાં, જ્યારે રોમન કેથલીકોના સૌથી વડા ધર્મગુરૂ પોપની જબરદસ્ત સત્તા ચાલતી હતી, તે વખતે એ શેહેરમાં 'ગીઓરડેનો બ્રુનો' નામના એક શખસે, એ ધર્મગુરૂનાં મનની વીરૂધ કેટલીક વીદ્યાને લગતી બાબદો જાહેર કીધી હતી; આ તેની ચાલથી રોમનું ધર્મગુરૂઓનું મંડળ એટલું તો ઉશકેરાયું કે તેઓએ બ્રુનોને પકડીને તેની તપાસ પોતાનાજ મંડળ વચ્ચે ચલાવી, તેને ગુનેહગાર ઠેરવી, વરસો સુધી બંદીખાને નાખી મેલ્યો; એવા વીચારથી કે બંદીખાનાનાં સંકટો નહી ખમાવાથી અને તે શખસ પોપની સત્તાને તાબે થશે અને વીદ્યા સંબંધી અજવાળાં કરવાનું કામ છોડી દેશે; પણ સાચ્ચો અને હીમતવાન બ્રુનો કદી પોતાના વીચારથી ફર્યો નહી, જેથી અંતે પોપના હોકમથી, આગળા વખતોમાં ચાલતી ધર્મ સંબંધી ઘાતકી રીત પ્રમાણે, એ બ્રુનોને જીવતો બાળી નાખવામાં આવ્યો. આ બનાવને હાલ પોણી ત્રણસોથી વધારે વરસો થયાં છે, અને એ અરસામાં પોપની સત્તા આગલ જેટલી રહી નથી, બલકે ઘણી ખરી જતી રહી છે, અને બ્રુનોના વીચારને મલતા ઘણાક ફેરફારો અમલમાં આવ્યા છે. આ માહાન પુરૂશની કદર હમણાં એટલાવેર બુજવામાં આવી છે કે તેનું એક આખાં કદનું બાવલું, રોમ શેહેરનાં બજાર મધે જે જગાએ તેને બાળી નાખવામાં આવ્યો હતો તેજ ખુદ મુકામ ઉપર, તેની પવીત્ર યાદમાં, ગયા જુન માસમાં ઉભું કરવામાં આવ્યું હતું; અને તે પુતલું મેલવાની ક્રીયા વખતે ત્રીસ હજાર માણસો, તે સચ્ચાઈના નરની યાદગારીને માન આપવા ખાતર, ત્યાં હાજર હતાં. કહેવત છે કે "સાચને આંચ નહી" તે આ બનાવ ઉપરથી ખરૂ ઠરે છે.

મેહેરબાઇ હો૦ પે૦ કોહેલા.



# પ્રમાણીકપણું અને ઠગાઈ.




માણીકપણું અને ઠગાઈ એ બંને આ દુન્યામાં વધવાના બે મુખ્ય રસ્તા છે, જો-કે તેઓ એક બીજાથી ઉલટા માર્ગ પકડે છે. આ દુન્યામાં દરેક માણસને થોડું ઘણું દુઃખ ને પીડા ખમવી પડે છે, માટે દરેક માણસને ઘટે છે કે પોતાની ફરજે ઠગાઈની લાલચ રૂપી જાલમાં ફસીને નહી પણ પ્રમાણીકપણાથી બજાવવી. એક પ્રમાણીક માણસ બીજાને દુઃખી કરી પોતે હમેશ સુધીનું પાપી અંતઃકરણ રાખવા માંગતું નથી, તે બીજાનાં સુખની અદેખાઈ કરતું નથી, જેથી તેનું અંતઃકરણ પોતાની મોટાઈ જાળવી રાખે છે. ઠગાઈનાં નીચ સાંધણ પર તેણે પોતાનો આધાર રાખ્યો નથી, તેથી કોઈબી વખતે તે બીજાઓનાં દુઃખનું સાંધન થઈ પડતો નથી, સંકટની વેળાએ પ્રમાણીકપણું તેનું રક્ષણ કરે છે અને અંતે તે ઘણી સેહલાઈથી બહાર પડે છે. જે માણસનું દીલ પ્રમાણીક છે તેનાં બોલવામાં અને કરવામાં ઠગાઈ કે લુચ્ચાઈ જેવું કંઈજ માલમ પડતું નથી. ઠગાઈ બોલ સાંભળી તે ઘભરાઈ જાએ છે, પણ પ્રમાણીકપણે ચાલવામાં તે બીહતો નથી. તે પોતાની આબરૂનો મરતબો જાળવી શકે છે, અને પોતાનાં ખરાં અંતઃકરણથી ઠગાઈને ધીક્કારે છે. ઠગારાઓની માફક તે જુઠાંનું સાચ્ચું અને સાચ્ચાંનું જુઠું કરતો નથી, પોતાનાં મોહડાંમાં ચાપલુસી ભરેલા બોલો અને હાથમાં ઠગાઈની જાલ રાખી ભોળાં માણસોને ચાપલુસી ભરેલા બોલોથી બોલવી ઠગાઈની જાળમાં સપડાવી દેતો નથી, પણ હંમેશાં પોતાના સાચ્ચા વીચારો બહાર પાડે છે અને તે પ્રમાણે ચાલે છે. પૈસાની બાબદમાં કે બીજી કોઈ બાબદમાં તે ગમે એટલું ખમે છે, તો પણ પ્રમાણીકપણાંને તે મજબુતાઈથી વલગી રહે છે અને તેમાં અંતે ફાયદો મેળવવા ઉપરાંત એક ભલાં અંતઃકરણનું સુખ તે મેલવી શકે છે. હવે એક ઠગ માણસની હાલત જોઈએ; ઠગાઈનું મુળ માણસની નબળાઈમાંથી નીકળેલું માલમ પડે છે; નબળાં મનનાં માણસો ઠગાઈ કરે છે, તેઓ ઠગાઈની લાલચને મજબુતાઈથી દાબી શકતાં નથી, પણ તેઓએ ઠગાઈ શા માટે કરવી જોઈએ? તેઓ એવું સમજે છે કે ઠગાઈ કરી બીજાને દુઃખી બનાવી તેઓ પોતે સુખી થઈ શકશે. તેઓ બહારથી પોતાને સુખી જણાવવાની કોશેશ કરે છે, પણ તેઓનું અંતઃકરણ તેમને હંમેશાં ડખ્ખા કરી બેચેન અને દુઃખી બનાવે છે; તેની મુખ્ય ઈચ્છા ઠગાઈથી દોલત મેળવવાની હોય છે, લોકોની સાથ ઠગાઈથી વર્તી તે આબાદ થતો જાએ છે અને તે વીશે તેને કંઈ પણ લાગતું નથી; કોઈ વખતે તો એવાં માણસને હાથથી તેનાં કુટુંબીઓની ખરાબી થાય છે, તોપણ તેનાંમાં બેચેનપણું માલમ પડતું નથી. મા બાપ વગરનાં છોકરાંઓ અને વીધવાઓની દોલત તે ઠગાઈથી હાથ કરવાને આંચકો ખાતો નથી, તે તેઓને ફસાવવાને માટે તેઓની નજરમાં સાધુ દેખાવાની કોશેશ કરે છે અને પોતાની જાળ પાંકરવામાં ઘણીજ ચોકસાઈ વાપડે છે. 'તે આસપાસ નજર પોંહોંચાડે છે કે મારી જાળમાં ફસનારને ચેતવણી આપી દુર રાખનાર કેટલાં માણસો છે, કે જેઓની સાથ તુમડાં અડાવવાનાં શરૂ કરી તે ભોળાં માણસોને તેઓથી છુટાં પાડી, સેહલથી પોતાની જાળમાં લઈ શકે. એક ઠગને હાથથી દુઃખી થયલાં માણસના વીલાપ આગળ તેનું લાલચથી પથ્થર જેવું સખત થઈ ગએલું દીલ પીગળતું નથી, પણ એવું માણસ હમેશાં ફીકર અને ધાસ્તીમાં રહે છે, તેને હાથથી દુઃખી થયલાંઓ તેનાં અંતઃકરણ આગળ આવી હમેશાં ઉભાં રહે છે, તેની ઠગાઈ કદાચ લોકોને જલદી માલમ નહી પડે, કારણકે એક ઠગ માણસ સાચ્ચાંનું જુઠું બનાવી કહાડવાને વીલમ લગાડતો નથી; જેથી તેનાં કરતુક ઊઘાડાં પડે ત્યાં સુધી તો તે લોકોની નજરમાં સાધુ તરીકે ખપે છે, પણ તેનું અંતઃકરણ તેને પુરતી શીક્ષા કરે છે; એવાં માણસનાં બહારનાં ખાલી સુખ સાથ એક પ્રમાણીક માણસનાં ખરાં અંતઃકરણનો મુકાબલો કરીએ તો પહેલું સુખ કેટલી નીચી પંકતીનું માલમ પડે છે? ઠગાઈ કરી સુખી થવાને મેળવેલા પૈસાથી પહેલાં તો તેના હાથ ભરાએ છે અને હૈયું છળકાએ છે, પણ જ્યારે તેનો આ દુન્યા છોડી જવાનો વખત આવે છે ત્યારે ઠગાઈથી મેળવેલા પૈસા તો આંહીના આંહી રહી જાય છે, અને તેવો ઠગ માણસ પોતાના પેદા કરનારની હજુરમાં એક ભલાં અંતઃકરણ શીવાએ બીજું શું લઈ જવા પામશે? પ્રમાણીક માણસનાં દુઃખમાં તેનું અંતઃકરણ તેને ઉત્તમ સુખ આપે છે. ખરો સુખી તો તેજ છે કે જેણે આ દુન્યામાં પ્રમાણીકપણે જીંદગી ગુજારી. આ બાબદ ખતમ કરતાં આપણે એટલુંજ ઈચ્છશું કે પ્રમાણીકપણાનો આ દુન્યામાં વધારો થાઓ અને ઠગાઈ જેવી બુરી લાલચ નેક માણસોના રસ્તા ઉપરથી દુર થાઓ.

માણેકબાઈ ખ૦ ગુપ્ચા.

---

**આળસુનો પાદશાહ**—ત્રણ આળસુઓ રસ્તાની બાજુએ પડેલા હતા; એક મુસાફર જે ત્યાંથી પસાર થતો હતો તે બોલ્યો કે આ ત્રણમાંથી જે સઉથી વધારે આળસુ હશે તેને એક રૂપીઓ મળશે. પહેલો બોલ્યો કે તેણે ૧૫ વરસ સુધી કાંઈ કામ કરયું નથી; બીજાએ ડોર મંડી કહયું કે જનમમાં તેણે કામ કરયુંજ નથી, પણ ત્રીજો તો હીલ્યા ચાલ્યા વીના ઉંધે મસ્તક પડીજ રહયો. "વારૂ હવે તું શું કહેશ?" પેલા મુસાફરે તેને પુછયું. "જી સાહેબ, પેલો લુચ્ચો બોલ્યો, "તમે જો મને ફેરવીને મારાં ગજવાંમાં રૂપીઓ મેલશો તો હું લઈશ, પણ તેને વાસ્તે હું કાંઇ ઉઠવાનો નથી." અને અલબતાં તેજ ઇનામ જીતી ગયો.



# સરજ્યનનાં જરબાઈ.

## પ્રકરણ ૭ મું.

## દીલનો ખુલાસો.

(ગયા અંકથી સાધણ પુરૂં.)




રબાઈએ પોતાનાં મુંબઈનાં સગાંઓને પોતાની સુધરેલી હાલત વીશે વાકેફ રાખેલાં હતાં, અને જેવી મેહરબાની તેણીને ગુલબાઈનાં ઘરમાં મળી હતી, તેથી તેઓને જાણીનાં કીધાં હતાં. તેણીએ લખ્યું, "તમે મુશકેલીએ માની શકશો, પણ આએ ઘર જાણે મારૂં પોતાનુંજ હોય એવું મને લાગે છે. છોકરાંનાં મા બાપ મારી સાથે એક મિત્ર માફક વરતે છે, અને તેઓનો વીશ્વાસ તથા મારાં પ્યારાં શીષ્યોનો પ્યાર મેળવ્યાથી મને ઘણી ખુશી પેદા થાય છે; જો થોડો વખત હું છોકરાંથી ગેરહાજર રહુંછું, તો મને મલતાં વાર પોતાના નાના હાથો મારાં ગળાંની આસપાસ નાખીને મને બેટી પડે છે, ને મને કોણ સહુથી વધારે ચાહે છે, તે સારૂ મારામારી કરે છે, જે વખતે ગુલબાઈ એવા પ્યારની ઉલટ તોડવાને બદલે ખુશીથી હસે છે, ને કહે છે કે 'એમજ થવું જોઈએ; છોકરાંઓને પુરતા આંકોશ સાથે પ્યાર ને નરમાસથી કેળવણી આપવા જેવી સરસ કળા બીજી કાંઈ નથી' પણ આ ઘરમાં સઘળું પ્યારથીજ થાય છે. હું હમણાં અહીં એટલી તો સુખી છું, કે તેવીજ હમેશાં રહેવશ કે નહી તેનો મને વીચાર આવે છે. બીજાઓને આપણી જરૂર પડે, ને તેઓ ખાતર કાંઈબી કરવા મને હમેશાં ઘણું ગમે છે."

જરબાઈ વણુ જણુ પર કાગળ લખતી હતી—ધનમાય, એદલજી ને આલાંમાય—જરબાઈની હાલની સુખી હાલત તથા જે માયા તેને ત્યાં મળતી હતી, તે વીશે આલાંમાયે પોતાની માને વાકેફ કીધી "અને" તે હીમતવાન છોકરીએ પોતાનું બોલવાનું ચાલુ રાખ્યું, "હું ધારૂંચ કે જરબાઈને નાતાલની છુટી ગુલબાઈ આપશે, ને ત્યારે આપણે ત્યાં આવીને રહે તો

"માયજી, આપણે અગાઉ એને જરાબી માયા દેખાડી નથી, હું ધારૂંચ કે તે હવે બધાંને લાગતું હોશે," આલાંમાયે એમ બોલીને પોતાની બેન તરફ નજર કીધી, જેણે પણ ડોકું ધુણાવ્યુ. "જો હમણાં તે વખત પાછો આવે તો આપણે તેણી સાથે જુદીજ રીતે વરતયે. તમે જરબાઈને નહી તેડશો તો શું થયું, માણેકબાઈ એને પોતાને ત્યાં તેડશે, તમે જાણોચ કે તેવણુ જરબાઈ સારૂ કેટલાં આતુર હતાં, ને પોતાને ત્યાંજ રાખવા કેટળાં ખુશી હતાં? ફીકર નહી, આપણાં કરતાં જરબાઈને તેડનારાં બીજાં મિત્રો ઘણાં છે," એમ બોલતાં આલાંમાય કુવરબાઈના ઓરડામાંથી ચાલી ગઈ, કે કુવરબાઈને તે સુચના પર વીચાર કરવાને બને.

"ખરેખર હમણાં જરી પર બધાં જણાં ઘેલાં દેવાનાં થઈ ગયાંચ, જોકે અહીં પરેલી હતી, ત્યારે તો કોઈ એને દાદ નહી આપતું હતું, એનો બાપ મરી ગયો, ને ભીખારી હાલતે તેને મુકી ગયો તે વાંક કાંઈ આપરો થયો કે?"

"પણ તે અહીં દુઃખી હતી, તેમાં તો આપણોજ વાંક છે," આઈમાય બોલી, "તે આપણીજ બેદરકારી દેખાડે છે. ગમે તે કરે, પણ આપણી સગી તો ખરી કેની, અને તેનાં મા બાપ ઊંચા ખાનદાનનાં હતાં, ને જે લોકો આપણી જરા પણ દરકાર કરતાં નથી, તેવાં લોકો તો તેઓને કેટલું બધું માન આપતાં હતાં."

આઈમાયના આ ટીકા ઘણા ડહાપણ ભર્યા હતા, ને જે બેદરકારી જરબાઈ તરફ બતાવવામાં આવી હતી, તે સારૂ આલાંમાયની દલગીરી કરતાં આઈમાયના એવા ટીકાથી કુવરબાઈપર ઘણી અસર થઈ. તેણીએ વીચાર્યું જે પોતાની નરનની છોકરીને નાતાલની છુટી વખતે તેડવાથી પોતાની મતલબ પણ સચવાશે, એટલે પોતાનું કામ પણ ઘણું થઈ જશે.

થોડા દહાડા પછી કુવરબાઈએ આલાંમાયને કહ્યું, "જો તારી મરજી હોય તો જરબાઈને તેડાવ, પણ મારે નામે લખતી ના."

"હવે માયજી, ઘણું મોડું થયું છે. જરબાઈએ તો માણેકબાઈને પણ ના લખ્યું અને ગુલબાઈને ત્યાંજ એટલે જ્યાં એને પોતાનું ઘર હોય એવું લાગે છે, ત્યાંજ રહેવાનો ઠેરાવ કીધો છે; ત્યાં ઘણાં લોકો આવનાર છે, ને જરબાઈને જેવી ઘટે છે તેવી મજાહ પડશે. હું ઈચ્છુંચ કે હુબી એવાં સુખી ઘરમાં હોતું!"

માણેકબાઈએ જરબાઈને લખીને નાતાલની છુટી વખતે પોતાને ઘેરં તેડાવી હતી એ તો ખરૂંજ હતું. આ તેવણે પોતાના છોકરાથી બેમાલુમ કીધું હતું, ને જે દહાડે તે પુણે આવ્યો હતો, ત્યારની વાતચીત પરથી તેવણે લખ્યું હતું. તે દયાલુ ખવાસની સ્ત્રી હતી, ને જરબાઈ વીશે જાસ જે બોલ્યો હતો, તેથી માણેકબાઈને ઘણું લાગી આવ્યું. તેણીએ પોતાનો વખત યાદ કીધો, જ્યારે તે છોકરીનાં મા બાપ તેણીનાં વીશ્વાસુ મિત્રો હતાં, અને વીધવા થયા પછી મેરવાંનજીની ડહાપણ ભરી સલાહ અને જે આંકોશ તે જાલ પર રાખનો હતો, તે સઘળું તેને યાદ આવ્યું; તેણીએ પોને કબુલ કીધું કે "જો મેરવાંનજી હોને નહી તો જાલ એવો સરસ છોકરો આજે થતે નહી." અને પોનાથી જેટલું થાય તેટલું જરબાઈ સારૂ કરવાનો વીચા-

રી

ર કીધો. તે મા બાપ વગરની રાંક છોકરી સારૂ પોતાનું બનતું કરવાને. તેની સારી લાગણીઓ ઉસકેરતી હતી, પણ રખે ગંભીર પરીણામ નીપજે એમ તેણી બીહતી હતી. "જાલ બીજી છોકરીઓ કરતાં એની વધારે દરકાર કરે છે, એમ વીચારવામાં મારી ભુલ છે; પણ જો કદાચ દરકાર કરતોબી હોય તો શું થયું? એની પાસ પુરતા પૈસા છે, ને બૈરીના પૈસાની એને શું જરૂર છે." "જેમ એનો બાપ પરણીયો તેમ." માણેકબાઈને આ છેલ્લા બોલો કોઈ બોલતું હોય તેમ લાગ્યું, પણ તે તો પોતાના વીચારના છેલ્લા પ્રતીશબ્દો હતા, પણ તે ખરાજ બોલો હતા, કારણકે ૩૫ વરસની વાત પર તેણી પણ ગરીબ હતી, ને પોતાની લાયકીથીજ એટલી સુખી થઈ હતી, ને સર્વે જણાં માન આપતાં હતાં તેથી તેણીને જરબાઈ સારૂ લાગી આવ્યું, તથા જાલના આવવા વીષે તથા તેણીને મળવાની ખાહેશ લખી જણાવી. જ્યારે જરબાઈને તે કાગળ પુગું, ત્યારે ગુલબાઈએ તેણીને ઘણી બોંહોસ કરી પોતાને ત્યાંજ રહેવા કહ્યું હતું, કે જેથી ઘણી મજાહ પડે. છોકરાંએ જ્યારે જાણ્યું કે તેઓની વહાલી શીક્ષક તેઓ સાથે રહેનાર છે, ત્યારે તેઓની ખુશાલીનો પાર રહયો નહી; તેથી જ્યારે માણેકબાઈનું કાગળ આવ્યું, ત્યારે જરબાઈએ તેનો ઉપકાર માન્યો, ને જે ઠેરાવ તેણીએ કીધો હતો તે જણાવ્યો.

જાલને તેણી મળશે નહી, ને તે કદાચ બહારગામ જતો રહેશે તેટલોજ વીચાર તેને દલગીરી ભર્યો લાગતો હતો, બાકી સઘળું શાંત ને ખુશાલી ભર્યું તેને દીસતું હતું. બચપણનો વખત તેણીએ યાદ કીધો, જ્યારે કોઈબી અડચણ અથવા અગવડની વખતે તેણી તેને મદદ કરવા સારૂ કેમ કાલાવાલા કરતી હતી. તોપણ ઘણા થોડા વખત અગાઉની યાદગારીઓ તેને તાજી થઈ. જાલ લાંબા વખતની ગેરહાજરી પછી, જ્યારે પુણે આવ્યો, ત્યારે તેણી નાની રમતી છોકરીને બદલે ઉંચી, પતલી ૧૭ વરસની છોકરી થઈ ગઈ, ત્યારે અજાયબી ને વખાણ સાથ દલગીરી ભરેલો દેખાવ કરીને પોતાની ભોલી રીત પ્રમાણે જાલ બોલ્યો "હું તો મારી નાની દોસ્તને મળવા આવ્યો, પણ અફસોસ તેને બદલ તો જરબાઈ મારી ગેરહાજરીમાં મોટી બઈરી થઈ ગઈ છે."

તેણી તેનો એવો રડવા જેવો દેખાવ જોઈને ઘણી હસી પડી તથા અગાઉ જેમ તેનો હાથ પકડીને હમેશાં કુદતી ને દોડતી હતી તેને બદલે ફક્ત "શેકહેંડ" કીધી તે દહાડેથી માણેકબાઈની રીતભાતમાં તેણીએ તફાવત જોયો —જરબાઈ સાથે તેણી જરા ભારમાંજ રહેતી ને જરબાઈ સારૂ અદેખાઈ લાગતી હોય તેમ પોતાના છોકરા પર નજર રાખવા લાગી.

ત્યાર પછી મેરવાનજીને જરબાઈની વધારે જરૂર લાગી, અને અગાઉ જેમ ઘણો વખત તેણી માણેકબાઈને ત્યાં જઈ બેસતી, કે જ્યાં માણેકબાઈ તેણીને પોતાનાં બચ્ચાં માફક આવકાર દેતી, તેને બદલે પોતાના પીતા આગલજ રહેતી. મેરવાનજી કહેતા "જર, હવે તો માણેકબાઈનો જાલ આવેલો છે, ને હવે એવણને મારી છોકરીની ઝાઝી અગત નથી, તેથી મારી આગલજ રહે." જરબાઈએ વિચાર્યું જે જાલ સાથનો તેનો બચપણનો વહેવાર તો બચપણમાંજ દટાઈ ગયો, ને માણેકબાઈ જોકે અગાઉની માફકજ દયાલુ ને મા સમાન હતાં, તોપણ અગાઉ કરતાં જ્યારે થોડોજ વખત જરબાઈ ત્યાં જતી, ત્યારે તેણી કાંઈબી દલગીરી બતાવતી નહીં, પણ જાલ ગયા પછી જ્યારે માણેકબાઇ એખલાં પડયાં, ત્યારે વલી જરબાઈને તેડાવી. ત્યાર પછી જરબાઈને શરમ લાગી, ને માણેકબાઈનાં તેડાંને ઘણું માન આપતી નહી, પણ તેણી ઘણી સંભાલ રાખતી કે તેણીની લાગણીઓ જણાઈ આવે નહી, પણ ઉલટી તેણી રીતભાત તો હંમેશની માફકજ રાખતી ને જવાબ લખી મોકલતી કે "મારાં વાહલાં માણેકબાઈ, તમારો અતીઘણો ઉપકાર થયો છે, પણ મારા બાવાજીને હાલ મારી ઘણી જરૂર પડે છે. તેવણ જુએ છે કે હવે હું મોટી થયા પછી એવણને કાંઈબી કામ લાગશ. ને હું મગરૂર છું કે જ્યારે હું ઘરમાં નથી હોતી, ત્યારે એવણને સોહવાતું નથી. હવે હું સમજુછું કે મને એવણને એમ એખલા મુકી, તમારે ઘેર ઘડી ઘડી આવતું નહી હતું, ને હું તમારી મેહેરબાનીનો ઘણો ઉપકાર માનુંછું, કારણકે મને તમારે ત્યાં ઘણી મજાહ પડતી. હવે હું મોટી થઈછું, ને મેં સ્કુલ છોડી છે, ને હાલ ઘરમાં રહીછું; નેં જોઉછું કે હજુ હું પુરૂં શીખી નથી, તે વાસ્તે બાવાજી આગળ વધુ અભીયાસ દરરોજ કરૂંછું, કે મારાં શીખેલાંપર પાણી ફરી જાય નહી."

જરબાઈએ માણેકબાઈ સાથની પોતાની છેલ્લી વાતચીત યાદ કીધી, જયાર પછી તેણી માણેકબાઇને ઘેર ઝાઝી જતી નહી, ને પછી થોડા વખતમાં મેરવાનજી રીક પડયા ને માણેકબાઈ જરબાઈને ત્યાં વારંવાર મુલાકાત આપવા લાગી; ને ગુજરયા પછી પણ જરબાઈને ત્યાંજ રહી. પછી એદલજી આવીને જરબાઈને માણેકબાઈના હાથમાંથી લઈ ગયા ને ત્યારથી તો તેઓ મહીનાના મહીના સુધી તદન છુટાં પડયાં.

આ પુણેનું નહી ધારેલું તેડું, ને વલી તેની સાથે જાલની હાજરીના સમાચાર જાણે એવું દેખાડતા હતા કે "ગઈ ગુજરી ભુલી જા, ને પુણે પાછી આવીને અગાઉની માફક તારી જગો લે, ને મારો છોકરો પાછો મારે ત્યાં છે, તે ખુશી થાય, ને વરસો અગાઉ જેમ મારે ત્યાં આવી વખત ગુજારતી હતી, તેમ આવીને રહે."

જરબાઈએ તે કાગલનો જવાબ લગરીક ભારે દીલથી લખ્યો, ને પોતાનાં મનમાં ચીરડાવા લાગી કે ગુલબાઈને જો કબુલાત નહી આપી હતે તો ખુશીથી માણેકબાઈને ત્યાં જતે.

તેણીએ માણેકબાઈને લખ્યું, "તમારૂં માયા ભર્યું કાગલ આવ્યું તેની આગમજ મેં અહીંયાંજ રહેવાનું નક્કી કીધું હતું. ખરેખર, અહીં રહેવાનો વીચાર મને ઘણો પસંદ આવ્યો, કારણકે મને કોઇનાંબી તેડાંની આશા હતી નહીં. તમે જાણોછો, વાહલાં માણેકબાઈ, કે કેઠે જાઉં તે કરતાં તમારે ત્યાં જરૂર આવને, જોકે તમારે ત્યાં આવ્યાથી મારો ગમ તાજો થાય છે, તોપણ મેં ખુશાલીનો વખત ત્યાં કાંઈ

ઓછો કાઢયો નથી. હું ખોદાના સુકરાના કરૂં છું કે દલગીરી કરતાં મેં સુખ વધારે જોયું હતું. મને મારાં અસલી મિત્રોને ત્યાં પાછું જવાની ઘણી મરજી થાય છે, પણ તે થઈ શકતું નથી. હું ગુલબાઇને કબુલાત આપી ચુકીછું. છોકરાં આંગળી પર દહાડા ગણયા કરે છે, ને દરેક ચીજમાં મે, તેમને મદદ આપવા કહ્યું છે. હું ફરીથી તમારો ઘણો આભાર માનુંછું. જાલની હાજરી સાબેત કરે છે, કે હવે તમારે ત્યાં કોઈ પરોણું નહી હશે; તેને મારી ઘણી સલામ કહેજોજી, હમણા ઘણો વખત બહારગામ જયા કરે છે, પણ હાલ પુણે તમારે ત્યાં છે, તે સાંભલી ઘણી ખુશી છું. હું હંમેશાં એ વખતે તમારે ત્યાં રહુંછું, ને હાલ હું આવી શકતી નથી, તેથી કદાચ તમો બેઉ જણાને ઘણું સોહતાસે નહીં. હું ધારૂંછું કે તમો સાંભળીને મઘન થશો કે આલાંમાયે મને મુંબઈ બોલાવી છે, ને તેબી વલી કુવરબાઈ મામીની મરજીથી. તે કાગલ આવ્યા પછી હું ઘણી વીચારમાં પડીછું કે મારા મામાના ઘરમાં જ્યારે હું હતી, ત્યારે જોઈએ તેવી માયાલુ ને મમતા ભરેલી હું હતી કે નહીં? હું તદન અંજાણયાં માણસ માફક મુંબઈ મારા મામાને ત્યાં ગઈ હતી, જ્યાં માયાને બદલે તુચ્છકારની મને વધારે આશા હતી. આલાંમાયે જ્યારથી મારી આગલ ખુલાસો કીધો છે, ત્યારથી તેણી એક વાહલી સગી, ને સહી માફક મારીપર કાગલ લખે છે, જે સાબેત કરે છે કે હું મારા વીચારમાં ખોટી પડીછું. મારાં મામી મારીપર જરાબી માયા રાખતાં નહી હતાં, ને મને ત્યાં ચેન પડતું નહી હતું- તોપણ જો ફરીથી હું ત્યાં જઈને રહું, તો હું જુદીજ રીતે વરતું, ને મારાં આસપાસનાંઓનો પ્યાર જીતવા, ને તે પ્યારને લાયક થવા સારૂ યત્ન કરૂં. હાલ જે બનાવો બન્યા છે, તેને સારૂ મને બીલકુલ આશા હતી નહીં. હું ઈચ્છુંછ કે મારીપર સઘલે ઠેકાણેથી જે મેહેરબાની બતાવવામાં આવી છે તેથી ખોદા મને વધારે આભારી, ને નમ્રતાવાલી કરે." પુણાના પોતાના જુના મિત્રો વીશે થોડું વધારે લખ્યા પછી પોતાનું કાગલ સમાપ્ત કીધું.

જ્યારે માણેકબાઈને તે કાગલ પુરૂં, ત્યારે ખુશાલી તથા નીરાશીની લાગણી સાથે વાંચીને પાછું બીડયું. જે ફાયદો જરબાઈને થયો હતો, તથા પોતાનાં દીલનો જે ખુલાસો કીધો હતો, તેથી તેણી ઘણી ખુશ થઈ ગઈ. પણ તેણી પુણે આવી શકી નહી તેથી તેણી ખરાં દીલથી દલગીર થઈ, કારણકે જ્યારે તેણીએ જરબાઈને તેડવા ઠેડાવ કીધો ત્યારે તેણીને તેની ખરેખરી જરૂરજ હતી.

માણેકબાઈએ જે કીધું હતું, તે પોતાના દીકરાને કહ્યું ને તેના ચેહેરાપર ખુશાલી પ્રકાશી રહી, તે જોઈને તેણી ઘણી મઘન થઈ. જાલ વાંકો વળી પોતાની માને કોટી કરી બોલ્યો, "માયજી હું તમારો ઘણો ઉપકાર માનુંછું. આપણે તે દહાડે જરબાઈ સારૂ વાત કીધા પછી મારાં ધ્યાનમાં જે વીચાર આવ્યો તેમ તમે કીધું છે. જો તેણી આવને તો અગાઉની માફક ઘણી મજાહ પડતે, પણ જ્યારે તેણીને ના પાડવાની ફરજ પડે છે, ત્યારે આપણે બે જણ તો છઈએ કેની, હું તમોને બીજું કાંઈ કહેવા માગુંછું. તમો જાણોછો કે પતેતીને ટાંકણે જરબાઈ હંમેશાં ગરીબ લોકોને કપડાં, તથા બીજી વેંહેંચણી કરતી, પોતે પોતાની તરફથી થોડા પૈસા કાઢીને બાકીના વધારે પૈસાવાલા લોકો પાસે ઉંઘરાણું કરી મેળવતી, તેમ જો હમણા થઈ શકે તો કેવું સારૂં! તમે બસ મને એટલુંજ જણાવો કે તે સઘળું તે કેવી રીતે બજાવતી ને કયાં માણસોને તે મદદ કરતી. આપણે નાતાલની વખતે લોકોને એમજ સમજાવશું કે જરબાઈએ આએ વખતે પોતાની ગેરહાજરીને લીધે એ કામ આપણને સોપયું છે; આપણી માફક તે લોકોનેબી તેણી વગર ચેન પડતું નહી હશે, ને તેને યાદ કરતાં હશે. જો આપણે તેમ કરવામાં ફતેહમંદ નીવડયે તો ઘણાં જણાં જરબાઈને દુવા દેશે."

"જાલ, એ વીચાર ઘણો સરસ છે, ને આપણે તેમ જરૂર કરયે; હું લખીને જરબાઈને જણાવું કે એ તારો વીચાર છે. ગમે તો તુંજ લખ."

"નહી, માફ કરો, તમે મારી તરફથી ગમે તેમ સહરાગત કરીને લખો." આ ઠેરાવથી માણેકબાઈને કાંઈ થોડો ગુંચવાડો પડયો નહીં; તેણી ધારતી હતી કે જાલને જરબાઈપર કાગલ લખવા જો તેણી દરખાસ્ત કરશે તો તે તરતજ તૈયાર થશે, પણ જ્યારે સાફ ના કહ્યું, ત્યારે તેણી ઘણી નીરાશ થઈ ગઈ. શું ત્યારે આટલું બધું છતાં જાલને મનથી તો તે ફકત નાનપણની મિત્રજ છે કે? જોકે ખરેખર તો તેથી ઉલટુંજ હતું. પણ જો તેમ હોય તો તેણીને ઘણો ગુસ્સો ઉપજ્યો, કે એ કરતાં સરસ એને કેવીએક બૈરી જોઈયે છે, ને એવી સરસ વહુ તેણીને કયાં મલનાર છે?

માણેકબાઈનું બીજું કાગલ જ્યારે જરબાઈને મલ્યું, ત્યારે તેણીની ખુશાલીનો પાર રહયો નહીં; જે વીચાર જરબાઈને આવ્યા કરતો હતો, તે વીશેજ આ કાગલ હતું. તેણીએ તે કામ કોણને શોંપવું, તેનોજ તેને ગુંચવાડો પડતો; તેણે એક જણનો વીચાર કીધો, પણ તે બજાવશે તે વીશે તેણીને શક હતો, ને બીજું કોણ તે કરશે તેનો તેને વીચાર આવ્યો નહીં.

જરબાઈ ગુલબાઈ સાથે એક દહાડો પુણે ગઈ, જ્યાં એક "ફેનૅસી બજાર" થનાર હતું, જ્યાંથી તેણીએ છોકરાં સારૂ તથા પોતાના થોડા મિત્રો સારૂ બેટો ખરીદી. તેણીએ ઘણીક ચીજોની કીમત પુછી ને વીચાર કરવા લાગી કે એટલું જો બીચારાં કોઈ ગરીબ લોકોને આપે તો તેમાંથી કેટલા બધા દહાડા પોતાનું પોષણ કરે. તેણીએ પોતાના ફરસદના વખતમાં ઘણીક ઉપયોગી ને સુંદર બેટો બનાવી હતી.

જરબાઈ નીસાંસ મુકી પોતાનાં મનમાં વીચાર કરવા લાગી કે "હું ગમે એટલું કરશ પણ ગરીબોની હાજતો સાથ સરખાવતાં તે ઘણું થોડું છે, હું તો મારેથી જેટલી મદદ થઈ શકશે તેટલી કરશ."

હવે તેણી સમજીને ખુશ થઈ કે સગલાં તેણીને યાદ કરશે, ને માણેકબાઈનાં કાગલના એક બે વાકયો તેનાં મનમાં ભમયા કરતા હતા, જેથી અવારનવાર તેણીના ગાલ લાલ થઈ આવતા હતા.

"જાલે મને લખવા ફરમાવ્યું છે કે જેમને તું મદદ કરતી હતી, તેમાંનાં એકને પણ વીસરી જવું નહીં, ને તેઓ જાણશે કે એ સઘલી વેહેંચણી તારી મેહેનતથીજ થઈ છે. મારી વહાલી જર, જોકે તું ગેરહાજર છે, તોપણ તેં તેમાં ભાગ લીધો છે એમ સાંભળી તેઓને કેટલો હરખ ઉપજશે."

જરબાઈએ મનમાં વીચાર કીધો કે હવે જો હું કાંઈબી અસંતોશી વીચાર મારાં મનમાં કરૂં, તો મારા જેવી નગુણી કોઈ નહી; ને તેણીએ પોતાની સઘલી ભેટો પાછલ મંડી જલદીથી પુરી કીધી. દરેક ચીજપર તેણીએ એક ચીઠી ને કારડ વલગાવેલો હતો ને કોઈ કોઈ કારડપર ચીતાર, અથવા ભરતકામ પોતેજ કીધું હતું, કારણકે તેણી તેવામાં કુશળ હતી. પુણાના પોતાના દરેક મિત્ર સારૂ તેણીએ કાંઈ ને કાંઈ કરેલું હતું, માણેકબાઈ સુધ્ધાં, ને મુંબઈ જ્યારે તેણી હતી, ત્યારે પણ ફુરસદની વખતે એવી ભેટો હંમેશાં તૈયાર કરતી હતી, ને તેણી પોતાની સાથે લાનોલી લઈ ગઈ હતી તે પણ હાલ સઘલી તેમને આપવા કાઢી. ફક્ત એકજ જણ હતું, જેને માટે કાંઈપણ ભેટ નહી હતી; તે સરજયન્ જાલ હતો.

પ્રકરણ ૮ મું.

## જરબાઈનાં લગન.

રૂસ્તમને કોઈનીબી મુલાકાતે જવાનું નથી એમ વીચારવામાં જાલની ભુલ હતી, ને તે કેડવેલે દહાડેથી એક દહાડો પછી આવ્યો.

"હું તો મારી બેહનને ત્યાં લતાર મારી આવ્યો, ને તેને મળી તેનો બંગલો બરોબર જોઈ આવ્યો, પણ જેમ બને તેમ જલદી ત્યાંથી નીકળી પડયો. હવે બહાર ગામ જવાનો નહી હોવાથી અમે ઘડી ઘડી મળશું." રૂસ્તમ પોતાની આવવાની ઢીલનો ખુલાસો કરતાં બોલ્યો.

માણેકબાઈ પોતાના દીકરાના દોસ્તથી ઘણાં મધન થઈ ગયાં, ને જેમ દહાડા જતા ગયા, તેમ વીચાર કરવા લાગાં કે જાલ એને સમજાવીને વધારે દહાડા રાખે તો સૌહલવાઈ જશે.

"રહેવાની મારી મરજી તો ઘણી થાય છે, ને તમારો ઘણો ઉપકાર માનુંછું," રૂસ્તમે જવાબ દીધો "પણ મારી બેહેન ગુલે મને પોતાને ત્યાં નાતાલપર રહેવાને કબુલાવેલું છે. જો માત્ર–"

એમ બોલતાં રૂસ્તમ થોભીને ઘણા ઊંડા વીચારમાં પડયો, પણ તેની મતલબ તેણે ખુલ્લી કીધી નહી. આ વાત નાસ્તો કરતી વખતે થઈ હતી, ને એક કલાક પછી તેણે પોતાના દોસ્તને કહ્યું, "જાલ, એક દહાડો મારી બેહનને ત્યાં ચાલ, મને એમ તુંને લઈ જવાનું ખાસ કારણ છે, ને હું ધારૂંચ કે તારાં માય તુંને એક દહાડો જવા સારૂ ના કહેશે નહી."

"શું તારી મનલબ આજેજ જવાની છે કે?" સરજ્યને પુછયું.

"હા આજેજ, ક્રીસતમસને તો હજુ એક અઠવાડયાંનો વીલમ છે ને જે કરવાનું છે તે જલદીથી કરી લેવું જોઈએ, તું સમજેછ કે?"

સરજ્યન જાલને કાંઈ સમજ પડી નહી, પણ સમજ્યો હોય તેમ કબુલ કીધું, ને રૂસ્તમે તેને ખાત્રી આપી કે પરોણું ત્યાં વખત જણાવ્યા વગર આવતાં નથી, ને તેઓ પણ સ્ટેશન પરથીજ તાર કરશે, એટલે ફીકર નહી."

તેઓ ગયા કેડે થોડે વારે માણેકબાઈને ધ્યાન આવ્યું કે જાલને પુછાયું નહી કે તે ક્યાં જવાનો છે. રૂસ્તમે પોતાના બનેવીની ઓબ્ખર કે રહેવાનું ઠેકાણું કશુંએ જણાવ્યું નહી, પણ તેણી મનમાં વીચાર કરવા લાગી, "એક દહાડો છે એટલે કાંઈ નહી, કાલે તો જાલ પાછો આવશે," ને મનમાં પોતે સંતોષ પામી.

જ્યારે સરજ્યન જાલ ને તેનો દોસ્ત રૂસ્તમ તે મુકામ પર જઈ પુગા, ત્યારે સાંજ પડેલી હતી ને ગાડીનો અવાજ થતાંજ તેનાં બારણાં પરોણાગત સારૂ ખુલ્લાં હતાં, હોલમાં એક સુંદર "લાંપ" નો ઉજાસ પડતો, ને સામાન પણ સુંદર ને સારા તેસ્ટથી ગોઠવેલો હતો. એક ઊંચી ને ખુબસુરત સ્ત્રી દરવાજા પર ઉભેલી હતી, ને તરતનાં આવી પોંહોંચેલાં પરોણાંઓને આવકાર સારૂ પોતાનો હાથ લંબાવતી હતી. "ગુલબાઈ," રૂસ્તમ બોલ્યો, "આ મારો ભલો દોસ્ત ને સહમજુ કારભારી, જેને સારૂ તમે આગળ સાંભલ્યું છે; જાલ, આએ મારી બેહેન ગુલબાઈ મીસીસ દલાલ, અને આએ છોકરાંને જો, મામાને આવકાર દેવા સારૂ કેવાં દોડી આવ્યાં છે!' આ પ્રમાણે મોટાંની સાથ ઓલખાણ કરાવ્યા પછી, છોકરીઓમાંની નાની છોકરીને પોતાની ખાંધ પર બેસાડીને ઊંચકીને "કીસ" કીધી. બીજો એક સ્ત્રીનો આકાર ત્યાં દેખાતો હતો, પણ અંધારાંમાં ને પીઠ કીધેલી હોવાથી તેણી બરોબર દેખાઈ નહી.

"હું દલગીર છું કે મારા ખરશેદજી હજુ ઘરમાં આવ્યા નથી, મારા ભાઈનો તાર આવ્યો તે આગમચ એવણ પોતાને કામસર ગયલા હતા, પણ થોડા વખતમાં આવી પોંહોંચશે: મારે ત્યાં એક પરોણાં ને સહી છે, જેને હું ધારૂંચ કે તમો જોઈને ખુશી થશો."

ગુલબાઈ આગળ ગઈ, અને તે આકાર તેણી અને તેના મિત્ર તરફ ફર્યો, ને સરજ્યન જાલે જરબાઈના લંબાવેલા હાથને શેકહેંડ કીધી.

"જરબાઈ" તે બોલી ઉઠયો, "શું તમેજ છેવો કે! એતો નહી ધારેલી મજાહ; શું રૂસ્તમને ખબર હતી?"

જરબાઈએ પોતાના જુના મિત્ર તરફ ખુશીથી જોયું, જેણે પોતાના હાથમાં તેણીનો હાથ પકડેલો હતો; તેણી બોલી "હા હુંજ છેઊં, જાલ, રૂસ્તમે એ બધી તાલ કીધી છે. જ્યારે એવણ અહીં હતા, ત્યારે તમારે વીષે ને પુણાની પોતાની મુલાકાત વીષે કહ્યું હતું, ત્યાર પછી જણાઈ આવ્યું કે એવણના દોસ્ત સરજ્યન જાલ કોઈ નહી પણ મારી આખી જીંદગીના સઉથી જુના મિત્ર. તેવણે તમારી ઘણી તારીફ કીધી—અને તમે વરસો સુધી મારા વ્હાલા બાવાજીના શીષ્ય, ને મારા હંમેશના સાચ્ચા મિત્ર છો એમ કહેતાં મને કેટલી ખુશાલી ઉપજી, તે તમુને વીચારી લેવું"—જરબાઈ આ સઘળું હીંમતથી બોલી. તેણીની રીતભાત સાફ દીલની હતી, અને જેમ એક બેહન એક ભાઈની ગેરહાજરી પછી તેને મળે, ત્યારે જેટલો હરખ બતાવે, તેટલો તેણીએ દેખાડયો.

કદાચ સરજ્યન જાલ તે છોકરી તરફથી વધારે ઊંડી લાગણીના દેખાવની આશા રાખતો હશે. તે હીંમતવાન ને મજબુત મરદે બહારથી જરબાઈ કરતાં વધારે લાગણી દેખાડી ને તેણે પોતાના હાથમાં જરબાઈનો હાથ પકડી રાખેલો હતો, ને જ્યારે તે બોલ્યો ત્યારે તેનો અવાજ ધ્રુજ્યો, "હું ઘરમાંથી જયારે નીકળ્યો, ત્યારે મને ખ્યાલ પણ નહી હતો, ને જ્યારે હું પાછો ઘર જવશ, ત્યારે હું રૂસ્તમનો કેટલો આભાર માનશ."

"જરબાઈ, હું તો ફક્ત એક મીનીટમાં એને અહીં ઘસડી લાવ્યો," રૂસ્તમ કે જે છોકરાં સાથે હોલમાં સરત રમતો હતો, તે થોભીને બોલ્યો. "તમે ને મારી બેહન બેઉ જણાં એને અહીં લાવવાનું ખાસ કારણ સમજાવજો." સરજ્યન જાલે થોડા વખત પછી તેનો ખુલાસો સાંભળ્યો, પણ તે ઘડીએ નહી, કારણ કે ગુલબાઈ પરોણાગતના વીચારમાં આતુર હતી, અને જયારે તે મરદો પોતાનો પોષાક બદલવા પોતાના ઓરડામાં પધારયા, ત્યારે ચાહ ને બીજી જોઈતી ચીજો તૈયાર કરાવવામાં તેણી રોકાઈ ગઈ. સરજ્યન જાલને જરબાઈ વીષેનો ગુલબાઈનો ઈસારો યાદ આવ્યો, "મારાં સહી ને પરોણાં." તેણે વીચાર કીધો કે હમણાં છુટી છે, તેથી શીક્ષક કેહે ગયલી હશે, ને સહી રહેલી હશે. ગુલબાઈના આ બોલોના ઉપયોગથી કેટલો તફાવત પડી ગયો, ને તેમ ઘણી થોડી સ્ત્રીઓ કરશે. રાત્રે સુવાની આગમચ જાલે પોતાના દોસ્તની મતલબ ઘણી ઉતાવલમાં ગુલબાઈના કહયા પરથી જાણી. "ક્રીસ્તમસના દહાડા મારા ભાઈને પુણે રાખવાની મારી મરજી એને મને કહી. માણેકબાઈએ અગાઉથી જરબાઈને તેડાવ્યાં હતાં, પણ એવણ અહીં રહેવાની મને કબુલાત આપી ચુકાં હતાં, તો પણ આપણે વેંહેંચાઈ જઈએ તે કરતાં જો એકજ ઘરમાં સઘળાં સાથે રહીશું તો વધારે મજાહ પડશે. મારા ભાઈનો વીચાર એવો છે, કે તમે તમારાં માયજીને સમજાવીને આપણે ત્યાં લઈ આવો, ને જો તમે જરૂરનું ધારતા હોવો તો હું તમારી સાથે એવણને કાલાવાલા કરીને સમજાવીને લાવવા સારૂ આવું—એટલે કે જો તમારી અહીં રહેવાની ખુશી હોય તો."

જાલે ફક્ત એક પળ સુધી જરબાઈ તરફ ધ્યાન રાખી જોયું. તેની પાછી નજરથી તેને સંતોષ મળ્યો, ને તે એકદમ બોલ્યો, "મને અહીં રહેવા ઘણું ગમે છે, ને હું ધારૂંચ કે મારાં માયજીને સમજાવવા છેક પુણે સુધી તમુને તસદી લેવાની કાંઈબી જરૂર નથી, હું પોતેજ એવણને લેતો આવશ." તેથી બીજેજ દહાડે જાલ પાછો પુણે ગયો, ને પોતાની માની અજાયબી વચ્ચે, પોતાના સામનના વધારાના આકારમાં જરબાઈનાં મિત્રાની બેટો લઈ ગયો. એક ગાંસડી જરબાઈએ રાખી હતી.

"આ માણેકબાઈ સારૂ છે, ને જયારે એવણ આવશે ત્યારે હું પોતેજ એવણને આપશ, હમણાં મોકલવાને બદલે," જરબાઈ બોલી.

"અને મારે સારૂ શું બેટ? તે ક્યાં છે? હું તો મારે સારૂ કાંઈબી જોતો નથી," જાલ બોલ્યો.

"લોકો શું આગલથી પોતાની બેટોની માંગણી કરતાં હોશે કે? ને આપ્યા અગાઉ પુછેબી કે મને શું આપવાનું છે," તેણી હસીને લાલ થયલા ચેહરા સાથ બોલી.

"હું જાણુંચ કે મને શું મળવાનું છે, ને તેની માંગણી હું ખચ્ચીત કરીશ, પણ હું બીજાં કરતાં વધારે આપમતલબી થઈશ નહી; હું થોડો વખત થોભશ. હાલ તરતતો સાહેબજી.

ખરશેદજીએ ડહાપણથી કહ્યું, "હવે આપણા હાથમાંથી જરબાઈ જશે. ગુલાં, ગુલાં, કોણે ધાર્યુંતું કે તુને કાજ કરવાનો તેસ્ટ છે." આ તેણે પોતાની ધણીઆંણીને કહ્યું.

"નહી ડીઅર, મને પણ એવો વીચાર નહી હતો, તમે જેમ કહોછો તેમ જો પાર પડે તો, જાણુજો કે તમે ને મેં જરબાઈ તથા જાલને ઓળખ્યાં તેની અગાઉથીજ થયલું હોવું જોઈયે."

અલબતાં માણેકબાઈએ તેહું કબુલ કીધું, ને ત્યાંનો મેલાવડો પણ દીલખુશ હતો. જાલે જોકે પોતાની નાની દોસ્ત તરફથી કંઈબી ભેટ મેલવી નહી, તોપણ તે કાંઈ અસંતોશી થયો નહી. જ્યારે સઘળાં પોતાની બેટો ઘણાં ધ્યાનથી તપાસતાં હતાં, ત્યારે જે જાલને વધારે કીમતી લાગતું હતું તેની માંગણી કરવામાં ફતેહ પાંમયો, "તું જાણેછ વહાલી જર, તેણે કાલાવાલા કીધા, "મને શું જોઈયેછ, કાંઈબી બેટ નહી; તેં મારૂં દીલ લાંબો વખત થયો જીતી લીધું છે અને તું—"

તેણે જરબાઈનો ચેહેરો ધ્યાનથી તપાસ્યો "પણ મારી પાસે તમુને કાંઈબી પાછું આપવાનું નથી." જરબાઈ હરસે બોલી.

એકજ પલ જાલને ઘણી ધાસ્તી લાગી, પણ તરતજ તેણે જરબાઈના લાલ ચેહેરા તરફ જોઈને પોતાની અરજીનો ખરો જવાબ મેળવ્યો "તું એમ બોલેછ તેનું કારણ એ છે. જે તેં મારી માંગણી કબુલ કીધી છે. હવે મને કહે, વહાલી જર, કે હું ખરૂં કહુંછું કેની?"

પણ જરબાઈએ જવાબ આપ્યો નહી, તોપણ જાલ સંતોષ પામ્યો, ને થોડો વખત પછી જાલે પોતાની માને કહ્યું કે જરબાઈની ભેટ લેવાને બદલે તેણે જરબાઈને લીધી છે; માણેકબાઈ પણ એવીજ બાબદ સર ગુલબાઇ સાથે વાતે વલગેલાં હતાં, ને જાલના કહેવાથી તેવણ ઘણાં ખુશ થઈ ગયાં.

ગુલબાઈનાં છોકરાંએ પોતાની વહાલી શીક્ષક ખોઈ, પણ જ્યારે તેણી સરજ્યનની જરબાઈ થઈ, ત્યારે તેઓની હંમેશની મિત્ર થઇ રહી. આલાંમાયે જે વીતી તેને ૨૧ મે વરસે આપવા માંગી હતી, તે વીતી તેણીએ મોકલાવી અને પોતાની સગીના પ્યારની ઈધાંણી દાખલ તેણે તે રાખી ને કાગલ લખી આલાંમાયનો ઉપકાર માન્યો.

થોડા વખત પછી એક વખતની ગરીબડી જરબાઈ જ્યારે પરણીને સુખી થઈ, ત્યારે કુવરબાઈ કહેવા લાગી કે "જરબાઈ હવે ઘણી સુધરી ગઈ છે." પણ તેણીની નજરમાં પૈસા ને ઓધ્ધો એજ માનના દાવા હતા, તે વગર કોઈબી ઉત્તમ ગુણો કામના નથી; જરબાઈ જ્યારે કુવારી હતી ત્યારે જે લોકોને તે મદદ કરતી તેઓએ જ્યારે જરબાઈની સુખી

દાદાને થીમે સાંભળ્યું ત્યારે કાંઈ ખોટું લગાડ્યું નહી, ને જરબાઈ પણ તેમને ભુલી ગઈ નહી. રૂસ્તમ થોડા વખતમાં આલાંમાય સાથ પરણ્યો, ને એદલજી ત્યાંના વારંવારના પરોણા થઈ ગયા.

લગન થયા પછી થોડે વખતે જરબાઈએ પોતાના ધણીને કહ્યું, "કોણે ધાર્યુંતું કે જે થોડો વખત એક "ચાકરડી" દાખલ રહેલી, તેને તમે પસંદ કરશો."

"જુઓ દીયર, એ ચાકરડી બોલજ મારા દીલમાં ઘણા ખુશનુમા વીચાર લાવે છે. કોઈબી લશકરી માણસ રાણી, તથા દેશના નોકર દાખલ, મગરૂર રહેશે. નીમકહલાલ ચાકરી માન ભરેલી છે ને માણસોના રાજા હોઈએ તે કરતાં ખોદાના ચાકર થવામાં વડાઈ છે."

હવે જરબાઈએ જેમ પોતાના ઉત્તમ ખવાસથી, સંકટ વખતે સબુરી, ને સુખ વખતે નમ્રતા રાખી, પોતાની સગીપર જેમ સારી અસર કરી, તેવીજ દાખલો મારી વાંચનારી બેહેનો પણ પોતાની બેહેનપણીઓને આપશે, એવી ઉમેદ છે. "આમીન."

જાઈજી ખ૦ કોહોલા.

## છોકરીઓએ શું શીખવું જોઇયે?

શીવવાનું.
રસોઈ કરવાનું.
દરૂસ્ત કરવાનું.
ઘર સોજ્જું રાખવાનું.
છુપો ભેદ રાખવાનું.
ઘરને સુખી કરવાનું.
સાફ કપડાં પેહેરવાનું.
નરમાસ ભરચું થવાનું.
ધણીને મદદગાર થવાનું.
રોટલી બરાબર કરવાનું.
છોકરાંઓની સંભાળ લેવાનું.
બુઢાંને પુરતું માન આપવાનું.
આળસુપણું તદન દુર કરવાનું.
માંદાઓની અછી બરદાસ્ત લેવાનું.
મીજાજને પુરતો લગામમાં રાખવાનું.
બરાબર અંગને કસરત આપવાનું.
કોઈની ઉપર આધાર નહી રાખવાનું.
વખતની કીંમત બરાબર પીછાણવાનું.
બુઢાં ચીરડાઉ માણસોને ચંદાં પાડવાનું.
વાર્તાઓની ચોપડીઓ શીવાય બીજું વાંચવાનું.
ખોલાં દીલની અને અપળ પગલાંની થવાનું.
દરેક બાબદમાં બનતાં સુધી સ્રીના ગુણો મેળવનારી થવાનું.

ગુલબાઇ ફરામંજી પાટક.



## ❋ નામીચી સ્રીઓનાં જન્મચરીત્રો. ❋

## મીસીસ હેનરી વુડ.



આ થોડાંક વરસ થયાં મરણ પામેલી લોકપ્રીય અને દરેકને જાણીતી ગ્રંથકાર બાનુંની જીંદગીનો હેવાલ હજી સુધી બાહેર પડેલો જણાતો નથી. ફકત એટલુંજ જણાયું છે કે તેણી મી૦ થોમસ પ્રાઇસ નામના એક ભણેલા અને વીદ્યાનો શોખ ધરાવનાર શખસની વડી બેટી હતી, કે જે હાથનાં મોજાં બનાવવાનાં એક મોટાં કારખાનાંનો વડો હતો. તેણી નાની ઉમરે મી૦ હેનરી વુડ નામના એક લંડનના વેપારી સાથ પરણી હતી. તેણીનાં પહેલાં લખાણો વેલાતનાં ન્યુસપેપરમાં છપાઈ બાહેર પડયાં હતાં. ૧૮૬૦ માં સ્કોટલંડની દારૂથી થતા ગેરફાયદા અટકાવનારી મંડળી તરફથી ૧૦૦ પોંડનું ઈનામ, જે કોઈ હદબાહેર દારૂથી થતા ગેરફાયદા વીશે રસીલી વાર્તા લખે તેને આપવાને જાહેર કરયું, અને તે ઈનામ મીસીસ હેનરી વુડ "ડેનબરી હાઉસ" નામની વાર્તા લખી જીતી ગઈ. બીજે વરસે તેણીએ "ઈસ્ત લીન" નામની ઘરસંસારી અને અતી રસીલી વાર્તા રચી, કે જેના બાહેર પડયા પછી તરતજ હજારો બલકે લખો લોકોનાં મનપર અજાયબ જેવી અસર કરી. આ ચોપડી પર વેલાતમાં એટલી તો તુટાતુટ પડી હતી કે એક લાખ વીસ હજાર નકલ છાપવા છતાં તે પુરી પડી હતી નહી. આ વાર્તાનો તરજુમો ગુજરાતીમાં "દુખીયારી બચુ" ને નામે થયો છે, અને જેનો નાટક પણ ભજી બતાવ્યામાં આવ્યો છે. "ગુમાસ્તાની ગુલી ગરીબ" (મીસીસ હેલીબરતન્સ ટ્રબલસ) અને "દારૂડાનાં" (ચેનીંગસ) પણ આજ બાનુંને હાથથી લખાયલી વાર્તાનો તરજુમો છે. એક વરસમાં કોઈ વેળા તેણી બે ત્રણ વાર્તાઓ લખી બાહેર પાડતી. તેણીની કેટલીક વાર્તાનો ફ્રેંચમાં પણ તરજુમો થયો હતો. ૧૮૭૦ માં આ ગ્રંથકાર બાનુંને "આરગોસી" નામનાં ચોપાન્યાંની અધીપતી દાખલ નેમવામાં આવી હતી, અને તે ચોપાન્યાં માટે તેણીએ પાંચ છ વાર્તાઓ રચી હતી, કે જેની પુશકળ વખાણ થઈ હતી. ૧૮૮૦ માં લખાયલી "જોની લડલો" તેણીનું ઉંચું મન અને પુખ્ત વીચાર કરવાની શકતી બરાબર દેખાડી આપે છે. આ ગ્રંથકાર બાનુંએ ૨૮ થી વધુ વાર્તાઓ રચી છે, અને તે બધી અતી રસીલી વાંચવા લાયક પુસ્તકો છે.

ઉપર આપેલું મીસીસ હેનરી વુડનું પીકચર મી૦ આર. ઈસ્ટેન [illegible] લીધેલી છબી ઉપરથી લીધામાં આવ્યું છે.

ગુલબાઈ ફરામજી પાટક.



# આ દુન્યામાં આપણી ફરજ.



માણુસ જાતને ખોદાએ માત્ર ખાઈ પી મોજ મજાહ કરીનેજ પોતાની જીંદગીનો વખત પુરો કરવા માટે પેદા કીધાં નથી, પણ તે સાહેબે તેમને પેદા કરતી વખતે દરએકને માટે કાંઈ ને કાંઇ કામ નકીજ કરી મુકયું હોય છે, માટે દરએક, પછી ગરીબ કે તવંગર અને નાનું કે મોટું સર્વને આ દુન્યામાં પેદા થયા પછી કંઈ ને કંઈ કરવુંજ પડે છે. હવે કેટલાંકો કહે છે કે પેટને ખાતર વેઠ કરવી પડે છે, એટલે ખાવા પીવા અને હરએક મોજ શોકનાં સાધણો મેળવવા માટેજ મેહેનત કરવી પડે છે; પણ આવું બોલનારાં એ તદન બીનકેળવાયલાં અને કમસમજ હોય છે, અને તેઓ માત્ર આપમતલબી અને પોતાનોજ સ્વાર્થ સાંધનારાંઓ છે. હવે જેઓ સમજુ અને શીખેલાં હોય છે તેઓ આવું કદી બોલતાંજ નથી અને જે કાંઈ કરે છે તે પોતાની ફરજ સમજીનેજ કરે છે. એવાં લોકો પોતાના જીવ ઉપર ગમે એવા જોખમો ખેડીને પણ બીજાંનું ભલું કરવા હમેશ તત્પર રહે છે. પારકાઓનું ભલું કરવાની પોતાની ફરજ ધ્યાનમાં રાખી તેઓ કેટલીક વખતે તો આવાં કામમાં પોતાના પ્યારા જાનનો પણ ભોગ આપતાં જરાબી ડરતાં નથી. તેઓ વળી પોતાનો વખત બહુજ કીમતી ગણી દરજોં કોઈ પોતાનો સુખ કે દુઃખની દરકાર કીધા વગર અને કશાબી લાભની આશા રાખ્યા વગર ગમે એવો ભારે જોખમ ખેડી ફરજ બજાવે છે, તેણેજ ખરી ફરજ બજાવેલી કહેવાય છે. આગલા વખતના એવા કેટલાકો આવી ફરજો બજાવવા પાછળ મોટા મોટા જોખમો ખેડી પોતાના જાનના પણ ભોગ આપી ગયા છે, અને તેમનાં આવાં મહાભારત કામોની કીર્તી આજ સુધી જળવાઈ રહી છે. કહે છે કેઃ—

અમેરીકામાં એક વખત એક જ્વાળામુખી ફાટી તેમાંથી નીકળતો રસ નજદીકનાં એક શેહેરમાં ફરી વળ્યો ત્યારે આખું ગામ પોતાના જાન બચાવવા માટે નહાસી ગયું અને તોપણ તે જગાએ ઉભેલા એક પોહોરેગીરે પોતાની ફરજ બજાવવાનું કામ છોડયું નહીં; અને પોતાની જગાએથી એક પગલું પણ આગળ ભરવાને બદલે ત્યાંજ ઉભો રહી હીંમતથી ફરજ બજાવવા પાછળ પોતાના પ્યારા જાનનો ભોગ આપ્યો.

વળી એક કોઇ નબળા બાંધાનો પુરૂશ દરદીઓની સેવા કરવામાં અને તેમની પોતાથી બનતી જતન કરી તેમને હરકોઈ રીતે સુખ આપવાને હમેશ ખંતી હતો; તે પોતાની ઓળખાણ પીછાંણ ન હોય એવે ઠેકાંણે પણ જો કોઈ આજારી માલમ પડતું તો તરત ત્યાં દોડી જઈ પોતાની ફરજ બજાવવા મંડતો, અને તેમની માવજત કરી તેમને પોતાથી બનતું સુખ સગવડ કરી આપતો. એમ કરતાં પોતાને જો કદાચ ભુખ્યું રહેવું પડતું, કે કોઈ વેળા રાત્રે ઉજાગરો કરવો પડતો, તો પોતાના જાનની કશી દરકાર કરવા વગર ખુશીથી તેમ કરતો. એક વખતે તેને તેના કેટલાક મિત્રોએ એકઠા મળી સલાહ આપી અને બોલ્યા કે, "જો ભાઈ તું જો એમ ને એમ કરવાનું ચાલુ રાખશે તો તું ઝાઝા દહાડા કાઢવાનો નથી, કેમકે એક તો તું નબળા બાંધાનો છે, અને એ પ્રમાણે ખરાબ તાવ, રગતપીત અને એવાજ બીજા ઉડતા રોગો તને જલદીથી લાગુ પડી જશે તો તું પાંચ વરસ જીવતો હશે તો એકમાંજ તારો અંત આવશે, માટે તું તારૂં આ કામ છોડી દે!" ઉપલા શખસે પોતાના મિત્રોની આ સલાહ ધ્યાન દઈ સાંભળી અને પછી બોલ્યો "ભાઈ, તમારૂં કહેલું સઘળું ફોકટ છે. હું જે કાંઈ કરૂંછું તે કરવાની મારી ફરજ છે અને જો હું મારી ફરજ ન બજાવું ને માત્ર મારા જીવનેજ જાળવ્યા કરૂં તો તે એક સખતમાં સખત ઘાતકીપણું કહેવાએ. માટે જો મારેથી મારા એક જીવના ભોગે બીજા ઘણાક જીવો બચતા હશે, તો હું મોટી ખુશીથી મારી ફરજ બજાવી મારો જાન આપવાને તૈયાર થઈશ."

હવે ઉપર કહ્યું તેમ, જેઓ આ પ્રમાણે કશાંનીબી દરકાર વગર ફરજ બજાવે છે, તેઓએજ ખરી ફરજ બજાવેલી કહેવાએ છે. હમણાં પણ કેટલાક સદમરદો પૈસા ટકા કે બીજાં સુખનાં સાંધણની પોતાને ગમે એવી તંગી છતાંબી પારકાનાં ભલાં પાછળ મંડેલા છે.

હવે આપણને સઘળાંને ફરજ બજાવવા માટે પોતાનાં સઘળાં સુખનો ભોગ આપવો જોઈએ, પણ આવી રીતે પોતાનાં

સુખનો ભોગ આપવો એ કાંઈ સેહેલ કામ નથી. દરએકને પોતાનાં સુખનાં સાધણો કદી પણ જતાં મુકવા ગમે નહી, પણ ફરજ બજાવતી વખતે જ્યારે તેમ કરવુંજ પડે છે, ત્યારે તો તેને માટે કાંઈ ઉપાય લેવો જોઈએ, અને જો આપણે વીચાર કરી જોઈશું તો આપણને માલમ પડશે કે તેનો ઉપાય પણ ખોદાએ આપણને આપયો છે, અને તે ઉત્તમ ઈલાજ તે કેળવણી છે.

ત્યારે હવે માણુસ જાતને કેળવણીની અતી અગત્ય છે, કેમકે ખોદાએ તેને જે વીચાર શકતી આપેલી છે તેને ખીલવવા માટે કેળવણી જોઈએ છે. કેળવણીથી આપણું મન ખીલે છે, તેથી આપણે સારાં નરસાંનો વીચાર કરી બંને વચ્ચેનો તફાવત ઓળખી શકયે છીએ, ખોદાને પીછાનવા શીખ્યે છીએ, હરએક સારાં કામમાં આગળ પડવા અને નઠારાંથી દુર રેહેવાનું ઈચ્છીએ છીએ; અને જ્યારે કેળવણીથી એટલું બધું થાએ છે ત્યારે આપણને કેળવણી લેવી જોઈએ, પણ કાંઈ કેળવણી લેવા ઈચ્છયું એટલે લેવાઈ જતી નથી. તેને માટે તો નાનપણથીજ સરૂઆત કરવી જોઈએ. દરએક જણે બચપણથી કેળવણી લેવી જોઈએ, અને તે માટે મા બાપોએ હમેશ બાળકની કેળવણી પાછળ ઘણી ખંત રાખવી જોઈએ; અને તેઓએ બચ્ચાંઓને કેળવણીની સાથેજ તેમની ફરજો બજાવતાં પણ શીખવવાની શરૂઆત કરવી જોઈએ, અને બચ્ચાંઓએ પણ બચપણથી મા બાપ અને શીક્ષકના હુકમોને તાબે થઈ પોતાની ફરજો બજાવતાં નાની નાની રમત ગમતોના કોઈ કોઈ વખતે હીમ્મતથી ફરજ બજાવવા માટે ભોગ આપતા રહેવું જોઈએ, કે જેથી કરીને તેમને મોટપણે મોટાં કામોમાં લોકોનું ભલું કરતી વખતે આપસ્વાર્થ તજી દેતાં ભારે લાગે નહી. પણ આ સઘળું કાંઈ બચ્ચાંઓ પોતાની મેળે કરે નહી; તે તેમની પાસે કરાવવા માટે તેમનાં મા બાપોએ સદા ઉલટમંદ રહેવું જોઈએ.

જે બાળકો આ પ્રમાણે નાનપણથીજ પોતાની ફરજો સમજી તે બજાવતાં શીખેલાં હોય છે, તેઓ મોટપણે પારકાનું ભલું કરવાની પોતાની ફરજો બજાવવાને શકતીવાન થાએ છે, અને તેવી વખતે તેમને જે કાંઈ અડચણ ખમવી પડે છે, તે તેમને ભારી લાગતી નથી.

હવે ત્યારે આપણને ફરજ બજાવવા માટે શું શું કરવું અને આપણી ફરજો કેમ અને કેવી બજાવવી જોઈયે?

સૌથી પહેલાં, આપણને ખોદાએ આપેલાં સઘળાં સુખ સગવડ માટે તેનો ખરાં જીગરથી ઉપકાર માનવો એ આપણી સર્વથી પહેલી ફરજ છે; ત્યાર પછીની આપણી ફરજ આપણાં કુટુંબનું ભલું કરી તેમનું સુખ સગવડ જાળવવાની, પછી પાડોસીઓ તરફ મમતા બતાવી તેમને જોઈતી મદદ આપવાની, ગરીબ લોકો તરફ માયા બતાવવાની, મોટાંઓને માન આપવાની, દેશને આબાદાંન કરવામાં પુરતી મદદ આપવાની, દેશીઓમાં સંપ ઉત્પન્ન કરવાની વીગેરે પુષ્કળ ફરજો આપણને બજાવવાની છે.

કેટલીક ફરજો આપણને જાહેરમાં બજાવવી પડે છે, જેથી લોકોમાં આપણી વાખવાખી થઈ આપણને તેવી ફરજો વધારે બજાવવાની ઉલટ છુટે છે, અને આપણી યાદગારી કાયમ રહી જાએ છે, અને તે ઉપરથી વળી આવતા જમાનાના લોકોને તેમ કરવાની હોંસ ઉત્પન્ન થાએ છે. વળી બીજી કેટલીક ફરજો આપણને છુપી પણ બજાવવી પડે છે. આવી ફરજોથી કાંઈ લોકોમાં આપણી વાખવાખી થતી નથી, પણ તેથી જેઓ તરફ આપણે માયા બતાવી પોતાની ફરજ બજાવી હોય તેઓ આપણે બતાવેલાં મોટાં દીલ માટે આપણાં હેસાનમંદ રહે છે, અને આપણે પારકાંનાં ભલાં માટે કાંઈ કરવાને શકતીવાન થયાં છીએ એ વીચારથી આપણને ઘણો સંતોષ થાએ છે, અને આપણું દીલ ખુશાલ રહે છે.

ફરજનો મુખ્ય આધાર શા ઉપર છે? જુલ્યસ સાઇમન કહે છે કે ફરજનો આધાર છુટાપણાં ઉપર છે. માણસોને પોતાની આબરૂ જાળવી રાખવા અને ફરજો બજાવવા માટે છુટાપણું જોઈએ છે. છુટાપણાં વગર માણુસ પોતાની મરજી પ્રમાણે કશું કરવાને શકતીવાન થઈ શકે નહી. હવે ત્યારે આપણને ફરજ બજાવવા માટે કેળવણીની સાથે છુટાપણું પણ જોઈએ છે; અને હાલના વખતમાં આપણે કેળવણીને લીધે પુરતું છુટાપણું ભોગવવાને શકતીવાંન થયાં છઈએ. આગળા વખતમાં લોકો બીનકેળવાએલાં હોવાથી હાલ જેવું છુટાપણું આપણે ભોગવ્યે છીએ તેવું તેઓ ભોગવવાને શકતીવાંન થયાં ન હતાં, કેમકે તે વખતે કેળવણીની ઘણી ખુટ હતી, અને એ ખુટને લીધે તે વખતે કેટલાંકોને ગુલામગીરી કરવી પડતી. તેમજ વળી કેટલાકો પોતાના તાબામાં ગુલામો રાખી તેમની ઉપર જુલમ ગુજારતા, અને જાણે કે તેમને ખોદાએ તેવો જુલમ પામવાનેજ સરજાવ્યાં હોય એમજ સમજતા. પણ હાલના વખતમાં કેળવણીના ફેલાવાને લીધે રફતે રફતે સુધારો થઈને ગુલામગીરી તદન નાબુદ થઈ છે.

હવે જ્યારે આપણને છુટાપણાનું ઉત્તમ સુખ ભોગવવાનું મળ્યું છે, ત્યારે તો આપણને તેનો વાજબી ઉપયોગ કરવો સજાવાર છે. વળી ખોદાએ આપણને ખરૂં ખોટું સોધી કાઢવાની શકતી બક્ષેલી છે અને આપણી મરજી પ્રમાણે કરવાનો હક પણ તે સાહેબે આપણને આપયો છે. માટે આપણને આપણી કેળવણી અને છુટાપણાને આધારે સારાં અને માઠાં વચ્ચેનો ફરક જોઈ કાઢી તેમાંથી સારૂંજ ચુંટી કાઢી તે પ્રમાણે કરવાની આપણને અગત્ય છે. પણ આપણને ખોદાએ આપેલી આટલી બધી સગવડો છતાં અને સારાં અને ખરાબ વચ્ચેનો વાજબી ફરક જાણવા છતાં, જો સારાં કામો કરવાના અખાડા કરી જઈ ખરાબમાં ભાગ લઈએ, તો આ દુન્યામાં માણસો અને પેલી દુન્યામાં ખોદાનો ઠપકો સાંભળવાને આપણે એક સરખી રીતે લાયક થઈએ છીએ.

છુટાપણાનો બીજો બોલ અંતઃકરણ છે. આગળા વખતનો એક ગ્રીક લખનાર કહી ગયો છે કે 'દરએક જણ પાસ તેનો ખોદા છે' એટલેકે અંતઃકરણ છે.

અંતઃકરણ એ એક ચોક્કસ જાતની બુદ્ધી છે, અને એ બુદ્ધીની મદદથી આપણે ખરાં ખોટાંનો તોળ કરી ખોટાં ઉપર ખરાંને સરસાઈ આપી શકયે છીએ.

દરએક જણનાં અંતઃકરણમાં હંમેશ સુધી સારાં માઠાં વચ્ચેની લડત ચાલુજ રહે છે. દરએકને સારૂંજ ગમે છે, પણ તે તેને મલતું નથી. સર જોન સ્ટુઅર્ટ મીલ કહે છે કે "કોઈખી આપણી ઉપર કાંઈબી ચોક્કસ કામ કરવાને જુલમ કરનાર નથી. માત્ર આપણુને એટલુંજ સમજતું જોઈએ કે આપણામાં સારૂં નરસું પારખવાની શક્તી છે, અને જો એક વખત આપણે એમ સમજ્યાં, તો પછી ગમે એવી મુશકેલી ખમીને પણ આપણે સારાંજ કામો કરવાનાં."

અંતઃકરણ હંમેશ આપણુને સારોજ માર્ગ બતાવે છે, અને તેનેજ લીધે આપણે આપણામાં પડી ગએલી માઠી ટેવો અને લાલચો દુર કરી શકયે છીએ. અંતઃકરણ હંમેશ માણસને સારાં કામો કરતી વખતે હીમ્મત અને નઠારાં કરતી વખતે ધાસ્તીની ચેતવણી આપતુંજ રહે છે. અંતઃકરણને લીધેજ માણુસ હીચકારો બને છે, કેમકે તેણે કીધેલાં પાપી કામ માટે હંમેશ તે તેને ડંખ્યા કરે છે, અને દરએક નવાં પાપો કરતાં તે તેને આગળાંની યાદ આપી ચોંકાવે છે. પણ વળી જ્યારે આવું ઘણી વખત બને છે, ત્યારે તેનું અંતઃકરણ સખત થતું જાએ છે અને તેની અસર તેની ઉપર ઓછી થતી જાય છે. એમ કરતાં કરતાં પછી તેને તેવીજ આદત પડી જાએ છે, અને પેહેલાંથી અંતઃકરણની ચેતવણી ઉપર ધ્યાંન ન આપે તો પાછળથી તેવીજ આદત પડી જઈ પસ્તાવો થાએ છે, અને પછી તે છોડી દેતાં બહુ મુશકેલી લાગે છે, માટે ઉપલો ગ્રીક લખનાર અંતઃકરણને ખોદા કરી કહે છે તે તદન વાજબી છે, કેમકે તેની ચેતવણી પ્રમાણે ચાલ્યાથી આપણુને પસ્તાવું પડતું નથી.

મીસીસ શીરીનબાઈ રૂસ્તમજી ફરામજી કંત્રાકટર.

---

**થોડો વખત પઇસાવાલો**—એક ઇંગ્રેજી વાહાણ એક વેલા "બ્રેઝીલ" ના કોસટા પર ભાગ્યું, કે જેની માંહે "સ્પેનીશ" ડાલરની ગોણી મોટી ડેલીઓ હતી; તેઓ માહેલી થોડીક પણ બચાવવાની આશાથી તેઓને તુટક પર લાવવામાં આવી, પણ વાહાણ એટલું તો જલદી ડુબતું જતું હતું કે માણસોને પોતાની જીંદગી બચાવવાને પણ પુરતો વખત મલતો હતો નહી. જ્યારે સર્વે માણસોને બોટમાં બેસાડી પેલે પાર મોકલવામાં આવ્યા અને એક છેલ્લી બોટ ખલાસીઓને લઇને ઉપડી જતી હતી તેટલાં એક જુવાન ખલાસી કોઈ વાહાણમાં રહી ગયું ન હોય તે તપાસવાને માટે ગયો, અને તેની અજાયબી વચ્ચે એક માણસને તુટક પર હાથમાં કુહાડી લઈ કેટલીક ડેલીઓ ઉખેડતાં દીઠો. "એ આંહી તું શું કરેચ?" તે ખલાસીએ બુમ પાડી, "તું જાણતો નથી કે વાહાણ ઝટ પલે ડુબતું જાએચ." "જાએચ તો જવા દે" તે માણસ બોલ્યો, "મેં મારી આખી જીંદગી કંગાલ્યતપણામાં કહાડીચ અને હું પૈસાવાલોજ મરી જાઉં એવોજ ઠેરાવ મેં કરયોચ." તે ખલાસી તેને પાછો કામે લાગેલો જોઈ વધારે બોલવું ફોકટ ધારી પાછો ફરયો.



# મારી બેનપણીઓને શીખામણ.

## "આપણી ફુરસદ."



આખરે એક દહાડો તે મોટા આવેશથી મારે ઘેર આવ્યો અને પેહેલેથી તે આખેર સુધી પોતાની થયલી બધી હકીકત મને કહી સંભળાવી. તે વખતે તેનું ચીત નીરાશ થઈ ગયલું દેખાતું હતું, અને તેનું બોલતું પણ ઘણું ધીમું ચાલતું હતું. તે પોતાની બધી વાત કહી રહ્યો તે પછી મેં તેને પુછ્યું કે, "વારૂ, પણ આ બધી વાતની તારી સ્ત્રીને ખબર છે કે નહી?" મારા આ શબ્દ સાંભળીને તેની છાતી ભરાઈ આવી, તેની આંખોમાંથી આંસુની ધારા વેહેવા લાગી, અને તેનાથી એકે શબ્દ બોલાયો નહી. આખરે મહા મુશીબતથી તેણે કહ્યું "ભાઈ સાહેબ, મને માફ કરો. હું તમને હાથ જોડીને કહું છું, કે તેનું નામ મારી આગળ કાહડશો નહી! તે યાદ આવી કે બધાં દુઃખ મારી આગળ આવીને ઉભાં રહેછે, અને તેથીજ હું આટલો ગાંડો થઇ ગયો છું." મેં કહ્યું "શા માટે નહી? તેને વેહેલી મોડી પણ ખબર તો પડવાનીજ. આ સ્થીતી તું કેટલા દહાડા છુપી રાખીશ? આ વાત તે બીજે રસ્તે જાણશે તેના કરતાં તુંજ જાતે તેને કહીશ તો તેથી તેને આટલું બધું દુઃખ થવાનું નથી, કારણ કે જે પોતાનાં પ્રીય માણસો હોય છે તેમના મુખના શબ્દથી અતીશય દુઃખકારક વાર્તાઓ પણ એટલી દુઃખકારક લાગતી નથી. એ શીવાય તું એક બીજી ભુલ કરે છે, તે એ કે, તારાં પોતાનાં દુઃખનો ભાર તું એકલોજ વહે છે; તેના કરતાં તે વાત તારી સ્ત્રીને કહીને તારાં દુઃખનો અર્ધો ભાગ તેના ઉપર નાખીશ તો સારૂં. એમ નહી કરવાથી બે અંતઃકરણને એકત્ર રાખનારી જે પ્રીતી તેને આંચકો લાગશે એવી મને બીક લાગે છે. પોતાના વીચાર અને ઇચ્છા એક બીજાને ખુલ્લી રીતે સંભળાવવાથીજ પ્રીતી દ્રઢ રહે છે; નહી તો તે ઢીલી પડવાને લગાર પણ વખત લાગતો નથી. તારૂં મન ઠેકાણે નથી એ વાત તારી સ્ત્રીને જણાઈ આવી હશે એમ મને લાગે છે; કારણ કે સાચા માણસની સાથે કોઈ પણ જાતની ઠગાઇ કરતાં ફાવતી નથી. દુઃખ હશે કે ગમે તે હશે, તોપણ તેને તે સાંભળવાની ઈચ્છા હોય એ સ્વભાવીક છે. માટે આ વાત તેને ન જણાવવાથી પોતાને તરછોડવા માટે તથા અપમાન માટે તેને દુઃખ થશે એમાં બીલકુલ શક નથી."

આ પછી માણેકજી બોલ્યો, "ભાઈ, તમે જે કહો છો તે બધું ખરૂં છે, પણ હું તેના બધા ઐશ્વર્યની ઘાત કરનારો છું. હું તેને શું કહું? તારો વર ભીખારી દરીદ્રી થઈ ગયો છે એમ કહું? બધું આયુષ્ય તારે દુઃખમાં અને નીચ અવસ્થામાં કાઢવાનું છે એવું તેને હું શી રીતે કહું? મારી સાથે ગરીબ અવસ્થામાં અને નીચ લોકોની સાથે રહેવા ચાલ, એવું મારાથી તેને શી રીતે કહેવાય! અફસોસ! અફસોસ!! આ શું? 'હુંજ તારાં સર્વે સુખનો ઘાત કરનારો છું! તને સર્વે બટેલ્યો લોકોમાંથી દુઃખરૂપી અંધારામાં લઈ જનારો તે હું' એમ કહું? ઓહો! ઓહો!! તે બીચારી પોતાના દગેરાના જનમંડળમાં ખુશીથી રહો અને સર્વ

લોકોને સુખ આપો. તે ફકીરદશા શી રીતે વેઠશે? ખરેખર, તેને જો આ વાતની ખબર પડશે તો તેનું કોમળ હૈયું ખચીત કરમાઈ જશે-એમાં બીલકુલ શક નથી."

મેં વીચાર્યું કે હમણા એના શોકરૂપી સાગરને પુર્ણ ભરતી આવી છે અને થોડો વખત ગયા વગર તે એકાએક ઓછી થવાની નથી. એણે પોતાનું દુઃખ આટલા બધા દહાડા દાબી મુકવાથી હમણા જ્યારે તેને જરા રસ્તો મળ્યો છે, ત્યારે તે મોટા વેગથી બહાર પડે છે, તેને પ્રતીબંધ કરવો વ્યર્થ છે. એકાએક જ્યારે જળ પ્રલય થાય છે ત્યારે તેનો પ્રવાહ ફાટીને પૃથ્વી જળમય થયા શીવાય બીજો ઉપાય નથી.

"સરોવર જ્યારે પાણીથી ખુબ ભરાય છે તે વખતે તેનો બાંધ ફોડવા શીવાય બીજો કાંઇ ઉપાય હોતો નથી; તેમજ હૃદયમાં જે વખતે શોકનું પુર આવે છે તે વખતે રૂદનથી તે સમાવવા સીવાય બીજો કાંઈ ઉપાય નથી." આ અનુભવસીદ્ધ વચન આ વખતે મને યાદ આવ્યું, માટે મેં કાંઇજ ન બોલતો તેમને તેમ બધું રહેવા દીધું. થોડા વખત પછી તેને આવેલો આવેશ ઓછો થઈ ગયો એમ જ્યારે મેં જોયું ત્યારે હળવે રહીને તેની સાથે બોલવાને મેં આરંભ કર્યો. મેં કહ્યું, "એમ નહી, તું ગમે તેમ કર તોપણ આ હકીકત તારી સ્ત્રીને સંભળાવવી જોઈયે." આખરે તેણે મહા મુસીબતે હા કહી. તેનો મારા કહેવા પ્રમાણે વીચાર ફરેલો જોઈને મને ઘણો આનંદ થયો.

મેં કહ્યું, "કેમ ભાઈ, આ વાત તેને સંભળાવ્યા વગર છુપી શી રીતે રખાય! તેને કહેવાની શું અગત નથી? જે પ્રમાણે તારી સ્થીતી બદલાઈ છે તે પ્રમાણે તેની સ્થીતી પણ બદલાવી જોઇયે. એટલુંજ નહી પણ"—આટલું કહેતામાં તેની સ્થીતી તેને યાદ આવીને તેના અંતઃકરણમાં શોકની લેહેર ઉઠેલી જોઈને મેં તરતજ કહ્યું, "મારા કહેવાથી માઠું લગાડીશ નહી; મને ખાતરી છે કે આવું બહારનું દાનીકપણું તને ગમતું નથી; અને તને તે કોઈ દહાડો પસંદ પડવાનું નથી. તારે ખરા ભાઈબંધો છે તે જો તું નીચ અવસ્થામાં રહીશ તો શું તને ભુલી જશે? સુખ પ્રાપ્ત થવાને કાંઇ મોટી હવેલીની જરૂર હોય છે એમ નહી; તું તારી પ્રીયાની સાથે ગમે ત્યાં સુખી રહીશ."

તે મોટથી એકદમ બોલી ઉઠયો "તેની સાથે હું જ્યાં હોઈશ ત્યાં સુખી થઇશ. ગમે તો નાની ઝુપડીમાં રહીશ, કે ભીખારી થઈશ, કે ગમે ત્યાં જઈશ, તોપણ મારી પ્રીયાના સુખકારક સમાગમમાં રહેવાને હું ઘણો ખુશી છું. બસ–મારે કબુલ. પરમેશ્વર તેને સુખમાં રાખો એટલે થયું. મારા વીશે મને બીલકુલ દરકાર નથી."

આ પ્રમાણે તે દુઃખથી પીડાયલો અને પ્રેમયુક્ત હૃદયથી બોલતો હતો એટલામાં હું તેની પાસે ગયો અને ઘણાં હેતથી તેનો હાથ પકડીને કહ્યું, "માણેકજી, તું મારા આ શબ્દ ધ્યાનમાં રાખ, હું તને કહી રાખુંછું કે તારી સ્ત્રી પણ તારી સાથે તેવીજ રીતે રહેશે; એટલુંજ નહી પણ તું નક્કી જાણજે કે એવી સ્થીતીમાં રહેવું તેને સુખકારક લાગશે. આવી વખતેજ સ્ત્રીઓના સ્વભાવીક ગુણ ધીરજ, ઉત્સાહ વગેરે જે અંતઃકરણમાં ઢંકાએલા હોય છે તે તેની મેળેજ પ્રગટ થાય છે. તારા ઐશ્વર્યની લોભી થઈને નહી, પણ એક નીશ્ચયથી તે તારા ઉપર પ્રીતી કરે છે એમ તને લાગશે. આ વાત તને બતાવવાનો અવસર સહજ આવ્યો છે તે જોઇને તેને આનંદ થશે. દરેક સ્ત્રીના ખરા પ્રેમયુક્ત હૃદયમાં એક ઈશ્વરી અંશનો દીપ હંમેશ પ્રકાશમાન હોય છે. સુર્યના પ્રકાશમાં જે પ્રમાણે દીવો નજરે પડવાને અશક્ય હોય છે, તેજ પ્રમાણે તે સંપતીના તથા મોજ શોખના ખરા દહાડામાં દેખાતો નથી. પણ વીપત્તીરૂપ અત્યંત અંધારામાં તેની પુર્ણ પ્રભા દેખાય છે, અને તેથી જોનારનાં હૃદયને ઘણોજ હર્ષ થાય છે; કોઈને પણ પોતાની સ્ત્રી કેવી હોય છે તે પ્રથમ સમજાતું નથી; પણ કાળના હાથમાં જે વખતે તે સપડાય છે, તે વખતે તેની પુર્ણ યોગ્યતા માલમ પડી આવે છે; તે વીના સમજાતી નથી."

મારાં આખાં ભાષણમાં ખરાનો સંભવ ઘણોજ હતો અને બોલવાની ઢબ ઘણીખરી અલંકારયુક્ત હતી. આ કારણથી મારૂં બધું કહેલું માણેકજીનાં અંતઃકરણમાં ઉતર્યું.

હું કેવા માણસની સાથે બોલુંછું તે પહેલેથીજ જાણતો હતો, માટે હું એકસરખું આગળ બોલતો ગયો. મેં જે કહ્યું તે બધું તેને ખરૂં લાગતું હતું ને તેને તે ધીક્કારી કાઢે નહી માટે તેનાં મનમાં મેં તે વીચાર પુર્ણ રીતે ઉતાર્યો. આખરે, "મારી સ્ત્રીને આ હકીકત કહીશ" એવું તેની પાસેથી વચન લીધું; અને કહ્યું કે આ વખતે આ વાત તારી સ્ત્રીને કહીને તારૂં દુઃખ ઓછું કરવા શીવાય બીજો ઉપાય નથી. આ વખતે આજ કરવું યોગ્ય છે.

હું ખરૂં કહુંછું કે હું જે આટલી વખત બોલતો હતો તે બધું ખરૂં છે; પણ આખર આ પ્રકરણનો શો પરીણામ થાય છે તે વીચારમાં હું હતો; કારણકે જુવાન સ્ત્રીનો શો ભરોસો? જેને હંમેશાં સંપત્તીના ઠોળ તથા વીલાસમાં રહેવાની ટેવ, તેનું મન કેવું હશે તે કોણ કહી શકશે? જુવાનીના પુરથી માણસનું મન ચંચળ થાય છે, અને મોટાં મોટાં કામો કરવાં એવી ઇચ્છા તેના મનમાં આવે છે. તેને હમેશાં સુખમાં રેહેવાની ટેવ હોવાથી આવી દુઃખકારક દરીદ્ર સ્થીતી જોઈને કદાચ તેનાં મનમાં શા વીચાર આવશે તે કોણ જાણે, અને જો તેનો સ્વભાવ હઠીલો અને નીષ્કાળજી થશે અથવા તો હંમેશનાં સુખની આશા કરશે તો તેના દુઃખથી પીડાયલા પતીને વધારે દુઃખ આપશે. પૈસાદાર તથા વીલાસી લોકોને વીપત્તીની વખતે ઘણીજ અડચણો સહન કરવી પડે છે, તેમજ વારંવાર લોકોનાં નીચ ભાષાણો સાંભળવાં પડે છે એ ખરૂં છે. હવે એક તરફ જુવાનીની ચંચળ વૃત્તી અને સુખમાં રહેવાની ટેવ અને બીજી તરફ ગરીબ સ્થીતી અને તેનાં દુઃખો, એવી સ્થીતી છે, માટે મેં હાથમાં લીધેલાં આ પ્રકરણનો શો પરીણામ થયો હશે તે કોણ જાણે?

બીજે દહાડે કહેવા મુજબ માણેકજી મારે ઘેર આવ્યો, તેણે કહયા પ્રમાણે બધી હકીકત તેને સંભળાવી હશે એવું જાણીને મેં પુછ્યું, "કેમ, શું થયું ભાઈ?"

માણેકજીએ કહ્યું "બધું ઠીક થયું. ધીમે ધીમે મેં તેને બધી હકીકત સમજાવી તે સાંભળીને ઉલટું તેનાં મનને ઘણું સમાધાન થયું. તેણે મારી પાસે બેસીને કહ્યું 'ખરેખર, આટલા દહાડા તમારા શરીરને ઠીક ન હતું તે આથીજ કે? વારૂ, હવે તેનું કેમ ધાર્યું?' આ શબ્દ મારાં મનમાં હજી બળ્યા કરે છે. પણ અરેરે! તે બીચારી ભોળીને શું ખબર પડે? હવે આપણી સ્થીતીમાં કેવા ફેરફાર કરવા પડશે તેની હજી તેને ખબર નહી હશે. ગરીબ સ્થીતી એટલે શું એ તેને માલમજ નથી, અડચણો સહન કરવાનો અનુભવ એને નથી. ફક્ત વાતો અને નાટકોમાંથી એ વીષે એણે સાંભળ્યું હશે તેટલુંજ. હંમેશાની મળતી ચીજો જ્યારે બંધ પડશે અને તેના બદલે હલકી ચીજો વાપરવી પડશે, ત્યારે સુખ કેવું છે તેની તેને ખબર પડશે. દરીદ્ર સ્થીતીમાં રહેશે અને અપમાન સહન કરવાં પડશે ત્યારે આ બધાંની પરીક્ષા થશે."

મેં કહ્યું "વારૂ, બધામાં સમજાવવાનું જે સૌથી અઘરૂં કામ તે તો પાર પડ્યું, હવે લોકોમાં તારી નીચ સ્થીતી પ્રગટ કરીશ એટલે થયું; લોકોને પોતાનું કમનશીબ બતાવવું એ પેહેલાં જરા

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૫ મું—રીવર પ્લેત.



૧૭—ત્રણ નઉકાશાસ્ત્રીઓ.

હમે મંગલવાર તા૦ ૫ મી સપટેમબરનાં નીકળેલાં સાતમે દહાડે સહવારના આઠ વાગે "મોનતી વીદો" નાં બંદરમાં લંગર નાખ્યું; હમુને માલમ પડયું કે તેઓ હમારી આવવાની રાહ જોતાં હતાં, કારણકે થોડા વખતમાં હમારી સ્ટીમર ઉપર કોઈ આજારી ન હોય કરી જોવા સર્વેથી પહેલાં ડાકટર આવ્યા; ત્યાર પછી એક મનવાર ઉપરના અમલદાર હમુને કાંઈ પણ મદદ જોઈતી હોય તે આપવા આવ્યા; અને થોડા વખતમાં મેજર મનરો જેવણ આ જગ્યાના કોનસલ છે, તેવણ તરફથી એક આગબોટ હમારાં સર્વેનાં કાગજો તથા વર્તમાન પત્રો લઈ આવી.

"મોનતી વીદો" નો દેખાવ પાણીમાંથી જોઈએ તો કાંઈ દબદબા ભરેલો નથી. બંદરની સામી બાજુએ એક "સીરો" નામની ૪૫૦) ફીટ ઊંચી ટેકડી છે, અને શેહરની બીજી બાજુએ "સેરીતો" ની ૨૦૦) ફીટ ઊંચી ટેકડી છે; એ બે ટેકડીઓ સીવાય આ મુલકની જગ્યા સપાટ અને કાંઈ પણ ઝાડપાન વગરની છે.

નાસ્તો ખાધા પછી હમે તુરતજ કીનારે ગયાં, કે જ્યાં તેઓ નાહાનાં વાહાણોના બચાવને માટે એક ડંકો બાંધતા હતા, અને જે પુરો નહી થવાને લીધે હજી સુધી પાણીની સપાટી ઉપરથી દેખાતો હતો નહી; એનું પરીણામ એ થયું કે હમોએ અર્ધો માઈલ સુધી તે ડંકાનાં ડુબી ગયલાં કામ તરફ હંકારયું, પણ સારે નસીબે કાંઈ પણ નુકસાની ખમ્યા વગર હમે જલદીથી પેલે પાર ઉતરી શકયાં. મછવામાંથી બહાર આવતાં હમુને માલમ પડયું કે હમો "કસતમ હાઉસ," ની સામે ઉતરયાં હતાં, જે ઈમારત વધારે બારીકાઈથી જોવા હવે હમોએ સરૂ કીધું.

અહીં એક "હોતેલ ઓરીએનતલ" નામનું ઘણું મોટું હોટેલ છે, તેનો દેખાવ બહારથી ઘણો સારો લાગે છે, તેમજ અંદરથી સંગેમરમરના પથરના બનાવેલા ચોક અને ઊંચા ઓરડાઓ હોય છે, જેથી ગમે એવી ગરમી હોય તો પણ ઠંડક રહે છે. રસ્તાઓ સારા અને પોહોળા છે, પણ વચમાં મોટા મોટા ખાડાઓ હોય છે, જેથી મને અજાએબી લાગે છે કે એની ઉપર ગાડીઓની કમાન કઈ રીતે ચાલતી હશે. ઘરો ઘણાં ખરાં ઈટલી દેશનાં ઘરો સાફક બાંધેલાં છે, અને ભોંયતળ્યાંની દરેક બારીઓને આ જગા ઉપર વારંવાર હુમલો થાય છે તેની સાવચેતીમાં લોખંડની ગરાર નાખેલી હોય છે. ઘરોને માથે છાપરું હોતું નથી પણ ખુલ્લી અગાસીઓ રાખવામાં આવે છે. પૈસાદાર વેપારીઓનું રહેવાનું મુકામ "પાસીઓદેલ મોલીનો" નામની શેહરમાં જે સર્વેથી ઉત્તમ જગ્યા છે, ત્યાં છે. હમુને પાછાં ફરતી વેળાએ ઘણાંએક મોટાં ખાલી ગાડાંઓ મળ્યાં, જેને બેથી બાર બળદો ખેંચે છે, અને જેને એક માણસ ઘોડા ઉપર બેસી આર ભોકી હંકારે છે.

મંગલવાર, તા૦ ૧૨મી સપટેમબર—હમે લંગર ઉઠાવી ચાલુ કીધું, અને જ્યારે હું તુટક ઉપર આવી ત્યારે ઝઝકળું પડતું હતું. "રીવર પ્લેત" આ જગ્યા ઉપરથી એકસોથી પણ વધારે માઈલ પોહોળી છે, અને કીનારાઓ તદન સપાટ હોવાથી કાંઈ જોવાનું નથી; આખો દીવસ હંકારયા પછી હમે રાતના સાહડા દસ વાગતે "બોનસ એરીસ" થી દુર લંગર નાખ્યું.

બુધવાર, તા૦ ૧૩ મી સપટેમબર—નદી ઘણી પોહોળી, કીનારો નીચો, અને હમે ઘણાં દુર હોવાના સબબથી હમે દીવસનાં અજવાળાંમાં પણ શેહેર જોઈ શકયાં નહી. નવ વાગે હમારી સ્ટીમર ઉપર એક જરમન કપટાન આવ્યો જેઓએ હમુને કહ્યું કે તમો તો "બોનસ એરીસ" થી આઠ માઈલને છેટે છેઓ. તોમે તેવણ સાથે કીનારે જવાનો બંદોબસ્ત કરયો, અને હમે તરતજ નીકળ્યાં. બે કલાક હંકારયા પછી હમે એક નાહાના મછવામાં બેઠાં, જેણે હમુને કીનારા ઉપરનાં પગથયાં આગળ ઉતારયાં. કીનારે ગયા પછી હમારૂં પહેલું કામ તો "રેસેરીઓ" જવા સારૂ એક પાઈલતને હમારી નોકરીમાં રાખવાનું હતું. હમે સર્વેથી સરસ માણસને તેડાવી મંગાવ્યો, પણ તેણે ત્યાં પાણી ઉંડાં નથી અને જો સ્ટીમર રેતીમાં બેસી જાય તો નીકળતાં ઘણા દહાડા લાગે કરી હમુને હમારી "સનબીમ" માં જવા ના કહ્યું, તે સબબથી હમે એક નદી ઉપરના મછવામાં જવાનો બંદોબસ્ત કીધો.

થોડા અહસ્યોની દેખરેખ હેઠળ હમે "સેનત્રલ રેલવે સ્ટેશન" ઉપર જઈ "રીવર પ્લેત" ના કીનારા ઉપર ગયાં. ત્યાંનાં તીજોરીખાનાંમાં સાઠ લાખ રૂપયા રોકડા ત્રણ મોટી તીજોરીઓમાં બંધ કીધેલા હતા, તે સીવાય બે કરોડ રૂપયાની

નોટો તથા સરકારી કાગળ્યાંઓ હતાં. આ બેંકની "રોસેરીઓ" ગામની શાખામાંથી એકવાર સરકારી માણસોએ એક લાખ પચાસ હજાર રૂપયાની ચોરી કીધી હતી, કે જેવો બનાવ આગલ કદી પણ બન્યો હતો નહી.

પછી વખત હોવાથી હમે ગામ જોવા ગયાં, જ્યાંનાં ઘરો બીજાં "સાઉથ અમેરીકાનાં" શેહેરોની માફક ચોખંડા ટુકડાઓમાં બાંધવામાં આવે છે; અને રસ્તાઓ એક સરખા સીધા બાંધેલા અને એક બીજાના છેડાથી સરૂ થતા હોય છે. એ શેહરની વચમાં એક મોટો બાગ છે, ત્યાં એક દેવલ તથા નાટકશાળા પણ છે.

બેસપતવાર, તા૦ ૧૪ મી સપટેમબર—આજે સહવારના સાત વાગે પાઈલતે આવીને હમુને કીનારાની આગળ લઈ જવાની કોશેશ કીધી; પણ પાંચ માઈલ ગયા પછી હમુને પાછું લંગર નાખવું પડયું. આસરે દસ વાગતે હમે પાછાં મછવામાં કીનારે આવ્યાં, અને જે બાલની ગુંથેલી શાલોને માટે "સાઉથ અમેરીકા" વખણાયલું છે, તે શાલો જોવાને એક જાણીતી વખાર તરફ હમારો રસ્તો લીધો. એ શાલ એક ગરીબ ભીખારી તેમજ સઉથી મોટી પદવીવાલો અમલદાર પણ પેહેરે છે. એની કીમત લગભગ ત્રણસોથી આઠસો રૂપયા તુલીકની હોય છે, પણ કેટલીક હલકી કીસમની બસો રૂપયે પણ મળે છે. હમોને ત્યાં એક માણસ મળ્યું, જેણે હમુને કહયું કે તે ત્રણસો રૂપયાની એક શાલ આસરે ત્રીસ વરસ થયાં વાપરે છે, અને તે જુની થવા છતાં હમુને તદન નવી જેવીજ લાગતી હતી. હમે એ શાલો જોયા પછી થોડાક દોસ્તો સાથે નાસ્તો લીધો, અને "કેમપાના" જવા બપોરના આગગાડીમાં ઉપડયાં. થોડેક ટુકે ગયા પછી અમારી નજરે જંગલી કુતરાઓનાં દર માલમ પડયાં, કે જેની બાહરની બાજુએ બબે જંગલી ઘુવડો જાણે પોહોરેગીરો ચોકી કરતા હોય તેમ બેઠેલાં હતાં. એ પક્ષીઓ અને કુતરાંઓ એક એક સાથ ઘણાં મળી ગયલાં માલમ પડતાં, અને કદાચજ તેઓ જુદાં દેખાતાં. એ ઉપરાંત મેઢાંના ટોળાં, જંગલી કબુતરો, જળ કુકડીઓ, હાંસો, બટકો, બગલાંઓ અને રાજહંસો વારે ઘડીએ નજરે પડતાં હતાં. તારના થાંભળાને માથે પક્ષીઓના માળાઓ માલમ પડતા, કે જે મટોડીના બનાવેલા હતા અને જેની અંદર જાણેકે ફરેકાર ભરી લીધી હોય તેમ ખુલા બે ઓરડાઓ દેખાતા હતા.



૧૮—જંગલી કુતરાંઓ તથા ઘુવડો.

હમે ચાર વાગે "કેમપાના" આવી પુગયાં, અને તરતજ બોટમાં બેસી "પુરગે" સ્ટીમર ઉપર ગયાં.

સુકરવાર, તા૦ ૧૫ મી સપટેમબર—આજે સહવારે ૭ વાગે એક ભારી તોફાન અને ગગડાટથી હમે સંઘળાં ચોંકી ઉઠયાં, કે જ્યારે ધોધબંધ વરસાદ પડતો હતો, અને હમે પોણા નવ વાગે "રોસેરીઓ" લંગર કીધું ત્યાં સુધી વરસાદ ચાલુ રહયો. અરધા કલાક પછી હમે ઉતરયાં અને ખરબચડા રસ્તાઓ ઉપરથી "યુનીવરસલ હોટેલ" તરફ બંધ ગાડીઓમાં ગયાં. આ હોટેલ એક રોનકદાર મોટી ઈમારત છે, જેમાં પણ સંગેમરમરના ચોકો, ઝાડો, રોપાઓ અને ફુલો જથ્થાબંધ છે. "બોનસ એરીસ" ની માફક "રોસેરીઓ" પણ ચોરસ આકારમાં બાંધેલું, રસ્તાઓ કાળા અને સફેદ સંગેમરમરના પથરોથી જડી લેવામાં આવ્યા હતા, જેમાં દરેક મોહોલાનાં નાકાં સુધી ટ્રામ ગાડીઓ દોડે છે. બપોરના જમ્યા પછી હમે એક ખાસ ટ્રેનમાં "કારકારાના" ઉપડી ગયાં. એ ખાસ ગાડી સાથે બે માલની ગાડીઓ જોડેલી હતી, જેમાંની એક ઘોડાઓથી ભરપુર હતી, અને બીજીમાં આપણી વીકટોરીયા ગાડીના આકારની મોટાં ચકરની એક રોનકદાર ગાડી હતી. થોડીક મુસાફરી કીધા પછી હમે "રોલદન" આવી પુગયાં. હમે બધાં અહીં ઉતરયાં, ઘોડાઓને ગાડીમાંથી બહાર કહાડવામાં આવ્યા, અને તેઓપર જીન અને સામત નાખી સઘળા અહરથો સાથે હમે ખબોચ્યાંથી ભરેલા રસ્તાઓ ઉપરથી સવારી કરવા માંડી.

હમારી ઘોડા ઉપરની મુસાફરીનો છેડો એક અંગ્રેજી અમલદારના કારખાના આગળ આવ્યો, જ્યાંથી હમે પાછાં ફરયાં અને આગગાડીમાં બેસી "કારકાનદા" માટે ઉપડયાં, કે જે હવે પછીનું બીજું સ્ટેશન હતું.

"કારકાનદા" વેલાતના "થાઈતન" અને "રીચમન્ડ" જેવું હમુને લાગ્યું; તે "કારકનલ" નદી ઉપર આવેલું છે, અને દરરોજ સ્ટેશનથી તે નદી સુધી લોકોને ત્યાં નાહવા લઈ જવા દહાડામાં બે વખત ઓમનીબસો દોડે છે. સ્ટેશનની પાસે બે ફ્રેંચ ઓરતોથી ચાલતું એક ઘણું સુંદર હોટેલ છે, ત્યાં "રોસેરીઓ" ના લોકો વારે ઘડીએ ખાવા અને થંડી લેહરીની મોજ ચાખવા આગગાડીમાં આવે છે. હમે આવ્યાં ત્યારે ઘણું અંધારું થયલું હતું તેથી તે શેહર બરાબર જોઈ શકયાં નહી, તો પણ તે ભીના રસતાઓ ઉપરથી પાધરાં ધરમશાળામાં ગયાં, કે જ્યાં હમુને ઘણું સ્વાદીષ્ટ ફ્રેંચ પકવાન મળ્યું. એક દહાડો અગાઉ ત્યાં લગન થયાં હતાં, પણ આખો દીવસ ઘણો ઘેરાયલો રહેવાથી તેઓને પાંચ છ કલાકો સુધી બતીઓ બાળવી પડી હતી. રાતના ખાના પછી હમે પાછાં હમારી ખાસ ટ્રેનમાં બેઠાં અને સાડા નવ વાગે તદન થાકી ગયલાં રોસેરીઓ આવી પુગાં.

[સાંધણુ છે.]

હીરાંબાઈ ન૦ મો૦ પટેલ.

# રમુજે ફુરસદ.

### ૧—ઉખ્યાણું.

નીચલી આકૃતી પ્રમાણે દરેક વાક્યના અરથો કહાડી બરાબર ગોઠવો, અને તેની ઉભી લીટી વાંચશો તો એક નામીચી બાનુંનું નામ આવશે.

| | | |
|---|---|---|
| ૦ ૦ ૦ ૦ ૦ | ૧. | મરણ. |
| ૦ ૦ ૦ ૦ | ૨. | એક ન્તણીતી ઓખર. |
| ૦ ૦ ૦ | ૩. | એક જાતની માછલી. |
| ૦ ૦ | ૪. | પાણી. |
| ૦ | ૫. | કવીતામાં છું પણ ગીતમાં નથી. |
| ૦ ૦ | ૬. | છાપો યા જગાત. |
| ૦ ૦ ૦ | ૭. | વાવટોળ. |
| ૦ ૦ ૦ ૦ | ૮. | પલતન. |
| ૦ ૦ ૦ ૦ ૦ | ૯. | એક મુસલમાન શખસનું નામ. |

મેસ દારલીંગ.

### ૨—ઉખ્યાણું.

તે શું છે કે જે મજુરો રોજ જોય છે, રાજાઓ કોઈ કોઈ વેળા જોય છે, અને ખુદાએ જોયો નથી ને કદી જોશે પણ નહી.

મીસ શીરીન ફેરાંગરોઝ સાતીનનાં (કરાંચી.)

### ૩—ઉખ્યાણું.

કાળો છું પણ કાગ નહી,
લાંબો છું પણ સાંપ નહી;
તેલ ચડે હરમાન નહી,
ફુલ ચડે મહાદેવ નહી,
જે આએ ઉખ્યાણું પારખે નહી,
તેને "સુંદર પંચાંગ" મલે નહી.

મીસ ન્તા૦ એ૦ પુ૦

### ૪—ભેદી વાક્ય.

નીચલાં વાક્યમાં જયાં જયાં આંકડા મેળયા છે ત્યાં અક્ષરો મુકી ઉકળાનો:—

હમારે ત્યાં ૧૨ાા કુતરો છે. તેની ૯૭ હમે ઘણી ૧૭ રાખીયે છે. ૧ દીને તે એનો હ૯ાા ઓર થયો કે ૧૭ ફીરોઝનાં ભેણુંમાંથી ૨૦ાા નો કટકો લઈ નાઠો.

બાઇ દી૦ આર૦ એમ૦ દારૂવાળા (શીગાંમ.)

### ૫—ઉખ્યાણું.

મને તમે ખાઓ છો પણ જોતાં નથી. ગળો છો પણ ચાવતાં નથી. શરીરમાં દાખલ કરો છો પણ હજમ કરતાં નથી. તમે મને તમારાંમાં લેવો છો પણ રાખી શકતાં નથી, અને તોપણ તમને મારા વગર ઘડી પણ ચાલતું નથી. ત્યારે હું કોણ?

મીસ ગુલબાનું જાહાંગિર પટેલ (અમદાવાદ.)

### ૬—ભેદી હીસાબ.

પીસતાલીસની સંખ્યાના એવી રીતે ચાર ભાગ કરો, કે જો પેહલામાં બે ઉમેરે, બીજામાંથી બે બાદ કરે, તીજાને બેએ ગુણે, અને ચોથાને બેએ ભાગે તો સરવાળો, બાદબાકી, ગુણાકાર, અને ભાગાકારનો જવાબ એકજ સરખી સંખ્યા આવે.

## ખોલાસો ગઈ વેળાનો.

૧—પૃથ્વીનો નકશો.
૨—૧. સકતી, ૨. દરીયો, ૩. ગુલાબ, ૪. નમનતાઈ.

| | | |
|---|---|---|
| | સ | |
| | ૦ | |
| ૬૦ | | ૭ન |
| | ૦ | |
| | ગુ | |

૩—૧. કન્યા દર્પણ, ૨. ચણાં પાપરી, ૩. તપકીર, ૪. કસતર.
૪—આવરદા.
૫—

મી
ક સ મ
મી સ રો ની ગ
પ ની ર
ગ

## ખરા જવાબો લખી મોકલનાર મુંબઈ ખાતેની બાનુંઓનાં નામો.

બાઈ રતનબાઈ ફ્રરામજી મોદી ૧, ૨, ૩, ૪, ૫. બાઈ બાઈ. જ. હીક ૧, ૨, ૩ (૨) (૩) (૪), ૪, ૫. બાઇ બીખીબાઈ દાછભાઇ દાદાભાઈ બારીયા ૧, ૩ (૨) (૩) (૪), ૪, ૫. બાઈ દોસીબાઇ પેસનનજી ૧, ૨, ૩, ૪, ૫. બાઈ હી. ફે. બી. ફુબાસ ૧, ૨, ૩, ૪. બાઈ જા. તે દા. ૧, ૨, ૩, ૪, ૫. બાઈ દીનબાઈ પે. સગાફ ૧, ૨, ૩ (૧) (૨) (૪), ૪, ૫. બાઈ દીનબાઈ પહાલણજી માશતર ૩, ૪, ૫. ગરૈસ ફારસીગ ૨, ૩ (૪), ૪, ૫. બાઈ પીરોજબાઈ એદલજી મર્શાની ૧, ૨, ૩, ૪, ૫. મીસીસ ખ. હી. ના. ૧, ૩ (૨) (૩) (૪), ૪, ૫. મીસીસ P. લાલા ૩ (૧) (૩) (૪), ૪, ૫. Miss A. D. Pochajee ૩ (૧) (૨) (૪), ૪. મીસ જા. મી. પ્ર. ૧, ૨, ૩, ૪. બાઈ મેહરબાઈ દોરાબજી ચીનાઈ ૨, ૩ (૧) (૩) (૪), ૪, ૫. મીસીસ નગીનદાસ, ગણુજીવનદાસ ૧, ૩ (૧) (૩) (૪), ૪, ૫.

## દેશાવરની બાનુંઓનાં નામો.

બાઈ ખરસેદબાઈ મેહરવાંનજી પટેલ (માહીમ) ૧, ૩, ૪, ૫. બાઈ હી. આર. એમ. દારૂવાલા (શીગાંમ) ૨, ૩, ૪, ૫. બાઈ D. S. N. (ખડકી) ૧, ૨, ૪, ૫. મીસ ગુલબાનું જાંગીરજી પટેલ (અમદાવાદ) ૫. મીસીસ નરીમાન રતનજી તુરીવાલા (નાગપોર) ૧, ૩, ૪, ૫. મીસીસ ગુલબાઈ મનચેરશા (મઉ) ૧, ૩, ૪, ૫. મીસીસ એદલજી કાવસજી પટેલ (ખંડવા) ૧, ૩, (૨) (૩) (૪), ૪. મીસીસ માણેકજી ધનજીભાઈ ફ્રામ્રિરમેન (ઈગતપુરા) ૩ (૨) (૩) (૪), ૪, ૫. બાઈ મિઠાબાઈ તથા મમાઈ (ઈગતપુરા) ૩, ૪, ૫. બાઈ આવાંબાઈ મેહરવનિજી અરદેસર (મઉ) ૧, ૩, ૪. બાઈ D. N. Khory (મઉ) ૪, ૫. બાઈ ધનબાઈ માણેકશા મનચેરજી મેહતાફરામના (આણંદ) ૧, ૩ (૨) (૩) (૪), ૪. મીસ શીરીન ફરાંમરોઝ સાતીનનાં (કરાંચી) ૧, ૩, ૪, ૫. બાઈ આઈમાય કુંવરજી મસાલાવાલા (મઉ) ૪. મીસ ધનમાય ડી. માણેકસાના (સુરત) ૩ (૪) ૪, ૫. મીસીસ ખોરસેદ બેહરામજી દસ્તુર (હૈદરાબાદ) ૧, ૨, ૩, ૪, ૫. મીસ હોલીબાઈ પહાલણજી મનચેરજી પુણેવાલા (બિલગામ) ૧, ૩ (૨) (૩) (૪), ૪, ૫. મીસીસ રતનજી ફરામજી પટેલ (બિલગામ) ૧, ૩ (૨) (૩) (૪), ૪, ૫. મીસ સુનાબાઈ સોરાબજી મસાલાવાલા (મઉ) ૧, ૩, ૪. બાઈ જરબાઈ રૂસતમજી કારાંતી (નાગપોર) ૧, ૩ (૩) (૪), ૪, ૫. બાઈ ખરશેદબાઈ કુંવરજી મીસતરી (બિલગામ) ૧, ૩, ૪, ૫. બાઈ પુતલીબાઈ પીરોશાહ (બિલગામ) ૧, ૩, ૪, ૫. બાઈ રતનબાઈ સોહરાબજી વાડીઆ (નાંદેર) ૧, ૩ (૪), ૪, ૫. મીસીસ જાંહગીરજી જમશેદજી કુબાદ (મઉ) ૧, ૪. બાઈ મેહરબાઈ બમનશાહ ઘીઆ (ઈડર) ૧, ૩, ૪. મીસીસ સુનાબાઈ મનચેરશાહ આરફ્તીયા (વલસાડ) ૪. બાઈ અનુંબાઈ મિઠાભાઈ વલસાડા (કરાંચી) ૧, ૨, ૩, ૪, ૫.

હમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાંની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

બાઈ જા. તે. દા.

હમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

બાઈ અનુંબાઈ મિઠાભાઈ વલસાડા (કરાંચી.)

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં ના૦ ૨૯ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને માટે ફ્રરામજી કાવસજી મેહતાએ છાપ્યું છે.




## ભરતકામ કરનાર શોખીન બાનુંઓને એક અગત્યની ખાસ ખબર.

હમારે ત્યાં નીચે જણાવેલે ઠેકાણે ભરતકામને લગતો સામન કીફાએત ભાવે વેચવાનો છે.

સોજી કાલા રંગની તકાઉ મખમલ ઉપર જાત જાતના ફુલ પાનના વેલાથી છાપેલા ગાડીમાં મુકવા લાએક તકીઆ.

**કીંમત તકીઆ ૧) નો રૂ૨ા સવા.**

સોજી કાલા રંગની તકાઉ મખમલ ઉપર જાત જાતના ફુલ પાનથી છાપેલી છોકરાંઓના પેહેરવાસ લાએક તોપીઓ.

**કીંમત તોપી ૧) ના ૦ા~ આના પાંચ.**

સોજી કાલા રંગની તકાઉ મખમલ ઉપર જાત જાતના ફુલ પાતરાંના વેલાથી છાપેલી મરદોને પેહેરવા લાએક સ્લીપર.

**કીંમત જોર ૧) નો રૂ૧)**

ભરતકામમાં વપરાતાં મખમલના તરેહવાર રંગીન ખુદરતને મલતાં ફુલ પાતરાં ઘણાંજ કીફાએત ભાવે.

ફકત એક દોઢીઆની કીંમતનો પોસ્ટ કારડ લખી નમુના મંગાવી ખાતરી કરવી.

ઉપલો માલ એક વખત જોયાથી ખાતરી કરી આપશે કે એવી સોજી ભરતકામની તરાંહ કોઈવાર બાનુંઓના ખપ મધે કેવચીતજ આવી હશે.

**મોરાબશાહની કુંપની,**

નાં૦ ૫૭, ક્રીઅર રોડ, નવે મોદીખાને.

---

## સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ.



પીઆના, આરગનો, હારમોનીઅમો, ગીતાર, ઝીઠરસ, મેનડોલાઇન, તથા જાતજાતના વાજીત્રો

મયુઝીક (ગાયન) ને લગતાં નવાં નવાં ચોપાન્યાં દર મેલે અમારે ત્યાં આવે છે.

સઘલી તરાંહનાં ડરાઇંગો તથા ચીતારો માઉંટ કરીને ઘણી સરસ રીતે ફ્રેમમાં જડવામાં આવે છે.

**સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ, મુંબઈ.**

---

## ગલીસરીન જેલી તથા કોલડ ક્રીમ

**બાનુંઓ તથા ગ્રહસ્થોને માટે.**

હમારૂં કોલડ ક્રીમ વાપરવાથી મોઢાંને તથા હાથને ખાસ સફાઈ મલશે. કીમત ૧) આંઊસના ૦ા~ બે આંઊસના પાટનો રૂ૧.

ગલીસરીન જેલી મોઢાં તથા હાથ ઉપરનાં ચાડાંને તથા ખરબચવાલી હાલાસ મારી ગયેલી ચાંમડીને ખુશનુમા બનાવે છે. કીમત બે આંઊસની સીસીના રૂ૦ાા~

ચોખું સાદું ગલીસરીન માથાં ઉપર ભરવામાં સારો ફાયદો કરે છે તથા બીજા ઉપીયોગમાં પણ ખપ લાયછે. કીમત ૧ આંઊસની શીશીનો રૂ૦ા.

**ચાંમડીનાં દરદો** જેવાંકે ખરપસુ, ચાઠાં, ફુલાતથા દરાજ, કીર, ખુંજલી વગેરેના દરદો ઉપર હમારા મલમે સારી ફતેહ મેલવી છે. તેજ પ્રમાણે દરાજ, કીર, ખુંજલી ઉપર સોલયુશન લગાડવાનું શીશીમાં બનાવયું છે, તે લગાડયાથી પુરાકલ આરાંમ થાય છે. કીમત મલમનો પાટ રૂ૦ાા, શીશીના રૂ૦ા~.

**બનાવનાર—બી. એન. મરચન્ટ,**

માંઊંનટ રોડ મુંબઈ, ઈરાનીની વાડી.

નીચલે ઠેકાણેઓથી મલી શકશે—કોટમાં પારસી બજાર સ્ટ્રીટ મંગલદાસ નાગજી કમીસટની દુકાન નાં૦ ૭, તથા કોટમાં ક રકેવાલ પોલીસની પાસે પરફ્યુમરી શોપમાં. પાયધોણી કોસટર બ્રધરસ દવાખાનાવાલા તથા ભિંડીબજાર મેરવાનજી શાપુરજી સુખડવાલાને ત્યાં અગરીયાની નવી અગીઆરીની સાંમે.

---

## ખરશેદજી મનચેરજી ભેસાનયાની કુ૦

**ચીનાઈ તથા રેશમી કાપડ વેચનારાઓ**

મુંબઇ, કોટકોટ, હારનબી રોડ, સર જમશેદજી જીજીભાઇની સ્કુલ પાસે.

**કાપડ! કાપડ!! કાપડ!!!**

હમારે ત્યાં તરેહવાર જાતનું ચીનાઈ, વીલાયતી, જેપાનીસ અને શેંગાઈનું રેશમી કાપડ સાડીઓનું તથા પોલકાઓનું અને દરેક વપરાસમાં આવે તેનું નવી નવી જાતોનું સારૂં અને સસતું મલશે તેમજ ઉનનું અને સુતરાઉ કાપડ પણ કીફાયત ભાવે મલશે.

ચીન, વીલાયત, શેંગાઈ અને જેપાનથી દર પંદર દહાડે નવો નવો માલ આવે છે.

જીક, ચીઝક અને કસબ તીલીનો સુરતી માલ ભરવા સારૂ કીફાયત ભાવે મલશે.

દેશાવરના ઘરાકોએ હમારી દુકાનની ભેટ લેવાથી ખાતરી થશે. બાહાર ગામના આરડરો ખાતરીથી બજાવવામાં આવશે.

## મુંબઈના નામદાર ગવરનર લૉર્ડ રેનાં બખતાવર બાનું લેડી રેના માન પામેલા આસરા હેઠળ.

## સ્ત્રી મિત્ર—સાંકળિયું—અકટોબર ૧૮૮૯.



# સ્ત્રી મિત્ર.



STRI MITRA : OR THE LADY'S COMPANION.

પુસ્તક ૧ લું. અક્ટોબર ૧૮૮૯. અંક ૮મો.



## મીસન બાંવાનું વસિયત.

એક ઘણી અજાયબ જેવી રસીલી વાર્તા.

### પ્રકરણ ૧૨ મું.

સાઉથેમપતનનું બંદર.




રે ઓગસ્ટાએ તેણીની આંખો ઊઘાડી ત્યારે તેણીને માલમ પડયું કે સ્ટીમર ઉપડી ચુકી હતી અને તેઓ ભર દરીએ હતાં.

તેણી ઉઠી બાલ હોરી તુટકપર ગઈ. સુરજ અસ્ત પામેલો જોઈ તેણીને લાગ્યું કે તેણી ઘણો વખત ઊંઘાઈ રહેલી હોવી જોઈએ. ડીકને લઈને, મીસીસ થોમસ જ્યાં બેઠી હતી તે તરફ તેણી ગઈ અને તેઓ સાથે થોડી વાત કીધા પછી અસ્ત પામતા સુરજનો રળીઆમણો દેખાવ જોવા ફરી. મોટા મોજાંઓ પશ્ચીમ તરફના પવનના સપાટાથી જોસબંધ ઘસડાઈ આવી વાહાણની બાજુએ અફળતા અને ફીણવાળાં પાણીના છાંટાઓ તેણીના ચેહરાપર આવી પડતા હતા; અરધા અસ્ત પામેલા સુરજની ઝાંખી રોશનીનાં કીરણો બોહળા મહાસાગરના ઉછળતા મોજાઓમાં ગુમ થઈ જતાં હતાં. દ્રષ્ટી મર્યાદાની સેંકડો માઈલ પછવાડે ફરગસન લેન્ડની ઝનુની ટેકડીઓ આવેલી હતી; ઓગસ્ટા તે તરફ તીકી તીકીને જોઈ કમકમાટથી ધ્રુજવા લાગી. થોડા વખતમાં રાતના અંધારા છાંયાએ તેનો ઝુરખો આસપાસ સઘળે પાંથરયો અને તે ટેકડીઓ ત્યાંથી ગુમ થઈ ગઈ.

જેમ રાત પડતી ગઈ તેમ આકાશ ઝવેરાતની માફક ચમકતા તારાઓથી ભરાવા લાગ્યું. પશ્ચીમ તરફથી ફુંકતા પવનનો અવાજ જંગલી પક્ષીઓનાં ગાયન મીસાલ સંભળાતો હતો, ફીણવાલા મોજાઓ જાણે તેઓના સફેદ હાથો વાહાણની આસપાસ વીંટાળી તેને ફેરી ફરતા હોય તેમ દીસતા હતા.

વાહાણ, દોરડાં અને સઢો પવનથી આમ તેમ ઝોંકા ખાતાં હતાં, અને આસપાસનો કુદરતનો દેખાવ દબદબા ભરેલો લાગતો હતો. ઓગસ્ટાએ ઉપર જોઈ એક હાય મારી, જોકે આમ કરવાનું કારણ તેણી પોતે પણ જાણતી ન હતી. જુવાનીનું લોહી તેણીની નસોમાં વેહતું હતું અને તેથી નધારેલું જીવતદાન મળવાથી તેણી અતીશય ખુશી થઈ હતી. જો આ વાહાણ ખોદાની મેહરબાનીથી ત્યાં આવી લાગ્યું ન હતે તો તેણી હજી તે ભયંકાર જગાપર હતે. તેણીના દહાડા સાંજ ભરાઈ ચુકી સઘળી ઉમેદો મનમાંજ રહી જતે અને તેણીની બુદ્ધીનું બળ, જેણે હજીતો હમણાંજ દુન્યામાં પહેલ વેહલો દેખાવ દીધો હતો, તે તુરતજ ગુમ થઈ જતે અને જગમાં પ્રકાશીત થવા પામતે નહી. પણ હવે વખત એકવાર વધારે તેણી સામે લંબાયલો હતો, નજદીક આવેલાં મોતે તેણીને જીંદગીની નધારેલી કીંમત બુઝતાં શીખવી હતી. ખરેખર, ઘણાંઓ ગુજારે છે તેવી એકલપેટી, આપસ્વાર્થી જીંદગી નહી, પણ તેથી તદન જુદીજ જાતની ઊંચી કીસમની જીંદગી, જેની મુખ્ય નેમ સચ્ચાઈને વળગી રહેવાની અને પોતાની શક્તી મુજબ પોતાના ઉમદા હુન્નરની પીંછીથી, જે ખુબસુરત વીચારો તેણીનાં મગજમાં પેદા થતા હતા, અને જે તેણીનાં દીલમાં આકાશી ઓળા માફક છાપ મારી બેસ્તા હતા, તે ચીતારવાની હતી.

ત્રણ મહીના પસાર થઈ ગયા—ઉછળતાં પાણી અને હમેશાં ફુંકતા પવનપર લાંબા ત્રણ મહીનાઓ પસાર કીધા—હારપુનને અમેરીકામાં યુનાઈટેડ સ્તેટસમાં આવેલાં નોરફોક શેહેર તરફ પોતાનો રસ્તો લેતાં દરીઆનો ઘણો ખરાબ અનુભવ મલ્યો હતો. જ્યાં સુધી તેઓ સેન્ટ પોલ્સ રોકસ તરફ આવ્યાં ત્યાં સુધી સઘળું ઠીક હતું; ત્યાર પછી ઊત્તર તરફનો રસ્તો લેતાં પશ્ચીમ તરફના પવનના ઝપાટાઓથી તે વાહાણ એઝોરસના ટાપુ તરફ ઘસડાઈ ગયું. તે વખતે તેઓનો ખોરાક. તેમજ પાણી બંને ખલાસ થવા આવ્યાં હતાં. અંહીં ઓગસ્ટા અને નાના ડીકને ઉતારી વાહાણ પાછું પોતાની છેડા વીનાની મુસાફરીએ નીકળ્યું. ઓગસ્ટાએ તેણીનાં દોસ્તોને છેલ્લી 'સલામ

કીધી, તેણીએ પોતના દેલગાડાના બાંધપર ઉભી રહી "હારપુનને" ત્યાંથી પસાર થતાં જોયું. તે ઉપરના આદમીઓએ તેણીને ઓલખી અને તેઓએ તેમજ કેપ્ટન થોમસે ખુશાલીના પોકારથી તોપીઓ કહાડી સલામ કીધી, કારણ આખાં વાહાણુપરનું દરેક આદમી ઓગસ્ટાને ચાહતું હતું અને છુટાં પડતી વખતે તેઓએ તેણીને યાદદાસ્ત તરીકે એક મોટો બાક્સ ભરાય તેટલી બેટો આપી હતી, જેઓ માંહેલી ઘણી ખરી તે ઉમદા જનાવર મગરમછને લગતી હતી. ઓગસ્ટાએ તેઓની સલામના જવાબમાં પોતાનો રૂમાલ હીલવ્યો, પણ તેણી તેઓને વધારે વાર જોઇ ન શકી, કારણ તેણીની આંખો આંસુઓથી બરાઈ આવી હતી. લાંબો વખત સુધી "હારપુન" પર રેહેવા છતાં તેણી તેઓથી ખુશીથી જુદી પડી ન હતી. ત્યાં તેણીએ આસાએસ ભરેલા અને સુખી દીવસો ગુજારયા હતા અને વળી તેઓની તેણી તરફની વર્તણુક ઘણી માયાળુ અને હેતવંતી હતી, કે જે ગુણો સંકટમાં આવી પડેલાં સઘળાં આદમીઓ તરફ બતાવવાને અમેરીકનો વખણાયલા છે.

હારપુન વાહાણુને ઉપડી જતાં દલગીરીથી જોનાર ઓગસ્ટા એકલી ન હતી; આપણા નાના ડીકને પણ તેઓથી જુદું પડતાં ઘણું લાગ્યું હતું અને જ્યારે તેનો એક ચોકસ બીહામણા દેખાવનો દોસ્ત જે વાહાણુપરનો એક મુખ્ય ટંડેલ હતો, તે પોતાની દોસ્તીના હકમાં, છુટાં પડતી વખતની યાદદાસ્ત તરીકે એક મોટો મગરમછનો દાંત કે જે ઉપર ફરગસન લેન્ડ પરથી થયલા તેઓના છુટકારાનું એક ચીત્ર તેણે પોતાને હાથે કોતરયું હતું તે તેને બેટ આપવા લાગ્યો, ત્યારે ડીક લગભગ રડી પડયો હતો. આ દલગીરીમાં ભાગ લેનારી બીજી સ્ત્રી મીસીસ થોમસ હતી; જ્યારે તેઓ એઝોરસમાં આવેલાં સેંટ માઇકલનાં ટાપુપર આવી પુગ્યાં હતાં, ત્યારે ઓગસ્ટાએ મી૦ મીસન તરફથી તેણીને મળેલા ૧૦૦ પૌંડમાંથી અરધા (૫૦) પૌંડ કેપ્ટન થોમસને વાહાણુપર તેણીએ લીધેલા ઉતારાના લવાજમ દાખલ આપવાની માંગણી કીધી, કે જેમાંની એક ફારધીંગ પણ લેવા, જોકે તે ઘણો ગરીબ આદમી હતો, તે છતાં તેણે સાફ ના પાડી અને કહ્યું કે ડુબેલાં વાહાણુપરથી બચેલાં તેના જેવાં કમનસીબ આદમી પાસે પૈસા લીધાથી તેને કડુવા લાગે; પણ ઓગસ્ટાએ ઘણી બોહસ કીધાથી અંતે તેઓ વચ્ચે કાંઇ સમજુતી થઈ. મીસીસ થોમસને પણ ઓગસ્ટા સાથે તેણીનું વતન જ્યાં તેણી ઉધરી મોટી થઈ હતી તેની મુલાકાત લેવાનું મન થઈ આવ્યું, પણ તેણી પાસે પૈસા ન હોવાથી તેમ કરી શકતી ન હતી, તેથી ઓગસ્ટાએ આ કારણસર તે પૈસા તેણીને આપી તેઓ વચ્ચેની ભાંજગડનો નીવેડો આણ્યો. આ પ્રમાણે તેઓ ત્રણે જણાં જ્યાં સુધી કોઈ લંડન જતું વાહાણુ તેઓને સાઉથેમપતન લઈ જવા આવે ત્યાં સુધી પોનના ડેલગાડામાં થોભ્યાં હતાં; અને આ ત્રણે જણાં કીનારાપર ઉભાં રહી હારપુન વાહાણુને અસ્ત પામતા સુરજ તરફ હંકારાઈ જતું જોતાં હતાં.

સેન્ટ માઇકલનું સુંદર ટાપુ જ્યાં કુદરત હમેશાં હસ્તી અને ખુશનુમાં લાગે છે, ત્યાંના અંગ્રેજી એલચીએ (Consul) તેઓને એક પખવાડયું સુધી ઉતારો આપી તેઓની ઘણી સારી પરોણાગત કીધી. આ એલચી જે એક કદાવર દેખાવનો, લાલ બાલવાળો ગ્રહસ્થ હતો, તે તેણીની હીમત, ચાલાકી, અને એલમની કીરતીથી એટલો તો ખુશ થઈ ગયો અને તેણી તરફ એટળી તો પ્રીતથી જોવા લાગ્યો કે ઓગસ્ટાને ત્યાં રેહેવું ભારી પડી ગયું. તેણીને ત્યાં મળતાં સઘળાં સુખ અને ખુશાલીમાં આએજ એક ખલલ હતી, પણ કાંઈ પણ ગંભીર બનાવ બન્યા વગર એક પખવાડયું પસાર થઈ ગયું, અને છેલ્લે ઓગસ્ટાની ભારે ખુશાલી વચ્ચે એક સવારના નાસ્તો ખાતી વેલાએ મેલ થોડા વખતમાં આવી પુગવાની વધામણી તેણીને કહેવામાં આવી. અને હવે ઓગસ્ટાએ તે એલચી કે જે કીનારાપર તેના આઇગ્લાસમાંથી તેણીને તીકતો નાસીપાસ ચેહરે ઉભો હતો, તેને છેલ્લી સલામ કીધી; થોડાવારમાં વાહાણુનો ઘાંટ વાગ્યો અને લંગર ઉંચકાયું, તોપણ પેલો એલચી દ્રષ્ટીમર્યાદા તરફ તીકતો અને હાથ મારતો જ્યાં ને ત્યાંજ ઉભો રહયો હતો. અંતે ઓગસ્ટા અને મીસીસ થોમસ અજબ થતાં અને ઉલટમાં આવી ગયલાં લોકોનાં ટોળાં વચ્ચે સાઉધેમપતનનાં બંદરમાં આવી પુગાં.

કપ્ટાને તેણીની અજાએબ જેવી કાહાણી વાહાણુપરનાં સઘળાં માણસોને કહી દીધી હતી, તેથી કીનારે આવી પુગતાંવાર જેબી કોઈ તેઓને મળ્યું તેને, કમનસીબ ફેનગર સ્ટીમર (જે ડુબી જવાની કરૂણારસ ભીના અંગ્રેજી બોલતી દરેક પ્રજાના દીલમાં કમકમાટ ઉપજાવતી હતી) પરથી અજાએબ જેવી રીતે બચેલાં બે આદમીઓ "વેસ્ટ ઇંડીઆ" નામનાં વાહાણુપર જીવતાં સહીસલામત આવી પુગવાની ખબર કહી. આથી ઓગસ્ટા, મીસીસ થોમસ, અને ડીક કીનારે આવી પુગે તે અગાઉ તો તેઓની વાત અથવા જો બરબર બોલીએ તો અરધો પોણો મનમાંથી ઉપજાવી કહાડેલો હેવાલ તારનાં દોરડાં મારફતે જુદાં જુદાં છાપાખાનામાં મોકલવામાં આવ્યો હતો અને સાઉધેમપતનમાં તો તે એક જોરાવર આગ મીસાલ સપાટાબંધ પથરાઈ ગયો હતો. હજીતો તેઓ બંદરપર પગ મુકે તે અગાઉ તો બાહાવરો બની ગયલાં લોકોએ તેઓના હાથમાં નોંધ કરવાની ચોપડીઓ સાથે ધસારો કરતા અને ધક્કા મારતાં આવી તેઓને ઘેરી લીધાં અને સવાલોપર સવાલો પુછવા મંડયાં, ઓગસ્ટા તેઓ સર્વેને એકી વખતે જવાબ આપી શકતી ન હોવાથી તેઓ જેબી કાંઇ પુછે તેનો ફક્ત "હા, હા," કરી જવાબ વાળતી હતી. આનાં પરીણામમાં તેણીને પાછળથી ઘણી અંચરતી વચ્ચે માલમ પડયું કે પેલા ચપળ, ઉસકેરાયલા વર્તમાન પત્રના રીપોર્ટરોએ પોતાના લેખોમાં ઘણું ખરૂં પોતાનો મનનું ઉમેરી મોટો જેવો હેવાલ ઘડી કહાડયો હતો, જેમાં તેઓએ વાહાણુ ભાગવાનું ઘણુંજ અસરકારક બ્યાન કીધું હતું, એટલુંજ નહી પણ વળી તેઓ ખાતરીથી લખતા હતા કે તેણીએ અને પેલા બંને ખલાસીઓએ એક પખવાડયું સુધી મી૦ મીસનનું ભુંજેલું માસ ખાઈ ગુજરાન કીધું હતું. આ છેલ્લી બીના વાંચી ઓગસ્ટા તો દંગજ થઈ ગઈ હતી, તેણીની બેટ લેવા આવનાર એક શખસ તો

બાપડો કદે ઠીંગણો હોવાથી તેણીને ઘેરી લીધેલાં લોકોના ટોળાંમાંથી પોતાનો રસ્તો લઈ ન શકવાથી નાના ડીકને પકડી તેની અક્કલને અનુસરતા સવાલો પુછવા મંડયો હતો.

જોકે તે બાળક તો બીહીને ધાસ્તીથી બુમ પાડી તેની આગળથી નાહસી ગયું હતું, તોપણ બીજે દીવસે એક વર્તમાન પત્ર જે કાંઈ પણ સહરાગાત વગર ખરી અને ચોકસ ખબરો આપવાને જાણીતું થયું હતું, તેમાં નીચલાં મહળાં હેઠળ દોહડ કોલમ ભરી હેવાલ આવ્યો હતો—"એક બાળકનાં દુઃખની કહાણી." પણ ફકત છાપાખાનાને લગતાંજ આદમીઓ તેઓને કંટાળો આપતાં નહી હતાં; નાની છોકરીઓ અને ઘરડી ડોસીઓ હાથમાં ફુલોના તુરો અને પેહરવાનાં કપડાં તેણીને ભેટ આપવા લાગ્યાં હતાં. છેલ્લે એક ઊંચા, સુંદર મુછવાલા ગ્રહસ્થે ઓગસ્ટાના હાથમાં એક ચીઠી મુકી, જે ઉતાવળે સુખડપેને ચીતરી કહાડી હતી; ઊઘાડી જોતાં માલમ પડયું કે તે એક "લગનની માંગણી" હતી!

અને તેઓ આગગાડીના પહેલા વર્ગમાં બેઠાં, ગાડી ઉપડવાનો વખત થઈ ચુકો હતો તોપણ બે રીપોરટરો હજી સંતોષ પામ્યા ન હોય તેમ ગાડીની બારીમાં માથાં ઘોસી સવાલો પુછતા હતા. પેલા ચીઠી આપનાર ઊંચા ગ્રહસ્થે હસી તેણીને સલામ કીધી, સ્ટેશન માસ્ટરે તોપી કહાડી નમ્યો, અને બીજી પળે ગાડી સાઉથેમ્પટનનાં સ્ટેશન પરથી ઉપડી.

ઓગસ્ટાએ એક છુટકારાનો દમ ખેંચ્યો, અને પેલા સુંદર મુછવાલા ગ્રહસ્થની મુર્ખાઈપર એકદમ હસી પડી; તેણીની સામેની બેઠકપર કોઈએ તે દીવસનાં સખ્યાબંધ વર્તમાન પત્રો મુકયાં હતાં, તેમાંથી એક ઊંચકી લઈ ઉખેડતાં તેણીની નજર નીચલા ફકરા પર પડી—"પ્રોબેટ" (વસીઅતનામાનાં ખરાપણાં વીશેનો પુરાવો,) છુટાછેડા અને દરીઆઈ મુકદમાના હાઈ કોરટમાં થયલા મુકાદ્દમા હેવાલો. પેહલો હેવાલ તેણીએ નીચે પ્રમાણે વાંચ્યોઃ—

## નામદાર પ્રમુખની હજુરમાં.

### મરનાર મી૦ મીસનના બાબમાં.

ગયા ડીસેમબર મહીનાની અઢારમી તારીખે કેનગરૂ નામની સ્ટીમરના ડુબી જવાથી આ અરજી હતપંત થઈ હતી. વાંચનારને યાદ હશે કે તે વાહાણપરનાં આશરે હજાર આદમીઓમાંથી ફકત એક મછવામાં સમાય તેટલાં એટલે કે બધાં મળી પચાસ માણસો બચ્યાં હતાં. ડુબેલાંઓમાં મી૦ મીસન પણ હતા, જેવણ "મીસન, એડીસન, રૈસકો એન્ડ કંપની" ને નામે ચાલતી બરમીંગામમાં જાણીતી થયલી પુસ્તકો પ્રસીદ્ધ કરનારી કંપનીના વડા હતા, તેવણ તે વખતે કંપનીને લગતાં કામકાજને અર્થે ન્યુઝીલેન્ડ અને આસ્ટ્રેલીઆ જતા હતા.

મી૦ ફીટલસ્તીક જેવણ મી૦ પર્લ સાથે અરજદાર તરફથી હાજર થયા હતા, તેવણે કહયું કે જડજ સાહેબના ધ્યાનમાં "કેનગરૂ" ડુબી જવા વીશેની બીના હજી તાજીજ હોવી જોઈએ, તેથી તેનું ફરીથી બયાન કરવાની અગત નથી, જોકે તેમની અરજી સોગંદ પત્ર સાથે ગુજારેલી છે. તેવણ વળી બોલ્યા કે તે નામદારને યાદ હશે કે એકજ મછવામાં બેસનારાં બચી ગયાં હતાં, અને આ હુનારત આ જમાનાની દરીઆઈ હુનારતોમાં ઘણી ભય ભરેલી હતી. ડુબી ગયલાંઓમાં મી૦ મીસન પણ એક હતા. આ અરજી તેવણનું મરણ નીપજયું છે એવું કોરટ તરફથી જાહેર કરવાને તેવણનાં વસીઅતનામાના વકીલો તરફથી કરવામાં આવી છે, જે મીલકત વીશે વસીઅતનામામાં સુચવ્યું હતું તે ખરેખર ઘણી મોટી હતી; મી૦ ફીટલસ્તીક ધારતા હતા તેમ બધી મળી આસરે વીસ લાખ પૌંડની હતી, અને તેથી કદાચ તે નામદાર "પ્રોબેટ" ઘણી સંભાળથી આપશે.

*જડજ*—ઠીક, પણ મી૦ ફીટલસ્તીક, મરણ પુરવાર કરવા વીશેના જે કાનુનપર કોરટ કામ કરે છે તેની સાથે મીલકતને કશું લાગતું વલગતું નથી.

બરાબર છે મારા સાહેબ, અને હું ધારૂં છું કે આ મુકદમામાં તમો નામદારને "પ્રોબેટ" બહાર પાડવાને કશી અડચણ ન હશે. લોક વીચાર પ્રમાણે બોલીએ તો આ અકસમાતમાંથી મી૦ મીસન બચ્યા હોય એ અશકત છે.

*જડજ*—મી૦ મીસનને ડુબતાં જોયા છે એવું સોગંદનામું તમે કોઈ પાસેથી રજુ કરી શકશો?

ના સાહેબ, પણ ઓકરસ નામનો એક ખલાસી, જેને ફકત એકલાનેજ "કેનગરૂ" ડુબી જવા પછી પાણીમાંથી ઉંચકી લેવામાં આવ્યો હતો, તેના કહેવા પરથી એવું જણાય છે કે, તે ધારે છે કે તેણે મી૦ મીસનને સ્ટીમરપરથી દરીઆમાં કુદકો મારતાં જોયા હતા, પણ આથી બીજી કાંઈ પણ વધુ સાબેતી તે આપી શકતો નથી; તે સોગંદપર કહી શકતો નથી કે તેણે મી૦ મીસનને જોયા.

*જડજ*—વારૂં હું ધારૂંચ કે એટલુંજ બસ થશે; ઘણીજ મનમાનતી સાબેતીઓ શીવાય કોરટ એક મરણ ચોકસ પુરવાર કરી શકતી નથી, તોપણ બીજાં આદમીઓ બચ્યાં છે એવો કાંઈપણ પત્તો મળ્યા વગર "કેનગરૂ" ને ડુબ્યાને લગભગ ચાર મહીના પસાર થઈ ગયા છે તે બીના ધ્યાનમાં લઈ હું ધારૂંછું કે મી૦ મીસનની હાલત પણ બીજા ઉતારૂઓના જેવીજ થવી જોઇએ.

મી૦ ફીટલસ્તીક—ત્યારે તેવણનું મરણ અઢારમી ડીસેમબરથી ગણાઈ શકાય.

*જડજ*—હા, અઢારમીથી.

મી૦ ફીટલસ્તીક—વારૂં મારા મેહેરબાન.

ઓગસ્ટાએ એક ઊંડી હાય મારી તે પત્ર હાથમાંથી મુકી દીધું, તેણી પોતાની પીઠપર મી૦ મીસનનાં વસીઅતનામાં સાથે સહી સલામત અને જીવતી જાગતી હતી, અને "પ્રોબેટ નીકળી ચુકયા હતા"—આ ભેદ ભરેલા વાકયનો ગમે તે અર્થ થતો હોય, પણ તેણી તો એમજ સમજતી હતી કે ખરૂં છેલ્લું વસીઅનનામું નહી પણ એક બીજું વસીઅનનામું પુરવાર થઈ ચુકયું હતું. તેણી પોતાના અજ્ઞાનપણામાં એમ સમજતી હતી કે હવે તેણીની પીઠપરનું વસીઅતનામું નકામું હતું, તેણીએ તે ધીક્કાર ભરેલાં છુંદણાં વગર કોકટનાં ખમ્યાં હતાં અને પોતાનું શરીર વગર કોકટનું જીંદગી સુધી બેઅબગામણું કીધું હતું.

આ તો હવે ઘણુંજ થઈ ગયું, ચીરડાઈને તેણીએ તે "ટાઈમસ" પત્ર બારીએથી ફેંકી દીધું અને રડમસ ચેહરે પોતાની બેઠકપર નાસીપાસીથી માથું નાખી પડી.

## પ્રકરણ ૧૩ મું.

### ચુસતેસ એક વર્તમાનપત્ર ખરીદે છે.

બરાબર પાંચ ને ચાર મીનીટે તે ફાસ્ટ ટ્રેન વોટરલુનાં સ્ટેશન પર આવી પુગી; તેઓનાં ઉપડવા આગમજ તાર મારફતે ખબર મેળવ્યાથી સાંજનાં સઘળાં વર્તમાન પત્રો તેઓનાં બચવા વીશેના અરધા ખરા–અરધા ખોટા હેવાલો સાથે બહાર પડયાં હતાં. કેટલાંક પત્રોમાં તો વળી એમ પણ જણાવ્યું હતું કે તે બને બચેલાં આદમીઓ વોટરલુનાં સ્ટેશનપર બરાબર પાંચને ચાર મીનીટે આવી પુગશે. આથી પરીણામ એ નીપજ્યું કે સંખ્યાબંધ લોકો ટ્રેન આવી પુગે તે આગમજ સ્ટેશન આગળ એકઠાં થયાં હતાં, અને પોલીસનાં માણસોને પુશકળ મેહેનત આપતાં હતાં. ટ્રેન પ્લેટફારમ પર આવી પુગતાં ઓગસ્ટાને ડોકું બાહેર કહાડી જોતાં ઉપલો દેખાવ નજરે પડયો, જેથી તેણી ઘણીજ ઘભરાઈ ગઈ.

ગારડે આવી બારણું ઊઘાડયાથી તેણીને ઉતરવાની ફરજ પડી. ડીકની પ્રાંખડી પકડેલી હોવાથી લોકોએ તેણીને સેહલાઈથી ઓળખી કહાડી. જેવો તેણીએ પ્લેટફારમ પર પગ મુકયો કે સર્વેએ તેણીને આવકારની ભયભરેલી બુમોથી વધાવી લીધી. એક પળ તેણી અચકાઈ સાંજ ઉભી રહી, અને તેણીનો ખુબસુરત ચેહરો (ત્રણ મહીના સુધી દરીઆની હવા ખાધાથી તેણી આંગે ભરાઈ હતી અને તેથી વધારે ખુબસુરત લાગતી હતી) જોઈ લોકો વધારે અને વધારે ખુશાલીના પોકારો મારતાં હતાં, પણ જ્યારે તેણી ઘભરાયલા દેખાવે લોકોને તીકતી ઉભી હતી, ત્યારે એકાએક કોઈનો "બાજુ જાવો, રસ્તો કરો, રસ્તો કરો" એવો અવાજ સંભળાયો, અને સીપાઈઓ લોકોને બાજુએ ખસેડી એક વીધવાનો પોશાક પેહેરેલી સ્ત્રીને તેણી તરફ લાવતા જણાયા.

બીજી પળે એક ખુશાલીનો અવાજ આવ્યો અને એક મધુર પણ ફીકા ચેહરાવાલી ઠીંગણાં કદની સ્ત્રીએ દોડી જઈ નાના ડીકને તેણીના હાથમાં ઊચકી લીધો અને તેને પોતાની છાતીએ દાબી કોટી કરવા તથા ચુમીઓ લેવા લાગી. તેણી એકી વખતે હસતી અને રડતી જણાતી હતી.

"અરે મારા દીકરા! મારા દીકરા," તે સ્ત્રી, જે કોઇજ નહી પણ લેડી હોમહરસ્ટ હતી, તે ઉસકેરાઈ આવી બોલવા લાગી, "હું તો જાણું કે તું મરણ પામ્યો હશે, ઘણું થયું મરણ પામ્યો હશે."

ત્યારબાદ તેણી ફરી અને બધાં લોકોની વચમાં ઓગસ્ટાને ગળે વળગી પડી તેણીને ચુમીઓ લીધી અને દુવા દેવા લાગી, કારણ તેણીએ તેનાં એકપુરાં બાળકને બચાવ્યું હતું; આ જોઈ લોકો પણ રડવા તેમજ ખુશાલીના પોકારો મારવા લાગ્યાં અને આવો સુંદર દેખાવ જોવાને ત્યાં આવ્યાં તેથી પોતાને નસીબવાન ગણવા લાગ્યાં.

ગડબડ, ઘોંઘાટ અને લોકોની ભીડ વચ્ચેથી તેઓને બહાર લઈ જવામાં આવ્યાં, જ્યાં તેઓ માટે એક જોડીની ગાડી ઉભેલી હતી, તેમાં લેડી હોમહરસ્ટ અને મીસીસ થોમસ એક બાજુએ બેઠાં અને ઓગસ્ટા તેઓની સામે બેઠી. હાંફતો અને ઘભરાયલો ડીક તેની માતાના ખોળાપર બેઠો હતો.

હવે નાનો ડીક આપણી વાર્તામાંથી જતો રહે છે, અને એક બીજા બનાવનું વર્ણન કરવાને આપણે થોડો વખત પાછળ હટવું જોઈએ.

યુસતેસ મીસન પોતાનો વારસો ખોહવા પછી લંડનમાં, કાંઈ ચાકરી શોધવાના સબબે આવ્યો હતો અને ત્યાં તેને એક વખણાયલાં આબરૂદાર પુસ્તકો પ્રસીદ્ધ કરનાર ખાતાંમાં લેતીન, ફ્રેન્ચ અને અસલી અંગ્રેજી ભાષાના "પ્રુફ" વાંચનાર દાખલ નોકરી મળી હતી. હવે બન્યું એમ કે, આજેજ સાંજનાં આખા દહાડાની ભારે મેહનત પછી હારેલો તરેહવાર વીચારો કરતો તે આફીસમાંથી ઘેર જતો હતો. આપણે તેની છેલી મુલાકાત લીધી તે કરતાં તે વધારે ઉમરે પુગેલો અને વધારે ફીકો દીસતો હતો; દલગીરી અને સંકટનો છાપ તેનાં મોઢાં પર પ્રગટ જણાતો હતો, ઓગસ્ટાના તે દેશ છોડી જવા પછી તેને માલમ પડયું હતું કે તે તેણી માટે જોઈએ તે કરતાં વધારે કાળજી રાખતો હતો.

જોકે યુસતેસે તો તેણીને ફક્ત બેજ વાર જોઈ હતી, તોપણ તેણી સાથે તેને પુરતી ઓળખાણ હોય એમ તે સમજતો હતો. તે કાંઈ ફક્ત તેણીની ખુબસુરતી પર મોહી ન પડયો હતો. તેણીની ચોપડીઓ તેણે એક કરતાં વધારે વખત વાંચી હતી અને તેઓ તેણીની પીછાણ આપવાને પુરતી હતી. જેઓ એક લખનારની કદર ખુબ જાણે છે, એટલે કે તેનાં લખાણ, વીચાર અને લાગણીની ખરી કીંમત કરે છે, તેઓ તે લખનારની જાતી પીછાનથી તેના ગુણોની જેટલી માહીતગારી મેળવી શકે છે, તે કરતાં વધારે તેની ચોપડીઓથી મેળવી શકે છે; તેના ભલા બુંડા ખવાસનો છાપ તેની ચોપડીઓનાં પાનાંપર પડેલો જોય છે, અને તેજ ચોપડીઓ કર્તા અને વાંચનાર બન્ને વચ્ચે ઘાડો સંબંધ બાંધે છે.

આથી યુસતેસ (જેને "જેમીમાસ વાઉ" અને તે અગાઉની તેણીની એક નીષ્ફળ થયલી ચોપડી લગભગ મોઢે થઈ ગઈ હતી) જાણતો હતો કે તે ઓગસ્ટાને સારી પેઠે પીછાનતો હતો, અને જ્યારે તે મે મહીનાની સાંજે ઘેર જતો હતો, ત્યારે તે વાહાણ ભાગવાના દુઃખદાયક અકસ્માતથી તેને જે જે ખોટ ગઈ હતી તેનો દલગીરીથી વીચાર કરતો હતો, તેણે ઓગસ્ટાને ખોહી હતી અને વળી તેના કાકા તેમજ તેવણની બેહદ્દ દોલતને પણ ખોહી હતી. ટાઈમસમાં આવેલા હેવાલ પરથી તેણે જાણ્યું હતું કે તેને વારસામાંથી બાતલ કરવામાં આવ્યો હતો, તોપણ તે દુઃખ કાંઈ તેને ઘણું ન લાગ્યું હતું ઘણો દુઃખ તો તેને એ લાગ્યો હતો કે જેને (ઓગસ્ટા) ખાતર તેણે પોતાની દોલત ખોહી દીધી હતી તે પણ તેના હાથમાંથી જતી રહી હતી; આ સઘળાંની દુઃખ ભરી યાદ કરતાં એક હાય મારી તે વેલીંગટન સ્ટ્રીટના નાકાપર ઉભો રહયો. આ ઠેકાણે સાંજના હમેશાં લોકોની આવજાવ પુશકળ થતી હોવા-



જવાબમાં તેણીએ પોતાનો હાથ શેકહેન્ડ કરવા લંબાવ્યો, અને મીઠાસથી તેની તરફ જોયું;
તેણે તે હાથ લીધો અને ગાડી પાછી ચાલવા માંડી. (જુઓ પાનું ૨૦૩ જું.)

થી તે ત્યાંથી પસાર થતાં આદમીઓને તપાસતો ઉભો રહયો. તરતજ ત્યાં એક છોકરો "ગ્લોબ્સ" નામના વર્તમાન પત્રનું એક બંડલ બગલમાં મારી કાન બેહરા કરી નાખે તેવી બુમો મારતો લોકોનાં ટોળાં તરફ ધસ્યો આવતો જણાયો.

"એક સ્ત્રી અને બાળકનું અજાએબ જેવી રીતે બચવું" તે બરાડા મારતો હતો. "કેનગરૂ પરથી બચેલાંઓનો હેવાલ–અજાએબ જેવો બચાવ–વેરાન ટાપુ–અપરાધીઓને લઈ મેગનોલીઆ સ્ટીમરનું આવી પોંહચવું."

સુસનેસ આ સાંભળતાંવાર દોડતો તેની તરફ ગયો અને તુરત એક નકલ ખરીદ કીધી, ત્યાર પછી તે વાંચવા પાસે આવેલી એક ઝવેરીની દુકાનના ઓટલા પર ચહડી ગયો; તે ઉખેડતાં વાર તેની પેહલી નજર અધીપતીની નોંધના નીચલા ફકરા પર પડી.

"બીજી કોલમમાં એક કદી ન સાંભળી હોય તેવી ઘણીજ તાજુબી ભરેલી કાહાણીનો ટુક હેવાલ જોવામાં આવશે, કે જે હેવાલ અમારું પત્ર પ્રેસપર જતું હતું તેવામાં સાઉથેમપતનથી તાર મારફતે અમારી પર મોકલવામાં આવ્યો હતો. કમનસીબ "કેનગરૂ" પરથી મીસ ઓગસ્ટા સ્મીથર્સ અને નાના લોર્ડ હોમહરસ્ટ (કે જે નામે અમે ધારીએચ કે હવેથી એવણ ઓળખાશે) નું બચવું, કરગલન લેન્ડપર તેઓએ લીધેલો ઉતારો અને ત્યાંથી એક મગરમછના શીકાર કરનાર અમેરીકન વાહાણે તેઓનો કીધેલો છુટકારો, એ સઘળું કાંઇ પણ શક વગર, વાહાણોના અકસમાતોની તવારીખમાં સૌથી તાજુબી ભરેલા બનાવ દાખલ હમેશ સુધી નોંધાઇ રહેશે. મીસ સ્મીથર્સ જેવણ જાહેરમાં પેલી "જેમીમાસ વાવ" નામની ચોપડીના કર્તા દાખલ વધારે જાણીતાં થયાં છે, કે જે ચોપડીએ એક વરસની વાતપર લંડનમાં મોટો ઘોંઘાટ મચાવી મેલ્યો હતો, તેવણ વોટરલુનાં સ્ટેશન પર પાંચ ને ચાર મીનીટની ત્રેનમાં આવી પુગશે, અને ત્યાર પછી અમો——"

સુસનેસે વધારે વાંચ્યું નહી, તેનું માથું ફરવા લાગ્યું, અને ચક્કર આવવા લાગ્યા તેથી તે ઝવેરીની દુકાનના દરવાજાપર અઢેલીને ઉભો રહયો, તેટલામાં દરવાજો એકદમ ઊઘડી ગયો અને તે ચટો પાટ જમીનપર પડયો, પણ બીજીજ પળે ઉઠી ઉભો થયો, અને ત્યાંથી એટલી તો ઝડપમાં નાહઠો કે દુકાનદાર તેને ચોર સમજી પકડવાની બુમો પાડવા જતો હતો. આ વખતે બરાબર પાંચ વાગા હતા, અને વોટરલુનું સ્ટેશન ત્યાંથી આસરે પા માઈલ દુર આવેલું હતું. રસ્તામાં એક ભાડુતી ગાડી મળી જવાથી તેમાં તે ચહડી બેઠો અને ઘોડાવાલાને મોટે અવાજે હુકમ કીધો, "વોટરલુ સ્ટેશનપર જેમ બને તેમ જલદી ચલાવ." પાંચ છ મીનીટમાં તો તે ત્યાં આવી પુગો. સ્ટેશન આગળ લોકોનાં ટોળે ટોળાં જમાવ થયાં હતાં, ગાડીમાંથી ઉતરી ઘોડાવાલા તરફ એક અરધો ક્રાઉન ફેંકી (જોકે એવા અરધા ક્રાઉનો તેની પાસે ઘણા ન હતા) લોકોની ઠઠને ખસેડી, તેઓ વચ્ચેથી પોતાનો રસ્તો લેતો જ્યાં તે જોડીની ગાડી ઉભી હતી ત્યાં આવી પુગો; તે તરતનીજ ચાલવા માંડતી હતી.

"થોભ!" તેણે જેમ બને તેમ મોટેથી ઘાંટો પાડી ઘોડાવાલાને કહયું, તુરત તે ઉભી કરવામાં આવી. બીજીજ પળે તે તેની બાજુએ આવી ઉભો; અને ત્યાં તેણે એકવાર ફરીથી હમેશ કરતાં વધારે મધુર અને વધારે ખુબસુરત તેની પ્રીયાનો ચેહરો જોયો.

તેણી તેનો અવાજ ઓળખતી હોવાથી તે સાંભળી ચોંકી અને તેઓની નજર એક થઈ. તેણીની આંખોમાં ખુશાલી ચમકી નીકળી હતી અને ચેહરા પર રતાસ દીપી નીકળ્યો હતો.

સુસનેસે બોલવાની કોશેશ કીધી, પણ ફોકટ; બે વખત તેણે કોશેશ કીધી અને બેઉ વખત નીપફળ થયો, અંતે તે લડડતો લડડતો બોલ્યો; "સુગરાના, ખોદાનાં સુગરાના કે તમે બચ્યાં."

જવાબમાં તેણીએ પોતાનો હાથ શેકહેન્ડ કરવા લંબાવ્યો, અને મીઠાસથી તેની તરફ જોયું; તેણે તે હાથ લીધો અને ગાડી પાછી ચાલવા માંડી." (જુઓ બાજુમાં આપેલું ચીત્ર.)

"તમે કયાં મળશો?" તેણે સમયસુચકતા વાપરી તેણીને પુછી લીધું.

"લેડી હોમહરસ્ટને ત્યાં કાલે સવારે આવજો, મને કાંઈ તમોને કહેવું છે," તેણીએ જવાબ આપ્યો, અને તેને જયાંનો ત્યાંજ ઉભેલો રહેવા દેઈ ગાડી ત્યાંથી ગુમ થઈ ગઈ. તે વખતની તેના મનની હાલત વર્ણન કરવા કરતાં ખરેખર વધારે સેહલાઈથી વીચારી શકાશે.

[ સાંધણ છે. ] શીરીન ફ૦ પાટક.

## લાડ.



પણાં લોકો પોતાનાં બચ્ચાંને લાડ લડાવવાની બાબદમાં વધારે આગેવાની કરે છે. ઘણી વખત તેઓએ પોતાની નજરે નજર બનેલા દાખલા જોયા છે કે ન્હાનપણમાંથી લાડમાં ઉછરેલું બચ્ચું આગળ ચાલતાં પોતાના હકમાં કેટલી ખરાબી કરે છે, તથા પોતાનાં કુટુંબનાં રૂડાં નામને કેટલી હાની પોંહોંચાડે છે; તોપણ અફસોસ કરવા જેવું છે કે, હજી કેટલાંક મા બાપોએ એ બાબદ ઉપર પુરતું ધ્યાન પોંહોંચાડયું નથી. જો કોઈનાં પેહેલાં બે ચાર બાળકો જનમ્યા પછી થોડા દહાડામાં મરી ગયાં હોય, તો તેઓ પોતાનાં એકાદ જીવતાં બાળકને એટલો તો લાડ લડાવે છે કે તેનો કાંઈજ વીચાર થઈ શકતો નથી. અગરજો કોઈએ તેઓને સમજાવીને સારી વાત કહી હોય તો પછી જોઈજ લેવો, તેઓ લાગલાં આવો ઉત્તર વાળે છે કે "બાવા જીવશે તો સઉ શીખશે, બચ્ચાં કોણુને બારે છે, જીવવા તો દેઓ, ઓંજીઆંનાં જીવવાનાંજ ઓવાઈ સુખડાં છે." એ વચનો બોલતી વેળાએ પેલાં મા બાપો આગળ પાછલો કશો વીચાર કરતાં નથી, પછી તે બાળક જીવીને આગળ ચાલતાં જોઈયે તો ભીખ માંગે અથવા ચોરી કરે તે વીશેની લગાર પણ ચીંતા નહી. વળી કેટલાંએક મા બાપો એથી વધારે ખરાબી કરે છે; પોતાની શક્તી કરતાં વધારે ખરચ કરીને પણ પોતાનાં બચ્ચાંને લાડ લડાવે છે. આગળ ચાલ-

તાં જ્યારે એવાં બાળકો ઉપર કાંઇ આવી પડે છે, ત્યારેજ તેઓને પોતાનાં મા બાપોની મુર્ખાઇનો વીચાર આવે છે. અગરજો સારાં ભાગ્યે તે બાળક સમજુ નીકળે તો વળી પોતાની આગળી શીસીઆરીની વાતો વીસરી જઈ સારો માર્ગ પકડે છે, પણ એવા દાખલા જુજ અને કદાચજ બને છે. કેટલાંએકોને બાળપણમાંથી જે સારૂં સારૂં ખાવાની અને સારૂં સારૂં પેહેરવાની ટેવ પડેલી, તથા મનગમતી રીતે ચાલવાની આદત પડેલી, તે એકાએક છુટવી મુશકેલ છે, અને તેવાં ઉપર જ્યારે તંગી આવી પડે છે ત્યારે તેઓને એટલું તો દુઃખ થાય છે કે તેનું બયાન થઈ શકતું નથી, અને પછી તે બાળકની બુદ્ધી પણ ફરી જાએ છે—આગળી ચાલ પ્રમાણે મનગમતું જોઈયે, પણ મા બાપની શક્તી ન હોય એટલે પછી તે નાની નાની ચોરીઓ કરવા શીખે, અને આગળ ચાલતાં એક દુષ્ટ અને દુરાચરણી તે થઈ જાય છે. અલબતાં જો બરાબર જોઈયે તો એ અપરાધ જે પેલાં બાળકથી થાય તેનો સઘળો જોખમ તેનાં અવીચારી મા બાપોને સર લાગુ પડે છે, કે જો તેઓએ પોતાની ખરી ફરજો બરાબર અદા કરી હતે તો બાળક આવું કર્મ કરવા ન શીખતે. આ પ્રમાણે લાડમાં ઉછરેલાં બાળકની હાલત થાય છે. ચોરી, લુચ્ચાઈ, જુગાર ઈત્યાદી માઠાં કામો કરવાને હવે તે બાળક કશી રીતે વીચાર કરનાર નથી; અને સઘળી આબરૂ ધુળ મેળવે છે; માટે બેહેનો, તમોને નમનતાઈ ભરેલી અરજ એજ છે કે, "તમારાં બાળકોને લાડમાં ના ઉધારો." એકબારગી ખાધા પીધાનું તેમને મજેનું આપો, સારાં ધોત્તાં કપડાં પેહેરાવો, પણ તે સાથે તેઓને અણુઘટતી છુટ નહી આપતાં, તેઓને બાળપણથી કોઈ સારે ઉદ્યોગે લગાડવાની કોશેશ કરતાં રહેવો, જેથી તેઓ સમાર્ગે ચાલવા શીખે અને પાછળથી તમોને દુવા દીએ. તમારાં બચ્ચાંની તરફ તમારી ઘટતી માયા તથા ઘટતું હેત જોઈયે છે, પણ તે માયા અને હેત એવી રીતે ના કરતાં કે જે તમારાં બચ્ચાંના હકમાં સુખને બદલે દુઃખ થઈ પડે—હેત પ્રીત, સઉ વખતસર છાજે છે. બાળકની ઉપર તેની માતાથી જેટલી અસર થાય છે તેટલી તેના પીતાથી થતી નથી, માટે એ ઉપરથી ચોકસ થાય છે કે બાળકનો સુધારો અથવા બગાડો તેની માતા ઉપર આધાર રાખે છે, જેવી માતાની તરબીયત તેવું તે બચ્ચું નીવડે છે.

આશા છે કે આ ટુક પણ વાજબી બીના ઉપર હમારી નેક બેહેનો ધ્યાન પોંહોંચાડવાને ચુકશે નહી; અગરજો એ બાબદ ઉપર વાજબી ધ્યાન આપ્યામાં આવ્યું તો પછી મા બાપોનાં સુખમાં કેટલો વધારો થશે તેનો વીચાર કરવો વાંચનારનેજ સોંપુંછું.

રતનબાઈ જા૦ ઘડીઆલી.



# કાલે.

## કાલ ઉપર મુલતવી રાખનાર એક માણસને હાથે લખાયલા પોતાની જીંદગીના બનાવો.

### પ્રકરણ ૪થું.

(આગસ્ટ માસના અંકથી સાંધણ ચાલુ.)



આ પ્રમાણે બે વરસ તો વહી ગયાં, અને તે વરસની આખેરીએ મારા ગરીબ બીચારા બાવા બેહસ્તનશીન થયા. જે દલગીરી અને પસતાવો મને તેવણનાં મરણ વખતે લાગો તેનું હું બયાન કરી શકતો નથી. હું જાણતો હતો કે તેવણની ઉમેદોવાળી અગમચેતીઓ હું બર લાવી શક્યો ન હતો, અને નીરાશીએ તેવણનાં દીલમાં ઘર કર્યું હતું. આથી મને જબરૂં દુઃખ લાગ્યું. મારી બેસાવધ જેવી હાલતમાંથી મારા બાવાનાં વસીયતનામામાં જણાવેલી ચીજો અમલમાં લાવવાની ફરજે મને જગાડયો.

તેવણ જે જુદી જુદી ચીજો જુદાં જુદાં માણસોને આપી ગયા હતા, તેમાંની મુખ્ય કરી એકથી મને ઘણું લાગ્યું, કારણ કે મને માલમ હતું કે તે તેવણે મારી તરફ માયાળુપણાની ઇછાની દાખલજ કર્યું હતું.

"મારા દીકરા બેસીલનું આખાં કદનું ચીત્ર, કે જે તે જ્યારે ઇતનની શાળામાં જતો છોકરો હતો (એક મોટી આશા આપતો છોકરો) ત્યારે પડાવ્યું હતું, તે મારા ભાઈને આપી જાઉં છું. મારે કહેવું જોઈયે કે મારી સુંદર ભત્રીજી લુસીને, પણ હું મારા ભાઈનું દીલ દુખવવા બીહું છું."

મેં આ ચીત, વસીયતનામાના ઉપલા બોલોની નકલ, અને દલગીરી ભરેલું એક કાગળ મારા કાકા ઉપર મોકલ્યું. મારા કાકા જો કે માયાળુ પણ મક્કમ ખ્યાલના હતા અને તેવણે મારી ઉપર નીચલો જવાબ મોકલ્યો:—

વહાલા ભત્રીજા બેસીલ—ધારૂંછે કે તમને પણ મારા જેટલુંજ લાગતું હશે, ખુદરતી છે કે તમને લાગવુંજ જોઈયે, અને વળી વધારે, જેથી મારા ભલા ભાઈનું વારસામાં મુકી ગયલું તમારૂં ચીત્ર લુસીને લેતાં હું અટકાવીશ નહી. તમારે વાસ્તે તો બેસીલ, આમ્મિ કાંઈ ઠપકાનો વખત નથી, કારણ કે તે એક જાતનું ઘાતકીપણું થઈ પડે, પણ સઘળી બીનાને પાછી તાજી કરવાની કાંઈની મતલબ વગર મારે ઉમેરવું જોઈયે, કે આ ચીત્ર લુસીને આપવાની મારી મતલબ કાંઈજ નહી પણ મારા ગરીબ ભાઈની યાદગીરી રાખવાની છે. મારૂં મત હજી સુધી આગમચના જેવુંજ છે, અને મારી દીકરી તરફની મારી ફરજને ખાતર હું હમેશ તેજ મત મક્કમ રાખવા ધારૂં છું. મારી ખાત્રી થઈ છે કે કોઈ પણ માણસ (હું કાંઈ ચોકસ કરીને તમને નથી કહેતો માંનતો) કે જેનો બીજા દહાડા ઉપર મુલતવી રાખવાનો અભ્યાસ હોય, તે મારી દીકરીને કદી સુખી કરી શકે નહી, કારણ તેણી ઘરમાં પ્રગટવું કામ કરવા લાયક ગડબડયો અને મજબુત અભ્યાસ ધરાવતી નથી. મેં તમને આમ્મિ મારૂં મત કોઈબી કપટ વીના કહ્યું છે, કારણ કે આ વખતે, કદાચ હું દયાળબી હોઉં તોપણ મારા ભત્રીજા સામે કેમ કપટ રાખી શકું; મારો ગુસ્સો તો જતો રહ્યો છે, અને જો કે મેં તમને કહ્યું હતું કે સાત વરસ સુધી નહી લખવા માટે હું તમને કદી માફ નહી કરીશ, તોપણ હું તમને મારાં ખરાં દીલથી માફ કરૂં છું. હું આશા રાખું છું કે આપણે હવેથી બધા દહાડા દોસ્તજ રહીશું; એટલે કે આમ્મિ બાબદમાં લુસીને લેવીજ નહી, કારણ કે મારા ધારવા પ્રમાણે તો કુટુંબમાં ન્હાની બાબતો ઘણીજ કંટાળા ભરેલી હોય છે. હવે મારા વહાલા ભત્રીજા, હું તમને સદા સુખ અને સારી તનદુરસ્તી ચાહું

છું, અને એવી આશા રાખું છું કે તમે તમારાં કામ ઉપર જલદીથી મંડી જશો. મારાં ધણીયાણી કહે છે કે મારા ભાઈ પોતાના ઉદયોગથી તમારે માટે સારી પુંજી મુકી ગયા છે અને તેણી તમારી ઉપર દુવા મોકલે છે કે જે દુવામાં કુટુંબનાં સઘળાં લોકો ભાગ લે છે. આશા રાખું છું કે તમે મને અવારનવાર લખ્યા કરશો.

હું છું મારા વહાલા ભત્રીજા, તમારો પ્યારો કાકો,

**તોમસ લો.**

મારાં કાકીએ આ કાગળમાં તાજે કલમ ઉમેરી મારે લગતો વધારે બારીકી ભરેલો હેવાલ મંગાવ્યો. મેં બીજા તપાલમાં જવાબ વાળ્યો કે મારા બાવા હું ધારતો હતો અને લાયક હતો તે કરતાં વધારે મને પૈસાદાર કરી ગયા છે. ચોપડી વેચનાર દાખલ તેવણની બાહળી અને મજબુત આંટ હતી. તેવણની દુકાન ઘણી સારી રીતે સણગારેલી હતી; તેવણના પૈસાની મોટી રકમ બેંકમાં હતી અને ચોપડી લખનારાઓ ઉપર તેવણનું થોડું ઘણું લેહેણું હતું. મારી કાકીએ જ્યારે જોયું કે તેવણ ધારતાં હતાં તે કરતાં મારી પાસે વધારે પૈસા છે, ત્યારે તેવણ મારી તરફ વધારે ઢળ્યાં. તેવણે મારાં કામ ઉપર બરાબર મન દેવાની અને મારી બેદરકાર ટેવો છોડી દેવાની મને સલાહ લખી. તેવણે મને કબુલાત આપી કે જો છ મહીના સુધી હું એક મક્કમ ઠેરાવનો માણસ થાઉં, અથવા તો તેવણના બોલમાં બોલું તો, "હું દેખાડાવી શકું કે મારૂં પાછળથી સારૂં થશે," તો તેવણે મારી તરફેણ લેવાનું અને કાંઈબી કરી મારાં અને લુસીનાં લગ્ન માટે મારા કાકાની રજા મેળવવાનું માથે લીધું.

આ સઘળાંનો હેતુ એટલો મજબુત હતો, કે તે એક હડહડતી ટેવને પણ ભાંજી શકે. મેં મારૂં સઘળું મન મારાં કામ ઉપર રોક્યું, અને મારા બાવાની સઘળી આંટ મેં જાળવી રાખી. આખા છ મહીના સુધી કોઈબી ચીજ જે મને કરવીજ જોઇયે, તે કર્યા વગર અથવા તો બેદરકારીથી મુલતવી રાખી નહી. મારાં કાકીએ પોતાનો બોલ ઈમાનદારીથી પાળ્યો, અને મેં મારી ચાલમાં જે સુધારો કર્યો હતો, તે ઘણી સરસ રીતે મારા કાકાને દેખાડવાની દરેક ટકો લીધી. છ મહીનાની આખેરીએ હું આશાભરયો ગામ ગયો. મારા કાકાએ બોહોંસથી અને સારી અક્કલથી મારાં કાકીને મારી હાજરીમાંજ જવાબ આપ્યો; "આ સુધરવા માટે તું જે બોલે છે તે હમેશ સુધી ચાલુ નથી રેહવાનું. તમો કહો છો કે તે પ્યારથી શરૂ થયો છે, અને હું કહું છું કે પ્યારથીજ તેનો અંત આવશે. તમે અને હું બેઉ જણાં જાણયે છઈયે કે પ્યાર પરણ્યા પછી પંદર દહાડાજ ટકે છે; અને લુસી કાંઈ એવી બોલી નથી અથવા તો તેને તેવું થવું ન જોઈયે, કે પોતાની જીંદગીના એક ટુકા મહીના સુધી સુખ આપે તેવો વર સોધે, જ્યારે તેણીને તો તેની સાથ વીસ વીસ, ત્રીસ કે કદાચ ચાલીસ વરસબી રહેવું પડે અને પછી તે ગમે તેવો નીકળે તેનો તો કાંઈ ઉપાયજ નહી. ભત્રીજા બેસીલ, હું તમારી પાસ માફ માંગું છું, પણ જ્યાં મારી લુસીનાં સુખની વાત આવી, ત્યારે મારે એક બાપ તરીકેની ફરજ દાખલ હું જે ધારતો હોઉં તે બોલવુંજ જોઇયે. મારૂં મત એવું છે લુસી, કે એ એક ચોખાભાર પણ સુધરયો નથી અને તેથી હું તમને કહું છું, અને તે તમારાં મનમાં ગોખી રાખજો, કે જો તમે આ માણસ સાથે પરણો તો તે માટે મારી રજા મલનાર નથી."

લુસી ફીકી પડી ગઈ અને હું ચીરડાઈ ગયો. મારા કાકાએ તો પોતાની ટેવ મુજબ હુકો ફુકવાનું શરૂ કીધું અને પ્યાર અને ગુસ્સાથી ઉસકેરાયલા મારા સઘળા સવાલનો જવાબ માત્ર તેવણ એજ આપતા કે, "જો મારી દીકરી તમારી સાથે પરણે, ભત્રીજા બેસીલ, તો હું કહું છું કે તેણી મારી રજા વગર તેમ કરે." લુસી મારી તરફનો પ્યાર અને પોતાના બાપ તરફની ફરજ એ બે વચ્ચે શું કરવું તે તદન સમજી શકી નહી. તેણીની માએ મારી તરફેણ ઘણી મજબુતાઈથી લીધી. એક વખત મારી તરફેણમાં મત આપ્યા પછી, તેણી તેજ મત ચાલુ રાખવાને પોતાની ફરજ સમજતી હતી. આ વખત મારા કાકા અને કાકી વચ્ચે પોતાનું જોર અજમાવવાનો હતો, અને આ બાબદની પંચાતીમાં તેઓ એટલાં બધાં તો તપી જતાં, કે તેનાં પરીણામ માટે લુસી ધ્રુજતી હતી.

એક દહાડો તેણીએ મારી સાથ ખાનગી રીતે વાત કરવાની તક લીધી. "મારા વહાલા બેસીલ, આપણને છુટું પડવુંજ જોઈયે, તમે જોવો છો તો ખરા કે મારા બાપની રજાથી તો કદીબી હું તમારી થઇ શકું નહી, અને તે વગર, અગરજો હું તમારી સાથબી જોડાઉં, તોપણ સુખી થઈ શકું નહી. દુન્યામાં જેઓને હું અત્યંત ચાહું છું, તેઓનાં દુઃખનું હું કદી પણ મુલ નહી થઈ પડીશ. મારા બાવા અને મા વચ્ચે હું કદીબી અણબનાવ થવા નહી દઈશ. આ રોજની ભાંજગડ જે તેઓ વચ્ચે દહાડે દહાડે વધતીજ જાય છે, તે હું સાંખી શકતી નથી. આપણે છુટાં પડયે અને સઘળું સારૂંજ થશે."

ફોકટમાં મેં લુસીને તેનો ઠેરાવ બદલવા સમજાવી, તેણીના અને મારાં સુખનો તેણીના બાપના ખોટાં બાંધી દીધેલાં મત માટે ભોગ આપવાની નબલાઈને વાસ્તે મેં મારો ગુસ્સો પણ જણાવ્યો, કાલાવાલા પણ કર્યા, પણ સઘળું ફોકટ. આટલું છતાં પણ તેણીને પોતાની ફરજ અદા કરતી જોઇ મારેથી તેણીને વખાણ્યા વગર રહેવાયું નહી. તેણીનો મીઠો ખવાસ, નમ્રતા અને મા બાપ તરફની ફરજ જે તેણી આ વખતે દેખાડતી હતી, તેથી તેણી મને અત્યંત વહાલી થતી ગઈ.

જો કે તેણીના બાવાએ એક ખડક મીસાલ મજબુત રહેવાનો ઠેરાવ કર્યો હતો, તે છતાં તેવણ કાંઈ ગુંચવાડામાં પડયા હોય તેવો દેખાવ કરવા લાગા અને એક દહાડે રાતના પોતાનો હુકો ભાંજી નાખવા પછી બોલ્યા, "લુસી છોકરી, તું તો મુરખ છે, અને તે કરતાં વધારે ખરાબ તો એ કે તારા દીલપરનું સઘળું લોહી પાણી થઈ ગયું છે, તું તો મારૂં હઈયું તોડી નાખે છે. મને ખબર છેજ કે આએ બેસીલ, આએ મારો કમબખત ભત્રીજો કોઈ દહાડેબી સારો નીવડશે નહી, પણ મારી રજા વગર શું તું તેની સાથ પરણી નહી શકે?"

મારા કાકાના આ ઈસારાથી લુસીની સઘલી આણાકાણીઓ જતી રહી અને થોડાક દહાડા પછી અમો પરણ્યાં. ડહાપણ, સદગુણ, પ્યાર અને દરેક ચીજ, જે માણસને સારી વલણ ઉપર લાવે છે, તેઓએ મને આ સહુથી સરસ પ્યાર ઉપજાવે એવી બાનુને લાયક થવા ઉશકેરયો. આ પ્રમાણે એક વરસ ચાલી ગયું, અને મારી લુસીએ કહયું કે તેણીની પસંદગી માટે પસતાવાનું તેણીને કાંઈ પણ કારણ નથી. તેણી ઘણી સુખી છે; અને તેણીના બાપે મારી ઘણી મજબુતાઈથી તપાસ કરી હતી, એવી પોતાના બાવાની ખાત્રી કરવા તેણીએ દરેક તકો લીધી. તેણીને સુખી જોઈ તેવણે ખરાં દીલથી કબુલ કર્યું કે તેવણે પોતાનું મત ફેરવ્યું છે. જ્યારે તેવણ બોલ્યા કે તેવણે લગાર ઉતાવળથી મત બાંધી દીધું અને તેવણની લુસીએ સારી પસંદગી કરી છે, ત્યારે મને જે ખુશાલી ઉપજી તે હું કદી ભુલીશ નહી.

અફસોસ! જ્યારે મેં મારી તરફેણમાં આવું સારૂં મત મેળવ્યું, જ્યારે હું એક મેહનતુ અને વાયદાસર માણસ દાખલ ઓળખાવા લાગો, ત્યારે હવે તે સઘળાંને લાયક થવાની કોસ-

રામાં હું ધીમો થતો ગયો. મારી અસલની મુલતવી રાખવાની ટેવ મેં પાછી શરૂ કરી. મારાં ઘરાકો અને બાહેરગામના આડતીઆઓ ફરયાદ કરવા લાગા, કે તેમને કાગળનો જવાબ વખતસર મલતો નથી, અને તેઓની વરદીઓ તરફ હું બેદરકાર રહું છું. થોડા વખતમાં આ જાતની તેઓની ફરયાદ વધતી ગઈ અને તેઓનાં કાગલપરની તારીખ જોતાં મારી ખાત્રી થઈ કે તેઓજ ખરા છે અને મારોજ વાંક છે. મારા બાવાનો એક જુનો દોસ્ત, જે પૈસાવાળો હતો, જેવણને ચોપડીનો ઘણો શોખ હતો અને લેવા લાયક દરેક ચોપડીઓ તેવણ ખરીદ કરતા હતા, તેવણે મારચ મહીનામાં મોટી કીમતની ચોપડીઓ ખરીદવાનો હોકમ મોકલ્યો. એપ્રેલમાં પોતાનાં પેહલાં કાગળની યાદ આપવા તેવણે મને એક કાગળ લખ્યું.

તા૦ ૨ ૭ એપરેલ.

મારા વહાલા સાહેબ—ગયા મહીનામાં એક કાગળ લખી મેં તમને અરજ કરી હતી કે નીચલી ચોપડીઓ મારે માટે મોકલજો. તેઓ મને ન મલવાથી હું ઘણો નાસીપાસ થયો છું, અને હું તમને અરજ કરૂં છું કે તેઓને જલદીથી મોકલી દેવાની મારીપર મેરબાની કરશો.

હું છું મારા વહાલા સાહેબ, તમારો સાચો,

જે. સી.

મે માસમાં તેવણે મને ફરીથી લખ્યું:—

વહાલા સાહેબ—ગયા મારચમાં જે ચોપડીઓ મોકલવા મેં તમારા પર લખ્યું હતું, તે મને હજુ નહી મલવાથી હું ઘણો અજબ છઉં. મેહેરબાંની કરી તેનું કારણ જણાવજોજી.

હું છું વહલા સાહેબ, તમારો ઈત્યાદી ઈત્યાદી,

જે. સી.

એક પખવાડયાં પછી જ્યારે હું આગ્રે ગ્રહસ્થપર મોકલવા ચોપડી બાંધતો હતો, ત્યારે મને નીચલું કાગળ મલ્યું:—

"સાહેબ—તમારી ઉપર મેં નજદીક ચાર મહીના આગમચ ચોપડીઓ માટે હોકમ મોકલ્યો હતો, પણ જે ચોપડીઓ મને ન મલવાથી મને તે બીજા પાસથી લેવી પડી છે. એમ કરવા માટે હું ઘણો દલગીર છઉં. મને તમારા પીતા માટે ઘણું માન હતું, અને તેવણના છોકરા સાથે ખચીત મારી રાજી ખુશીથી સંબંધ નહી તોડું, પણ ખરૂં કહું તો તમે મારી ધીરજને ઘણી સખતાઈથી તપાસી છે. ગયે વરસ નવી છપાયલી ચોપડીઓમાંની મને એકબી મલી નહી, અને મને પારકાઓ પાસેથી લેવાની ફરજ પડી, કે જે માટે મેં તમને થોડા મહીના આગમચ કહયું હતું. હું ધારૂં છ કે આગ્રે તમે એક ચેતવણી દાખલ લેશો અને તમારા બીજા કોઈ દોસ્તો સાથે મારી સાથ ચલાવી તેવી ચાલ ચલાવશો નહી.

લા૦ સેવક જે. સી.

આગ્રે ઠપકાએ મારી ઉપર ઘણીજ મોટી અસર કરી, કારણ કે જ્યારે મને આગ્રે કાગળ મલ્યું તે વખતે હું જુદીજ બાબદ ઉપર રોકાયલો હતો, કે જે બાબદ આગલ મારો ચોપડી વેચવાનો ધંધો તો કાંઈ ગણત્રીમાંજ નહી. હું દેશના પ્રધાન માટે એક નવી તરેહનો કર દાખલ કરવાની યોજના ઘડતો હતો, અને જે માટે હું એક મોટાં ઈનામની આશા રાખતો હતો. બીજા હુશયાર માણસ માફક હું પણ એમજ ધારતો હતો કે, મારૂં નસીબ કાંઈ મોટાં કામથી ખીલશે, અને નસીબ દેવીને મલવા જવા આડકતરા અને મોટા રસ્તાને બદલે મેં ટુંકો રસ્તો સોધવાની કોશેશ કરી.

મોટા વગવાલા માણસોએથી મને ઉત્તેજન આપ્યાથી મેં આ કામ ઉપર ઘણો વખત રોકયો અને મારી ચોપડીઓને લગતું કામકાજ મારા જુવાન કારભારીને સોંપ્યું, કે જેનું આખું અઠવાડયું રવીવારને દહાડે ઘોડાપર બેસી ફરવા જવાના વીચારમાં રોકાતું હતું. આ જાતના શેઠ અને વાણોતર વચ્ચે કામ કેમ ચાલે તે હું વાંચનારનીજ મુનસફી ઉપર સોંપું છું.

જો કે મારી હુસીને મારી હુશયારી માટે ઉચું મત હતું અને મારાં વચનો પર પુરતો વીશ્વાસ હતો, તોપણ કોઈ કોઈ વખત તેણી મને કહેતી કે જેટલો વખત હું આગ્રે કામ ઉપર રોકું છું, તેનો બદલો કદાચ મને નહી મળશે. આસ્તે આસ્તે હું મારાં કામને ધીક્કારવા અને મારાં ઘરાકોને દીલ્લાં બહાણાં બતલાવવા શીખ્યો, કે જે દરેક મુલતવી રાખનાર માણસે શીખવુંજ જોઇયે. મારૂં અંતકરણ પણ બેપરવા થઈ ગયું, અને કાંઇબી દગદગા વગર હું ઘરાકોને બીજા દહાડાની વરદી આપતો, કે જે દહાડે તેઓનું કામ પાર પાડવાની બીલકુલબી આશા નહોતી.

હું જેમ ચોપડી વેચનાર તેમજ છાપનાર હતો અને પૈસાવાલા તેમજ ગરીબ ગ્રંથકારોના મારી ઉપર ઠપકાઓના વરસાદ વરસતા. પૈસાવાલાઓ તેઓની આબરૂ જવાની અને ગરીબો પૈસા વગર જે તેઓને અડચણ પડતી તેની ફરયાદ કરતા. મારો જેમ મુલતવી રાખવાનો તેમજ દયાળુ ખવાસ હતો અને ઘણી વખત મારા ગરીબ ગ્રંથકારોને હું આગ ઉપર પૈસા આપતો હતો. આથી તેઓ મારા સારા તેમજ નઠારા ગુણનો બેવડો લાભ લેવા લાગ્યા. મારા ગરીબ ગ્રંથકારોની સંખ્યા વધી ગઈ, કારણ કે હુશયારીને હું હમેશ ઉત્તેજન આપનાર હતો.

મારા પૈસાવાલા ગ્રંથકારો મને છોડી ગયા, અને તેઓની ફરયાદથી આબરૂદાર મંડળમાં મારી આંટ ઓછી થતી ગઈ. દરેક ગ્રંથકારનાં મગજમાં કાંઇ એવોજ ખ્યાલ હોય છે, કે જાણે દુન્યાનો છુટકારો અથવા તો યુરોપનું નસીબ તેઓની ચોપડી ચોક્કસ દહાડે પ્રગટ થાય તેની ઉપર આધાર રાખે છે, જ્યારે હું હમેશ એમજ વીચાર રાખતો કે મારી હાતની હાથમાં ધરેલી બાબદ આગળ આગ્રે ગ્રંથકારોનું કામ કચરા જેવું હતું.

મને જણાવવાને મગરૂબી તેમજ ખુશી ઉપજે કે મારી નવા કરની યોજનાઓ ઘણી વખણાઈ અને દેશની ઉપજ તેથી વધી, પણ દલગીરી સાથે ઉમેરવાની ફરજ પડે છે કે મને શોધી અથવા તો આડકતરી રીતે પૈસાથી તેનો બદલો મળ્યો નહી અને મેં જે કર્યું તેનું માન એક બીજો ખાટી ગયો, અને તે એટલાંથીજ કે તે મારી બે કલાક આગમચ તઈયાર થયો હતો. એક બીજો શખ્સ ઉભો થયો તેણે જણાવ્યું કે મારી યોજનાઓનો કર્તા તે છે. અમોને બેઉ જણાને એક આબરૂદાર ગ્રહસ્થને ત્યાં ખરી ખોટી બીના સાબેત કરવા તેડયા. મારો હરીફ વાયદાસર ગયો અને હું અરધો કલાક મોડો ગયો. તેનો હક સાબેત થયો અને હું ખોટો પડયો, કારણ કે હું મારી સાબેતીઓ લઈ હાજર થયો ન હતો. જ્યારે હું તે ગ્રહસ્થના ઘર આગળ જઈ પોંહતો, ત્યારે દરવાજા ઉપર ઉભા રહેલા એક શખસે મારી સામે બેઅદબીથી બારણું બંધ કર્યું, અને આ પ્રમાણે મારી આશા ભંગ થઈ.

હું મારે ઘર ગયો અને દલગીરીનો ઉભરો બહાર કહાડવા મારા ઓરડામાં ભરાઈ બેઠો, પણ મારી દલગીરી બહાર કાડવાને મને પુરતો વખત મલ્યો નહી. મારા કારભારીએ મને એક ચીરડાઈ ગયલા ગ્રંથકાર આગળ તેડયો, કે જે મને જોયા વગર દુકાન છોડી જવાની સાફ ના પાડતો હતો. આ માણસ કોઈ જબરો ગુસ્સાવાળો હતો. તે મોટો ઘણો હુશયાર અને કેળવાયલો હતો, અને પોતાને માટે ઘણું ઉચું મત ધરાવતો હતો. તે સ્વભાવનો ઘણો ઠપકી હતો અને ગરીબ હોવા છતાં પણ પૈસાવાલાઓમાં ફરતો હતો. અમારાં ઘરમાં એ "ગોમા-

તરગેસ" તે પરચુરણ અળયબી વેચનાર એ નામે ઓળખાતો હતો, કારણ કે તેણે એ નામનું ચોપાન્યુ લખ્યું હતું. અઠવાડયાંમાં બે ત્રણ વાર તે કયારે છપાઈ બહાર પડશે તે માટે પુછાવતો હતો. મેં કમનસીબે તેનું લખેલું કેઠે મુકી દીધું હતું અને આવી હાલતમાં તેની સામે ઉભું રહેવું એ એક તોપના ગોળા સામે ઉભું રહેવા બરાબર ભયંકર હતું.

કાંઈબી બહાણા વગર હું નીચે ગયો. તે પોતાનો ગુસ્સો હાળી બોલ્યો, "મારૂં લખાણ તમે છાપવા લાયક ન ધારતા હોવાથી મેહરબાની કરી મારૂં લખેલું મને પાછું આપો."

"મારા વહાલા સાહેબ માફ કરો, પણ વસંત રૂતુમાં તે જરૂર બહાર પડશે."

"વસંત રૂતુ! જવો જવો સાહેબ, શું વાત લાવ્યા છો. કાંય તમે તો મને કહયું હતું કે નાતાલ ઉપર બહાર પડશે; પછી તમે કહયું કે જુન મહીનામાં બહાર પડશે, તમે બોલ્યા કે ઈસટર પર તો છપાઇ જરૂર બહાર પડશે. શું મારી સાથ આ જાતની ચાલ ચલાવવાની છે?"

"માફ કરો સાહેબ, હું કબુલ કરૂં છું કે મેં તમારી સાથ ઘણી ખરાબ ચાલ ચલાવી છે, પણ કામનું દબાણ તમોએ જોવું જોઈયે."

"જેવો મી૦ બેસીલ, હું કાંઈ એવાં બહાણાં સાંભળવા નથી આવ્યો, મારી સાથ તમે ખરાબ ચાલ ચલાવી છે તે હું જાણું છું અને લોકોબી જાણશે. સાહેબ, હું મારૂં લખાણ માંગું છું."

સાહેબ, કાલે મોકલી આપીશ.

"કાલ મારે વાસ્તે નહી ચાલશે. એવી કાલ તો તમારી વરસ દહાડો થયાં થાય છે, હું તો મારૂં લખાણ આજેજ લેવાનો."

મારા ગ્રંથકારને છેલ્લે પાટલે બેઠેલો જોઇ, મને કહેવાની ફરજ પડી કે મેં તે એવે જગે મુકેલું છે કે તે મને એકદમ મલશે નહી. પણ મેં ઉમેરયું કે મારા ઘરમાં તે માટે હું સોધ કરીશ; પેલો માણસ વરણવી ન શકાય એટલો ગુસ્સે થઈ ગયો. હમારી ઘણીબી સોધ છતાં તે તો મલ્યુંજ નહી. મને આ ચાલનાં ફળ ચાખવાની ધમકી આપી તે મારી દુકાનમાંથી ગયો. મેં ફેકટમાં મારી યાદદાસ્ત શકતી કસી જોઈ કે મને યાદ આવે કે તે કયાં મુકેલું છે. મને એટલુંજ યાદ આવયું કે એક અઠવાડયાં સુધી તે મારા મોટા ડગલાનાં ગજવાંમાં લઈ હું ફરતો હતો.

કોર્ટમાં આ બાબદસર પેલાએ મારી ઉપર ફેરયાદી માંડી, અને મારી પાસથી આઠસો ગીની નુકસાનીના માંગ્યા. આ કજીઓ લંડનના ચોપડી વેચનારને ઘણો મનમાનતો થઈ પડયો. કોર્ટ લોકોનાં ટોળાંથી ભરાઈ ગઈ. કેટલાંક મોટા ખાંચરેનાં લોકો વાદીની તરફેણમાં હાજર થયાં, કેટલાંકો મારી તરફથીબી હાજર હતાં, જેઓ પેલા ગ્રંથકારના લખાણની હસી થએલી જોવા આવ્યાં હતાં. મને પણ ઘણી આશા હતી કે અંતે મારીજ ફતેહ થશે. જ્યારે મેં મારા ઇતનના હરીફને વાદીના બારીસ્તર તરીકે જોયો ત્યારે તો મારી આશા મજબુત થતી ગઈ. જેનસન, કે જેને હું એક મેહનતુ વહીતરૂં કરનાર પણ બોઠડ ધારતો હતો, આ માણસ દુન્યાંમાં પોતાનું ગાડું કેમ ગબરાવે છે તેની મને થોડીજ ખબર હતી. પણ હમણાં મારે ખરચે મેં જાણ્યું કે પોતાના કુલનો કજીઓ તે એવીતો સરસ રીતે ચલાવતો હતો કે, કોર્ટે મારી સામે ચુકાદો આપ્યો, અને પાંચસો પૌંડ નુકસાનીના આપવાની ફરજ પાડી, અને વળી ખરચ તો જુદો. લોકો મારી દયા ખાવા લાગાં, પણ લોકોની દયા મારો ગયલો પૈસો પાછો લાવી શકી નહી.

[સાંધણ છે.] નવાજબાઈ જા૦ પાદશાહ.



# સંકટ વખતે ધીરજ.



ઘણાં માણસોને જ્યારે પૈસાનું, તંદરોરતીનું ને આસપાસનું સઘળું સુખ હોય છે ત્યારે કદાચજ તેઓ ખોદાને યાદ કરે છે, પણ માંદગી કે કાંઇબી વીપત્તી આવી પડે છે, ત્યારે જાણે કોઈ માણસ અથવા ખોદા તેઓને ખાલી હેરાંન કરતો હોય એવું સમજે છે; પણ જો ડાહાપણથી વીચાર કરશું તો માલમ પડશે કે દુઃખ ખમ્યાથી માણસને ઘડો મળે છે, તથા આગે દુન્યાનો અનુભવ મળે છે, ને ખોદાની ખુબી સમજ પડે છે. એવી વખતે ધીરજની મુખ્ય જરૂર છે.

* * * * * * *

લડાઈ પુરી થઈ, ને જે મેદાનપર તે થઈ હતી, ત્યાં રાત પડી હતી, ને સઘળું શાંત હતું. રાજાનું મોટું લશકર, જે ફતેહમંદીથી આગળ કુચ કરી ગયું હતું, તેની કાંઈ પણ નીશાની રહેલી નહી હતી; તે લશકરનો મોટો ભાગ તે રાજા આગળ મુએલો પડેલો હતો; થોડા જણ જેઓ નાહસ ભાગ કરતા હતા, તેમને દુશમનો પુઠે લાગી કાપી નાખતા હતા. જે ખડકો મેદાનની હદ કરતા હતા, ત્યાં જ્યારે તારા ચળકતા હતા ત્યારે સઘળું શાંત હતું ને એકબી જીવતું પ્રાણી ત્યાં હોય નહી એવું લાગતું હતું.

પણ ખરેખર કાંઈ તેમ હતું નહી. મોટા ખડકોના છાયા હેઠળ ત્રણ માણસો છુપાએલા હતા, અને રાતનાં અંધારાંમાં ત્યાં છુપી પણ અગત્યની મસલત ચાલતી હતી. આ ત્રણ બીચારા નાહાસ ભાગ કરનારા માણસો હતા, જેઓ ગઈ કાલે તો મોટી પદવીએ હતા, પણ આજે આવાં સંકટમાં હતા. તેઓ "સ્કાઈન" અને "ઓસરામ" રાજાના સલાહકારો હતા, પણ તે રાજા તો હમણાં મરણ પામેલો હતો. ત્રીજો માણસ જુવાન શાહજાદો "આરમેનોસ" રાજાનો એકપુરો છોકરો, તથા વારેસ હતો.

સલાહકારોએ વાત કરવા કીધી; તે શાહજાદો દુર છુટો બેઠો, ને ખડકપર અઢેલીને જાણે તદન ઊંઘાઈ ગયો હોય, એવો જણાતો હતો; પણ તે એમ ઊંઘાઈ જાય તેમાં કાંઈ નવાઈ નથી, કારણકે તેને તો હમેશાં બેદરકાર રહેવાની ટેવ હતી, અને તેનું સઘળું કામ તો બીજાઓ કરતા.

રાજા મરણ પામેલો હોવાથી આએ શાહજાદો "આરમેનોસ" તે સલાહ આપનારાઓનો બાદશાહજ હતો, જેને તેઓએ કેળવેલો, તથા તેઓના જીવ કરતાં પણ વ્હાલો હતો. જ્યારે તેઓની દાઢી એકમેક સાથ અડાડીને તેઓ વાત કરતા હતા, ત્યારે તેઓના પોતાના જાનની તેઓને થોડીજ દરકાર હતી, પણ તે શાહજાદાના જાન સારૂ, ગમે તે ભોગ આપવા તૈયાર હતા. તેઓ તેને કેમ બચાવે? આ એક ગુચવણભર્યો ને મોટો સવાલ હતો; અને જેમ તેઓ વધારે વાત કરતા, તેમ વધારે ગુચવણ પડતી.

એક બાજુએ બોહોળું મેદાન હતું, તથા બીજી બાજુએ દુશમેનોનો દેશ હતો. "સ્કાઈને" પોતાની પીઠપર એક ઝોળીમાં થોડેક ખોરાક લીધો હતો તે સીવાય તેઓ પાસ કાંઈ બીજું ખાવાનું ન હતું; તે પણ ઘણુંજ થોડું હતું, ને બે માણુસો જો મેદાનપર મુસાફરી કરે તો તેઓને પણ પુરૂં પડે એટલું નહી હતું. તે ખોરાક આપીને તેઓ શાહજાદાને એખસો જીવ બંચાવવા મુસાફરી કરવા દે તેમબી બની શકે નહી. જેમ તેઓ વધારે વીચાર કરતા તેમ તેઓને વધારે ફીકર લાગતી; પછી છેલે તેઓ વાત કરતાં તદનજ નારીપાસ થઈ ગયા, ને સઘળું તદન શાંત થઈ ગયું.

ત્યાર પછી "સ્કાઈન" એકાએક બોલી ઉઠયો, "મને એક રસ્તો સુઝે છે." તેની અંચીતી હીલચાલથી શાહજાદો જાગી ઉઠયો, જોકે તે ફરીથી અટેલીને પાછો ઊંઘાઈ ગયો હોય એવું દેખાયું, પણ "ઓસરામ" તે સલાહ સાંભળવાની આશામાં ઉઠીને ઉભો થયો કે ખરાં દીલથી તે સઘળું સાંભળે.

"સ્કાઈન" બોલ્યો, "જે ખોરાક છે તે મને આપ, હું તે લઈને મેદાન ઓળંગીશ, ને તું શાહજાદાને આશરો આપજે. તું જાણે છે "ઓસરામ" કે રાત ને દહાડો સુલતાનનું લશકર શાહજાદાની શોધ કરશે, ને એકબી મેદાન, ખુણું, ખડક, કશું બાકી રાખનાના નથી. પણ એક મેદાન છે, જેમાં તેઓ શોધ કરશે નહી; તે સુલતાનનો દેશ છે, ને એક બીજી જગો છે, જેમાં તેઓ ખોલ કરશે નહી, તે તેનો મેહલ ને તેનું તખત છે. હું સલાહ આપુંછું, કે તેજ મેહલમાં તું શાહજાદા સાથે આશરો લે."

જ્યારે "ઓસરામ" મુગો મુગો સાંભળતો હતો, ત્યારે તેણે બોલવાનું જારી રાખ્યું, "જો, તારો બાપ "સબેરકા" નો વેપારી હતો, જેથી તુને ત્યાંની ભાષાં બોલવાની સારી માહેતગારી છે. શાહજાદાનાં ખભાંપરનો "સબેરકન" પોશાક છે તે તું પેહરજે, ને જેમ તારો બાપ "સબેરકન" વેપારી હતો, તેમ તુંબી થા, ને જાણે રાજાના લશકરનાં માણુસોએ તુને લુટયો હોય, ને તારી પાસે જે હોય તે ચોરી લીધું હોય, પણ થોડાં જવાહીર તારી પાસે બાકી રહી ગયાં હોય તેમ તું મુસાફરી કરજે, ને શાહજાદાને તારા મુગા ગુલામ તરીકે લેજે."

ફરીથી તે થોભગો, ને થોડા વધારે બોલ ઘણી અફસથી બોલ્યો, "તું જાણે છે કે "સબેરકા" ના વેપારીઓ ગુલામો સાથે કેવી રીતે વરતના હતા? ફરીથી "ઓસરામ" ચુપ બેસી રહયો, ને ડોકું ધુણાવ્યું.

સ્કાઈન બોલ્યો, "તું વેપારી ને ગુલામનો વેશ ધારણ કરે તેની અગાઉ સારી પેઠે વીચાર કરજે, કારણ કે નહી તો તારે વાસ્તે એવું કહેવાશે કે તું તારા ગુલામને મારતો નથી, તથા ગાળો દેતો નથી; જ્યારે બીજાઓ તો ગુલામો જાણે ખચ્ચર હોય તે માફક તેઓ સાથ ચાલ ચલાવે છે—નહી ખચ્ચર શું, પણ તે કરતાંબી વધારે ખરાબ રીતે વરતે છે, પણ જો તું એવી ખરાબ રીતે નહી વરતશે તો તારી કમબખની પાંજ ચુકી એમ જાણજે. તેથી તુંબી નીર્દયપણે, જેમ બીજા ધણીઓ કરે છે તેમ ગુલામને મારજે; શાહજાદાને બંચાવવાનો તો આ એક રસ્તો મને સુઝે છે."

પણ જ્યારે "ઓસરામ" ને હજીબી મુંગે મોઢે સાંભળતો જોયો, ત્યારે તે બોલ્યો, "હું હજી બીજો ઉપાય સુચવુંછું; જો ખરેખર તું એમ કરવાનો ઠેરાવ કરતો હોય, ને શેઠ થવા માંગતો હોય તો હમેશાં શેઠ તરીકેજ ચાલજે, તારા એકબી બોલથી, અથવા નજરથી તું પકડાઈ આવે તેવું કરતો ના. તારા જીવ સતોસતની વખતે પણ તારી પછવાડે જાસુસો હશે, તેથી તું શેઠ, ને શાહજાદો મુગા ગુલામ તરીકે રહેજે."

"હવે છેલી સલામ, કારણ કે હું મેદાન ઓલંગીને રાજાના દેશ તરફ પાછો ફરીશ. કદાચ મને કાંઈબી જણાવવાની જો તુંને તક મળે તો જણાવજે, નહી તો એક લશકર લઈને તુંને હું મદદ કરવા આવીશ; સુલતાન વીશે એવું કહે છે કે તે પોતાના મેહલમાં વેપારીઓને સારો આશરો તથા માન આપે છે, માટે બીહતો ના, પણ તારો ભાગ હીમતથી બજાવજે, ને સઘળું સારૂંજ થશે. ફરીથી એક વખત હું તુંને પુછુંછું (જોકે હાલ થોભવાનો વખત નથી) જેમ મે તુંને કહ્યું છે તેમ તું કરશે કે?"

તેણે જવાબની વાટ જોઈ, પણ "ઓસરામ" નું મોહડું તદન બંધ થઈ ગયું; જે માણુસ ગઈ કાલે તેનો રાજા હતો, તે આજે મુગો ગુલામ ને તેનો સલાહકાર (ચાકર) "શેઠ" એ વીચાર તેને ગુચવાવી નાખતો હતો. એ બનેજ કેમ? તેટલાં એકાએક અંધારાંમાંથી એક અવાજ નીકળ્યો, "હું કબુલ થાઉંછું."

તેઓ ફરયા, ને શાહજાદાને ચંદ્રની ઝાંખી રોશનીમાં શીધો ઉભેલો જોયો. તેઓ એટલા તો અજબ થયા, કે નહી બોલી શકયા, કે નહીં તેની સાથે વાત કરી શકયા.

થોભવાને બીલકુલ વખત હતો નહી, તથા થોભવાની તેઓની હીંમત પણ ચાલી નહી. "સ્કાઈને" પોતાના રાજાને નમશકાર કીધો, ને "ઓસરામ" ને છેલી ભેટી કરી, ઝોળી તથા ખાવાનું લઈ પોતાનો રસ્તો મેદાન તરફ લીધો.

લાંબો વખત સુધી "ઓસરામ" "સ્કાઈન" નો આકાર ચંદ્રની રોશનીમાં જોતો ઉભો, ને શાંતપણામાં તથા અંધારામાં હીલતો આકાર ફકત તેનોજ હતો. જે સલાહ તેને મળી હતી, તેને વાસ્તે તેનું દીલ ઘણુંજ દુઃખી થતું હતું, તો પણ તે બોલો તેનાં મનમાં ભમ્યા કરતા હતા, જાણે નહી તોડી શકાય એવા તે હુકમો હોય તેમ છેલ્લે સરવાલે તે ફરયો; તે શાહજાદો તો જ્યાંનો ત્યાંજ ઉભો હતો; "ઓસરામ" તેની નજદીક ગયો, ને તેનું પહેરણ ને સપાત ઝુટાવીને કાઢી લીધી, ને તેના બાલમાંથી હીરાનાં જે નંગ હતાં તે છીણવી લીધાં; દર પળે તેનું આખું શરીર ધ્રુજતું હતું, કે રખેને તે તેને મારે કે શીક્ષા કરે, ને પોતાના શેઠને પગે પડવા તે આતુર હતો. ઓસરામે તે પેહરણ પેહર્યું, ને પેલાં હીરાનાં નંગ પહેરણ અંદર છુપાવ્યાં. શાહજાદો ઘણા ઊંડા વીચારમાં હોય તેમ શાંત ઉભો રહયો, તેના બાદશાહી જભાની નીચે છેક ગુંઠણ સુધી આવે તેવું પહેરણ હતું, તેને બાંય તો હતી નહી, ને પટો બાંધેલો હતો. આ પહેરણ અસલના વખતમાં ગુલામોનો સાધારણ પોશાક હતો; એવા પોશાકમાં તેના જુવાન ઉઘાડા હાથ ઘણા દીપતા હતા, પણ ઓસ-

રામ તે જોવા સારૂ લાંબો વખત ઉભો રહ્યો નહી, કારણ કે તે તો હમણાં "સબેરકન" શેઠ હતો, ને તેનો ભાગ તેણે તુરતજ બજાવવો જોઈએ.

"એ કુત્તા, ચાલ મારી પછવાડે" સ્કાઈન બોલી ઉઠ્યો, તેને ખબર પડી નહી કે કેવી સખતાઈથી ને કેવી રીતે તે બોલાઈ ગયું, તેણે તો કાંઈ ગુસ્સાની ધાસ્તી રાખી હતી, પણ બીચારા શાહજાદાએ તો કાંઈબી તેવી નીશાની દેખાડી નહી. પણ જેમ સબેરકન ગુલામોથી કાંઈ વાંક થાય ત્યારે જેમ અદબ વાળીને ઉભા રહે તથા માથું નમાવે, તેવી રીતે તે એકબી બોલ બોલ્યા વગર પોતાના શેઠની પુઠે ગયો. આ રીતે એકમેક તરફ એકબી વખત જોયા વગર, તથા એકબી બોલ બોલ્યા વગર ચંદ્રની રોશનીમાં મેદાન તરફ તેઓ ચાલ્યા. એવું તેઓને લાગ્યું કે ખરેખર જાણે તેઓની જીંદગીઓ બદલાઈ ગઈ હોય, ને શેઠ તથા ગુલામ તરીકેજ મુસાફરી કરતા હોય.

જ્યારે રાત્રે મુસાફરી કરતા, ત્યારે ચંદ્રનાં કીરણો તે શાંત મેદાનપર પડતાં તે વખતે ઓસરામ મનમાં વીચાર કરતો, "જો હું ફતેહ પામીશ, ને કાંઈબી ખરાબી થશે નહી, ને અમે અમારા દેશ તરફ પાછા ફરયે તો મારો શેઠ મને કેવી રીતે આવકાર દેશે, પણ તેની મને દરકાર નથી; તે શેઠ (શાહજાદો) સલામત આવે એટલે બસ; જો એ મને અંધારાં દોજખ જેવાં બંદીખાનામાં નાખશે, તો તેથી મારે મનથી આરામની જગો છે."

તોબી તે પોતાનું કેડવેલું કામ કરતાં ધ્રુજતો હતો, ને જે રસ્તો તેને લેવાનો હતો તે લેનાં મનમાં આનાકાની કરવા જતો; તે સ્વભાવે ઘણોજ ગરીબ ને રાંક હતો તથા તેના દેશમાં એના જેવાં માણસો થોડાં હતાં. મેહુજબી સખતાઈ તેને અકારી હતી, જે ચાલ તેને ચલાવવાની હતી, તેથી તે ઘણો બીહતો હતો; તેને સમજ પડી નહી કે શાહજાદાની મગરૂરી આવી વર્તણુક કેમ સાંખી શકશે, કારણકે દરબારમાં તો તેનો પડતો બોલ ઝીલાતો. હવે તેનો સલાહકાર, તેનો વઝીર દુઃખી હૈડે આગલ ચાલતો, ને શાહજાદો પછવાડે ચાલતો.

સહવારનું પોહર તરતનુંજ પડેલું હતું, જ્યારે એકાએક મેદાનમાં સુલતાનના સીપાઈઓએ તેઓને આવીને પકડ્યા. "ઓસરામે" "સબેરકન" ભાષામાં તેઓ સાથે વાત કીધી, જે ભાષા તે ભુલી ગયલો નહી હતો. તેણે પોતાની ઓલખ એવી આપી હતી કે તે "સબેરકન" વેપારી હતો, ને સુલતાનના મેહલ તરફ જતો હતો; રાજનાં લશકરે તેને લુટ્યો, તથા જે હતું તે ચોરી લીધું; ને થોડા હીરાનાં નંગ બનાવીને બોલ્યો કે આટલા હીરા મેં મુશકેલીએ બંચાવ્યા, ને એક ગુલામ તેઓએ રહેવા દીધો છે, જે તદન મુગો ને નકામો છે. દરેક પળે તેને પકડાઈ આવવાની ધાસ્તી હતી, પણ જે માણસો આ સઘળું સાંભળતાં હતાં તેઓએ શકની કાંઈ પણ નીશાની દેખાડી નહી. ઉલટું, તેઓએ સુલતાન આગલ તેમને લઈ જવા કબુલાત આપી, ને તે ડાહેલો હોવાથી તેને એક ઘોડો આપ્યો. તેઓ શાહજાદાને બીજો ઘોડો આપવા જતા હતા, પણ "ઓસરામે" જ્યારે તે વીચાર જાણ્યો, ત્યારે તરતજ તેમ કરતાં તેમને અટકાવ્યા. તે બોલ્યો, "મારા દેશમાં ગુલામો હમેશાં પગેજ ચાલે છે."

આખો દહાડો તેઓએ સુલતાનના મેહલ તરફ જવાને મુસાફરી કીધી, અને જોકે તેઓ ખડકવાલી તથા વાંકીટીકી જગા પરથી આસ્તે આસ્તે ચાલતા, તોપણ શાહજાદો એટલો તો થાકી ગયલો હતો કે હમણાં જાણે પડી જશે. પણ જ્યારે આખો દહાડો પુરો થયો ત્યારે તેઓ છેલ્લે સરવાલે સુલતાનની રાજધાની આગળ આવી પોંહોંચ્યા.

સાંજ પડતાંજ તેમને સુલતાનની હાજરીમાં લાવવામાં આવ્યા, કારણકે મુસાફરોને જોવાને તેણે પોતાની ખાહેશ જણાવી હતી; તે સુંદર ભરેલા તકીયાપર અઢેલીને બાગમાં સાંજની ઠંડી હવા ઘેરતો હતો. "ઓસરામ" ઘોડાપરજ તેની આગળ આવ્યો, તેને નમયો, ને પોતાના ગુલામને તેણે ઘોડાપરથી ઉતરતી વખતે મદદ કરવાને બોલાવ્યો, પણ તે શાહજાદો ઘભરાઈ ગયો, ને તે હુકમ તેણે સાંભળ્યો નહી, ને આસપાસનાં સઘળાં લોકોએ તેની તે ગફલતી જોઈ. "ઓસરામ" ઝડપથી ઘોડાપરથી ઉતર્યો, ને એક લાકડી જે નજદીક પડેલી હતી, તેવડે તેનાં ખભાંપર જોરથી ફટકા માર્યા; ને ત્યાર પછી સુલતાનના પગ આગળ નમન કરીને કાલાવાલા કીધા, કે આ પ્રમાણે તેને પોતાના ગુલામને શીક્ષા કરવી પડે છે તેને સારૂ માફ કરે. તે સુલતાને તેને ઘણાં માનથી આવકાર દીધો, ને એકદમ ઉઠવા કહ્યું, ને ત્યાર પછી તેને વાસ્તે એક ખુરશી મંગાવી, તે પર તે બેઠા પછી એક નોકરને પગ મુકવાનું "સ્તુલ" લાવવા કહ્યું; પણ ઓસરામે તેમ નહી કરવાની તેને આજીજી કીધી, ને બોલ્યો, અમારા દેશમાં તો અમે અમારા ગુલામોનુંજ પગ મુકવાનું "સ્તુલ" બનાવ્યે છે અને ત્યાર પછી શાહજાદાને ઊંધે મસ્તક પોતાની આગળ સુવાડ્યો, ને તેનાં લાકડીના ફટકા મારેલાં ખભાંપર પોતાના બે પગ મુક્યા. તેજ વખતે સુલતાને જે સવાલો પુછ્યા તેના જવાબ તેણે એવા તો સારી રીતે આપ્યા કે સઘળા સાંભલનારાઓ ખુશ થઈ ગયા.

જ્યારે રાત પડી, ત્યારે તેને એક મોટા તંબુમાં લઇ જવામાં આવ્યો, જે સુલતાને તેને સારૂ સણગરાવ્યો હતો. એક કોચ સુંદર ચાદરો સાથે સફાઈથી બીછાવેલો હતો, ને તેની પાસે ભોંયપર સાદરીનો એક ટુકડો ગુલામ સારૂ હતો. જ્યારે સઘળા નોકરો તંબુમાંથી બહાર ગયા, ને તેઓ એકલા પડ્યા, ત્યારે "ઓસરામ" શાહજાદા આગલ પેટ ખાલી કરવા ચાહતો હતો, પણ તે તેમ કરતાં અટક્યો, ને એકબી વખત તેની તરફ નજર કરવાને અથવા એક બોલ બોલવાની તેની હીમત ચાલી નહી, ને તેનો દગલો કાઢવા સારૂ તેણે ગુલામને સખતાઈથીજ હુકમો કીધા. જ્યારે તે બોલ્યો ત્યારે બહાર કાંઈ અવાજ થયાથી તે ચોંક્યો; એ ઉપરથી જણાતું હતું કે તંબુની બહાર જાસુસો ફરતા હતા. "સ્કાઈન"ની શીખામણ યાદ કરીને તેણે શાહજાદાને ઉતાવળથી એક મુક્કી મારી ને ઊંઘાઈ જાય તેની અગાઉ સઘળું બરોબર ગોઠવવા કહ્યું.

આખી રાત બહાર જાસુસો ફરતા હતા, ને "ઓસરામ" પોતાનાં બીછાણામાં જાગૃત પડી રહ્યો; તેને બીલકુલ ઊંઘ

આવી નહી, પણ શાહજાદો તદન થાકી ગયલો હોવાથી પોતાના સાદડીના ટુકડા પર પણ શાંતપણે ઊંઘાઈ ગયો, તે જોઈને "ઓસરામને" ઘણો કરાર થયો. સહવાર પડવા આવી પણ તેને ઊંઘ આવી નહી, પણ સહવાર પછી તેના જીવને કરાર થશે એવુંબી કાંઈ હતું નહી, કારણ કે વળી પાછું તેને મારફાડ કરવું પડશે એ વીચારથી તે ઘણો દુઃખી થતો, ને આખી રાત પણ તેવા વીચારથી તેને ઘણીજ બેકરારી થતી, ને જાણે શું એક દુઃખ હોય તેમ તે ધ્રુજયા કરતો હતો.

સુલતાનના મેહલમાં દહાડા પસાર થવા લાગા, ને તે મુસાફરોને સુલતાને જવા દીધા નહી. તેણે "ઓસરામ"ને ઘણી મેટાની નવાજેસ કીધી, તેનેથી ઘણો ખુશી થવા લાગો, ને રાજકારોબાર વીશે તેની સલાહ પુછયા કીધી. સાંજે તેને "ફુવારાના બાગ" માં આવવાનું નોતરું કીધું, ને ત્યાં સુંદર તકીયા પર અઢેળીને તેની સાથ તકરાર કરતો. ઓસરામ આવાં બધાં માનથી પુરો અકળાઈ જતો, ને હર પળે ત્યાંથી જતો રહેવાની તક જોતો. જે વખતે તેનાં મનમાં ધાસ્તી રહેતી ત્યારે તે પોતાના ગુલામને પોતાની બાજુએજ રાખવાની યત્ન કરતો, નહી તો રખેને કોઈને શક જાય કરી ખુબ ગાળો દેતો ને માર મારતો.

કોઈ કોઈ વખતે તે વીચારતો કે તેનું દીલ ખરેખર ઘાતકી થઈ ગયું છે, ને બીજી વખતે તેને વીચાર આવતો કે બીચારો શાહજાદો આવાં બધાં સંકટો કેવી રીતે ખમતો હશે; જોકે તેઓ હમેશાં સાથેજ હતા, તોપણ તે "શેઠ" ને ગુલામ તરીકેજ. "ઓસરામ" જોતો કે બીચારા શાહજાદાનું મોહડું તદનજ ઉતરી ગયલું હતું, તથા લેવાયલો ને પતળો થઈ ગયો હતો. જ્યારે તેને માર પડતો, ત્યારે મોહડાંમાંથી એકબી શબ્દ કાહતો નહી, કે જરા બબડતો નહી, ને ગાળો દેતો ત્યારે જરાબી ગુસ્સાની નીશાંની દેખાડતો નહી, પણ એવા તો દયાભર્યા ને નરમ દેખાવથી તેના શેઠ તરફ જોતો કે "ઓસરામને" ઘણી રહેમ આવતી, ને સમજ પણ નહી પડતી કે શું કરવું. આસ્તે આસ્તે તેઓ ઘણા વખણાઈ ગયા, ને બંને જણાને જોવા સારૂ નજદીક ને દુરથી લોકો જોવા આવતાં. તે સભ્યતાવાલો વેપારી, જેનામાં બધો ડહાપણનો ભંડાર હતો, ને તે ખુબસુરત ને સબુરીવાલો મુગો ગુલામ જેણે સઘળાનું ધ્યાન ખેચ્યું હતું, જે ચાલ તે ગુલામ તરફ ચલાવવામાં આવતી તે જોઈને, તથા જેવી રીતે તે બીચારો સઘળું સોસતો હતો, તે જોઈને કોઈબી માણુસ અજાયબ થયા વીના રહે નહી. "ઓસરામ" સઘળું જોતો, ને તેઓની નવાઈમાં ભાગ લેતો, તથા પકડાઈ આવવાની ધાસ્તીમાં હરરોજ સુલતાનને કાલાવાલા કરતો કે તેને જવા દે. તેની માંગણી છેલ્લે સરવાળે સ્વીકારવામાં આવી, ને તેથી વળી એક કબુલાતે, કે જે મેજબાની તે શેહરમાં થવાની હતી, તે થાય ત્યાં સુધી થોભે. જ્યારે "ઓસરામે" આ રજા સાંભળી ત્યારે આંગળીપર દહાડા ગણીઆ કીધા કે તેનાં દુઃખનો હવે અંત આવશે; તેજ વખતે સુલતાન તેમને ઘણી ભેટો આપતો ને માન આપવામાં કશું બાકી રાખતો નહી. પણ "ઓસરામ"ને સુલતાનની પાસેજ રહેવાની ફરજ પડતી, ને કોઈ કોઈ વખતે જ્યારે ગુલામને પોતાની પાસે રાખતોજ નહી, ત્યારે તે ઘણી ફીકર કરતો કે રખેને કાંઈ જણાઈ આવે, જોકે તેને બચવાની તો હવે આશા આવતી હતી.

મેજબાનીનો દીવસ આવ્યો, ને ઘણા ભપકાથી તે પાળવામાં આવ્યો, ને શેહરમાં બધાં લોકો તે ગમત જોવા એકઠાં થયાં. આ રમત એવી હતી કે જેમાં બધા ગુલામો કુસ્તી રમતા તથા મેહલના ચોકમાં કુદતા ને નાચતા, જે વખતે સુલતાન એક ઊંચાં તખ્ત પર બેસી, તથા પોતાના સલાહકાર "ઓસરામ"ને પોતાની બાજુએ રાખી સઘળું નીહાળતો. તે શાહજાદાને સઘળી રમતોમાં ભાગ લેવાની ફરજ પડતી ને પોતે ઝડપવાલો ને ખુબસુરત હોવાથી સઘળાંનુ ધ્યાન ખેંચતો, ને બધાંમાં સરસ થયો ને સુલતાનની શાબાશી મેળવી. એ સરત છેલી હતી, ને હવે દહાડાનું કામ પુરૂં થવાનું હતું, ને જ્યારે બધાં લોકો જોવામાં આતુર હતાં, ત્યારે સુલતાન ઓસરામને પોતાની પાસે બેસાડીને વાત કરતો હતો, તે વખતે સાંજ પડેલી હતી ને "ઓસરામને" આશા આવી કે હવે દહાડો પુરો થવા આવ્યો છે.

પણ તેજ પળે તેને જણાયું કે ગુલામો અતીશય ઉસકેરાઈને માહોમાહે તોફાન કરે છે. લોકોનાં ટોળાં એટળાં તો હતાં કે તે દેખાવ તદન ઢાંકી નાંખનાં હતાં; ત્યાર પછી એકમેકને જોરથી ધક્કા મારીને લોકો વીખરાઈ ગયાં, અને સુલતાનના ગુલામોની વચ્ચે તેણે શાહજાદાને તેની આગળ ઘસડી લાવતાં જોયો. તેઓના ઘોઘાટથી તથા લોકોના જોસભરયા પોકારોથી, જે બનાવ બન્યો હતો તેની તેને સમજ પડી. શાહજાદો સરતમાં સર્વેથી પહેલો આગળ ધસ્યો હતો, ને સરતની જગા આગળ આવી પુગો તેટલાં પડી ગયો, ને પડયાથી તે સુલતાનની પવીત્ર બરણી જે સરતની જગા આગળ મુકેલી હતી તે ભાગી ગઈ. જ્યારે "ઓસરામે" આ સાંભળ્યું ત્યારે તે નહી બોલી શકાય એવી રીતે નાસીપાસ થઈ ગયો, કારણકે જો કોઈબી ગુલામ એવી તકશીર કરે તો તેને "મોતની" શીક્ષા થતી. તેને એક પળ લગી એવુંજ લાગ્યું કે તેની સુદ્ધ જતી રહી છે, ને તેનાં દીલમાં અતીશય દુઃખ ઉપજયું; ત્યાર પછી જેમ એક માણુસ મોતની સાથે મારામારી કરતો હોય, તેમ ઉઠીને ઉભો થયો, તથા ખોખરા ને ભાગા તુટા અવાજે બોલ્યો કે તેના ગુલામને એકદમ મારી નાખે નહી, પણ તે કરતાં તેને વધારે શીક્ષા થવી જોઈયે; તેણે કહ્યું કે તેને મેહલનાં અંધારાં બંદીખાનામાં લઈ જવો, ને ત્યાર પછી જે શીક્ષા કરવાની હશે તેનું તે પોતેજ નક્કી કરશે. તેના એવા બોલોથી ગડબડ બંધ પડી, ને તેણે તે શાહજાદાને તેની આગળથી લઈ જતાં જોયો, ત્યાર પછી [illegible] નાસીપાસ થઈ ગયો, કે હવે તો એને બચવાની [illegible] તક નથી, તથા થોડા વખતમાં પોતાની બેઠક [illegible] નીચે [illegible] થઈ પડ્યો.

શાહજાદો કે જે આટલો વખત સઘળું [illegible] ખમતો હતો, તે આ વખતે ધ્રુજવા લાગ્યો, [illegible] નીશાનીઓ. [illegible] કે તેને તેના શેઠના પગ આગળ લઈ જવાને [illegible]

થઈને તેને છોડી મુક્યો. ત્યાર કેડે તે પોતાના શેઠના પગ આગળ પડયો, ને પ્યાર તથા દલગીરીની નજર તેની તરફ ફેંકી, વાંકો વળી તેને પગે લાગીને તેના પગપર ચુંબન કરવા લાગ્યો. સુલતાન પોતાનાં તખ્તપરથી આ સઘળો દેખાવ જોયા કરતો હતો, તેનેથી હવે ચોભાયું નહી.

તે બોલી ઉઠયો, "તું આવા ગુલામને ખુશીથી મોતની શીક્ષા કરવા માંગે છે, હું તારા જેવો ક્રુર થાઊં નહી; જો એ મારો દુશમન હોય અથવા તો દુશમનનો છોકરો કાં નહી હોય, તોબી તેને હું દમણા મારી બક્ષું."

ત્યાં એક પળ ચુપકીદી પંથરાઈ. ત્યાર પછી "ઓસરામ" એકાએક બોલી ઉઠયો, જે વખતે તેનો અવાજ ને તેની ભાષા સઘળું બદલાઈ ગયું; જાણે એકાએક કાંઈ વીચાર આવી ગયો હોય તેમ તે ઉઠયો ને બોલ્યો, "ઉઠ, શાહજાદા "આર-મેનસ," રાજાના છોકરા, ઉઠ." શાહજાદો તરત ઉઠી ઉભો થયો, વળી પાછી ચુપકીદી પંથરાઈ; "ઓસરામ" બોલ્યો, હવે જે માણસ પોતાના દુશમન અથવા દુશમનના છોકરાને માફી બક્ષવા માંગે છે, તેની આગળ નમસકાર કર, કારણકે તું તેના દુશમનનો છોકરો છે.

તે શાહજાદો આગળ જઈને ગુડણ મંડીને નમવા જતો હતો, પણ સુલતાન ઝડપથી ઉઠી તેને બેટી પડયો.

* * * * * * *

આખા મેહલમાં ઘણી ખુશાલી થઈ રહી, ને તે ખુશાલીના અવાજો ઘણા દુર સુધી રાતે સંભળાતા હતા. સુલતાને હુકમ કીધો કે તે શાહજાદાને રાજાની માફક માન આપે, ને તેની સાથે સલાહ તથા મીત્રાચારીના કોલકરાર કીધા, ને છેલ્લે તેનું રાજ તેને આપ્યું. તેઓની આસપાસ ખુશાલી ભરી રહી એકી થઈ પણ શાહજાદો આ નહી ધારેલા બનાવોથી એટલો તો છક થઈ ગયો કે તેનાં મોહડાંમાંથી એક સખુન પણ નીકળ્યો નહી.

"ઓસરામ"ને આ અચીંતા ફેરફારથી એટલો તો કરાર થયો, કે જ્યાં તે બેઠેલો હતો ત્યાંથી ઉઠયોજ નહી, ને આખો વખત ધ્રુજયા કરતો; જ્યારે સુલતાન શાહાજાદાનો હાથ પકડીને મેહલમાં ફેરવતો ફેરવતો "ઓસરામ"ની નજદીક લાવ્યો, ત્યારે તે પોતાના રાજાની તરફ ધ્રુજતે ને ભાંગા તુટા અવાજે જોઈને બોલ્યો, "અરે મારા શાહજાદા, મારા ગુલામ, હવે હું તને શું કહું?" તે ઉઠવા જતો હતો કે ઉઠીને પોતાના રાજાને નમે, પણ શાહજાદાએ તેને પોતાના હાથની હીલચાલથી તેમ કરતાં અટકાવ્યો, ને પોતેજ તેની આગળ ગુડણ મંડીને પડયો, ને અતીશય લાગણીથી બોલ્યો, "અરે મારા શેઠ, મારા બાપ, જો મારી આખી જીંદગી તારી સેવા કરું તોબી જે આભાર તેં મારી પર કીધો છે તેનો બદલો વળે નહી, તું એમ ના'વીચારતો કે બધા દહાડા મેં મારો પોતાનોજ વીચાર કીધો. હું તારી દયાળુ લાગણી સારી રીતે જાણતો હતો, ને દરેક ફટકો જ્યારે તું મને મારતો, ત્યારે મારા કરતાં મને તારૂં વધારે લાગતું." જાઈજી બ○ કોહોલા.



# આ દુન્યામાં આપણી ફરજ.



તમારી ફરજ તે શું? દરરોજ જે કાંઈ કામકાજ તમને કરવું પડે છે તે તમારી ફરજ; પણ વળી એ તો માત્ર તમારી ફરજનો એક ભાગ થયો. ત્યારે હવે બીજું શું? તમુને તમારો કારભાર બરોબર રીતસર ચલાવવો એટલે તમુને તમારો સ્વભાવ અને તમારામાં ઉત્પન થતા અનેક જુસ્સાઓને તમારા કબજામાં રાખવા. આમાં ફરજ તેમજ અંતકરણ બને સમાઈ જાય છે, કેમકે જો તમે તમારી ફરજ ધ્યાનમાં રાખી અંતકરણની ચેતવણી તરફ નજર રાખો તો જરૂર તમે તમારા સ્વભાવ અને બીજા અનેક જુસ્સાઓ ઉપર તમારો કાબુ ચલાવી શકશો. જો એક આદમી ફરજ, અંતકરણ અને ખુદ પોતાની ઉપર પોતે કાબુ ચલાવવો આ ત્રણ શબ્દનો પુરો અર્થ સમજી તે ધ્યાનમાં રાખી મુકે તો તે અલબતાં તેને સમજુ લોકોને હાથથી, લખાયલી સારી સારી ત્રણ હજાર ચોપડીઓ વાંચ્યા જેટલો ફાયદો કરી શકે.

દરએક આદમીએ કોઈનુંબી કામ કરતી વખતે તે ચાહીને કરવું એ સારૂં છે, પણ તેમાં આપમતલબ કશી પણ રાખ્યા વગર ફરજ, દયા અને માયાળુ લાગણીઓથીજ કરવાં, કેમકે એવાં માયાળુ લાગણીથી કીધેલાં કામો પૈસાને માટે કીધેલાં કામો કરતાં હજાર દરજજે સરસ હોય છે. ડાક્ટર આરનલ્ડ કહે છે કે, તમામ માલ મીલકત, આબરૂ, દરજ્જો, તંદરોસ્તી સઉ કરતાં ઉમદા ખવાસ ઉત્તમ છે, કેમકે એક ભલો, સાચો અને ઉમદા ખવાસનો શખસ દોલતમંદ, આબરૂવંત કે તંદરોસ્ત આદમી કરતાં ઘણે દરજ્જે માનને લાયક છે.

માણસ જાતની જીંદગીમાં પોતાને કે પારકાને માટે હર કાંઈ કરવાનું હોય છે, અને જો તે તેઓ પોતાની ફરજ સમજીને ન કરે તો તેમની જીંદગી મીથ્યા છે. સચ્ચાઈ, મેહેનત કરવામાં મોજ, ખાના પીના અને એવીજ બીજી મોજ મજાહ તરફ નાખુશી, સાફદીલી, ભલમનસાઈ, ઉદારતા અને ખુદાએ જે કાંઈ થોડુંબી આપયું હોય તે ઉપર સદા સંતોષ પકડી રહી હમેશા સુધી તે માટે કીરતારના આભારી રહેવું, એ સઘળા ગુણો દરએક આદમીએ ધરાવવા જોઈયે.

કેટલીક વખતે ઘણી બુદ્ધીવાલાં આદમીઓમાં ઉદારપણાની કશી પણ નીશાન જણાતી નથી, કેમકે આ ખાસ્યત માણસનાં મનની એક ઘણી મજબુત શક્તી છે. ખુદાએ આદમજાતને જે જે ઉત્તમ બક્ષેસો કીધેલી છે, તેમાં વીચાર શક્તી એ એક સરસ બક્ષેસ છે. વળી આ શક્તીથીજ તેઓ પ્રાણીઓ ઉપર તેમજ દુન્યામાં આવેલી ઘણીખરી હરએક ચીજ ઉપર હાકમી ભોગવી શકે છે. જો માણસ ચાહે તો તે આ ઉત્તમ શક્તીને આધારે સારાં નરસાંનો વીચાર કરી તેમની વચ્ચેનો બારીક તફાવત પીછાંણી સદા સારોજ માર્ગ અખત્યાર કરે!

હવે આપણે દુન્યામાંની ઘણીક ચીજો વીષે દરરોજ કાંઈ ને કાંઈ નવું કે જુનું અને ખરૂં કે ખોટું સાંભળયે છીયે અને વળી તે બધું સાંભળેલું ખરૂંજ માનવાને લલચાઈએ છીયે; પણ આમાં

આપણે એક મોટી ભુલ કરયે છીયે. આપણે જે કાંઈ નજરથી જોઈ અથવા હાથથી તપાસી શકયે તેજ આપણને ખરૂં માનવું જોઈયે, અને જે કાંઈ આપણે જોઈ કે તપાસી શકતાં ન હોઈયે તેવાં કશાં ઉપર ભરોસો ન રાખવો જોઇયે. આપણે આપણી જીંદગીની ઘણીક બાબદો વીશે કેટલું થોડું જાણયે છીયે અને કેટલું બધું માન્યે છીયે? અને એજ જ્ઞાનની ખુટને લીધે તો આપણે જીંદગીમાં દુર કંઇ મુશકેલ્યેતો વખતે કેટલું થોડું કરયેચ? આપણે આપણી ઈચ્છા, લાગણી અને મનનાં કામો વીશે શું જાણયે છીયે? ફક્ત એટલુંજ કે આવી કાંઈ પણ ચીજ આપણામાં છે, પણ તે શું છે, કેમ છે, વીગેરે કશું આપણે જાણતાં નથી. દાખલા તરીકે આપણે આપણી પૃથવી કે જેની ઉપર રહી આપણ દર રોજ સારાં કે માઠાં અસંખ્ય કામો કરતાં જઈયે છીયે તેને વીશે આપણે શું જાણ્યે છીયે? તેમજ આપણાં માથાં ઉપર ફરી વળેલાં બુલંદ આકાશ, આપણો તેજસ્વી સુર્ય, કે જેના વીના આપણને એક પણ દીવસ ચાલી શકે નહી, અને તેની આસપાસ વીંટળાયલા અસંખ્ય તારાઓ, એ સઘળાંને વીશે આપણે શું જાણ્યે છીયે? તેમની ગતી અને તે ઉપર બનતા બનાવો અને તેમનાં કારણો એ સર્વે આપણે કયાં જાણ્યે છીયે?

જ્યારે આપણે આવાં બોહળાં આકાશ મંડળ અને તેમાં સમાયલા સુર્ય તારાઓ અને બીજી અસંખ્ય ચીજોનો વીચાર કરયે છીયે, ત્યારે આપણને આપણી પૃથવી તો તેના ઉપર એક ઝીણામાં ઝીણા દાણા જેવીજ માલમ પડે છે અને ત્યારે તે પૃથવી ઉપર વસતાં આપણ માણસ જાતની કશી વીસાતજ નથી. પણ વળી જેમ આપણને આવી મોટી મોટી ચીજો હેરત કરે છે, તેમજ આપણી આસપાસ જોતાં આપણીજ સાથે પૃથવી ઉપર વસતાં બારીકમાં બારીક જીવડાં, જેઓ ઘણું કરીને આપણી નજરે પણ દેખાતાં નથી અને તોબી આપણીજ માફક આ દુન્યામાં હયાતી ભોગવી હાલી ચાલી શકે છે. હવે આવાં બારીક જીવડાંનેબી વળી અવયવો, નસો અને લોહીમાં બંધાતી ઝીણી રજકણો હોય છે એવું જ્યારે આપણે વીચારયે છીયે, ત્યારે આપણને કુદરતનાં કામનો કશો પણ ખ્યાલ આવતોજ નથી અને તેના પેદા કરનારની અખુટ શકતીનો વીચાર કરવા જતાં આપણું મગજ ચકભ્રમ થઇ જઈ આપણને દંગ કરી મુકે છે.

કૌનફ્યુશ્યસ કહે છે કે, આપણી જીંદગીનો પોણો ભાગ આપણી રીતભાત છે, માટે હમેશ તમારી ચાલચલણ સારીજ રાખો, સચાઈ ભરેલા વીચારો કરો, નેક થવાની આદત પાડો, જ્ઞાન, ઉદારતા અને ઉલટ, આ ત્રણે ગુણો ભેગા તમારામાં દાખલ કરો. વળી સચાઈ, આતુરતા, માયા અને એવાજ બીજા નેકીથી ભરેલા ગુણો તમારામાં દાખલ કરો.

હવે જ્યારે આપણે આ સઘળું કરવા માંગતાં હોઇયે ત્યારે તે આપણે કેમ કરી શકયે? તે સઘળા સારા ગુણો આપણે આપણી અંદરખાનેની શકતી અંતકરણથી આપણામાં દાખલ કરી શકયે, કેમકે તેજ આપણને નેક રાહે જવાની રોહેલાઇ કરી આપશે, તેમજ બદ રાહે જતાં અટકાવ પણ કરશે. માટે જેઓ તેની મદદ લઈ તેમ કરવા માંગે છે તેઓ સુખી થાય છે અને જેઓ તેમ નથી કરતાં અને અંતકરણની દરએક ચેતવણી પાછલ બેદરકાર બને છે, તેઓ સોવટે દુખીજ થઈ પસતાવામાં પડે છે. ત્યારે તો હવે માણસોએ આ ઉપરથી એટલું તો જાણવુંજ જોઈયે કે આપણને હમેશાં આપણી ફરજો બજાવતી વખતે મન મજબુત રાખવું અને જે કાંઈ આપણને ખરૂં લાગે, એટલે જે કરવાને આપણું અંતકરણ આપણને ઉસકેરે, તેજ કરવું અને જે કરવાને તે અટકાવ કરે તે નહી કરવું; કેમકે આપણી પાસે આપણું અંતકરણ એક એવું સાબુત હથીઆર છે કે જેની મદદથી આપણે આપણી પોતાની લાગણીઓ ઉપર કાબુ ચલાવી શકયે છીયે.

આપણને ફરજ બજાવવાના કેટલાક સારા ગુણો વીશે આગળા વખતના કેટલાક ગ્રીક લોકોના દાખલા ઉપરથી ઘણુંક શીખવાનું મળે છે, માટે અંહી તે વખતના ફીલસુફ સોક્રેટીસનું એક દાખલા તરીકે થોડું બયાન આપ્યે છીયે.

આપણા આ ગ્રીક ફીલસુફ સોક્રેટીસનો જન્મ ઈ૦ સ૦ ની પુર્વે ૪૬૮ માં એથેન્સમાં થયો હતો. એને લોકો ગ્રીક દેશની ફીલસુફીના સોધક તરીકે પીછાણે છે. સોક્રેટીસને તેના વખત પ્રમાણે સારી કેળવણી મળી હતી. તેણે પેહેલાં ધર્મસંબંધી ગોહુંક જ્ઞાન લીધું હતું, જે તેને પાછલથી બહુ ઉપેયોગી થઈ પડયું હતું. ત્યાર પછી તેણે કેટલુંક સાધારણ જ્ઞાન મેળવ્યું અને મોટો થયા પછી તે દેશના રેવાજ પ્રમાણે તે લશકરી ચાકરીમાં રહયો. અંહી તેણે દાખલ થતી વખતે જે સોગંદ લીધા હતા તે સેવટ સુધી પાળી ઘણી ઈમાનદારીથી નોકરી બજાવી હતી. પોટીડયાની લડાઈ વખતે એલ. સી. બી. એડીસને દુશમનનાં લશકરમાંથી ઘાહેલ થયલો પોતાના જીવને જોખમે મોટી મુશકેલીથી ખેંચી પસાર લાવી તેનો જાન બચાવ્યો હતો. સોક્રેટીસને તેનાં આ બહાદુરીનાં કામ માટે પાછલથી "વીકટોરીઆ ક્રાસ" નામનું ઈનામ મળ્યું હતું. વળી ડેલીફોનની ભયંકર લડાઇ વખતે પણ તેણે તેવીજ બહાદુરીથી ઝેનોફોનની જીંદગી બચાવી હતી. આ વખતે તેણે ભારે જોખમ માથે હોરયો હતો અને દુશમનનાં લશકરમાંથી પોતાના સાથીને ખાંધ ઉપર મારી પાછો ફરતાં તેણે એક હાથ વડે દુશમનના હુમલાથી પોતાનો અને પોતાના સાથીનો બચાવ કરતાં ભારે મુશીબત ખમી હતી. આ પ્રમાણે લડાઈ વખતે હમેશાં તે બહાદુર સીપાઇ પોતાના જાનની કશી દરકાર કરયા વગર પોતાની ફરજ પાછળ જીવ આપવા તૈયાર રહેતો. ત્યાર પછી તે તે ચાકરી છોડી રાજ્ય સભામાં સામેલ થયો હતો અને આપણને જાણીને ઘણી ખુશાલી લાગે છે કે, એ બહાદુર નરે ત્યાં પણ પોતાની ફરજ ઘણીજ મક્કમપણે બજાવી હતી. તે સદા રઈયતના વાજબી હકો માટે લડતો અને લુચ્ચા ચોડાઓ અને આપસ્વાર્થીઓ તરફ ખુલ્લી રીતે ધીક્કાર બતાવતો હતો. તેનાં આવાં કામથી રૈયતમાં ગરીબ ગુરબાં તેને ઘણું ચાહતાં, પણ આવી રીતે પ્રમાણીક રહેતાં તેના દોસ્ત કરતાં દુશમન બહુ વધી પડયા. ત્યાર પછી તેને રાજયસભામાંથી બરતરફ કરવામાં આવ્યો અને તેણે શીખવવાનું કામ કરવાનું સરૂ કીધું.

સોક્રેટીસે પોતાના ચેલાઓને હલકા ન ગણતાં પોતાની બરોબરયા તરીકે ગણી તેમની આગલ પોતાના મનના વીચારો જાહેર કરવા માંડયા અને તેમને પોતાની બરોબરયા હોય તેમજ ચાહી તેમના પણ વીચારો પોતે જાણી તેમાં ઘટતો ફેરફાર કરવા અને તેમને તેમની ભુલો બતાવવા માંડી. વળી સોક્રેટીસને ચોપડીઓમાંથી શીખવવાની રીત પસંદ પડતી ન હતી, કેમકે તે કહેતો કે, ચોપડીઓમાંથી શીખવવાથી કંઈ આપણા મનમાં ઉત્પન થતા દરએક સવાલના ખુલાસાવાર જવાબો આપણને મળી શકતા નથી, માટે તે તકરારો કરી એક બીજાનાં મનના વીચારો જાહેરમાં લાવી તેમાંથી સારૂં હોય તે ચુંટી કાઢી તે ઉપર તેમનું ધ્યાન દોડાવી, નઠારા વીચારોને તેમનાં મનમાંથી કાઢવાની યત્ન કરતો. સોક્રેટીસ પોતે એકજ ખુદાને માનતો અને તે વખતના લોકો જેમ બીજા દેવો, પરીઓ વીગેરે અનેક જાતના વેહેમ માનતા હતા, તે સર્વેને ધીક્કારી કાઢી પોતાના ચેલાઓને પણ

તેમજ કરતાં શીખવતો. આવી તેની રીત ઉપર કેટલાક સમજુ લોકો ઘણા ખુશી જણાયા અને તેની આવી મેહનતના બદલામાં તેઓએ તેમને નાણાંની મોટી મોટી રકમો આપવા માગી પણ તે સર્વે સોક્રેટીસે મોટા ઉપકાર સાથ ના પાડી. એક વખત તે પોતાના એક મીત્ર તરફથી આવી માંગણી ના પાડતાં બોલ્યો હતો કે "નહી ભાઈ, તમો ભુલો છો. હું કાંઈ પૈસા મેળવવા માટે આવી મેહેનત કરતો નથી, પણ માણુસ જાતનું ભલું કરવા અને તેમને નેક રાહે ચલાવવા માટે મારેથી જે કાંઈ થઈ શકે તે કરવાની હું મારી ફરજ સમજું છું અને તે બજાવવા માટે રાત દીન ખંતી છું."

સોક્રેટીસ જે પ્રમાણે પોતાના મીત્ર આગળ બોલ્યો હતો તેજ પ્રમાણે તે કરતો હતો. તે પોતાના ચેલાઓને સદગુણી કરવાની ઘણી મેહેનત લેતો, હરકાંઈ વાતે તે તેમના વીચારો તેમની પાસે બોલાવી તેમની ભુલો નરમાસથી બતાવતો અને તે ઉપર લાંબી તકરારો કરી તે તેમનાં મનની વળાણુ સારે માર્ગે લાવવાની કોશેશ કરતો. તે કાંઈબી બાબદમાં તેમની સાથે તકરારો કરી હરકોઈ ચીજનું ગુણ તેમનીજ પાસ બોલાવી કાઢી તેમનાં મનનો ગુચવાડો મટાડતો. એમ કરીને તે તેમનું મન ખીલવવાની બનતી કોશેશ કરતો. તે વળી હમેશ ધર્મ અને નીતી સંબંધી ફરજો સર્વેથી કીમતી ગણી તે તેમને સમજાવતો હતો. આથી તેઓ પોતાના શીક્ષકને ચાહતા અને પુરતું માન આપતા હતા.

સોક્રેટીસ રાજ્ય સંબંધી કામ કરનારી મંડળીમાં અસંખ્ય સાધારણ લોકોને ભેળાયલા જોઇ હસ્તો અને તેની મંડળીઓમા શીખેલા અને સમજુઓનીજ સામેલગીરી જોવાનું ઈચ્છતો, તેમજ એકતરફી ઈનસાફને ખરાં જીગરથી તુચ્છકારી સર્વેને એકસરખી રીતે વાજબીજ ઈનસાફ આપવાની તરફદારી કરતો અને તેવાં કામમાં, જો કામ પડે તો ખુશીથી મદદ આપતો.

સોક્રેટીસમાં આવા આવા સારા ગુણો છતાં અને તે કદી કોઇને પણ ઈજા ન પોહોંચાડતો તે છતાં તે વખતના અભણ લોકોમાં તેની દોસ્તી કરતાં દુશમની બહુ વધી પડી, પણ સોક્રેટીસ તો પોતાના લાભની દરકાર કર્યા વગર પોતાને જે કાંઈ વાજબી લાગે તેજ કરતો.

આખરે સીંતેર વરસની ઉમરે સોક્રેટીસને તેના કેટલાક દુશમનોએ કેદ પકડાવ્યો અને તેની ઉપર ત્યાંના લોકો જે દેવો, પરીઓ અને એવાજ બીજા વેહેમો ન માની કોઈ જુદાજ ખુદાને માનવાનું તોહમત મુક્યું. સોક્રેટીસે તેમની સામે અનેક વાજબી તકરારો લાવી પોતાનો બચાવ કીધો, પણ સેવટે તેઓએ, જો સોક્રેટીસ ત્યાંનાજ લોકોની માફક સઘળા વહેમો ન માને તો તેને મારી નાખવાનું નક્કી કીધું; પણ સોક્રેટીસે પોતાના જાનની દરકાર કરયા વગર જે કાંઇ પોતાને વાજબી લાગતું હતું તેનેજ વળગી રહી છેલ્લી ઘડી સુધી સઘળાઓને સમજાવી તેમને સારો માર્ગ બતાવવાની કોશેશ કીધી અને સેવટે પોતાની ફરજ બજાવવા પાછળજ આ બહાદુર નરે પોતાનો પ્યારો જાન આપ્યો.

જ્યારે સોક્રેટીસને મારી નાખવાનું મોકરર થયું ત્યારે તેના મીત્રો દલગીર [illegible], [illegible] સોક્રેટીસે તેમને પોતાની પાસે બોલાવી દીલાસો દીધો. તે [illegible], "મારા [illegible], તમુને દલગીર થવાની [illegible] [illegible] નથી [illegible] [illegible] આટલી મોટી ઉમર થઈ છે, અને [illegible], [illegible] સર્વ આદમીઓને મરવાનું તો છે. [illegible] [illegible] કુદરતનું છે, અને તેમાં કોઇથી [illegible] [illegible] નથી. [illegible] જ્યારે કુદરત પોતે મારી પાસ આ દુન્યા [illegible] [illegible] રાજી છે, તો પછી તેમાં દલગીર થવાનું [illegible] કારણ નથી, કેમકે કુદરતશીવાય કોઈબી માણસમાં કોઇ હલકામાં હલકાં પ્રાણી જેવાંને પણ મારવા કે જીવાડવાની શકતી નથી. વળી મેં મારી જીંદગીમાં કોઈનું પણ ભુડું કીધું હોય એવું હું જાણતો નથી એટલે મને પણ મરવાનો કશો ડર લાગતો નથી." આ પ્રમાણે પોતાના મીત્રોને દીલાસો દઈ, ફરજ બોલ ધ્યાનમાં રાખી તેની પાછળ પોતાનો જાન કુરબાન કરનાર આ બહાદુર નરે જેવું તેના હાથમાં જેલરે ઝેરનું પ્યાલું આપ્યું તેવુંજ તે એકદમ કશી આનાકાની વગર પી જઈ સઘળાઓને હેરત કીધા, અને સેવટે શાંત મોતે મરણ પામ્યો.

**મીસીસ શીરીનબાઈ રૂસ્તમજી ફકીરજી કંત્રાકટર.**

---

એક મુસાફર એક વેળા કોઇ શેહરના હોટેલમાં ગયો. ખાનું તઈયાર હોવાથી તેણે તરતજ ટેબલ આગળ જગા લીધી અને પોતાની પાસેની ખુરસી પર પોતાનો કોડળો મુકયો. જમી વેલા જ્યારે બીલ માંગયું ત્યારે તેની અંદર "બે જણ માટે ખાનું" કરી માંડેલું જોઈ તે અજાયબ થયો, અને જ્યારે ખોલાસો પુછવામાં આવયો ત્યારે તેને સહમજાવવામાં આવયું કે તેના કોડળાને ખુરસીપર મુકવાથી એક ઘરાકની જગા રોકાઈ, વાસ્તે તેણે હોટેલવાલાની ખોટ પુરવી જોઈયે. પેલા મુસાફરે કાંઇ પણ બોલ્યા વીના બીલ ચુકવ્યું અને પોતાને કામે ગયો. થોડાક દહાડા પછી તે તેજ શેહરમાં પાછો ફરયો અને તેજ હોટેલમાં ગયો. એક વેલાની ફક્કર હજી લાગી નહી હોય તેમ પેલો કોડળો પાછો પોતાની આગળની ખુરસી પર મેલ્યો. આ વેળા કોડળાનું મોહડું ઉઘાડું હતું, અને જે પણ વાંણી તેને માટે ખાવાને આવતી તેમાંથી થોડું થોડું તે કોઠળામાં નાખતો. ટેબલપર બેઠેલાં સરવે પરોણાંઓ અજબ થતાં પણ કોઇ કાંઇ બોલતું નહી. આખરે હોટેલવાલાનું તદન પાકી આવ્યાથી એમ કરવાનું કારણ પુછ્યું. "સાહેબ" તે મુસાફર બોલ્યો, "છેલી વેલા જ્યારે હું અંહી આવી ગયો ત્યારે મારા કોઠળા માટેનાં ખાનાંના પૈસા મેં આપ્યા હતા, જોકે તેણે કાંઇ પણ ખાધું હતું નહી. હમણા એની ભુખ સુધરી છે અને તેથી હું એને ખવડાવુંછું."

---

**ચોર કેમ પકડાયો!** એક દીવસે એક જુવાન ઓરતને તેણીના શેઠ અને શેઠાણીની ગેરહાજરીમાં ઘેર તપાસવાને રાખી હતી; રાતના બીછાને જવાની આગમચ આરસીમાં પોતાનો ચેહરો સારી પેઠે જોઈ હસીને બોલી કે "આ તોપીથી હું કેવી સુંદર લાગુંચ?" સવારના જ્યારે તેણી ઉઠી ત્યારે ઘેરમાં ચોરી થએલી તેણીને માલમ પડી. આ ચોરીમાં તેણીનો પણ ભાગ છે એવા સંશયથી તેણીને પકડવામાં આવી, પણ તપાસ પછી નીરદોશ ઠરવી છોડી મેલી. થોડોક વખત પછી એક દીવસે જ્યારે તેણી પોતાની સહી સાથ રસ્તામાં ચાલી જતી હતી ત્યારે એક માણુસ તેણી આગળ આરસેથી આવી બોલ્યો, "આ તોપીમાં હું કેવી સુંદર લાગુંચ?" આ બોલો તેણી ક્યારે બોલી હતી તે તરત યાદ આવ્યાથી તેણીને લાગું કે ચોરી કરનાર માણુસ આજ હોવો જોઈયે. પોતાનાં સઘળાં બળથી તેને પકડયો અને પોતાના સોબતીની મદદથી, જ્યાં તલક પોલીસ આવી લાગી ત્યાં તલક ધરી રાખ્યો; તે માણુસે અંતે કબુલ કરયું કે ચોરી કરનાર તે પોતેજ હતો, અને ઘેરમાં ચોરી કરયા અગાઉ જ્યારે બીછાના તળે સંતાયો હતો ત્યારે તેણે તેણીને આ વાક્ય બોલતાં સાંભળ્યો હતો. તે વખતે ચોરી કરનારને ફાંસીની સજા થતી હોવાથી તે માણુસને પોતાના બુરાં કામને માટે ભોગ આપવો પડયો હતો.

# નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

## શારલોત બ્રોન્ટે.

જનમ ૧૮૧૬—મરણ ૧૮૫૫.




ગુણવંત ગ્રંથકાર બાનું શારલોત બ્રોન્ટે, કે જેણીનાં કવખતનાં મોતથી વીદ્યાનો સોખ ધરાવનાર લોકોમાં ભારે દલગીરી પથરાઈ હતી, તેણી ઈંગ્લાંડનાં 'યોરકશાયર'નામનાં પ્રગણાંમાં ૧૮૧૬ ની ૨૧ મી એપ્રીલે જન્મી હતી; તેણીનો બાપ રેવરંડ પેતરીક બ્રોન્ટે નામનો શખસ હતો, જેનાં ૭ છોકરાંમાં શારલોત ત્રીજી હતી.

તેઓ એટલાં તો એકાંતમાં વસ્તાં હતાં, કે આ ૭ નાનાં બચ્ચાંઓ માટે બચપણની રમત ગમત અને મોજ મજાહ જેવું કાંઈ હતું નહી—કોઈ પણ દોસ્ત યા તેઓને ગમત આપનારી ચોપડી ત્યાં નજરે પડતી હતી નહી; અને ધોંધાત યા મસ્તી તોફાન જેવું ત્યાં કાંઈ હતું નહી—તેઓ સર્વે અતી ગંભીર અને ઘણાં ગરીબ ખવાસનાં બચ્ચાંઓ હતાં. તેઓની માનાં મોત પછી મી૰ બ્રોન્ટેની વડી બેટી મરાયા પોતાનાં નાનાં ભાઈ બેહનોની ઘણી અછી બરદાસ્ત લેતી હતી.

૧૮૨૪ ના જુલાઈ માસમાં મી૰ બ્રોન્ટે પોતાની બે વડી બેટીઓને નીશાળમાં 'બોરડર' તરીકે મોકલી, અને થોડાક મહીના પછી શારલોતને પણ ત્યાંજ મોકલવામાં આવી. પણ તે નીશાળની શીક્ષક છોકરાંઓ પર એટલો તો જુલમ પાડતી હતી, કે જેથી ગરીબ ખવાસનાં બચ્ચાંઓને પુશકળ ખમવું પડતું હતું. મરાયા (શારલોતની વડી બેહન) કે જેણી અતી નરમ સ્વભાવની અને રાંક હતી, તેણીને આથી ઘણું સોસવું પડયું. ઘણા નાજુક બાંધાની હોવાથી થોડાજ વખતમાં તંદરોસ્તી લડડતી ચાલી અને ઘર પાછી ફરયા પછી થોડુંકમાં મરણ પામી. તેજ વરસમાં તેણીની બીજી બેહન એલીઝાબેથ પણ મોતને સ્વાધીન થઈ. પોતાની બેહન મરાયાનાં કવખતનાં મોતથી શારલોતને તેણીના શીક્ષક તરફ કેવો કેહર ઉપજ્યો હશે, તે લખવા કરતાં વીચારવું સેહલ છે. તેણીએ પોતાનો સઘળો ઉભરો "જેન આયર" નામની એક વાર્તા રચી બાહેર કહાડયો, કે જે માંહે એક ઘાતકી શીક્ષકના હાથ હેઠળ મુગે મોહડે દુઃખ ખમતાં બચ્ચાંનું ચીત્ર એવી સરસ રીતે દરસાવ્યું છે, કે જ્યારે તે ચોપડી શારલોતની નીશાળની બેહનપણીઓના હાથમાં આવી, ત્યારે તેઓએ તરતજ પારખ્યું કે તે તેણીની (શારલોત) બેહન અને નીર્દય શીક્ષકને આબાદ લાગુ પડતી હતી.

શારલોત પંદર વરસની ઉમરની થાય તે આગમચ તેણીને સ્કુલમાંથી ઉઠાડી લેવામાં આવી, કારણ; કે જે જગાપર તે સ્કુલ આવી હતી, તે તંદરોસ્તીને નુકશાનકારક હોવાથી તેણીના બાપે વધારે વાર તેણીને ત્યાં રાખવાનું દરસ્ત ધારયું નહી. સીવવાનું તેમજ બીજું ઘરને લગતું કામ તેણીની માશી શીખવતી હતી, પણ કોઈ પણ જાતનું વધારે ગ્નાન તેણી પોતાના બાપ પાસેથી મેળવી શકી નહી, પણ પોતાની જાતી મેહનતથી જેટલું શીખાયું એટલું શીખી. પંદર વરસની નાની ઉમરે તેણીને હાથથી લખાયલા ૨૨ ગ્રંથો પર આપણી નજર પડતાં, તે સંખ્યા આપણને અજાયબીમાં ગરકાવ કરવાને પુરતી છે. આ ગ્રંથો નાની ઉમરે લખાયા છતાં કાંઈ અસાધારણ યા હલાઈ વીચારોથી ભરપુર નથી, પણ માણસ જાતની ખરેખરી ચાલચલણનું અચ્છું વર્ણન આપે છે.

તેણીનો સઘળો વખત લેસન કરવામાં, વાંચવામાં યા લખવામાં જતો હતો નહી, પણ ઘરની ફરજોપર પણ ધ્યાન આપવું પડતું હતું; ઓરડાઓ સાફ કરવા પડતા હતા, રાંધવામાં મદદ કરવી પડતી હતી, તેમજ પોતાનાં નાનાં ભાઈ બેહનો ઉપર દેખરેખ રાખવાનું અને ઘરનો ખરચ સંભાળથી ચલાવવાનું પણ તેણીનાજ હાથમાં હતું. પોતાના બાપની કમાઈ દીન પર દીન ઓછી થતી હોવાથી, કાંઈ પણ કરી તેને મદદગાર થવાનો ઠેડાવ આ બેહનોએ કરયો, અને શારલોત અને તેણીની બેહન એમીલી એક નીશાળમાં શીક્ષક દાખલ રહયાં. ત્યાં તેઓને પુશકળ મેહનત છતાં પગાર ઘણો જુજ મળતો હતો, તો પણ તેઓ કદી ફરીયાદ કરતાં હતાં નહી. થોડો વખત એ પ્રમાણે તેઓએ ચલાવ્યું, પણ વધુ વાર તેમ તેઓ કરી શકયાં નહી, કારણ કે તેઓનો નાનો ભાઈ, જેને સારી કેળવણી આપવા માટે તેઓ ઈંતેજાર હતાં, તેને તેઓ પોતાના આવા જુજ પગારમાંથી મદદ કરી શકે એવું નહી હોવાથી, પોતે એક નાની નીશાળ ઉઘાડવાનો ઠેડાવ કરયો, પણ તેમાં તેઓ ફતેહમંદ નીવડયાં નહી. તેઓની ગમે એટલી મેહનત અને ખંત છતાં પુરતા વીદ્યાર્થીઓ મેળવી શકયાં નહી અને અંતે તેઓને એ વીચાર દલગીરી સાથ માંડી વાલવો પડયો.

હવે આ ત્રણે બેહનો માટે ફકત એકજ માર્ગ ખુલ્લો હતો, અને તે એ કે, પોતે વાર્તાઓ રચી બાહેર પાડવી. વાર્તાઓ લખવાની બુદ્ધી શારલોતની બહેનોમાં પણ હતી, જોકે તેણીના જેવી કાબેલ તેઓ હતી નહી; પણ શારલોતની મદદથી સારૂં લખાણ કરી શકતાં હતાં. પણ અફસોસ! આ બેઉ બેહનો ફકત એક બે ગ્રંથો લખવા પામી, અને જુજ માંદગી ભોગવી મરણ પામી, કે જેથી ગરીબ બીચારી શારલોત અને તેણીના બાપને ઘણો ગમ લાગ્યો.

શારલોત બ્રોન્ટેની ટુંક મુદ્દતની જીંદગીની નોંધ લેતાં ખેદ પેદા થાય છે. તેણી ૧૮૫[illegible]ની ૨[illegible] મી જુને મી૰ નીકોલસ નામના [illegible] પરણી [illegible] મહીના ચાલી-સુખ અને શાંતપણામાં ગુજાર થતા, પણ [illegible] વધારે વાર તેણી તે સુખ ભોગવવા પામી નહી. ફકત [illegible] માંદગીમાં તેણીનો અંત આવ્યો, અને ૧૮૫૫ ની [illegible] કાબેલ ગ્રંથકાર બાનુ ૩૯ વરસની ઉમરે મરણ [illegible]

ગુલબાઈ દાદાભાઈ [illegible]



# ૭ સ્ત્રી માતા તરીકે. ૭



એક ઉતાવળવાળી માતા સમજુ હાકેમની માફક, જે કબુલાત તેણી પાળી શકતી નથી, તેવી કબુલાત કદી આપતી નથી. નાનાં છોકરાં પર કાબુ રાખવાનું કામ મોટાં માણસપર કાબુ રાખવા કરતાં કાંઈ સહેલું નથી. સઘળું છતાં, તેણી સચ્ચાઈને ચાહનારી જોઈએ. એક માની ઠગાઈ બચ્ચું પકડી આપે ને તેથી પોતાની મા પરથી વીશ્વાસ ઉઠાડતાં શીખે, તેના જેવું કટંગું બીજું કાંઈ નથી; ને બચ્ચું પોતાનાં નીરદોષપણાથી, તેના જેવું કાંઈબી જલદીથી પારખી કાડતું નથી. છોકરાં આગળ જુઠું બોલવું એ ખચ્ચીત અપરાધભરેલું છે, તોપણ મુર્ખ માતાઓ થોડા વખતની અગવડ ટાળવા તેમ કરવાને આંચકી કરતી નથી, ને એવું બાહાનું લાવે છે કે એમ "ગપ મારવા" માં કાંઈબી નુકસાન નથી, ને છોકરાં પછી કઢંગા સવાલો પુછેછે, "જોવું એનો જવાબ બરોબર દેતાં તમુનેબી આવડતું નથી."

સેન્ટ પીઅર કહે છે કે, વાતચીત કરવામાં દરેક સવાલનો જવાબ આપવાને કોઈબી બંધાએલું નથી. પણ દરેક માણસ નહી ઠગવા તો બંધાયલું છે, ને આ સંબંધ મા તથા છોકરાંને લાગુ પડે છે. કોઈ વખતે બચ્ચાં આગળ તેમના કઢંગા સવાલોના સાચ્ચા જવાબો કહેવામાં અગવડ ભરયું ને અવીચારી લાગે, પણ જુઠું બોલવું એ ઘણું નીચ, ને બીનફાયદાકારક છે. ઉપાય એટલોજ કે બોલવુંજ નહી; જો તે સવાલ એવો હોય કે જે અડચણ વગર સાચ્ચો કહેવાય નહી, તો તેનો જવાબ આપવોજ નહી. અરે માતા! તારાં બચ્ચાં તારી પરથી વીશ્વાસ ઉઠાડે તે કરતાં બહેતર કે તેમને નીરાશ કરી તારી આગળથી હાંકી કાઢ! પછી ખાત્રી રાખજે કે તેં જો તારાં બચ્ચાંને ઠગયાં, ને તેમની સાથે તુંડાઈથી વર્ત્તી, તો તેઓ જલદીથી તુંને ઠગતાં શીખશે ને તુંડા જવાબો આપશે.

એક સમજુ માતા અકલમંદ રાજ્યધીકારીની માફક દયાથી ભરપુર જોઇએ. તેણીનાં બચ્ચાં જેમાં મજાહ લેતાં હોય, તેમાં પોતે પણ લેવી જોઈએ; તેઓના અભ્યાસમાં, તેમજ રમત ગમતોમાં, ઉમેદો તથા નીરાશીમાં પોતાનો હિસ્સો આપવા તૈયાર રહેવી જોઈએ. જો એક છોકરાને હીસાબમાં કાંઈ પણ ગુચવણ પડે, ને ઘણોક વીચાર કીધા પછી તે ટાળી શકે, અથવા તેને એક નવો દોસ્ત મળ્યો હોય, જેને વીશે તેને ઘણુંક કહેવાનું હોય, તો તેણીને શીખામણ તથા ઉત્તેજનના બોલોથી તૈયાર રહેવું જોઈએ. તારો છોકરો પોતાનાં દીલનો ખુલાસો તારી આગળ કહી શકતો નથી એવી લાગણી, ને ખાનાં મન સાથે પોતાના વીચારો, ઉમેદો ને આશાઓ તારી આગળ કહી શકે નહી, એવી રીતી તારાં બચ્ચાં સાથે ઓ માતા! કદી તું ધારણ કરતી ના. જેમ સારંગીમાં જો એક ઝીણી ફાટ પડે છે, તો તે બગડી જાય છે, તેજ રીતે જે કચવાત તેમની વચ્ચે ઉતપન થાય છે, તે પહેલાં નહી દેખાય તેવો જણાય છે, પણ રફતે રફતે વધે છે, અને પ્યાર તેમાંથી તદન જતો રહે છે અને અરે! જ્યારે તું જોય કે તારો છોકરો પોતાની મા પર વીશ્વાસ રાખતો નથી, તથા પોતાની ઉમેદો કહેતો નથી; એવી જીંદગી ગુજારે છે, કે જેમાં તારો ભાગ નથી, ને એવો રસ્તો લે છે કે તે તારેથી દુરનો દુર રહે, તો ઓ માતા! તુંને કેટલું દુઃખ ઉપજશે!

જેમ કવીઓ કહે છે, તેમજ જો જીંદગી તદન જંજાળભરી હોય, ને નીતી ઉપદેશકો જેમ બયાન કરે છે, તેમ જો દુન્યાં કાંતાવાલાં જંગલ જેવી હોય, તો ખચ્ચીત આપણને ઘટે છે કે આપણો બચપણનો વખત મનોરંજક વારતાઓનાં બયાન માફક કરયે, ને જે લીલોતરી ભરયાં ખુણાં આપણને મળે, તે તરફ આપણાં પગલાં ભરયે. જેઓએ અનુભવનો કડવાસ ચાખેલો છે, ને જેમને દુઃખદાયક મુસાફરીથી ખરબચડા ખડકો, ને અંધારી ખીણો વાકેફ છે, તેમને બનતું કરીને બચપણનો વખત ખુશનુમા કરવો જોઈએ, જેથી કરીને જ્યારે તેઓ આ દુન્યાની જંજાળમાં પડે, ત્યારે તેમને ઘણી ખુશનુમા યાદગારીઓ આવે. ઓ માતા! બચપણનો વખત સુખી કર, કારણ કે મહેનત ને દલગીરીનો વખત તો મોટપણે આવશે. જ્યારે કોઈ જાની મીત્રના વીશ્વાસઘાત અથવા ધારેલી આશા ભ્રષ્ટ થાય છે, ત્યારે આપણને જંજાળ વગરનો બચપણનો સુખી વખત યાદ આવે છે, ને આપણને ત્યારેજ જણાય છે, કે મિત્રાચારી ડોલધાલુ છે, અથવા આશા આપણને ઠગે છે. તે વખત કે જ્યારે એકાંતમાં બેઠેલા હોઈએ, જે વખતે દીલ તદન ઉદાસ થયલું હોય છે, ને આતુરતાના વીચારથી ભેજું બધું ભારી થઈ જાય છે, ત્યારે બચપણના વખતનાં સુંદર ચીત્રો એક પછી એક આપણી સામે રજુ થાય છે. જ્યારે એવા સઘળા વીચારો આપણી સાંમે આવે છે, ત્યારે આપણાં દીલમાં ખુશી ઉપજે છે, ને આપણું ભેજું પાછું ચપલ થાય છે. અંધારા ઓળા આપણી આગળથી ગુમ થઈ જાય છે, ને આપણે પાછાં દુન્યાની જંજાળની સાંમે હીંમતથી લડાઈ કરવા તૈયાર થઈએ છીએ. અરે માતાઓ! તમારાં બચ્ચાંનો બચપણનો વખત તમારા પ્યાર, નરમાસ અકલ ને ઉત્તેજનથી સુખી કરવાનું તો તમારા હાથમાં છે. તેઓનો બચપણનો વખત એવી રીતે અકલથી સુખી કરવો જોઈએ, કે છેક અંતની ઘડી સુધી તેમને તે યાદ રહી જાય, તમોને ફકત તેમની રમતોમાં ભાગ લેવો, તેમનાં દુઃખમાં દીલાસો દેવો, તથા તેમની સારી ઉમેદોમાં ઉત્તેજન આપવું ઘટે છે, અને આ શું અઘરું છે? હા, જેઓ લાડ લડાવ્યા વગર પ્યાર કરી શકતાં

નથી, તેમને માટે અધરું છે ખરૂં, પણ જેઓ પહેલેથીજ પુરતો આંકોશ બચ્ચાં પર રાખી પ્યાર કરે છે ને મમતા રાખે છે, તેમને ઘણું સેહલું લાગે છે. માનો પ્યાર હમેશાં જુવાન છે; "નોરમીયન મેકલીઓડ" પોતાની મા પર હંમેશાં લખતો, "હું કદીબી તમુને દુવા દીધા વગર મારી વરસગાંઠ પસાર થવા દેતો નથી, ને મને જંન્મ આપ્યા પછી, જે નહી થાકે તેવો પ્યાર, કેળવણી, નરમાસ, ને ભલાઈ તમોએ ખરાં દીલથી મારી સાથે કીધી છે, જેથી મારી જીંદગી આ દુન્યામાં સુખી થઈ છે, તે સઘળાં માટે હું તમોને ખરાં અંતઃકરણથી દુવા દેઊંછું."

એરી શેફરની માની માયાથીજ તેના ચીત્રકળાના હુન્નરને ઉત્તેજન મલ્યું હતું; તેણીનાં ઉમદા બીનસ્વારથીપણાંથી તે ખીલવવાને તે શકતીવાન થયો હતો. અતીશય તંગી ખમીને પહેલાં "લીલ" ને પછી પેરીસમાં તેને અભ્યાસ સારૂ જોઈતી ચીજો તેણીએ પુરી પાડી, જ્યારે તેણીના ઉત્તેજનના બોલોથી તેની ઉલટને મજબુતી મળી, ને ખંતીપણાંનો બદલો મલ્યો. તેના બચપણના વખતમાં જેવા ઊંડા પ્યારથી તેને ઉછેરવામાં આવ્યો હતો, તે તે કદી ભુલી ગયો નહી, ને મોટપણે જે ધડા તેની વખાણવા લાયક મા તરફથી શીખ્યો હતો તે હંમેશાં યાદ કીધા, ને પોતાની બેટીપર નીચે પ્રમાણે લખતોઃ— "મ્હારી વાહલી દીકરી, "જોઈએ" બોલ તારા ધ્યાનમાં બરાબર હસાવી રાખજે, કારણ તારી બપાઈ કદાચીતજ તે ભુલી જતી હતી." તેના બચપણના વખતની યાદદાસ્તો તેને મોટપણે ઘણીક મોજ મજાહ વચ્ચે યાદ આવતી.

"ગ્રે" નો દોસ્ત ને જન્મ ચરીત્ર લખનાર "મેસન" કહે છે કે, તે કદી હાય માર્યા વગર પોતાની માને યાદ કરતો નહી. તેની ચાલચલણ ને બુદ્ધીમાં જે સઉથી સરસ હતું, તે તેની મા તરફથી ઓધે ઉતરેલું હતું, ને તેના બચપણનો સઘલો સુખી વખત તેની માના બીનસ્વારથી પ્યારને લીધે હતો. "ઈતન" ને "કેમબ્રીજ" તરફ જ્યારે તે હતો, ત્યારે પોતે જાતે મહેનત ઉદ્યોગ કરી, તેનાં જુજ ગુજરાંણુંમાંથી તેને ખુશીથી પાળતી, અને તેના બદલામાં મોટપણે તેણીને તે અતીશય પ્યારથી વળગી રહયો.

જાઈજી બં૦ કોહલા.

---

**વાજબી ભાગ**—"જેરે જંગુ, આ કેકમાંથી વાજબી રીતે તારા ભાઈ નવલનો ભાગ કહાડજે."
"વાજબી રીતે એટલે શું માએ?"
"એટલે કે તું એને મોટો કટકો આપજે."
"ત્યારે તો માએ નવલજ ભાગ કરે તો વધારે સારૂં."

---

**વેલાતના રાજા આઠમા હેનરીની ત્રીજી બાયડી જેન સેયમોર** મરણ પામ્યા પછી બીજી મલવાને લગારંમુશકેળી પડી હતી. પ્રહેલી માંગણી તેણે મીલાનની ડચેસ દાચેજરને કરી હતી, પણ તેણીનો જવાબ નીચે મુજબ હતો:—"મારૂં માથું એકજ છે; પણ જો બે હતે તો ખચીત એક એવણુની સેવામાં હાજર રહેતે."



# એક સદગુણી પુત્રી અને વફાદાર બીયા.




રૂસતમજી રાંડેલીયા અસલ રાંદેરના રહેવાસી હતા. તેવણુને પોતાના બાપદાદાની સારી મીલકત અને જાગીરી મલી હતી, અને રાંદેરમાં એક ખરા જરથોસ્તી અને અશરાફ ગ્રહસ્થ ગણાતા હતા. તેવણુનો મુખ્ય વેપાર રાંદેરના હોરાઓ સાથે બાહેર ગામ વેપારની જણસો મોકલવાનો હતો. ઘણી નાહાની ઉમરે તેવણુ પોતાના કાકા સાથે ચીન જઈ આવ્યા હતા. ત્યાર બાદ તેજ કાકાની એક ખુબસુરત અને લાએક બેટી સાથે એઓની શેહાદી થઈ અને તે એક ખરૂંજ સુખી જોડું નીવડયું. રૂસતમજી રાંડેલીયા અને તેવણુનાં મોહોરદાર પીરબાઈજી પોતાના ધંધાને સર રંગુન તરફ સાથે ગયાં, અને ત્યાં લાંબો વખત રહયાં, કારણ કે ત્યાં તેવણુનો વેપાર બોહોળા પાયા પર ચાલતો હતો અને ભાગ્ય દેવી તે લોક પર ખરેજ પ્રસન થઈ હતી. રૂસતમજીની ભલી ઘણીયાંણી પરદેશમાં તેવણુની સાથેજ હોવાથી તેવણુને મનથી પોતાનું વતન અને ખેશ કુટુંબ સઉ આગલજ હોય એટલો સંતોશ હતો. તેઓનાં એ સંપુરણ સુખમાં હવે એક જીવનો ઉમેરો થયો, યાને પીરબાઈજીએ એક અતી ખુબસુરત બેટીનો જન્મ આપયો. તે બેટીનું નામ રૂસતમજીએ પોતાની માતાનાં નામ પરથી રતનબાઈ કરી રાખયું, અને તે ખુશનુમા બાળકથી તેઓનું ઘર હસતું થયું. રતન પાંચ વરસની થઈ એટલે તેને ઘરમાંજ તેણીની માતા રમતાં રમતાં થોડી થોડી કેળવણી આપવા લાગી. તે ચબરાક બાળકી ઘણી ઝડપથી વાંચવા લખવા શીખી; એક યુરોપીયન બાનુ તેણીને અંગ્રેજી કેળવણીબી આપવા આવતી હતી. પુત્રીનો ખરો સણગાર જે નમનતાઈ, સભ્યતા અને સલુકાઈ તે તો તેણી પોતાની માતાનાં દુધમાંથીજ પામી હતી, યાને એક પુત્રી માતાનાં દુધ સાથે કેટલો સંબંધ ધરાવે છે તેનો આબેહુબ ચીતાર તે આપણી ખુબસુરત રતન હતી.

સદગુણી રતન હાલ ૧૨ વરસની છે અને તે નીરદોશ છોકરીને થોડીજ ખબર છે કે તેણીની અશરાફ માતા જમની ઝેરી ચુંગાલમાં સેહેજ વખતમાં સપડાશે. બીચારાં પીરબાઈજીને ઝેરી તાવ આવી અને ૧૪ દહાડામાં અનેક ઉપાયોને રદ કરીને તેવણુ બેહેસતનશીન થયાં: અફસોસ! તે શોકાતુર દીવસ બીચારા રૂસતમજીને મનથી એક આફત મીસાલ થઈ પડયો. સમજુ રતન પોતાના પીતાની સાથે એ દુઃખ ઘણું ધીરજથી ખમવા લાગી, પણ એટલાંથીજ રૂસતમજી રાંડેલીયાનું દુઃખ અટકયું નહી. દુઃખની તો તે સરૂઆત હતી;

તેવણુના બોહોલા વેપારમાં નહી ધારેલી ખોટ જવા લાગી. આએ ફરતું આસમાન કોઈને સુકતું નથી અને કોઈને સુકશે પણ નહી, અને તેજ બેવફા આસમાનના ચકરમાં રૂસતમજી હાલ સખ્ત સપડાયા, કારણકે એક ફરેસતા ખસલતની મોહોરદાર ખોહવા પછી લક્ષમી માતા તેવણુને છેલી સલામ કરવા લાગી, યાને જે દોલતની દેવી તેવણુની બચપણુથી સાથી હતી તે એકાએક દગો દઈને ગુમ થઈ ગઈ. નાચાર! ખોદાના હોકમને તેઓ તાબે થયાં અને એક વખતના સુખી રૂસતમજી એક દુઃખી ચીતાર થઈ પડયો. પણુ તેવણુની ગુમ થયલી દોલતમાં એક "હીરો" જે તેવણુ પાસે બાકી હતો, તે તેવણુની એક પુરી દીકરી રતન હતી. મોહોરદારના ગમમાં અને દોલતની નીરાસીમાં એ બેમુલું રતન તેઓનો દીલાસો હતો, અને એ સદગુણી પુત્રી પણુ તેટલાંજ વાહાલથી પોતાના પીતાની માયા અને બરદાસત કરતી. રૂસતમજીને રંગુન આગળના જેવું સુખી લાગતું ન હતું; લાંબા વખતનું ભોગવેલું સુખ અને પૈસાની જાહોજલાલી ખોઈ દેવાથી તેવણુ ઘણા બેચેન રહેવા લાગા અને રંગુન છોડી જવાની ઈચ્છા કીધી. એક વખતના મોટા વેપારી રૂસતમજી કાંઈક હુક પુંજી સાથે પોતાની વહાલી બેટી સાથે મુંબઈ આવ્યા અને એક નહાનું પણુ સફાઈદાર ઘેર લઈ તેમાં વસ્યા. આપણી સદગુણી રતન પોતાના પીતાનું દુઃખ પીસરાવવાના તરેહવાર ઉપાય કરતી અને પોતાના ગરીબ વખતમાં ઘેરનું સરવે કામ પોતેજ કરી લેતી. જોકે બીચારીએ સાત ચાકર વાપરેલા પણુ હાલમાં પોતાના પીતાની તંગ હાલત જોઈને એક દાસી પોતા પાસે રાખયા સીવાએ સરવે કંઈ ઘેરની ફરજ પોતેજ બજાવતી અને પીતાને પણુ તે વાતથી અલગ રાખતી. તેણીએ ગુંથવાની તાલીમ સારી લીધેલી હોવાથી હાલમાં બહારનું તરેહવાર ગુંથવાનું લાવી તે કામ આખો દહાડો બેસી કરતી અને પૈસા મેળવતી હતી, અને જરૂર જોગા બાપને પણુ આપતી હતી. એ રીતે કરકસરથી રહેતાં બે ત્રણુ વરસ નીકળી ગયાં. હાલમાં રતનની ઉમર સતર વરસની છે. એક દહાડો તેણી બારી આગલ ઉભેલી હતી તેવામાં બારણાં આગલ એક ગાડી આવી ઉભી, નીચે ઉતરી જોતાં માલમ પડયું કે રૂસ્તમજીને રસ્તામાં કાંઈ અકસમાત થવાથી તેવણુને તે ગાડીમાં નાખી ઘેર લાવવામાં આવ્યા હતા. ત્રામ પરથી ઉતરતાં ધ્યાન ચુકી જવાથી સામેથી આવતી એક વીકટોરીયાનો આંચકો લાગી તેવણુ ત્યાંજ ટપકાઈ પડયા હતા, તેવણુનો એક પગ ભાગવા સાથે છાતી આગળ જોરમાં જખમ થયો હતો. આવી હાલતમાં પોતાના પીતાને જોઈને રતન તો ગોયા બાવરી બની ગઈ, પોતા પાસે જેબી કંઈ હતું તે ઉલટથી પોતાના બાપની માવજત, દવા અને ખોરાક પર ખરચવા લાગી, પણુ નહી! પીતાનોબી છાંયો તેના પરથી ઉડી ગયો અને કમનસીબ રતન આખરે બાપ વીનાની થઈ. હવે તેણીનાં દુઃખનું વર્ણન તે કોણુ કરી શકે! ગમખાર રૂસતમજીએ તો છેલી ઘડીએ પોતાની એક દોલત સમાન દીકરીના માયાળુ હાથ હેઠળ પોતાનો દુઃખી જીવ તે સાહેબને હવાલે કીધો. પણુ રતન! આપણી કમભાયગ રતન! તો આએ બેવફા જેહાનમાં હાલ તરતતો એકલીજ પડી. તે શીયાંણી છોકરી પોતાનાં નસીબને તાબે થઈને બેઠી અને એકલીજ પોતાનું ગુજરાન કરવા લાગી. પાડ પડોશીની મદદ તેણીએ ઉપકાર સાથે ના પાડી, અને વખત જતે એવી રીતે રહેવાની તેણીને આદત પડી. એક દહાડો આપણી ગરીબ રતન મુંબઈનું "જામે જમશેદ" વાંચતી હતી તેવામાં તેણીની નજર તેમાં આવેલી એક જાહેર ખબરપર પડી. તે એ હતી કે, કોટમાં આવેલી એક કાપડયાની દુકાન મારફતે ગરીબ બાનુઓને ઘેરઘરુ સીવવાનું પુરું પાડવામાં આવશે અને તેજ ખાતાં મારફતે તેઓને તેઓની સીલાઈના પૈસા પણુ આપવામાં આવશે. રતન ત્યાં ગઈ અને તેણીને માલમ પડયું કે તે દુકાનપર લોકોને ત્યાંથી જહાબંધ સીવવાનું આવતું હતું, અને તે કાપડયો સર્વે સીવનારી બાઈઓને ચોકસ પરણે સીવવાનું આપતો હતો. વળી ત્યાંથી પૈસા તરતજ મલતા હોવાથી રતનને આએ કામ ઘણું સેહેલું જણાયું. આ દુકાન બેહેરાંમ કાપડયાની હતી અને મોટા પાયા પર તે જવાનનો વેપાર ચાલતો હતો. રેશમી કાપડ તરેહવાર જાતનું, તે સીવાય સુતરાઊ અને ગરમ કપડાંઓની પણુ વખારો ભરેલી હતી. બેહેરાંમ કાપડયો મલતાવડા સ્વભાવનો એક પ્રમાણીક ગ્રહસ્થ હતો. મુખય કરીને પારસી બાઈઓ સાથે તેની લેવડ દેવડ ઝાઝી હતી અને તેને સઉ કોઈ બેહેરાંમ કાપડયાને નામે ઓલખતું. હવે આપણી રતન સીવવાનું લેવા ત્યાં આવતી જતી થઈ. રતનની ચાલાકી અને લાયકી અને સોહાવામણા ખુબસુરત ચેહેરાએ બેહેરાંમનાં દીલમાં કાંઈક ચોકસ ઊંચા વીચારો પેદા કીધા અને આણીગમ બેહેરાંમના નરમ સ્વભાવ અને મલતાવડા ખવાસ અને પ્રમાણીક લેવડ દેવડથી આપણી રતનનાં જીગરમાં કંઈક અજબ રીતે ખેંચાણુ થવા લાગું. તે નીરદોષ છોકરી તેણીની મેહનતના બદલામાં મલતાં રોકડ નાણાં અને તેથી આબરૂથી થતાં તેણીનાં ગુજરાંન મારે એમજ સમજતી હતી કે તેણી આ લાયકીવાલા ગ્રહસ્થ બેહરામનેજ આભારી હતી. એ પ્રમાણે રતનના દીવસ સંતોષથી જવા લાગા અને આસ્તે આસ્તે તેણીનું દુઃખ ઓછું થવાથી એક ખુબસુરત અબળા તરીકે તેણીનો સંતોષી અને નીરદોશ ચેહેરો દીપી નીકળ્યો. તે હમેશાં ખોદાની બંદગી કરીને તે સાહેબના શુગરાંના કરતી. આ વેલાએ તેણીની ઉમર ઓગણીસ વરસની હતી. એક દહાડો સાંજે રતન પોતાનાં ઘરમાં કંઈ પણુ વીચાર વગર નીરદોષ મને બેઠેલી છે, તેવામાં આવીને એક જણે તેણીના હાથમાં એક નાની ચીઠી મુકી, જે નીચે પ્રમાણે હતીઃ—

**નેકનામ બાનું રતનબાંઇ—**

જત મને ઘણાજ જરૂરના કામસર કાલે ઉપડી જતી સ્ટીમરમાં કોલંબે જવું છે, તે આગમચ તમો બાનુંની આગળ મારાં જીગરમાં રમતા વીચાર સેજ જણાવવાની રજા લઉંછું કે તમો નેકનામ બાનુંની ખરી લાએકી અને અદબ અદા સાથે નીરદોષ ખુબસુરતી કોઈબી જોનારની આંખને પુરતો સંતોષ આપે એવી છે, તેથી હું પોતે દીલોજાનથી તમારા હાથની ઉમેદ રાખુંછું અને

પોતે પોતાને પીછાનવા શીખવું એ એક દુન્યાને ઓળખવા શીખવાનો રસ્તો છે.

સહવારનાં કરજ કરી ઉઠવું, તેના કરતાં રાતના ભુખ્યાં સુવું વધારે સારૂં છે.

ગુસ્સાની વખતે જે માણુસ પોતાની જીભને કાબુમાં રાખી શકે છે તેજ ડાહ્યું માણુસ છે.

મંડળીમાં જ્યારે તમોને કાંઈ બોલવું પડે, ત્યારે વીચારીને બોલજો, નહી તો એવું નહી થાય કે તમારા બોલોનાં હથીઆરો વડેજ તેઓ તમારી સામે લડવા આવે.

પડતીમાં થોડાંજ માણસો આપણાં દુઃખની દયા ખાય છે, જ્યારે ચહડતીમાં હજારો આપણી આસપાસ ભમે છે.

સ્ત્રીની વફાદારી અને સદગુણ સૌથી કંગાળ ઝુંપડાંને પણ શોભા અને ખુબસુરતી આપે છે.

જ્યાં સુધી બને ત્યાં સુધી સર્વ સાથે સલાહસંપમાં રહેવાની કોશેશ કરો, સૌથી સુખી તો તેજ છે કે જેનાં ઘરમાં સંપ રાજ્ય કરતું હોય.

જો તમો જ્ઞાન મેળવવા ઈચ્છતાં હોવો, તો જે ચીજ વીષે તમો અંજાણાં હોવો, તે માટે પુછી વાકેફ થવાને શરમાતાં ના.

બોલેલો બોલ, મારેલો તીર, ગયલો વખત, અને ખોવાયલી તક એ કદી પાછાં આવતાં નથી.

અગરજો તમે તમારા કોઈ મીત્ર વીષે સારૂં નહી બોલી શકો તો તેને વીષે મુદલ બોલતાંજ ના.

જેમનાં મોહડાંપર બોલતાં તમે અચકાવો તેમની પીઠ પછવાડે પણ બોલવાને હીમત કરતાં ના.

દુઃખ ખમવાની શકતી નહી એજ સૌથી મોટું દુઃખ છે.

આપણું સુખ દુઃખ ઘણુંકરીને આપણા પોતા ઉપર આધાર રાખે છે.

ડાહયું માણુસ ગરીબાઈને કબુલ રાખવા શરમાતું નથી, પણ તેને દુર રાખવાને કોશેશ કરે છે.

સમજુ આદમી હમેશાં ડાહાપણને શોધે છે, જ્યારે મુર્ખ આદમી ડહાપણ મળ્યું એમ માને છે.

મુર્ખ આદમી બીજાઓની ખામી જોઈ શકે છે, જ્યારે પોતાની ખામી તે મુદલ જોતું નથી.

ધીરજ અને ખંત એ બંને એવા પુલો છે, કે જે ઉપરથી માણસો સંકટને છતી શકે છે.

એક માણસે પોતાની ભુલ કબુલ કરવાને કદીબી શરમાવું નહી જોઈયે, કારણકે બીજા બોલોમાં બોલ્યે તો તેનો અર્થ એટલોજ થાય છે કે, તે ગઈ કાલના કરતાં આજે વધારે ડાહયો થયો છે.

વેર એજ એક જાતનું કરજ છે કે જે પાછું ફેરવવું ઘણું ભુલ ભરેલું છે.

પ્રમાણીકપણાથી પૈસા મેળવો, ઉદારતાથી ખરચો, અને ડહાપણથી હકુમત ચલાવો.

અપ્રમાણીકપણાથી પૈસા મેળવી તવંગર થવા કરતાં પ્રમાણીકપણે ગુજરાન કરી ગરીબ રહેવું વધારે સારૂં છે. ઠગાઈથી કદાચ તમારી કોઠળી પૈસાથી ભરેલી થશે, પણ તમારૂં અંતઃકરણ હમેશાં તમોને ડંખ્યા કરશે, અને જ્યારે આ ફાંની દુન્યામાં તમોને પૈસા મુકી જવું છે, ત્યારે એક ભલાં અંતઃકરણ સીવાય મરતી વેલાએ બીજું વધારે શું લઈ જઈ શકશો? જીંદગી માટે દોલતને ત્યાગ કરજો અને ધર્મ માટે જીંદગી આપજો.

જ્યારે આપણે એખલાં હોઈયે ત્યારે આપણા વીચારો, જ્યારે કુટુંબમાં હોઈયે ત્યારે આપણો સ્વભાવ, અને જ્યારે મંડળીમાં હોઈયે ત્યારે આપણી બોલવાની રીતી તપાસવી જોઈયે.

વરસાદના દહાડાજ કાંઈ તે દીવસો નથી કે જે માટે આપણે તૈયારી કરવી જોઈયે. જેટલી અંધારાંમાં તેટલીજ સુર્યના તડકામાં આપણી જરૂરીયાતો બોહળી છે, એટલા માટે કરકસર એ કદી દગો નહી કરે એવો મીત્ર છે.

તમારી છુપી વાત કોઈ બીજાને છુપી રાખવા કહી કહેશો ના. કારણકે જ્યારે તમે પોને તે છુપી રાખી શક્યાં નથી તો પછી સામું માણુસ તે કેમ રાખી શકે?

કદાચ તમે આખી દુનીયા છતી લેશો પણ મોતનાં પંજામાંથી તો કદીબી છુટનાર નથી, માટે મોતથી કરીને આં દુન્યામાં તમારાં બીજાં દુઃખી ભાઈબંધોનાં ભલાં માટે જીંદગી ગુજારો, કે જેથી જ્યારે મોતનો કાસદ આવે ત્યારે તેનો પંજો તમોને સખત લાગે નહી.

ધનબાઈ. ફ. શેઠના.

## ભરવાનું થવા વીશે.



એ. ટી.



આઈ. એફ.



સી. એચ.

અમારી વાંચનારી બાનુંઓ માટે અમો દર અંકમાં તરેહવાર જાતના ભરવાના "મોનોગ્રામો" આપતાં જઈએ છીએ તેમાં આ ઉપર આપેલા સુંદર "મોનોગ્રામો" પણ ઉપયોગી થઈ પડયા વગર રહેશે નહી.

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૬ ઠું.

**સનીવાર**, તા૦ ૧૬ મી સપટેમબર—આજે પાછાં નવ વાગે હમે "કારકારાના" જવા ઉપડયાં, જ્યાં બે કલાક પછી આવી પુગ્યાં, અને નાસ્તો ખાઈ "કનદીલેરીઆ" કરી સ્પેનીસ લોકોથી વસેલું ગામ છે ત્યાં ગયાં.

ગઈ કાલે રાતે મને અંહીના લોકોએ એક જાતના તીડો જે આખાં ખેતરોનાં ખેતરો ખાઈ જાય છે, તેની વાત કહી તે મેં માની નહી, અને તે વખતે વગર વીચારે હું બોલી ઉઠી કે તેને જોવાને હું ઘણી ઈંતેજાર છેઉં. મારી ઉમેદ થોડા વખતમાં પાર પડી, કારણ કે જ્યારે હમે જતાં હતાં ત્યારે એક જાંબુરં જેવું વાદળું આગળ આવતું હોય એમ દેખાયું, અને થોડા વખતમાં હમારં મોહડું, માથું અને હમારા હાથો તે તીડોએ તોડી ખાધા, અને તે ઉપરથી મને એવો અનુભવ મળ્યો કે હવે હું તેઓમાંનાં એકને પણ કોઈ દીવસે જોવા માંગતી નથી. ત્રીસ માઈલની મુસાફરી કીધા પછી હમે થોડો વખત "કારકારાના" ઉભાં, અને પાછાં "રોસેરીઓ" જવા નીકળ્યાં, ત્યારે હમે સરતના રસ્તા આગળ એક ટોલું દીઠું; આગળ ગયાં ત્યારે હમે એક ખલાસ થતી સરત જોવા પામ્યાં. અંહીના રહેવાસીઓ ઘણી ટુકી સરતો દોડાવે છે તથા ઘોડાઓ પણ ઘણી સારી રીતે શીખવેલા હોય છે. તેઓ એક કલાકના દસ માઈલને હીસાબે ઘણો લાંબો વખત સુધી થાક્યા વીના દોડી શકે છે, પણ જો તમે તેની પીઠ ઉપર સવાર થયા પછી તેને ઉભો રાખો તો તે તેને તદન પસંદ પડતું નથી.



૧૯—કાલડેરા નદીની સામે પારનો દેખાવ.

સોમવાર, તા૦ ૧૮ મી સપટેમબર—નવ વાગે અમે આગગાડીમાં બેસી "તોરત્યુગાસ" ગયાં. પહેલાં અમે અંહીના ઉપરીની મુલાકાત લીધી, જેવણનાં ફ્રેન્ચ ધણીઆંણી સનીવારને દીવસની અમારી રાહ જોતાં હતાં. તેવણનાં બેહનને અંહીના દેશીઓ થોડાં અઠવાડ્યાંની વાત ઉપર બીજી બાયડીઓ અને છોકરાંઓની સાથે ઊંચકી લઈ ગયા, પણ તેણીએ બહાદુરીથી પોતાનો બચાવ કીધો. ઘણા માઈલો ગયા પછી તેણીની પાસે જે માણસ હતો તેને ઘોડા ઉપરથી નાખી દેઈ, પોતાના ઘોડાનું મોહડું ફેરવી ગામ તરફ ચાર પગે ઘોડો છોડી મુકયો. આખું ટોલું તેણીની પછવાડે ગામ આવ્યું ત્યાં સુધી લાગ્યું, પણ તેને પકડી શકયા નહી.

અમે રાતે ૭–૩૦ સાડા સાત વાગે "કારડોવા" આવી પુગ્યાં. એ સાઉથ અમેરીકાનું સર્વેથી જુનું તેમજ રોગીષ્ટ શેહર છે, કારણ કે તે આસપાસના પાહડોના ખાડામાં બાંધેલું છે અને જ્યાં કાંઈ પવન આવતો નથી.

"કારડોવા" છોડયા પછી અમે એક શેહરી ગામમાંથી પસાર થયાં, જ્યાં શીવાય અમે કોઈ બીજે ઠેકાણે દેશીઓને જોયા નહી. અમુને પાછાં ફરતાં વરસાદ નડયો, અને કારડોવા આવી પુગતાં મોડું થયું. ખાણું ખાઈને અમે સ્ટેશન ઉપર ગયાં, જ્યાં અમારી ટોલીના શખસો તથા બીજાં ઘણાં લોકો અમુને મુકવા આવ્યાં હતાં. તેઓએ એક નાહનો ચાર મહીનાનો સીંહ મને ભેટ આપ્યો. આગગાડી સાડા આઠ વાગતે ઉપડી, અને એક કલાકે "રાયો સેગનદો" આવી પોહતી. પાછલી રાતના સાડાચાર વાગતે અમે સર્વે, અંધારા અને થંડીમાં "કનેદા દ ગોમસ" માં તૈયાર થયાં હતાં, અને એક પ્યાલું ગરમ કાફી પી અમે સર્વ જુદાં પડયાં. કેપટન દનલોપ પોતાનાં વાહણ ઉપર ગયા, તોમ (લોરડ બ્રેસી) "સેનત્રલ આરજેનતાઇન લેન્ડ કુમપની" ના વસાવેલા મુલકો ઉપર પોતાનો અભીપ્રાય ખલાસ કરવા બેઠો, અને બીજાંઓ "લાસ-રોસેસ" ઉપર જવા ગાડીની રાહ જોતાં બેઠાં.

બુધવાર, તા૦ ૨૦ મી સપટેમબર—સાડા ૭ વાગે વેગોનેટ ગાડી આવી પુગી, જેમાં અમે નીકળ્યાં. રસ્તા ઉપર કાંઈ ઘણાં ઝાડપાળો નથી, પણ મોટું મોટું ઘાસ થાય છે, જેમાં ઘણી વખતે આગ લાગવાથી બળીને જમીન કાળી રહી જાય છે. આ જગ્યા ઉપર ઘોડાઓ પુશકળ છે, અને જેમ અમે આગળ વધયાં તેમ અમુને તેઓનાં ટોલાંઓ મળવા લાગ્યાં. અંહીયાં અરેબીઆની માફક કોઈ પણ ઘોડી ઉપર બેસતું નથી, પણ તેને બોજો ઘસડવાના કામમાં વાપરે છે; અને કોઈ વખતે તેનાં ચામડાં અને ચરબીને સારૂ તેને મારી નાખે છે, પણ તેમાંથી એ લોકોને આસરે પાંચ અથવા સાત રૂપીઆથી કાંઈ વધારે મળતું નથી. આ જગ્યાના દેશીઓ પોતાની જીંદગી જીન ઉપરજ ગુજારે છે એમ કહી શકાય. તેઓ ઘોડાઓને દરએક કલ્પનામાં આવે એવાં કામો, જેવાં કે શેકાર મારવા, માછલી પકડવા, ઈતરડી તથા માખણ બનાવ-

વામાં વાપડે છે. ભીખારીઓ પણ ઘોડે બેસી ફરે છે, અને દરેક ચાકર પાસ પોતાનો ઘોડો હોવોજ જોઈયે. માછલી પકડવા ઘોડાઓને પાણીમાં ચલાવે છે, અને પછી તેનો સવાર પોતાની જાલનો ઉપયોગ કરે છે. "બોનસ એરીસ" માં ઝીનારા આગળ પાણી ઘણું થોડું હોવાથી વહાણમાંનો સામન ઘોડાઓ જોડેલાં ગાડાંઓમાં નાખી લાવે છે; જ્યાં દહી વલોવવાનું વાસણ હોતું નથી ત્યાં દુધ એક બકરાંનાં ચામડાંની કોઠળીમાં નાખે છે, અને તે કોઠળી એક માણસને ઘોડા ઉપર બેસાડી તેની સાથે લટકતી બાંધી તેને કેટલાક માઈલ સુધી દોડાવવા કહે છે, અને આખો વખત પેલી કોઠળી તેની પછવાડે જમીન ઉપર અફડાયા કરે છે.

આસરે ચાર વાગે અમારે સારૂ બીજા ઘોડાઓ આવ્યા, જે ઉપર બેસી અમે ફરવા નીકળ્યાં. થોડો વખત ગયા પછી અમારી સાથનાં કુતરાંઓએ એક જંગલી કુતરાંનો દર સોધી કહાડી તેને મારી નાખ્યો, પણ અમારી સાથના એક ગ્રહસ્થ હજી તેને બહાર ખેંચી કહાડે તેટલાં તેનો મીત્ર જંગલી ઘુવડ આવી હમારાં માથાં ઉપર રડતું અને બુમ પાડતું ફરવા લાગ્યું. છેલે સરવાલે તેણે હમારાં બધાં કુતરાંઓમાંથી એક સફેદ કુતરૂં, જે પેલા જંગલીને મારવામાં આગળ હતું તેને સોધી કહાડયું, અને બે ચાર ચાંચ મારી પોતાની પાંખો તેની બાજુ સાથે અફાડવા લાગ્યું. બીજાં કુતરાંઓએ તેને હડસેલી કાઢયું, પણ અરધા કલાક પછી હમે જ્યારે આ જગ્યાથી એક માઈલ દુર હતાં ત્યારે તે પક્ષી પાછું આવી તેજ કુતરાંને ચાંચ મારવા લાગ્યું, અને પોતાના દોસ્તનાં મરણનો બદલો લેવાની કોશેશ કીધી. આ ઉપરથી માલમ પડે છે કે એ બે જાનવર વચ્ચે કેટલી પ્રીતી છે.

બરેસપતવાર, તા૦ ૨૧ મી સપટેમબર—હમે સર્વે સહવારના પાંચ વાગે ઉઠયાં, કારણ કે ૭ વાગે હમે શીકાર મારવા જવાનાં હતાં, પણ ધુમસ હોવાના સબબથી અમે આઠ વાગતા તુલીક નીકળી શક્યાં નહી. અમે બે હરણનો શેકાર કરી પાછાં ફરયાં અને નાસ્તો ખાઈ સ્ટેશન ઉપર જવા નીકળ્યાં. રાતનાં દસ કલાકે "રોઝેરીઓ" આવી પુગયાં, જ્યાં ઘણાક મીત્રો અમુને પોતાને ત્યાં ચાહ પીવા નોતરૂં કરવા આવ્યાં હતાં, પણ ઘણાં થાકી ગયલાં હોવાને લીધે અમે પાધરાં અમારાં હોટેલમાં જઈ સુઈ ગયાં.

---

## પ્રકરણ ૭ મું.

શુક્રવાર, તા૦ ૨૨ મી સપટેમબર—અમો એક વાગે "બોનસ એરીસ" જવાને સ્ટીમરમાં બેસવા ગયાં. સ્ટીમરપર અમારી સાથ કોઈ ગાનાર હતા નહી, તેથી મોડી રાત સુધી ઉજાગરો કરવો અમોને ઠીક લાગો નહી.

સનીવાર, તા૦ ૨૩ મી સપટેમબર—હું "તાઈગ્રે" નદી જોવાને ઘણી આતુર હતી, તેથી સહવારના સાહા ચાર વાગે મને કપતાને ઉપર તેડી. આકાશપર ગોલાબી વાદળોઓ જાણે સરત રમતાં હોય તેમ દોડધામ કરતાં હતાં, અને સુર્યનું ઉગલું હોવાથી બધો દેખાવ ઘણો રળીઆમણો દેખાતો હતો. સાડા ૭ વાગે એ નદીનાં મુખ આગળ પુગાં, જ્યાં ઘણાં વાહાણો ભરતીની રાહ જોતાં ઉભાં હતાં. ઉતારૂઓના સામનની તપાસને લીધે અમોને થોડી વાર ખોટી થવુ પડયું, પણ દોહડ કલાકમાં તો અમો રેલવે સ્ટેશન તરફ ખુશનુમાં ઝાડોના છાયા તળેથી ચાલતાં થયાં. અમોને સ્ટેશન ઉપર મી૦ કોગલેન મલ્યા અને પોતાના સુંદર બંગલામાં અમુને લઈ ગયા. બપોરે અમે ત્રામવેમાં સેહલાઈ અને ઝડપથી શેહરમાં ફરી આવ્યાં. અંહીનુ બજાર ઘણું મોટું છે, અને દરેક જાતનો શેકાર, તરકારી, ફ્રુત, ગોસ, ઈત્યાદી સઘ મધ્યમ ભાવે મલે છે. કપડાં અને ઘરનું ભાડું ઘણું મોઘું હોય છે, પણ ખોરાકી અને બીજો જરૂરીયાતનો સામન ઘણો સોંઘો છે. હોટેલમાં પાછાં ફરી અમારો સામન લઈ અમો સહી સલામત પાછાં સનખીમપર ગયાં.


૨૦—"એઝુલ" ના ઈનડીઅનો.

સોમવાર, તા૦ ૨૫ મી સપટેમબર—સહવારના ૭ વાગે "એઝુલ" ફરી જે જગ્યા અમારૂં મહક હતું તે આવ્યું અને અમોને ઉઠવું પડયું. "એઝુલ" "બોનસ એરીસ" ની દક્ષીણે ૩૦૦ માઇલ દુર છે. જ્યારે અમે નાસ્તા માટે રાહ જોતાં હતાં ત્યારે એક અજાયબ જેવો પણ દલગીરી ભરયો દેખાવ અમારી નજરે પડયો. એક ઘેરી લીધેલાં ચોગાનમાં પચાસ અધમુવાં જાનવરોને તેઓના પગ અરધા કાદવમાંગરક થાય ત્યાં સુધી ઝડપથી ચલાવવામાં આવતાં હતાં, અને તેમને હાંકવા એક ઘોડેસવાર તથા બીજા ૭ આદમીઓ પગે ચાલતાં મોટા મોટા ચાબકો વાપરતાં હતાં. તેમાં કેટલાક ઘોડીઓનાં બચ્ચાંઓને દુર બાંધેલાં હતાં, જેઓ પોતાની માથી છુટાં પડવાને લીધે મોટેથી બુમ પાડતાં હતાં. એ સઘળું ઈટરડી બનાવવાને સારૂ થતું હતું. નવ વાગે ઘટા થયો

અને અમે નાસ્તો કરવા બેઠાં. અગયાર વાગે અમો બધી મળી સાત ગાડીમાં શેહર જોવા નીકળ્યાં, પછી ત્યાંની બેન્ક જોઈને એક ત્યાંના દેશીનું તમામ સંગેમરમરનું બાંધેલું ઘર જોયું. પછી અમે દેશીઓ (ઈનડીઅનસ) ને જોવા ગયાં, જેમાં એક બુઢો સરદાર ને તેની ચાર બાયડીઓને જોઈ. તેઓ કાંઈ બેડોળ ન હતાં, અને પોતાની નાની પણ સુખદાયક જગ્યામાં સુખી દેખાતાં હતાં. ત્યારપછી હમો એજુસની ગીરણી જોવા ગયાં. શેહર છોડીને બે માઈલ દુર મી૦ ફ્રેરની ખેતીવાડી કરવાની જગા ઉપર ગયાં. મી૦ ફ્રેર એક ઘણો મોટો ખેડુત છે, એની પાસે ચોવીસ હજાર મેંઢાં, પાંચસો ઘોડાઓ, ને બીજાં ઘણાં ઢોરો છે. અમો ત્યાંથી એક મોટી જગાપર આવી લાગાં, જ્યાં એક મીનીટમાં સાત મેંઢાંને મારી નાખી, તેમની ચામડી કહાડી, કાપીને ચરબી માટે ઉકાળવામાં આવે છે; બાકી રહેતું ગોસ્ત લાકડાં તરીકે બાળે છે. મી૦ ફ્રેરે અમુને કેટલાક જંગલી ઘોડાઓ અને તેઓને કેવી રીતે કેળવે છે તે બતાવ્યા. અમુને હવે અમારી આગગાડી આવતી દેખાઈ અને અમો મી૦ ફ્રેરને તથા તેનાં કુટુંબને સલામ કરી સ્ટેશન ઉપર ગયાં અને એક વાગે સ્ટીમર પર પુગાં.


૨૧—ઘોડા પકડવા માટે ફંદો નાખે છે.

મંગળવાર, તા૦ ૨૬ મી સપટેમબર—સહવારના લેહરી સારી હતી, પણ ઓટ હોવાથી અમોને બંદરે પુગતાં ઘણો વખત થયો. આ શેહરમાં ગોસ્ત એટલું તો સસ્તું છે કે દર વખતે અમોને ખાણાપર ચાર પાંચ વાણીનું ગાયનું તથા બકરાનું ગોસ્ત મળતું. અમે બપોરના ખાણાનું નોતરૂં કીધું હતું તેથી એક વાગે એક બોટ પંદર ઓરતો અને ત્રીસ મર્દસ્થોને લઈ આવી. તેઓ દરેક જણ વાહાણ જોઈ ઘણાં મગન થયાં, કારણ કે તેઓએ કદી પણ હમારા જેવી સ્ટીમર (બોટ) જોઈ નહી હતી.

બુધવાર, તા૦ ૨૭ મી સપટેમબર—આજે સહવારે સારો પવન ફુકતો હતો, અને અમે લંગર ઉઠાવી હંકારવા માંડયું. સાંજ પડે તેટલામાં તો અમે "રીવર પલેત" છોડી "સ્ત્રેતસ ઓફ મેગેલન" તરફ ચાલ્યાં.

[સાંધણુ છે.]

હીરાંબાઈ ન૦ મે૦ પટેલ.

## રાંધવાને લગતું.

**ઈંડાંના કબાબ**—પાંચ અથવા ૭ ઇંડાં લેવો, તેને ગોડાં ઘીમાં ઘઠ ચારલેલાં ઇંડાં માફક મીઠું નાખી તૈયાર કરો, એક મોટા કાંદાને આડા અવલા કાપ મુકી છુંદા જેવો કાપો, તેમાં મરચું, કોથમરી તથા આદુ બારીક કાપીને ઘીમાં લાલ કરી પેલાં ઇંડાંમાં નાખી મીક્ષ કરો, તેનાં વજન પ્રમાણે મીઠું લેવો, એક ચમચો ભરી રવો, એ સરવેને ધીમેથી મેળવી વાસણમાં રવો પાંથરી તેને કબાબ માફક બનાવી થોડાં ઘીમાં જલદી તળીને ઉતારવા. ઘી વધારે હશે તો કબાબ બાગી જશે, માટે તળતી વખતે ઘી થોડુંજ લેવું.

**ઈંડાંની કરી**—માછલી અથવા ગોસની કરી તમો જેમ બનાવો છો તે પ્રમાણે બનાવો. કરી તૈયાર થઈને ઘી ઉપર આવે ત્યારે તેને તુરત ઉગારપર મુકી તમોને ગમે તેટલાં ઇંડાં તેમાં નાખો. તે ઇંડાંને દરેકને બાજુ અરધી જેટલું કોટલું કહાડીને ધીમેથી પેલી ઉકળતી કરીમાં હલવે રહીને રેડવું તે એવી રીતે કે કોટલું થોડું કરીમાં ડુબે તેવી રીતે નાખવું, જો તમો ઉંચેથી કરીમાં ઇંડાં રેડશો તો તેની હાલ આખી હાલનાં ઇંડાં માફક થશે, માટે ધીમેથી રેડશો તો તે બાફેલાં ઇંડાંની માફક હાલ ગોલ પશે અને સફેતી જુદી રહેશે. ઇંડાં નાખયા પછી દસ મીનીટ કરી ઉતારવી.

**સોલ્ટ બીસક્રીટ**—એક રતલ ઘઉંનો મેદો લેવો, તેમાં નાપલો ચમચો નીમક આટા સાથે મીક્ષ કરી મસલવું; અરધો રતલ સોઈ મટનની ચરબી લેવી, તેને ધોઈ સાફ કરી તેમાંથી જાલી જેવી ચરબી રહે છે તે કહાડી નાખી જાડી ચરબીનો ભાગ લઈ તેમાં જરા નીમક નાખી ખુબ પીસવી અને માખણ માફક ગોલો કરી તેને ઠંડા પાણીમાં મુકવી. પેલા આટાના બે ભાગ કરી તેને રોટલા જેવો વેલણથી વણી ચરબી તેની ઉપર પાંકરવી, બે આનાનું માખણ પેલી ચરબી ઉપર લગાડવું. બીજો આટાનો ભાગ ઉપર મુકી તેને પતળો જેવો વણીને છરી વટે વજનના કટકા કરો; તેને એકમેકપર ગોઠવીને પાછું ઉપર મુજબ વણો. એ મુજબ ચાર વખત કરવું, પછી તેને ગલાસ વટે બીસકીટ માફક બનાવવા. એક પતરાં ઉપર ગોઠવી ટંડુલમાં ભુંજવી અને તૈયાર થવાથી ઉતારવી.

**"ઈતાલીઅન મકરૂન"**—આઠ આંઉસ મીઠી બદામને છોલી એક અથવા બે દહાડા સુધી હવામાં ખુલી રહેવા દીધા પછી બારીક છુંદવી. છુંદતી વખતે અંદર થોડો ગુલાબ નાખવો; પછી એક રતલ મેદા ખાંડ લઈ બદામ સાથે બરાબર મેળવી નાખવી, ત્યારબાદ ત્રણ ઇંડાંની સફેદીને ફફ ચઢાવી તે ઉપર ધીમે ધીમે રેડવી. સઘળી મેળવણી બરાબર મળી ધાડી થાય કે તેને એક ગળણીમાંથી (અખરોટના જેટલા દરેનું) "વેફર પેપર" ઉપર રેડો પછી તે કાગજને રકાબીમાં મુકી ધીમી બઠીમાં ભુંજવા મુકો. મકરૂન ઘણાં લાલ થવા દેવાં નહી, પણ સેહજ રતાસપર આવે કે કહાડી લેવાં. ભુંજવા અગાઉ દરેક મકરૂનપર બદામની બે ત્રણ "સલાઇસ" ખોસવી. ભુંજતાં પંદરથી વીસ મીનીટ લાગશે.

મીસીસ શીરીનબાઈ દારાશાહ તારાપોરવાળા.

**સુતરફેની બનાવવાની રીત**—ચાર શેર કાઠયા ઘઉં લઈ તેમાંથી એક શેર બારીક દુધીઓ રવો કહાડવો. તે રવાને તે પછી ખુબ ગુંદવો અને ગુંદીને ઘણો નરમ કરવો. પછી ચોખા ધોવલાનો લોટ શેર અડધો લેવો અને તેને ઘીમાં સારી પેઠે મસલવો પછી તે ગુંદેલા રવાને પતળા પાતા જેવો લાંબો વણવો અને તે ઉપર ચોખા અને ઘીમાં મેલવેલો આટો ચોપડવો, પછી તે પતળા કીધેલા પાતાને ફરી વાળવો અને ઉપર મુજબ ફરીથી લગાડવું અને એજ રીતે વાળી વાળી સાત આઠ વાર લગાડવું. તે પછી તેને વળ દઈ લાંબો લાકડી જેવો કરવો. ત્યાર બાદ એક પેનામાં ઘી રેડીને તે ઘી બરાબર તપે એટલે પેલા તૈયાર કીધેલા આટા મધેથી પાસેર જેટલો ગોળો લેવો અને તેને ઉપ-નનાં જેવું ગુંચડું પાળવું અને તેને પેલા પેનાનાં ફકરેલાં ઘીમાં મેલવું અને તે તળાઇને ઉપર આવે કે ઝારા વની ઉચકી લેવું અને ખાંડની તઈયાર કીધેલી ચાસની જુદી રાખી હોય તેમાં તે બોલી કહાડવું, એટલે સુતરફેની તઈયાર થઈ.

**પટેટાનું પુડીંગ બનાવવાની રીત**—સોળ મોટા પટેટા શેર એક લેવા, તેને છોલી થોડું પાણી રેડી બાફવા મુકવા, બફાઈને બરાબર નરમ થાય એટલે ઉતારવા, પછી તે ગરમ હોય તેટલાંજ તેને કરછી વટી છુંદી નાખવા અને તે પછી તેમાં પા-શેર માખણ અને છ ઇંડાંની દાળ લેવી તેમજ તેમાં મીઠાસ આપે તેટલા પ્રમાણની મેદા ખાંડ નાખવી તથા એક જાયફલ ખમણીને નાખવું અને તે સરવે એકરસ કરી અરધા કલાક સુધી બાફેલા પટેટાની સાથે નાખી કરછી વડે છુંદવું, પછી તેમાં પેલાં છ ઇંડાંની સફેતીને ખુબ ચઢાવવી અને તે પેલા છુંદેલા પટેટામાં ભેલી દેવું. પછી થોડી છોલીને કાપેલી બદામ તથા કીસમીસ દરાખ તથા થોડી છુંદેલી એલચી અને એક વાઈન ગલાસ ગોલાબ જળ તેમાં બધું મેળવી દેવું. પછી એક ઉંડા કાંઠાનાં વાસણમાં તેનાં તળીઆં તથા કોરે જરા માખણનો હાથ લગાડી તેમાં તે સરવે તઈયાર કીધેલું રેડી દેવું અને પછી ઉપર સારી પેઠે કોલસાના ઇંગાર મુકીને અથવા ભઠીમાં ભુંજવા મુકવું અને ઉપર લાલ રંગ થાય કે કહાડી લઈ ખાવામાં લેવું: ભુંજતી વખતે એ ફુલે છે તેથી વાસણ જરા અધુરું રાખવું.

**પટેટાના ગીતચાપ**—ગોસનો પેહલાં બારીક ખીમો કરવો અને તેમાં થોડું પાણી નાખીને બાફવા મુકવું અને પાણી તદન બળી રહે એટલે ઉતારવું. પછી બે મોટા કાંદા લેવા અને તેની ઉપર આડા ઉભા કાપ મુકી ઘણા ઝીણા કાપવા. આદુનો એક કટકો લઇ તેને પણ એ મુજબ કાપવો. લીલાં મરચાં તેરટ મુજબ બારીક કાપીને લેવાં. એક ઝુડી કોઠમીર તથા થોડો ફુદનો પણ બારીક કાપીને લેવો. પછી થોડો ગરમ મસાલો છુંદી રાખવો અને એક તપેલીમાં થોડું ઘી નાખીને કાંદા તેમાં તળવો. અરધો કાંદો તળાએ એટલે પેલાં આદુ અને મરચાં તેમાં ઉમેરવાં. તે બદામી રંગ જેવું લાલ થાય એટલે પેલો બાફેલો ખીમો તેમાં નાખી દેવો. ઉપરથી કોઠમીર ફુદનો, ગરમ મસાલો અને માફકસર નીમક નાખવું અને થોડો વખત ફેરવી તેને ઉતારી પાડવું. પછી સોળ પટેટા લઈ છોલીને બાફી કહી-ડવા અને તે ગરમ ગરમ હોય તેટલાંજ છુંદી નાખવા. પછી તેમાં મોટું નીમક, એક ઇંડું અને એક જાયફલ ખમણીને નાખવું. પછી તે બધાંને મસળી એક કરીને તેમાંથી નાધલા નાધલા ગોળા કહાડવા અને જેમ લાડવામાં ખમણ ભરીએચ તેવી રીતે તેમાં તે ખીમો ભરવો અને દાબીને તે ગોળાને જરા ચપતા કરવા અને થોડાં દુધમાં બોલી સુકા મેદામાં બોલી ઘીમાં તળી કહાડવા.

મીસીસ મેહરબાઇ સોરાબજી ખરશેદજી ઇજનેર.



# મીસીસ હેસતીંગસ.




સીસ મેરી હેસતીંગસ મીસતર તરનર નામના એક આબરૂદાર તવંગર ગ્રહસ્થની બેટી હતી. મેરીને નાધલી મુકી, એની મા મરણ પામી હતી. તેના બાપે તેણીની કેળવણી માટે પઈસા તો ઘણા ખરચ્યા, પણ ખરચ કરવા જેટલી ખબરદારી બાપે રાખી નહી. પણ પોતાની હુશયારી તથા ઉદ્યોગે કરી એ અબળાએ સારી વીધ્યા જલદી હાંસલ કીધી. કવીતા તથા કીસ્સા લખનારી તરીકે તેણી પ્રખ્યાત થવા લાગી. તેણી સોલ વરસની થઈ કે તેણીના બાપે બીજી બાયડી કરવાનો ઠેરાવ કીધો. મેરીને સારી હાલતમાં રાખવાની મતલબથી તેણીનાં સગાંઓએ તેણીને પણ પરણાવવાની મરજી કીધી. તેઓએ એ અબળાનું ભલું ચાહયું ખરું, પણ ભલાં માટે જે જોખમ ભરેલું કીધું તેમાં ઘટતી ખબરદારી રાખી નહી. તેઓએ ઉતાવળ કરી તેણીનાં લગન એક વેપારીના દીકરા સાથે કીધાં. આગળ જતાં એનો ભરથાર અણસમજુ તથા ઉડાઉ માલમ પડયો. તેણે પોતાનાં કામકાજપર ઝાઝું ધયાન આપયું નહી; બાયડી તથા છોકરાંની ફીકર વગર પોતે એશ આરામમાં પડયો. થોડાં વરસમાં તેનો બાપ મીસતર ફ્રેડ હેસતીંગસ મરણ પામયો ત્યારે બધી દોલતનો એ વારસ થયો. નવી મીલકત મળવાથી તો તે તદન બગડી ગયો અને જે મીલકત રહેલી હતી તે પણ ખરાબ રીતે ખલાસ કીધી. અંતે તેને તુરંગમાં જવું પડયું, ત્યાં તેની દુઃખી બાયડીએ તેને એકલો મુકયો નહી. તેણીને વરના બંદીખાનામાં જે દુઃખ પડતું હતું તે વીશે પોતે પોતાના મનમાં બળાપો કરતી હતી. વળી ભરથારની કમાઈપર આશા રાખેલી ફોકટ ગઈ ત્યારે પોતાની કોશેશપર ગુજરાન કરવાનો આધાર રહયો. ભરથાર તથા છોકરાંઓનું પાલણ કરવાનું કામ પણ એ અબળાને માથે પડયું. સુખ ચેન તથા મોજ મજામાંથી છેક નબળી અવસ્થામાં આવી પડયાથી મીસીસ હેસતીંગસને દુઃખ થયું ખરું, પણ તેણીએ હીમત છોડી નહી. પોતાની બુદ્ધી ને કલમને હથયારે કબીલાનું પાલણ કરવાજોગ કમાઈ તેણીએ કીધી. તે બંદીખાનામાં ભરથારની ચાકરી કરયા પછી પોતાનાં બચ્ચાંઓને સારી કેળવણી આપતી. એ પ્રમાણે એ અબળા ઘણી મેહેનત કરી કુટુંબનો નીભાવ કરતી. અંતે મીસતર હેસતીંગસની જે કાંઈ મીલકત હતી તે પણ વેચાઈ. એ ધણીપર મોટું દુઃખ પડયા છતાં થોડાથી સુધરયો નહી. તે દીનપર દીન વધારે માઠો હાલ પકડતો ગયો. એ ખબર મીસીસ હેસતીંગસનાં સગાંઓને પડયાથી તેઓએ એ અબળાને તેણીના ભરથારથી જુદી રાખી. ત્યાં તેણીને નહી

ગુમપાવી એ બાઈ મીસેસરની નાજદીકનાં ગામમાં જઈ રહી. ત્યાં તેણી પોતાનું કામ ઘણી હુશિયારીથી કરતી. એ પ્રમાણે એ બાનુએ ઘણાં વરસોવર મેહેનત કરી સારી મીલકત મેળવી. અને થોડાં વરસમાં તેણીનો બરથાર તેણીને દુઃખી હાલતમાં આવી મળ્યો, અને પોતે જે જે કામો કીધાં હતાં તે માટે પસતાવો કીધો અને માફ માગી, અને વચન આપ્યું કે હવે પછી કોઈ દીવસ એવાં કામો કરે નહી. એ વચન તે જીવ્યો ત્યાં સુધી પાળ્યું. એ પછી થોડાં વરસ સુખમાં કહાડયા પછી મીસીસ હેસનમિસ મરણ પામી.

નવાજબાઈ આરદેસર શેઠ.

---

હાલમાં પારસીઓમાં એક અજબ જેવાં લગન થયાં છે. એકત્રીસ વરસની ઉમરનો એક છોકરો પાંત્રીસ વરસની બાયડી સાથે અને તે બાયડીનો ભાઈ તે છોકરાની માએ સાથે પરણ્યો છે. હવે તે કેવી જાતના સગાઈ અને તેઓને ત્યાં જો કાંઈ છોકરાં અવતરે તો તેઓ વચ્ચે કેઈ જાતની સગાઈ કહેવાય!

---

નસરવાનજી એદલજીએ એક દીવસે પોતાની આફીસમાંના સીપાઈને એક બાટલી સોડાવાટર લાવવા કહ્યું; આથી તે સીપાઈ ઓરડામાં પડેલી એક જુની બરેલી રાસ્પબેરીની ખાલી બાટલી લઈ દુકાનની દુકાને ગયો અને તેની પાસે એક સોડાવાટરની બાટલી કઢાવી પેલી ખાલી બાટલીમાં નમાવી, ઉપાડીને લાવ્યો. હવે જુની બાટલીમાં અગાઉનો જે થોડો રાસ્પબેરી તળીયામાં રહી ગયલો હોવાથી સોડાવાટરનો રંગ કાંઈ ગુલાબી થઈ રહ્યો હતો. બાટલી ઉઘાડી જોઈ શેઠે તે દીવસે સીપાઈને ધમકાવી પુછ્યું કે તેને તે ઉઘાડવા કોણે કહ્યું હતું. આથી તેણે જવાબ આપ્યો કે "આફીસની બુચ નાહી અસવા આવી તો આવા ભુકમીજ આપ્યા, ખાલી બાટલી ખરી હોતી તે સેહેન દીસાની જગ્ગે સોડાવાટરની બાટલી દપકુન ખાલી બાટલી ભરી લાકુન આણલા, દપકુન આણલા નહી તે કાંઈ ખરાબ નાહી ઝાલા. આપલી બાટલી તે ઉઘાડીતા કસા દેઉ, આપલા માલ દુસરાલા નાહી દેવા."

આએ સાંભળી નસરવાનજી બીચારા મુંગા બેઠા અને બીજી સોડાવાટરની બાટલી મંગાવી પીધી. ઉપલી વાત ખરી બનેલી છે.

---

## રમુજે ફુરસદ.

નીચલી એક અથવા વધુ ઉખાણાના જે બાનુઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "સ્ત્રી મિત્ર"-ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા તેઓનાં નામ પર ચીઠ્ઠી કહાડી જેનાં નામ પર આવશે તેને એક સુંદર રંગીન આવતાં સાલનું 'કેલેંડર' ભેટ આપવામાં આવશે. હમારી પર લખી મોકલનારાંઓએ નીચલી સરતો ઉપર ધ્યાન આપવું.

૧. દરેક લખનારી બાનુએ પોતાનું ખરું નામ તથા ઠેકાણું હમારી ખાનગી જાણને માટે આપવું, અને અગરજો તેઓની મરજી ન હશે તો આખું નામ છાપવામાં નહી આવશે.

૨. જવાબો બનતાં સુધી આવતા માસની તા૦ ૧૦ મી સુધી મોકલી આપવા.

૩. જો કોઈ બાનુઓ રમુજે ફુરસદ "સ્ત્રી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો અમારા અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "મારફત" છોડી લખવું. પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી તે તેઓની મરજી પર રાખવું.

૪. જવાબો મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું. સ્ત્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનુ અંગીપતી જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબાઈ.

### ૧—ઉખાણું.

બાનુંઓ, આ ત્રણ અક્ષરના શબ્દોના અર્થને એવી રીતે જોડજો કે આદ્ય તેમજ છેલા એકજ સરખી રીતે વંચાય.

૧—એક જાતનો મોટો પદાર્થ.

૨—નસીબ.

૩—બધાંઓને જે હમેશાં પસંદ પડે છે તે.

શી૦ ફ૦ ગોદી (મદ.)

### ૨—ઉખાણું.

નીચલાં ગુચવાયલા ગુચ્છાંમાથી એક કહેવત શોધી કહાડો.

```
        બા
      ન ના ને
     ક સ ને જ
   ના ને દી ની ય ની
     સા ન દી ર
      દી ર સા
        નો
```

બાઈ આલીબાઈ મેહેરવાનજી (મદ.)

### ૩—ઉખાણું.

નીચલા બેરી સવાલો ઉકલાવો.

૧. પક્ષીનાં માથાંની આગળ એ શીખરી મુકશો તો તરત એક સંખ્યા થશે, અને એ પોપટનાં પેટની પાસે સાકરનો સીરો બનાવી મુકશો તો એક બીજી સંખ્યા બનશે. એ બેઉ સંખ્યા વચ્ચે અરધા અરધ ફરક છે તે પારખો.

૨. સોગંદ લઈ તેની પાસે વજન મુકો તો બરાબર હમવજન થઈ રહેશે.

૩. ગીતનાં મથાળાં ઉપર હોરાછની બાબત મેલો તો એક ઘણી નાની છોકરી થઈ જાય.

૪. માની આગળ દાઢ મેલશો તો એક નાનું છવજંતુ થશે.

### ૪—ઉખાણું.

માથાં ઉપર મુકું સગડી, તળીએ રાખું પાણી,
એવી હું અજબ ચીજ, મુજને સૌ પીછાણી.
છત વના કરું પોકાર, સમજવું શીયાણી,
હોસની મુજની કીધી તો દેહની થશે હાણી,
શું અજીબ કે તવંગર રાખે મુજ પર પ્રીત,
બુઢાં તેમજ જવાનને ખપ મુજનો ખચીત.

### ૫—ઉખાણું.

બેહનો હું અક્ષર છઉં છેક એક શોહર,
હીંદુસ્તાનના બાગમાં શોભો બેહનો જેક.

બીજા અને પહેલાથી જે શબ્દ થાએ,
સખી જન ધીક્કારી ના તેને ચાહે.
બીજો ને ત્રીજો જીંદગીની અજલ લાવે,
અદબખ્તીનો કલંક પોતાને સર ચહડાવે.
બીજા ને ચોથાથી આપુંછું કુવત તમને,
નબલાઈમાં ચાહો છો અતી જરૂર મને.
પહેલા ને પાંચમાથી સર્વે મોજ ને સુખ,
જે મેળવવાને વેઠે છે કષ્ટ અને દુઃખ.
નશીબ હેવી જેની ઉપર પ્રસન થાએ,
તેનેથીજ પહેલાં અને પાંચમાનાં દરસન થાએ.
વાસ્તે રે બેહનો શોધો મુજનું નામ,
કોઇ વેળા આવશ તમારા પતીને કામ.

બાઈ જા૰ પી૰ એ૰

## ખોલાસો ગઈ વેળાનો.

૧—મરતીપુક.
 હદરવર.
 રામસ.
 નીર.
 વી.
 ડર.
 સોફાન.
 રીજમીત.
 યાકુબખાન.
૨—સરખી પદવીનો.
૩—ઓરતના બાલ યા ચોટલો.
૪—હમારે ત્યાં તામ કુતરો છે તેની ઉપર હમે ઘણી **મમતા** રાખ્યે છે. એક દીને તે એવો **હરામખોર** થયો કે **નાના શીરોજનાં લોણુંમાંથી મતનનો ટટકો લઈ નહાઠો.**
૫—હવા.
૬—૮-૧૨-૫-૨૦=૪૫.

## ખરા જવાબો લખી મોકલનાર મુંબઇ ખાતેની બાનુંઓનાં નામો.

મીસ જ. મ્રિ. પુનેગર ૧, ૩, ૫, ૬. બાઇ રતનબાઇ ફરામજી ઓટી ૧, ૩, ૫, ૬. બાઈ હીરાંબાઈ ફરામજી ભીખાજી કુબાસ ૧, ૫, ૬. બાઈ બાઈ જમ શેદજી ડીક ૩, ૫. મીસ શીરીન પી. લાલા ૧, ૩, ૫, ૬. બાઇઓ જા. તથા તે. દા. ૧, ૩, ૪. મીસીસ સોરાબજી ખરસેદજી હવાલદાર ૧, ૨, ૩, ૪, ૫, ૬. બાઈ હીરાંબાઈ ૧, ૩, ૫, ૬. મીસ A. D. Pochajee ૧, ૫, ૬. મીસીસ નગીનદાસ માણેકજીનદાસ ૧, ૩, ૫, ૬. બાઈ નવાજબાઈ નસરવાનજી ૧, ૫. ૬. બાઈ માણેકબાઈ નવરોજી ઉનવાલા ૧, ૫, ૬. બાઈ જા. પી. એનદર સેન ૧, ૩, ૫, ૬. બાઈ દીનબાઈ પાલનજી માસ્તર ૧, ૪, ૫, ૬. બાઈ મેહેરબાઈ હોરાબજી ઓનાઈ ૫, ૬. Miss Mehrbanu K. Taraporewalla ૬.

### દેશાવરની બાનુંઓનાં નામો.

બાઈ પુતલીબાઈ પીરોજશાહ (પુણા) ૧, ૩, ૪, ૫. ૬. બાઈ ખરશેદબાઈ મીરવાનજી પટેલ (માહીમ) ૧, ૩, ૪, ૫, ૬. મીસીસ ખરશેદબાઈ કુંવરજી મીસતરી (પુણા) ૧, ૩, ૪, ૫, ૬. બાઈ ડી. આર. એમ. દારૂવાલા (શોગાંમ) ૧, ૨, ૪, ૫, ૬. મીસ પીરોજા હોરાબજી નગરવાલા (ખડકી) ૩. મીસીસ મીઠુજી કાવસજી પટેલ (ખંડવા) ૧, ૩, ૫, ૬. મીસીસ પીરોશાહ પાલનજી ડાક્ટર (ઠાણા) ૧, ૩, ૫, ૬. બાઈ વીખા ગોપીલાલ (અમદાવાદ) ૧, ૩, ૫, ૬. મીસ ગુલબાનુ જહાંગીરજી પટેલ (અમદાવાદ) ૧, ૩, ૫, ૬. મીસીસ શીરીનબાઈ જહાંગીરજી કુબાસ (મઉ) ૫, ૬. મીસીસ સુનાબાઈ મંચેરશાહ મારફતીઆ (નવસારી) ૬. મીસીસ બચુંબાઈ રતનશાહ એદુલજીના (સુરત) ૧, ૩, ૫, ૬. મીસ શેહેરનવાઝ દોરાબજી સુખીઆ (નાગપુર) ૩. બાઈઓ બધાઈ તથા મમાઈ (ઇગતપુરા) ૧, ૩, ૫, ૬. Miss. D. N. Khory (મઉ) ૫, ૬. મીસીસ ફરામજી ફરદુનજી ફ્રાયરમેન (ઇગતપુરા) ૧, ૩, ૫, ૬. મીસીસ માણેકજી ધનજીભાઈ ફ્રાયરમેન (ઇગતપુરા) ૧, ૩, ૫, ૬. બાઈ આઈમાઈ કુંવરજી મસાલાવાલા (મઉ) ૧, ૩, ૫, ૬. મીસીસ ગુલબાઈ મંચેરશાહ (મઉ) ૫, ૬. મીસ માણેકબાઈ કુંવરજી મસાલાવાલા (મઉ) ૩, ૫, ૬. મીસ માણેકબાઈ દા. શરાફ (ઈડર) ૧, ૩, ૪, ૫, ૬. મીસ શીરીન ફરામરોઝ ખાનીનના (કરાંચી) ૧, ૨, ૩, ૫, ૬, મીસીસ નજમુદીન (કલકતા) ૨, ૩, ૫, ૬. બાઈ જરબાઈ રૂસતમજી આરજની (નાગપુર) ૧, ૪, ૫, ૬. મીસીસ માણેકનીરાંમ વીધણુરાંમ ત્રીવેદી (સુરત) ૩, ૫, ૬. Miss D. M. Motafram (આનંદ) ૧, ૩, ૫, ૬. બાઈ આ. મ. મોતીવાલા (સુરત) ૬. મીસીસ શીરીનબાઈ ખરશેદજી મે. કરાકા (અજમેર) ૩, ૫, ૬.

હમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાંની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

મીસીસ મેહેરાબજી ખરશેદજી હવાલદાર.

હમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

મીસીસ ખરશેદબાઈ કુંવરજી મીસતરી (પુણા).



## અમારી લખનારીઓને ખબર.

લખનારી બાનુંઓને અરજ કરવામાં આવે છે કે તેઓએ તેઓનાં નામો તથા રહેવાનું ઠેકાણું તથા તેઓએ લખેલી બાબદ અસલ છે કે તરજુમો અને જો તરજુમો હોય તો તે શા ઉપરથી કરવામાં આવ્યો છે તે સઘળું મેહરબાનીની કરી બરાબર લખી જણાવવું.

સ્ત્રી મિત્ર તથા તે માંહેલી કોઈબી બાબદ વીશે કાંઈ પણ સવાલ અથવા સુચના કરવી હોય તો અધીપતીને સરનામે કયસરે હિન્દ છાપાખાનામાં કાગળ મારફતે પુછાવવું. સવાલના જવાબો ખાનગી મોકળવા કે ચોપાન્યાં મારફતે, તેનો અમારી મરજી ઉપર આધાર છે.

J. P. L.—તમારી રમુજે કુરસદમાં તમારૂં આખું નામ અમારી ખાનગી જાણને માટે પણ નહી હોવાથી હમો દાખલ કરી શકતાં નથી. બીજું, કોઇ પણ ચોપાન્યાંમાં આવી ગયલી બાજીઓ લેવાને હમો દરૂરત ધારતાં નથી.

બીજી બાનુંઓની "રમુજે કુરસદો" સગવાઈએ લેતાં જઈશું.

મેહરબાનું ખુરસેદજી તારાપોરવાળા—તમારો કાર્ડ પુગો છે, ઉપકાર થયો.

એક સંપીલું સુખી કુટુંબ, માતાનાં મરતી વખતનાં શુભ વચનો લખનાર બાનું—તમારી વાર્તા આખી વાંચ્યા વીના અમે તે ચોપાન્યાંમાં લઈ શકતાં નથી તેથી મેહરબાની કરી અધુરો રહેલો ભાગ મોકલી આપજો.

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં ના૦ ૨૯ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.




**BOMBAY ART EXHIBITION.**

પારસી અબલાઓને ડીપલોમા ધરાવનાર એક અંગ્રેજ બાનું જુદા જુદા પચીસ હુનરો શીખવવાને તઈયાર છે. મીસીસ ડબલ્યુ. એસ. મેકકેન, ઠે. મઝગામ, બેરામજી હાલની સામે.

---

## સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ.



પીઆના, આરગનો, હારમોનીઅમો, ગીતાર, ઝીઠરસ, મેનડોલાઈન, તથા જાતજાતના વાજીંત્રો

મયુઝીક (ગાયન) ને લગતાં નવાં નવાં ચોપાનીઆં દર મેલે અમારે ત્યાં આવેછે.

સઘળી તરાંહનાં ડરાઈંગો તથા ચીતારો માઉંટ કરીને ઘણી સરસ રીતે ફરેમમાં જડવામાં આવે છે.

**સાઉન્ડી એંડ કુંપની, લીમીટેડ, મુંબઈ.**

---

**તદન નવીજ ધપની અને આજ સુધીમાં બહાર નહી પડેલી**

## ખોરદેહ અવસ્તા,

**(તેની માએનીના સાર સાથે.)**

માએનીનો સાર લખનાર,

**એરવદ કાવસજી એદલજી કાંગા.**

ગજવામાં રહે એવી નાના કદની ચોપડી જેનું કદ માતર લંબાઈમાં ૪॥ ઇંચ તથા પોહલાઈમાં ૨॥। ઇંચ છે. એ ચોપડી શોભાયમાન પુઠાં સાથે એજયુકેશન પ્રેસમાં ઘણી સરસ બંધાવી છે. એ પુસ્તક ૬૧૦ સફાનું થયું દલદાર બનતા છતાં, સરવેને ખરીદ કરવાને બની શકે માટે કીમત તેની ઘણીજ મજબુત બંધાઈ સાથે માત્ર આના બારની રાખી છે તથા તેવીજ રીતની બંધાઈ સાથની મોડી ગીલીત સાથની, જેનાં પુઠાં ઉપર સત જરથોસ્ત સાહેબની સુનેરી ગીલીટની છબી આપવામાં આવી છે, તેનો રૂ ૧ પડશે. પોસટેજ ૦)

એ પુસ્તકમાં આશેમ, યથા, નીઆએશો, ગેહો, યશ્તો, નીરંગો, બાજે, નમસકારો ઉપરાંત નવ યશ્તનો દાખલ કરવામાં આવી છે.

**કયસરે હિન્દ છાપાખાનામાંથી મળશે.**

---

## માઈ ઇનફનટસ પ્રોટેકટર.

**મારાં બાળકનો રખેવાળ**

હેવે નામનો બાનુંઓ માટે એક અગતનો ઈલાજ શોધી કહાડયો છે, કે જે મુસાફરીઓમાં, દુર દેશોનાં જંગલોમાં તથા ઘરના કામમાં મોટી ઉપયોગી જનસ થઈ પડશે. ૧ મહીનાના બાળકથી તે ગમે એટલી ઉમર સુધીનાઓને આપવામાં આવે છે. પીધામાં ઉતમ ગુણવાલી તથા સવાદમાં ઘણીજ લેહેજતદારછે. તાપ, સસની, ગોબરું, પેટનો દુખાવો, બદહજમીયત, દાંતનું ફુટવું વગેરે કોઈ પણ દરદમાં બેથી ત્રણ ડોઝમાં બચાને આરામથી રમતું કરે છે. બે આઉંસની શીશી ૧)ના રૂ૦॥.

**માઈ કોનસતેનટ હેલપ મેટ.**

મારો હંમેશનો મદદગાર એવે નામની બાનુંઓ તથા મરદો માટે શરીરના દરદો ઉપર ખરી રીતે અસર કરનારી ગોળીઓ, જેવા કે પેટનો દુખાવો, વાયુ, ચુંકો, છાતીમાં શરદીનો દુખાવો, બદહજમીયતનાં પેંટા તથા ખરાબ રોગીશટ ભહારો વગેરેમાં ૩ થી ૪ ગોળીઓમાં એકદમ ફાયદો કરશે. એ ગોળીઓ દરેક મુસાફરને અતી ઉપયોગની થઈ પડશે. શીશીમાં ૨૬ ગોળીઓની કીમત રૂ૦॥.

**બનાવનાર—બી. એન. મરચનટ,**

માંડવી રોડ મુંબઈ, ઈરાનીની વાડી.

નીચલે ઠેકાણેથી મળી શકશે—કોટમાં પારસી બજાર સ્ટ્રીટ મંગલદાસ નાગજી કમીસરની દુકાન નાં૦ ૭, તથા કોટમાં ૩ દરવાજા ધોબીતલાવની પાસે પરફોર્મરી શોપમાં. પાયધોણી ડીસપેંસર મેમનુમ દવાખાનાવાળા તથા માહીમ ડાવ એદલજી શાપુરજી મુખડાવાળાને ત્યાં ભખરીવાળાની નવી અગીઆરીની સામે.

---

## ખરશેદજી મનચેરજી ભેસાનયાની કુ૦

**ચીનાઈ તથા રેશમી કાપડ વેચનારાઓ**

મુંબઇ, કોટકોટ, હારનબી રોડ, સર જમશેદજી જીજીભાઈની સ્કુલ પાસે.

### કાપડ! કાપડ!! કાપડ!!!

હમારે ત્યાં તરેહવાર જાતનું ચીનાઈ, વીલાયતી, જેપાનીસ અને શેંગાઈનું રેશમી કાપડ સાડીઓનું તથા પોલકાઓનું અને દરેક વપરાસમાં આવે તેવું નવી નવી જાતોનું સારૂં અને સસતું મળશે તેમજ ઉનનું અને સુનરાઉ કાપડ પણ કીફાયત ભાવે મળશે.

ચીન, વીલાયત, શેંગાઈ અને જેપાનથી દર પંદર દહાડે નવો નવો માલ આવે છે.

જીક, ચીલક અને કસબ તીલીનો સુરતી માલ ભરવા સારૂ કીફાયત ભાવે મળશે.

દેશાવરના ઘરાકોએ હમારી દુકાનની ભેટ લેવાથી ખાતરી થશે. બાહાર ગામના આરડરો ખાતરીથી બજાવવામાં આવશે.

નવેમબર ૧૮૮૯.

પુસ્તક ૧૯ું.] [અંક ૯મો.

# સ્ત્રી મિત્ર.

દર માસની આખેરીએ પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાન્યું.

લખનારાં—પારસી બાનુઓ.

મુંબઈ:
કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યુ છે.
કીંમત વરસ ૧ ના આગ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૬ આના.

## મુંબઈના નામદાર ગવરનર લૉર્ડ રેનાં બખતાવર બાનું લેડી રેના માન પામેલા આસરા હેઠળ.

## સ્ત્રી મિત્ર—સાંકળિયું—નવેમબર ૧૮૮૯.



# સ્ત્રી મિત્ર



STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૧ લું. નવેમબર ૧૮૮૯. અંક ૯મો.


## એક ખુલાસો.



આ ચોપાન્યામાં લખનારી બાનુંઓ માટે અમો અત્રે થોડોક ખોલાસો કરવાની જરૂર જોઈએ છીએ.

સ્ત્રી મિત્ર ચોપાન્નું બહાર પડયા પછી કેટલીક બાનુંઓએ પોતાનાં લખાણો મોકલી અમોને મદદ કરવાને ખુશી બતાવી હતી, પણ તે એવી સરતે કે, તેઓનાં નામો જાહેરમાં લાવવાં નહી. આ સરતને લીધે અમોને તેઓની માંગણી મોટા ઉપકાર સાથે દલગીરીથી ચોક્સ મુદત સુધી નામંજુર રાખવાની ફરજ પડી હતી, કારણ કે સ્ત્રી મિત્ર જાહેરને બતાવવા માંગતું હતું કે તે બાનુંઓથીજ લખાય છે અને નહી કે બાનુંઓના છુપા વેશમાં મરદ લખનારાઓથી. આ અમારી ઈચ્છા પુરી પડી છે અને હવે જાહેરની વધારે ખાતરી કરવાની અમો કશી અગત જોતાં નથી, તેથી અમારી જે બેહનપણીઓ છુપાં નામ તળે પોતાના ફાજલ વખતનો ભોગ આપી, પોતાની બેહનપણીઓના લાભ માટે અમોને સારાં લખાણો પુરાં પાડી મદદ કરવાને રાજી છે, તેઓ સાથે સ્ત્રી મિત્રની કરારો વધારે વખત બંધ રાખવાની અમો જરૂર જોતાં નથી. પણ મોટી ખુશીથી, હવે પછી તેઓને અમારી બીજી લખનારીઓની સંઘમાં ઉમેરાવાને અરજ કરીએ છીએ.

વાંચનારે જોયું હશે કે, સ્ત્રી મિત્રમાં આજ સુધી એક પણ લખાણ મરદને હાથનું આવ્યું નથી, અને હવે પછીનાં ગમે એટલાં લખાણો છુપાં નામ તળે આવે, તોપણ તેઓને ખાતરી આપવામાં આવે છે કે તે સ્ત્રીઓનેજ હાથનાં લખેલાં આવશે.

છેલ્લે, જે ચોક્સ બાનુંઓએ સ્ત્રી મિત્રના ફાયદા માટે અને પોતાની બેહનપણીઓની સેવા બજાવવા ખાતર જાહેરમાં નામો આપી તેઓની મરજીનો ભોગ આપ્યો છે અને અમોને કીમતી મદદ કીધી છે, તેઓનો આ ચોપાન્યાંના માલેક તરફથી આ તકે અમો ઘણો આભાર માનીએ છીએ.

આજના અંકમાં પારસી સંસારને લાગુ પડતી એક નવી વાર્તા આપવામાં આવી છે, જે બે પારસી બાનુંઓથી લખાયલી છે.

લખનારી બાનુંઓનું ધ્યાન "અમારી લખનારીઓને ખબર" ના મથાળાં હેઠળ આપેલી સરતોપર ખેંચીએ છીએ.

શીરીન ફ૦ પાટક.



## ઘર સંસારી કેળવણી

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉછેરે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

### દીબાચો.



અમારી બેહનપણીઓ આજના અંકમાં એક નવી વાર્તા શરૂ થયલી જોશે, જે માટે અત્રે થોડો ખોલાસો કરવાની રજા લઈએ છીએ. આ વાર્તાનાં મથાળાં પરથી જણાશે કે, તે દરેક માતા અને બેટીને વાંચવા લાયક થઈ પડશે. માતાને એટલા માટે કે, તેણી હમેશાં પોતાનાં છોકરાંનાં સુખ માટે જવાબદાર છે, બીજા કરતાં તેણી પર છોકરાંઓનાં સુખ દુઃખ અને ભુલોનો આધાર વધારે રહે છે, ફક્ત તેઓનાં બચપણનોજ નહી, પણ તે કરતાં વધારે બચભરેલી જુવાનીનો. બેટીઓ માટે પણ તે નીરઉપયોગી થઈ પડશે નહી, કારણકે તેઓ પર પણ ઘરનાં સુખનો મોટો આધાર રહે છે; અને આ વાર્તા વાંચ્યાથી તેઓને કદાચ માલમ પડશે કે, ઘરનું સુખ શામાં સમાયલું છે અને તે જાલવી રાખવામાં તેઓની મદદની કેટલી જરૂર છે.

વાંચનારી બાનુંઓ કદાચ કહેશે કે, આ વાર્તામાં દરશાવેલી કેટલીક રીતભાતો પારસી સંસારમાં સાધારણ જોવામાં આવતી નથી; પણ તેથી કાંઈ એમ નથી ઠરતું કે, તે આપણાં કુટુંબોમાં દાખલ કરવી મુશકેલ છે; તેવી સારી રીતભાતો અને ઘરનું છુટાપણું જો આપણાં ઘરોમાં દાખલ કરવામાં આવે

તો પારસી સંસાર હાલ કરતાં વધારે સુખી નીવડે.[1] પણુ આ સઘળું એક કેળવાયલી માતા વીના કદી બની શકે નહી. હાલની ઉધરતી પારસી બાનુંઓ જો ખરી કેળવાયલી અને સુધરેલી થવા ઈચ્છતી હોય તો તેઓએ એક ખરી કેળવાયલી અંગ્રેજ બાનુંની નકલ કરવી; તેણીની ઘર ચલાવવાની, ધણી અને બાળકોને સુખી કરવાની ખરી ચાવી શોધી કહાડવી, તેઓ છુટાપણાથી પણુ કેટલી આબરૂ ઈજતથી મંડળીમાં વર્તે છે તેનો દાખલો લેવો, અને નહી કે તેઓમાં ચાલતી કેટલાક ધીક્કારવા જોગ બદીઓની, અને થોડીક ઉછાછલી, ફ્રાશીનોમાં ચરી રહેલી, સુધરેલાંઓમાં ખપતી, પણુ ખરી કેળવણી અને સુધારાને એબ લગાડનારી બાનુઓની ખોટી નકલ કરવી.

અમારી મતલબ કાંઈ અત્રે લાંબું પીંજણ કરી મોટાં ભાષણો અને શીખામણો આપવાની નથી, વળી તેવો કશો અનુભવણી અમે ધરાવતાં નથી, ફક્ત અમો એટલુંજ ઈચ્છીએ છીએ કે જે માતાઓ તેઓનાં બચ્ચાં તરફની ફરજ કેટલી જોખમ ભરી છે, તે સહમજી ખરાં દીલ અને કાળજીથી તેઓને ઉધારવા ઇચ્છતાં હોય, તેઓને આ વાતો ઉપયોગી થઈ પડે. આમીન ! !

## પ્રકરણ ૧ લું.

### માતાજીની માંદગી—જાલ અને ગુલાં—એક વચન—દીનીમાસીની પધરામણી.

આપણી વાતો ભુસાવલ શેહરની નજદીક આવેલાં એક સુંદર નાનાં ગામડાંમાં શરૂ થાય છે. આસરે દશ પંદર વરસની વાત પર આ ગામડું એટલું તો નાનું અને એકાંત હતું કે કોઈ મોટા શેઠીઆઓના ગાડી ઘોડા ત્યાંથી જવલેજ પસાર થતા હતા, અને જ્યારે તેમ થતું ત્યારે ત્યાંના રહેવાસીઓમાં કેટલાંક અઠવાડયાં સુધી અજાએબી પથરાઈ રહેતી હતી.

આ નાનું ગામડું ટેકડીઓ અને ટેકડાઓથી ઘેરાયલું હતું, તેની પુર્વ દીશાએ એક નાનું અને જુનું પણ સુંદર દેખાવનું અગ્રેજોનું દેવલ ઊંચાં મોટાં ઝાડોના છાંયા હેઠળ દબદબાથી ઉભેલું હતું. આ રળીઆમણાં દેવલની નજદીક તેવાજ રળીઆમણા દેખાવનો એક પારસીનો નાનો બંગલો હતો. સુંદર ફુલોના કયારાથી ભરેલો તે બંગલાનો બાગ અને તેનો બાહેરનો સાદો પણ સ્વચ્છ દેખાવ જોનારની આંખને ખુશ કરતો હતો, અને તેની અંદર વસનારાઓની સુધડ અને સ્વચ્છ હાલત બતલાવતો હતો. આ ઘરના ધણી એક બુજરોગ, વચલે વાંધેના, નવરોજજી મોદી નામના આબરૂદાર દસ્તુર હતા, જેવણ જોકે એક મોટા ઓધેદાર ન હતા, તોપણુ તેવણનું સખી અને માયાળુ હૈયું એક મોટી પદવીના શેઠીઆને છાજતું હતું.

આ ઘરની નજદીક ખડકોમાંથી વેહતા ઝરાથી એક તળાવ બન્યો હતો, જેમાં ગામડાંનાં છોકરાંઓ વારંવાર પથરા, લાકડાંના ટુકડાઓ અથવા એવીજ કાંઈ બીજી ચીજો નાખી ગમત મેળવતાં હતાં; પણુ છેલા દસ દીવસો થયા તો તેઓની ગમતમાં એક નાનો છોકરો, જે થોડા દીવસો થયાં આ ગામડાંમાં આવ્યો હતો, તેણુે વધારો કરયો. આ છોકરો પોતાને હાથે બનાવેલા એક નાંના સુંદર મછવાને તે તળાવમાં ચલાવવાની કોશેશ કરી તેના રમતીઆળ સાથીઓની અજાએબી ઉસકેરતો હતો. આજે તે મછવો તેના સઢ, દોરડાં અને ડોલ સાથે તદન તૈયાર થયો હતો, અને આજની સુંદર રળીઆમણી સાંજનાં તેને પાણીમાં મુકવાની કીયા થઈ. થોડોક વખત તો મછવો પાણીમાં આમ તેમ ડોળા ખાવા લાગ્યો, પણુ પછી એકદમ ધસારાબંધ ચાલવા માંડયું. આ મછવાનો ધણી જે એક બાર વરસનો અતીશય ખુબસુરત પારસીનો છોકરો હતો, તેના સીવાય ટોળાંમાંના તેના સઘળા સાથીઓએ હુરરેના ખુશાલી ભરેલા પોકારોથી ત્યાં ગોંધાટ કરી મેલ્યો. આ સઘલો વખત તે છોકરો જાણુે કોઈએક ફતેહ મેળવી હોય તેમ, પુર દમામથી સીધો ઉભો રહી મગરૂરીથી આસપાસ નજર ફેરવતો હતો. પેહલાજ દેખાવે માલમ પડતું હતું કે તે તેના સાથીઓ કરતાં ઘણી ચહડતી સ્થીતીનો હતો અને તેઓ સાથ ખુશાથી ભેલાતો હોય એમ દીસતું નહી હતું. સર્વ બાળકોનું ધ્યાન રમતમાં એટલું તો ગુંટાયલું હતું કે નજદીક આવી ઉભેલી ગાડીનો અવાજ પણુ તેઓએ સાંભળ્યો નહી; જ્યારે ઘોડાવાલાએ ગામડાં તરફ જવાનો રસ્તો પુછ્યો ત્યારે તેઓ સઘળાં તેને અજાયબીથી તીકવા લાગ્યાં. પેલા મછવાના નાના ધણીએ તે સવાલ પુછનારને ટુકમાં મગરૂરીથીજ જવાબ આપ્યો. તે ગાડીમાં બેઠેલી એક બાનુએ બારણામાંથી ડોકું બહાર કહાડી હસ્તે ચેહરે તે શરમાળ છોકરાઓનાં ટોળાં તરફ જોઈ પુછ્યું, "મારા નાના છોકરા, મને મેજરનાં આઈમાયનું ઘેર બતલાવી શકશો ? તે કોઈ અહીંયાં ગામડાંની નજદીકજ છે, નહી વારૂ ?"

"મેજરનાં આઈમાય ?" તે નામ સાંભળતાંજ તે છોકરો આતુરતા અને ખુશાલીથી બોલ્યો, તેની આંખો ચમકવા લાગી અને ગાલોપર રતાશ ચહડી આવ્યો. આ દેખાવ તે ગાડીમાં બેઠેલી બાનુને એટલો તો ઓલખીતો લાગયો કે તેણી વધારે બોલતાં અચકી ગઈ અને અજાયબીથી તેની તરફ તીકવા લાગી. તે છોકરાએ પણુ ઘબરાઈ જઈ જલદીથી ઘોડાવાલાને કયાં જવું તેની ઈંધાંણી આપી દીધી.

ગાડી ત્યાંથી ચાલી જવા છતાં તેની નજર તે પરથી ખસી નહી. જેવી તે ત્યાંથી ગુમ થઈ ગઈ તેવોજ તે છોકરો પોતાનો મછવો બગલમાં મારી ત્યાંથી ખેતરો કુદાવતો ટુકે રસ્તે પોતાનાં ઘર તરફ ગયો.

જે ઘરમાં તે રહેતો હતો તે જો કે બહારથી ઘણુા ગરીબ દેખાવનું હતું, તોપણુ તેની અંદર વસ્તી એક વીધવા અને તેણીની છોકરીના ખુશનુમા સ્વભાવથી તે એક સુખી રેહઠાણુ બન્યું હતું. જે સાંજ વીશે આપણુ બોલી ગયાં છઈયે તેની ત્રણુ અઠવાડયાં આગમજ એક બાનુ અને તેણીનાં બે છોકરાં ત્યાં આવયાં, કારણુ કે તેઓ પોતાની મુસાફરીમાં તે બાનુની માંદગીથી આગલ વધી શકતાં ન હતાં. તેઓ સાથે એક પણુ નોકર ન હતો અને ઘોડાવાલો તે બાનુની ખરાબ હાલત જોઈ

તેણીને વધારે આગળ લઈ જઈ શકયો નહી, તેથી નજદીકની એક ધરમશાળામાં તેઓને ઉતારયાં. નવરોજી મોદીને કાને આ નવાં આવનારાંઓની વાત પડી, અને પોતાના હમેશના માયાળુ ખવાસથી પોતે ત્યાં જઈ તેઓને બનતો દીલાસો આપ્યો અને ધરમશાળામાંથી તે બાનુંને પેલી વીધવાનાં ઘરમાં લઈ ગયા, એવા ભરોસાથી કે ત્યાં તેણીની ઘણી જતન કરવામાં આવશે અને વળી પોતે પણ તેની નજદીકજ રહેતા હોવાથી અવારનવાર જવા બની આવે; પણ થોડા દીવસમાં તે બાનુંની માંદગી એટલી તો ભય ભરેલી રીતે વધી ગઈ કે તેઓએ ઘણી મુશકેલીથી તેણીને તેણીનાં કોઈ સગાંને કાગલ લખી બોલાવવા સમજાવી. તેણી તો પોતાનાં મનમાં ખાતરીજ રાખતી હતી કે આ માંદગીમાંથી તેણી સાજી થશે, પણ કાગલનો જવાબ પાછો ફરી વળે તે આગમજ તેણીનું દુઃખ એટલું તો વધી ગયું કે જીંદગીની આશા હવે તદન મુકી દેવામાં આવી. હજી સુધી કાંઈ પણ જવાબ ન મળવાથી અથવા કોઈ આવી ન પુગવાથી તેણી મનમાં એવુંજ લાવતી હતી કે તેણીનાં નાવારેસ બાળકોની સંભાલ હવે પછી કોઈ લેશે નહી. ફોકટમાં નવરોજી તેણીને કાગલ ન પુગવાનાં ઘણાંક કારણો સમજાવતા હતા. તેણી તો બસ એમજ બોલતી હતી કે તેણીનાં સગાં વાહલાંઓએ તેણીને તજી દીધી છે, અને કહેતી કે કદાચ તેણી પોતે આ શીક્ષાને લાયક હોય, પણ તેણીનો એકપુરો જાલ તદન નીરદોષ હતો અને આ તો તેણીપર એક ઘણી સખતાઈ હતી. દીવસો ગયા તેમ તેણીનું દુખ વધતું ગયું. કાંઈ છુપી યાદ તેણીને અંદરખાં- [illegible] તેની [illegible] એમ દેખાવા લાગ્યું અને નવરોજી હસ્તર

ટેવ એ સઘળાંથી એક વધારે વીચારવંત માતા તેનામાં કાંઈ પણ ભય ઉપજાવનારૂં નહી પણ સઘળું પ્યાર કરવા લાયકજ જોતે.

સેહજથી ચીજ માટે હદ બાહેરનો ગુસ્સો, ગરૂરી ભરેલી મગરૂરી અને તેણી શીવાય કોઈથી સાથે કબજામાં નહી રાખી શકાય તેવો મીજાજ, એ સઘળાંથી તે તેણીનો વધારે માનીતો થઈ પડયો હતો અને જેમ વારેવડીએ બનતું હતું તેમ, જ્યારેથી તે તેણી સાથે હોય ત્યારે તેણી હમેશાં ખુશ રહેતી હતી, કારણ તેણી જાણતી હતી કે જો તેણી આ માંદગીના ઓરડામાં ન હોય તો જાલને તે ઓરડો અકારો થઈ પડે; પણ આ સુખ જ્યારે તેણીનો દીકરો તેણીની નજરથી દુર હોય ત્યારે તેણીનું દુખ વધારતું હતું. ગમે એટલું તેણી પોતાનાં મનને સમજાવતી હતી કે તેણી મરી ન જશે, તો પણ તેણીને એમજ લાગતું હતું કે જે ઘડી જાય છે તેમાં તેણી મરણ પામશે અને તેણીનાં હૈયાંના હારને જો કે તેનાં પોતાનાં સગાં–પણ તદન અંજાણ્યાંઓ–ની સંભાલ હેઠળ જવું પડશે, કે જેઓ તેનીપર તેણીના જેટલી માયા કદી રાખશે નહી. તેણી જાણતી હતી કે તેણી જાલમાં જે સદગુણો ગણતી હતી, તે તેણીનાં બેહન અને બંનેવી ગંભીર ભુલો તરીકે ગણશે અને તે ભુલો માટે તેને જે શીક્ષાઓ ખમવી પડશે તેનો વીચારજ તેણીની આંખમાંથી આંસુઓ ટપકાવતો અને તેણીનું અરધું મરણ પામેલું શરીર ધુજાવતો હતો.

જે દીવસ વીશે આપણે ઉપર કહી ગયાં છીયે તે દીવસે જાલ હમેશ કરતાં વધારે વાર ઘેરથી ગેરહાજર હતો અને સાંજે આઈમાય જ્યારે એક બેચેની ભરેલી ઊંઘમાંથી જાગી ઉઠયાં ત્યારે પણ પાછો એજ વીચાર કરવા લાગ્યાં કે જાલનું શું થશે. છેલ્લે આ બળાપાનો અંત આંસુઓ અને ડચકાંઓમાં આવ્યો.

આસરે દશ અગીઆર વરસની એક છોકરી લાકડાંના એક દસ્તાનપર પોતાની માનાં બીછાનાની કુરતનીના ઓઠામાં ભરાઈ બેસી, એક જાડા સકલાતના દગલાપર બતન ટોકતી હતી; તેણીના જેવા નાજુક નાના હાથો માટે આ કામ ઘણું સખત હતું, પણ જ્યાં સુધી તેણીને પોતાની માનાં દુઃખનો ડચકાં ખાવાનો અવાજ સંભળાયો નહી ત્યાં સુધી તેણીએ ચુપચુપ પોતાનું કામ ચલાવ્યા કીધું, અને ત્યારેજ તેણીએ પોતાનું માથું ઊંચું કરી આંખપર પડતા પોહળા અને લાંબા બાલો સરખા કીધા, અને તે વેળાએ તેણીને લાગ્યું કે તેણી ઉઠી પોતાની માએને પટાવે, પણ તરતજ તેણીનાં મોહડાં પર દલગીરી પ્રગટી નીકળી અને થોડીક પલો સુધી હીલ્યા ચાલ્યા વીના થંભ બેસી રહી. છેલ્લે સરવાલે આઈમાએ પોતાનાં ડચકાંઓથી ગુંગળાઈ જતાં હોય તેમ લાગ્યું, ત્યારે તે બાળક તેવણનાં શરીરપર નરમાસથી વાંકું વળી, જાણે ઘણું બીહતું હોય તે મીસાલ બોલ્યું, "વાહલાં મમા, હું કુવર ડોસાંને બોલાવું? નહી તો તમારે વાસ્તે કાંઈ લાવું?" અને તેણીએ પોતાની માએના ગુસ્સાભરેલા "ના" ના જવાબ શીવાય બીજા જવાબની વાત જોયા વીના તે-

ણીનાં મોઢાં આગળ પાણીનું ગલાસ ધરયું, અને કપાળ પર થોડુંક ઠંડું પાણી લગાડયું. થોડીક પળો પછી આઈમાએ બરાબર જાગૃત થયાં અને જાલ કયાં હતો તે પુછ્યું.

"એ તો તળાવમાં પોતાનો મછવો ચલાવવા ગયોછ મમા, અને મને આએ દગલાપર બતન ટાંકવા સોંપી ગયોછ, કે જે દગલો તે એક સેલરના જેવો બનાવવા માંગેછ. હું ધારુંછ કે હવે થોડા વખતમાં એ આવતો હશે."

આઈમાએ, આનો કશો પણ જવાબ આપ્યા વીના અગાઉ માફક પાછાં ડચકાં ખાવા લાગ્યાં, જેથી તેવણની નાની છોકરી લગાર બીહધી અને હીમત કરી બોલી:—"પણ મમા તમે જાલને વાસ્તે એટલાં બધાં બીહોછ શું કરવા? દરેક જણ એને ચાહેછ અને વખાણેછ અને તેમજ, હું ખાતરીથી કહુંછ કે મારાં માસા માસીબી કરશે."

"કદાચ તારાં માસી મારે ખાતર તેની સાથે તેમ વર્તશે, પણ એની બચ્ચાં જેવી ભુલો મારી માફક સાંખી શકશે નહી, અને મારા જેટલો પ્યાર કરશે નહી. તારા માસા એવા તો સખત સ્વભાવના છે, કે હું નહી ધારતી કે મારા ગરીબ જાલની ભુલો તરફ તેવણ આંખમીચામણાં કરે અને વળી એ એવો તો ખુલ્લાં દીલનો અને હીમતવાલો છે, કે પોતાની છોકરવંત ભુલો કેમ છુપાવવી તે જાણશે નહી અને તે માટે એને શીક્ષા ખમવી પડશે, તેથી એનું દીલ તુટી જશે અને તે વેળાએ એનો બચાવ કરવા અને પટાવવા કોણ આવશે?"

"મમા, હું એનો બચાવ કરશ અને ખરેખરજ જો તેમ કરવાને મારામાં શકતી હશે તો હું જરૂર કરશ," તે બચ્ચાંએ ખરી લાગણીથી કહ્યું, "હું એને એટલો તો ચાહુંછ અને વળી જાણુંછ કે એ મારા કરતાં એટલો બધો તો વધારે સારો છે કે એને મદદ કરવાને ઘણું સેહલ થઈ પડશે."

"ગુલ, તું મને કબુલાત આપેછ? તેને બચાવવા માટે અને સખનાઈમાંથી છોડાવવાને માટે શું મને ખરેખરજ કબુલાત આપેછ?" આઈમાએ એટલી બધી તો આતુરતા બતાવી બોલ્યાં અને તકીઆપરથી માથું ઊંચકી ગુલને એટલા તે. અસાધારણ પ્યારથી પેટમાં ચાંપી ચુમીઓ લીધી, કે આએ પળો તે બાળકનાં મગજપરથી કદી પણ ખસશે નહી. તેણીએ આપેલું વચન એટલી તો ગંભીરાઈ અને મજબુતાઈથી તેણીનાં હૈયાં પર કોતરાઈ રહ્યું, કે તે માતાને તે વેળાએ થોડીજ ખબર હતી કે તે કબુલાતો તે નાદાન છોકરીનાં મગજ પર એટલી બધી અસર કરશે, તેણીના જીવને ફક્ત એટલીજ ધીરજ મલી કે જાલપર કોઈ પ્યાર કરનારૂં તેણી પોતા પાછળ મેલી જાય છે.

જેમ તેણીએ પોતાના દીકરાની ચાલ ચલણનો પુરતો અભ્યાસ કીધો હતો, તેમ જો ગુલાંની ચાલ ચલણનો કરયો હતે તો તેણીને આ વચન લેવાની કદી જરૂર પડતે નહી. આઈમાએ બચપણથીજ પોતાના ધ્રાંટા પ્રમાણે ચાલતાં હતાં, અને માતા થવા પછીબી કમનસીબે પોતાની આ ટેવ છોડી ન હતી. કેવી રીતે અથવા કેટલી મુસીબતથી ગુલાં આ વચન પાળશે તેનો ખ્યાલ તેણીનાં મગજમાં આવ્યોજ ન હતો.

કેટલીક પળો સુધી તેવણ ચુપચુપ પડી રહયાં અને ગુલાં પાછી પોતાની અસલ જગાપર જઈ બેઠી, તેણીની છાતી ધપકવા લાગી, જેકે તેનું કારણ તેણી જાણતી ન હતી; અને પોતાની માએનાં ગળાં આસપાસ પોતાના હાથો નાખી તેણીને કોટી કરવા, તેણી પાસે એક "કીસ" માંગવા અને તેણીને મોહડેથી એક વધારે પ્યારનો બોલ સાંભળવા ફોકટમાં ઈચ્છતી હતી; પણ તેણીનાં હૈયાંની કાંઈ છુપી શકતી તેમ કરતાં તેણીને અટકાવતી હતી. આ વીચારોજ તેણીની આંખોમાંથી નવધાર આંસુઓ ટપકાવતા હતા, જેથી તેણી લગભગ આંધળી જેવી બની ગઈ હતી, પણ આ આંસુઓ અટકાવવાને તેણી પોતાથી બનતી કોશેશ કરતી હતી, કારણ લાંબો વખત થયો તેણી જાણતી હતી કે જ્યારે જાલનાં આંસુઓ તેની માએનાં હૈયાંમાં પ્યાર અને દયા ઉસકેરતાં હતાં, ત્યારે તેણીનાં તો હમેશાં ગુસ્સો અને ઠપકા લાવતાં હતાં.

"ખુશાલી, ખુશાલી, વાહલાં મમા!" થોડી મીનીટમાં કોઈનો આતુરતા ભરેલો બોલવાનો અવાજ સંભળાયો, અને જાલ ઓરડામાં દોહડતો અને કુદકા મારતો આવ્યો; અને પોતાની માએનાં બીછાના પર પડી તેણીના ફીક્કા ગાલોપર પ્યારથી "કીસ" કરવા લાગ્યો. "કેવી મજાહ! મારો મછવો એવી તો સરસ રીતે ચાલ્યો કે મેં કેટલું ઈચ્છયું કે તે વખતે જોવાને તમે ત્યાં હતે, જ્યારે તમે સારાં થશો ત્યારે હું જરૂર તમુને તે જોવા લઈ જવશ. હું જાણુંછ કે તમે જલદીથી સારાં થશોજ, કારણ કે હું [illegible]થી કહુંછ કે દીનબાઈ મારીબી જલદીથી આવશે અને [illegible] તો ખુશી થશો અને પાછાં હવે તો આપણે [illegible]!"

આઈમાએ તેને ઘણા પ્યારથી પોતાની છાતીએ દાબ્યો અને એટલા તો વાહલથી તેને "[illegible]" [illegible] કે તેણીની આંખોમાંથી આંસુઓ [illegible]

"મમા તમે રડોછ શું જો! [illegible] માસી જરૂર જલદી આવશે, [illegible] કે મેં તેવણને જોયાંછ અને [illegible]."

"તેં તેવણને જોયાં [illegible]! [illegible] જોયાં હોશે, અને તેથી તુને [illegible] જોયા," પણ તેણીના આતુરતા ભરેલા [illegible] વધારે આશા સમાયલી હતી.

"નહી રે નહી મમા, જ્યારે [illegible] તપાસતાં હતાં ત્યારે એક ગાડી [illegible], પસાર થઈ ગઈ અને અંદર બેઠેલી એક બૈરીએ મને [illegible] પુછી. તેવણના હસતા ચેહરા પરથી મારી [illegible] કે તેવણ દીનબાઈ માસીજ હતાં."

"હોયજ નહી," તેની [illegible] "કદાચ"—અને તેણીનો ચેહરો [illegible] લાગ્યો, "શું તેવણે તારી સાથે વાત [illegible] મને [illegible] તારા ચેહરાપરથી શું તુને ઓળખી [illegible]?"

"નહી મમા, ગાડી એટલી તો [illegible] કે ઓળખી કહાડવા જેટલો [illegible] મને

તેવણુ નીચે બોલતાં હોય એવો અવાંજ આવેછ," અને તે બીછાના પરથી નીચે ઉતરી કાન ધરી સાંભળવા લાગ્યો, "હા, હા, મેં કહ્યું તેમજ છે. એવણુ માળ પર આવેછ અરે! નહી રે, એતો કેટલાં કુવર ડોસાં છે, પણ તમારાં મોઢાંપરથી તો માસીજ આવ્યાં હોય તેમ લાગે છ," તે ધીરજ ખોહી દઈ મોટેથી બોલ્યો. કુંવર ડોસાંએ તેને ઠંડો પાડી ધીમેથી બોલવાની અને તેનાં માએને ઘભરાવી નહી નાખવાની ઈસારત કીધી. "તમે તેવણુને માળપર કાંય નહી આવવા દેતાં?" આમ બોલી બે ત્રણ કુદકામાં આખો દાદર કુદાવી નીચેના દાલમાં ધરી ગયો અને તે બાનુંની સાડી પકડીને બોલ્યો, "તમેજ મારાં મારી છેઓ; મારાં પોતીકાં વાહલાં માસી; જો, મમાછ પાસે ઉપર આવો, કેટલો બધો વખત થયો તેવણુ તમુને જોવા માંગેછ, ઘણોજ ઘણોજ વખત થયો જો, તમે તેવણુને ખચીત સારાં કરશો, વાહલાં માસીછ, નહી વારૂ?"

"અરે! ખોદાના હુકમથી હું તેમ કરવાને શકતીવાન થાઊં, મારા વાહલા દીકરા," તેણીએ દુ:ખથી ઉસકેરાયલો જવાબ આપ્યો અને માળપર દોડી ગઈ.

પણ જાલે અજાએબી અને દુ:ખ વચ્ચે જોયું કે માસીના આવ્યાથી તો તેની માએ ખુશીને બદલે વધારે દુ:ખી જણાતી હતી. તેણી ઘણા ગુંગળાયલા અવાજે કાંઈ બોલી અને પોતાની બેહેનને જુસ્સાથી કોટી કરી બેસુધ થઈ ગઈ. જાલ ઘભરાટમાં તેણીને વલગી પડયો અને એટલાં બધાં શીકાં નહી પડવાને અને ઉઠી પોતા સાથ વાત કરવાને તેણીને કાલાવાલા કરવા લાગ્યો. ગુલાંએ ઝડપ અને ચપળતાથી કશા પણ ઘભરાટ વગર હમેશની દવા આપી તેણીને થોડી વારમાં હુશીયાર કીધી, જે જોઈ તેની માસી પણ અજબ થઈ, પણ હમણાં દીનબાઈને ગુલાં માટે વીચાર કરવાનો વખત હતો નહી, તેવણુ ઘણા પ્યાર અને દયાની લાગણીથી પોતાની બેહનના કરમાઈ ગયલા અને નાતવાન થયલા ચેહરાપર તીકવા લાગ્યાં, જે ચેહરો તેર વરસ આગમજ ખુબસુરતીના ચમકાતથી ઝળકતો અને તેણીની પાસે ઉભેલા છોકરાના જેવો ખીલતો હતો; પોતાની બેહનના અવાજથી આઈમાએમાં કાંઈ નવું જોર આવ્યું અને થોડાં ડચકાં ખાધા પછી તેવણુ બોલવાને શકતીવાન થયાં.

"મારા બાવા! મારા બાવા! અરે દીનુ, હું જાણુંછ કે તેવણુ મરી ગયાછ! મારી નાતાબેદારી અને તેવણુના અતીશય પ્યારના નીમકહરામી ભરેલા બદલાથી તેવણુ ગમ ખાઈ મરણ પામ્યા—હું જાણુંછ કે તેવણુ તેથીજ મરી ગયા, પણ દીનાં, શું તેવણે મને શ્રાપ દીધા હતા કે? શું તેવણુનો બધો પ્યાર ગુસ્સામાંજ બદલાઈ ગયો હતો કે? હું ધારૂંછ કે તેમ થવુંજ જોઈએ શું——"

"મારી વહાલામાં વહાલી એમી" (આઈમાએનું લાડકું નામ) દીનબાઈ ઘણાંજ પ્યારથી બોલ્યાં, "તારાં મગજમાંથી એવા દુખ ભરેલા વીચારો એકદમ કહાડી નાખ, ખરેખર આપણા ગરીબ બાવાજીને તારી ચાલને વાસ્તે ઘણું લાગ્યું, પણ તે સઘળું તેવણે માફ કીધુંછ. તારા વરને તેવણે પોતાના ઘેરમાં હેતભરયો આવકાર દીધો હતે અને જો તું પાછી ફરતે તો તુંને પણ અગાઊની માફકજ ચાહતે. તેવણુ તુંને છેલ્લી ઘડીએ એટલા તો ચાહતા હતા કે તારૂંજ નામ મોહડાંપર લઈ મરણ પામ્યા. પણ"——જાલની ચળકતી આંખો તેણીને તીકતી અને ગુલાંના શીકા પડી ગયલા હોઠો જોઈ તેણી બોલી, "આએ વાત આ જુવાન બચ્ચાંઓના કાનને માટે નથી, મારી દીકરી, તું ઘણી થાકી ગયલી લાગેછ," તેણીએ પોતાની ભાણછને પ્યારથી પોતા આગળ ખેંચી ઘણા વાહાલથી "કીસ" કરી માયાથી કહ્યું, "જાલે તો પોતાની મેલેજ મારી સાથે ઓલખાણ કીધીછ તેમ તુંબી કાંય નહી કરતી? પણ હમણાં થોડો વખત જરા બાગમાં ફરી આવ, હું ખાતરીથી કહુંછ કે તુંને તાજી હવાની જરૂર છે, અને તેટલો વખત તારે બદલે તારાં મમાની ચાકરી હું કરશ, મારીપર એટલો તો વીશ્વાસ આવશે કેની?"

તેણીનો હસમુખો ચેહરો જોઈ ગુલાંને હીમત આવી અને તેણી તેને "કીસ" કરી ત્યાંથી ગુપચુપ ચાલી ગઈ. જાલને તો બહાર મોકલવા વધારે પટાવવાની જરૂર પડી. જેવો તેને અંદર પાછું આવવાની રજા મલી તેવોજ આવી પોતાની માસીના પગ આગળ નજદીક એક કલાક સુધી તેણીના ખોલાપર માથું મેલી ઇસ્તાનપર બેસી રહયો, દીનબાઈને કાંઈ અજબ જેવી લાગણીથી તેની તરફ ખેંચાણ થતું હતું અને જરા અજબ થવા લાગ્યાં કે ગુલાં એટલો બધો વખત સુધી બહાર શું કરતી હશે; તેવણુ જાણતાં ન હતાં કે, જાલે તો આખો દીવસ તેની ઉમરને છાજતી ખુશાલી ભરેલી રમતમાં ગુજારયો હતો અને બાપડી ગુલાંએ તો કેટલાક કંટાળાભરેલા દીવસો અને રાતો તેની માતાનાં બીછાના આગળ કહાડી હતી.

## પ્રકરણ ૨ જું.

**એક બચ્ચાંનાં હૈયાંના વીચારો—એક મોતનું બીછાનું.**

પોતાનું ઘર છોડી ગુલાં બાગમાં ગઈ અને એક સાંકડી ગલીમાં દાખલ થઈ દસ્તુર નવરોજી મોદીનાં ઘર તરફનો રસ્તો લીધો. તેણીનું નાનું હૈયું ઉસકેરાયલું હોવાથી અંદરખાનેથી ધપકતું હતું. આટલા દીવસો સુધી તેણી ઘરમાં ગંધાઈ રહેલી હોવાથી, અને પોતાની માતાનો ગુસ્સો ઉસકેરાઈ ન આવે તે માટે પોતાના જુસ્સાને લગામમાં રાખવાની કોશેશ કરવાથી અને વળી કુદરતીજ નાજુક બાંધાની હોવાથી, તેણી હમણા એટલી તો નબળી થઈ ગઈ હતી કે જરાકબી વધારે કામનો બોજો તેણીને થાકવી નાખતો હતો. જ્યારેથી તેણી રડતી હોય ત્યારે એક ખરાબ ખવાસની અને ચીરહાઊ છોકરી તરીકે ધમકાવવામાં આવતી હોવાથી, તેણી હમેશાં પોતાનાં આંસુઓને અટકાવવા અને છુપાવવાની કોશેશ કરતી હતી. તેણીને વારંવાર કહેવામાં આવતું હતું કે પ્યાર શું ચીજ છે તે તેણી જાણતી નથી, કે તેણી એટલાં તો લાગણી વીનાનાં અને ટંડાં હૈયાંની હતી કે જો કે તેણી આ બોલોનો ખરો અર્થ બરાબર સમજતી ન હતી તોપણ તેણી એમજ માનતી હતી કે, તેણી

બીજાં સઘળાં કરતાં તદન જુદીજ જાતની છે, અને તેનું કારણ જાણ્યા વીના હમેશાં તે માટે બળાપો કરતી હતી. તેણીના ભાઈ સાથે સરખાવતાં તેણી જરાએ ખુબસુરત અથવા મળતાવડી ન હતી. જનમથીજ નબળા બાંધાની હોવાથી અને રંગુનની હવા માફક ન આવવાથી તેણી વધારે નબળી થઈ ગઈ હતી. જયારે એક ચાલાક માણસની આંખોને તેણીના ચેહરાનો દેખાવ હમેશાં દુઃખ ખમતો દેખાય ત્યારે એક બેદરકાર અને ઉપર તપકેનો જોનાર તેણીને ચીરડાઊ અને અસ્વભાવીક બચ્ચાં તરીકે ધારે, અને એમજ વીચારે કે હમેશના ખરાબ ખવાસથી તેણી આવી થઈ હશે. તેણીની નરમાસ ભરેલી સુંદર કાળી આંખો તેણીના ચેહરાની બીજી ઈદ્રીઓ કરતાં લગાર મોટી હતી અને તેણીની લગાર પીલાસ પકડેલી ચામડીથી, તેણીના કાળા બાલનાં જાડાં ગુછાંથી તેણી ખુબસુરતમાં નહી ખપતી હતી, તો જો કે ખરેખર તો તેણી હતીજ. ખુબસુરતીની સૌથી વધારે તારીફ થતી સાંભળેલી હોવાથી, વલી તેણીનાં માય અને ભાઈ તેવાં હોવાથી, અને જાલની ખુબસુરતીથીજ તે સૌનો માનીતો થઈ પડયો છે એવા વીચારથી એક ભુંડું છોકરૂં તેની (જાલની) તરફ અદેખાઈ અને નાપસંદગીની નજરથી જોય; પણ ગુલ આ બેમાંનું એક પણ કરતી ન હતી, અને તેને ખરાં અંતકરણથી ચાહતી હતી. ફકત જે એકજ જણ તેણીને ચાહતું હતું તે તેણીનો અતીશય વાહલો બાપ હતો, અને જેનાં મરણ પછી તેણી એમજ સમજતી હતી કે હવે પછી તેણીને તેવી રીતે કોઈ પણ ચાહશે નહી.

તેણીની માતાનો ઓરડો છોડયા પછી શા માટે તેણીનું માથું અને છાતી ધપકતી હતી—શા માટે તેણીએ તેણીની માએને આપેલું વચન તેણીનાં મગજમાં ઠસી રહયું હતું, કે તેણીની માસીના આવ્યા પછી પણ તેણી તે પોતાનાં ભેજાંમાંથી કહાડી શકતી ન હતી—શા માટે તેણીને એટલા બધા ચક્કર આવતા હતા કે ચાલવાનું પણ તેણીને દુઃખ ભરયું થઈ પડયું હતું, તે આ ગરીબ બાળક કહી શકતું ન હતું. અંતે દુર ચાલી ન શકાયાથી તેણી તળાવના ઘાસવાલા કીનારાપર બેસી ગઈ અને પોતે એકલીજ છે એમ સમજી એકદમ્ રડી પડી. આ પ્રમાણે થોડીક પળો પસાર થઈ ગઈ, પણ તેણીએ જ્યાં સુધી એક ઓલખીતો અવાજ સાંભલ્યો નહી ત્યાં સુધી ઉપર જોયું નહી.

"વાહલી ગુલાં, શું છે? આજે તું એટલી બધી દલગીર કાંય છે? મને કહેની શું છે?"

"ખચીત, ખચીત, હું જાણતી નથી, વાહલા રસ્તમ, મને ફકત કાંઈ લાગેછ—કે થોડા દહાડાપર મારામાં જેટલી શકતી હતી તેટલી હમણાં નથી—અને મારેથી રડયા વગર રહેવાતું નથી."

"ગુલાં, તું સારી પખે નથી," તેણીનો સાથી જે એક સોલ વરસનો જુવાન, સોભઈતો અને નવરોજી મોદીનો એકપુરો દીકરો હતો, તેણે કહયું; "તું હમેશ કરતાં વધારે ફીકી લાગેછ. મને મારા બાવાને બોલાવવા દે. તું જાણેછ તો ખરી, કે જ્યારે તેવણ તુંને જોયછ ત્યારે ખુશી થાયછ. તેવણ તુંને આજ આગમજ જોવાની આશા રાખતા હતા. ચાલ હમણાં મારી સાથે આવ."

"નહી રસ્તમ, ખરેખર હું આવી નહી શકતી. કદાચ એવણ એમ ધારશે કે, છેલ્લી વખતે એવણે જે મને કહયું હતું તે સઘળું હું ભુલી ગઈછ, પણ હું ભુલી તો નથીજ ગઈ—પણ હું—હું જાણતી નહી કે આજે મને શું થયું છે."

તેણીની આંસુઓ દબાવી રાખવાની દરેક કોશેશ છતાં તે તો તેણીની આંખમાંથી પડવાજ લાગ્યાં, અને જ્યારે રસ્તમે જોયું કે તેના દીલાસો આપવાના દરેક ઉપાય ફોકટ છે, ત્યારે તેણીની ગરદન આસપાસ પોતાના હાથો વીટાળી, માયાથી તેણીને "કીસ" કરી સંતોષ મેળવ્યો. થોડી મીનીટમાં તેનો બાપ આવી લાગો.

"મારી વહાલી ગુલાંની આંખમાં આંસુ?" તે નરમાસથી બોલ્યો, "હું આશા રાખું છું કે તારાં માય વધારે આજારી તો નહી પડયાં હોશે."

"હું નહી જાણતીજી" તે બાળક તેણીનાં આંસુઓ વચ્ચે મહા મુશકેલીથી બોલી શક્યું, "હમણાં તો તેવણ ઘણાં સીક પડી ગયાં હતાં અને હમેશ કરતાં આજે વધારે વાર બેસુધ પડી રહયાં હતાં."

"તેમ થવાનું શું આજે કાંઈ કારણ મલ્યું હતું?"

"હું ધારૂંછ કે મારાં માસીને જોઈને તેમ થયું હશે. મમા તેવણના આવવાની અગાઉ તેમજ પછી, ઘણાં ઉસકેરાઈ ગયલાં લાગતાં હતાં."

"ત્યારે શું મરચંટનાં દીનબાઈ આવ્યાં? હું સાંભળીને ઘણો ખુશી છેઊં," દસ્તુરજી ખુશી થઈ બોલ્યા; પછી ગુલાંની પાસે બેસી અને તેણીના હાથો પોતાના હાથોમાં લઈ આગળ ચલાવ્યું, "આજે મારી નાની દીકરીને દલગીર થવાનું કાંઈ કારણ મલ્યું છે, પણ બીહ ના, હું કાંઈ તુને પુછીશ નહી કે તે શું છે; તું કાંઈ તારા મનમાં માઠો વીચાર ના લાવ ગુલાં, હું જાણુંછ કે તેં એક ભલી અને વાહલી દીકરી તરીકે માએ તરફની ફરજ બજાવી છે અને બજાવે છે. તું તેણીની ચાકરી કરે છે, તેણીનો મીજાસ અને ધીરજ વીનાના ઠપકાઓ ખમે છે અને તારી રમત ગમતની સઘળી ઈચ્છાઓ તેણી સાથે ચુપચુપ બેસવામાં આપી દે છે, અને હું જાણીને ઘણો ખુશી છેઊં કે તુંને મેં ઈશ્વર ઉપર વીશ્વાસ રાખવા વીશે જે સમજાવ્યું છે તે તું હજી ભુલી ગઈ નથી."

"પણ તમે જી, મને એમ નહી કહયું હતું કે જેઓ ભલાં હોયછ તેઓ સુખી હોયછ? તેમ જો હોય તો હું ભલી નહી હોવશ, જો કે તેમ થવાની હું કોશેશ કરૂંછ અને હું ધારૂંછ કે હું સુખી નથી, કારણ કે જાલની માફક હું હસી, બોલી અને રમી શકતી નથી."

"તારી તનદરોસ્તી તારા ભાઈના જેવી સારી નથી, મારી વાહલી નાની છોકરી, અને તુંને દુખી થવાનાં ઘણાં કારણો મલે છે, જે જાલને નથી મલતાં, પણ હમેશાં એટલું તો યાદ રાખવાની કોશેશ કરજે કે કદાચ ખોદાની મરજી એવી હોય કે તું બીજાં બાળકો કરતાં વધારે દુખી થાય; પણ તેથી કાંઈ

તું એમ ના ધારતી કે બીજાઓ કરતાં તે તુંને ઓછી ચાહેછે."

"પણ દસ્તુરજી, જુવોની હું ધાઈછ કે સૌથી મોહું સુખ મા બાપનું માનીતું છોકરૂં થવામાં છે," ગુલાં આંખમાં આંસુ લાવી બોલી.

"ખરેખર તેમાં સુખ તો છે, અને જોકે પેહલાં આપણુને આપણા પ્યારનો બદલો મેળવવાની આશા ન હોય, તોપણુ જો આપણે તેઓ તરફની આપણી ફરજ બજાવ્યે અને તેઓને પુરતાં ચાહીએ, તો છેલ્લે આપણે સુખી અને તેઓનાં માનીતાં થઈ પડયે. દીકરી, હું કેહુંછ તે તું સમજી ?"

આ સવાલ પુછવાની તેવણુને કશી જરૂર ન હતી, કારણુ કે જ્યારે તેવણુ વાત કરતા હતા ત્યારે ગુલાં પોતાની મોટી આંખોથી તેવણુના ચેહરાપર સઘળો વખત તીકી તીકીને જોતી હતી અને તે આંખો તે વેળાએ હુશીઆરી અને લાગણીથી એટલી તો ચમકતી હતી કે ખરેખર તેણીનો દેખાવ જોવા લાયક થઈ પડયો હતો. "ત્યારે શું તમુને લાગેછ કે મમા સારાં થશે !" તેણીએ કરગરીને પુછયું, "શું તેવણુ કદીબી મારીપર હેત કરશે ? અરે, જો તેમ હોય તો હું ફરીથી કદી કદીબી ચેરી છોકરી નહી થાઉં."

"મારી ગુલ, તેવણુ તારીપર હેત કરશેજ," નવરોજી દેખઈતી રીતે લાગણીથી બોલ્યા, "હું તુંને કહી શકતો નથી, કહેવાની હીમત કરી શકતો નથી કે તેવણુ આ દુન્યામાં તારી પર હેત કરવા પાછાં સારાં થશે, પણ જો ખોદાની મરજી તેવણુને પોતાની પાસે બોલાવી લેવાનીજ હશે, તો તેવણુ તુંને બેહસ્તમાંથી યાદ કરશે અને હમણાં કરતાં વધારે ચાહશે."

"અને તેવણુને ગમતી ચીજો હું અહીં કરશ તે તેવણુને ખબર પડશે કે ?—હું જાલને ચાહું અને મદદ કરૂં તેબી કે ?" ગુલે ધીમેથી અરધા ધબરાયલા અવાજે પુછયું, અને નવરોજીને થોડીજ ખબર હતી કે તેવણુનો દરેક બોલ તેણીનાં મગજપર કેટલી મજબુતાઈથી કોતરાઈ રહયો હતો.

"ગુલ, તું મને એવો સવાલ પુછે છે કે જેનો કોઈબી ખાતરીથી જવાબ નહી આપી શકે. પણુ હું તો ખાતરીથી માનુંછું કે જે પ્યારાંઓને આપણે ખોહીએ છીએ તેઓને પેલી દુન્યામાં આપણી પર સંભાલ રાખવા દેવામાં આવે છે; અને જોકે આપણે તેઓને જોતાં નથી, તો પણુ તેઓ આપણુને જોય છે અને વારંવાર આપણી નજદીક હોય છે."

ઊપલી વાત એક પારકા અહેરથના ત્યાં આવી પુગવાથી અટકી પડી; તે ગ્રહસ્થે નવરોજજીને માનથી સલામ કરી તેવણુની વાતમાં હરકત કરવા માટે માફ માંગી, અને પાસે ઉભેલાં છોકરાંઓને જોઈ પુછયું કે તેઓ બંને તેવણુનાંજ હતાં કે.

નવરોજજી બોલ્યા કે તેવણુને એકપરજ હક હતો; અને તે નાની છોકરી તો ગુલબાઈ મેજર હતી.

"અને મારૂં નામ મનચેરશાહ મરચંટ છે, તેથી હું ધારૂંછું કે મને તો આએ બુચીપર એક માસા દાખલનો હક છે," તે ગ્રહસ્થે જવાબ દીધો, અને ગુલની અજાએબી વચ્ચે તે અંજાણ્યા સગાએ તેણીને ઘણાંજ વાહાલથી કોટી કીધી, કે જે સગા તરફ તેણીની માતાના ખોટા વીચારના બોલોથી તેણી બીહકની નજરથી જોતી હતી; નવરોજજીએ તેવણુને ખુશીથી આવકાર દીધો અને થોડા વખતમાં તેવણુ સાથે એટલા તો વાતમાં ગુંટાયા કે ગુલને જે શીખામણુ આપવા તેવણુ આતુર હતા તે તદન ભુલી ગયા, રૂસ્તમ તેણીને પોતાની સાથે બાગના દરવાજા સુધી લઈ ગયો, અને તે બંને ગ્રહસ્થો પણુ તેઓની પુઠે ઘર તરફ ગયા.

દહાડાઓ અને અઠવાડયાંઓ પસાર થઈ ગયાં અને હજી આઈમાએ રીબ્યા કરતાં હતાં, તેવણુ તાપ અને માંદગીથી એટળાં તો નબલાં થઈ ગયાં હતાં કે તેવણુને ત્યાંથી ખસેડવાં ઘણું મુશકેળ કામ હતું. દીનબાઈ પેહલીજવાર પોતાનાં છોકરાંઓથી છુટાં પડયાં હતાં, અને જોકે તેવણુની વાહલી બેહનની ચાકરી કરવામાં તેવણુને ઘણું ખમતું પડતું હતું, તોપણુ એક પળ પણુ તેવણુનાં મનમાં એકલપેટો અથવા પસતાવાનો વીચાર આવ્યો ન હતો; ઉલટું તેણી પોતાને ઘણી ભાગ્યશાળી સમજતી હતી કે તેણીની એકપુરી બેહન જેની ભુલો, લાંબા વખતની ગેરહાજરી, અને સુપકીદીએ પણુ તેણીને અકારી ન કીધી હતી, તેણીની ચાકરી કરવાને તેણી શકતીવાન થઈ હતી. નવરોજજી દસ્તુર દીનબાઈ સાથે વાત કરવામાં મજાહ મેળવે એ આઈમાએને એટલું તો ખુદરતી લાગતું હતું કે જ્યારેબી તેણીના માંદગીના ઓરડામાં તેઓ વાત કરતાં હતાં, ત્યારે તેણી બીલકુલ અજાએબ થતી અથવા ચીરડાઈ જતી ન હતી, જોકે પોતાની બેહનથી તેણી જુદાજ ખસલતની હતી, જોકે તેણી હમેશાં પોતાની બેહનની શીખામણુ તરફ જાણી જોઈને બેદરકાર રહેતી હતી, તોપણુ આટલાં બધાં વરસોની જુદાઈથી તેણી શીખી હતી કે દીનબાઈ તેણી કરતાં વધારે ચહડતી હતી. તેણીએ પોતાની આખી જીંદગીમાં તેણીના જેવી કોઈને પણુ જોઈ ન હતી, તેણીના જેવી ભલી, તેણીના જેવી પવીત્ર વીચારની, અને તોપણુ તેણીના જેવી સાદી.

"હા, તમુને અને દીનબાઈને ઘણી વાતો કરવાની મલશે," આઈમાએ નવરોજજી દસ્તુરને દીનબાઈ સાથે પહેલ વહેલી ઓલખાણુ કરાવતાં બોલ્યાં હતાં, "તમે મારી જરાએ દરકાર કરયા વગર સુખેથી ગમે એટલી વાતો કરયા કરજો. મારી દીનુ જ્યારે મારી આગળ હોય છે ત્યારે મારો ગુસ્સો, દુઃખ સઘળું ઉડી જાય છે, અરે હું કેવું ઈચ્છુંછ કે હું પણુ તેણીના જેવીજ હતે," તેણી આ છેલ્લો વાક્ય ઘણુંજ દુઃખથી બોલી.

નવરોજજીએ તેવણુને દીલાસો આપ્યો અને પહેલીજવાર આઈમાએ તેવણુના બોલો ધીરજથી સાંભળ્યા. પહેલાં તો તેવણુ દીનબાઈ, મનચેરશાહ અને નવરોજજી વચ્ચે થતી વાતો બેદરકારીથી સાંભળતાં હતાં, પણુ આસ્તે આસ્તે તેમાં એટલો તો રસ લેવા લાગ્યાં કે ધીમે ધીમે તેવણુનું મન શાંત થતું ગયું, કે જેમ બીજી કોઈ પણુ કોશેશથી થઈ ન શકતે.

એક દીવસે સાંજનાં જ્યારે દીનબાઈ તેવણુની આજારી બેહનનાં બીછાનાં આગળ બેસી તેણીનો કરમાયલો ચેહરો લેહલીના એક વેલાના જુવાન, ખુબસુરત ચેહરા સાથે સરખાવતાં

હતાં, કે જે ચેહરા માટે તેવણુ અસલ એમ ધારતાં હતાં કે મોત યાને ગમે એવી ફીકર પણ તેની ખુબસુરતી કદી ઓછી કરી શકે નહી, ત્યારે જાલ ત્યાં આવ્યો અને તેના નાના હાથો માસીની ગરદન આસપાસ વીંટાળી પરવાળાં જેવા હોઠોથી તેવણુના ગાલોપર "કીસ" લઈ પોતાના માનીતા તળાવ આગળ રમવા જવાની રજા માંગી, જે તેણીએ આપી.

"વહાલી દીનુ, તારી સઘળી માયા અને સંભાળનો બદલો એ તુંને વાળી આપશે." જેવો તે ઓરડો છોડી ગયો કે તેની માએ એક નીસાસો નાખી બોલી, "હું જાણુંછ કે એનામાં કેટલાક એવા ગુણો છે કે જે તું અને તારો વર ભુલો તરીકે ગણુશો, પણ મારે ખાતર એની સાથે સખતાઈથી વરતતાં ના, જો તેમ કરશો તો ખચીત એનું બહાદુર દીલ તુટી જશે."

"પ્યારી એમી, આવી ફીકરો તારાં દીલમાંથી તદન દુર કર. શું તારી માફક હું પોતેબી એક માતા નથી? અને તું શું એમ ધારેછ કે જ્યારે તારાં છોકરાં મારાં થશે ત્યારે તેઓ અને મારાં પોતાનાં વચ્ચે હું કાંઈબી ફરક રાખશ? જ્યારે આગાઉબી તું મારી પર ભરોસો રાખતી હતી, ત્યારે તો ખચીત હમણુંબી રાખશેજ."

"ખરેખર, ખરેખર, હું રાખુંછુંજ; તું હમેશાં મારીપર માયાળુ રહેતી હતી, અને મારી ભુલો દરગુજર કરતી હતી કે જે માયાને હું થોડીજ લાયક હતી, પણ મારો ગરીબ જાલ—અરે! તેનાથી છુટું પડતાં મને એટલું તો લાગેછ; અને તે એટલો તો મને ચાહેછ!" આ બોલતાં તેણીની આંખોમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં.

"વહાલી એમી, તુંને તેમ ચાહવાનું એ જારીજ રાખશે, અને અરે! ખચીત કરી માનજે કે જેટલું તુંને તેનું લાગેછ તેટલુંજ મનેબી લાગશે. મેં મારાં બધાં પ્યારાં બચ્ચાંઓનો પ્યાર મેલવ્યો છે અને તારાંઓનો નહી મેલવવાને હું બીહતી નથી, અને તેમ થવાથી તેઓને મારાં છોકરાંઓના જેવાં સુખી કરવાને ઘણું સેહલું થઈ પડશે."

"જો જાલનો પ્યાર તેં હજી સુધી નહી મેલવ્યો હશે તો થોડા વખતમાં જરૂર મેલવી શકશે. પણ ગુલ સાથે તો તુંને જરા વધારે મેહનત પડશે. એ તો કોઈ અજબ જાતની કઢંગી, ઠંડે કલેજેની અને પ્યાર નહી મેલવી શકે તેવી છોકરી છે."

"શું ત્યારે તારાં બેઉ છોકરાંઓના સ્વભાવ એકેકથી એટલા બધા ઉલટા છે? હું નહી ધારતી કે ગુલ એટલાં ઠંડાં હૈયાની હોય; તેણી ઘણી બીહકણુ છે, પણ જ્યારે તેણી મને બરાબર ઓલખશે ત્યારે એ બીહક જતી રહેશે."

"એ કાંઈ બીહક નહી કહેવાય. જનમથીજ એ ઠંડાં હૈયાની અને કુંજરી છે. જેટલાં હેતથી હું જાલને ચાહુંછ તેટલાં હેતથી ગુલને નથી ચાહતી અને તેથી એનામાં કાંઈ એવું હોશેજ કે જ્યેથી એની પર કોઈ હેત રાખી શકે નહી."

દીનબાઈ કાંઈ એમ ધારતાં ન હતાં, પણ તેવણે નરમાસથી જવાબ આપ્યો, "મારી પ્યારી આઈમાએ શું તારી ખાતરી છે કે તેં તારાં બેઉ છોકરાંઓની ચાલચલણુનો અભીઆસ કીધો છે? કારણકે કેટલાંક એવાંબી છોકરાંઓ હોય છે કે જેઓની ચાલચલણુનો અભયાસ કરવાને વધારે સંભાળ લેવી જોઈએ."

"તુંને યાદ હશે દીનુ, કે કોઈબી દહાડે કશીબી ચીજનો અભયાસ કરવાને હું ખુશી હતીજ નહી," આઈમાએ હસવાને માટે દુઃખભરી કોશેશ કરી બોલ્યાં, "અને તેથી એમ બનેખી, કે મેં મારાં છોકરાંઓની ચાલચલણુનો અબીયાસ કીધો ન હોય; વળી તું જાણેછ તો ખરી કે માતાઓએ પોતાનાં છોકરાંઓને બચપણથી કેવી વલાણુ આપવી, અને બચપણમાંજ તેઓનાં મગજપર સારી અસર કરવી એ રીતોને હું તદન હસવા સરખી ધારતી હતી અને હજીબી ધારૂંછ. સારો અથવા નઠારો, પ્યાર મેલવી શકે અથવા નહી મેલવી શકે તેવો સ્વભાવ કુદરતીજ હોય છે અને માણસોની કંઈ કોશેશો તેને ફેરવી શકે? મારાં છોકરાંઓ તો નાનપણથીજ એકમેકથી ઉલટા ખવાસનાં હતાં. જાલ હમેશાં હસતો, રમતો, મોજીલો, સોખીલો અને સુખી હતો. ગુલ ચીરડાળ, બરીએલ અને એટલી તો કુંજરી હતી કે જ્યારે હું તેણીના ઓરડામાં દાખલ થતી ત્યારે એક માય તરફ જેટલો પ્યાર બતલાવવો જોઈયે તેટલો તેણી બતલાવતી નહી હતી, જ્યારે જાલ તો મારા હાથમાં કુદીને આવતો અને માત્ર મને જોઈનેજ ખુશ થતો અને ખુબ બરાડા મારતો. હવે કહેની કે મારી કંઈ ચાલથી એમ થયું હશે? ખરેખર આવા બેઉ એકએકથી તદન ઉલટા ખવાસ તરફ જુદી જુદી લાગણીથી જોવામાં હું તદન ખરી હતી, અને હું જાણુંછ કે આપણા બાવા આપણ બેઉ વચ્ચે જેટલો ફરક રાખતા હતા, તે કરતાં વધારે ફરક તો મેં નથી રાખ્યો, જોકે મને તો સવારત રાખવાનું મોટું કારણ છે; તું તો હમેશાં મારા કરતાં વધારે સારી હતી."

આટલું બોલી તેણી થાકથી ચુપ થઈ ગઈ, પણ તેણીના ગાલોપર ચઢડી આવેલા રતાસ અને તેણીના ધ્રુજતા હાથોએ દેખાડયું કે તેણીના બાવાનાં નામની યાદથી તેણી કેટલી ઉસકેરાઈ જતી હતી. દીનબાઈએ માયાથી તેણીને દીલાસો દેવાની કોશેશ કીધી.

"દીનાં, મને બોલવા દે," તેણીએ પોતાની કુદરતી બોંહસ દેખાડી દઈ કહયું, "મેં મારા બાવાજીના અતીશય પ્યાર અને હદથી જયાદા લાડનો કેવો બદલો વાલી આપ્યો? તેવણુના બુઢાપામાં શું મેં તેવણુને દુઃખી નહી કીધા? તેવણે મારે વાસ્તે શોધી કહાડેલા વર સાથે મેં ચલાવેલી ખરાબ ચાલથી શું તેવણ પર મેં શરમ અને દુઃખનો વરસાદ નહી વરસાવ્યો? શું મેં તેમ નહી કીધું હતું? અરે મારા ખોદા! ખોદા! હવે મારો છુટકારો કર—કદાચ મારો જાલબી મારી સાથે તેવીજ ચાલ ચલાવે!" અને કમકમાટથી ધ્રુજી તેણીએ પોતાનું મોઢું તેણીની બેહનના ખોલામાં ઢાંકી નાખ્યું.

[સાંધણ છે.] TWO OLD MAIDS.





# મીસન બાવાનું વસિયત.

## એક ઘણી અજાયબ જેવી રસીલી વાર્તા.

### પ્રકરણ ૧૪ મું.

### "હેનોવર સ્કવેર" માં આવી પુગે છે.



તે દીવસની સાંજ કેમ પસાર થઈ ગઈ તેનું પુસતેસને જરાએ ભાંણ રહ્યું નહી. એક પ્યારમાં પડેલા જુવાન શખસની યાદદાસ્ત શકતી પર તદન આધાર રાખવો ઘણું જોખમ ભરેલું હોવાથી, અમો વાંચનાર માટે સારાં નસીબે બીજી તરફથી ખબર મેલવી તે દીવસની સાંજનો હેવાલ આપવાને શકતીવાન થયા છઈએ. સૌથી પહેલાં તો તે તેની કલબમાં ગયો અને ત્યાંથી એક પંચાંગ મેલવી લેડી હોમહરસ્ટના "હેનોવર સ્કવેરમાં" આવેલાં ઘરની ઈધાણી શોધી કાહડી; ત્યાર બાદ પોતાને ઘર જઈ ખાનું કહડાવી થોડું ઘણું ખાધું, જોકે તે કેમ અને શું ખાતો હતો તેની તેને થોડીજ ખબર હતી; પછી ઘણી બેચેની લાગવાથી બહાર ફરવા નીકળ્યો. આખા ત્રણ કલાકો સુધી ચાલ્યા પછી તે "હેનોવર સ્કવેર"માં આવી પુગો અને થોડા વારમાં તો લેડી હોમહરસ્ટનું ઘેર શોધી કહાડયું. બેસવાના ઓરડાની એક બારી ગરમીને લીધે ઊઘાડેલી હોવાથી તે ઉપર નાખેલા ઝીણા પરડામાંથી ઓરડામાં મુકેલી બતી તે બરાબર જોઈ શકતો હતો. મોહલ્લાની બીજી બાજુએથી ફરી, બાગના દરવાજાના લોઢાંના કટેરાપર તીંગાઈ તેણે ઉપર જોયું, અને તેની મેહનતનો બદલો તેને મળ્યો. ઝીણા પરડામાંથી એક એકની બાજુએ ખુરશી પર બેઠેલી બે બાનુંઓના ચેહરા તે જોઈ શકતો હતો, તેઓમાંની એક તેણે ઓગસ્ટા દાખલ ઓલખી; તેણી પોતાના હાથપર માથું ટેકવી બેઠી હતી અને પણી આતુરતાથી તેણીની સોબતણ સાથે વાત કરતી હતી. તેણી શું વાત કરતી હતી તે અંદર જઈ સાંભળવાને અને તેણીને મલવાને તેની ઘણી મરજી થઈ. સવાર સુધી શા સારૂ તે ખોટી થાય? પણ વળી પાછો વીચાર કરતાં તેમ કરતું ઠીક ન લાગવાથી ત્યાંજ ઉભો રહી, જ્યાં સુધી એક પોલીસના સીપાઈએ તેની રીતભાત શક ભરેલી લાગવાથી ત્યાંથી ચાલી જવા ફરમાવ્યું નહી, ત્યાં સુધી તીકયા કીધું.

જો પુસતેસના કાનો તેની આંખો જેટલા સારા હતે, તો તે બાનુંઓ વચ્ચે થતી વાત તે સાંભળી શકતે અને વળી તેથી તેની ઉપર ઘણી અસર થતે.

ઓગસ્ટા તેણીની પીઠપરનાં વીલની વાત લેડી હોમહરસ્ટ આગળ કરતી હતી.

"ત્યારે તેવણુ કાલે સવારે આપણે ત્યાં આવશે," લેડી હોમહરસ્ટે કહ્યું, "મને તો તે ઘણો સારો જુવાન્યો લાગતો હતો, આંખો પણ વળી કેવી સુંદર હતી, ખચીત આ જેવી તાજુબી ઉપજાવનારી વાત મેં જનમમાં કદી સાંભળી નથી."

"એ બધું તમુને મજેનું લાગતું હશે બેસી," ઓગસ્ટાએ લગાર સખતાઈથી કહ્યું, "પણ મને તો ઘણોજ કંટાળો લાગે-છે; એક વેરાન ટાપુપર છુંદણાં પડાવવાં કદાચ સૌને ઠીક લાગે (જોકે મને તો તેબી પસંદ નથી) પણ તેનું પરીણામ લંડનના એક હાલમાં બેસી સર્વેને દેખડાવાની વાત તદન જુદીજ છે; ચાલબન મી૦ મીસન (પુસતેસ) તો તેવણુનું વીલ જોવા માંગશે, પછી તે કામનું હોય કે નકામું, અને હવે કહોની બેસી, કે તે હું તેવણુને કેમ બતલાવશ, એ તો મારી પીઠ પર છે."

"હું નહી ધારતી કે હાલની ફેશીન પ્રમાણે બાઈરાંઓને તેઓની પીઠ ઊઘાડી રાખવાને કાંઈ પણ વાંધો હોય," લેડી હોમહરસ્ટ બોલ્યો, "જો તમુને તે વીશે કાંઈબી શક હોય તો હું તમુને લંડનના એકાદ બૉલમાં (નાચમાં) જવાની બલામણ કરૂંછું, ત્યાં તમુને ફકત છાતી અને બરડાનો ભાગ ઊઘાડો રહે તેવો પોશાક પેહરવો જોઈએ."

"પણ મેં એવો પોશાક કોઈ દહાડે પેહરયો નથી" ઓગસ્ટાએ કહ્યું.

"તેનું કાંઈ નહી, રફતે રફતે તમુને ટેવ પડશે, પણ જો તે પેહરવાની તમારી મરજી નહીજ હોય તો વીલ વીશે ઢાંકપીછોડો કરી નાંખો તો ઠીક, પણ"—તેવણુને કાંઈ પાછો વીચાર આવ્યાથી બોલ્યાં, "હું ધારૂંછ કે તેમ કરવાથી તો બેવડો ગુનાહ થશે."

"તે કેમવળી? એમાં શું ગુનાહ છે તે હું જોઈ શકતી નથી."

"ઠીક ત્યારે હું તમુને સમજાઊં, પહેલાં તો જાણે તમે એક વીલ ચોરી કરો છો, જે એક ગુનાહ થયો,-અને વળી તેને સાંતી રાખી બતલાવો નહી, તો બીજો ગુનાહ થાય."

"છટ! છટ! હું મારાં પોતાનાંજ શરીરની કેમ ચોરી કરૂં? એ તો નહી બની શકે તેવું છે."

"નહી, મુદલ નહી, તમે જાણતાં નથી કે કોરટના કેટલાક કાયદાઓ કેટલા રમુજી હોય છે. ઘણાં વરસની વાતપર મારા એક પાતરાઈને બેરીસ્તરની પરીક્ષામાં મોકલવા માટે તેના અભ્યાસમાં હું મદદ કરતી હતી તે વેલાએ ધારાને લગતું હું ઘણું શીખી હતી. ગરીબ બીચારો! તે આઠ વખત ઉડી ગયો હતો."

"તેમાં હું કાંઈજ નવાઈ નહી જોતી," ઓગસ્ટાએ લગાર તુછકારથી કહ્યું, "વારૂ હું ધારૂંછું કે શરીર ખોલ્લું રહે તેવો પોશાક હવે મને પેહરવોજ પડશે, પણ ખચીન મને તો ઘણોજ કમકમાટ લાગે છે તમુને તમારો એક પોશાક મને ઉછીનો આપવો પડશે."

"મારી દીકરી," લેડી હોમહરસ્ટે પોતાના વીધવાના પોશાક તરફ એક નજર ફેંકી જવાબ દીધો, "મારી પાસે તેના પોશાક

કાંઈ નથી; પણ કદાચ અહીંથી ઉપડયા આગમચ ઊંચાં કરી મુકેલાં કપડાંમાંથી એક મલી શકશે," અને આમ બોલતાં તેણીની આંખોમાં પાણી આવ્યાં.

ઓગસ્ટાએ તેણીનો હાથ પોતાના હાથોમાં લીધો, અને તેઓ તે મોટી આફત અને તેમાંથી થયલા તેઓના અજાયબ જેવા છુટકારા વીશે વાતો કરવા લાગ્યાં; છેલ્લે તેઓ નાના ડીકની વાતપર આવ્યાં. આ મેરી હોમહરસ્ટનું વાહાલું એકપુરું બાળક, તેણી ધારતી હતી તેમ ઊંડળા મહાસાગરને તળે નહી પણ માલપર સહી સલામત ઊંઘતું હતું, એ વીચારથી તે માતાનો ચેહરો પાછો હસતો થયો. તેણીએ ઓગસ્ટાના હાથો પોતાની આંખોમાં દાબ્યા અને તે વાહાલાં બાળકને ઉગારવા માટે તેણીને આશીરવાદ દીધા, તેવામાં એકાએક બતલરે બારણું ઊઘાડી જણાવ્યું કે કોઈ બે ગ્રહસ્થો મીસ સ્મીધર્સને મલવા માંગતા હતા. આ ગ્રહસ્થો કોઈજ નહી પણ તેણીના અસલી દુશમનો (વર્તમાન પત્રના રીપોરટરો) હતા, તેણીને મોઢે મોઢું મલી ખોલાસો લેવાને એક પછી એક તેઓ ત્યાં આવતા હતા. તેઓમાં વળી એક ચીતારો પણ હતો, કે જે એક ચોપાન્યાંમાં આપવા સારૂ તેણીની સબી પોતે ચીતારી લઈ જવાને આગ્રહ કરતો હતો. અંતે મધરાત થવા આવ્યાથી કંટાળી જઈ તેણી તેઓ આગળથી ઉઠી અને બીછાને ગઈ.

બીજી સવારે નાસ્તા પર એક ઘણાજ સુંદર, ખોલા પોશાકમાં તેણી આવી, કે જે લેડી હોમહરસ્ટ તરફથી તેણીને મલ્યો હતો. આવો પોશાક આગળ કદી તેણીએ પેહરેલો ન હોવાથી તે પેહલ વેહલે દીવસે* પેહરતાં તેણીને ઘણું લાગ્યું—એક દારૂથી પરેહજ રહેનાર આદમીને બીછાનાંપરથી ઉઠતાં વાર બ્રાન્ડી અને સોડા પીવાની ફરજ પાડવાથી તે પોતાને જેટલો ગુનેહગાર સમજે, તેટલીજ ગુનેહગાર તેણી પોતાને પણ સમજતી હતી, પણ તેમ કીધા વીના છુટકો પણ ન હતો, તેથી ખભાંપર એક શાલ ઓઢી તેણી નીચે ઉતરી.

"મારી દીકરી, જોઊં વારૂં મને તો દેખાડ," લેડી હોમહરસ્ટે જેવા નોકરો ઓરડામાંથી બહાર ગયા કે કહ્યું.

એક નીશાસો નાખી ઓગસ્ટાએ ખભાપરથી શાલ ઊંચકી, ત્યાં તેણીની પીઠપર તે વીલ હતું, જાણે આજેજ છુંદણાં પાડયાં હોય તેમ સહી તાજી દીસ્તી હતી અને કાંઈ પણ શક વગર તે તેણીની અંતની ઘડી સુધી તેમજ રહેશે.

"ઠીક," લેડી હોમહરસ્ટે કહ્યું, "પણ પેલા જુવાન ગ્રહસ્થને હમેશ સુધી તારો આભારી રહેવું જોઈશે." પછી ઓગસ્ટા તરફ કાંઈ ભેદથી જોઈ તેવણ બોલ્યાં, "હું જો તારી જગાએ હોઊં તો એક શખસને જ્યાં સુધી ઘણો ચાહું નહી ત્યાં સુધી તેને વાસ્તે મારાં શરીરને આવી રીતે બગાડું નહી."

આ તેણીનાં ભેદભરેલાં બોલવાથી ઓગસ્ટાનો ચેહરો લાલ થઈ આવ્યો, પણ તેણી કશું બોલી નહી. દસ વાગે તેઓ હજી તો નાસ્તો ખાતાં હતાં તેટલામાં એક ઘાંટ વાગવાનો અવાજ આવ્યો.

તે સાંભળી લેડી હોમહરસ્ટે તાબડા ફોડી કહ્યું, "તેવણ આયા હં! મેં જોન્સને કહી મુકયું છે કે તેવણને અહીં લાવે."

હજી તો આ છેલ્લા બોલો તેણીનાં મોઢાંમાં છે, તેવામાં બતલરે ઘણીજ ગંભીરતાથી બારણું ઊઘાડી મી૦ પુસતેસ મીસનના આવી પુગવાની ખબર કહી; એક પળવાર ઓરડામાં ચુપકીદી પંથરાઈ. ઓગસ્ટા તેણીની ખુરશી પરથી અરધી ઉઠી અને પાછી બેઠી; તેણીનો ઘભરાટ જોઈ લેડી હોમહરસ્ટ મુછમાં હસ્યાં, તેવામાં પુસનેસ પોતેજ અંદર આવ્યો. તેનો ચેહરો જોકે ઘણો ખુબસુરત તોપણ પુષ્કળ ઘભરાટવાલો દીસ્તો હતો, પોશાક પણ એરકી હતો અને ડગલાપર એક ફુલ ખોસ્યું હતું.

"ઓ હો! કેમ છઓ!" તેણે પોતાનો હાથ ઓગસ્ટા તરફ લંબાવી કહયું, કે જે હાથ તેણીએ કાંઈ પણ મમતા અથવા હરખ દેખાડયા વીના પોતાના હાથમાં લીધો.

"તમે કેમ છઓ મી૦ મીસન?" તેણીએ પુછ્યું, "મને તમુને લેડી હોમહરસ્ટ સાથે ઓલખાણ કરાવવા દેવો. મી૦ મીસન, લેડી હોમહરસ્ટ," પુસતેસ નમ્યો અને ઘણો ઘભરાયલો હોવાથી પોતાની ટોપી ટેબલપર મુકેલાં માખણનાં ચપુપર મુકી દીધી.

જેવી તેણે પોતાની ભુલ જોઈ કે ઘણા ગુચવાડાથી તે બોલ્યો, "આશા છે કે ઘણો સકારે આવી હું તમુને કશી અડચણ કરતો ન હોઉં; હું જાણું કે તમે નાસ્તો ખાઈ રહયાં હશો."

"અરે એમાં અડચણ શાંની મી૦ મીસન" લેડી હોમહરસ્ટે કહ્યું, "ચાહેનું એક કપ લેશો? ઓગસ્ટા, મી૦ મીસનને એક કપ ચાહ કરી આપો."

જોકે તેને ચાહ મુદ્દલ જોઈતી ન હતી, તો પણ તે તેણે પીધી. ત્યાર પછી થોડો વાર સઘળાં ચુપ બેઠાં. વાત કેમ શરૂ કરવી તેની જાણે કોઈને ખબર ન હોય એમ દીસતું હતું.

અંતે લેડી હોમહરસ્ટ બોલ્યાં, "મી૦ મીસન, તમે ઘેર કેમ શોધી કહાડયું? મીસ સ્મીધર્સે તો તમુને કાંઈ ઇધાંણી આપી ન હતી અને અહીં લેડી હોમહરસ્ટ તો બે છે—મારાં સાસુ અને હું."

"મેંજ શોધી કહાડયું, ગઈ રાતના હું અહીં આવી પણ ગયો હતો અને તમો બેઉને બારીએ બેઠેલાં જોયાં હતાં."

"ખરેખર!" લેડી હોમહરસ્ટ અજબ થઈ બોલ્યાં, "ત્યારે તમે અંદર કાંય નહી આવ્યા? જો આવતે તો વળી પેલા રીપોરટરોથી મીસ સ્મીધર્સનો જલદીથી છુટકારો કરવામાં મદદ કરતે."

"કોણ જાણે" તેણે ગુચવાડાથી જવાબ દીધો, "મને અંદર આવવા ગમ્યું નહી, અને વળી એક પોલીસના સીપાઈએ મને શકની નજરથી જોઈ ત્યાંથી ચાલી જવા કહ્યું."

"ઓ હો! મી૦ મીસન, ત્યારે તો તમે અમુને ઘણાંજ તીકીને જોયલાં હોવાં જોઈએ."

અહીં ઓગસ્ટા વચમાં બોલી ઉઠી કે રખેને તે (મી૦ મીસન) વલી કાંઈ બીજો ભમરડો વાડી દે.

* આવો શરીર ખોલ્લું રહે તવા પોશાક અંગરેજોમાં રાતનાંજ પહેરવામાં આવે છે.

"ગઈ કાલે તમુને જોઈ હું ઘણીજ અજબ થઈ," તેણી બોલી "અમારા આવી પુગવા વીશે તમે કેમ જાણ્યું?"

સુસતેસે જવાબ દીધો કે તે વીશેની ખબર તેણે "ગ્લોબ્સ" નામનાં વર્તમાન પત્રમાં વાંચી હતી. "મારી ખાતરી છે કે મારા જેટલી અજાએબી તો તમુને નહીંજ લાગી હશે," તેણે આગળ ચલાવ્યું, "મારી તો ખાતરી હતી કે તમો ડુબીજ ગયાં હતાં, તમારા જવા પછી હું તમુને મલવા બરમીંગામ ગયો હતો, જ્યાંથી તમે મને કાંઈ પણ સરનામું મેલી જયા-વીના ગુમ થયલાં માલમ પડયાં. તમારી દાસીએ મને જણાવ્યું કે તમે "કોનજરઇલિ" નામનાં વાહાણમાં હંકારી ગયાં હતાં જે પાછલથી ખોલ કરતાં માલમ પડયું કે "કેનગર સ્ટીમર" હતી. ત્યાર પછી તેના ડુબી જવાની ખબર મલી અને લાંબે વખતે તે ઉપરનાં ઉતારૂઓનાં નામની આખી યાદી છાપવામાં આવી, પણ તેમાં તમારૂં નામ ન હોવાથી મેં ધાર્યું કે તમે તે ઉપરથી બચી ગયાં હશો. ત્યારબાદ થોડે દીવસે આસ્ત્રેલી-આનાં આલબનીની શેહરમાંથી તાર આવ્યો કે લેડી હોમહરસ્ટ અને તેવણ સાથે બીજા થોડાં આદમીઓ બચ્યાં હતાં. ડુબે-લાંઓમાં મીસ-સ્મીથસે-અંથ કર્તા અને લોર્ડ હોમહરસ્ટનાં નામો ખાસ લખવામાં આવ્યાં હતાં, અને તેથી મારી સઘળી આશાનો છેડો આવ્યો, હું ખચીત કરી કહુંછું કે તે ખબર ઘણીજ ભયંકાર હતી."

ખરેખર, કાંઈ પણ શક વગર સુસતેસે ખમેલું સઘળું દુઃખ તેના ચેહરા પરથી તે બંને જુવાન સ્ત્રીઓ જોઈ શકતી હતી; તે એટલી બધી તો ખરી લાગણીથી બોલતો હતો અને પોતે પોતાને ભુલી જતો હતો, કે એક જુવાન પારકી સ્ત્રી, જેની સાથે તેને વાતચીત કરવા શીવાય વધારે ઓલખાણ ન હતી, તેને વાસ્તે એટલી બધી કાળજી શા વાસ્તે બતલાવવી જોઈએ એ વીચારજ તેને મુદ્દલ આવ્યો નહી.

"મારે વાસ્તે એટલી બધી કાળજી રાખોછો તેથી તમારી મોટી મેહરબાની" ઓગસ્ટાએ નરમાસથી કહ્યું, "તમે મને ફરીથી મલવા આવશો એવો વીચાર મને મુદ્દલ આવ્યો ન હતો, નહી તો કયાં જવાનો મારો ઈરાદો હતો તે વીશે હું તમુને જણાવતે."

"વારૂ, ખોદાની મેહરબાનીથી કોઈ પણ રીતે તમે સહી સલામત પાછાં આવ્યાં એટલે બસ," સુસતેસે જવાબ દીધો, અને એકાએક કાંઈ ચીંતાથી પુછ્યું "વારૂ, હમણાં પાછાં ન્યુઝીલેન્ડ તો નથી જવાનાંની?

"તે તો કોણ જાણે, પણ હાલ તો હું દરીઆથી લગાર કંટાળી ગઈછું."

"નહી, નહી, એવણ કાંઈ જવાનાં નથી," લેડી હોમહરસ્ટે કહ્યું, "એવણ તો મારી અને ડીકની સાથે રહેવાનાં છે; તમે જાણતા તો હશો કે મારા ડીકની ગરીબ બીચારી દાસી નાહસી ગઈ, ત્યારે મીસ સ્મીથર્સે તેને બચાવ્યો; ચાલ દીકરી, હવે મી૦ મીસનને પેલાં વીલ વીશે કહે."

"વીલ! કયું વીલ?" સુસતેસે પુછ્યું.

"એવણ કહેછે તે સાંભળો તો ખરા."

અને સુસતેસે ડોલા ફાડી તથા કાનો ઉભા કરી તેના કાકાનાં મોતની તેમજ તેવણનાં નવાં વીલની વાત ઓગસ્ટાને મોડે સાંભળી.

"અને તમે શું એમ કહેવા માંગો છો કે તમે તે કમબખત વીલનાં તમારાં શરીરપર છુંદણાં પડાવવા દીધાં?"

"હા, મેં તેમ કરવા દીધું," ઓગસ્ટાએ જવાબ દીધો, અને તેને વાસ્તે, મી૦ મીસન, હું ધારૂંછું કે તમે મારો ઘણો ઉપકાર માનવો જોઈએ, કારણ હું હીમતથી કહુંછું કે તે માટે વારેઘડીએ મને દલગીર થવું પડશે."

"ખચીત હું તમારો ઘણોજ ઉપકાર માનુંછું," સુસતેસે જવાબ દીધો.

"એવી કશી પણ આશા રાખવાને મને જરાએ હક ન હતો અને ટુકામાં, મને શું કહેવું જોઈએ તે હું મુદ્દલ જાણતો નથી. મને એવો કદીપણ ખ્યાલ ન હતો કે એક સ્ત્રી એક——એક પારકા શખસને માટે એવી રીતે ભોગ આપવાને શકતીવાન હોય."

થોડોવાર પાછી ચુપકીદી પથરાઈ.

"વારૂ મી૦ મીસન," ઓગસ્ટા અંતે પોતાની ખુરશીપરથી ઉઠી બોલી "હું ધારૂંછું કે તમારૂં વીલ તમુને મારે દેખડાવવું જોઈએ, જોકે સાંભળવા પ્રમાણે મી૦ મીસનનાં બીજાં વીલનાં "પ્રોબેટ" નીકળેલાં હોવાથી આ નવું વીલ તમુને ઘણું ઉપયોગી થઈ ન પડશે."

"તેની કાંઈ ધાસ્તી નહી," સુસતેસે કહ્યું, "કારણ થોડાજ દહાડાની વાતપર મી૦ શોર્ટ નામના મારા એક બેરીસ્તર દોસ્તને મોંઢે મેં સાંભળ્યું હતું કે એક કેસમાં નવું વીલ નીકળ્યાથી "પ્રોબેટ" રદ કરવામાં આવ્યાં હતાં."

"ખરેખર!" ઓગસ્ટા બોલી, "હું સાંભળી ઘણીજ ખુશી-છું, ત્યારે તો સઘળું છતાં મારી જેહમતનો કાંઈપણ બદલો વળશે; હું ધારૂંછું કે મારે તમુને તે બતલાવવું જોઈએ." આમ કહી અરધા શરમાળ, અરધા બેદરકાર દેખાવે તેણીએ તે લેસની શાલ પોતાનાં ખભાં પરથી ખેંચી કહાડી અને પોતાની પીઠ તેની તરફ ફેરવી ઉભી, કે જેથી તે ઉપરનું લખેલું તે વાંચી શકે.

સુસતેસે તે અક્ષરોની પેહલી હાર પર ટીકી ટીકીને જોયું, કે જેની નીચે મુકેલી સહીથી તે વીસ લાખ પૌંડનો ધણી થનાર હતો.

"તમારો ઉપકાર થયો," તે અંતે બોલ્યો, અને તે શાલ ઉચકી તેણીને પાછી ઓઢાડી.

આ પછી લેડી હોમહરસ્ટ કાંઈ કામનું બહાનું કહાડી ઓગસ્ટા તેણીને અટકાવે તે આગમજ ઓરડો છોડી ચાલી ગયાં.

સુસતેસે બારણું બંધ કીધું અને તેણી તરફ ફરયો, તેને સ્વભાવીક રીતે લાગ્યું કે તેનું નસીબ અજમાવવાનો હમણાં વખત આવ્યો હતો. આવે સમયે કેટલાંકો હીમત પકડી આગળ વધે છે અને કેટલાંકો આંચકી ખાઈ પાછળ હટે છે. સુસતેસ પહેલાં માહેલો એક હતો.

## પ્રકરણ ૧૫ મું.

### સુસતેસ વકીલની સલાહ લે છે.

ઓગસ્ટા એક ઉંચી સંગેમરમરના પથરની ટેબલને અઢેલી તે ઉપર પોતાનો હાથ ટેકવી ઉભી હતી. તેણીએ પોતાનો ચેહરો સુસતેસ તરફથી સેહેજ ફેરવ્યો અને ટેબલ પર સોભાને માટે મુકેલાં જાપાનીસ રમકડાંમાંનાં એકને પોતાના હાથમાં લઈ રમવા લાગી.

સુસતેસે એક લાંબો દમ ખેંચી અને તેની છાતીમાં ચાલતા જોશબંધ ધપકારાને શાંત કરવાની કોશેશ કરી કહ્યું, "હવે આપણે આપણી વાત પર આવ્યે."

"મીસ સ્મીધર્સ, મને તમુને શું કહેવું તે સહમજ પડતી નથી," તે બોલ્યો.

"સૌથી સરસ ઉપાય એ કે તે વીશે હવે કાંઈ પણ બોલો ના," તેણી ઝડપથી વચમાં બોલી ઉઠી. "જે થયું તે તો થયું અને તેમ થવાથી હું ખુશી થઈ છું. એક મોટો ગેરઈનસાફ થતો અટકાવવાને શરીર પર કીધેલી થોડીક ઇધાંણીઓ શું બીસાદમાં? ખચીત તેને વાસતે મને કોરટમાં તો નહીંજ જવું પડશે, અને વલી મી૦ મીસન, બીજું એ કે, મારે ખાતર તમુને તમારો વારસો ખોહવો પડયો હતો; તેથી મારી ફરજ છે કે હુંજ તમુને તે પાછો મેળવી આપવાની કોશેશ કરૂં."

તેણી પાછું પોતાનું માથું નીચું કરી ફરીથી તે રમકડાં સાથે રમવા લાગી અને પોતાનો હાથ એવી રીતે મુકયો, કે જેથી સુસનેસ તેણીનો ચેહરો જોઈ ન શકે, પણ પાસે મુકેલી આરસીમાંથી તેણી તો સુસતેસનો ચેહરો બરાબર જોઈ શકતી હતી અને તે ઉપર થતા ફેરફારો ઘણી બારીકીથી તપાસતી હતી, જો કે તેમ તો તેણીને કરવું નહીજ જોઈતું હતું.

બાપડો સુસતેસ વખત જતાં વધારે અને વધારે ફીકો થતો ગયો. જુવાન શખસો લગનની પેહેલવેહેલી માંગણી કરતાં એટલા બધા ધભરાય છે એ ઘણું અજબ જેવું છે. આ જાતની શરમ પછી તો જતી રહે છે—અનુભવ દરેક ચીજ સેહલ કરે છે.

"મીસ સ્મીધર્સ,—ઓગસ્ટા," તે અંતે હીમત પકડી બોલ્યો, "હું તમુને કાંઈ કહેવા માંગું છું;" આટલું બોલી તે એકદમ ચુપ થઈ ગયો.

"હા, મી૦ મીસન, તે વળી શું છે?" તેણીએ ખુશ મીજાજે પુછ્યું.

"હું તમુને કહેવા માગું છું"—અને વલી તે બાપડો અટકી પડયો.

"કે વીલ વીશે તમે શું કરવા ધારો છો?" ઓગસ્ટાએ સુચવ્યું.

"નહી, નહી, વીલ વીશે કાંઈ નથી—મેહેરબાની કરી મને હસો ના, અને ઉડાવો ના!"

તેણીએ નીરદોષપણાથી ઉપર જોયું—જાણે કે એમ કહેવા માંગતી હોય કે, તેવું કાંઈ પણ કરવાને તેણીને સ્વપને પણ વીચાર હતો નહી. પણ તેણીના સુંદર ચેહેરા અને ભુરી આંખોના પલકારાએ સુસતેસની અરધી ધાસતી દુર કીધી.

"અરે ઓગસ્ટા, ઓગસ્ટા," તે બોલ્યો, "શું તમે સમજતાં નથી! હું તમુને ચાહું છું! હું તમુને ચાહું છું! જેમ હું તમુને ચાહું છું તેમ કોઈ પણ સ્ત્રીને કદી કોઈએ પણ ચાહી ન હશે. જે દહાડે પેહેલવેહલાં મેં તમુને મી૦ મીસનની આફીસમાં જોયાં અને મને મારા કાકા સાથે તમારે વાસતે પંચાતી થઈ, તે દહાડેથીજ હું તમુને ચાહવા લાગ્યો, અને ત્યાર પછી વધારે અને વધારે ચાહું છું. જ્યારે મેં સાંભલ્યું કે તમે ડુબી ગયાં, ત્યારે મને અત્યંત દુખ લાગ્યું અને વારંવાર મેં ઈચ્છયું, કે હું પણ તમારી સાથે ડુબી મરયો હતે."

હવે ઓગસ્ટાની ધભરાવાની વારી આવી; તેણીનો ચેહેરો તદન લાલ થઈ ગયો, તોપણ આંખો નીચે રાખી અને તેના આજીજી કરતા ચેહેરા તરફ જોવાની હીમત કીધા વગર ધપકતી છાતીએ અંતે બોલી—

"મી૦ મીસન, તમે જાણો છે કે ગઈ કાલ સુધાં આ ફકત ચોથીજ વાર આપણે એક બીજાને મળ્યાં છઈએ?"

"હા હું જાણું છું," તે બોલ્યો, "પણ મેહરબાની કરી તેને વાસતે મને ના પાડતાં ના. તમુને જોઈયે તેટલી વખત હું તમુને મલશ"—(ખચીત સુસતેસ કાકા તો ઘણા સખી થઈ ગયા હતા)—"અને ખરેખર તમે ધારો તે કરતાં વધારે સારી રીતે હું તમુને ઓલખું છું; હું ધારૂં છું કે તમારી ચોપડી ઓછામાં ઓછી વીસ વાર મેં વાંચી હશે."

આ તો જેવું જોઈતું હતું તેવું થયું, કારણ એક જુવાન સ્ત્રી ગમે એવી ફીશયારીખોર ન હોય, તોપણ કોઇએ તેણીની ચોપડી વીસ વાર વાંચી છે એમ તેણી જ્યારે સાંભળે, ત્યારે અલબત ખુશ થયા વીના રહે નહી.

"હુ કાંઈ મારી ચોપડીઓ નથી;" ઓગસ્ટાએ કહ્યું.

"નહી, પણ તમારી ચોપડીઓ તમારો એક ભાગ છે," તેણે જવાબ દીધો, "અને તમુને ચારને બદલે સો વખત મલવાથી તમારી જેટલી પીછાણ હું કરી શકતે, તે કરતાં વધારે તમારી ચોપડીઓથી કીધી છે."

ઓગસ્ટાએ આસ્તેથી પોતાની આંખો ઉચકી તેનાં મોહાં તરફ જોયું. તે વખતનો તેણીનો મધુર સુંદર દેખાવ તે કદી પણ ભુલી ન જશે.

તે કાંઈ પણ બોલ્યો નહી, તેમજ તેણી પણ વધારે બોલી શકી નહી, પણ આસ્તે આસ્તે સુસતેસ તેણીની આગળ ગયો અને નરમાસથી પોતાના હાથો તેણીની આસપાસ વીટાલ્યા અને તેણીને પ્યારથી એક કીસ કીધી. સુખી છોકરો અને છોકરી! તેઓ જીવશે તો જોશે કે ભલાં અને સારી શકતીવાલાંઓ માટે જીંદગીમાં ઘણાંબી સુખો છે, પણ જે પવીત્ર અને સંપુરણ સુખ (ખરા અને પ્રમાણીક પ્યારની પેહલી કીસ)નો તેઓ હમણાં અનુભવ મેલવતાં હતાં તેવું તો નહીજ.

ત્યાર પછી થોડે વારે બનલર એકાએક ઓરડામાં દાખલ થયો અને ઓગસ્ટા અને સુસતેસને એક બીજાની બાજુએ-

એકને ઘણા લાલ અને બીજીને ફીક્કા ચેહરા સાથે ઉભેલાં જોયાં, પણ તે ઘણો સહમજુ અને અનુભવી માણસ હોવાથી સઘળું સહમજી ગયો અને એક નાનાં બાળક મીસાલ, કાંઈ જાણતોજ ન હોય તેમ નીરદોષ દેખાવા લાગો.

તેવામાં વળી લેડી હોમહરસ્ટ પણ અંદર આવ્યાં અને રમુજી હસતી આંખોથી તેઓ તરફ નજર કીધી. તેણી પણ પોતાના બતલર માફક એક અનુભવી સ્ત્રી હતી.

"કેમ, હાલમાં આવશો કે?" તેણીએ પુછ્યું, અને તેઓ લગાર શરમાતાં તેણીની પુઠે ગયાં.

સુસતેસે ત્યાં તેણી આગળ પોતાની અદરાવાની વાત કહી છાતી ખોલી દીધી. ઓગસ્ટાએ તેની વીરૂધ એક પણ બોલ બોલ્યા વગર ચુપચુપ સઘળું સાંભળ્યા કીધું.

"ઠીક મી૦ મીસન," લેડી હોમહરસ્ટે કહ્યું, "હું ધારૂંછું કે મારી પીછાણવાલાઓમાં તમે સૌથી નસીબવંતા છેઓ, કારણ મારી ઓલખાણની છોકરીઓમાં ઓગસ્ટા સૌથી મધુર અને ખુબસુરતજ નહી પણ વલી સૌથી બહાદુર અને હુશીઆર છે. મી૦ મીસન, તમુને સંભાળ રાખવી પડશે જો, નહી તો કે તમે મોટી ઓગસ્ટા મીસનના ધણી દાખલ ઓલખાશો."

"તે જોખમ હું માથે લઈશ," તેણે ગરીબાઈથી જવાબ આપ્યો, "હું જાણું છું કે મારાં આખાં શરીરમાં જેટલી બુધી છે તેટલી ઓગસ્ટાનાં ફક્ત એક નાનાં આંગળાંમાં છે. હું કહી નહી શકતો, કે મારા જેવાને તેણી કેમ કબુલ કરી શકી."

"હો, હો, મી૦ મીસન, એટલા બધા ગરીબ કેમ થઈ ગયા!" લેડી હોમહરસ્ટ બોલ્યાં. "પણ એમ તો બધા પુરૂષો લગણ અગાઉ બોલે છે જો. હવે જ્યારે તમારી દોલત તેમજ નસીબ બેઉ ઓગસ્ટાની પીઠ, ચેહરા અને ભેજાંમાં છે, ત્યારે તો હું આટલી સુચના કરવાની હીમત કરૂં છું કે તમારે જેમ બને તેમ ઝડપથી વકીલને ત્યાં જઈ તે વીશે તેની સલાહ લેવી જોઈયે, જો તમો બેઉની વાત પુરી થઈ હોય તો; અને મી૦ મીસન, આશા છે જે આજે સાંજે તમો અમારી સાથે જમવાની તસદી લેશો. જો સાડા છ વાગામાં સકારા આવશો અને વીલને લગતી કાંઈ નવી ખબર લાવશો તો ઓગસ્ટા પણ ઘણી ખુશી થશે. ચાલો, હવે સાહેબજી."

સુસનેસનાં જવા પછી લેડી હોમહરસ્ટ બોલ્યાંઃ "મારી દીકરી, હું ધારૂં છું કે એવણ ઘણા મગજના જુવાન ગ્રહસ્થ છે. જો કે અસ્નો ચોથી વખત તે તમુને મલ્યો, તેટલાંમાં લગણની માંગણી કરવી ઘણું બેઅદબી ભરેલું લાગે છે, પણ મારા ધારવા પ્રમાણે તો એવી જાતની બેઅદબી પુરૂષોમાં એક સારો ગુણ કહેવાઈ શકાય. વળી બીજું એ કે, આ વીલ જો કામ લાગે તો એ આખાં ઈંગ્લંડના સૌથી તવંગરોમાંનો એક થાય; તેથી સામટી રીતે લેતાં, મારી દીકરી, હું ધારૂં છું કે મને તુંને મુબારકબાદી આપવી જોઈયે અને વળી આ બધો વખત તુંબી તેને ચાહતી હોવી જોઈયે. ગઈ કાલે જ્યારે તે ગાડી આગળ દોડી આવ્યો ત્યારેજ મને તો તેમ લાગ્યું, અને જ્યારે તારા બરડાપરનાં વીલ વીશે સાંભળ્યું ત્યારે તો મારી ખાતરીજ થઈ. ચાલ બા, હવે તો હું ડીકને લઈ બાગમાં ફરવા જાઉંછું અને પાછી ફરૂં તેટલાં તુંને શાંત થવાની ભલામણ કરૂં છું, કારણ કે પેલો ચીતારો તારી સબી ચીતારવા આજે બાર વાગે આવવાનો છે. આમ કહી ઓગસ્ટાને એકલી પોતાને મનસે વીચાર કરતી મુકી તેણી ત્યાંથી ચાલી ગઈ.

જ્યારે આ વાત અંહી ચાલતી હતી, ત્યારે સુસતેસ તેના ઘર તરફનો રસ્તો લેતો હતો. હવે જે ઘરમાં છેલા થોડાક મહીના થયા તે રહેતો હતો ત્યાં શોર્ટ નામના બે ભાઈઓ પણ રહેતા હતા, જેઓ સાથ સુસતેસને ઘણી દોસ્તી પડી હતી. આ બંને ભાઈઓ જોડ્યા હતા અને એટલા બધા તો એક મલતા હતા, કે સુસતેસ તેઓ સાથ દોસ્તી થયા પછી લગભગ એક મહીને તેઓને બરાબર ઓલખતાં શીખ્યો. જ્યારે આ બંને ભાઈઓ કોલેજમાં શીખતા હતા ત્યારે તેઓનો બાપ ગુજરી ગયો અને તેની દોલત તેઓને એકસરખે ભાગે વેંહચી લેવા કહી ગયો હતો. આ દોલત કાંઈ ઘણી મોટી ન હતી. વરસ દહાડે ૪૦૦) પોંડ તેઓ તેમાંથી મેળવી શકતા હતા; તેથી આ બંને ભાઈઓએ પોતાની નાની આવકમાં ઉમેરો કરવાને ઠેરાવ કીધો. એકે સોલીસીટર અને બીજાએ બેરીસ્ટર થવાની ઈચ્છા દેખાડી, કે જેથી તેઓ એક બીજાને પોતાના ધંધામાં મદદગાર થઈ પડે. જોન પોતાની "બ્રીફ્સ" જેમ્સને આપે અને જેમ્સની કજ્યો ચલાવવાની ચાલાકીથી જોનને કીર્તી મળે. ટુકામાં, તેઓ બંને મલી એક ધારાને લગતી મોભાદાર પેહડી સ્થાપવાને આતુર હતા.

આ વીચારથી તેઓએ પોતાની પરીક્ષાઓ પસાર કીધી જોને એક બીજા નવા સોલીસીટર સાથે ભાગમાં આફીસ કહાડી અને જેમ્સે પણ પોતાની આફીસ ઉંઘાડી. પણ અફસોસ! તેઓની સઘળી ઉમેદ એટલામાંજ આવી અટકી, કારણ જોનને કાંઈ પણ કામ મળતું ન હોવાથી અલબત તે જેમ્સને કાંઈ પણ આપી શકતો ન હતો. આથી બન્યું એમ કે, છેલાં ત્રણ વરસો થયાં આ જોડ્યા ભાઇઓને તેઓનો ધંધો તેઓ ધારતા હતા તેટલો ફાયદાકારક માલમ પડ્યો નહી. જોન પોતાની આફીસમાં બેસી ફોકટમાં ઝુરયા કરતો હતો, તેનાં કુલો ઘણાજ થોડાં હતાં, એટલાં થોડાં કે આફીસનું ભાડું અપાય એટલી પણ તે કમાણી કરી શકતો ન હતો; અને જેમ્સ પણ ફોકટમાં પોતાનો બેરીસ્ટરનો ઝભ્ભો પેહરી એક કોરટમાંથી બીજી કોરટમાં ધક્કા ખાતો હતો. કેટલીક વાર તેને કોઈ બેરીસ્ટરની ગેરહાજરીથી તેને બદલે કામ ચલાવવું પડતું હતું; જો કે તે કામ તો તેને મુફત કરવું પડતું હતું, તોપણ તેટલુંબી મળવાથી ખુશી થતો હતો.

સુસતેસે વારેઘડીએ ઘરમાં જેમ્સ બેરીસ્ટરને વીલ વીશે તકરાર કરતાં સાંભળ્યો હતો અને તેથી ઉશકેરાયલો હોવાથી કુદરતી રીતે હમણા તેનું ધ્યાન તેની તરફ દોર્યું. પમપ કોરટમાં આવેલી તેની આફીસ તે જાણતો હોવાથી ત્યાં દોડ્યો. એક નાનો છોકરો જે જેમ્સ શોર્ટનો કલારક થતો હતો, તેણે તેને આફીસમા દાખલ કીધો.

પેહલાં તો આ નાનો છોકરો બારણું ઉઘાડતાં યુસતેસ તરફ કાંઈ ઘણીજ આતુરતાથી ટીકી ટીકીને જોવા લાગ્યો. તેના ચેહેરા પર એકદમ કાંઈ આશા પ્રગટી નીકળી હોય એમ દીસતું હતું, પણ થોડા વારમાં એકાએક તે પર નાસીપાસીનો છાપ દીસવા લાગ્યો. આમ થવાનું કારણ એ હતું કે, તેના શેઠની આફીસ જ્યાં કોઈ પણ કુલ કદી આવતું ન હતું, ત્યાં યુસતેસને આવેલો જોઈ પેહલાં તો તે તેને એક કુલ સમજ્યો, પણ પાછળથી સોલીસીટરના કલારક વગર તેને એકલો આવેલો જોઈ તે નાસીપાસ થઈ ગયો અને સમજ્યો કે તે કાંઈ કુલ ન હતો.

મી૦ શોર્ટ જમણા હાથપરના એક ઓરડામાં બેઠા હતા. યુસતેસ દરવાજે ઠોકી એક ખાલી નાના ઓરડામાં દાખલ થયો. તેમાં ફકત એક ટેબલ, ત્રણ ખુરસીઓ અને એક ચોપડી મુકવાની "બુક શેલ્ફ" હતી, કે જે પર આસરે બેએક ડજન ધારાને લગતી ચોપડીઓ પડેલી હતી અને બારીની પોહળી પાળ પર બરાબર વચમાં એકજ "બ્રીફ" પડી હતી.

મી૦ જેમ્સ શોર્ટ એક ઠીંગણો, અંગે ભરેલો, કાળી આંખો, પોપટના જેવું નાક અને બોડકાં માથાંવાલો પુરૂષ હતો. જેમ્સ ફકત તેનાં બોડકાં માથાંનેજ લીધે જોનથી પરખાઈ આવતો હતો. એ બંને જોડયાઓમાં ફકત એજ એક ફરક હતો, જો કે અલબત તેઓને પારખવાની આ નીશાની રસતામાં ચાલતી વેલાએ જ્યારે તેઓનાં માથાંપર ટોપી હોય, ત્યારે તેઓના દોસતોને કાંઈ પણ ઉપયોગી થઈ ન પડતી હતી. જ્યારે યુસતેસ અંદર દાખલ થયો ત્યારે તેવણ એક વરતમાન પત્ર વાંચવામા રોકાયલા હતા, કે જે તેવણે તરત ટેબલ તળે નાખી દીધું અને તેને બદલે ઘોડાપરથી એકુ ધારાને લગતી ચોપડી ખેંચી કહાડી, ટેબલપર મુકી.

યુસતેસની ચાલાક આંખોએ તે વરતમાન પત્રને ટેબલ નીચે પડતાં જોયું અને તે બોલ્યો, "કાંઈ નહી દોસ્ત, ધબરા ના, એ તો ફકત હું છેઉં?"

"ઓ હો!" મી૦ જેમ્સ શોર્ટે કહ્યું, "હું તો સમજ્યો કે મારૂં એકુ કુલ આવ્યું હશે અને જો તેમ હોય તો મારે તેને મળવા માટે હમેશાં તૈયાર રહેવું જોઈએ."

"બરાબર છે દોસ્ત," યુસતેસે જવાબ દીધો, "પણ કદાચ તુંને ખબર નહી હશે કે હુંબી એક કુલજ છેઉં અને તેથી વળી કાંઈ નાનું જેવું નહી, પણ જબરદસ્ત મોટું. મારા કાકાના વારસાની વીસ લાખની વાત છે. જો, એક બીજું પીલ હમણાં નીકળ્યું છે અને તે વીશે હું તારી સલાહ માગું છું."

મી૦ શોર્ટ ખુશાલીમાં ખુરસીપરથી લગભગ કુદકો મારી ઉઠયા, પણ તરતજ કાંઈ વીચાર આવી જવાથી પાછા બેસી ગયા.

"મારા પ્યારા, મીસન" તેવણ બોલ્યા, "હું દલગીર છેઉં કે તમારો કેસ હું સાંભળી શકતો નથી."

"હેં! શું બોલ્યા?" યુસતેસે અજબ થઈ કહ્યું.

"મારી કેહેવાની મતલબ એ કે, તમે તમારી સાથે કોઈપણ સોલીસીટરને લાવ્યા નથી. સોલીસીટર વગરનાં એક કુલને મળવું એ આમારા ધંધાનો કાયદો નથી."

"અરે ઊંચા મુકની હમણાં તો તારા ધંધાના કાયદાને."

"મારા પ્યારા મીસન, જો તું મારી આગળ એક દોસત તરીકે આવ્યો હતે તો ધારાને લગતી જેબી કાંઈ સલાહ તુંને જોઈએ તે ખરાં દીલથી અને મોટી ખુશીથી હું તુંને આપતે, પણ તું પોતેજ કહે છે કે તું એક કુલ દાખલ અંહી આવ્યો છે, ત્યારે તો મને તુંને જણાવવાની ફરજ પડે છે કે એક સારા સોલીસીટરની હાજરી વીના મારે તુંને મલવું કાયદાથી કેટલું ઉલટું અને કહેવું થઈ પડે."

"ઓ હો! મને તો કાંઈ ખ્યાલબી ન હતો કે તું એટલો બધો ચોકસ હશે; હું તો જાણું કે ઉલટો તું ખુશી થશે."

"ખચીત–ખચીત! હાલમાં મને મલતી ઘરાકીનો વીચાર કરતાં તો કાંઈ પણ મળેલું કામ જતું મુકવું હું મુદલ ઈછતો નથી. પણ હું સુચના કરૂં છું કે મારા ભાઈ જોન પાસે જઈ તેની સલાહ લેવો તો ઠીક; હું ધારૂં છું તેમ તેવણનીબી ઘરાકી લગાર કમ હોવાથી તેવણ હમણાં રોકાયલા તો નહીંજ હશે. વળી જો બને તો એકુ કલાક પછી તેવણ સાથે અંહી આવી મને મલવાની ગોઠવણ કરતા આવજો, પણ વારૂ જરા થોભો તો, હું મારા કલારકને પુછી જોઊં, રોબરટ!"

પેલા નાહના ટેંગણે દેખાવ દીધો, "હું ધારૂં છું કે આજે સવારના તો કોઈનો મલવા આવવાનો વાયદો નહી હશે?"

"નહી સાહેબ," રોબરટે તેની આંખો ચમકાવી જવાબ દીધો, "એક પળ થોભો સાહેબ, હું ચોપડીમાં જોઇ આવું." આમ કહી તે ત્યાંથી ગુમ થઈ ગયો, પણ જલદીથી પાછો ફરયો અને જણાવ્યું કે મી૦ શોર્ટને તે સવારે કોઈ પણ મળવા આવનાર ન હતું.

"ઠીક છે," મી૦ શોર્ટે કહયું, "ત્યારે તો ચોપડીમાં નોંધો કે મી૦ જોન શોર્ટ અને મી૦ મીસન બરાબર એ વાગે મલવા આવનાર છે."

"હા સાહેબ," રોબરટે પોતાને સોંપેલું કામ કરવા જતાં કહ્યું.

જેવો યુસતેસ જેમસ બેરીસ્ટર આગળથી જોન સોલીસીટર આગળ ગયો કે રોબરટને તેના શેઠે પાછો બોલાવ્યો અને બીજા માલ પરના મી૦ થોમસ પાસેથી ધારાને લગતી વસીઅતનામાં વીશેની થોડીક ચોપડીઓ ઉછીની માંગવા મોકલ્યો. આ મી૦ થોમસ પણ એક બેરીસ્ટર હતો અને તેની આફીસમાં એક ઘણી સુંદર પુસ્તકશાળા હતી. મી૦ જેમસ શોર્ટે પોતે માંગેલી ચોપડીઓ મેળવ્યા પછી તેનું કુલ પાછું ફરે ત્યાં સુધી ઘણીજ આતુરતાથી તે વાંચવામાં રોકાયા.

હવે આપણે યુસતેસ તરફ પાછાં ફરીએ. તે આપણા બેરીસ્ટર સાહેબને ત્યાંથી નીકળી તેવણના ભાઈ સોલીસીટરને ત્યાં જવા ગાડીમાં બેઠો. તેવણની આફીસ આગળ આવી પુગતાં બહાર ટાંગેલાં પાટીઆંપરથી માલમ પડયું કે મી૦ જોન સોલીસીટરની આફીસ તો ઠેઠ એક સૌથી ઊંચામાં ઊંચાં ઘરના સાતમે માળે આવેલી હતી. તેણે તે દીવાદાંડી ચહડવા માંડી અને હાંફતો હાંફતો સાતમે માળે આવી પુગો, જ્યાં એક નાના દરવાજાપર "મી૦ જોન શોર્ટ સોલીસીટર" કરી પાટયું મારયું હતું. યુસતેસે આ દરવાજો ઠોકયો અને એક

નાના છોકરાએ આવી તે ઊઘાડયો. આ છોકરાનો ચેહરો જેમસ શૉર્ટની આરીસમાંના છોકરાને એટલો તો મળતો આવતો હતો કે સુસતેસ પેહલાં તો તેને જોઈ ચોંકયો, પણ પછી તે ભેદ તેને સમજાવવામાં આવ્યો. તેઓના શેહોની માફક આ બંને નાના છોકરાઓ પણ ભાઈઓ થતા હતા.

મી૰ જોન શૉર્ટ અંદર હતા. સુસતેસને તેઓની હજુરમાં લઈ જવામાં આવ્યો. સોલીસીટર સાહેબ તો ટેબલપર પડેલાં લાંબા લખેલાં કાગજોના ઢગલા વાંચવા રોકાયલા હોય એમ દીસતું હતું. વધારે ધ્યાનથી જોતાં સુસતેસને માલમ પડયું કે, તે કાગજો કોચરાને સાલનાં હતાં, કારણ તેની સઘળી કીનારીઓ પીલી થઈ ગઈ હતી અને તે ઉપરની શાહી ઝાંખી થઈ હતી.

[ સાંધણ છે. ] શીરીન ફ૦ પાટક.

## સોનાને મુળની શીખામણો.

આબાદી બદીને ખરાં રૂપમાં ઉંઘાડી પાડે છે અને ગરીબી નેકીને ઉંઘાડી પાડે છે.

જે બધાનો પ્યારો થવા જાય છે, તે કોઈનો પણ પ્યારો હોતો નથી.

ગુસ્સાની શરૂઆત મુરખાઈથી થાય છે અને તેનો છેડો પસતાવામાં આવે છે.

કાવતરાં અને દગા ફટકાથી આપણે પોતે જેટલાં ઠગાઇએ અને દુખી થઈએ છીયે તેટલાં બીજાં ઠગાતાં અને દુખી થતાં નથી.

જ્યારે એક ધણી ધણીઆણી એક બીજાંનો વીશ્વાસ મેળવવાને અને એક બીજાંને સુખી કરવાને ઠેડાવ કરે છે, ત્યારે બહાર ગમે તે થવા છતાં તેઓનાં ઘરમાં હંમેશ સલાહસંપજ અને ખુશાલી હોય છે.

દોલત મેળવવાનો રસ્તો બજારમાં જવાના રસ્તાના જેવોજ ખુલ્લો અને સેહલ છે. તે મુખ્ય કરી બે ચીજો પર આધાર રાખે છે. ઉદ્યોગ અને કરકસર—એટલે કે વખત તથા પૈસા ગુમાવવા નહી, પણ જેમ બને તેમ બેઉનો સારો ઉપયોગ કરવો.

જેઓ બીજાંના કજ્યામાં પડતાં નથી, તેઓના પોતાના કજ્યા ઘણા થોડા હોય છે.

ભુખ એક લેહેજત છે, જે ગરીબોનેજ બખશાવામાં આવી છે, જેથી તેઓ જે કાંઈ ખાય છે તે તેઓને ગમે છે, જ્યારે પૈસાદારો તેની મજાહ કદાચજ ભોગવી શકે છે, કારણ તેઓ તો જે ગમે તે ખાય છે.

ખુશનુમા સ્વભાવ નીરઅપરાધીપણાં સાથે ભેળાઈ ખુબસુરતીને ધ્યાન ખેંચનારી કરે છે, અક્કલને સાલેસ બનાવે છે અને ગરીબાઈ, દુખ, તથા માંદગીમાં ઘટાડો કરે છે.

લગ્ન કરવા પેહલાં, દોલત અગાઉ આદમી, ખુબસુરતી અગાઉ નેકી, અને શરીર અગાઉ મનને પસંદ કરજો; ત્યારેજ તમુને સ્ત્રી, દોસ્ત અને સાથી મળશે.

તમારા કરતાં ખરાબ હાલતવાલાને મદદ કરજો અને તમે જોશો કે તમે ધારો છો તે કરતાં તમારી હાલત સારી છે.

ખરા દોસ્તો ખરા હીરા મીસાલ છે, જે ઘણાજ કીમતી હોય છે અને જવલેજ મલી આવે છે. ખોટા દોસ્તો જંગલમાંનાં પાતરાં મીસાલ છે, જે બેસુમાર મલી આવે છે.

શીરીન ફ૦ પાટક.

## સંતોષ.




ણુસ જાતની સર્વે હાલત પર વીચાર કરતાં માલમ પડે છે, કે માણુસ ગમે તેવી ઊંચી હાલતમાં હોય તે છતાં જ્યાં સુધી તે સંતોષના ગુણનો લાભ લેતો નથી ત્યાં સુધી તે ખરો સુખી થઈ શકતો નથી. એ ખરૂં સુખ મેળવવાના ઉપાય આપણા હાથમાં છે, માટે દરેક માણુસને ઘટે છે કે તેણે પોતાની ચાલતી હાલત પર સંતોષી રહેવું. સંતોષની સામે વારંવાર લોભનો દુર્ગુણ આવે છે, કે જે માણુસને અસંતોષી બનાવવાને ચુકતો નથી. ઘણું કરીને આપણે ઘણાં લોકોમાં જોઈયે છીયે કે તેઓને તેઓની ચાલતી હાલત પસંદ આવતી નથી અને તે કરતાં વધારે અને વધારે સારી હાલત જોવાને તેઓ ઈચ્છા રાખે છે; વળી જો તેઓને તેઓની ઈચ્છા પ્રમાણેનું મલે છે, તોપણ તેઓ સંતોષ જેવું કાંઈ છે એવું સમજતાં નથી. આપણી ચાલતી હાલત આપણી ઈચ્છા પ્રમાણે બદલાઈ જાય તોપણ જ્યાં લગી આપણે સંતોષી હોઈયે નહી, ત્યાં લગી તે બદલાયલી સુખી હાલત પણ આપણુને ખરૂં સુખ આપશે નહી.

આપણે આપણી ઘણીક બેહનોને જોઈયે છીયે, કે જેઓ પોતાના મોહલ્લાની કોઈ બાઈ ઠાઠમાઠથી ફરતી હોય તો તેણીની તેવી ભપકાદાર હાલત સાથે પોતાની સાદી હાલતની સરખામણી કરી, તે માટે અસંતોષ બતાવવાને ચુકતી નથી; પણ એવી રીતે હરકોઈ માણુસનો બાહેરનો ભપકો અને ઠાઠમાઠ જોઈ આપણે આપણી સાદી હાલત માટે બડબડ કરી દુઃખી થવું જોઈતું નથી. થોડાંથી સંતોષ પામવો એ મોટું ડહાપણ છે. સંતોષનું સુખ કાંઈ પૈસા ટકા અને માલમીલકતથીજ મળી શકે એમ નથી. ઘણી વખત એમ બને છે કે પાંચ હજારનો પગાર લાવનાર પચાસ રૂપયા કમાનાર કરતાં વધારે અસંતોષી હોય છે, અને સીલ્ક અને સેટીનમાં પોતાને શોભાવનાર કરતાં સાદાં સુતરાઉ કપડાં પેહેરનાર પોતાની હાલત પર વધારે સંતોષ રાખે છે. જે માણુસ લોભ, લાલચ અને અદેખાઈ જેવું કાંઈ છે, એ સહમજતો નથી, તથા જે માણુસ પોતાની ખરી મેહનતનો પૈસો સબુરીથી પોતાની ચાલતી હાલત પર સંતોષ માની લઈ ખરચે છે, તેજ માણુસ ખરો સુખી છે. ખરા સંતોષીને ગરીબાઈની ધાસ્તી નથી. જેમ જેમ તે ગરીબ થાય છે, તેમ તેમ તે વધારે સંતોષી બને છે. ગરીબાઈમાં સંતોષ એજ સૌથી મોટું સુખ છે. માણુસની હાલત હમેશાં એકસરખી રહેતી નથી. તે તરેહવાર ફેરફારોથી ભરેલી છે, તે છતાં એવાં ઘણાં માણુસો છે કે જેઓ એવી દરેક હાલતને માટે પોતાને કમનસીબ સમજે છે. સંતોષ પડતીનાં દુઃખને ખમવાને આપણુને શકતીવાન કરે છે, જ્યારે નાઉમેદી થોડાંજ દુઃખમાં આપણુને તદન નીરાશ કરે છે. જે માણુસ ખરો સંતોષી છે, તે જ્યારે પોતાની દુઃખી હાલતમાં પણ મનનું ખરૂં સુખ ભોગવી શકે છે, ત્યારે એક અસંતોષી

માણુસ પોતાની ગમે એવી ચઢતી હાલત છતાંબી સુખ ભોગવી શકતો નથી.

આપણી સૌથી સરસ કીર્તી હમેશાં ચઢતી હાલતમાં રહેવાની નથી, પણ આપણી ચાલતી હાલતપર સંતોષ પામવામાં અને તે ઉપર નીરાશ નહી થવામાં છે. આપણી જીંદગીના માર્ગમાં ઘણીક મુશકેળયાતો નડે છે, તે માટે બળાપો કરવા કરતાં તેઓને ધીરજથી મટાડવાના ઉપાય લેવામાં વધારે ફાયદો છે. સંસારની જંજાળ અને મુશકેળયાતો છતાં સંતોષ રાખવો ઘણાઓને કઠણ લાગે છે, પણ અસંતોષી રહેવાથી શું ફાયદો થવાનો હતો? તેથી કાંઈ દુઃખ ઓછું થતું નથી, પણ ઉલટું વધે છે. એવું તો છેજ નહી કે કોઈબી હાલત એકેદમ સુખી કે એકેદમ દુઃખી થઈ પડે. ચઢતી હાલતથી કાંઈ માણુસ એકેદમ સુખી થઈ શકતું નથી, તેમજ પડતી હાલતથી કાંઈ તેની ઉપર એકેદમ દુઃખ આવી પડતું નથી, તેટલા માટે ઈશ્વરે આપણુને જે હાલતમાં મુકયાં હોય તે હાલત પર સંતોષ રાખવો એમાં ખરૂં ડહાપણુ સમાયલું છે. ઘણાં લોકો પોતાને બાહેરથી સંતોષી જણાવે છે, પણ ઘણું કરીને તેમ હોતું નથી, તે નીચેની વાત પરથી માલમ પડે છે.

એક આસ્ત્રીયન ઉમરાવે એક વખતે એક સુંદર ઈમારત વીયેનામાં બંધાવી હતી, જેના આગળા ભાગ પર આ શબ્દો લખેલા જોવામાં આવતા હતાઃ—"આએ ઈમારત કાઉન્ટ ડારને બંધાવી છે, અને જે માણુસ પોતાને ખરો સંતોષી સાબેત કરશે તેને એ બક્ષીશ આપવામાં આવશે." એક દહાડે એક માણુસ તેની આગળ આવ્યો, અને કહ્યું કે તેણે એ ખબર વાંચી હતી અને તે પેલી ઈમારતનો કબજો લેવા માટે આવ્યો છે. કાઉન્ટ ડોરને તેનું બોલેલું ધ્યાનથી સાંભળ્યું અને જવાબ દીધો "તમે એ બાબદ ઉપર મારૂં ધ્યાન ખેંચવાને તદન ખરા છો, સાહેબ, પણ તમે કાંઈ ખરા સંતોષી માલમ પડતા નથી, કારણુ કે જો તેમ હતે તો તમારી પોતાની હાલત ઉપર સંતોષી રહી આ મીલકતનો કબજો લેવા તમે કદી પણુ આવતે નહી." આએ સાદા પણ બેમુલ જવાબથી પેલા માણુસને પાછું ફરવું પડયું. આવી રીતે ઘણાંક અસંતોષી માણુસો પોતાની હાલત પર સંતોષ નહી પામતાં પેલા ઉમરાવની ઈમારત લેવા આવ્યાં હતાં, પણ તે દરેકને ઉપલોજ કીમતી જવાબ મેલવી નાઉમેદી સાથે પાછું ફરવું પડયું હતું.

ઉપલી વાત ઉપરથી સાબેત થાય છે કે, ઘણાં માણુસો કે જેઓ પોતાને બહારથી સંતોષી જણાવે છે તેઓ ખરાં સંતોષી હોતાં નથી; તેઓ તો ફક્ત ડોળઘાલુ સંતોષી હોય છે. તેઓએ યાદ રાખવું જોઈએ કે આ દુન્યામાં થોડો વખત રહેનારૂં, વગર ભરોસાનું ખાલી સુખ મેળવવાના લોભમાં પડવા કરતાં આપણી હાલત ઉપર સંતોષ રાખવામાં હમેશગીનું સુખ સમાયલું છે.

ધનબાઈ. ર. શેઠના.

---

**ખોહેલો વખત**—આપણે કેવી રીતે બાટકીને જીંદગી કહાડયે છીયે? જેમ આપણે વખત ખોહીએચ તેમ જો પૈસા ગુમાવ્યે તો કેટલા થોડા વખતમાં સર્વે દીવાળ્યાં બની જઈયે?





# નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

## હેના મોર.




દ બાહેર વખાણુનો બદલો ઘણીક વાર હદ બાહેર ઠપકાથી મળે છે; અને જેઓની જીંદગી વેળા બેહદ કદર બુજાય છે, તેઓનાં મોહન પછી તેઓનું વારંવાર મુળ ઓછું થાય છે. હેના મોરને કદાચ આ લાગુ પડે, કે જેણીનું નામ તેણીની જીંદગી વેળા પુશકળ વખાણોથી જાણીતું થયલું હતું, પણ મોહત પછી જુવાન માણુસોમાં ફકત થોડી ઘણી વીદ્યા જાણુનારી બાનું તરીકે તેણી ગણાતી આવી છે.

મી૦ જેકબ મોરની પાંચ બેટીઓ માંહેલી હેના ચોથી હતી; દરેક બેહન ચાલાક હતી, પણ સૌથી બુદ્ધીમાન અને હુશયાર મી૦ મોરની આ ચોથી બેટી હતી, કે જેણી ગ્રીક અને રોમ લોકોની તવારીખ પોતાના બાપને મોઢેથી સાંભળવાને તેની પાસ વારંવાર જતી હતી. તે તેણીને વળી લેટીન અને ગણીત પણ શીખવતો હતો, પણ હેના તેમાં એટલા તો જલદી આગળ વધી ગઈ કે તે બીધો, અને શીખવવાનું એવી બીહકથી બંધ પાડયું, કે રખેને તેણીની એક ભણેલી સ્ત્રી બની જાય; પણ જે કાંઈ તેણી આટલા વખતમાં શીખી હતી, તે તેણીની પાછળી જીંદગીમાં ઘણું ઉપયોગી થઈ પડયું હતું.

તેણીનાં મા બાપનો વીચાર એવો હતો કે, સઘળી બેહનોએ મળી એક નીશાળ ઉઘાડી પોત પોતાનું ગુજરાણુ કરવું. આ માટેની તૈયારી કરવા માટે તેણીની વડી બેહન મેરીને બ્રીસ્ટલ શેહરની એક નીશાળમાં ફ્રેંચ શીખવાને મોકલી, કે જ્યાંથી દર શનીવારે ઘર પાછી ફરતી અને આખાં અઠવાડયામાં તેણીએ જે કાંઈ અભ્યાસ કરયો હોય તે પોતાની બેહનો આગળ કહી સંભળાવતી. આ પાઠોથી હેનાને એટલો તો લાભ થયો હતો, કે યુરોપની જાણીતી "આસ્ત્રેલયન સકસેશન" નામની મોટી લડાઈના કેટલાક ફ્રેંચ અમલદારો જ્યારે તેણીના બાપ સાથે ખાણાની ટેબલપર બીરાજતા, ત્યારે આ નાની છોકરીને પોતાના દુભાશયા તરીકે પસંદ કરતા. હેનાએ પોતાનો લેટીનનો અભ્યાસ ચાલુજ રાખ્યો હતો, અને ઈટાલયન તેમજ સ્પેનીશ કવીતાનો તરજુમો તેણી ઘણી સેહલથી કરી શકતી હતી. નાહનપણથીજ તેણી રસાલાઓ,

કવીતાઓ અને નાની નાની વાર્તાઓ રચતી આવી હતી; અને સતર વરસની ઉમ્મરે પોતાની બેહનોની નીશાળના વીદ્યાર્થીઓ માટે એક નાટક રચયો હતો, જે કેટલાંક વરસો પછી ફતેહમંદી સાથ ભજી બતાવ્યામાં આવ્યો હતો. આ બેહનોમાં અદેખાઈ જેવું કાંઈ હતું નહી; અને પોતાની નાની બેહનની વખાણો જાણે પોતાનીજ હોય તેમ ગણતાં હતાં. બરોબર જોતાં દરેક બેહન હેનાનાંજ જેવી ચાલાક હતી, પણ ફકત તેણીના જેવી લખવાની છટા તેઓમાં ઝાઝી હતી નહી; મેરી મોર કે જેણી વીસ વરસની ઉમ્મરે એક નીશાળ, જુવાન મદદનીશની મદદથી સ્થાપે અને થોડાજ વખતમાં નીશાળનું નામ કહાડી શકે, એ કાંઈ સાધારણ માણસથી બને એવું હતું નહી.

ત્રીસ વરસની ઉમ્મરે તેણીને તે વખતના મહાભારત ડાકટર જોનસન અને બાહોશ નાટકકાર ગેરીક સાથ ઓળખાણ થઈ, કે જેઓ તેણીની કવીતાઓ અને બીજાં લખાણોની પુશકળ વખાણો કરતા હતા, અને તેણીને કામમાં કોઈ કોઈ વેળા મદદ પણ આપતા હતા.

ત્રીસ વરસની પ્રમાણીકપણાંની મેહનત પછી આ બેહનોએ પોતાની પાસ સારી પુંજી એકઠી કરી અને ૧૭૮૪ માં તેઓએ "ચેડાર" નામનાં ગામથી થોડેક દુર પોતા માટે એક ઘેર બંધાવ્યું. થોડાજ વખતમાં તેઓને માલમ પડયું કે જે ગામ તેઓના ઘેરની થોડે છેટે આવ્યું હતું, ત્યાં ઘણાજ અજ્ઞાન અને કંગાળ માણસોની વસ્તી હતી, અને ધર્મ જેવું ત્યાં કાંઈ હતુંજ નહી. તે ગામનો વડો જે થોડાજ વખતનો નેમાયો હતો, તે આ બેહનો પાસ આવ્યો, અને તેઓની મદદ માંગી, જે હેના અને તેણીની નાની બેહન 'મારથાએ' મોટી ખુશી સાથ આપવાને કબુલ કરી તેઓએ ત્યાં એક ઘેર લીધું, અને નીશાળ ઉઘાડવા માટે તૈયારી કરી, અને વાંચવા, લખવા, ભરવા, ગુંથવા, કોતવા અને ધર્મનું જ્ઞાન આપવા માટે શીક્ષકો નેમ્યા. તેઓને પહેલાં આ અજ્ઞાન લોકને રાહપર લાવવાને અતી મુશકેળી નડી, પણ ખંતીપણું તેઓએ છોડી દીધું નહી. હેના તેઓ માટે ધર્મ સંબંધી તેમજ બીજી બાબદોની ચોપડીઓ લખતી ગઇ, અને આસ્તે આસ્તે તે નીશાળ આ ચાલાક બાનુના હાથ હેઠળ સુધરતી ચાલી. દર રવીવારે તેણી ગામનાં નાનાં મોટાં સર્વેને એકઠાં કરી તેઓ આગળ ધર્મ સંબંધી બાપણ કરતી, કે જેની અસર લોકોપર થયા વીના રહેતી નહી. ઘણીક દુષ્ટ ટેવો તેઓમાંથી નાબુદ થઈ, અને ધર્મ જેવી ચીજ તેઓમાં દાખલ થઈ. જેમ જેમ આ બીનોની વાત બાહેર પથરાતી ગઈ તેમ તેમ હેના તરફ લોકો ઘણાં માનથી જોવા લાગયા. નીશાળ પાછળ આટલી જેહમત ખેંચવા છતાં, તેણીએ પોતાનું લખવાનું કામ કાંઈ છોડી દીધું હતું નહી; ચોપડીઓ એક એક પછી બાહેર પડતીજ ગઈ, અને તે દરેક વાંચેના લોકોમાં ઘણી હોંસથી વંચાવા લાગી. ૧૮૦૬ માં તેણી ખરાબ જાતની તાવથી બીમાર પડી, જે માંદગીમાંથી એક વરસ સુધી તેણી સાજી થઈ નહી. બીછાનાં પર પડી રહેવા છતાં, તેણીએ એક અતી રસીલી વાર્તા રચી, જેની હજારો નકલો નવ મહીનામાં ખપી ગઈ, અને લોકોને એટલી તો પસંદ પડી કે તેની વખાણનાં કાગજોનો જાણે વરસાદ તે ગ્રંથકર્તાપર વરસવા લાગયો.

૧૮૧૩ નું વરસ ઘણું ગમખાર ગયું, કારણ કે તે વરસ પછી હેનાની સઘળી બેહનો એક એક પછી મોહતને સ્વાધીન થઈ. સઉથી વડી મેરી, લાંબી માંદગી પછી સીનેર વરસની ઉમ્મરે મરણ પામી; અને ચાર વરસ પછી એલીઝાબેથ તેણીની પછવાડે ગઈ; તેઓની બીજી બેહન સારાહ તેઓ પછી એકજ વરસ જીવવા પામી. ૧૮૧૪ માં 'મારથા' જે હેનાની અતી વહાલી બેહન હતી, તે એકાએક એક દીવસે મરણ પામી, અને ગરીબ બીચારી હેના બુઢી અને નાતવાન અને આંખે લગભગ આંધળી જેવી ઘેરમાં એકલી રહી ગઈ. ૧૮૨૮ નાં વરસ તલીક તેણી તે ઘેરમાં રહી, કે જયારે તેણીના દોસ્તો કે જેઓ વારંવાર તેણીની મુલાકાતે આવતા હતા, તેઓને માલમ પડયું કે તેણીના નોકરો તેણીનાં અશકતપણાંનો લાભ લઈ જેટલું બને એટલું લુટવાને ચુકતા હતા નહી. ઘણી આનાકાનીએ તેણીને પોતાનું ઘર, જયાં ૨૬ વરસ તેણીએ કહાડયાં હતાં, તે છોડવાની ફરજ પડી, અને અતલગના દોસ્તો જેને તેણી ચાહતી હતી તેઓ વચ્ચે જઈ રહી; પાંચ વરસ ત્યાં તેણી રહેવા પામી. આસ્તે આસ્તે મગજ શકતી પણ નબળી થતી ગઈ, અને ૧૮૩૩ ની ૬ ઠી સપટેમબરે તેણી ઉંઘમાં પડી, જેમાંથી ફરી પાછી ઉઠવા તેણી પામી નહી.

ગુલબાઇ ફેરામજી પાટક.

---

**સુવેલાં માણસે બોલવું નહી જોઇયે!** એક ફ્રેંચ મોચી વીશે એવું કહેવાયલું છે કે તે કોઇ પણ ચીજથી કદી બીહતો હતો નહી. બે જુવાન શખસોએ તેને આ વીશે તપાસવાનો વીચાર કરયો; જેથી એક જણ મુવેલો હોય તેમ પડયો, અને બીજાએ તે મોચીને મુરદાં આગળ બેસી રહેવાને કહયું, તેને (મોચીને) કાંઈ કામની ઉતાવળ હોવાથી પોતાનાં હથીઆરો અને ચામડું લઇ તે મુરદાં આગળ આવી કામ કરવા લાગયો. છેક મોડી રાતનો તેને સજાગર રાખવા માટે "સ્ટ્રોંગ" કાફીનું કપ લાવી આપ્યું. પીધા પછી થોડા વખતમાં તે એકાએક ખુશામાં આવી જઈ ગીત ગાવા લાગયો, તેવામાં તે મુરદું ઉઠયું અને બોખરા અવાજે બોલ્યું, "જ્યારે એક માણસ મુવેલાંની હજુરમાં હોય ત્યારે તેણે ગાવું નહી જોઈયે!" તે મોચી ચોંકયો અને એકાએક એક ફટકો જોસમાં તે મુરદાંનાં માથાંપર લગાવ્યો અને બોલ્યો કે "જ્યારે માણસ મુવેલું હોય ત્યારે તેણે બોલવું નહી જોઈયે!" તે મોચીને બીહવાડવાની આ તેઓની છેલીજ યત્ન હતી.

---

**દરયામાં** એક તરતની પરણેલી સ્ત્રી સ્ટીમર ઉપર હતી, અને દરયો ઘણો તુફાની હતો; "હું ઘણી સીક થઈ ગઈચ" તેણીએ પોતાના ધણીને કહયું, "અને જો હું મરી જાઉં અને મને અહીંયાં દાટે તો કોઈ વેળા તમે આવીને મારી ઘોર પર ફુલ મુકશો કે?"

---

"માય, તમારી જીભને પગ છે કે?" "શું છે?" "પગ પગ, માયજી" "એવો બેવકુફ જેવો સવાલ શું પુછેચ? જીભને પગ આવે કે?" "અરે નહીરે, બાવાને આજે મેં કહેતાં સાંભળ્યા કે તમારી જીભ સવારથી તે સાંજ સુધી ચાલ્યાજ કરેચ."



# મીસર દેશની રાણી.



આપણે જો મીસર દેશની રાણીની વાત જાણવા ઇચ્છતાં હોઇયે, તો પહેલાં આપણે મીસર તરફ પગળાં ભરવાં. તે અજાયબીનો દેશ, ને અસલી ડહાપણ તથા સુધારાનો ખજાનો, જે ઉપરથી ગ્રીક, રોમન, ને બીજી પ્રજાઓએ વીદ્યા તથા સુધારો મેળવ્યો હતો. લગભગ ૪૦૦૦ વર્ષ અગાઉની તવારીખ તરફ પાછાં ફર્યે, જે વખને ગ્રીસ ને રોમની હસ્તી પણ નહી હતી, તથા જે વખતે ઇંગ્લંડ અને જરમની, ગીચ ખીચોખીચ જંગલોથી, તથા જંગલી જનાવરોથી ભરપુર હતાં, તે વખને મીસર દુનીઆમાં સર્વેથી સુધરેલું દેશ ગણાતું હતું. એમાં કાંઇ નવાઇ જેવું નથી કે, જેમ જેમ બીજી પ્રજાઓ પૃથ્વીના જુદા જુદા ભાગોપર પથરાઇ, ત્યારે તેઓએ મીસરનો દાખલો લીધો, તથા તેઓની વીદ્યા તથા કાહાણીઓ ધ્યાનમાં ઉતારી; તે વખને એક વેપારીની છોકરી રાણી થઇ, તેના હેવાલપર આપણે આવ્યે.

ચાર હજાર વર્ષ અગાઉ "સેમોસ"નાં ટાપુમાં એક વેપારી પોતાની સ્ત્રી તથા એક નાની "નીતાકરેત" નામની છોકરી સાથે વસતો હતો; કામકાજમાં બીચારો તે ઘણો કમનસીબ હતો, ને પોતાના પૈસા પાછા મેળવવા તેણે મીસરમાં આવી રહેવાનો ઠેરાવ કીધો. સેમોસમાં તે શું ધંધો કરતો હતો તે કાંઇ આપણને જણાયું નથી, પણ મીસરમાં તેણે એક મુસાફરખાનું ઊઘાડ્યું. નવા દેશમાં તેની જીંદગી કાંઇ સુખી નહી હતી, કારણ કે મીસરના લોકો પરદેશી તરફ કાંઇબી માયા બતાવતા નહીં હતા. તે વેપારીનાં સંકટો ને જંજાળોની વચ્ચે તેની મુખ્ય ખુશાલી તો તેની નાની છોકરી "નીતાકરેત" હતી- તે ભલી ને ઘણી ખુબસુરત હતી, ને વળી મીસરના લોકો જેઓ ઘણાખરા મીજાસમાંજ આવતા, તેઓ પણ એ છોકરીથી ઘણા ખુશ થઇ જતા.

જેમ જેમ વર્ષો પસાર થતાં ગયાં તેમ તેમ તેણીની ખુબસુરતીની વખાણ આખાં શેહેરમાં રફતે રફતે પથરાઇ, ને ઘરાકો તથા મુસાફરો નજદીક તેમજ દુરથી તે છોકરીની અસાધારણ ખુબસુરતી જોવા આવતા. તેનો ધંધો દહાડે દહાડે વધવા લાગ્યો, ને તે ગરીબ અને નહી જણાયલો માણસ જલદીથી એક પૈસાદાર ને આબરૂદાર વેપારી ગણાવા લાગો. તેની છોકરી સહવારથી તે રાત સુધી ઉદ્યોગી રહેતી, કારણ કે સઘળા ઘરાકો તે છોકરીના હાથનુંજ લેતા,—ખરેખર કાંઇબી ચીજ જયાં સુધી તે છોકરી પોતાને હાથે આપતી નહી; ત્યાં લગી તે સ્વાદ લાગતું નહી.

આ પ્રમાણે એવું બન્યું કે "નીતાકરેત"ને ઘણી થોડી ફુરસદ મળતી; આખો દહાડો તેણી મહેનતું રહેતી, પણ તેથી તેણી કાંઇ ચીરડાઉ થતી નહી અથવા ગુસ્સો કરતી નહી, પણ ઉલટી હમેશાં માયાળુ, ને મીલનસાર રહેતી. ચંડોલ પક્ષીની માફક તેણી એણીગમ પેલીગમ ફરતી, ને દરેક જણને ખુશ કરતી. જો કદાચ કોઈ સહવારે તેણીને અવકાશ મળતો તો નાઇલ નદી તરફ તેણી એક દાસી સાથે જતી, ને તેનાં સ્વચ્છ પાણીમાં નાહી તાંજગી મેળવતી. મીસર દેશમાં ગરમી વધારે હોવાથી દરરોજ નાહવાની અગત્ય છે, ને ત્યાં લોકો સુઘડાઇના શોખીન છે, કે જે શોખ તેઓનાં શેહેરો નદીની નજદીક હોવાથી પુરો પાડી શકાય છે. ત્યાંની સ્ત્રીઓ ફકત એક હલકો પોષાગ પહેરંતી, ને પીળું પતાવાળું કપડું માથાપર બાંધતી, સપાત તો માત્ર ઊંચા ખાનદાનની સ્ત્રીઓજ પહેરતી. એકજ પળમાં ફકત તે પોષાગ કાઢી નાખી શકાય ને નાહવાનું પુરૂં થાય કે તરતજ તે કપડાં તડકામાં સુકાઇ જતાં ને તે પહેરી લેતાં. એક સહવારે નીતાકરેત પોતાની દાસી સાથે નાઈલ નદીમાં નાહવા ગઈ. તેણી પાણીમાં મજાહ લેતી હતી ને પેલી દાસી તો પાણીમાંથી બહાર નીકળી કીનારાપર જે સુંદર સફેદ ફુલો જથ્થાબંધ ઉગતાં હતાં તે તોડવા લાગી. આ ફુલો અસલ મીસર દેશની સ્ત્રીઓનાં ઘણાં માણીતાં હતાં, તેઓને રસ્તામાં ચાલતાં કે મંડળીમાં અથવા દરીઆમાં ફરતાં કદાચજ આંપણે તે ફુલોના જથ્થા હાંથમાં લીધા વગર તેમને જોઈયે. આ પ્રમાણે પેલી દાસી ફુલ તોડવામાં રોકાયલી હતી તેટલાંમાં એકાએક મોટા ને ઉશકેરાયલા અવાજથી બોલી ઉઠી "નીતાકરેત! નીતાકરેત!" ને પાણીમાંથી "નીતાકરેતે" એક જબરદસ્ત રાક્ષી ગીદને હવામાં ગોળ ચક્કર ખાતાં જોયું, જે વધારે ને વધારે નજદીક આવતું હતું. બેઉ સ્ત્રીઓને ઘણી ધાસ્તી લાગી, ને મદદ સારૂ તેઓએ મોટેથી ચીચીયારી પાડી, પણ તેમને સહાય થવા કોઈ પણ નજદીક હતું નહી. તે પક્ષી બરોબર તેમની ઉપર હતું ને તીરની માફક નીચે ઉતર્યું. ધાસ્તીમાં તે સ્ત્રીઓએ પોતાના હાથો પોતાનાં મોહડાંપર ઢાંક્યા. એક પળ પછી તે મોટાં ગીદ પક્ષીની પાંખોનો અવાજ ફરીથી થયો, ને તે શેઠાણી ને દાસીએ હીમત પકડી ઊંચે જોયું ને પક્ષી વધારે ઊંચે ઉડવા લાગ્યું ને થોડા વખતમાં ગુમ થઈ ગયું.

નીતાકરેત પાણીમાંથી બહાર આવીને પોતાની દાસીની ગરદનપર પડીને રડવા લાગી. તેણીની મોટી ઇચ્છા તો ઘર જવાની હતી, ને કપડાં પહેરતાં જણાયું કે તે ગીદે શું કીધું હતું—તે તેણીની એક સપાત લઇ ગયું હતું. આ કાંઈ થોડું દુઃખ નહી હતું, તેણીએ ઊઘાડે પગે ઘેર જઇને સઘળી વાત કહી, ને બીજી સપાત યાદગારી દાખલ રહેવા દીધી.

આ બનાવ બન્યા પછી થોડે વખતે મીસર દેશનો રાજા પોતાની રાજધાનીમાંથી ખુલ્લા દેશમાં મુસાફરી કરતો હતો, ને પોતાની મંડળી સાથે ચુકાદો કરનાર હતો. જે વખતે આ

બનાવ બન્યો ત્યારે ઈનસાફ કાંઇ અદાલતોમાં ખાસ ન્યાયધીસોથી ઘડેલા કાયદા પ્રમાણે થતો નહી, તેમ તો પાછળથી થવા લાગ્યું, પણ તે રાજા દરેક જણની સામે ખુલ્લી જગોમાં પોતાના પ્રધાનોની સલાહની મદદથી કરતો. તે અરજદારો નજદીક આવ્યા, પોતાની અરજીઓ રજુ કીધી, ચુકાદો મેલવીને રવાના થયા ને રાજાના ચુકાદાના અભીપ્રાય પ્રમાણે કોઈ દલગીર કે ખુશી થયલું હતું.

જે બનાવ વીષે આપણે બોલયે છીયે, તે વખતે તે મંડળીનાં માણસોના વીચારમાં હરકત થઈ. પહેલાં એક ને ત્યાર પછી બીજો, ઉપર જોઇને આકાશ તરફ આંગળી બતાવીને અજાયબીના પોકારો કરતા. તે રાજાએ પોતાનું માથું જે વીચારમાં હતું તે ઊંચું કરીને જોયું। ત્યાં ઊંચે હવામાં તે એકઠી થયલી ટોળી ઉપર એક મોટું ગીદ ભમયા કરતું હતું. ચુકાદા ભુલી ગયા, કામમાં હરકત થઈ, ને દરેક જણનું ધયાન તે દબદબા ભરેલું પક્ષી જે પોતાની પાંખોથી હવામાં ઘોંઘાટ કરતું ને પહેલાં મોટાં ને પછી નાનાં કુંડાળાંમાં ઉડતું, ને ટોળીની વધારે ને વધારે નજદીક આવતું હતું, તે તરફ ખેંચાયું. સઘળા તે ગીદ પક્ષીની રાહ ઘણી આતુરતાથી જોતા, (જોકે પેલી બેઉ સ્ત્રીઓ તેમ જાણતી નહી હતી) જે મીસરમાં, તે પક્ષી ફતેહ ને સુખની નીશાની ગણાતી હતી. આ વખતે તે રાજાનાં માથાં પર બરોબર સીધું ભમ્યા કીધું, ને પોતાનો પંજો ઊઘાડીને કાંઇ નાંખ્યું. અજાયબીનો પોકાર એકદમ હજારો મોહડાંથી નીકળ્યો. તીરની ઝડપથી તે ગીદ ઉડયું, ને તેઓની નજર આગળથી ગુમ થઇ ગયું, પણ તે રાજાના ખોળામાં એક નાની સપાત પડી.

તે રાજા તદન મુંગો બેસી રહયો, ને એકઠા થયલા લોકોના ચેહરાપર અજાયબી પથરાઇ રહી. કોઇને સમજ પડી નહી, કે તે બનાવની મતલબ શી હશે. છેલ્લે સરવાલે તે રાજા ચુપકીદી તોડીને બોલ્યો, "આ બનાવનું કારણ મને કોણ સમજાવશે? એક પછી એક બધા વીચારવંત રીતે, ભેદ સાબેત કર્યા વગર ડોકાં ધુણાવવા લાગા. છેલ્લે સરવાલે એક બુજોર્ગ અનુભવી ધર્મગુરૂ આગળ આવ્યો, ને નમન કરી બોલ્યો "સુર્યના છોકરા, તેં મને પુછ્યું, ને તારો નોકર તુંને જવાબ દે છે. એ તો એક જુવાન કુમારીકાની સપાત છે, જે આ પક્ષી આકાશમાંથી લાવ્યું છે. ઉઠ, ને આવી અસાધારણ રીતે તારી નજદીકમાં જે આવ્યું છે, તેણીની શોધ કર, તે તારી ભાગ્યણ ને અમારી રાણી થશે."

સઘળાંએ તે વીદ્વાનના બોલો ધ્યાનથી સાંભળ્યા, ને ત્યાં શાબાસીનો મોટો પોકાર મચી રહયો. "ઉઠો; ઉઠો, ને રાણીની શોધ કરો," એવો પોકાર બધી બાજુએ થઇ રહયો. ફતેહનો વરઘોડો, લોકોના ખુશાલીના પોકારો, તથા રણશીંગડાંના અવાજો વચ્ચે રાજાને શેહરમાં લઇ જવામાં આવ્યો. તે શેહરમાં જે લોકો ઉતાવળે પોતાને ધંધે જતા હતા, તેઓ તરફથી તે બનાવની મતલબ લોકોને સમજ પડી. ને કાસદો પણ રાજધાનીમાં ફરીને, રણશીંગડાં ને ઢોલના ઘોંઘાટ સાથે જણાવવા લાગા કે તે સપાત પહેરનારીને રાજાએ પોતાને ત્યાં આવવાને ઈજન કીધું છે. તે દહાડો તો અજાયબીમાંજ પસાર થઈ ગયો, ને કોઇબી નીકળ્યું નહી, તોપણ ખરેખર એકબી છોકરી એવી નહી હતી કે રાજાનાં તેડાંને માન આપી ત્યાં જાય નહી.

હવે કરવું શું? તે રાજાએ જે પેલી સપાત સાચવીને રાખી હતી, ને જે તેનો દાવો કરે, તે ફક્ત તેનું બ્યાન કરે, એટલુંજ નહી, પણ તે માણસ બતાવે, ને તેને પગે બરોબર બેસતી આવે છે, તે દેખડાવે. કાંઈબી શોધ બનવા જોગ લાગી નહી, જોકે ઘણીક મીસરની છોકરીઓ ખુશીથી અજમાવી જોતે. મેહલમાં અજાયબી વધી, કે હજી સપાતનો દાવો કોઈ કરતું નથી, ને એવું અનુમાન કીધું કે તે ગીદ દુરથી તો નહી લાવ્યું હોય. ફરીથી તે કાસદો આખાં શેહરમાં ફર્યા, ને જેની મદદથી તે બેમાલુમ કન્યા મલી આવે તેને મોટું ઈનામ આપવા કહ્યું, પણ સઘળું ફોકટ ગયું. જ્યાં સુધી આ ભેદ સાબેત થયા વગર રહયો, ત્યાં સુધી તે રાજાને જરાબી આરામ કે ચેન પડયું નહી.

તે બોલી ઉઠયો, હું કાંઇબી કરીને તેને મલું, જોકે મને મારાં રાજની દરેક ઝુંપડીમાં કાંય નહી શોધ કરવી પડે. તે દેશમાંના ઉત્તરથી તે દક્ષીણ ભાગ તરફ મુસાફરીએ નીકળ્યો, ને જ્યાં જ્યાં તે મુસાફરી કરતો ગયો ત્યાં ત્યાં પોતાની ઉમેદ ને હુકમ જણાવતો ગયો. છેલ્લે સરવાલે જ્યાં નીતાકરેત રહેતી હતી ત્યાં આવી લાગ્યો, ને જ્યારે ખુલ્લા મોહલ્લામાં કાસદોએ તે મુસાફરીની મતલબ જાહેર કીધી, ત્યારે ઘણા જણા તરફથી જવાબો મલ્યા કે "એ સપાત તો ખુબસુરત પરદેશી નીતાકરેતની છે, એક ગીદે તે ચોરી હતી."

જ્યારે ઉભેલા લોકોમાંના થોડા જણા તે કાસદનો ઢંઢેરો નીતાકરેતને કહેવા લાગા, ત્યારે અમલદાર રાજા આગળ દોડી ગયો ને બુમ પાડી "રાજા તુંને અમે ઘણી સલામતી આપીએ છીએ, જેની તું શોધ કરે છે તે છેલ્લે સરવાલે જડયું છે."

તે રાજા પોતાની અતીશય અધીરાઇમાં તે જગોએ પોતાના દરબારીઓ સાથે ગયો. નીતાકરેતની અજાયબી કાંઇ ઓછી થઇ ન હતી, તેટલાં તો મોહલ્લામાં થયલા ઘોંઘાટથી તેનું ધ્યાન ખેંચાયું, ને બારણાં આગળ દોડી જઇને જોય છે તો હથયારબંધ માણસો રણશીંગડાંનો અવાજ કરતાં આગળ વધતા હતા, ને તીરંદાજો એક કાસદ સાથ પછવાંડે ચાલતા હતા, ને તે કાસદ પોકાર કરતો કે "માથું નમાવો," ને મોહલ્લામાંના સઘળાં લોકો, તથા છાપરાંપર ચઢીને જોનારા સઘળા બુમ પાડી ઉઠયા "અમારા રાજા સુર્યના છોકરા સલામત રહો."

હવે દોર ચઢાવેલી એક મોટી ગાડી આવી પુગી, જેમાં ઘણાજ ભપકાદાર ઘોડા જોડેલા હતા, જેમને વારા ફરતી સફેદ પોપાક પહેરેલા જુવાન માણસો ચલાવતા હતા, ને તે સુર્યનો રાજા ગાડીમાં સફેદ ને લાલ બાદશાહી તાજ પહેરીને બેઠેલો હતો, અને જમણી તથા ડાબી બાજુએ માણસો

મોટા લાકડીના કટકાઓ, જે ઉપર શાહમૃગનાં પીછાં ને પંખા બાંધેલા હતા, તે રાજાનાં માથાંપર પકડેલા હતા.

તે વેપારીના દરવાજા આગળ ગાડી પોહોંચી, અને તે રાજા ઘરની અંદર દાખલ થયો. અરધા કલાક પછી તે વરઘોડો પાછો ફર્યો, ને વાજીંત્રોના અવાજો સાથે પોકાર કરયો કે "નમન કરો," ને તે પોકાર આખા મોહલ્લામાં પથરાયો.

રાજાની બાજુએ તે ખુબસુરત નીતાકરેત ઉભેલી હતી. જે રસ્તાઓપરથી તે બાદશાહી ગાડી પસાર થઇ, ત્યાં ફુલો પાંથરેલા હતાં. ખાનીપીનીની તૈયારી ચાલતી, ને સઘળે ખુશાલી પથરાવલી દેખાતી. છેલ્લે સરવાલે તે રાણી તે રાજધાનીનાં સેહરમાં આવી પોહોચી, ને જે તેણીએ જોયું હતું તેથી તદન ખુશ થઇ ગઇ. પણ સઉથી વધારે તેને એ ખુશાલી ઉપજી કે, જેમ વખત જતો ગયો તેમ તેના ધણી (રાજા)નો પ્યાર તથા લોકોનું માન ને પ્રીત વધવા લાગું. તેઓ તેણીને ઘણાં ચાહતાં હતાં, ને તે સપાતના ભેદપરથી તો તે આકાશથી પરી હોય એવુંજ ધારતા હતા.

નીતાકરેત આ પ્યારને લાયકની હતી. ખરેખર, તેણી પોતાની રૈયતની વાહલી માતા હતી; દુઃખીઓને તેણી દીલાસો દેતી, ગરીબોને મદદ કરતી, ને માંદાં માણસોની માવજત કરતી; કોઇબી ઘર તેણી ઘણું નાનું ને ગરીબડું ગણી અંદર નહી દાખલ થાય એવું તો હતુંજ નહી. સઘળે ઠેકાણે તેણી જતી, ને દીલાસો દઈ, સુખ આપી, તેમની દુવા મેળવતી. જયાં પણ તેણી જતી ત્યાંથી જંજાળ અને દુઃખ દુર થતું, ને ખુશાલી તથા સવાદ પથરાતી.

વરસો પસાર થયાં, ને નીતાકરેત સઉથી ઘણું સુખ મેળવતી હતી; સઘળાંને તેણી વાહલી :સર્વની માનીતી થઈ પડી. કશાંની પણ તેને કમ હતી નહી, ને એવો ખયાલ પણ નહી હતો કે આખાં મીસરમાં તેનો એકપણ દુશમન હોય.

તોપણ રાજ્યમાં ચોકસ માણસો હતા, જેઓ અસલી હકને વલગી રહેલા હતા, અને તે રાજા જે પરદેશણને ગાદી પર લાવ્યો હતો તે કદી ખુશી નજર નહી, ને તેને મદદ કીધી નહી હતી, અને કાંઇબી જબરી કરી રાજાને મારી નાખી, પોતાનું વેર લેવાનો નીશ્ચય કીધો.

રાજથી નાખુશ થયલાઓની એક-છુપી ટોળીએ ગંભીર સોગંદો લીધા કે રાજાનું ખુન કરી, નીતાકરેતને વીધવા કરવી. તેઓ પોતાની પાપી નેમમાં ફાવ્યા, ને એક વખતની ખુબસુરત ને સુખી નીતાકરેત એક ,ઘડી, રડતી સ્ત્રી થઇ, ને પોતાના વાહલા ખાવીંદની-લાસની પેટીની નજદીક વીલાપ કરતી, ને શોક ,કરતી, ને ઈચ્છતી કે તેની સાથે પોતે પણ ખુશીથી દટાઈ જાય, ને પોતાના હાથો ઘણાં દુઃખથી મસળતી ઉભી હતી. તેની-દાટવાની ક્રીયા સારૂ તેણી આંખમાં અતીશય આંસુ લાવી હુકમો આપતી. પ્યાર અને વફાદારીની સઘળી દેખઈતી નીશાનીઓ તે બેહેસ્તનશીન થયલા સારૂ દેખાડવામાં આવી, જયારે ૭૨)મે દીવસે તેને સુમીદા કરવાની ક્રીયાનો દહાડો આવી પુગો.

જયારે મીસર દેશનો રાજા મરણ પામતો, ત્યારે તે દેશના લોકો, જે વખતે અઠવાડયાંના દસ દીવસો હતા, તેટલાં (૭) અઠવાડયાં, ને મરણ ને સુમીદા કરવાનો દીવસ મળી ૭૨ દીવસ શોક પાળતા. આ દીવસો પર દેવોની કાંઇ પણ પુંજા થતી નહી, વાજીંત્રનો અવાજ સંભળાતો નહી, ખાનીપીની થતી નહી, ગોસ ખવાતું નહી, દ્રાક્ષ ખવાતી નહી, ને દારૂ પીવાતો નહી.

જયારે તે ખુશબો ભરેલી લાસને પશ્ચીમ તરફના પહાડોમાં લઇ જવામાં આવી, ને ઘોર ભેગ કીધી, ત્યારે તે દીવાલમાં જડી લીધેલાં બારણાં પર લાંબો વખત સુધી ઉભેલી નીતાકરેતે પ્રાર્થના કીધી, ને રડીને ધીમેથી બોલી "મારા વાહલા, નીરાંતે પોહડજે, મને અંહી આએ દુનીયામાં ઘણું થોડું કરવાનું છે. હું મારીજ ઘોર બંધાવીશ, ને હું તારૂં વેર લઇશ, ને ત્યારેજ હું તારી પાસે આવીશ."

સુમીદા કરવાની ક્રીયા પુરી થયા પછી રાણી તદનજ બદલાઇ ગઈ. તેણીએ એક સરસ બાંધકામ કરનારને બોલાવ્યો, ને તેને એક "પીરેમીદ" (પુરાનો મીનારો) બાંધવાનો હુકમ કીધો, કે જેમાં પોતાની ઘોર થઇ શકે, ને ખાનીપીનીને લગતી ગોઠવણ થઇ શકે. એવી રીતે ભોંયરાંમાં ઓરડા કરાવ્યા. મીસર દેશમાં ગરમીથી કંટાળીને લોકોને એવાં ભોંયરાંમાંના ઓરડામાં આસરો લેવાની ટેવ હતી, તેથી આ હુકમ કોઇબી રીતે ચોંકાવનારો હતો નહી.

ત્યારપછી બેઉ બાંધકામની યુક્તીની તકરાર થયા પછી નક્કી થયું, ને તે "માસ્તર બીલડર"ને તેણીએ હુકમ કીધો, કે કોઇબી કરી તે કામ જેમ બને તેમ જલદી કરવું, ને તેને રવાના કીધો. ત્યાર પછી રાજયને લગતાં કામકાજમાં તેણી ગુંટાઇ, ને જે જે કામ તેના હાથમાં આવતું, તે એટલી તો ઉલટ ને અક્કલથી કરેતી, કે રાજા હોય નહી એમ લોકોને લાગું નહી. તે છુપી ટોળીની સંખ્યા શીવાય સઘળાં લોકો તેણીને ચાહતાં હતાં. જુવાન ને ઘરડા, પૈસાદાર ને ગરીબ, હલકા ને ઉમરાવી પદવીનાને તેણીની સત્તા ને અક્કલ સારૂ ઘણુંજ માન હતું. ત્યાર પછીના વંશો કહે છે કે, સુર્યના રાજાની રાણીઓમાં "આઇસીસ" શીવાય, તેણી સઉથી ખુબસુરત, અને ઉમદા હતી. પણ રાજાનાં મરણ આગાઉ જેવી તેણી ખુબસુરત હતી, તેવી ત્યારપછી રહી નહી. તેણીના ફીક્કા દુઃખી ચેહરાપર કદીબી હસતું જણાતું નહી; કદાચજ હસવાનો ને ખુશાલીનો બોલ તેનાં મોહડાંમાંથી નીકળતો; ને બોલતી પડતી ત્યારે તેનું દીલ ને વીચાર જુદીજ બાબદપર લાગતાં.

જયારે રાજકારોબારનું કામ પુરૂં થાય, ત્યારે તેણી બહાર જઈ પોતાનો પીરેમીદ તપાસી આવતી. તે કાંઇ અસલી ધારા પ્રમાણે પીલો ચુનાનો નહી, પણ "ગ્રેનીત" પથરનો બનાવેલો હતો, જે પથર મીસરની દક્ષીણ બોરફુ તરફથી લાવવો પડતો. આખું વરસ હજારો મજુરો તે પથર ભાંજવામાં, કાપવામાં, ને નાઇલ નદી તરફ લઇ જવામાં રોકાતા, ને તે જબરદસ્ત બાંધકામ બનાવવામાં ગુંટાઇ જતા. ભોંયરામાંનો

ઓરડો પણ તેવીજ ઉલટથી બાંધવા માંડયો, ને જ્યારે તે પુરો થયો, ત્યારે બાદશાહી ભપકાથી તેને સણગાર્યો. જ્યાંસુધી તે પીરેમીડ પુરૂં થાય ત્યાંસુધી તેની સ્થાપનાની ક્રીયાને ઢીલ કરવામાં આવી.

આખરે, ૭ વરસની ચાલુ મહેનત અને આશા પછી બેઉ કામો ખલાસ થયાં. તે મોટા ઊંચા પીરામીડના વચલા ભાગમાં નાની ઘેરનો ઓરડો હતો, જેમાં એક ગ્રેનીટ પથરની ઘેર શાંતપણે લાશની વાટ જોતી હતી, ને જ્યારે લાશની પેટીમાં લાશ મુકયા પછી, તે સાંકડો દરવાજો બાંધવાના પથરો જોઇએ તે પણ ત્યાંજ પડેલા હતા. તે દુઃખી નીતાકરેતે જે ભેદ ને મુકની તેનાં દીલમાં છુપાવી હતી, તેથી કોઇપણ વાકેફ હતું નહી, ને કોઇને શક પણ પડયો નહી. આ જશુન કામ કીધા પછી તે ખુનીઓ તે રાણીના કીનાની, ને પકડાઇ આવાની ધાસ્તી રાખતા હતા, પણ વખત પસાર થવા લાગ્યો, ને તેમને કાંઇ પણ ઈજા થઇ નહી, ને તેમની પદવી ને ઓધો પણ જેમનો તેમજ રહ્યો. આ પ્રમાણે તેઓ સઘળી જરી એવી તેમને બીલકુલ આશા હતી નહી, અને હવે તો ૭ વરસે વહી ગયાં છે, ને ઓને પણ ધાસ્તીનો પાયાજ નથી, ને તેઓએ પોતાનો કીનો તો લીધો હતો.

આ વખત બાંધકામ તૈયાર હતું, ખુનીઓ સલામત હતા, અને તે રાણીએ તે મોટું પીરેમીડ પુરૂં થયું તેની ખુશાલીમાં ભોંયરાંના ઓરડામાં ઉજાણ્ન આપી, તેમને નોતર્યા હતા. જેમને આ બાદશાહી મેજવાનીમાં ભાગ લેવાનું માન મળ્યું હતું, તેમાંના એકનેબી કાંઇ ખબર હતી નહી. જ્યારે સઘળાં એકઠાં થયાં, ત્યારે તેઓએ જોયું પણ નહી કે જે ૭ જણાએ રાજાનું ખુન કીધું તેમાંનો એક પણ ગેરહાજર નહી હતો. તથા એક નેહર નાઇલ નદીમાંથી, તે ભોંયરાંમાં ખોદી કાઢી, છેક પીરેમીડ સુધી આવેલી છે, ને જે મોટાં દીવાનખાનાંમાં તેઓ બેઠા હતા, તેમાંના એક નાના ઓરડાની બારણાંની બહાર, પાણી અંદર નહી આવે તે સારૂં મોટી દીવાલ બાંધી લીધી છે.

તે દીવાનખાનું ઘણા ભપકાથી સણગારેલું હતું, ને સેંકડો દીવાં કીધા હતા. ભીંત પાછળ જે ખતરાથી તેમની વાત જોતી હતી, તેનો તેમને બીલકુલ સંદેહ હતો નહી. સઉથી સરસ વાઇનનો દારૂ પ્યાલામાં ચળકતો હતો, ને કીમતી રકાબીઓમાં સ્વાદીષ્ટ વાણીએઃ દેખાતી હતી. દીલને જે ગમે ખુશ કરે, તે સઘળી ત્યાં મુબલક હતી. સરવે જણા એકમતે કહેતા કે, એવી સરસ મેજવાની અગાઉ કદી થઇ હતી નહી.

તે રાણીએ ચળકતી આંખો સાથે, ને પરોણાઓની સંખ્યા તરફ નજર કીધી, ને ખુશીથી, તેમના ખુશાલીના પોકારો સાંભળ્યા. મેજવાની પુરી થયા પછી જ્યારે સઘળા આનીશય મોજ કરતા હતા, ત્યારે તે ધીકી સ્ત્રી (રાણી) એકએક દીવાનખાનામાંથી જતી રહી. ફકત એકજ પલ બહારના ઓરડામાં ઉભી રહી, જે વખતે તેના પરોણાઓ તરફ નેગાહ કીધી, ને મક્કમ હાથે તે ભીંતમાં જડેલાં બારણાંનો આગરો ખેંચયો, ને ઉપર ચડી ગઇ. એકાએક મોટો ગગડાટ, ધસારો, ને પોકાર સંભળાયો; અને દીવાનખાનાનું બારણું ઊઘડી ગયું, તથા તે નાશકારક પાણીનો ઝરો ભયંકાર જોશથી અંદર આવ્યો.

ધાસ્તીથી દંગ થયલા, ને મહા ભયથી અચળ થયલા દરેક જણ એકમેકને જોવા લાગા, એક ચીસીયારી સંભળાઇ નહી, એક બોલ બોલાયો નહી, ને નાહસવાની એક પણ કોશેશ થઇ નહી; જે ઉભેલો હતો તે ઉભોજ રહી ગયો, જે નરમ તકીયાપર પડેલો હતો તે ઉઠવા પામ્યો નહી, પાયામાલી એકાએક અને ઘણી ઝડપથી આવી પુગી; થોડીક પલોમાં તેઓનાં પ્યાલાં તેમના હાથમાં રહી ગયલાં હતાં તે સાથે તેઓ મરણ પામયા.

આ રાણીનું વેર હતું, જેના સઉથી વહાલાં ને કીમતી ખાવન્દનું તેઓએ ખુન કીધું હતું. જેમ ૭ વરસ અગાઉ નઠી ધારેલી રીતે અચાનક તેનાં સુખનો તેઓએ નાશ કીધો, તેમ જેઓએ તેણીને એવો કારી ફટકો લગાડયો હતો તેમનું ઝીંદગીના છેલી ઝડપથી સત્યાનાશ થયું. તેણીએ ઠેરાવ કીધો હતો કે જ્યારે તેઓનો જાન તેમને ઘણો વહાલો લાગે, તે વખતે અચીંતું તેમનું મરણ આવે, ને ભયંકાર હાલતમાં તેઓ પોતાને જુએ.

નીતાકરેત તે વખતે એક પરોસનાં બાંધકામમાં ગઈ, જ્યાં પોહરા કલાક સુધી એક મોટી ચેહ બળતી હતી; આતશથી બોલ બરાઈ ગઇ હતી, ને બળતાં દેવાલની આસપાસ ગડતાં હતાં, અંદી તેણી પોતાની ખુશીથી પડી બળી મુઈ.

ત્યારપછી ૭૨ મે દીવસે એક મોટી પાયદસ્ત તે પીરેમીડ તરફ જવા નીકળી, રસમ પ્રમાણે મીસર તરફનાં લોકો તે રાણીનાં મોત પછી મત આપવા બેઠા, ને માનસરી ભુગીદાની ક્રીયાને તેણી લાયક હતી એવું જાહેર કીધું. લોકો તેણીને કદી ભુલી ગયાં નહી, પણ પોતાનાં છોકરાં, ને છોકરાંનાં છોકરાને પ્યાર ને દુવાથી તેણીની યાદગારી કહી સંભળાવતા.

ભાઇજી બ૦ કોહલા.

## રાંધવાને લગતું.

પ્રાંઉન કસ્તર—બશેર દુધને પા કલાક સુધી ઉકાળો, જેમ ઘટ થશે તેમ સારૂં. તે ઠંડું પડે તેમાં ગલાસ ગોલાબ, આઠ ઇંડાં, ૫૦ બદામની બીચ બારીક કરીને ભીકાશ મુરબ્બ ખાંડ, છડાંની ઝરીનીને કંક મહડાની દાણ સાથે સરવે ભીકસ કરો તેમાં ખાટાં લીંબુ એકનો રસ નાખવો. જે વાસણમાં તમો બનાવવાના હોવો તેમાં બે મોટા ચમચા ભરી ખાંડ નાખી તે દેગાર પર મુકો. ખાંડ તવાઇને લાલ ચાસ થશે તેને એક બોણુની પની વટે દુરત બધે ફરતો તે ચારો વાસણને લગાડવો, તેના તળીયાંમાં આવે તથા ફરતે બધે લગાડી જરા ઠંડું પડે વાસણને બરોબર વઘાથા પછી તેમાં સરવે રેડીને એક તપેલીમાં પાણી રેડી પેલું વાસણ ધાંડી તેમાં મુકવું, બંધાઇને ઘટ થઈયાર થએ ઉતારવું. રકાબીમાં મુકતી વખતે તે વાસણને ઉંધી નાખું કહાડવું.

ખીમાનાં પાન કેક—રતલ ગોશનો ખીમો લેવો, તેમાં મરચું, કોપમરી, હલદર, થોડુંક ધાણા જીરાંનો મસાલો નાખી ઘીમાં ધેરવી ઉતારો; તે મુજબ નીમક નાખો, મેંદા ધઉંનો અરધો રતલ, ઇંડાં ચાર, દુધને આઠો સાથે ભીકસ કરી પતલું કરવું, પેણામાં થોડુંજ ઘી લગાડી ચાપટ માફક બનાવવા, તે એવી રીતે કે તેને લાલ કરવા નહી; સફેદ રહે કે તેને ઉતારી ઠંડા પડે ને મોટો મોટો ખીમાનો ભાગ અંદર મુકી તેને વીંટાળવા; રતો લગાડી મોટાં ઘીમાં મુકી જેવા તળી કહાડવા. ખાતી વખતે ઉપરથી રાસ લઇ ખાવું.

મીસીસ શીરીનબાઈ દારાશાહ તારાપોરવાલા.

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૮ મું.

**બ્રેસપતવાર,** તા૦ ૨૮ મી સપટેમબર—સહવાર સુંદર હતી, તથા પવન સારો ફુકતો હતો, નાસ્તા પછી મને અણમન્યું લાગયાથી હું સુતી હતી, તેટલામાં મેબલે દોડતી આવીને કહ્યું "બાવા તમુને પેલાં વહાણમાં આગ લાગી છે તે જોવા તેડે છે." મારાં પોતીકાં કે બીજાં વહાણમાં આગ લાગી હતી તે બરોબર જાણ્યા વગર હું તુટક ઉપર દોડી ગઈ, અને મેં સઘળાં લોકોને એક મોહોટાં વહાણ તરફ નજર ફેંકતાં જોયાં, કે જે ઉપરની નીશાનીઓના વાવટાઓ ઉપર "વહાણમાં આગ લાગી છે," એવા શબ્દો વંચાતા હતા. એ પછી "હમારાં વહાણપર જલદી આવો," એવા અક્ષરોની નીશાની થઈ, તોપણ હમુને કાંઈ પણ ધુમાડો કે બળતાં દેખાયાં નહી, તે છતાં હમે સારાં હથયારો સાથ થોડાક ખલાસીઓને એક મછવામાં મોકલ્યા, કેમકે હમુને લાગું કે કદાચ તે વહાણપર બળવો થયો હોય અને તેથી તેના કપતાન હમારી પાસે મદદ માગતા હોય. હમો હવે તેની નજદીક આવતાં ગયાં, અને દુરબીનમાંથી તેનું નામ "મન્કસહેવન" ઠરી વાંચ્યું, અને તરતજ તેનાં તુટક ઉપરથી બળતું નીકળતું હમારી નજરે પડયું. થોડાક વારમાં તે વહાણનો માલમ હમારી આગળ આવ્યો, અને જોકે તે નોરવેનો દેશી હતો, તોપણ તે ઇંગ્રેજી ઘણું સ્પષ્ટ બોલતો હતો, અને હમુને કહ્યું કે આગ ગયા આનવારની લાગી હતી, અને સઘળો સલગી ઉઠે એવો સામન દરીયામાં નાખી દઈ સર્વે જણાં સોમવારને દીવસનાં પોતાનાં કપડાં અને મતા સાથ તુટકપર આવી બેઠાં હતાં; અને આજે બ્રેસપતવાર સુધી સાંજ હતાં. તેમ અને કેપતન બ્રાઉન તુરતજ તે વહાણ ઉપર ગયા. જયારે બારણાં ઊઘાડવામાં આવ્યાં ત્યારે એકદમ ગુંગળાવી નાખે એવો ધુમાડો નીકળ્યો; તે વહાણને બચાવવું તદન અશક્ત લાગું, તેથી તોમની અને કેપતન બ્રાઉનની સલાહ પ્રમાણે તેઓ સઘળાં ત્યાંથી નીકળી જવાને તૈયાર થયાં. હમારા તેમજ તેઓના મછવા મળી સર્વ પોતાની મતા તથા વહાણનાં ઘડીયાળો, નકશાઓ, અને કામનાં કાગજ્યાં સાથ ૭ વાગાની અગાઉ હમારી સ્ટીમર ઉપર આવી પુગાં, અને અતીયંત -ખુશી થયાં.



૨૨—મન્કસહેવન વહાણનું બળવું.

બે કલાક સુધી તે કમનસીબ વહાણમાંથી ધુમાડો નીકળતો હમે જોયો; જયારે હમે ખાવા બેઠાં ત્યારે પોવેલે હમુને પાછાં તુટક ઉપર તેડયાં, અને એક દામરનાં બળતાં પીપ જેવો તે વહાણનો દેખાવ લાગતો હતો. હમે નવ વાગા પછી ઝડપ વધારીને "મન્કસહેવન" ની આગળથી હંકારી ગયાં, તે વહાણ ઉપરના ખલાસીઓ જેઓ "ડેનમાર્ક," "નોરવે," "સ્વીડન" "સ્કોટલંડ" અને "વેલ્સ" ના રહેવાસીઓ હતા, તેઓ ઘણા આબરૂદાર અને ગરીબ માણસો દેખાતા હતા. માઠાં ભાયગે ઉતાવળમાં તેઓની બધી ખોરાકી પછવાડે રહી ગઈ અને પંદર માણસનું પુરૂં પાડતાં હમુને મુશકેલી પડી; કેટલાક ખલાસીઓએ હમુને આગનો નીચલો હેવાલ આપ્યો. એવું જણાય છે કે સોમવારે આગ લાગયાની બીજે દીવસે બામદાદમાં તેઓએ "રોબરટ હાઈનદસ" નામનું એક બીજું વહાણ જોયું, જેનો કપતાન તેઓને કાંઈ પણ મદદ જોઈતી હોય તે આપવા આગળ થયો, પણ તે વખતે પવન સારો હોવાના અને "મોનતીવીદીઓ" થી ફકત એકસો વીસ માઈલ દુર હોવાના સબબથી તેની દરખાસ્ત તેઓએ ના પાડી, અને વહાણને તેમજ થોડા સામાનને બચાવવાની આશા રાખી, પણ રાતના બારે પવન ફુકવા લાગયો, આગ વધતી ગઈ, માણસો થાકી ગયાં, અને બચવાની સઘળી આશા છોડી નીરાશીમાં સર્વેએ દર



૨૩—બળેલાં વહાણના આસરમાં આવેલા ખલાસીઓ.

બીનીટે લાકડાં બળી આગ તુટક ઉપર આવશે એવી ધાસ્તીમાં બેસીને દીવસો કહાડયા. છેલ્લે તેઓએ હમારી સ્ટીમર જોઈ, અને હમે જ્યારે મછવો મોકળ્યો ત્યારે તેઓ ખુશી થયાં ને ખોદાનો ઉપકાર માન્યો. સઉથી પહેલાં તેઓએ બે શીખાઉ છોકરાઓને હમારા મછવામાં ઉતારયા; એમાંનો એક તેની માનો એકપુરો છે, અને મા પણ વીધવા છે. તે ખલાસીઓમાંથી એક જણ બોલી ઉઠયો, "જ્યારે આજે સહવારે મેં એને કહ્યું કે હવે કાંઈ આશા નથી, ત્યારે તે બોલ્યો, શું વહાણ ડુબશે કે? મેં કહ્યું "હા." ત્યાર પછી તેણે કાંઈ જવાબ દીધો નહી પણ સુઈને રડવા લાગો."

રાતના વહાણ ઘણા ડોળા ખાતું હતું તેથી હમારેથી સુદલ સુવાયું નહી.

સુકરવાર, તા૦ ૨૯ મી સપટેમબર—સહવાર પાછી સુંદર હતી, ખુશનુમાં લેહેરી નીકળી અને પાછાં ૭ વાગે હમે હમારાં ઈનજીનો બુજવી નાખ્યાં, સઘળાંઓ વહાણમાં ઠીકઠાક કરવા મંડી ગયાં, હમારો કારભારી બાર દીવસ ચાલે એટલો ખોરાક સઉને માપીને આપવા લાગ્યો. "મનકસહેવન" નાં માણસો હમારાં માણસોને કામમાં મદદ કરવા લાગ્યાં. પેલા બે છોકરાઓ રાંધણીમાં અને પરચુટણ કામ કરવા લાગ્યા અને હવે કાંઈ ધાસ્તી નહી હોવાથી સુખી દેખાતા હતા. કેપટન રનસીમેન પોતાના સુંદર વહાણનો નાશ થયો તેનો દુઃખદાયક હેવાલ રડતી આંખે લખવા બેઠો. હમે રાતે દસ વાગે સુવા ગયાં ત્યાંસુધી દરીયો શાંત હતો, પણ રાત્રે બાર વાગે વીજળી પડી, અને હમે તુટક ઉપર જઈ જોયું તો દરીઓ ઘણો તોફાની હતો, પણ જલદીથી તે ખલાસ થયું અને ભારે વરસાદ પડવા લાગ્યો.

બરેસપતવાર, તા૦ ૫ મી અકટોબર—સહવારના સકારે હમુને જમીન દેખાઈ, પણ કાંઈબી ખેતીવાડીનાં ચીન્હ દેખાયાં નહી. બપોરના બે વાગે હમુને પહેલાં એક ટાપુ માફક કાંઈ દેખાયું, પછી આગળ આવતાં એક સ્ટીમરનું ખોખું દેખાયું; છેક પાસે આવી હમે ઈશાની કીધી કે "અમે વાત કરવી છે." પછી હું, તોમ, કપતાન, મેબલ અને ચાર ખલાસીઓ તે સ્ટીમર ઉપર ગયાં. હમે જેવાં પુગાં તેવાં સઘળાં ઉતારૂઓ અને ખલાસીઓ હમારી આસપાસ ભેગાં થયાં; તેઓ પહેલાં બધાં સમજ્યાં કે હમુને સઘળાંને જગા જોઈતી હશે, પણ જ્યારે બધો હેવાલ કહયો ત્યારે તે સ્ટીમર જેનું નામ "ઇલીમેની" હતું, તેના કપતાને પેલા કમનસીબ ખલાસીઓને મફત ઇંગલંડ લઈ જવાને કબુલ કરયું. હમે તેથી હમારો મછવો પાછો મોકળ્યો અને જ્યારે તેઓ પોતાના પેતારા ને સામન સાથ આવતા હતા, ત્યારે હમે આ સ્ટીમર તપાસવા મંડી ગયાં. એના કપતાને હમોપર મેહેરબાની કરી તે દીવસે સહવારના કાપેલામાંથી એક અરધો બલદ, એક દજન બટક, એક દજન પીલાં, અને થોડાંક વર્તમાનપત્રો આપ્યાં. પછી હમે સલાંમ કરીને ગયાં અને એક કલાકની અંદર એક એકની નજરથી દુર થયાં. તે ગરીબ ખલાસીઓને હમુને છોડી જતાં ઘણું લાગ્યું અને જ્યારે હમુને છેલ્લી સલામ કરવા આવ્યા ત્યારે ઘણાએક રડી પડયા.

સુકરવાર, તા૦ ૬ ઠી અકટોબર—પેટેગોનીઆનો રેતાળ કીનારો અને તીરા ડેલ ફ્યુગોના ખરબચડા પહાડો પસાર કરી અમો બપોરના ત્રણ વાગે "સેનડી પોઇંટ" આવી પુગ્યાં. વરસાદ ઘણો જોરમાં પડતો હતો અને હમે ભીંજાતાં બંદરે ઉતરયાં, જે "બોનસ એરીસ" કરતાં પણ વધારે ખરાબ હતું. એ શેહેરમાં ૧૨૦૦ થી ૧૩૦૦ માણસની વસ્તી છે. ગામનાં



૨૪—ફ્યુજીઅન હથીઆરો.



૨૫—ફ્યુજીઅન તીર કામઠાં.



૨૬—કાલરમાંથી બનાવેલી દગલામાં ખોસવાની પીન.

દરેક ઘરોને ફકત એકજ માળ છે, અને ચોખંડા આકારમાં બાંધેલાં છે, જેથી બધી બાજુએ રસ્તાઓ ઘણા પોહોળા હોય છે. હમો ઈંગ્રેજી કોનસલનાં ઘર તરફ પાધરાં ગયાં. તેણે હમારી સારી બાવજત કરી તેમજ આદરમાન આપ્યું અને પોતાથી બને તેમ હમારે સારૂ ખોરાકી મેળવવાની કોશેશ કીધી. ત્યાર પછી ત્રણ ફ્યુજીઅન સ્ત્રીઓને જોવા ગયાં, જેઓને ત્યાંના એક ડાકટરનાં ઘરમાં રાખવામાં આવ્યાં હતાં. તેઓ પોતાના દેશમાંથી કાંઈ જુલમાતને લીધે એક નાના મછવામાં નાહસી આવ્યાં હતાં અને એક પસાર થતી સ્ટીમરે તેઓને ઉપાડી લીધાં હતાં. તેઓ ઘણાં



૨૭—ફ્યુજીઅન મછવો.

સુખી અને ખુશ મીજાજમાં હોય એમ દીસતું હતું, પણ અમોને કહેવામાં આવ્યું કે તેઓ લાંબો વખત જીવશે નહી કારણકે ખુલી હવામાં છુટાપણાથી વસ્ત્ર વગર રહેવાની આદત હોવાથી સુધરેલા દેશમાં કપડાં પહેરાવી ગરમ ઘરોમાં રાખવાથી તેઓ માંદાં પડી મરણ પામે છે.

ફ્યુજીઅનોને ઘણું ખરૂં "કેનો ઈનડીઅનો" (એટલે મછવામાં રહેનારા ઈનડીઅનો) પણ કહેવામાં આવે છે, કારણકે તેઓ ઘણું ખરૂં પાણીપર રહે છે. તેઓ "તીરા ડેલ ફ્યુગો" એટલે "આતસની જમીન" પર વસનારા જંગલીઓ છે. તેઓ જ્યારે એકુ વહાણ અથવા ભાગેલાં વાહાણપરના કીનારે ઘસડાઈ આવેલાં આદમીનું શરીર જોય છે કે પોત પોતામાં એકઠાં મલવાને સઘળાંઓને ચેતવણી આપવા આતશ સલગાવે છે. તેઓ માણસ ખાનારાં જંગલીઓ હોય છે. થોડાકો હરણની ચામડીના ટગલા ઓઢે છે, પણ ઘણા ખરા તો નાગા ફરે છે. તેઓ ખોરાક પણ ઘણોજ હલકો ખાય છે અને કોઈબી ધર્મ પાળતા નથી.

સનીવાર, તા૦ ૭ મી અકટોબર—આજે મારૂં વરસ છે, તોમે મને એક સુંદર નાહનાં હરણનાં ચાંગડાંનો બનાવેલો પોશાગ આપ્યો, જેની ખુબી એ છે જે ગમે એવી કડકતી થંડી યાને બરફ પડતો હોય, ને જો તે પહેરયું હોય તો થંડી લાગતી નથી. છોકરાંઓએ મને સીહમુરગના ચામડાંના બે રગો આપ્યા. મેબલને એવો એક રગ ભેટ મલેલો છે, જે ત્રીસ સીહમુરગનાં નાહનાં પંદર દહાડાનાં બચ્ચાંઓની ચામડીનો બનાવેલો છે, અને તે ત્રીસે બચ્ચાંઓને એકજ માળામાંથી કહાડવામાં આવ્યાં હતાં.

અગીયાર વાગે હમે કીનારે ગયાં, ત્યાંના હાકમે હમારે માટે ઘોડાઓ મોકલ્યા હતા અને તેઓને તૈયાર કરતા હતા તેટલામાં મેં થોડીક સબીઓ પાડી; અંહી ઘોડાઓ ઘણા છે, પણ જીનો ખરાબ ને બેડોલ છે. રસ્તો ખરાબ હોવાથી હમુને ધીમે ધીમે જવું પડયું. જમીન ઉપર સઘળે લીલ હતી તેથી કાંઈ પણ અવાજ સંભળાતો નહી, એકે પશુ, પક્ષી કે કીડો પણ દેખાતો નહી. હમે પાછાં ફરતી વેળાએ દરીએ કીનારેથી આવ્યાં ત્યારે હમુને થોડાંક દરીયાઈ પક્ષીઓ દેખાયાં. તેઓ તરતાં યા ઉડતાં નથી, પણ પોતાની પાંખવડે હલેસાં મારતાં હોય તે માફક પાણીની સપાટી ઉપર ચાલે છે. સાંજના સાડા પાંચે અમે સ્ટીમર પર પુગાં અને ડાકટર ફેને અમારી સાથે ખાણું લીધું. તેવણે આ ગામના લોકોની ઘણીએક વાતો અમુને કહી. તે લોકો ઘણાંખરાં ઘોડા પર ફરે છે. તેઓ ઊંચાં ને મજબુત છે. પુરૂષો અને બાયડીઓ ચામડાંનો પોશાક પેહેરે છે. તેઓ આંગ ધોતાં નથી, પણ તે ઉપર રંગ ને ચરબી લગાડે છે. તેઓનો ખોરાક ઘણું કરીને ઘોડીનું માંસ હોય ભાજીપાલો તે લોકો જાણતાંજ નથી; પણ થોડીક બીસકીઆટો અને ચોખા આજુબાજુનાં ગામોમાંથી ખરીદે છે.

[સાંધણ છે.] હીરાંબાઈ ન૦ મે૦ પટેલ.





# કાલે.

## કાલ ઉપર મુલતવી રાખનાર એક માણસને હાથે લખાયલા પોતાની જીંદગીના બનાવો.

### પ્રકરણ ૫ મું.

### જ્યાં એક ટેવજ બુરી પડેલી, ત્યાં હુશયારીબી શું કરે?



આ કજ્યાની બાબદ ન્યુસપેપરોમાં આવી. મારા કાકાએ તે વાંચી, અને તેવણને મારે માટે જેબી કાંઈ સારૂં મત હતું તે સદાનું જતું રહ્યું. હુરીએ તો એક બોલથી પણ મને ઠપકો આપ્યો નહી; પણ તેણીએ મારા નસીબ ખોલવાના ખોટા ખ્યાલોથી મને વારયો, અને મારાં કામ ઉપર મારૂં ધ્યાન રોકવાને મને નમ્રતાથી સમજાવ્યો.

જે પૈસા મેં આ કજ્યામાં ખોહયા હતા તે જો કે ઘણા હતા, તોપણ એટલા બધા ન હતા કે જેથી હું તદન ગરીબ થઈ જતું. દરેક લોકોની નીંદા કરતાં મારી ધણીયાણીનાં માયાળુપણાથી હું વધારે પીગલ્યો, પણ એક મજબુત ટેવ આગળ પ્યાર, માયાળુપણું અને મક્કમ ઠેરાવો શું બીસાદમાં છે? મારાં કામકાજનો બંદોબસત, હું એક સરકાર સામે ચોપાન્યું લખતો હતો અને જેને માટે મને મારા દોસતોએ સારી આશા આપી હતી, તે પુરૂં થાય ત્યાં વેર મુલતવી રાખ્યો.

મારાં ચોપાન્યાંએ ફતેહ મેલવી, જેમ તેની ઘણી વખાણ કરવામાં આવી હતી તેટલેજ દરજ્જે તેને વખોડવામાં પણ આવ્યું હતું. વખત આ પ્રમાણે જતો હતો, અને જ્યારે હું આબરૂ મેલવતો ત્યારે હર પળે પૈસા ખોહતો હતો. મને નાદાર થવાની ધમકી આપવામાં આવી. મેં મારૂં ચોપાન્યું હવે એક બાજુએ નાખ્યું, અને ઘભરાટ અકળાટમાં મારૂં ખાતું તપાસવા ગયો. હવે મેં એકી વખતે ઘણું કરવાની કોશેશ કરી, અને મારી હીમત હરી ગઈ, અને મારૂં કામકાજ નીરાશીમાં છોડી દીધું. મારા સઘળા સરસામાન ઉપર ટાંચ આવી, અને મને દેવાદારોની જેલમાં મોકલ્યો. મારાં ધણીઆણીનાં સગાં વહાલાંઓએ મને કાંઇ પણ મદદ કરવાની ના પાડી, પણ તેણીના પીતાએ તેણીને અને તેનાં નાનાં બાળકને પોતાને ત્યાં રાખવાની માંગણી કરી, તે એવી સરતે કે તેણી મારેથી છુટી પડે, અને પોતાની જીંદગીના સઘળા દહાડા તેઓ સાથ ગુજારે. આમ કરવાને તેણીએ સાફ ના પાડયું અને તેણીની ના પાડવાની રીતને હું કદી પણ ભુલીશ નહી. પડતીના વખતમાં તેણીની હીમત વધી. એક સ્ત્રીને છાજતી નરમાસ અને નાજુકાઈ સાથે તેણી એક જાતની બાહાદુરી અને હીમત ધરાવતી હતી, કે જેવી હીમત મેં એક પુરૂષમાં કદી નહી અથવા તો ભાગ્યેજ જોઈ હશે. તેણી મારી સાથ બંદીખાનામાં આવી અને તરેહવાર માયાળુપણાના દાખલાઓથી મારા જીવને ખુશ કરવાની કોશેશ કરતી હતી. જે અઢાર મહીના મેં બંદીખાનામાં કહાડયા, કે જેને અમે અમારૂં સદાનું પર ધારતાં હતાં-

તેમાં; એક પણ વખતે તેણીએ પોતીકા દેખાવથી અથવા બોલોથી મને એવું નહી યાદ દેવરાવ્યું હશે કે આ હમણખતીઓનું મુળ હુંજ છું. સામું એક સ્ત્રીને છાજતા વહાલથી તેણી આ વીચાર મારાં મગજમાંથી કાઢી નાખવાની કોશેશ કરતી હતી. આ બાબદ બન્યાને વરસો વીતી ગયાં છે, તોપણ આ ચીજે મારી આંખમાં આંસુ લાવ્યા વગર હું યાદ કરી શકતો નથી.

કેવી સ્ત્રી! કેવી બાયડીને હું વીપત્તીમાં લાવ્યો હતો! મારા પરણ્યા પછીના પેહેલા મહીનામાંથી મેં તેણીને હમણાના જેવી ખુરા મીજાજી જોઈ ન હશે. તેણીનું સઘળું સુખ દુઃખ તેનાં બાળકમાં અને મારામાં સમાયલું હતું. મારા બુચાની ઉમર આ વખતે ચાર વરસની હતી, કે જે વખતે તે ચાલવાને અને બોલવાને પુરતો શકતીવાન થયો હતો; તેનો રમતીયાલ વાહાલ, તેની વીચાર વગરની મજાહ અને કોઈ વખતે ગરીબ બીચારા પપા (બાવા) માટે દયા ભરેલા બોલો ખરેખરજ દીલ પીગળાવી નાખે તેવા હતા. અફસોસ તે થોડુંજ જાણતો હતો—

પણ ભવીષને માટે કાંઈબી આગાહી કર્યા વગર મને મારી તવારીખ ચાલુ કરવા દેઓ.

મારા માંગનારાઓમાં મી૦ નન નામનો એક ગ્રહસ્થ હતો, કે જેને મારી સાથ વારંવાર સંબંધમાં આવ્યાથી મારી અને મારી બાયડીની ચાલચલણ તપાસવાની પુરતી ટકો મલી હતી. તે તેણીને વખાણનાર હતો, અને મને દયાની લાગણીથી જોતો હતો; તે પાંચ પૈસે સુખી હતો અને પોતાથી બનતી ભલાઈઓ કરવામાં ગમાહ મેલવતો હતો. એક દહાડો સવારના મારી લુસી ખુશાલી ભરેલા ચેહેરા સાથ મારા ઓરડામાં આવી, "મારા વહાલા," તેણી બોલી "મી૦ નન નીચે આવેલા છે, અને તમને મલવા માંગે છે. પણ તેવણ કહે છે કે જ્યાં સુધી હું તમને કાંઈ સારી ખબરથી વાકેફ કરૂં નહી, ત્યાં સુધી તેવણ તમને જોશે નહી. તેવણે આપણા સઘળા માગનારાઓને એકઠા કરી સમજુતીથી તમને છુટાપણું આપવાની ગોઠવણ કરી છે."

હું ખુશાલીથી છલકાઈ ગયો. અમારો મેહેરબાન અને સખી દોસત અમોને બંદીખાનામાંથી લઈ જવા ગાડી સાથે બહાર તૈયારજ હતો. જ્યારે હું તેવણનો ઉપકાર માનવા ગયો, ત્યારે મને તેવણે ટુંકાંમાંજ થોભાવ્યો, અને બોલ્યા કે હું કંઈ તેવણના ઉપકારમાં નહી હતો. તેવણે જણાવ્યું કે હું એક અરધીનોબી માણસ ન હતે તોપણ મારાં ધણીઆણીને ખાતર તેવણ કાંઈ પણ કરતે, કે જેણીને, તેવણે જોયલી સઘળી સ્ત્રીઓમાં તેવણ ઉતમ ધારતા હતા, મીસીસ નન સીવાય.

તેવણે મારા માગનારાઓ સાથ કેવી રીતે બંદોબસત કર્યો હતો, તે મને જણાવ્યું. જ્યાં સુધી મને ચાકરી મલે ત્યાંસુધી મને ચોકસ મુસારો આપવાની ગોઠવણ કરી હતી, તેવણે પોતે મારી ઉપરના માંગતાંમાંથી ફક્ત ત્રીજોજ ભાગ લીધો અને હમારૂં ઘર બંધ હોવાથી પોતાનાજ ઘરમાં અમોને રાખવાની બોંહસ કરી, અને જણાવ્યું કે, મીસીસ નને અમારે માટે સારે સારૂં ખાવાનું તૈયાર કરાવ્યું છે.

કોઇબી વખતે મને ઘરનું ખાનું આટલું બધું સરસ લાગ્યું નથી. ઘણીક વખત મેં આ ખાનાં વીશે વીચાર કર્યો છે, અને તે વેળાએ પૈસાવાલાઓના બહારના ભપકાની સખાવત સાથ મી૦ નનની સખાવત સરખાવી છે. નાની અને ઉપ્યોગી બાબદોમાં મી૦ નન એક ઘણાજ ઉદાર અને સખી ગ્રહસ્થ હતા, પણ વચલે વરગના લોકોનાં સખી કામો હમેશાં અંધારામાંજ રહે છે અને તેની કોઈ પણ દરકાર કરતું નથી. પણ આવા સખી ગ્રહસ્થો પોતે પણ કાંઈ માન મેલવવા આવાં કામો કરતા નથી.

તેઓની મતલબ વધારે સારી હોય છે, અને તેઓ તેનો બદલે પોતાને મલતા સંતોષમાંજ વળી રહેલો જોય છે.

જ્યારે મી૦ નનના સખાવતી દીલગુરદા ઉપર હું વીચાર કરતો હતો ત્યારે મારાં ધણીઆંણીએ એક કાગજના સરનામા ઉપર મારૂં ધ્યાન ખેંચ્યું. તે સરનામું નીચે પ્રમાણે હતું:—

મી૦ ક્રોસતે ફીલાદેલફ્યાનો વેપારી. તેણીએ મને પુછ્યું કે તેની તેણીની સાથની અતલગની સગાઈ માટે મને ખબર હતી કે નહી

"હં હં, એવણ તમારા સગા થાય, જો એમજ હોય તો એવા સગા માટે તમને મગરૂર થવું જોઈયે, એવણ ફીલાદેલફ્યાના એક જાણીતા વેપારી છે."

"જ્યારે છ વરસ અગાઉ એવણ આપણો દેશ છોડી ગયા ત્યારે કાંઇ એવણ પાસ ઝાઝી પુંજી ન હતી." લુસીએ કહ્યું.

"પણ હમણા તો એવણ ઘણા પૈસાવાલા છે," મી૦ નન બોલ્યા.

"અને શું એવણ છ વરસમાં આટલા બધા પૈસાવાલા થઈ ગયા." હું બોલ્યો. લુસી, મને નહી ખબર હતી કે તારાં કોઇ સગાં અમેરીકામાંબી વસે છે. મારીબી ત્યાં જવાની જરા ખાતી ભીડી મરજી થાય છે."

"સગાં વહાલાં અને દોસત આસનાઓથી દુર," લુસી બોલી.

"હવે આટલું બધું થઈ ગયા પછી તેઓને જોવાને હું ઘણો શરમાઉ છું. એક દીવાલ્યાના ઘણા દોસતો હોતા નથી. સઉથી સરસ તો એજ કે હું નવી દુન્યા (અમેરીકાને નવી દુન્યા કહે છે) માં જાઉં, કે જ્યાં હું એક નવોજ માણસ બની જાઉં અને નવોજ પૈસો મેલવું."

"પણ આપણને ભુલવું ન જોઈયે" મી૦ નન બોલ્યા કે, "નવી દુન્યા અને જુની દુન્યા એ બેઉમાં એકજ રીતથી આબરૂ અને પૈસો મેલવી શકાય છે, અને મને માફ કરો તો કહું કે એક માણસની ખરાબ ટેવ તેને સઘળા દેશોમાં નડે છે."

આ ખરૂંજ છે, મેં મારે મનસે વીચાર્યું; કારણ કે મને આ વખતે મારી ચીનની મુસાફરી યાદ આવી ગઈ. પણ જ્યારે હવે અમેરીકા જવાનો વીચાર મારાં મનમાં આવયો ત્યારે મેં ફતેહ મેલવવાનાં એટલાં તો સાંધણો જોયાં, અને મને એટલી તો ખાત્રી હતી કે એક વખત સજ્જડ ઠોકર ખાધા પછી હવે હું આગલી ખરાબ ટેવ છોડી દઈશ, કે મારેથી આ ખ્યાલ પડતો મેલાયોજ નહી. લુસીએ મારી સાથ આવવાનું કબુલ કર્યું. મારી ખાસ મરજીથી તેણીએ એક અઠવાડ્યું પોતાના બાપ સાથ ગુજાર્યું. તેણીના કુટુંબે તેઓ સાથજ રહેવા તેણીને ઘણીબી સમજાવી, પણ તેણી એકની બે થઈજ નહી. આ વખતે આગલની માફક મેં સ્ટીમર પર જવાનું મોડું કર્યું નહી, અને આખી મુસાફરીમાં મારા માલમાંથી એક પણ વસતુ ખોટી નહી, કારણ કે મારી પાસ ઘણી વસ્તુઓ હતીજ નહી, અને જે હતું તે સઘળું મારાં ધણીઆંણીના હાથમાં હતું.

અને હવે વાંચનાર મને ફીલાદેલફ્યામાં ગજવામાં એક હજાર રૂપ્યાની પુંજી સાથે ઉભેલો જો. મને કહેવામાં આવ્યું હતું, કે મી૦ ક્રોસતે મારાં ધણીઆંણીના સગા પાસ, જ્યારે તેવણે ઇંગ્લંડ છોડ્યું ત્યારે એટલા પણ પૈસા ન હતા. મારી સાથના સ્ટીમરના સાથીઓ પાસ એ કરતાં અરધું પણ ન હતું.

[ સાંધણ છે. ] નવાજબાઈ જા૦ પાદશાહ.

———

એક સીપાઇએ લડાઈનાં મેદાનમાંથી પોતાની માશુક પર કાગજ લખતાં લખ્યું કે "હું એક હાથમાં તલવાર અને બીજા હાથમાં પીસતોલ લઈ લખવા બેઠો છું."

# ભરવા ગુંથવા વીશે.

## કફ અને કોલર.

નંબર ૧—કફ.

નંબર ૨—કોલર.

નંબર ૩—નંબર બીજાની મોટા કદની આકૃતી.

નંબર ૧, ૨, અને ૩. કોલરની નંબર ત્રીજામાં આપેલી મોટાં કદની આકૃતી ગુંથવાની રીત નીચે પ્રમાણે—

* ૭ સાંકરી, † પેહેલાં ચકરડાંને વાસ્તે પાછી પંદર સાંકરી, આએ પંદરમાંની બારમીમાં આંટા વગર એક ગુંથી ગોળ ચકરડું બનાવો, બાકી રહેલી ત્રણ સાંકરીમાં દરેકમાં તદન આંટા વગર એકકો ટાંકો ગુંથો, ચકરડાંમાં આંટો લઈ બે ટાંકા, બે સાંકરી, આંટા વગર એક ટાંકો, બે સાંકરી, આંટા લઈ પાંચ ટાંકા, બે સાંકરી, આંટા વગર એક ટાંકો, બે સાંકરી, આંટો લઈ ત્રણ ટાંકા † આ પ્રમાણે નીશાની કીધી છે ત્યાંથી ચાર વખત એમ ગુંથી જાવો; પણ છેલાં ત્રણ ચકરડાંઓમાં જે ટાંકાઓ એકકો આંટો લઈ ગુંથવાનાં છે તે બબે આંટા લઈ ગુંથવા અને બે સાંકરીને બદલે ત્રણ ગુંથવી. આથી પાંચ અરધાં ચકરડાંની લાંબી હાર થશે, પછી તેને આ પ્રમાણે આખાં કરવાં, † બે આંટા લઈ બે ટાંકા, ત્રણ સાંકરી, આંટા વગર એક, ત્રણ સાંકરી, બે આંટા લઈ પાંચ ટાંકા, ત્રણ સાંકરી, આંટા વગર એક, ત્રણ સાંકરી, બે આંટા લઈ બે ટાંકા, હવે આએ ચકરડાંના પહેલાં ગુંથેલા તદન આંટા વગરના ત્રીજા ટાંકા સાથે જોડી નાખો, એટલે આખું ચકરડું બરાબર પુરું થશે; પછી એ ચકરડાંને પાસેનાં અરધાં ચકરડાંના છેલા લાંબા ટાંકા સાથે જોડો † આ પ્રમાણેની બીજી નીશાની છે, ત્યાંથી પાછું ચાર વખત એમ ગુંથો. છેલાં બે ચકરડાંમાં બે આંટા લઈ ગુંથેલા ટાંકાને બદલે એક આંટો લઈ ગુંથવું અને ત્રણ સાંકરીને બદલે બે ગુંથવી, નાંકે તદન આંટા વગર એક ટાંકો ગુંથવાને બદલે સૌથી પેહલે ગુંથેલી ૭ સાંકરીમાં તદન આંટા વગર એકકો ટાંકો ગુંથવો; પછી ચાર સાંકરી, પાસેની પાતરીના વચમેના ટાંકામાં આંટો લઈ એક ટાંકો, સાત સાંકરી, તેજ ટાંકામાં પાછો આંટો લઈ એક ટાંકો, પાછું એ પ્રમાણે એક વખત પાસેનાં ચકરડાંપર ગુંથો; ચાર સાંકરી પાસેનાં ચકરડાંની બીજી પાતરીના વચમેના ટાંકામાં બે આંટા લઈ એક ગુંથો, નવ સાંકરી, પાછું તેજ ટાંકામાં બે આંટા લઈ એક ગુંથો, એ પ્રમાણે બે વખત પાસેનાં બે ચકરડાંપર ગુંથો, સાત સાંકરી, છેલાં ચકરડાંની બીજી પાતરીના વચમેના ટાંકામાં બે વખત આંટો લઈ એક, નવ સાંકરી, પાછું તેજ ટાંકામાં બે વખત આંટો લઈ એક, સાત સાંકરી, પાસેની પાતરીના વચમાંના ટાંકામાં બે આંટા લઈ એક, નવ સાંકરી, પાછું તેજ ટાંકામાં બે વખત આંટો લઈ એક, સાત સાંકરી, એમ વચમાં નવ સાંકરી લઈ બબે આંટાવાલા બે ટાંકા ત્રણ ચકરડાંની દરેક પાતરીપર ગુંથો, ચાર સાંકરી, પછી વચમાં સાત સાંકરી લઈ એક આંટાવાલા બે ટાંકા બાકી રહેલા બે ચકરડાંની પાતરીપર ગુંથો, ચાર સાંકરી, તદન આંટા વગર ગુંથેલા ત્રીજા ટાંકામાં બે આંટા લઈ એક ગુંથો, દોરો તોડી નાંખો; પાછું * પેહલેથી એ પ્રમાણે ગુંથી એવા સોલ કટકા કરો. હવે દરેક કટકો ગુંથતી વખતે પેહલાં શરૂઆતમાં ૭ સાંકરીને બદલે અગીઆર લેવી. ગુંથતી વખતે દરેક કટકાને સાથે જોડતાં જવું, જેમકે નવ સાંકરીના ખાંચાની વચમાંની સાંકરીને બીજા કટકાના નવ સાંકરીના ખાંચાની

વચમાંની સાંકરી સાથે જોડવી અને સાત સાંકરીના ખાંચાની વચમાંની સાંકરીને બીજા કટકાની સાત સાંકરીની વચમાંની સાંકરી સાથે જોડવી (જુઓ નમુનામાં).

મથાળાંની હાર તેમજ નીચેનાં આરકાં નમુનામાં એટલાં તો ખુલ્લાં આપ્યાં છે કે સમજણ વગર જોઈનેજ સેહલાઈથી ઉતારી શકાશે; જેઓથી તેમ નહી ગુંથી શકાય તેઓ માટે થોડી ઘણી સમજણ નીચે પ્રમાણે આપીએ છીએ—પાંચ સાંકરી, પેહલા લાંબા ટાંકાની અધવચમાં બે આંટા લઈ એક ટાંકો, *ત્રણ સાંકરી, તદન આંટા વગરના ૭ ટાંકા ગુંથ્યા છે તેમાંના ત્રીજામાં બે આંટા લઈ એક ટાંકો, ત્રણ સાંકરી, *એ પ્રમાણે છેડે સુધી ગુંથી જાવો. નીચેનાં આરકાંઓ આ પ્રમાણે ગુંથો—

તદન આંટા વગર સેરવેલો ટાંકો એક, આંટા વગર એક, આંટો લઈ આઠ, આંટા વગર એક, તદન આંટા વગર સેરવેલો ટાંકો એક, એ પ્રમાણે નવ તથા સાત સાંકરીના બધા ખાંચામાં ગુંથી જાવો. ચાર સાંકરીના નાના ખાંચામાં તદન આંટા વગર સેરવેલો ટાંકો એક, આંટા વગર એક, આંટો લઈ ત્રણ, આંટા વગર એક, તદન આંટા વગર સેરવેલો ટાંકો એક, એ પ્રમાણે કોલરની ચારે બાજુએ ફરતી કીનારી ગુંથી જાવો. કફ પણ જેટલા જોઈએ તેટલા મોટા એજ માફક ગુંથવા, પણ તેની કીનારી ચારે બાજુએ ફરતી નહી પણ ફકત ઉપર અને નીચેજ ગુંથવી અને પેહલા તેમજ છેલા કટકાને સાથે જોડી કફ ગોળ કરવા અને પેહરતી વખતે બોયપર સેરવી દેવા. જોઈએ તો કફ તેમજ કોલરના ઉપરના હોલોમાં રીબીન પોઈ છેડેથી "બો" કરી બાંધવો. આ કફ કોલર સફેદ દોરીનાં રેશમ અથવા રૂપેરી કસબે ગુંથવાથી ઘણી શોભા આપશે.

આ નમુનાની આકૃતી નંબર ત્રીજામાં એટલાં તો મોટાં કરની અને ખુલ્લી આપી છે કે એક ચાલાક ગુંથનાર ફકત તે જોઈનેજ કાંઈપણ મુશકેલી વીના નમુનો ઉતારી શકશે.

શીરીન ફ૦ પાટક.

---

માંગનાર—મારા રૂપયા તમે કયારે આપશો શેઠ?

કરજદાર—જ્યારે મને ત્યારે તમે આવજો. તમુને કયે દહાડે ફુરસદ મળશે?

માંગનાર—મને બીજા દહાડા કરતાં બરેસપતવારે ફુરસદ વધારે છે.

કરજદાર—વારૂં, ત્યારે તમે દર બરેસપતવારે ફેરો ખાયા કરજો.

---

# રમુજે ફુરસદ.

નીચલી એક અથવા વધુ બાબદોના જે બાનુઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "ઔી મિત્ર"-ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા તેઓનાં નામ પર ચીઠી કહાડી, જેનાં નામ પર આવશે તેને એક સુંદર રંગીન ચાલતાં સાલનું 'કેલેંડર' ભેટ આપવામાં આવશે. હમારી પર લખી મોકલનારાંઓએ નીચલી સરતો ઉપર ધ્યાન આપવું.



૧. દરેક લખનારી બાનુએ પોતાનું ખરૂં નામ તથા ઠેકાણું હમારી ખાનગી જાણને માટે આપવું, અને અગરજો તેઓની મરજી ન હશે તો આખું નામ છાપવામાં નહી આવશે.

૨. જવાબો બનતાં સુધી આવતા માસની તા૦ ૧૦ મી સુધી મોકલી આપવા.

૩. જે કોઈ બાનુઓ રમુજે ફુરસદ "ઔી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો અમારા અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "માર્જીન" છોડી લખવું, પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી, તે તેઓની મરજી પર રાખવું.

૪. જવાબો મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું. ઔી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,

કૈસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

## ૧—ઉખાણું.

નીચલી આકૃતી પ્રમાણે દરેક વાકયના અરથો કહાડી તે દરેકના પહેલા બોલ ગોઠવશો તો મારી વાંચનારીઓને જાણીતી એક બાનુંનું નામ નીકળશે.

○ ○ ○ ઈચ્છા.
○ ○ રંગનું નામ.
○ ○ ○ એક જાત.
○ ○ ○ એક જાતની દવા.
○ ○ ○ ○ મરજાત.
○ ○ ○ જાણીતો ઓધિદાર.
○ ○ ○ ○ પ્રેમ.
○ ○ ○ રાદા.
○ ○ ○ ફુલનાં બી.

બાઈ જમશેદજી ડીક.

## ૨—ઉખાણું.

હું એક પ્રખ્યાત દેશનું નામ છું, તેમ એક જાતનાં પક્ષીનું નામ પણ થઈ શકું છું. મારાં નામના ફકત ત્રણજ અક્ષર છે; કહો ત્યારે હું કોણ છું?

મીસીસ નજમુદીન (કલકતા.)

## ૩—ઉખાણું.

એક ચીજ ચાલે છે તેને પગ નથી, બોલે છે પણ વાચા નથી, સફેદ છે, તથાપી કેટલીએક વાર કાળું પણ હોય છે. તેનું બદન બીલોરી, સાફ, સુંવાળું અને ખુબસુરત છે. તે જાનવર નથી, તેમજ બાવળ કે બોરડી પણ નથી, તોપણ તેને કાંટા હોય છે! ગરીબ ને નીરપરાધી હોવા છતાં જ્યારે તેનો મીજાજ જાય છે ત્યારે બ્હેંકવામાં કાંઈ બાકી રાખતું નથી; એ ખાતું નથી પણ ચા પીએ છે! તે કોણ હશે?

મીસ ગુલબાનું જાંહગીરજી પટેલ (અમદાવાદ.)

## ૪—ઉખાણું.

નીચલી કહેવતો ઉકલાવો.

વાદા માડું બહક.
ઘાંઘર નાચો પરણે જનો.
વાલં ઘોડીને ઘેવર કે.
ઘેઈ બેન કાઢો જોશી કેટી ટેઈ.
અકારો ટાઠ ધુપણ પચેણો.

### ૫—ઉખ્યાણું.

નીચે આપેલા શબ્દોનાં અર્થો લઇ એક એવું દાયમંદ બનાવો કે જેની સંકથી ઉભી તેમજ આડી લીટીમાં ગોહુંકની વાત પર વેલાત તેમજ હીંદુસ્તાનમાં જાણીતા થઈ ગયલા મરહુમ પુરૂષનું નામ આવે.

૧. ફાયદામાં છું પણ લાભમાં નથી.
૨. જોગવાઈ.
૩. પારસી મરદનું નામ.
૪. દાયમંદમાં માંગેલું નામ.
૫. દીનદાર પુરૂષ.
૬. ગીત.
૭. નમનતાઈમાં છું પણ મર્યાદામાં નથી.

### ૬—ઉખ્યાણું.

એવું શું છે કે જેને આદમજાત પોતાના પ્રાણુથી અધીક ચાહે છે, તથા મોતનાં કરતાં વધારે ધીક્કારે છે, જેને સંતોશી ધણું માગે છે; જે કંગાળ પાસે હોય છે, પણ તાલેવનને તેની દરકાર છે, જેને સુમ ખરચી નાખે છે, પણ ઉડાઉ બચાવે છે. નેક વાંચનાર, તારી અક્કલનું પક્ષી ઉડાવી એવી વીલક્ષણ વસ્તુને સોધી કહાડ. ભીસ માણેકબાઈ દા૦ શરાફ (ઈન્ટોર.)

### ખોલાસો ગઈ વેળાનો.

૧—સા ક ર.
ક ર મ.
ર મ ત.

૨—ગોળ વીનાનો કંસાર નહી, ને બાયડી વીનાનો સંસાર નહી.

૩—(૧) પચીસ-પચાસ. (૨) સમતોળ, (૩) બુચી, (૪) ગાકર.

૪—હુક્કો.

૫—મસુલીપતમ, સુમ-સુલી-સુપ-મતા.

### ખરા જવાબો લખી મોકલનાર મુંબઇ ખાતેની બાનુંઓનાં નામો.

બાઇ રતનબાઇ ફરામજી મોદી ૧, ૩, ૫. બાઈ હીરાંબાઈ ફરામજી ભીખાજી ફુબાસ. બાઈ દીનબાઈ પાલણજી માસ્તર ૧, ૩ (૨) (૩). Miss A. D. Pochajee. ૩ (૨) (૩). બાઈ જ. પી. એનદરસન ૧, ૩, ૫.

### દેશાવરની બાનુંઓનાં નામો.

મીસીસ ગુલબાઈ મંચેરશાહ (મઉ) ૧, ૩, ૫. મીસીસ નજમુદીન (કલકતા) ૧, ૪. બાઈ રતનબાઈ સોહરાબજી વાહડીયા (નાંદેર) ૩. બાઈ માણેકબાઈ દા. શરાફ (ઈન્ડોર) ૧, ૨, ૩, ૪, ૫. બાઈ પુતલીબાઈ ફીરોજશાહ બેલગામવાળા (પુના) ૧, ૩, ૫. બાઈ M. S. D. (પુણા) ૧, ૨, ૫. બાઈ આઈમાય કુવરજી મસાલાવાલા (મઉ) ૧, ૩, ૪, ૫. બાઈ બાઈમાઈ જમશેદજી મહેતર (કરાંચી) ૧, ૩ (૨). બાઈ ડી. આર. એમ. દારૂવાલા (ડીસા) ૧, ૨, ૩, ૫. મીસીસ શીરીનબાઈ જાંહગીરજી ફુબાસ (મઉ) ૨, ૩ (૨). મીસીસ ગુલબાનુ જાંહગીરજી પટેલ (અમદાવાદ) ૧, ૩ (૨) (૩). મીસીસ મેહેરજી કાવસજી પટેલ (ખંડવા) ૧, ૨, ૩ (૧) (૨) (૩). મીસ ફ્રેનીબાઈ પાલણજી મનચેરજી પુણેવાલા (બેલગામ) ૩ (૪). મીસીસ ખોરશેદ કસ્તુર બેહરામજી (સીકંદરાબાદ) ૧, ૩, ૪, ૫. મીસ માણેકબાઈ કુંવરજી મસાલાવાળા ૧, ૨, ૩, ૪, ૫. મીસીસ રૂસ્તમજી આદરજી અમીન (બરસાપુર) ૧, ૩ (૧) (૨) (૩).

હમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાંની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

બાઈ જ. પી. એનદરસન.

હમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

મીસ માણેકબાઈ દા. શરાફ (ઈન્ડોર.)



## અમારી લખનારીઓને ખબર.

જે બાનુઓ શ્રી મિત્રમાં લખાણ કરવાને રાજી છે પણ પોતાનાં નામો જાહેરમાં ખોલ્લાં મુકવાને રાજી નથી તેઓને નાસીપાસ ન કરતાં અત્રે ખાસ જણાવ્યે છીએ કે આવતા અંકથી અમો તેઓનાં લખાણોની પણ આ ચોપાન્યામાં જગા કરવાને ખુશી છીએ.

અમારી સર્વે લખનારીઓનું ધ્યાન અમો નીચલા કાયદાઓ પર ખેંચ્યે છીયે:—

૧.—લખનારી બાનુઓએ તેઓનું રહેવાનું બરાબર ઠેકાણું તેમજ જેઓ જાહેરમાં નામ આપવાને રાજી ન હોય તેઓએ અમારી ખાનગી જાણ માટે ખરૂં નામ આપવું. તેમ નહી બનશે તો અમો તેઓનાં લખાણો કબુલ કરશું નહી.

૨.—લખાણ અસલ છે કે તરજુમો તે જણાવવું. જો તરજુમો હોય તો શા ઉપરથી તે કીધો છે તે પણ જણાવવાની મેહેરબાની કરવી.

૩.—શ્રીને બદલે પુરૂષને હાથનું લખાણ છે એવો કાંઈ પણ શક પડતાં અમો તે ચોપાન્યામાં લેવાને બંધાયલાં નથી.

૪.—કોઇ પણ બાનુએ ચોપાન્યાંને લગતી કાંઈ પણ બાબદ વીશે પુછવું અથવા સુચના કરવી હોય તો શ્રી મિત્રનાં બાનું અધીપતીને સરનામે કાગલ લખી પુછાવવું; પણ તેનો જવાબ ખાનગી મોકલવો કે ચોપાન્યાં મારફતે, તે અધીપતીની મરજી ઉપર આધાર રાખે છે. દરેક સવાલનો ખાનગી જવાબ આપવાને અમો બંધાયલાં નથી.

૫.—લખાણો દર મહીને દશમી તારીખની અંદર મોકલી આપવાં. મોડાં મલેલાં લખાણો તે મહીનાના અંકમાં આવી શકશે નહી. અધીપતી.

### લખી મોકલનારાંઓને ખબર.

**એક ઉમેદવાર પારસી બાનુ**—દલગીર છીયે કે તમે માંગેલ તેવો "મોનોગ્રામ" અમારી પાસે નથી, હતે તો મોટી ખુશીથી આપતે.

**મીસીસ મેરબાઈ સોરાબજી ખરશેદજી ઇજનેર**—ગયા માસના અંકમાં તમે સુતરફેની બનાવવાની રીત આપી છે તેમાં તમે "ઢુધીઓ રવો" કહાડવા વીશે લખેલું તે કેમ કહાડવો તેની ખોલાસાથી વીગત આપશો તો મોટી મેહરબાની થશે. કેટલીક બાનુંઓ તરફથી અમોને એ ખોલાસો માંગવાની સુચના થઇ છે.

**મીસ મેહરબાનું ધનજીશાહ ખરાસ**—મેહરબાંની કરી તમારી નવી વાર્તા શા પરથી લીધી છે તે જણાવજો, અને બનતાં સુધી લખવામાં સેહલી ભાષા વાપરો તો સારૂં.

આ "શ્રી મિત્ર" મુંબઈના કોટમાં ના૦ ૨૯ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્ટીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

## જાહેર ખબરો.

# મુંબઈના નામદાર ગવરનર લૉર્ડ રેનાં બખતાવર બાનું લેડી રેના માન

## પામેલા આસરા હેઠળ.

## સ્ત્રી મિત્ર—સાંકળીઉં—ડીસેમબર ૧૮૮૯.

સફે.



# સ્ત્રી મિત્ર



STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૧ લું. ડીસેમબર ૧૮૮૯. અંક ૧૦મો.



## ઘર સંસારી કેળવણી

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીત ઉછેરે છે.

## માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

### પ્રકરણ ૨ જું (ચાલુ)

**એક બચ્ચાંનાં હૈયાંના વીચારો—એક મોતનું બીછાનું.**



આઈમાએને શાંત કરતાં દીનબાઈને ઘણો વખત લાગ્યો, પણ છેલ્લે તેમાં તેવણ ફતેહ પામ્યાં. જોકે દીનબાઈ ભુસાવલમાં ૭ અઠવાડયાં સુધી રહયાં તોપણ તેવણનાં બેહનની ખરાં દીલની માવજતમાં એટલાં તો ગુંથાયાં હતાં કે જે બચ્ચાંઓ થોડા વખતમાં તેવણની સંભાળ હેઠલ આવનાર હતાં, તેઓ વીશે સેહજ સાજ વીચાર કરવા સીવાય તેવણ હાલ બીજો કાંઈ પણ વીચાર કરતાં ન હતાં, જોકે તેવણને લાગતું હતું કે જાલ એટલો તો મનોહર અને દીલ ખેંચનાર હતો, અને ગુલ્લાં દરેક છોકરાં કરતાં ઉલટાંજ ખવાસની હતી, તોપણ તેણી એક એવી સ્ત્રી નહી હતી કે ફકત પોતાની લાગણીપરજ વીચાર બાંધે. તેણીનું હમણાનું દલગીરી ભરેલું કામ તેણીને તેઓની વચ્ચે પડતાં અટકાવતું હતું; ફકત તેણી બાપાથી તેઓનો પ્યાર અને વીશ્વાસ જીતવાની કોશેશ કરતી હતી. પોતાની માની માંદગી, માસાની હાજરી, અને હાલમાં બનતાં દરેક વાતનાં છુટાપણાથી જાલ પોતાનાં વડાંની આગે ધસતો ન હતો, જેથી દીનબાઈ અને મનચેરશાહ એમજ ધારતાં હતાં કે એક લાડમાં ઉછરેલાં બચ્ચાંમાં જેટલી ખુબી હોય તેટલી તેનામાં ન હતી. ગુલ્લ તેણીની માએની જે રીતે ખરાં દીલથી ચાકરી કરતી હતી અને તેની માસીને દરેક બાબદમાં ચુપચુપ મદદ કરતી હતી, તે એક ફરજ તરીકે કરતી હતી, કે ખરા પ્યારથી કરતી હતી તે દીનબાઈ કહી શકતાં ન હતાં. તેવણની બેહનના બોલવા પરથી તેવણને ખબર હતી કે તેણી પોતાનાં બાળકોને એક સરખી નજરથી જોતી ન હતી, પણ આઈમાએનું સવારતપણું એટલી બધી હદ સુધી ગયું હશે એવી તેવણને ખબર ન હતી, તેવણ એટલું તો માનતાં હતાં કે એક માતા કદાચ પોતાનાં એક બચ્ચાં કરતાં બીજાપર વધારે હેત રાખી શકે, પણ તેથી પેલાં એકને તદનજ નીવારી મુકે એ તેવણ માની શકતાં ન હતાં. તેવણ ધારતાં હતાં કે કદાચ ગુલ્લનું હેત જાલનાં જેટલું તેની માએ તરફ દોડતું નહી હોય, પણ એક માતા એક છોકરાંનો પ્યાર, તેને તદનજ ખુદરત પર રહેવા દઈ, કશું પણ ઉતેજન આપ્યા વગર મેળવી શકે નહી. ગુલ્લ જે સઘળું કરતી હતી તે જો પ્યારથી નહી હોય તો ફરજથી કરતી હોવી જોઈએ, કે જે ફરજ માટે તેણીના જેટલાં નાનાં બાળકમાં આટલો બધો વીચાર હોય એ ઘણુંજ કઠંગું, અખુદરતી અને અણગમતું લાગે છે. આવા આવા વીચારો દીનબાઈનાં મનમાં અમથા બન્યા કરતા હતા. પણ કાંઈ પણ જોખમે પોતાના ભાણેજ અને ભાણેજીની ચાલચલણનો પોતાનાં છોકરાંઓ ભીસાદ અભ્યાસ કરવાને તેવણે ઠેરાવ કીધો.

જોકે તેવણ ગુલ્લને બરાબર સમજી નહી શકતાં હતાં, તોપણ આઈમાએની લાગણી તો હવે તે બાળક તરફ ખુદરતી રીતે ઉસકેરાની હતી. પણ અફસોસ, ઘણીજ મોડેથી! જેમ જેમ દીવસો જતા તેમ તેમ તેવણ એટલાં તો નબળાં થતાં જતાં હતાં કે થોડાક બોલો બડબડવા શીવાય વધારે કશું બોલી શકતાં ન હતાં. પણ જ્યારે તે નાની છોકરી, જાલ, અને તેની માશીના રમવા જવાના પ્યાર ભરેલા કાલાવાલા છતાં પોતાની માનાં બીછાનાં આગળ કલાકોના કલાકો સુધી બેસી રહેતી હતી, ત્યારે આઈમાએ આખો વખત તેણીનો ચેહરો તીકયા કરતાં હતાં અને ઈચ્છતાં હતાં કે તેણીને પોતાને હૈયે દાબીને પોતાની ગેરઈનસાફી ભરેલી ધાતકી ચાલ તે બચ્ચાં આગળ કબુલ કરે. ખરૂં પુછાવો તો તેવણ હમણાં તેણીને જાલના જેટલીજ ચાહતાં હતાં, પણ નબળાઈને લીધે નેમ બોલી પોતાનો પ્યાર બહારથી બતલાવી શકતાં ન હતાં. ગુલ્લને

તો આ લાગણી વીશે કશી ખબર પણ ન હતી, તેણી તો ફક્ત એટલુંજ જાણતી હતી કે જ્યારે તેણી પોતાની માએને વખતસર ખોરાક આપતી અને તેવણનાં માથાંપર કોલનવાટર મુકતી હતી, ત્યારે તેવણ તેણીને "કીસ" કરતાં અને હેતવંતા બોલો બોલતાં હતાં. તેણી પોતાની માએને કેટલી બધી ચાહતી હતી, તે તેવણને ગળે વલગી કહેવાને ઘણી આતુર હતી, પણ તેમ કરવાની તેનામાં હીમત ન હતી અને પોતાનો પ્યાર પાછો દેખડાવાને બદલે તેણી પોતાનાં આંસુએ છુપાવવા ઓરડાની બહાર દોડી જતી હતી.

છેલ્લે સરવાળે પોતાની માતા આગળ બેસવાનો દીલાસો પણ તેણીને ના પાડવામાં આવ્યો. આઈમાએની હાલત હવે એટલી તો ભયભરેલી થઈ પડી કે દીનબાઈ તે બાળકોને તેણીની પાસે બેસાડવાને દરૂસ્ત ધારતાં ન હતાં. ચોથે દહાડે સાંજનાં તેવણ થોડાં ઘણાં હુશીઆર થયાં અને પોતાનાં બેહન બંધેવી સાથે બંદગી કરવા માંગી. ત્યારબાદ છોકરાંઓને પોતાની નજદીક બોલાવવાને કાલાવાલા કીધા, તેવણને લાગતું હતું કે હવે થોરા કલાકોમાં તેવણ પોતાનો પ્રાણ પોતાના ફીરસ્તારને સ્વાધીન કરશે.

તેવણને જોવાની ખુશાલીમાં જાલ ઓરડામાં કુદતો કુદતો ગયો, પણ તે હંમેશના પ્યારા ચેહરામાં ભય ભરેલો તફાવત પડેલો જોઈ તે એટલો બધો તો ચોંક્યો અને બીધો કે એકદમ રડી પડયો અને બીછાનાં પર પડી જઈ તેવણની છાતીપર માથું નાખી ડયકાં ખાવા લાગ્યો. આથી આઈમાએ ભયભરેલી રીતે ઉસકેરાઈ આવ્યાં; તોપણ જાલને ત્યાંથી નહી ખીસાડવાને દીનબાઈને કાલાવાલા કીધા અને ભારી થયલી આંખોએ દુઃખથી ગુલને જોવા ઓરડામાં આમ તેમ નજર કીધી.

"ગુલ, મારી દીકરી, મારી આગળ આવ, મેં તુંને ઘણી ગેરઇનસાફી કીધી છે, મારાં વહાલાં બચ્ચાં," તેવણ એવા તો અવાજે બોલ્યાં કે તે સાદ ગુલ જીવી ત્યાં સુધી કદી ભુલી નહી ગઈ, અને તેણી પોતાની માને દુઃખથી વલગી પડી. "મેં મારી તારી તરફની ફરજ બજાવી નથી, હું જાણુંછ—મને લાગે છે કે મેં નથીજ બજાવી, અને હવે પસ્તાવો કરવાનું ઘણું મોડું થઈ ગયું છે, હું ખોદા પાસે એટલુંજ માંગુંછું કે તે પરવરદેગાર તારી સંભાળ લે અને મારા કરતાં વધારે માયાળુ માતા તુંને બક્ષે; તમે બેઉ ઘણાં સુખી થજો." આટલું બોલી તેવણ થોડો વખત પોતાની બેહનના હાથમાં બેભાન થઈ પડયાં, જાલે દુઃખમાં બીછાનાપરથી નહી ખીસવાની બોહસ કીધી અને ગુલ દબાઈ જઈ નવરોજજી દસ્તુર આગળ જઈ બેઠી.

"બેહન, મારી વહાલી બેહન, ખોદા તુંને સલામત રાખે. તેં જે કાંઈ મારે વાસ્તે કીધું છે અથવા મારાં બચ્ચાં માટે હવે પછી કરશે, તેનો તેઓ તુંને મારાં કરતાં વધારે સારી રીતે બદલો વાલી આપે. મારી દીકુ, તું ખરી છે, [illegible] એકજ આશા છે, આપણો ખોદાય—પાપીઓ માટે—કદાચ [illegible]રત"—આવું ભાગું તુટું ઘણાજ ધીમે અવાજે તેણી [illegible] આ સઘળો વખત જાલ તેની માએની છાતીપર ડયકાં [illegible] કરતો હતો; તે ગરીબ બચ્ચાંને ખબર ન હતી, તેને [illegible]પને પણ ન હતું કે તેની પર કેવડું મોટું દુઃખ આવી પડવાનું હતું. તેને તો ફક્ત એમજ લાગતું હતું કે તેનાં માએજીની હાલત વધારે ખરાબ થતી જતી હતી, અને તે ધારતો હતો તેમ, માસીના આવ્યા પછી તેવણ સારાં થયાં ન હતાં. કોઇ પણ વેલાએ તેણે મોત જોયું ન હતું, પણ ગુલાંએ તો જોયું હતું, તેના મામા અને નવરોજજી દસ્તુરે તેને જનારી ખોટ માટે નરમાસથી સમજાવવાની કોશેશ કીધી પણ તેઓને સાંભળવાને તેણે હુજતથી ના પાડી. અંતે લાંબો વખત પથરાયલી ચુપકીદી અને પોતાનાં માએના થંડા હાથો તેનાં દીલપર પડેલા જોઈ તે એકદમ ચોંકી ઉઠયો, અને માસીને વલગી પડી કાલાવાલા કરી પુછવા લાગ્યો કે તેનાં મમા એવાં ઉજળાં પુની જેવાં અને અજબ જેવા દેખાવનાં કેમ લાગતાં હતાં; તેવણના હાથો એટલા બધા થંડા કેમ થઈ ગયા હતા, અને જ્યારે તે દલગીર હોય ત્યારે હમેશાં તેવણ તેની સાથે વાત કરી તેને કોટી કરતાં હતાં, તેમ હમણાં કાંય નહી કરતાં?

દીનબાઈએ તેવણના વરનાં ખભાંપરથી પોતાનું માથું ઊંચકી પોતાનાં ડયકાં દાબવાની કોશેશ કીધી અને મા બાપ વીનાના પોતાના ભાણેજને પોતાનાં પાસાંમાં લઈ ઘણેજ ધીમે સાહદે બોલ્યાં, "મારા જાલ, શું તેં તારાં મમાને તુંને સંભાળવાને વાસ્તે ખોદાયની બંદગી કરતાં નહી સાંભળ્યાં?"

તે બાળક જાણે તેણીને કાંઈ પુછવા માંગતું હોય તેમ તેણીના ચેહરાં તરફ જોવા લાગ્યું.

"મારા જાન, ખોદાએ તેણીને પોતાની પાસે બોલાવી લીધી છે, તે સાહેબે તેણીને આપણી આગળથી તે દુન્યા કે જ્યાં કાંઈ પણ દુઃખ અથવા માંદગી નથી ત્યાં તેડી લીધી છે."

"પણ એવણ તો અહીંયાંજ પડેલાં છે," જાલ બીધેલા સાહદે તેની માસીની સાડીની સોડમાં મોહડું ઢાંકી ધીમેથી બોલ્યો, "એવણને કાંઈ તેડી નથી લીધાં, એવણ મારી સાથે બોલતાં કાંય નહી જો."

"મારા દીકરા, તેણી બોલી શકતી નથી, જે જીવથી તેણી હસી, બોલી અને જીવી શકતી હતી તે ખોદાની બક્ષેશ હતી, અને તે જીવને તેવણે પાછો બોલાવી લીધો છે."

"ત્યારે શું એવણ કદી કદાળી મારી સાથે નહી બોલશે? શું કોઇ દહાડેબી મને "કીસ" નહી કરશે—ફરીથી મને કદી પણ તેવણનો પોતાનો, વાહલો, ખુબસુરત જાલ કરી નહી બોલાવશે?" જ્યારે આ વાતની સચ્ચાઈ તેનાં મગજપર હસી ત્યારે તે દુઃખથી ચીચારી પાડી બોલ્યો, "મમા, મમા, મારાં પોતીકાં, વહાલાં, શોભઈતાં, મજેનાં મમા! અરે! મારી આગળથી તમે જતાં ના રહેવો—નહી તો મનેબી સાથે લેતાં જાવો—મનેબી મરી જવા દેવો; તમારી માફક હવે મારી પર કોઈબી હેત નહી કરશે, કોઈબી મને કોટી નહી કરશે." તે એટલા [illegible]

તેના મમા પર તેના જેટલું તેણીનું હેત હતુંજ નહી; તેણી જાણુતી નહી હતી કે તેણે શું ખોહ્યું છે, તેના જેટલું તેણીને લાગી શકેજ નહી; અને આટલું બોલી રડવા અને ડચકાં ખાવા લાગ્યો. ગુલે કાંઈ પણ જવાબ આપવાની કોશેશ કીધી-જ નહી, તેણીએ વીચાર્યું કે જ્યારે તેણીની માએનાં થોડાં અઠ્વાડયાંનાં હેતથી તેણીને આટલું બધું લાગતું હતું, ત્યારે જાલને કેટલું લાગે. જોકે તેના ગુસ્સા ભરેલા બોલોથી તેણી-નાં દીલમાં ઘણું ઓછું આવ્યું (કારણકે તેણી જાણુતી હતી કે તેણી પોતાની માએને ખચીત ઘણીજ ચાહતી હતી) તો પણ તેણી તેની (જાલની) એટલી બધી દલગીરી ખાતરજ તેને વધારે ચાહતી અને વખાણુતી હતી; અને તેણીને પોતાને પણ લાગ્યું કે કદાચ જાલના જેટલું તેણીને લાગતું નહી હોય. ભુસાવલમાં તે વેલાએ દોખમું ન હોવાથી બીચારાં આઈમા-એને નવરોજજી દસ્તુરે ઘટતી કીયા કરી તેવણનાં ઘેરની થોડેક દુર એક એકાંત જગાપર દાટ્યાં અને તે ઉપર કબર બંધાવી આસપાસ વાડ ભરી લઈ એક નાનો બાગ પણ બનાવ્યો. ચાર દીવસ વીત્યા પછી તેઓ ભુસાવલથી ઉપડી ગયાં અને જાલ તો પોતાની સઘળી દલગીરી ભુલી ગયો. ગરીબ બીચા-રી ગુલ! જોકે તેણી પહેલાં તો સુખી હતીજ નહી, તોપણ હમણાં વધારે દુઃખી જણાવા લાગી. જાલને મદદ કરવાનું અને ચાહવાનું જે વચન તેણીએ પોતાની માએને આપ્યું હતું તે તેણીને વારંવાર યાદ આવ્યા કરતું, અને દરેક વેલાએ તેણી ઘણીજ ગંભીરતાથી તે પાલવાનો ઠેરાવ કરતી. આ સઘળું કાંઈ તેણી પોતાની માએને ખાતરજ વીચારતી નહી હતી, કદાચ તેણીના બાપે (જેને માટે આપણે હવે થોડા વખતમાં બોલીશું અને જેને ગુલ હદથી જ્યાદા ચાહતી હતી) જો તેણીને ઘણી સંભાળથી કેળવી ન હતે, તો તેણી પોતાની મા તરફ બેદરકારીથી જોતે અને જાલની અદેખાઈ કરતે; પણ તેવણની દરેક વેળાએ પોતાની માએપર પ્યાર અને હેત દેખડાવાની, અને તાબે થવાની વારંવારની શીખામણ તેણીનાં હૈયાંપર કદી ભુસરાય નહી તેવી રીતે કોતરાઈ રહી હતી. તેણી માનતી હતી કે આએ કબુલાત પાળવાથી (કે જે કબુલાતે તેણીની માએને આટલી બધી ખુશી કીધી હતી) તેણી પોતાના બાપને પણ તાબે થશે. આ એવડી ઉસકેરણીથી તેણીના વીચારને વધારે વજન મળ્યું, જે જો દીનબાઈને ખબર હતે તો તેવણ જરૂર ચીંતાતુર બનતે અને તે ખ્યાલ તેણીનાં મનમાંથી દુર કરવાની કોશેશ કરતે. પણ ગુલાને લાંબો વખત થયો દરેક વીચાર અને લાગ-ણી છુપાવવાની ટેવ હતી. દીનબાઈ તેણીને છુપી રીતે તપાસ્યા કરતાં હતાં અને એવું ધારતાં હતાં કે વખત અને સંભાળ પોતાનું કામ કરયાં જશે અને તેવણ તેણીની ચાલચલણ બરા-

"ગુલ, તું આજે કેટલી બધી સકારી હતી? કાંય અહીંયાં તો હું પહેલાં આવી તુંને બતલાવાનો હતો કે હું મારો વચન ભુલી ગયો નથી," આમ કહી તેણે થોડાક સુંદર ફુલોના રોપા તેણીને બતલાવ્યા, અને તે ઘોરપર દાટવા માંડયા.

"પ્યારા રુસ્તમ, તું કેટલો માયાળુ છે? પણ તું એટલો તો દલગીર લાગેછ—તુંને શું છે? નવરોજજી શું તુંને એમ કરવા ના કહે છે? જો એવણ ના કહેતા હોય તો ના કરતો."

"નહી, નહી, ગુલ, બાવા તો કહે છે કે આપણે જે કરીએ છે તે ખરૂં છે અને તેવણ પોતેથી આપણે અહીંયાં ઉગાડેલાં ફુલોની સંભાળ લેશે. હું દલગીર એમ છેઉં કે, હવે તું જતી રહેવાની છે અને અમારેથી એટલી તો જુદી રીતે રહેશે કે તું મને તદન ભુલીજ જશે."

"ખરેખર રુસ્તમ, હું એમ તો નહીજ કરશ, જે લોકો મારીપર માયા કરે તેને હું કદી ભુલી નથી જતી; મને તો હજી અંજાણ્યાં લોકોમાં રહેવા કરતાં તમારી સાથે રહેવા વધારે ગમે છે, પણ ગઈ કાલે રાતના મેં માસીને કહેતાં સાંભળ્યાં કે નવરોજજી તુંને અમારે ત્યાં મલવા મોકલશે, તે તુંને ગમશે, નહી વારૂં?" જ્યાં સુધી તે ફુલો રોપાઈ રહયાં ત્યાં સુધી તેઓ-એ વાત કરયા કીધી, પછી ગુલાંએ જણાવ્યું કે તેણી ઘણો વાર બહાર રહયાથી તેણીની માસી કદાચ ગુસ્સે થશે, અને આમ કહી ઘર તરફનો રસ્તો લીધો. જ્યારે રુસ્તમે તેઓનું એ-ટલો બધો વખત બાહેર રહેવાનું કારણ તેણીની માસીને જણા-વ્યું ત્યારે તેવણે ગુલાંને માયાથી કોટી કીધી, કે જેથી તેણીનું પોતાની માસી તરફ વધારે પ્યારથી લોહી દોડયું અને તેણી જો બીહકણુ ન હતે તો તે દહાડેથીજ તેવણને ચાહતાં શીખી હતે.

માસાની ગાડીમાં બેસી નવાં ઘેરમાં જવાની હોંસ, નવાં સગાંને મલવાનો વીચાર, અને પૈસાવાલાંઓ સાથનાં સગપણે જાલપર એટલી તો અસર કીધી કે તે પોતાની દલગીરી જલ-દીથી ભુલી ગયો, અને તેની આંખો ખુશાલીથી ચમકવા લાગી. તેની માએ કાંઈ હજી તેનાં ધ્યાનમાંથી ખસી ન હતી, કાર-ણકે તેણીને લગતો એક પણ બોલ તેની આંખોમાં આંસુ લાવવાને પુરતો હતો, તો પણ ખુશાલી દલગીરીપર ફાવી હતી. ગુલાંને તો ઘણું લાગતું હતું, જેમ જેમ તેઓ ભુસાવલ છોડી આગળ ગયાં તેમ તેમ તેણીને નવરોજજી અને રુસ્તમ વધારે અને વધારે દુઃખ ભરેલી રીતે યાદ આવવા લાગ્યા અને પાર-કાંઓને મલવા માટે તેણી વધારે બીહવા લાગી. તેણી જાણુતી હતી કે જાલ તો બધાં સાથે જલદીથી પલોટાઈ જઈ તેઓનું હેત જલદીથી મેલવશે અને પોતાની બેહનનો તો વીચાર કર-શેજ નહી, તેણીની માસી તો તેણીનાં પોતાનાં છોકરાંઓથી જલદીથી વીટળાઈ જશે, ત્યારે તેણીનો પ્યાર જીતવાની તેણી

## પ્રકરણ ૩ જું.

### ગઈ ગુજરેલી વાર્તા—મગરૂરીની પડતી—નરમાસપણાંની ચહડતી.

ઉપલાં પ્રકરણોમાં આપણે જે કહી ગયાં છઈએ તે તથા આઈમાએ અને દીનબાઈની ચાલચલણમાં એટળો બધો ફરક પડવાનું કારણ શું હતું, તે બતલાવા માટે તેઓની આગળી જીંદગીમાં આપણે ઉપર ટપકેથી નજર કરવી જોઈએ. જો અમારી જુવાન વાંચનારીઓને આ હેવાલ કંટાળા ભરેલો લાગે તો ભલે તેઓએ તે છોડી દેવો, પણ આશા છે કે અમારી વધારે ઉમરે પુગેલી બેહનપણીઓ તે પુરતી ઉલટથી વાંચશે.

આઈમાએ અને દીનબાઈ બંને હોરમજશાહ બેહલી હોમજીની બેટીઓ હતી. હોરમજશાહના બપાવા બેહરામજીને, વડોદરાના રાજાની વફાદારીથી સેના બજાવવા માટે મોટી મોટી જાગીરો મલી હતી અને તેવણ સાંના એક વડા શેઠીયા તરીકે ગણાતા હતા. બેહરામજીએ કંજુસાઈથી એક ગંજાવર દોલત એકઠી કીધી હતી, પણ જેમ ઘણું ખરૂં બને છે તેમ તે કંજુસ બાપના ઊડાઉ બેટાએ તેવણનાં મરણ પછી અરધી દોલતની ધુલધાંણી કરી નાખી, અને જુવાન વયે એક છોકરો પોતા પાછલ મેલી મરણ પામ્યા. આ છોકરો તે હોરમજશાહ હતા, તેવણનામાં પણ પોતાના બાપની થોડી ઘણી ખાસીએત ઓધે ઉતરી હતી અને હમણાં તો તેવણની મોટી મોટી જાગીરો સફેદ હાથી મીસાલ થઈ પડી હતી અને સધળો દોર દમામ બાહેરનોજ હતો; તેવણનાં ધણીયાંણી પીરોજબાઈ આવી વખતે તેવણનો જમણો હાથ હતાં, પણ જાલમ મોત કોણીને છોડતું નથી? તેણે તેવણનાં જેવી નરમાસવાલી અને ભલી બાનુંને પણ તેની ખીલની જુવાનીમાં પોતાના સપાટામાં લઈ લીધી; તેવણ જ્યારે મરણ પામ્યાં ત્યારે દીનબાઈની ઉમર સાત વરસની, આઈમાએની પાંચ અને તેઓના એક પુરા બાઈ સોરાબની ત્રણ વરસની હતી. માણેકબાઈ નામની પીરોજબાઈની દુરની સગી હતી, તેણીનાં મા બાપ તેણીને બાળપણમાં નાવારેસ મુકી મરણ પામ્યાં હતાં. પીરોજબાઇએ માયાથી તેણીને પોતાના આસરા હેઠલ લીધી અને એક સ્ત્રીને છાજતી પુરતી કેલવણી આપી, ઉમરમાં આવ્યા પછી તેણીને એક આબરૂદાર ગ્રહસ્થ સાથે પરણાવી; થોડાં વરસનું સુખ ભોગવી કમનસીબે માણેકબાઈ રંડાયાં. તેવણના વર પોતા પાછળ એક બાઈજી નામની ખુબસુરત છોકરી શીવાય કાંઈ પણ દોલત મુકી ન ગયા હતા, અને માણેકબાઈને ફરીથી પીરોજબાઈને આધારે આવી પડવાની ફરજ પડી, તો જોકે તેવણ કાંઈ પીરોજબાઈના ઘરમાં બોજા તરીકે નહી પણ એક મદદગાર અને સાથી તરીકે રહયાં; પીરોજબાઈનો માણેકબાઈપર એટળો તો વીશ્વાસ હતો કે મરતી વખતે તેવણે પોતાનાં બચ્ચાંઓના હાથ માણેકબાઈના હાથમાં આપ્યા અને હોરમજશાહને આગ્રહ કીધો, કે તેવણને હમેશાં પોતાનાજ ઘરમાં તેવણનાં વહાલાં બાળકોનાં માથાંપર રાખે. આ માંગણી હોરમજશાહે મોટી ખુશીથી બાહલ રાખી; તેવણનાં મરણ પછી હોરમજશાહે સધળો કારબાર માણેકબાઈને સોંપ્યો, કે જેને તેવણ તદન લાયક હતાં.

હોરમજશાહને છોકરાંઓને નીશાલે મોકલવું પસંદ ન હોવાથી અને તેઓનાં સારાં નસીબે માણેકબાઈ એક કેળવાયલાં બાનું હોવાથી તેવણે પોતેજ છોકરાંઓને કેળવણી આપવાનું માથે લીધું.

દીનબાઈમાં જો કે ખુદરતી ઘણી ભુલો હતી, જો કે તેણી કાંઈ ઘણી હુશીયાર ન હતી, તોપણ તેણી માણેકબાઈને ઘણી મેહનત આપતી ન હતી અને તેવણની 'ઘણી માનીતી' થઈ પડી હતી, કારણ તેણી તેવણને હમેશાં ચાહતી, માન આપતી અને તેવણના દરેક હુકમને તાબે થતી. બીજા હાથ પર આઈમાય ખુદરતીજ એટળાં તો હુશયાર મગજની હતી કે જેથી કોઈ પણ શીક્ષકને તેણીને શીખવવાનું ઘણું મજાહ અને ઉલટભર્યું થઈ પડે—પણ તેણી એટલી તો બોંહશીલી, ગુસ્સાવાલી અને સામાં માણસ તરફ માનની નજરથી નહી જોનારી હતી, કે તેણીને શીખવવાનું ઘણું મુશકેલ થઈ પડયું હતું. વળી પોતાના બાપની પણ લાડકી હોવાથી માણેકબાઈને વધારે ભારી પડતું હતું. આઈમાયનાં મનમાં એવોજ ખ્યાલ હતો કે દીનું માણેકબાઈની માનીતી હતી અને પોતા તરફ તેવણ બેદરકાર હતાં. હોરમજશાહ એક એવા નબળાં મનના પુરૂષ હતા કે ઉપર ટપકેનું જોઇને પોતાનું મત બાંધી દે. જ્યારેબી પોતાની છોકરીઓના અભ્યાસ કરવોના ઓરડામાં તેવણ જતા, ત્યારે આઈમાયને હંમેશાં રડતી અને દીનબાઈને અભયાસમાં ગુંટાયલી જોતા. જ્યાર ત્યાર માણેકબાઈ હોરમજશાહને તેવણની નાની છોકરીને શીખામણ દેવા કહેતાં, પણ તેવણ તે એક કાને સાંભળી બીજે કાને કહાડી નાખતા. એક યા બે વખત તેવણે તેણીને ગંભીર ચેહેરે શીખામણ આપવાની તજવીજ કીધી, પણ આઈમાય તેવણની ગરદન આસપાસ હાથો વીટાળી તેવણને એવા તો પટાવી નાખતી અને કહેતી કે "માણેકબાઈની માફક એવું ઘુવડ જેવું મોહડું ના કરો, નહી તો હું એમજ જાણુશ કે મારી પર હવે કોઈ વહાલ કરનાર રહયું નથી." આટલું બોલ્યા પછી તેણીની સુંદર આંખોમાં પાણી આવી જતાં અને તેણીનો અવાજ ધ્રુજતો, જેથી તેણીના માયાળુ બાવાનું દેલું પીગળી જતું; અને તેવણ તેણી પર વધારે હેત કરતા. આ રીતે, જે સખતપણાથી અભ્યાસ કરતી વેળાએ તેણી સાથ વરતવામાં આવતું હતું, તેનો બદલો વળી રહેતો. જ્યારે તેણીએ જાણ્યું કે તેણીનું તેણીનાં બાવા પર કેટલું ચાલી શકે છે, ત્યારે તેણી હમેશાં તેવણ પર પોતાનું જોર અજમાવવા લાગી. જ્યારેબી તેવણ તેણીના ઓરડામાં આવતા ત્યારે તેણી હમેશાં રડતી, એવું દેખાડવા કે માણેકબાઈ તેણીપર કેટલો જુલમ પાડતાં હતાં.

જેમ જેમ તેણી મોટી થતી ગઈ તેમ તેમ આ વીચાર તેણીનાં મગજ પર વધારે મજબુત થતો ગયો. માણેકબાઈના હાથ હેઠલ પુખ્ત ગુજરાતી અને થોડી ઘણી અંગ્રેજીની કેળવણી લીધા પછી તેઓના અભ્યાસમાં વધારો કરવાને એક સારી કેળવાયલી અંગ્રેજ બાનુને રાખવામાં આવી. દીનબાઈ

સાધારણ હુશીયારી અને મેહેનતથી જે વખાણ મેળવતી હતી તે તેણીની બેહેનની વખાણ આગળ તો કુચ બીસાદમાં ન હતી. આઈમાયં ગાયનમાં, તેમજ વગાડવામાં, ચીતાર પાડવામાં અને શીખવાની બીજી દરેક બાબદમાં કુદરતીજ હુશયાર હતી. જેટલી હોરમજશાહ તેણીની ખુબસુરતી માટે હમેશાં તારીફ સાંભળતા હતા, તેટલીજ હમણા તેવણુ તેણીની હુશયારીની તારીફ બધાંને મોહડેથી સાંભળતા હતા. જેમ દીનબાઈની વખાણ કરનાર ફક્ત માણેકબાઈ એકલાંજ હતાં તેમ આઈમાયની નહી વખાણ કરનારબી ફક્ત તેવણુજ એકલાં હતાં. હોરમજશાહ આથી એમજ સમજતા હતા કે તેણી તેવણુની છોકરીના સારા ગુણો તરફ ખામખા આંધળી બનતી હતી અને તેથી તેવણુ ગુસ્સે થતા હતા. દીનબાઈ પોતાના બાવાની પોતા તરફની બેદરકારી માટે ફરયાદ કરતી ન હતી, કારણ કે તેવણ હમેશાં તેણી તરફ માયાળુ રહેતા હતા. પણ તેણીના બાવા તેણીને આઈમાય જેટલીજ ચાહે છે એવી કોઈ વેળાએ તેણી ખાતરી કરવા માંગતી હતી. તેથી તેણી પોતાનો સઘળો પ્યાર કે જે માટે તેણીનો બાપ તદન અંજાણ્યો હતો અને જે માટે આઈમાય તેણીને હસ્તી હતી, તે તેણી માણેકબાઈ અને પોતાના ભાઈ સોરાબ પર રેડી દેતી હતી. આ છેલ્લાને તો તેણી ઘણીજ ચાહતી હતી, અને જે પણ તેણીના પ્યારનો એક હસતા રમતા, ખોલાં દીલના છોકરા મીલાસ બદલો વાળી આપતો હતો. સોરાબને તેની કેળવણી માટે તેના બાપે મુંબઈમાં એક સગાંને ત્યાં રાખ્યો હતો, જ્યાંથી છુટીના દીવસો પર તે પોતાના બાવાને મળવા આવતો હતો. પણ જ્યારેબી તે ઘર આવતો હતો ત્યારે એક રીતે દીનબાઈ ખુશી તેમજ બીજે રીતે દલગીર પણ થતી હતી. દલગીર થવાનું કારણ એ કે, આઈમાય હમેશાં સોરાબ સાથે કજીઓ કરતી હતી. દીનબાઈ જાતે સબુરીવાલી હોવાથી અને વળી માણેકબાઈ પણ તેણી પર હેત કરતાં હોવાથી તેણી તેણીની બેહેનનું સઘળું સાંખી જતી હતી, અને એક ખોટી ચીજ શીવાય દરેક ચીજમાં તેણીની મરજી રાખતી હતી. સોરાબ કાંઈ તેવું કશું કરતો ન હતો, તે તો પોતાની બેહેનના કાલાવાલા છતાં જેને તે પોતાનો હક કહેતો હતો, તે જાલવવા ઉભો રહેતો અને બોલતો કે, "બાનું સાહેબ આઈમાય, જ્યારે સેવક ઘરમાં હોય ત્યારે કુટુંબ પર રાજ ચલાવવું નહી." આઈમાય પેહેલાં તો તેની સાથે કજીઓ કરતી અને પછી બાવા આગળ ફરયાદ કરવા જતી. તેવણુ કાંઈબી સમજ્યા વગર તેણીનું માનતા અને સોરાબને સખત ઠપકો આપતા, જે અણઘટતા ઠપકા સામે તે જુવાન છોકરાનું લોહી ઉશકેરાઈ આવતું અને પોતાના બાવાની આવી રાખરખાવટ ભરેલી ચાલ નહી ખમી શકાવાથી તે તેવણુને સામા જવાબો આપતો; આથી બાપ દીકરા વચ્ચે બોલાચાલી વધી પડતી, અને તેનો અંત લાવવા સોરાબ ગુસ્સામાં ને ગુસ્સામાં દીનબાઈના ઓરડામાં ચાલી જતો. તેનો બાપ જો કે તેને ઘણો ચાહતો હતો, અને તેને માટે ઘણો મગરૂબ હતો, તોપણ દુવા માંગતો કે છુટીના દીવસો ક્યારે પુરા થઈ જાય.

જોકે ઘર સંસારી નાના કજીઆઓ આપણને નજીવા લાગે છે, તોપણ તે ખરેખરજ એક કુટુંબનાં સુખનો નાશ કરે છે; દીનબાઈ જોકે પોતા કરતાં આઈમાયપર તેણીના બાવા વધારે હેત દેખાડે તે ખમી શકતી હતી, પણ પોતાનાં વહાલા ભાઈ તરફ આવી અણઘટતી ચાલ તેવણ ચલાવે અને તેથી બાપ દીકરા વચ્ચે બોલાચાલી થાય તે તેણીથી ખમી શકાતું ન હતું. આવી વેળાએ તેણી ચુપચુપ પોતાના ઓરડામાં ચાલી જતી, કે રખેને સોરાબનો બચાવ કરવા જતાં પોતાનો મીજાજ તેણી ખોહી દે અને પોતાના બાપ તરફની ફરજ ભુલી જાય. માણેકબાઈએ બચપણથીજ દીનબાઈને એવી તો સરસ કેળવણી આપી હતી કે તેણી નાદાન હોવા છતાં કાંઈ પણ દુઃખ સામે લડત ચલાવી શકતી હતી. જ્યારે દીનબાઈ અઢાર વરસની હતી ત્યારે માણેકબાઈ મરણ પામ્યાં, અને આ જુવાન છોકરીનાં માથાં પર ઘરનો સઘળો કારભાર આવી પડ્યો; આએજ વેળાએ તેણીનો વહાલો ભાઈ સોરાબ પણ તેણીથી છુટો પડ્યો. હોરમજશાહનો મી૦ હેમીલટન નામનો એક જાની અંગ્રેજ દોસ્ત હતો, જે સરજન મેજરનો મોટો ઓધો ધરાવતો હતો; તેવણુ વારંવાર હોરમજશાહને ત્યાં મુલાકાતે આવતા હોવાથી તેવણુના કુટુંબ સાથ પલોટાઈ ગયા હતા. સોરાબ તો તેવણુનો એટલો માનીતો થઈ પડ્યો હતો અને તેની ચાલાકીથી તેવણુ એટલા તો છક થઈ જતા કે વારેઘડીએ તેવણુ ઉલટમાં આવી જઈ તેને પુછતા કે "મોટો થઈ તું શું થવાનો છે;" સોરાબ તુરતજ જવાબ આપતો, "હું તો તમારી માફક મોટો સરજન થવશ." અને આ રીતે સોરાબની વલણ પોતાના ધંધા તરફ જોઈ સરજન હેમીલટન ઘણાજ મધન થઈ જતા. તેવણુને પોતાને પણ કાંઈ છોકરાં ન હોવાથી તેની પર એટલો તો પ્યાર રાખતા હતા કે એક દીવસે તેવણે હોરમજશાહને સમજાવ્યું કે સોરાબને પોતા સાથે વેલાત મોકલે, અને કહ્યું કે તેવણુ તેને પોતાના દીકરા દાખલ ગણી ખરાં દીલથી તેની સંભાળ લેશે અને ઉંચી કેળવણી આપ્યા પછી તેની મરજી માફકના ધંધામાં નાખશે. હોરમજશાહે પહેલાં તો આનાકાની કીધી, પણ સોરાબ અને મી૦ હેમીલટનના કાલાવાલાથી તેવણુ અંતે પીગલ્યા. આ પછી ત્રણ મહીને સોરાબ પોતાની ભારે ખુશાલી અને પોતાના કુટુંબની ભારે દલગીરી વચ્ચે મી૦ હેમીલટન સાથે ઇંગ્લંડ જવા ઉપડી ગયો. આ રીતે દીનબાઈ પોતાનાં બે સૌથી વહાલાંઓથી છુટી પડી; માણેકબાઈથી તો સદાની અને સોરાબથી તેણી ધારતી હતી તેમ, થોડા વખત માટે.

ઉપર કહ્યું તેમ દીનબાઈને માથે અઢાર વરસની જુવાન વયે ઘરનો સઘળો કારભાર પડ્યો, જોકે આઈમાય માણેકબાઈનાં મરણથી ખુશી તો નહીજ થઈ હતી તોપણ તેણીને એવું લાગ્યું કે તેણી જુલમમાંથી છુટી. દીનબાઇ માણેકબાઈનાં મોત, પોતાના ભાઈની જુદાઈ, અને ઘરનો કરકસરયો ખરચ માથે આવી પડવાથી લગાર દલગીર દીસ્તી હતી, જેથી આઈમાય તેણી સાથે ચીડદાં કાડ્યા કરતી હતી. જુવાન, રમતીઆલ, હસ્તી રમતી આઈમાયને ઘર ખરચની શું ખબર હોય? એ તો આ-

પણામાં કહેવત છે તેમ "ઘર [illegible] [illegible] [illegible] ગામ ચલાવે તે ગામનો વેરી. [illegible] હોરમજશાહ જે આડા ખરચો કરતા [illegible] ઘણું લાગતું હતું, જોકે તેવણ કાંઈ છેક પોતાની [illegible] ખરચ ન કરતા હતા, તોપણ કેટલીક ચીજો એવી હતી કે જે તેવણની છોકરી ખમી શકતી ન હતી. ઘેરનો કારભાર સારી રીતે ચલાવવા માટે દીનબાઈ પોતાથી બનતી મેહેનત કરતી હતી, અને હોરમજશાહ પણ તેવણને ઘરમાં મલતાં સુખથી અજબ થતા હતા; તેવણે માણેકબાઈને કોઈ દીવસે ઘર ખરચની બાબદમાં પડવા નહી દીધાં હતાં. તેવણ તો એમજ સમજતા હતા કે સઘળો ખરચ પોતેજ કરતા હતા, જ્યારે ખરેખર તો તેવણના કારભારીઓ મનભાવતો ખરચ કરતા હતા. ચાલાક અને અનુભવી માણેકબાઈ આ સઘળું જોતાં હતાં અને તેથી તેવણે દીનબાઈને ઘર ચલાવવાની વધારે સંભાલથી કેળવણી આપી હતી, કે જ્યારે તેણી ઉમરે પુગે ત્યારે તે ઉપયોગી થઈ પડે. જો માણસો પેલી દુન્યામાંથી પોતાનાં વહાલાંઓને આ દુન્યામાં જોઈ શકતાં હતે તો માણેકબાઈ પોતાની મેહનતનો આવી સારી રીતે બદલો વાલી આપેલો જોઈ ખચીતજ ખુશી થતે. હોરમજશાહ ફકત ખુશી અને અજબ થતા હતા એટલુંજ નહી, પણ પોતાની નરમાસવાલી, સાચ્ચાં હૈયાંની દીકરી તરફ માનની લાગણીથી જોતા હતા, કે જે લાગણી તેવણ પોતાનાં ધણીઆણી શીવાય બીજાં કોઈ તરફ ધરાવતા ન હતા. જો દીનબાઈને આ સઘળું ખબર હતે તો તેણી પોતાનો બદલો મલી રહેલો સમજતે.

દીનબાઈ ઘરની સઘલી જંજાલો સબુરીથી ખમતી હતી પણ આઈમાય જે આડે રસ્તે ચાલતી હતી, તે તેણીથી દેખી શકાતું ન હતું. તેણીને ખબર હતી કે તેણીની ગાચાબરી શીખામણોને તેણી ગણકાવતી ન હતી. આઈમાય જ્યારે મતલબ હોય ત્યારે પોતાની બેહન તરફ ઘણોજ પ્યાર બતલાવતી હતી, કદાચ તેણીની શીખામણો પણ સાંભળતી હતી, પણ એ સઘળું થોડોજ વખત ચાલતું હતું; તેઓની એક સાકરબાઈ મેહેતા નામની પૈસાવાલી સગી હતી, જેની સાથે આઈમાએ હદથી જ્યાદા દોસ્તી બાંધવાથી દીનબાઈ તેણીની ચાલનું અવલોકણ કરતી હતી. આએજ સ્ત્રીની ફુસલવણીથી આઈમાય માણેકબાઈને ધીક્કારવા શીખી હતી અને તેણીનીજ સમજાવણીથી હોરમજશાહ આઈમાયને તેણી સાથે વધતો ઓછો વખત રહેવા દેતા હતા. મેહતાનાં સાકરબાઈ દુન્યાનાં ખાયેલ બઈરાં હતાં. તેવણે ઘણી દીવાળી જોઈ હતી. તેવણ ઠંડાં હૈયાંનાં, સર્વે લોકોમાં જાણીતાં અને બપકા સપકામાં ચરી રહેલાં હતાં. તેવણનાં ઘરમાં આજના સુધરેલા કહેવાતા જવાનો એકઠા મલતા હતા, જ્યાં તેઓ નીરદોષોની નીંદા કરવામાં મજાહ મેલવતાં હતાં. આવા મેલાવડામાં ચૌદ વરસની ઉમરથીજ આઈમાય બેલાવા લાગી; સાંજ તેણીની અતીશય ખુબસુરતી, ચાલાકી, હુશયારી, અને હાજર જવાબીની ઘણી વખાણ કરવામાં આવતી હતી. સતર વરસની ઉમરે તો તેણીમાં સાકરબાઈના ઘણા ખરા ગુણો ઉતરયા.

[illegible] સાકરબાઈ [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] [illegible] સાકરબાઈ [illegible] [illegible] ઘુનાજ જેવી શીશીયારીખોર સહીઓની પતરાજીખોર વાતોથી ખરેખર દીનબાઈ ઘણીજ નાખુશ થતી હતી, પણ એ સઘળાંમાં આઈમાય તો ખરાં દીલની મજાહ મેલવતી હતી.

પણ દીનબાઈના એકાંતવાસનો સારો ભાયજો થોડા વખતમાંજ છેડો આવ્યો. તેઓનાં સગાંને ત્યાંનાં લગનમાં મંચેરશાહ મરચંટ નામના જવાન તરફ બંને બેહેનોનું ધ્યાન ખેંચાયું. આઈમાયનું તે ગ્રહસ્થના દમામભરેલા દેખાવ અને શરમાલપણાથી; અને દીનબાઈનું તેણીએ તેવણને વાસતે સાંભળેલી એક વાત પરથી; મંચેરશાહના બાવાને તેવણની સખાવત અને સરકારની વફાદારીથી કીધેલી ચાકરી માટે એક ઊંચો ખેતાબ આપવાની માંગણી સરકાર તરફથી કરવામાં આવી હતી. આ ખબર તે ગ્રહસ્થને તેવણનાં મોતનાં બીછાનાં પર મલી અને તેવણે તે માન ઘણાજ ધીમા અને ધ્રુજતા સાદે ઉપકાર સાથ ના પાડયું; આથી તે ખેતાબ તેવણના છોકરાને આપવાની માંગણી થઈ. પણ મંચેરશાહ મરચંટ તેવણના બાવાના ફેશનેબલ ચેલા અને સાથી ન હતા, તેવણ ગંભીરતા અને સ્વતંત્રપણાથી બોલ્યા કે તેવણના બાવાની સેવાનો બદલો તેવણને લેવાનો કશો હક ન હતો; કે તેવણ માનતા હતા કે તેવણના બાવાએ પણ તે માન ના પાડયું હતે, કારણ કે તેવણ આ ચાંચાઈનાં પુછડાં કરતાં સ્વતંત્રપણાને વધારે પસંદ કરતા હતા. તેવણે સરકારનો ઘણોજ આભાર માન્યો અને મક્કમપણાથી આ માન કબુલ કરવા ના પાડયું, અને ઉમેરયું કે તેવણના બાવાનું નામજ તેવણનો સૌથી વહાલો અને અમુલ વારસો હતો.

અલબત, તેવણે આ માંગણી નામંજુર રાખ્યાથી ફેશનેબલ લોકો તેઓ પર વધતા ઓછા ટીકા કરવા લાગયા. કેટલાકો આ વીચારને ઘેલાપણું સમજતા હતા; કેટલાકો ધારતા હતા કે તેમાં કાંઈ મતલબ હતી, કે જે થોડા વખતમાં માલમ પડશે—લગભગ સર્વે તેવણને અજાએબીથી જોતા હતા—જ્યારે થોડાકોજ તેવણની આ ચાલને વખાણતા હતા. આ વખાણ કરનારાઓમાં એકલી દીનબાઈજ નહી પણ હોરમજશાહ પોતેબી હતા, જેવણ જો કે નબળાં મગજના હતા, તોપણ ગાન ભરેલાં સ્વતંત્રપણાંને વખાણનાર હતા.

મંચેરશાહ મરચંટ સર્વે લોકોમાં ઘણા પલોટાઈ ગયા હતા અને સર્વેના માનીતા થઈ પડયા હતા. આઈમાય તેણીની ખુબસુરતીથી આ જવાનને બીજાઓ માફક લલચાવી પોતાની જાલમાં ફસાવવા માગતી હતી. તેવણનું શરમાલપણુંજ તેણીની આ ઈચ્છાઓને વધારે મજબુત કરતું હતું; પણ તેમ કરવાની તેણીએ ફોકટમાં કોશેશ કીધી. પેહેલે દીવસેજ તેણી તદન નાસીપાસ થઈ ગઈ અને તે દીવસથી તેણી તેવણને ધીક્કારવા લાગી, પણ જ્યારે તેણીએ ખરો ભેદ જાણ્યો કે તેવણ તેણીની બેહેનને વખાણનાર હતા, તેણીની વાતમાં મજાહ મેલવતા

હતા, અને ખુલી રીતે તેણીને [illegible] હતા, સારે તો તેણીનો [illegible] [illegible] ... [illegible] રીતે ફેજ[illegible]વા લાગી.

દીનબાઈ આ સઘળું મુગે મોહડે ખમ્યા કરતી હતી. તેણી મંચેરશાહ મરચંટ તરફ ધીક્કારની નજરથી જોતી નહી હતી, તેમ બનતી કોશેશથી તેણી તેવણ પર વધારે આશા પણ નહી બાંધતી હતી, કારણ કે તેણીએ સાંભળ્યું હતું કે તેવણ જે બાનું સાથે ઘણાં વરસો સુધી અદરાયલા હતા તેણીનાં મરણથી તેવણ હજી શોકમાં હતા, અને તેણી માટે ખરાં દીલનો વીલાપ કરતા હતા. ૭ માસ પછી જ્યારે તેવણે તેણી આગળ પોતે શું શું દુઃખો ખમ્યાં હતાં તેનું વર્ણન કીધું, અને જ્યારે તેવણે પોતાનો હાથ તેણીને આપવાની માગણી કીધી, ત્યારે તેણીની ખુશાલીનો પાર રહયો નહી. હોરમજશાહે પણ મગરરી અને ખુશાળીથી આ માગણી કબુલ કીધી અને તેવણની વડી છોકરી વીશ વરસની ઉમરે પરણી. જો કે મંચેરશાહને સોદો ચઢરમ તરીકે ધારતા હતા અને તેની તરફ ઘણી સખતાઈથી જોતા હતા, તોપણ જે કુટુંબોમાં પરણવા લાયક છોકરીઓ હતી, તેઓ તરફથી દીનબાઈની અદેખાઈ થવા લાગી.

[સાંધણ છે.] TWO OLD MAIDS.

---

**એક એમુલો નેકલેસ**—રાણી મારગેરીતા પાસ એક પરવાળાનો નેકલેસ હતો, જે તેણી રાત અને દહાડો પેહડી રાખતી હતી. જો તેણી કોઈ વેળા એવો પોશાક પેહરતી કે જેની ઉપર તે સારો નહી લાગતો, તો તેણી તે "ડ્રેસ"ની નીચે ઢાંકેલો રાખતી. નીચલી બોધ આપનારી વાતો એ નેકલેસ માટે કહેવાયલી છે.

એક દીવસે ઇતલીનો ક્રાઉન પ્રીન્સ વીકતર એમેનુએલ પોતાના શીક્ષક સાથ વેનીસ શેહરમાં ફરવા નીકળ્યો; એક ઝવેરીની દુકાન પર તેણે કેટલાંક પરવાળાં દીઠાં, કે જે તેને ઘણાં પસંદ પડયાં. "હું એ મારી માને માટે ખરીદ કરીશ," તે બોલ્યો, અને ઝવેરીની દુકાનમાં દાખલ થઈ તેની કીમત પુછી. તે રકમ સાંભળી બોલ્યો કે "મારી પાસ હમણાં એટલા પૈસા નથી, પણ હું તમુને એક માંગણી કરૂંચ, હું હમણાં પાંચ પરવાળાં ખરીદું છું, અને બાકીનાં તમે મારે માટે રહેવા દેજો, અને જ્યારે પણ મારી પાસ પૈસા બાકી રહેશે કે હું તમારી ઉપર મોકલીશ, અને તેમાંથી જેટલાં આવે તેટલાં મોકલ્યા કરજો." એ પ્રમાણે સાટું નકી થયું, પણ શાહજાદાને પોતાની માને આ નેકલેસની ભેટ આપતાં બે વરસ થયાં. જ્યારે રાણીને તે કેવી રીતે ખરીદયો હતો તેની ખબર થઈ, ત્યારે તેણી પર ઘણી અસર થઈ અને પોતાના બેટાને કહયું કે "આ હું મારાં સઘળાં ઘરેણામાં સઉથી કીમતી ગણું છું, અને તે હમેશાં હું પેહડી રાખીશ, કારણકે તે મને તારા મારી તરફના કોમળ પ્યારની હમેશાં યાદ આપશે."

---

ધણીઆણી—"જુવાની હમણાં કોઈએ એવી ચોપડી કહાડીય કે "પરણીયા છતાં કેમ સુખી થવું."

ધણી—"તે તો હું ત્રણ બોલમાં કરી આપું."

ધણીઆણી—"તે શું?"

ધણી—"છુટા છેડા કરો!"



# મીસન બાવાનું વસિયત.

### એક ઘણી અજાયબ જેવી રસીલી વાતો.

## પ્રકરણ ૧૯ મું.

### શોર્ટની ધારાને લગતી વાતચીત.




મ મીસન, શું ખબર છે? કાંઈ જમવાનું ઈજન કરવા આવ્યા છો કે?" મીં જોન શોર્ટ પુછયું, "હું તો તમુને મારૂં એક કુલ સમજ્યો."

"હા દોસ્ત તેમજ છે," પુસતેસે જવાબ દીધો. "પહેલાં તો હું તમારા ભાઈને ત્યાં ગયો હતો, પણ તેવણે મને અહીં આવવાની સલાહ આપી એવું જણાવ્યું કે તેવણના ધંધાના કાયદા પ્રમાણે સોલીસીટરની હાજરી વીના તેવણથી એક કુલને મલી શકાય નહી."

"બરાબર છે મીસન, મારા ભાઈ જેમ્સે જે કહ્યું તે તદન વાજબી છે, અને હવે મેહરબાંની કરી તમારૂં કામ જણાવશો?"

"હા, પણ કેસ લગાર લાંબો હોવાથી અને વળી તમારા ભાઈ બરાબર બે વાગે આપણ બંનેની પોતાને ત્યાં રાહ જોનાર હોવાથી, હું ધારૂંછું કે આપણે ગાડી મંગાવી પહેલાં તેવણની હારીસમાં જઈએ તો ઠીક; પછી ત્યાં હું ધીરજથી તમો બેઉ આગળ એકદમ મારો કેસ કહી સંભલાવશ."

"ઠીક, ધારા પ્રમાણે તો હું મારી હારીસમાંથી આ વખતે કોઈ પણ દીવસે બહાર જતો નથી, કારણ તેથી મારાં કુલોને અડચણ થાય છે, મુખ્ય કરી જેઓ દુરવેરથી આવે છે તેઓને; પણ વારૂં ચાલો, આજે તો તમારે ખાતર આવીછું; વીલીઅમ!" આમ કહી તેવણે તે નાના છોકરાને હાંક મારયો, અને કહ્યું, "જો કોઈ મને મળવા આવે તો કહેજે કે હું ઘણા અગતના કામસર મીં શોર્ટની આરીસમાં તેવણને મલવા ગયો છું અને સાડા ત્રણ વાગામાં પાછો ફરશ."

"હા સાહેબ," વીલીઅમે જવાબ દીધો, અને તેઓ આરીસનો દરવાજો બંધ કરી બહાર નીકળ્યા.

પુસતેસ તેના સોલીસીટર સાથે તે બારીસટરની હારીસમાં આવી પુગો. અરે! જ્યારે આપણા જેમ્સ બારીસટરે પહેલીજ વાર પોતાની આરીસમાં એક ખરા સોલીસીટરને એક ખરાં કુલ સાથે આવતાં જોયો ત્યારે તેનું હૈયું મગરૂબીથી કેવું ફુલાઈ ગયું. જો તે સોલીસીટર તેના જોડયા ભાઇને બદલે કોઈ બીજો, અને તેનું કુલ તેના જાની દોસ્તને બદલે કોઈ બીજું હતે તો તે ખરેખર વધારે ખુશ થતે; તોપણ જે હતું

તે માટે હાલ તો તેણે ખરાં દીલથી સુગરાનાં કરી સંતોષ પકડયો.

"ગ્રહસ્થો, મેહરબાની કરી બેસશો?" તેવણે લગાર દમામથી કહ્યું. તેઓએ તેમ કીધું.

"અને હવે, ગીસન, હું ધારૂંછું કે જે બાબદ પર તમે મારી સલાહ માંગતા હતા, તે બાબદ તમે મારા ભાઈને સમજાવી તો હશે."

"નહી, મેં હજી તેમ નથી કીધું," સુસતેસે કહ્યું, "મેં ધારયું કે તે તમો બંનેને એકી વખતેજ કહું."

"હું હું હું! એ કાંઈ તમે બરાબર કીધું નહી," બેરીસ્ટર સાહેબ બોલ્યા, "જે ધંધો ચલાવવાનું માન હું ભોગવુંછું, તેના કાયદા પ્રમાણે તો આવી રીતે કામ પાડવું ન જોઈએ, કાગજો પણ અહીં રેજુ કરવાં જોઈએ, પણ વારૂં, જ્યારે તમે ઉતાવળમાંજ છેઓ ત્યારે તો હું તે અખાડા કરી જવશ."

"ઠીક કીધું," સુસતેસે જવાબ દીધો. "વારૂં હું તો અહીં વીલને વાસ્તે આવ્યોછું."

"તે તો હું જાણુંછું" જેમ્સે કહ્યું, "પણ કયું વીલ અને તે કયાં છે?"

"તે વીલ મારી તરફેણમાં છે અને તે એક સ્ત્રીની ગરદન પર છુંદણાં પાડી કરવામાં આવ્યું છે."

આ સાંભળી તે બંને જોડયાઓ એકી વખતે પોતાની ખુરશીઓ પરથી ઉઠી ઉભા થયા અને સુસતેસ તરફ એવા તો હસી કહાડવા જોગ દેખાવ અને ઢપે જોયું કે તે બાપડાથી તેઓનાં મોઢાંપરજ ખડખડ હસી પડયા વીના રહેવાયું નહી.

"મી૦ મીસન, તમે અહીંયાં મશકેરી કરવા તો નહીજ આવ્યા હશો," જેમ્સે સખતાઈથી કહ્યું, "અમારી મજાખ કરવાથી શું પરીણામ નીપજે તે તો તમે સારી પેઠે જાણતા હશો."

"અચીત મીસન" જોને ઉમેરયું, "તમે જો અમારી તરફ પુરતું માન ધરાવતા હોવો તો આવી રીતનાં ચેડાં કદી કહાડો નહી."

"અરે નહીજતો વળી, હું ખાતરીથી કહુંછું કે મેં જે કાંઈ કહ્યું છે તે બરાબરજ છે અને વીલ ખરૂંજ છે."

"ચલાવો વારૂં" જેમ્સ પાછા પોતાની ખુરસીપર બેસી બોલ્યા, "દેખઈતી રીતે આ એક ઘણોજ અસાધારણ "કેસ" છે."

"હા તેમજ છે દોસ્ત," સુસ્તેસ બોલ્યો, "અને હવે હું જે કાંઈ કહું તે સાંભળો;" આમ કહી તેણે તેઓને સઘળી બીના ઘણો ભાર મુકી કહી સંભળાવી.

પુરૂં થયા બાદ જોને લગાર ગુચવાડા ભરેલા દેખાવે જેમ્સ તરફ જોયું, આ કેસ તેવણને સમજ પડે તેવો ન હતો, જોકે જેમ્સને પણ તેમજ લાગતું હતું તો પણ તેવણે કશો તેવો દેખાવ કીધો નહી; તેવણ નીચલા કાયદાને હમેશાં પોતાના મનમાં ગોખી રાખતા હતા, કે જે કાયદો દરેક જુવાન બેરીસટરે પોતાનાં મનમાં ગોખી રાખવો જોઈએ—"કદી પણ અજ્ઞાનપણું દેખડાવી દેતા ના."

તેવણ ધારાને લગતી ચોપડીઓનાં પાનાં ઉથલાવી બોલ્યા કે વીલ લગાર અજબ જેવું અને ગુચવાડા ભરેલું હતું; વળી એમ પણ કહ્યું કે, તે ઉપર તારીખ ન હોવાથી તે કાંઈ રદ થઈ શકશે નહી. લેડી હોમહરસ્ટની સાક્ષીથી સાબેત થઈ શકશે કે ઓગણીસમી ડીસેમબરે જ્યારે કેનગરૂ ડુબી ગઈ ત્યારે વીલ ઓગસ્ટા સ્મીધર્સનાં શરીર પર હતું નહી, અને વલી મીસીસ થોમસની શાક્ષી પુરવાર કરશે કે નાતાલને દીવસે (૨૫ મી ડીસેમબરે) જ્યારે મીસ સ્મીધર્સને બચાવવામાં આવ્યાં ત્યારે તે તેણીનાં શરીરપર હતું. એ પરથી ખુલ્લે ખુલ્લું જણાશે કે વીલ ૧૯ મી અને ૨૫ મી ડીસેમબરની વચમાં કરવામાં આવ્યું હતું.

"બરાબર તેમજ," સુસતેસે તેવણની વાએજી સાંભળી કહ્યું, "ખરેખર આ કેસનો ફડચો તમેજ કરી આપશો; વારૂં, પણ હવે આપણે શું પગલાં ભરવાં જોઈએ? મને તો મોડું થઈ જાય તેની ધાસ્તી લાગે છે, કારણ "પ્રોબેટ" બી નીકલી ચુકયાં છે."

"પ્રોબેટ નીકળી ચુક્યાં છે!" જેમ્સે ગુસ્સાથી કહ્યું, "અને શું આપણા ધારા એટળા બધા અશકત છે કે ભુલ ભરેલાં, સંદેહથી નીકળેલાં "પ્રોબેટ" રદ ન કરી શકે? ખચ્ચીતજ નહી. પહેલાં સઘળું ઘટતું કરયા પછી તરતજ આગળાં "પ્રોબેટ" ને રદ કરવા એક ખત કહાડવું પડશી, અને એવો દાવો ઉઠાવવો પડશે કે કોરટે છેલાં વીલને ખરૂં ગણવું; પણ થોભો, આ વીલનો કોઈ "એકઝીકયુતર (ભરનારે પોતાનું વસીઅતનામું અમલમાં લાવવા સારૂ નીમેલો પુરૂષ) નથી અને આ એક ઘણી અગતની બાબદ હોવાથી વહીવટ કરવાનું મુખત્યારનામું કે જેની સાથે વીલની નકલ જોડી હોય છે, તેને વાસ્તે અરજ કરવી જોઈએ; હું ધારૂંછું કે એજ રસ્તો ઠીક છે."

"પણ તમે મીસ સ્મીધર્સને વહીવટ કરવાનાં મુખત્યારનામાં સાથે કેમ જોડશો? સુસ્તેસે પુછયું.

"એપરથી મને યાદ આવે છે," જેમ્સે ઉપલા સવાલપર ધ્યાન આપ્યા વગર પોતાના ભાઈ તરફ ફરી કહ્યું, "કે તમે મીસ સ્મીધર્સને રેજીસત્રારની આફીસમાં એકદમ "ફાઈલ"* કરવાં જોઈએ અને તે લખાણની બાબદમાં ધારા પ્રમાણે સોગંદનામું તૈયાર કરાવવું જોઈએ."

"બરાબર છે, બરાબર છે," જોને જાણે આ કામ દુન્યામાં સૌથી સેહલમાં સેહલ હોય તે પ્રમાણે કહ્યું.

"શું બોલ્યા?" સુસ્તેસ ઘભરાઈને બોલ્યો. તમે એક બાનુને "ફાઈલ" કરી શકો નહી, તે નહી બને તેવું છે."

"નહી બને કે બને, તો પણ કાંઈબી બીજાં વધારે પગલાં ભરવામાં આવે તે આગમજ એ તો કરવુંજ જોઈએ. થોભો વારૂં, મારા સાંભળવા પ્રમાણે સમરસેટ હાઉસની બેઠકમાં આ વેળા ડાકટર પ્રોબેટ રેજીસત્રાર છે, તમે આવતી કાલે જઈ તેવણને મલો તો ઠીક. "બરાબર છે" જોને કહ્યું.

"હવે હાલ તો એટલું બસ થશે, અલબત તમે જેમ બને તેમ ઝડપથી સઘલો ખોલાસો અને બીજાં કાગજો મારી પર મોકલાવી દેજો. હું ધારૂંછું કે મારા શીવાય બીજા ધારાના હીમાયતીઓને તમે રોકશો."

* દસતાવેજમાં પત્રક દાખલ કરવું.

ને તેની જુવાનીમાં જ્યારે આવી સ્ત્રી એક ભાગ્યશુ દાખલ મલે છે, ત્યારે તે ખરેખરીજ સુખી અને નસીબવંત કહેવાય-છે. હવે હું મારી વાએજી ખતમ કરૂંછું અને ખરાં દીલથી તમો બંનેને સુખ અને તંદરોસ્તી ચાહુંછું;" આમ બોલી તેવણુ ચમપીનનું એક ગલાસ ગટાવી ગયા અને કાંઈ એવા તો ખુશ મીજાજી અને માયાળુ દીસવા લાગ્યા કે સુસતેસ અને ઓગસ્ટા બંનેએ ખરાં દીલથી તેવણુનો ઉપકાર માન્યો અને તે દીવસથી તેવણુ તેઓના હમેશ સુધીના ખરા દોસ્ત થઈ પડયા.

ખાનું પુરૂં થયા બાદ તેઓ સઘળાં હારીસમાં પાછાં ફરયાં, જ્યાં પેલો સબી પાડનાર તેના સઘળા સામન સાથે તેઓની રાહ જોતો બેઠો હતો. જ્યારે તેને શું કામસર ત્યાં બોલાવ્યો હતો તે વીશે સમજાવવામાં આવ્યું, ત્યારે તેની અજાએબી કેટલી હશે, તે કહેવાની કાંઈ જરૂર નથી. સબી લેતાં કાંઈ મુશકીલી પડી નહી, કારણુ ઓરડામાં રોશની પણુ માફકસરની હતી અને તે સબી પાડનારે કહ્યું તેમ ઓગસ્ટાની પીઠપરના કાલા ભમર જેવા અક્ષરો સબીમાં સેહલાઈથી જાણાઈ આવશે; થોડા વખતમાં તો તે લેવાઈ ચુકી અને બે ત્રણુ દીવસોમાં તૈયાર કરી આપવાની કબુલાત આપી તે ત્યાંથી ચાલી ગયો. હવે તેઓએ પણુ વધારે વખત ન થોભતાં ત્યાંથી રૂખસદ લીધી.

[ સાંધણુ છે. ] શીરીન પ૦ પાટક.

## અ દે ખા ઇ.

તમારાથી ચહડતી હાલત ભોગવતા તમારાં ભાઈબંધ મનુષ્ય તરફ અદેખાઈની નજરે જોતાં ના. એતાઓ, ભપકાદાર ઈમારતો, સુંદર બાગો અને ફાંકડી ગાડીઓ—એ સઘળું શું છે? બીજાંઓને તે ઘણું ભપકાદાર માલમ પડે છે, પણુ તેના માલેકને મનથી એ સર્વે દમ વગરનું છે; ગરીબ માણુસની સાદી ઈમારત કરતાં તેની ભપકાદાર ઈમારત કાંઈ તેને વધારે એંચાણુ કરનારી લાગતી નથી. જેવી બેદરકારીથી એક ગરીબ માણુસ પોતાનાં નાનાં ઘરમાં દાખલ થાય છે, તેવીજ બેદરકારીથી તે પોતાની ભપકાદાર ઈમારતના સુંદર ઓરડાઓમાં ફરે છે. ઊંચુ ચીતારકામ અને મોઘું ફરનીચર તેની નજર ખેંચતી નથી, માટે તમારે શું કામ તેની એવી હાલત માટે અદેખાઈ કરવી જોઈયે? તમે વીચાર કરો કે અદેખાઈ કરવા જોગ કેટલી થોડી વસ્તુ છે? શું તમે જાણતાં નથી કે જેની તમે અદેખાઈ કરો છો, તેની હાલત પણુ તદન સુખી નથી? શું અદેખાઈ કરવાથી તમારૂં દુઃખ ઓછું થશે? નહી, એટલું તો ખાતરીથી જાણુજો કે અદેખાઈના ખુરા દેવને જો તમે તમારાં અંતઃકરણુમાં પેસવા દીધો તો દુનયાના કાયદાથી ઉલટી રીતે તમોને તમારાં પોતાનાં દુઃખ ઉપ્રાંત બીજાં માણુસોને મળતી ફતેહ અને સુખ જોવાથી ઉપજતું દુઃખ કાંઈ થોડું થશે નહી, ત્યારે તમે દુઃખના સાગરમાં હાથે કરીને શું કામ પડવા જાઓ છો? જો તેની માફક કીર્તી મેળવવાની અને ચહડતી હાલત ભોગવવાની તમે આશા રાખતાં હોવો તો અદેખાઈ કરીને બેચેન થવાને બદલે યોગ્ય મેહનત કરો, અને કદાચ તેમાં તમે ફતેહ નહી પામો તોપણુ તેથી તમારૂં અંતઃકરણુ હમેશાં ખુશાલ રહેશે; પણુ અદેખાં માણુસનું અંતઃકરણુ હમેશનું બેચેન અને નાખુશ થઈ પડેલું હોય છે; જે બનાવો બીજાં માણુસોને અસંત ખુશાલી બક્ષે છે, તે બનાવો એક અદેખાં માણુસનાં જીગરમાં બેચેની અને ધીક્કાર ઉપજાવે છે. બીજાંઓની બાહાદુરી, ડહાપણુ, દોલત અને કેળવણી એ સર્વે તેઓની કંગાળયતનાં કારણો છે. કેવી કંગાળ અને અધમી આ હાલત! બીજાંઓની કીર્તી અને ચહડતી દોલતથી નાખુશ થવું અને તેમને ધીક્કારવું—કારણુકે બીજાં લોક તેમને ચાહે છે—એ કેવો ઘાતકી સ્વભાવ! બીજાંઓની લાયકાત અને ફતેહ માટે ખુશી થવું એ તો તેને માટે અશક્ય છે, એટલુંજ નહીં પણુ તે પોતાને એક એવી દુનીયામાં લાવી મુકે છે કે જ્યાં તેની એકલાની કંગાળીયત સામે દરેક માણુસ સુખ અને ચહડતી હાલત ભોગવે છે. તે કીર્તીના પાહાડની ટોચ ઉપર જવા માંગે છે, પણુ ઉપર ચહડવાની મેહનત [illegible] તેને પસંદ નથી, અને તેથી જે માણુસો પોતાની [illegible] ઊદયોગ અને ધીરજથી કીર્તીની ટોચ ઉપર ચહડે છે, તેઓની ચહડતી હાલત તે જોઈ શકતો નથી. એક વીદ્વાન કહે છે કે "અદેખાઈ કાંઈજ નહીં પણ દુઃખ અને દલગીરીનો [illegible] આપે છે. તે આળસાઈ અને અદાવતની મેળવણીથી બનેલી છે, અને જ્યાં આ બંને દુર્ગુણોની મેળવણી આવી, ત્યાં કંગાળીયતની હદ ક્યાં સુધી જાય તે વીચારવું સેહલ છે." [illegible] અદેખું માણુસ તેનો પોતાનોજ દુશમન છે, તે એક ઝેરી સાંપને ઉછેરીને મોટો કરે છે, કે જે તેના પોતાનાજ આત્માનો શીકાર કરે છે.

માટે બેહનો, આ ખુરી જાળમાં તમે શા માટે ફસો છો? સઘળી દોલત, સઘળો ભપકો અને સઘળી માલ મીલકત આ ફાંની દુનીયામાં છોડી આપણુને ચાલ્યાં જવું પડશે, અને જેને માટે તમે અદેખાઈ કરો છો તેના તો આવા હાલ [illegible] છે; તો એવાં વગર ભરોસાનાં ખાલી સુખની અદેખાઈ કરવા કરતાં ઈશ્વર ઉપર ભરોસો રાખી તેની મરજી પ્રમાણે [illegible] કરો, કે જેથી હમેશાગીનું સુખ મેળવવાને તમે શકતીવાન [illegible].

ધનબાઈ ર. શો[illegible].

સ્ત્રીની જીંદગી—એક જુવાન બાનુને સવાલ કરતાં [illegible] સ્મીથ કહે છે, "તમે તમારી જીંદગી કેમ પસાર કરો છો [illegible] તમને કાંઈ પણુ ખ્યાલ આવે છે? જો તમે (૭ર) બોંતેર [illegible] જીંદગી ગુજારો, (અને હું આશા રાખું છું કે તેટલી [illegible] તમો થશોજ) તો તમારી જીંદગી નીચલી રીતે પસાર [illegible] સતાવીસ વરસ ઉંઘ કાઢવામાં, નવ વરસ ડ્રેસ કરવામાં, [illegible] વરસ ખાવામાં, છ વરસ છોકરાંઓ સાથ રમવામાં, નવ [illegible] ચાલવામાં અને લોકોને મુલાકાત આપવામાં, છ વરસ [illegible] પર જઈ માલની ખરીદ કરવામાં, અને ત્રણુ વરસ હજામો [illegible].

"વીલ-તપાસવું જોઈએ" તે અજબ થયલા રેજીસ્ટ્રારે પુછ્યું, "અને તે, હું કેમ તપાસું?"

"તે તો હું તમુને સોંપું છું સાહેબ," જોન શોર્ટે તે બીધેલા રેજીસ્ટ્રારનાં મોઢાં તરફ જોઈ કહ્યું. "વીલ આ બાઈની પીઠ પર કરવામાં આવ્યું છે અને હું ફરીયાદી તરફથી દસ્તાવેજો સાથે મુખત્યારનામું મેળવવાની અરજ કરૂં છું."

લેડી હોમહરસ્ટથી હસી પડાયું અને તે રેજીસ્ટ્રાર અજાયબી અને ગુંચવાડાથી એક મુરખ મીસાલ તેઓ તરફ જોવા લાગ્યા.

"ઠીક" તેવણ અંતે બોલ્યા, "હું ધારૂં છું કે મારે એનો નીવેડો આણવો જોઈએ," આમ કહી તેવણે ઓગસ્ટાને તે વીલ બતલાવવાની અરજ કીધી.

ઓગસ્ટાએ પોતે પેહરેલા ઉઘાડા પોશાક ઉપર ઓઢેલી સફેદ રેશમી શાલ કહાડી તે વીલ તેઓને બતલાવ્યું.

તેઓ બંને તે ઘણીજ અજાએબીથી જોવા લાગ્યા અને પછી તે ઉપર તારીખ ન દીસવાથી તે રેજીસ્ટ્રાર પોતાને મનસે બોલ્યા કે તે કદાચ વધારે હેઠલ કરવામાં આવી હશે અને કપડાંથી ઢંકાઈ ગઈ હશે.

"નહી, તારીખ છેજ નહી," ઓગસ્ટાએ તેની ભુલ ભાંગી; "મારેથી વધારે ખમાયું નહી; આ સઘળું એકી વખતે કરવામાં આવ્યાથી હું ઘણી નાતવાન થઈ ગઈ હતી."

"હું ખાતરીથી કહુંછું કે તેમાં હું કાંઈજ અજાએબી જોતો નથી, હું ધારૂંછું કે સૌથી બહાદુરી ભરેલું કામ તમે કીધું છે." તેવણ તેણીને નમીને બોલ્યા.

આથી યુસતેસ વળી પાછો ફફડયો અને બડબડવા લાગ્યો.

"ઠીક," તેવણે આગળ ચલાવ્યું, "તારીખ ન હોવાથી માર વીચાર પ્રમાણે વીલ કાંઈ રદ થતું નથી, પણ અલબત એ કેસ વીશે મારેથી તો કાંઈ વીચાર અપાય નહી. મને એમાં કાંઈ સમજણ નથી અને વળી એ કાંઈ મારૂં કામબી નથી. પણ હવે મીસ સ્મીથર્સ, તમે જ્યારે અમારી આફીસ સુધી આવ્યાં છો ત્યારે તો મેહરબાની કરી મને જણાવશો કે તમારી સાથે કેમ કામ પાડવું? અલબત તમુને કાંઈ બીજા વીલ [illegible]બંધ તો કરી શકાય નહી, અને વળી કોરટના ધારા [illegible] વીલ પાછું અપાયબી નહી, શીવાય કે કોરટની ખાસ પરવાનગી મેલવી હોય; વળી હું તમુને અહીંયાં રહેવાનો હોકમ [illegible] કુદરતનાં છુટાપણાંપર મારી હકુમત ચલાવી શકતો નથી, [illegible] આવા સંજોગે તમે જુઓ છો કે, આ વીલનું શું કરવું [illegible]શે. હું ગુંચવાડામાં આવી પડયોછું."

"[illegible] એવી સુચના કરવા માગુંછું, સાહેબ," મી॰ શોર્ટે કહ્યું, "[illegible]ની એક સાબેત કીધેલી નકલ તમે "ફાઈલ" કરવી [illegible] અને સોગંદનામામાં તેમ કરવા વીશે સમજણ આપી [illegible] ખાસ ફકરો ઉમેરવો જોઈએ."

"[illegible]," રેજીસ્ટ્રાર પોતાનો આઈગ્લાસ લુછતાં લુછતાં બોલ્યા, "[illegible]થી મને એક બીજો ખ્યાલ આવે છે, જો મીસ સ્મીથર્સ [illegible] કરે તો વીલની નકલ લેવાને બદલે આપણે તેની [illegible] લઈ "ફાઈલ" કરીએ. મીસ સ્મીથર્સને તેથી સેહજ અડચણ ખમવી પડશે, પણ તેથી આગળ ચાલતાં તે વીશે વધારે કાંઈ પણ સવાલ ઉઠી શકશે નહી."

"તેમ કરવા દેવામાં તુને કાંઈ અડચણ છે, મારી દીકરી?" લેડી હોમહરસ્ટે પુછ્યું.

"નહી, કાંઈબી નહી, હાલ તો હું એક જાહેર મીલકત થઈ પડીછું!"

"ઠીક છે ત્યારે તો," તે રેજીસ્ટ્રારે કહ્યું. "અહીંયાં નજદીકજ એક સબી પાડનાર છે, જેવણ વારે ઘડીએ મારી આગળ કામસર આવે છે; હું તેવણને લખીને પુછાવુંછું કે હમણાં આવી શકશે કે નહી."

થોડી પળમાં તો તે સબી પાડનાર તરફથી જવાબ આવ્યો કે તે હમણાં તો રોકાયલો છે, પણ ત્રણ વાગે મોટી ખુશીથી આવશે.

"ઠીક, પણ જ્યાં સુધી સબી લેવાય નહી ત્યાં સુધી હું મીસ સ્મીથર્સને અહીંથી બહાર જવા દઈ શકતો નથી," તેવણ બોલ્યા, અને કામ પુરૂં થયલું હોવાથી સુચવ્યું કે પાસેનાં હોટેલમાં જઈ તેઓ બપોરનું ખાનું લે.

લેડી હોમહરસ્ટને પણ ઘણી ભુખ લાગેલી હોવાથી તેવણે મોટી ખુશીથી કબુલ કીધું અને જોન શોર્ટ શીવાય તેઓ સઘળાં લેડી હોમહરસ્ટની ગાડીમાં બેસી હોટેલમાં ગયાં. ઉપલા ગ્રહસ્થને કામ હોવાથી, ત્રણ વાગે પાછો ફરવા કહી પોતાની હાફીસ તરફનો રસ્તો લીધો.

ખાનું ખાતી વેલાએ રેજીસ્ટ્રાર સાહેબે યુસતેસ અને ઓગસ્ટાની સલામતી લેતાં કહ્યું, "મેં લેડી હોમહરસ્ટ તરફથી સાંભળ્યું છે કે તમો બંને થોડા વખતમાં લગનના પવીત્ર ગાંઠથી જોડાશો; મારે જણાવ્યા વીના ચાલતું નથી કે આવી તાજુબી ભરેલી રીતે કોઈનું પણ કારજ થયલું મારા સાંભળવામાં કદી આવ્યું હોય. અહીંયાં એક જુવાન ગ્રહસ્થ એક જુવાન બાનુંની તરફેણ ખેંચી પોતાના કાકા સાથે કજીઓ કરે છે, અને તેથી તેવણની ઓહલી મીલકતના વારસામાંથી તેને બાતલ કરવામાં આવે છે. આ પછી પેલી જુવાન બાનું કાંઈ સંજોગથી ઘણી ભય ભરેલી હાલતમાં આવી પુગતાં તે ગેરઈનસાફ ખમનાર ગ્રહસ્થને તેની દોલત પાછી મેલવી આપવાને એક એવું પગલું ભરે છે, કે જેવું પગલું પાંચસો માહેલી એક પણ બાનું કદી ભરે નહી. છેલ્લે આ પગલાંનું પરીણામ ફતેહમંદ નીવડશે કે નહી તે હું જાણતો નથી, અને જો કદાચ જાણુંબી તો તે જાહેર કરવાનું હું પસંદ કરતો નથી, પણ એકબારગી દોલત મેલવવામાં તેવણ નીપફળ થાય, તોપણ અરસપરસનો વીશ્વાસ, માન અને પ્રીત તો તેઓ જરૂર મેલવશે. મી॰ મીસન, તમે ખચીત ઘણા નસીબવંતા છેઓ. મીસ સ્મીથર્સને પરણવામાં એમજ સમજજો કે તમે ખુબસુરતી, હીમત અને ગ્નાન સાથ પરણશો. છેલ્લે મારા જેવા એક બુઢ્ઢા અનુભવી પુરૂષને રજા આપો તો, શીખામણના એક બે બોલ હું તમોને કહેવાની હીમત કરૂં: હમેશાં તમારાં સારાં નસીબને લાયક થવાની યત્ન કરજો, અને યાદ રાખજો કે એક પુરૂષ-

મુસતેસે પોતાની હારીસમાંથી થોડા દીવસની છુટી લીધી હતી, તેથી તે બીજે દીવસે સવારનાં અગીઆર વાગે મી૦ જોન શોર્ટ સાથે ઓગસ્ટા અને લેડી હોમહરસ્ટને રેજીસ્ટ્રારની હારીસમાં લઈ જવા આવ્યો, કે જ્યાં જવા ઓગસ્ટાએ ગઈ કાલે વાંધો લેવા છતાં, છેલ્લે કબુલ કીધું હતું.

મી૦ શોર્ટને તે બન્ને બાનુઓ સાથ ઓળખાણ કરાવ્યા પછી તેવણે તે વીલ પેહલાં જોવા માંગ્યું, કે જેમ કરવા ઓગસ્ટાએ ના પાડી, એવું જણાવીને કે તે દીવસે તેણીની પીઠ પર ઘડી ઘડી બધાને તીકયા દેવા કરતાં એકજ વેલાએ સર્વેને દેખાડવું પુરતું છે. આથી મી૦ શોર્ટને તેણીની મરજીને તાબે થવું પડયું. થોડા વારમાં ગાડી બારણાં આગળ આવ્યાથી તેઓ સઘળાં તેમાં બેસી સમરસેટ હાઉસ (જ્યાં રેજીસ્ટ્રારની હારીસ આવી હતી) તરફ હંકારી ગયાં. ત્યાં આવી પુગ્યા બાદ તેઓને એક અંધારા ઓરડામાં લઈ જવામાં આવ્યાં, કે જ્યાં સુકેલા સામાનમાં એક પંચાગ, એક મેલી દેવદારી તેબલ, અને થોડીક ખુરસીઓ હતી. ત્યાં થોડાક સોલીસીટરોના કલારકો રેજીસ્ટ્રાર પાસ જવાની વાત જોતા બેઠા હતા. અંહી તેઓને અરધો કલાક ખોટી થવું પડયું. ઓગસ્ટાને તો આથી અતીશય કંટાળો અને ખીજવાટ લાગ્યો, કારણ તે કલારકો અજાણેબીથી તેણીને આખો વખત તીકયા કરતા હતા. તેણીના કાનો ઘણા સરસ હોવાથી તેઓ વચ્ચે થતી વાતો તેણી સાંભળી શકતી હતી, અને તે પરથી તેણીએ તેઓની પોતા તરફની અજાણેબીનું કારણ જલદીથી શોધી કહાડયું. તેણીએ એક ઠીંગણો શખસ, જે દેખાવમાં એક યાહુદી જેવો લાગતો હતો, તેને પાસે બેઠેલા એક બીજા શખસને કહેતાં સાંભળ્યો કે તેણી (ઓગસ્ટા) મીસીસ જોન્સ હતી. હવે આ મીસીસ જોન્સ તે વખતે ત્યાંની હાઈ કોરટમાં ચાલતા એક મોટા કજીઆમાં પોતાની ખરાબ ચાલ માટે લોકોમાં જાણીતી થઈ ગઈ હતી. તેણી પર તેણીના વરે છુટા છેડાની ફરીયાદી માંડી હતી, અને તે મુકદમા વીશે લંડનમાં હો હા થઈ રહી હતી અને ઘરેઘર તેજ વાતો થતી હતી. તેણી દેખાવમાં પણી ખુબસુરત હોવાથી પેલા કલારકોએ ઓગસ્ટાને મીસીસ જોન્સ સમજવામાં કીધેલી ભુલથી અસલ ઓગસ્ટાને ઘણું માઠું લાગ્યું, અને તેણી બહુ નાખુશ થઈ.

પણ તેટલાંમાં તો કોઈએ આવી તે ઓરડાનું બારણું થોડુંક ઉઘાડી તેમાંથી પોતાનું માંથું અંદર ખોસી બુમ પાડી, "મી૦ શોર્ટ, મીસનની બાબતમાં આવો" અને તરતજ પાછો ચાલી ગયો.

મી૦ જોન શોર્ટ ઉભા થયા અને કહયું, "લેડી હોમહરસ્ટ, હવે ચાલશો કે? મેહરબાની કરી વીલ પણ સાથે લઈ આ રસ્તે મારી પુઠે આવો."

બીજી પળે તે કમનસીબ વીલ તેઓ સાથે તે મોટા ઉચા ઓરડામાં દાખલ થયું. તેને એક છેડે એક અઘોર ઉમરનો સારા દેખાવનો શખસ બેઠો હતો, તે સભ્યતાથી ઉઠી તેઓને નમ્યો અને બેસવા કહયું.

"હવે હું તમારે વાસ્તે શું કરૂં? મી૦—અં-હ—મી૦" અને તેવણને નામ નહી યાદ આવ્યાથી આઈ ગલાસ આંખ પર ચઢાવી, પોતાની નોટ બુકમાં જોઈ બોલ્યા, "તમે એક વીલ "ફાઈલ" કરાવવા માંગો છોની; અને સાંભળવા પ્રમાણે તે કાંઈ કઢંગી હાલતમાં છે એમજ કે વારૂ?"

"હા સાહેબ, એમજ છે;" મી૦ જોન શોર્ટે જવાબ દીધો. "જે વીલ ફાઈલ કરવાનું છે તે વેરીકમાં આવેલા પોમપેડોર હોલના માલેક જોનાથન મીસનનું છેલ્લું અને ખરૂં વીલ છે અને તેમાં લખેલી મીલકત વીસ લાખની છે. જોનાથન મીસન "કેનગરૂ" સ્ટીમર સાથે ડુબી ગયા હતા એવું ધારી તેવણનાં વીલના "પ્રોબેટ" કહાડવામાં આવ્યા હતા. પણ ખરી બીના પ્રમાણે તો તેવણ કરગુલન લેન્ડમાં વહાણ ભાગવા પછી મરણ પામ્યા હતા, અને તેવણનાં મરણ આગમજ એક નવું વીલ તેવણના ભત્રીજા મુસતેસ એચ. મીસનની તરફેણમાં કીધું હતું, કે જે અહરય હમણાં તમારી સામે ઉભા છે. મીસ ઓગસ્ટા સ્મીથર્સ"—

"શું?" તે રેજીસ્ટ્રાર અજબ થઇ બોલ્યા, "આએ મીસ સ્મીથર્સ?—જેવણ વીશે આપણે આટલું બધું વાંચ્યું અને સાંભલ્યું છે તે:—કરગુલન લેન્ડની પેલી નામીચી બાનું?"

"હા, હું મીસ સ્મીથર્સ છેઊં" તેણીએ જરાક લાલ થઈ જઈ કહયું "અને એવણ લેડી હોમહરસ્ટ છે, કે જેવણના ધણી"—આટલું બોલી તેણી અટકી ગઈ.

"તમારી ઓલખાણ થવાથી હું ઘણો ખુશી થયો છું, મીસ સ્મીથર્સ" તેવણે તેણી સાથે શેકહેન્ડ કરી અને લેડી હોમહરસ્ટને નમી કહયું. આ જોઈ મુસતેસનું ઘણું પાણી આવ્યું અને મનમાં બડબડવા લાગ્યો.

"હવે હું જે કહેવા માંગું છું તે એ છે," જોને લગાર અધીરાઈથી કહયું, "કે પેહલાં તમોએ તે વીલ જોવું જોઈએ, જે મારે કેહવું જોયએ કે ઘણીજ અસાધારણ રીતે કરવામાં આવ્યું છે." આમ કહી તેણે ઓગસ્ટા તરફ જોયું કે જે બાપડી છોકરીનું મોહું શરમથી તદન લાલ થઈ આવ્યું હતું.

"ઠીક છે, ઠીક છે," રેજીસ્ટ્રારે કહયું. "વારૂ,-મીસ સ્મીથર્સ પાસે વીલ છે કે? જો હોય તો મેહરબાની કરી દેખાડશો?"

"મીસ ઓગસ્ટા પોતેજ વીલ છે;" જોન શોર્ટ બોલ્યા.

"હેં! શું! માફ કરજો. પણ મને મુદલ સમજ નથી પડતી."

"બરાબર બોલીએ તો, સાહેબ, મીસ સ્મીથર્સનાં શરીર પર વીલ છુંદણાં પાડવામાં આવ્યું છે."

"શું?" તે રેજીસ્ટ્રારે ખુરસી પરથી કુદી ઉઠી એક બુમ પાડીઃ "મીસ સ્મીથર્સનાં શરીર પર વીલ છુંદણાં પાડવામાં આવ્યું છે."

મી૦ જોન શોર્ટ થંડે કલેજે માછું બોલ્યા, "અને હવે તમે તે વીલ તપાસી જોઈ તેને કેમ "ફાઈલ" કરવા માંગો છો તે મને જણાવવું જોઈએ."

"અરે હા જો, એ પરથી મને યાદ આવે છે" યુસતેસે કહ્યું "મને સમજ નહી પડતી કે આ બધાંને વાસ્તે હું પૈસા કયાંથી લાવીશ; મારાં ગજવાંમાં તો પચાસ પૌંડથી વધારે નથી જો બા, અને હું સારી પેઠે જાણું છું કે એટલા તો કજીઓ લડવામાં થોડા વખતમાં ચટણી થઈ જાય."

આ સાંભળી જેમ્સ અને જેન બેઉ એક બીજાનાં મોઢાં જોવા પડયા.

"ઉપર ટપકેના ખરચમાં ૫૦ પૌંડ ચાલશે;" જેમ્સે અંતે પોતાનું બોડકું માથું ધવડતાં સુચવ્યું.

"હા તે તો થશે, પણ ફરીયાદીના ધારાના હીમાયતીઓને આપવા વીશે શું કરશો?" જેને લગાર મીજાજ ખોઈ કહ્યું, પછી યુસતેસ તરફ ફરી બોલ્યા, "શું તમે થોડુંક નાણું કોઈ પાસેથી કઢાવી ન શકો?"

"હા, જો કજીઓ છુટ્યા પછી હું લેડી હોમહરસ્ટને મારા ફાલામાંથી થોડુંક આપવા કહું તો——

"અરે નહી, નહી, તેમ બેમ કાંઈ કરતા ના, નહી તો તેવણુ આગળ રહી કજીઓ લડાવતાં હોય તેમ લાગશે" જેને કહ્યું.

"ખચીતજ નહી," જેમ્સે ધબરાટથી હાથો ઉમઝી ઉમેરયું, "તે તો ખુલી રીતે પૈસાને માટે કજીઓ લડાવતા હોય તેમ લાગશે, અને જો કોરટમાં તેની ખબર પડી તો કોણ જાણે શું થશે."

"ખરેખર," યુસતેસે અચરતીથી જવાબ દીધો, "મને તો કાંઈ સમજ નહી પડતી, પણ તમારા બોલવા પરથી તો એમ લાગે છે કે હું કાંઈ ઘણું ખોટું બોલ્યો હોવશ. બા, તમારા એ ધારા મને તો કાંઈ સમજ પડતા નથી."

"જેમ્સ, આ તો દેખઈતું છે કે પૈસાની વાત બાજુએ મેલતાં આ એક ઘણો સારો કેસ તારા હાથમાં આવ્યો છે" જેને કહ્યું.

"તેમ છે ખરૂં, જેન," જેમ્સે જવાબ દીધો, "પણ તુંને ખબર તો હશે કે મારા ધંધાના કાયદા પ્રમાણે હું એકબી કેસ મફત ચલાવી શકું નહી. અમારા બધા કાયદાઓ કરતાં એ કાયદો સૌથી અગતનો છે, તે જો હું તોડું તો સઘળા બેરીસટરોને માઠું લાગે અને તેઓ મારી સામે બંડ ઉઠાવે."

"હા," યુસતેસે કહ્યું, "મારા ધારવા પ્રમાણે તો બધા બેરીસટરો લોકોને ચીરવામાં ઘણા હુશીઆર હોય છે."

આવો થોડોક ફારસ કીધા પછી તેઓ એવા ઠેરાવ પર આવ્યા કે યુસતેસે એવી કબુલાત કરવી કે જો તે જીતે તો ૫૦૦) પૌંડ તેઓને આપે અને હારે તો સામી બાજુવાલાઓ આપે; અને વળી જેમ્સે જણાવ્યું કે તેમ થવાથી કોઈબી રીતે યુસતેસને તો કશી ખોટ જશે નહી, પણ ઉલટો એક ઘણીજ નવાઈ જેવી રીતે જાહેરમાં આવવાનો અમુલ્ય ફાયદો થશે."

## પ્રકરણ ૧૭ મું.

### ઓગસ્ટાને કેમ ફાઈલ કીધી.

તેજ બપોરનાં યુસતેસ લેડી હોમહરસ્ટને ઘેર તેની પ્યારી ઓગસ્ટાને કહેવા ગયો કે આવતી કાલે વીલ "ફાઈલ" કરવા તેણીએ રેજીસ્ત્રારની હાફીસમાં જવું જોઈશે. અલબત્તાં ઓગસ્ટા જોકે તેણીના નવા થનાર ધણી માટે હદમાં કાંઈબી કરવાને ખુશી અને તૈયાર હતી, તોપણ તેણીને આ રીત સાં સખતાઈથી વાંધો લીધા વીના ચાલ્યું નહી. લેડી હોમહરસ્ટે પણ તેણીની તરફેણમાં ટેકો આપ્યો અને પછી તેઓ બંનેને બરાબર વીચાર કરી તેનો નીવેડો લાવવા કહી પોતે ઓરડો છોડી ચાલી ગયાં.

ઓગસ્ટા તેણીનો પગ ભોંય પર લગાર અફાડીને બોલી, "આટલું બધું મેં ખમ્યા પછી મારી કમનસીબ ગરદનને બધેબધ ટીકાવા અને રેજીસ્ત્રારની હાફીસમાં જુનાં ખખ થઈ ગયલાં વીલોના ઢગલા સાથે બંધ કરાવવા લઈ જાઉં એ તો ખચીત હવે જુલમ થઈ ગયો."

"હા, પણ મારી પ્યારી છોકરી," યુસતેસે કહયું, "તેમ કરવુંજ જોઈએ, નહી તો બધું એકદમ માંડી વાલવું જોઇએ. મી૰ જોન શોર્ટ જણાવે છે કે વીલને કોરટના સ્વાધીનમાં આપવાની જરૂર છે.

"પણ મને કેમ કબાટમાં અથવા લોઢાંની તીજોરીમાં વીલોના ઢગલા સાથે રાખશે!" ઓગસ્ટાએ ચીરડાઈ જઈને પુછ્યું.

"ખચીત તે મનેબી સમજ નથી પડતી," યુસતેસ બોલ્યો. "મી૰ જોન શોર્ટ કહે છે કે તે વીશે ડાકતર પ્રોબેટ જેવણુ રેજીસ્ત્રાર છે, તેવણુને કાંઈ ગોઠવણ કરવી પડશે. એવણનું પોતાનું મત તો એ છે કે, એ ડાકતરના સ્વાધીનમાં તુંને સોંપવામાં આવશે અને "કેસ" નીકળે ત્યાં સુધી તું જ્યાંબી જશે ત્યાં તે તારી પુઠે આવશે, પણ હું તો સાફ કહું છું કે જો તેમ બેમ કાંઈ કોરટનો હોકમ થશે ને તે જો બધેબધ તારી પુઠે જશે તો હું કાંઈ તેને એમ એકલો તારી સાથે જવા દેવાનો નથી, મને પણ સાથે આવવું પડશે."

"કાંય વારૂ!" ઓગસ્ટાએ પુછ્યું.

કાંય? "કારણકે હું તેની પર વીસવાસ નથી કરતો. શું? બુધો છે! બુધો હોય કે જુવાન હોય. હા, એકબારગી બુધોબી હોય તો શું થયું. હું એને સારી પેઠે ઓલખું છ, તુંને જોઈનેજ લલચાઈ જશે. જો નહી લલચાય તો તે ખરેખર બુબખ હોવો જોઈએ."

"ખરેખર કે?" ઓગસ્ટા ખડખડ હસી પડી બોલી. "ખચીત યુસતેસ તમે તો કાંઈ ઘણાંજ ઘેલાં ચેડાં કહાડો છો જો."

"હું કાંઇ ઘેલાં બેલાં કહાડવાનું સમજતો નથી, ઓગસ્ટા, પણ તું જો એમ ધારતી હોય કે મારા વગર હું તુંને એકલી ત્યાં જવા દેવશ, તો તેમાં તારી ભુલ છે. કાંય? એ તો તુંને જોતાં વારજ તારી સાથે પ્યારમાં પડશે. કોઈ પણ તારી આગળ બે દહાડાથી તુંને ચાહયા વગર રહી નહી શકે."

"શું તમે એમ ધારો છો?" ઓગસ્ટાએ મીઠાસથી તેની તરફ જોઈ પુછ્યું.

"હાજ તો વળી," તેણે જવાબ આપ્યો, અને વાતનો અંહીજ છેડો આવ્યો; અને જમવા બેઠાં ત્યાં સુધી તે પાછી શરૂ થઈ નહી.



# આ દુન્યાનાં આપણાં કામોમાં આપણને બજાવવી જોઈતી ફરજ.



માણસ જાતને દરએક કામમાં પોતાની ફરજ બજાવવી જોઈએ એમ આપણે ઉપર કહી ગયાં, પણ હવે તે ફરજ આપણને કેમ બજાવવી. પહેલાં તો આપણને ફરજ શબ્દનો પુરો અર્થ સમજવો જોઈએ, અને જેઓ એ પ્રમાણે સમજે છે તેઓ પોતાનાં દરએક કામમાં તે ખુબી બતાવી આપે છે, કેમકે આપણે આપણાં કામ સીવાએ બીજાં કશાંથી આપણી ફરજ બજાવી શકતાં નથી. આપણું કામ અને તે કરવાની આપણી શકતી એવી ચીજ છે, કે જે ઉપર આપણા પોતાના સીવાએ બીજાં કોઈનોબી કાબુ ચાલી શકતો નથી; હવે તે કરવા માટે આપણને આદત પાડવી જોઈએ એટલુંજ નહી પણ આપણી ચાલ ચલણ સારી રાખવી જોઈએ, અને ચાલ ચલણ સારી રાખવા માટે દર કાંઈ કરતી વખતે તે કરવાની આપણી ફરજ છે કે નહી, તે જોવું જોઈએ, કેમકે આપણી ફરજ તો હમેશ આપણને સારાંજ કામો કરવા કહે છે, અને ચાલ ચળણ સારી રાખવા માટે વળી સારાંજ કામ કરવાની આપણને અગત્ય પણ છે. એટલું છતાં કેટલીક વખતે એ કામ એવું તો મુશકેળ થઈ પડે છે કે તદન નીરાશ થઈએ છીએ, વળી કોઈ કોઈ વખતે તો આપણે એવી કઢંગી હાલતમાં આવી પડયે છીએ કે આપણે આપણી ફરજ સમજવા છતાં તે બજાવી શકતાં નથી.

આવી વખતે આપણા ઠેરાવ બહુજ કાચા હોય છે, અને જ્યારે આપણે કાંઇ પણ કરવાનો પાકો ઠેરાવ કરયે નહી, ત્યારે આપણને આપણાં કામમાં નજીવી જેવી અડચણો પણ બહુજ મોટી અને ન મટાડી શકાય એવી માલમ પડે છે, પણ જો એક વખત આપણે ઠેરાવ પાકોજ કરી રાખીએ તો પછી ગમે એવી મુશીબતો પણ સેહેલથી દુર કરી શકયે છીએ. ત્યારે હવે આપણને પાકા ઠેરાવથી કામ કરવાની અગત્ય છે. જો ફરજ શબ્દને હમેશ ધ્યાનમાં રાખી મુકીએ તો પછી આપણે આપણો ઠેરાવ પણ પોતાની મેળે પાકો કરી શકયે.

કેટલાંક કામો કરતી વખતે આપણે આપણી મરજી તપાસીએ છીએ, પણ ફરજસમજતી અને બજાવતી વખતે આપણને આપણી મરજીની અગત્ય પડતી નથી. અને જેમ કેટલીક વખતે આપણે કાંઈ કામ કરતી વખતે આપણાં મનને અનેક સવાલો કરીએ છીએ, જેવા કે—"આ તો મને કરવા ગમેચ અને આ તો નથી ગમતું. આએ કરશ તો શું થશે? આવું કરશું તો સારૂં થશે કે? આએ તો પેલાંની વીરૂધ જશે, આમાં તો જાણે ફાએદો નહી થશે! પણ ફરજ બજાવવામાં આવા કશા પણ સવાલો આપણાં મનને પુછવાની આપણને અગત્ય રહેતીજ નથી, તેમાં તો માત્ર એકજ સાદો અને સેહેલ સવાલ આપણને પુછવો પડે છે, અને ગમે એવાં મુશકેળ કામ વખતે પણ તેજ કામ લાગે છે; તે એ કે "શું આએ કરવાની આપણી ફરજ છે?" અને પછી આ એકજ સવાલથી જે જવાબ મળે તેમ કરવું. પણ જો તેમ કરતાં કાંઈ મુશકેળી આવી પડે તોપણ અધીરા ન થતાં ધીરજથી કરવું. અને જે કાંઈ ખમવું પડે તે ખુદા ઉપર ભરૂસો રાખી ખમવું. વળી કાંઈ કામ જો આપણને શક ભરેલું લાગે તો હમેશ તેથી દુરજ રહેવું, એમ કરતાં જો કદાચ કોઈ બુરાઈથી આપણને ખમવું પડે તો સાંખી જવું, પણ બુંડાઈનો બદલો બુંડાઈથીજ પાછો લેવાની કદી કોશેશ કરવી નહી, અને જો કદાચ એવો વીચાર આવી ગયો હોય તો તરતજ ઉપલો સવાલ આપણે આપણાં મનને પુછી જોવો અને આવી વખત ખચીતજ આપણને આપણાં અંતઃકરણ તરફથી જોઈતો જવાબ મળશે અને આપણે એક માઠું પગલું ભરતાં અટકશું.

આપણને આપણી ફરજ શીખવાનું, ચાલ ચલણ સુધારવાનું, સારાં કામો કરવાની આદત પાડવાનું, મુશકેળીના વખતે ખુદા ઉપર વીશ્વાસ રાખી સબુરીથી સંકટો સેહવવાનું, એ સર્વે કામની સરૂઆત નાનપણમાંથી અને આપણાં પોતાનાં ઘરમાંથીજ કરવાની છે; જેમકે એક બચ્ચું જન્મ પામે છે ત્યારે તે પોતાના બીચાવ માટે કશું પણ કરવાને તદન અશક્ત હોય છે અને તેની જીંદગીનો તમામ આધાર તેનાં મા બાપ ઉપર રહેલો હોય છે. હવે જો તેને તેનાં મા બાપ જોઈતી પુરતી સંભાળ લઈ ઉછેરે તો તે બચ્ચું મજબુત બાંધાનું થાએ, વળી જો તેઓ તેનાં તનની સાથે મનને પણ મજબુત કરવાની કોશેશ કરે ને તે બાળકને સારી કેળવણી આપી ઉછેરે તો તેની જીંદગી તમામ સુખી નીવડે! પણ જો આવાંજ એક બાળકને એથી ઉલટીજ રીતે ઉછેરવામાં આવે તો અલબત્તાં તેનું સેવટ પણ એથી ઉલટુંજ આવે, એટલે તે બીચારાં બાળકની જીંદગી દુઃખી થાએ! હવે ત્યારે દરએક મા બાપોને જ્યાં સુધી તેમનાં બાળકોનો આધાર તેમની ઉપર રહેલો હોય ત્યાં સુધી, એટલે કે તેમનાં બચપણના વખતમાં તેમનું મન અને તન ખીલવવાની બનતી કોશેશ કરવાની ઘણીજ અગત્ય છે, કેમકે તેની ઉપર માત્ર તે બાળકનીજ જીંદગી નહી પણ તેમની હવે પછીની આખી ઓલાદનો આધાર રહે છે.

આપણને આ દુન્યામાં મોટોજ વખત કાઢવાનો છે અને તેમાં આપણને અસંખ્ય કામો કરી લેવાનાં છે. આપણને જેમ કાંઈબી કામ કરતી વખતે ફરજ ધ્યાનમાં રાખવી જોઈએ છે, અને સારી ચાલચલણ રાખવી જોઈએ છે, તેમજ વળી આપણાં કામ પાછળ મરજી પણ રાખવાની અગત્ય છે. આપણે કેટલાંક કામો ખુશીથી તેમ વળી કેટલાંક નાખુશીથી પણ કરીએ છીએ. હવે એટલું તો ખરૂં છે કે ખુશીથી કીધેલું કામ આપણે સારી રીતે કરી શકયે છીએ. પણ આપણે કાંઇ બધુંજ ખુશીથી કરતાં નથી. કેટલાંક કામો આપણને નાખુશીથી પણ કરવાં પડે છે, અને તેવાં કામો આપણે ખુશીથી કીધેલાના જેવાં સારી રીતે કરી શકતાં નથી, એ પણ આપણે જાણીએ છીએ. ત્યારે તો આપણને દરએક કામ ખુશીથીજ કરવું જોઈએ, કેમકે તેમ કીધાથી આપણું કામ સારૂં થાએ. પણ ખુશીથી તો કેટલાંક ખરાબ કામો પણ થઈ શકે છે, અને આપણને આપણી ફરજ તો હમેશ સારાંજ કામો કરવા કહે છે. ત્યારે તો આપણને સારાં કામ પાછળજ મરજી બતાવતાં શીખવું જોઈએ, અને તેમ કરવાની આદત પાડવી જોઈએ. હવે જો આપણે પહેલાં સારી ચાલ ચલણનાં થઈશું તો આ આદત પણ આપણે સેહેલથી પાડી શકશું. હવે ત્યારે બચ્ચાંઓને સારી ચાલ ચળણનાં થવાની સાથે વળી સારાં કામો પાછળ મરજી અને નઠારાં પાછળ ધીક્કાર બતાવવાનું પણ માબાપોએ શીખવવાની અગત્ય છે; કેમકે સારાં કે માઠાંની જે કાંઇ સરૂઆત બચપણથી કીધેલી હોય તેની અસર બાળકનાં મન ઉપર રહી જઈ મોટપણે તે વધારે મજબુત થાએ છે

સારાં કામ પાછળ મરજી રાખવાથી ઘણા ફાયદા થાય છે, અને જેઓએ તેમ કરવાની આદત નાનપણથીજ પાડી હોય છે, તેઓ આગળ જતાં પોતાને મોટો ફાએદો કરી શકે છે એટલુંજ નહી પણ તેઓ આ સરસ ગુણ પોતાનાં કુટુંબમાં, મીત્રોમાં અને તેમની સાથ સંબંધમાં આવનારા ઘણાકોમાં દાખલ કરી શકે છે.

વળી કેટલાંકોની તો મરજીની કશી હદજ હોતી નથી. એવાં લોકો ખરાબ કામો પાછળ પણ મરજી બતાવે છે અને તેવાંઓથી ઉપર કહયું તેથી ઉલટીજ રીતે કુટુંબ, મંડળી અને તેમના સંબંધમાં આવનારાંઓને નુકશાન થાએ છે. વળી કોઈ કોઈમાંતો મરજી મુદલ હોતીજ નથી. તેમને તો જેમ કોઈ કહે તેમ કરે, અને તેઓને જેમ સારાં કામો પાછળ મરજી નહી તેમજ માડાં પાછળ કશો ધીક્કાર પણ હોતો નથી. હવે આવાં લોકોને જો સમજુઓ સારા માર્ગ બતાવી તેમનું મન મજબુત કરી તેઓને સારાં પાછળ મરજી બતાવતાં શીખવવાની કોશેશ કરે તો તે બની શકે છે, કેમકે જો તેઓ એક વખત તે ઉપર ધ્યાન આપે તો તેઓ જરૂર તેવાં થઇ શકે, પણ તેમ કરવા માટે તેઓને સમજુઓએ ધીરજ અને ખંતથી માર્ગ બતાવવા જોઈએ.

આપણુને હરએક સારાં કામની શરૂઆત બચપણ અને જુવાનીમાંથીજ કરી લેવી જોઈએ, કેમકે તે વખત આપણું મન ખીલે છે, અને તેથીજ આપણે તેને જેવું કરવા માંગીએ તેવું તે થઈ શકે છે.

આપણે ઉપર કહી ગયાં કે આપણુને ફરજ, સારી ચાલચલણ, સંકટમાં ધીરજથી ખુદા ઉપર વીશ્વાસ રાખવો વીગરે ઘરમાંથીજ શીખવાનું છે. હવે કેટલાંકો એમાં વાંધો લે છે; તેઓ કહે છે કે નીશાળે જઈ કેળવણી લીધી એટલે તેમાં બધું આવી ગયું, પણ આમાં તેઓની મોટી ભુલ છે. નીશાળની કેળવણી તો માત્ર આપણું મન ખીલવવાનો એક માર્ગ છે, તે સીવાએ આપણુને ઘરમાંથી ઘણુંક શીખવાનું છે. નીતી, નમ્રતા, ધીરજ વીગેરે અનેક સદગુણો આપણુને આપણાં ઘરમાંથી શીખવાના છે.

એક બાળકનાં મન ઉપર નીશાળની કેળવણીથી જે અસર થાય છે તે કરતાં વધારે અસર ઘરની કેળવણીથી થાય છે. ઘરમાંથી જે કેળવણી બાળકને મળે છે તે કાંઈ તેને ખાસ શીખવવામાં આવતી નથી, પણ તેઓ તે સઘળું પોતાની નજરે જોયાથીજ શીખી જાય છે, કેમકે બાળકનાં કુમળાં મન ઉપર તેમની આસપાસ જે કાંઈ બને છે તેનો મજબુત છાપ પડી રહે છે. દાખલા તરીકે, નીશાળમાં કેળવણી લીધેલું બાળક કેટલીક વખત તોછડું, અભીમાની, અનીતીવાંન વગેરે નીવડે છે, અને તે તેમનાં ઘરની કેળવણી છે, તેમનાં બચપણ વખતે તેમનાં ઘરમાંની તોછડાઇ, અભીમાની, અનીતી વગેરેનો તેમનાં મગજ ઉપર મજબુત છાપ પડી ગયલો હોય છે, અને એ પ્રમાણે બાળકોને નીશાળની કેળવણી ઉપરાંત ઘરની કેળવણી ઘણી અવશ્યની છે.

ઘરનાં વડાંઓનું કામ ઘરનો કારોબાર રીતસર ચલાવી બાળકોને સારી તરબીયતથી ઉછેરવાનું છે, અને તે માટે તેઓને દરેક સારી રીતભાત પોતાના ઘરમાં દાખલ કરવાની ઘણી જરૂર [illegible] કેમકે જો વડાંઓ આ પ્રમાણે પેહેલાંથીજ સાહુચેતી વાપરી કરે તો અલબત્તાં તેવા દેખાવનો છાપ તેમનાં બાળકોનાં [illegible]ાં મગજ ઉપર મજબુત બેસી જાય ને તેઓ પણ તેવાંજ નીતી અને નેકી ભરેલાં નીવડે.

હવે વડાંઓને આ પ્રમાણે કરવા માટે થોડુંક છુટાપણું જોઈએ છે, કેમકે તેના વગર તેઓને સઘળો કારોબાર રીતસર ચલાવવાની બહુ અડચણ પડે છે, અને જેમ તેમને પોતાને છુટાપણાંની અગત્ય છે, તેમ તેઓને પોતાનાં બાળકોને પણ થોડુંક તેમને લાયકનું છુટાપણું આપવાની જરૂર છે, કેમકે જો તેમ ન કરીએ તો ને બાળકો હમેશ બીકણાં રહી જાએ, અને મોટપણે પણ કોઈ કાંઈ કરવા કહે તેટલુંજ કરે અને પોતાની મરજી કે છુટાપણાંનો ઉપયોગ કરવાને માટે હમેશ બીહતાંજ રહે. પણ વળી એટલા માટે જેમ તેમને છુટ આપવાની અગત્ય છે, તેમ વળી તેઓ તેનો કેવો ઉપયોગ કરે છે તે પણ બારીકીથી તપાસવાનું તેમનાં વડાંઓને જરૂરનું છે, કેમકે તેમ કીધાથી તે બાળકોને તેમની ભુલો શરૂઆતમાંથી બતાવી સુધરાવવાની તેઓને તક મળે છે.

માણુસ જાતને કેટલીક વખતે પોતાની હૈયાતીમાં આ દુન્યામાં ટુંક જીંદગી ગુજર્યા પછી પોતાનું નામ અમર રાખી જવાની હોંસ ઉત્પન થાએ છે. પણ તેવી હોંસ બધાંની પુરી પડતી નથી, કેમકે તેમ કરી ગએલાંઓએ આ દુન્યાગાં મોટાં સંકટો ખમી કેટલાંક પરાક્રમો કરી ગએલાં હોય છે અને તેવાં પરાક્રમો બજાવવા માટે જે જે સંકટો વચ્ચે નડે છે, તે સઘળાંઓજ કાંઈ ખમી શકતાં નથી, અને તેથી તેમની આશા પુરી પડતી નથી. તેવાંઓએ જો પોતાની આશા પાર પાડવી હોય તો હમેશ મનમાં ઉમંગ રાખી મેહેનત પર મંડવું, અને ધીરજ ધરી સંકટો સેહેવતાં જવું જોઇએ. પણ જો તેમ નહી કરે ને આળસુ બેસી રહી પોતાની ઉમેદ પાર પાડવાનું ઈચ્છે તો તે કદી પણ પાર પડેજ નહી. આળસાઇ એ એક એવો દુર્ગુણ છે કે જેથી બીજા હજારો દુર્ગુણો વધે છે. આળસાંઈ આપણાં તન મનને તો ખરાબ કરે છેજ, પણ વળી તેની અસર આપણાં કુટુંબ મંડળમાં પણ ફેલાવી દે છે, અને એવી રીતે આપણુને લીધે બીજાઓને પણ નુકસાન ખમવું પડે છે. આળસાઇથીજ કેટલીક વખત આપણે ધીરજથી સંકટ સેહવાની રીત છોડી દઇ મોહતથી આપણો છુટકારો થએલો જોવા ઈચ્છીએ છીએ, કે જે કુદરતના કાએદાથી તદન ઉલટું અને આપણુને નીચું જોવાડનારૂં છે.

કેટલીક વખત આપણી ઉપર કાંઈ અકસમાતથી કે એવાંજ કાંઇ કારણથી ન ધારેલું સંકટ આવી પડે છે. એવી વખતે પણ આપણે આળસાઇથી ઘણું દુઃખ ખમીએ છીએ. દાખલા તરીકે ધારો કે, એક ઘણાજ માલબર શેઠીઆની તમામ માલ મીલકત એક મોટી આગમાં બળી ભસમ થઈ ગઈ, અને આવી રીતે તે બીચારા ઉપર નધારેલું દુઃખ આવી પડયું. હવે જો તે ધણી શાંત મનનો, ઉદ્યોગી અને હીમ્મતવાંન હશે તો તરતજ પોતાની ઉપર પડતાં આવાં સખત દુઃખનાં દબાંણ છતાં તેના ઉપાયો લેવાની કોશેશ કરવા મંડશે. જોકે તેમ કીધાથી કાંઇ તેની ગએલી દોલત પાછી તો મળવાની નથી, તોપણ તે તદન નીરઆધાર રહી પોતાને અને પોતાનાં આખાં કુટુંબને પારકે આધારે પડતાં અટકાવી આબરૂથી પોતાનાં ગુજરાંણ જેટલું મેલવવાને શક્તીવાંન થશે; પણ જો તે ધણી મગરૂર હશે અને તેણે પોતાની દોલત ઉપરજ મુસતાક રહી આળસાઈમાંજ દહાડા કાઢયા હશે તો આવી મુસીબત વખતે તદન નાહીમ્મત થઈ જઈ પોતાને અને આખાં કુટુંબને પારકે આધારે નાંખવા ઉપરાંત આવાં સંકટમાંથી ખુદા પાસે મોહત માંગી છુટો થવા માંગશે અને કુટુંબનાં નાનાં મોટાં આદમીઓને, એ રીતે, દીલાસો દેવાને બદલે વધારે દુઃખી કરશે, અને આળસાઈથી હીચકારો બનશે.

હવે જ્યારે આળસાઈથી આવું પરીણામ આવે છે, ત્યારે તો આપણુને સલાહકાર છે કે આપણે તેનેથી હમેશ દુરજ રહેવું, અને કાંઈબી કામ કે ફરજ બજાવતી વખતે મન શાંત રાખી પાકો ઠેરાવ કરી ખુશ સ્વભાવથી કરવું, અને વળી તે સેવટ સુધી જાળવી રાખવાને ચુકવું નહી.

હીરીનબાઈ ફુરામજી કે. કોન્ટ્રાકટર.

# ⊙ ખુરશેદ. ⊙

## પ્રકરણ ૧ લું.

નાતાલની છુટીને એક પખવાડીઆંનો વીલંબ હતો, ને હવા ઘણી થંડી ને ખુશનુમા લાગતી હતી, લોકો વાંદરેનાં સ્ટેશનપર ટ્રેન આવવાની વાત જોતાં હતાં, ને તે દહાડે જેટલી સ્ટેશનપર ભીડ હતી, તેટલી કોઈ કદાચીતજ જણાતી હતી. ઉતારૂઓ જે સ્ટેશન પર ફરતા હતા, તેમાં બે સારા દેખાવના જુવાનીઆ, એકજ ઉમરના—૨૩ કે ૨૪ વરસના હતા. એમાંનો એક જે જરા શામળો હતો, તે એટલો તો શાંત રીતભાતનો તથા કોઈ વખતેજ હસતો જણાતો હતો ને જે પોતાના બીજા દોસ્તના જેટલું ધ્યાન ખેંચતો નહી. બીજો ઘણો હસમુખો, ને પોતાની નજદીક જે કોઈ દોસ્તો આવતા તેમની સાથે ખુશીથી વાતો કરતો, ને થંડીની જરા પણ દરકાર કરતો હોય એમ લાગતું નહી હતું.

"દોરાબ, તુંને આજે હું મલ્યો તેથી કેટલો ખુશી છું, હું નહી ધારતો હતો કે આજે હું તુંને મલશ."

"હા, પણ ઘણી વખતે નહી ધારેલાંને આપણે મલ્યે છીએ," તેના દોસ્તે બગાસું ખાઈને કહ્યું.

"ખરેખર! ઘણી વખતે જે માણસને આપણે મલવા બીલકુલ ઈચ્છતાં નહી હોઈએ, જેવો કે દરજી, જેને દસમી વખત તમારે સાં ફેરો ખાધેલો હોય, ને છેલ્લે ખુબ ફજેતી કરવા જેવું કરે, તેવાંને જો બહાર જતાં મલ્યે છીએ તો કેટલો કંટાળો છુટે છે, પણ તારા જેવા એક દોસ્તને મલવા તો હું હમેશ ખુશી છું."

"કાંએ, વારૂ?"

"પહેલાં એ કે, તારા જેવા જુના દોસ્તને મલીને વાત કરવાની મજાહ પડે છે."

"હું આ દુનીયામાં કાંઈબી ઉપયોગનો છું તે સાંભળી મને ખુશાલી પેદા થાય છે."

"પણ તારૂં બીજું કારણ શું?"

"બીજું એ કે, મને તુંને કાંઈ ખાસ વાત કહેવાની છે."

"વારૂ, તે શું છે?"

"હું જલદીથી પરણવાનો છું..કેમ તું શું ધારે છે?"

"હું તો તદન તેથી ઉલટુંજ જાણુંછ."

"આલબત્તે, હું કોઈ પરણ્યાનો તો તરીજ. ... મારી મરજી મુજબજ કરીશ ..."

"શું મરજી પ્રમાણે કરવાનો છે, તે મને સમજાવ તો ખરો?"

"આએ રીતે. તેં વારેઘડીએ મારા નશરવાનજી કાકા વીશે મને વાત કરતાં સાંભળ્યો હશે; ખરેખર, જો તે મારો કાકો નહી હતે તો હું કાંઈ કાલેજમાં જવા પામને નહી, ને તારા જેવા દોસ્તો મને મલને નહી. તું જાણે છે કે એ મારી સાથે કેટલો માયાળુ છે. વારૂ, હવે એની એક ભાણેજ છે, તેને પુષ્કળ પૈસા છે, ને ધાંખરાનાં ભાગ્યમાં એવુંજ આવ્યુંછ કે મારે તેણી સાથેજ પરણવું જોઈએ, કે ઘરના પૈસા ઘરમાંજ રહે."

"હં હં, ખસર, ત્યારે તો તારા કાકા સાર તુંને ઘણું કહેવાનું હશે?"

"અરે, મારા દોસ્ત, ઘણું કહેવાનું છે. હાલના વખતમાં તો જો એક છોકરા પાસે પૈસા નહી હોય તો છોકરીનાં મા બાપ પાસ એકાવવાનું છે; મનેબી પૈસાનીજ ગરજ છે, જે તેણી પુરા પાડશે ને વળી પેલા ધાંખરાના કહેવા મુજબ ઘરના પૈસા ઘરમાંજ રહેશે. હું ધારૂંછ કે મારા કાકા મને કોઈ દહાડે પોતાનો વારસ કરશે; પછી તો કોણ જાણે. બધું છતાં એનો પ્યાર મારી પર ઘણો છે, પણ જબરો જીદ્દી છે ને એક વખત જો કાંઈબી ભેજામાં આવ્યું તો તે કહાડવાનો નથી. મને એજ બાબદ વીશે તારી સાથે વાત કરવી છે."

"વારૂ, પણ એટલુંજ બોલીને મુગો રહી જાય છે, કે વાત આગળ ચલાવશે?"

"એટલુંજ બોલીને શું અટકી જાઊં કે? મને એવાં લગન સાંમે ઘણો ધીક્કાર છે."

"હવે હું શરૂ કરૂંછ; બધી વાતપરથી પેલી છોકરી સીધણ જેવી કાળી, ને ગામડીયણ જેવી હશે."

"શું તદનજ કાળી છે, કે તું તેને સીધણ બોલ લાગુ પાડે છે?"

"હું કેમ કહી શકું, નથી મેં તેને જોઈ, કે નથી મારા કાકાએ જોઈ."

"પણ તે છોકરીની મા તારા કાકાની બેહન, તે તારી ફુઈ થાય કેની? તે કેવી હતી?"

"અરે બેહન કોણની? કાંઈ બેહન નહી. એની સગાઈ મને તો સમજ પડતી નથી."

"તું હમણાં બોલ્યો કેની, કે તારી ફુઈની છોકરી."

"જો હું તુંને ખુલ્લું કરીને કહેવું, મારી ફુઈ નાનપણમાંજ પરણી, ને કેડે બહાર ગામ ગઈ, પછી થોડે વરસે મરણ પાંમી ને ભોગજોગે કાંઈ છોકરાં નહી હતાં, ને તે ફરીથી પરણ્યો. ફરીથી લગન કીધા પછી એને એક છોકરી થઈ, પણ તે છોકરીની માએ કેવી હતી તેની કોઈને કાંઈ ખબર નથી. ફુઓ હાલ મરી ગયો છે, ને તેની એકપુરી છોકરીને બધા પૈસા આપી ગયોછે. કાકાની સઘળી અજાયબી વચ્ચે એને એક કાગળ મલ્યું કે તેણી મુંબઈમાં આવી રહેવાનો વીચાર કરે છે, તે થોડા દહાડા એના બંગલામાં ઉતારો આપશે? આલબતાં એણે તરતજ લખી જણાવ્યું, કે તેમને જોઈને એ ઘણો મઘન થશે ને મારે પછી એના ગામમાં પણ એજ આવી ગયું છે કે, મારે તે છોકરી સાથે પરણવું; ને હું નહી ધારતો કે એનો એ

ફાંટો જલદી દફે થાય, એ મારી મરજીથી તદન 'ઉલટુ' છે."

"પણ ખુદરતી રીતે તુને જાણવાની ઉલટ તો થતીજ હશે કે તે છોકરી ખુબસુરત છે કે નહી?"

"એમજ છે, એટલુંજ નહી, પણ તે મારા વીચારને મળતી, ને મારે લાયકની છે કે નહી, તે પણ મારે જાણવું જોઈએ. તે છતાં હું તો પરણવાનો નથીજ. મેં ઘણીક મજેની છોકરીઓ જોઈ છે, પણ કોઈબી મારે લાયકની, ને મારા વીચારને મળતી મને લાગતી નથી."

"ત્યારે એમ કે, જ્યારે તારે લાયકની છોકરી તુંને મલશે, ત્યારે તું પરણશે, નહી તો નહી કે?"

"બેસ્વીત, હું પૈસા સાથે તો નહીજ પરણીશ. પછી ગમે તે થાય તો શું થયું?"

"તું ભુલે છે, હમણાં જમાનો કેવો છે, તે તું વીસરી કેમ જાય છે."

"હાલના જમાના સાથે મને શું લાગેછ વલગેછ? મારી ઊંમ્મર તો ફક્ત ૨૩ વર્ષની છે.

"હા, પણ તું તારા સઘળા વીચાર મુકી દે, હમણાં તો જો પૈસા હોય તો બધું છે."

"વાફ પૈસાથી કાંઈ હું તેણી સાથે પરણવાનો નથી, ને હું જાણું છું કે તારા જેવો દોસ્ત મને એવી શીખામણ આપવા છેલ્લો આવશે."

"તું તો જાણે ખાત્રીથી ધારેછ કે તારી ફુઈની છોકરી તુંને જરૂર ને તરતજ કબુલ કરશે."

"હું નથી જાણતો, મારા કાકા એમ કહેછ. કદાચ." ખશરૂને કાંઈ નવો વીચાર આવ્યો હોય, તેમ થોભીને બોલ્યો, "તેણી જો મને કબુલ નહી કરશે, તો હું મજેનો છટકી જવશ, ને મારા કાકા મને બદનામ કરશે નહી. એણે ઠેરાવજ કીધો છે, ને મને એને નીરાશ કરવા ગમતું નથી, કારણકે તે મારી પર અતીશય માયાળુ છે. પણ એવા એક કાકાને ખુશી કરવા હું પોતે કેવી રીતે વેચાંઊં? એમ કદી બનશે નહી."

"અલબતાં તુંને તે છોકરીને મળવું તો પડશે."

"તેને જઈ મળવાની તજવીજમાંજ હાલ હું પડયો છું."

"તે કેવી રીતે?" "જો જેમ બને તેમ ટુંકમાં હું તુંને કહું છું. પેલી બેઉ સીધણો વાંદરેના બંગલામાં ઊતરવાની છે, ને ત્યાર પછી મારા કાકા રહે છે તે બંગલામાં થોડા દીવસો આવશે, જે વખતે મારા કાકાએ મને લખ્યું છે કે, મનેબી ત્યાં જઈ રહેવું પડશે. એ જાણે છે કે હાલ મને કીસ્તમસની છુટી છે, ને મને વધારે દહાડા એવણને ત્યાં રહેવું જોઈએ. હું કાંઈ ઘણા દહાડા એવણને ત્યાં રહેવાનો નથી, ...ી કરીને મારી ફુઈ, ને તેની છોકરીનો મેલાપ મારી સાથે ...ા વખત થાય નહી. ચાલ, હવે તો મારી ટ્રેન આવી, ...જે મોડી આવી છે, સાહેબજી, તું આજે મારી સાથે આવવાનો હતે તો કેટલી મજાહ પડતે?"

"તું મને લખીને જણાવતો રહેજે કે તારો એ નાટક કે ફારસ કેવો ચાલે છે."

"બેસ્વીતજ એ બધો ઢોંગ, ને ફારસ સીવાય બીજું કાં... નથી. સાહેબજી."

---

## પ્રકરણ ૨ જું.

ટ્રેન આવી પુગી અને ઉતારૂઓ અંદર બેસવાની ઉતાવ... કરતા હતા. ખશરૂને પોતાના દોસ્ત દોરાબને શેકહેંડ કરતાં ... વાત કરતાં વધારે વખત લાગવાથી તેને ધ્યાન આવ્યું કે ટ્રે... વખતે હમણાં જલદીથી ઉપડી જશે; લગભગ સઘળા કલા... સો ચીકાર ભરાઈ ગયા, ફક્ત એકજ ખાલી હતો, જ્યાં પ... તે ચોકસ કારણને લીધે બેસી શકયો નહી; તેની બારી આગ... એક નાનું બાળક ચીચીયારી પાડતું, ઉકલાઈને જોતું હતું.

ખશરૂ બે ત્રણ વખત તે ગાડી આગળથી પસાર થ... ગયો, પણ દરેક વખતે તે બચ્ચું વધારે ચીચીયારી પાડતું... ખશરૂને એકાંત ગમતું હતું, ને રડતાં છોકરાં બીલકુલ પસં... હતાં નહી. તેનો સ્વભાવ તો સારો હતો, ને ઘણીક વખતે ... બચ્ચાંઓ સાથે ઘણો પલોટાઈ જતો, પણ એક એવાં નાન... ચીચીયારી પાડતાં બાળકની વાત જુદીજ છે; તેની નજરમ... એવાં રડતાં છોકરાં તો બોજા સરખાં હતાં. છેલ્લે સરવાળે ... તેને જ્યાં જગા મળે ત્યાં બેસી જવુંજ પડયું, કારણકે ટ્રે... હંમેશ કરતાં પણ ઓછો વખત થોભી. તે એક ગાડી... બારણું ઊઘાડી અંદર બેસવા જતો હતો, તેટલાં તેમાંથી ઘોંઘ... ટી જેવો એક ઓરતનો ખોખરો અવાજ નીકળ્યો. "બુચાને બાર... આગળ રહેવા દે. મને કોઈ માતીડા આપણા કલાસમાં ગ... મતા નથી."

ખશરૂ પાછો ફરવા જતો હતો, પણ હવે તો મોડું થ... ગયું હતું.

"સાહેબ, અંદર બેસી જાવો, વખત થઈ જાય છે," ગા... ણુમ પાડી. તે બીચારો ફજેત થઈ ગયલો અંદર ખુણામ... બેઠો. પછી આસપાસ કોણ બેઠાં છે, તે નજર કરતાં જણા... યું કે, તે બચ્ચું હજી પણ ચીચીયારી પાડતું હતું. અગા... રડતું હતું, કારણકે તેને ગાડીમાંથી બહાર નીકળવાનું જોઈતું હતું ને હમણા એમ ચીરડાતું હતું કે તેને રસ્તો જોવા ગમતો હતો પણ તે ઓરતે "વીનીશન" ચડાવ્યું હતું. તેણી ઘણી જુવાં... દેખાતી હતી, ને બ્લુ રંગની સુંદર સાડી પહેરેલી હતી; તેનો ચેહરો ફીકો પણ સોહામણો હતો. બીજી ઉમરે પુગેલી સ્ત્રી જે ગાડીને બીજે છેડે બેઠેલી હતી, તે ઘણી બીમાર જેવી દેખાતી હતી ને શાલ ઓઢીને ઘંડી તથા પવન વીષે વારંવા... બબડતી હતી. એટલું તો ખુલ્લું જણાતું હતું, કે ખશરૂને ગાડીમાં બેઠેલો તેણી એક પીડા દાખલ ગણતી હતી. થોડે વખત તેણીએ છીંક ખાધી, જેમ કરવાને તેનું નાક લાયકજ હોય એવું જણાતું હતું, ત્યાર પછી પોતાનો સામાન તથા ગાંસડ... જે હતા તે વચ્ચો વચમાં મુકયા, જાણે તેની તથા ખશરૂની વચ્ચે એક મોટો કોટ બાંધતી હોય તેમ; જોકે ગાંસડા તથ... સામાન બેઠક ઉપર મુકતે તો કાંઈબી અડચણ હતી નહી, કારણકે ત્યાં પુષ્કળ જગા હતી. જ્યારે આએ મોટો કોટ બાંધવાનું કામ પુરૂં થયું, ત્યારે તે સ્ત્રીએ તે પીડા વીષે ખુલ્લી રીતે

પોતાનો અણગમો તે જુવાન સ્ત્રી સાથ વાત કરતાં દેખાડયો, ને ખશરૂને તે તદનજ આનંદ પમાડનારો હતો નહી. તેણીના પહેલા ટીકાઃ—

"આપણે તો ખરાંજ અનાડી, ને બેવકુફ છઈએ." તે જુવાન છોકરી હસી, ને હસતાં હસતાં તેણીના સુંદર સફેદ ઝીણા દાંતો દેખાઈ આવ્યા.

"હું તો બેવકુફ છું, પણ સાથે તમે કાંએ અનાડી, ને બેવકુફમાં ગણાઓ છો?"

"કારણકે કોઈનેબી જો જરા અક્કલ હોય તો આવી સરદીના દહાડામાંબહાર નીકળે નહી. જોની, કેટલો પવન, ને કેટલી ઠંડી?"

"જરા તમારા પગપર શાલ નાખોની?"

"દેખાયછ કેની, ઓઢીછ તે, પણ કાંઈ પવન થોડો છે કે? જરા પણ ફાયદો લાગતો નથી."

"હું દલગીર છું, પણ કરીયે શું?"

"જો કુંવર મારી સાથે હોતે તો કાંઈબી કરતે. હું ફરીથી એ દોસ્તી વગર બહાર નીકળવાની નથી."

"પણ બીજાં સ્ટેશન પરથી બેસશે, એમ તમુને કહ્યુંછ કેની?"

"હા, પણ હાલ મને જરૂર છે, તેટલાં તો નહીજ મળે તેવું કાંઈ?"

"તમે જેમ કહો તેમ હું તમોને કામલાગું. બોલોની શું છે?"

"મરરે મારા ડાકટર બરજોરજી પરથી, તેવણે મને કહેલુંજ છે, કે મારા પગ મને કદી ઠંડા કરવા નહી, હમેશાં હુંફાળાજ રાખવા જોઈએ."

"પણ જો બહાર નીકળ્યાં હોઈએ, ને ઠંડા પડી જાય ત્યારે શું કરવું, તે નહી કહ્યું, એ ઘણું દલગીરી ભર્યું છે; નહી તો તે ઉપાય ઠીક કામે લાગ્યો હતે."

"પણ મારો ડાકટર કાંઈ એવો નથી કે બધું અધુરૂં, ને બરાબર સમજાવ્યા વગર કાંઈબી કહે, પણ બધું સમજાવી સમજાવીને કહે છે."

"હા, પણ તે બધું કામનું શું? હાલતો તમારી પાસે કાંઈબી ઈલાજ નથી તેનું શું?"

"મારી દીકરી, ઇલાજ તો મારી પાસે છે, ને તેનીજ મને ત્યારની ચીડ લાગ્યા કરે છે."

"તમે શું બોલોછો, તે મને કાંઈ સમજ પડતી નથી."

"ક્યાંથી તુંને સમજ પડે, બધું તુંને સેંહતા પાટલી પાડીને કહે, ત્યારેજ તુંને તો સમજ પડે, લોકોની છોકરીઓ જરા ઈસારતમાં બધું સમજી જાય. બધાં અંજાણા લોકોના દેખતાં બધું ખુલ્લું કહી દેવાનું મને જરા પણ પસંદ નથી. જો આપણે એખલાં હતે તો વાત જુદીજ હતી."

ખશરૂને વધારે બેચેની થવા લાગી, કારણકે તે છેલ્લા ટીકા તો તેનેજ વાસ્તે કીધેલા હતા.

"હું ઘણો દલગીરછું, કે મારી હાજરીથી તમુને એટલી બધી અડચણ થાય છે," ખશરૂ નરમાસથી બોલ્યો.

તે સ્ત્રી વધારે જોસથી છીકવા લાગી, "મેં ક્યારે કહ્યું કે મને અડચણ થાય છે," તેણી પોતાની નાપસંદ રીતે બોલવા લાગી. જો તે સ્ત્રી એક મરદ હતે તો તેને તે સારી રીતે દેખાડતે, પણ તેમ નહી હોવાને લીધે તે અખાડા કરી ગયો, ને હસીને બોલ્યો "તમારી ગાડીમાં નહી દાખલ થવાને મેં તો મારેથી બનતું કીધું."

"ઘણું વખાણવા લાયક કામ કીધું, તું સાંભળેછ કે નાય?"

પણ ખશરૂએ પોતાનું કહેવાનું જારી રાખ્યું, "ટ્રેન એટલી તો ભરાઈ ગઈ હતી, કે મને અહીં બેસી જવાની ફરજ પડી, તે છતાં તમે જો કહેશો તો બીજું સ્ટેશન આવશે, ને બીજી ગાડીમાં જો જગા મળશે તો જરૂર ઉતરી પડીને ત્યાં બેસશ."

"અમે કાંઈ બીજાં સ્ટેશન પર ઉતરવાનાં નથી," તે સ્ત્રીએ નીરાસીથી જવાબ દીધો.

"વારૂ, પણ મારેથી કાંઈ ચાલતી ટ્રેને ઉતરી શકાયજ નહી, તેમ બનતું મુશકેલ છે."

"હાલના જમાનાના છોકરાઓથી કાંઈ થાયજ નહી, કાંઈ બનેજ નહી, બધું મુશકેલજ છે."

આ ટીકાથી તો ખશરનું ગળી ગયું, પણ બની શકે તો સલાહ કરવાના વીચારથી હમણાં તે બોલ્યો—"વારૂ, જાણે તમે એમજ સમજો, કે ટ્રેનમાં હું બેઠોજ નથી; હું ઊંઘાઈ જવાની કોશેશ કરશ, ને હું તમોને કબુલાત આપુંછું, કે હું આંખ મીંચીને બેસી રહીશ, ઊઘાડીશ નહી."

તે ઘરડી સ્ત્રી બોલી "આ જોયાં કોટક, શું ફકત આંખ બંધ કરીને બેસી રહેશો, તેથી શું એમ લાગશે, કે તમે બેઠેલા નથી." ખશરૂ લગભગ ચીરડાઈને બોલી ઉઠયો, "પણ ત્યારે તમે મારી પાસ શું કરાવવા માંગો છો? આ દેવીને નરમ પાડવાનું કામ ખશરૂને નહી બનવા જોગ લાગતું હતું.

"તુંને કાંઈબી કરવા કહે છે કોણ? ને જો કદાચ મારા પગ ઠંડા પડી જવાથી હું મરી જાઉં, તો તેમાં તારૂં શું જવાનું છે."

ખશરૂએ જવાબ આપ્યો નહી, તેને વીચાર આવ્યો કે જો તે ધપી જશે, તો એકબી રૂમાલ લીધા વગર, તે પાયદસતે જઈ શકશે. તેણી એટલી તો કોઠ્ઠ હતી, કે ખશરૂને તે વખતેબી એક પણ આંસું આવને નહી. પણ એવો નાલાયક વીચાર જેવો આવ્યો, તેવો તરતજ તેણે મનમાંથી કાઢી નાંખ્યો, ને જે સ્ત્રી તેની સામે બેઠી હતી, તેની તરફ નજર કીધી. જો તે ભુલતો નહી હોય તો, એવા ટીકાથી તે સ્ત્રીને મજાહ પડી હોય એવું તેના નાજુક ચેહરા પરથી જણાતું હતું. તેણીનું બાળક ઊંઘાઈ ગયું હતું, પણ જ્યારે ખશરૂએ તેણીની તરફ જોયું, ત્યારે તેણી વાંકી વળીને હલુસે બોલી "હું આશા રાખુંછું કે મારાં માસીની એવી કઢંગી રીતભાત સારૂ તમે માફ કરશો. એવણના જીવને સારૂં નથી, ને આજે ઠંડીની વખતે બહાર નીકળવું પડ્યાથી એવણનો મીજાસ આજે ગયલો છે. મને એવણને અડચણ કરતાં ઘણી દલગીરી લાગે છે."

ખશરૂએ જવાબ દીધો, "નહીજી તેની કાંઈ ફીકર નહી."

આટલી વાત થઈ ત્યારે તે ઘરડી સ્ત્રી તેમની તરફ પીઠ ફેરવીને બેઠી હતી, ને પોતાની પેટીમાંથી કાંઈ કાગળનાં ગોટો બહાર કીધો, ને બકરાં જેવો ગરીબ દેખાવ કરીને આસપાસ જોવા લાગી. તેની ભાણેજે શાંત દેખાવ કરીને પુછ્યું "કેમ તમારા પગ હમણાં ગરમ થયા છે કે?"

તે ઘરડી સ્ત્રીને ખરેખર ફાયદો લાગતો હતો, કારણકે તેણી ખુશીથી હસીને બોલી, "હા, મને હવે જરા ફેર લાગે છે ખરો. બરજોરજી ડાકટર ઘણો હુશીયાર છે. તેની દવાથી મને અજાયબ જેવો ફાયદો થઈ જાય છે. એક સારા ડાકટરને બરાબર ખબર હોય છે કે દરદીને શું માફક આવશે; ઠંડા પગનોજ એક દાખલો લેવોની. જો ગરમ મોજાં પહેરીએ તો કદાચ પગમાં હુંફ આવે છે, પણ થોડા વખતમાં નહી; પણ જો મારા ડાકટરની દવા લેવો, તો એવી મજાની દવા આપશે, કે તરતજ તેનો ગુણ થાય. શું એ અજબ જેવું નથી? તેણીની ભાણેજ પણ જલદીથી તેણી સાથ એકમત થઈ, જોકે તેણીએ કાંઈ ઉમેર્યું નહી, કે ડાકટર બરજોરજી તેની માશી ધારે છે તે કરતાંબી કાંઈ અજબ જેવો હુશીયાર છે; પણ એટલું કહ્યું કે "ઠંડા પગ શું, પણ કોઈબી બીજું દરદ તે પોતાના ઉપાયોથી સાજું કરી શકે છે." આ વખતે તો તે બાઈને બેશક ઘણો ફાયદો લાગો, ને જરા વખતમાં ઊંઘાઈ ગઈ. પછી ખશરૂ ફરીને તેણી તરફ જોવા લાગો. આ વખતે તેણીનાં ગજવાંમાંથી રૂમાલ કાઢતાં તે સરી પડયો, ખશરૂ તે ઊંચકવા વાંકો વળ્યો, તેમ કરતાં તેના દગલાનાં ઉપરનાં ગજવામાંથી તેનું એક કાગળ તે છોકરીના ખોળામાં જઈ પડ્યું.

[સાંધણ છે.] ખુરશેદ કોહલા.

## કંગાળ મીસીસ મેબરીક.

(જરા ધ્યાન ધરોજી, અબડ શું લગાવી કજુ કાજ—રાહ)

કેવી ભારે ગમખુઆરી, કીધી તેં તારી ઓ મીસીસ મેબરીક,
અફસોસ કીધું બુરૂં કરમ, સદગુણી સ્ત્રીને ન છાજે,
વફાદાર ખાવંદને જેહેર દીધું, બીજાના પ્યાર કાજે.
કેવી ભારે ગમખુઆરી, કીધી તે તારી ઓ મીસીસ મેબરીક.
ખરેજ દલગીર સર્વે નાર ઠરી તું ગુનેહગાર,
પ્રજા પુકારથી ફાંસી બચી, ન બંદીખાનેથી છુટકાર.
કેવી ભારે ગમખુઆરી, કીધી તેં તારી ઓ મીસીસ મેબરીક.
છતા દોલતમંદ નેક પતીએ, ન સમજી પુરતું સુખ,
બીજાના પ્યારમાં આંધળી બની પામી આવું દુખ.
કેવી ભારે ગમખુઆરી, કીધી તેં તારી ઓ મીસીસ મેબરીક.
પતી તો પામ્યો સ્વર્ગે મુકામ, જગમાં તું થઇ બદનામ,
પસતાવા સાથ બંદીખાનું વેઠો કીધું જે બદકામ.
કેવી ભારે ગમખુઆરી, કીધી તેં તારી ઓ મીસીસ મેબરીક.
કેવે બુરે વખતે મીસતર મેબરીકને આવી ભેટયો કાલ,
કે માતાનાં પરીણામથી દુર થયાં નીરદોષ બાલ.
કેવો કંગાળ બનયો હશે તે બચ્ચાંઓનો હાલ.
મોટા થશે બાળકો જયારે, જાણશે આ દુખી હાલ,
શી થશે ગતી તેમની ત્યારે કરો તેનો ખ્યાલ.
ખરેજ ધીકારશે કેદમાં છુટા કરૂર માતાને તે બાળ.
બેહેનપણીઓ હૈડે ધરી આ દુખ ભરી કાહાણી,
પતીને સદા વફાદારીથી વરતજો એજ સુખની લ્હાણી.
માહારૂં કેહેવું છે એટલુંજ બેહેનપણીઓ સમજુ ને શાણી.

હ૦ પી૦ એ૦

# નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

## ફ્લોરનસ નાઈતીનગેલ.




લોરનસ નાઈતીનગેલ, કે જેણીનું નામ જાણીતી મોટી ક્રીમયન લડાઈ વેળા ઘાહેલ થયલા સીપાઈઓનાં દુઃખો કમ કરવાની પરોપકારી કોશેશો માટે પ્રસીદ્ધ થયું છે, તેણી મી૦ નાઈતીનગેલની એક પુરી બેટી છે, અને તેણીનો જનમ ૧૮૨૦ ના મે મહીનામાં ઇતલીનાં ફ્લોરનસ નામનાં શેહરમાં થયો હતો. તેણીની આ પરોપકારી લાગણી પહેલાં પાડોસી તથા સગાં વહાલાનાં દુઃખો મીટાડતાં આસ્તે આસ્તે આગળ વધી હતી. ઇંગ્રેજી નીશાળો, હાસપીટાળો તથા ઉદ્યોગશાળાની શોધો કરી, અને તેથી પણ સંતોશ નહી પામતાં, તેવી તલાસ યુરોપના આખા ખંડમાં કરવા લાગી, અને ત્યાર પછી ૧૮૫૧ માં 'પ્રોતેસતંત' જોગણોની ટોળીમાં જોડાઈ.

ક્રીમીયાની લશકરી હાસપીતાળોના અંધેર કારભાર અને બરબાદ હાલત વીશે અતી સખત ફરીયાદ થવા લાગવાથી, તેઓને સુધારવાને માટે ઘણીક સુચનાઓ કરવામાં આવી, અને તે માહે અતી લોકપ્રીય સુચના આ હતી કે, હાસપીટાલનું ઉપરીપણું કેટલીક સારી બાનુંઓને ચુંટી કહાડી તેઓના હાથમાં આપવું. સેરડ હરબત કે જે તે વખતે લડાઈ ખાતાંનો સેક્રેટરી હતો, તેની વીનંતીથી મીસ નાઇતીનગેલે તે હાસપીટાલોનો કારોબાર પોતાના હાથમાં લીધો.

એટલુંજ કહેવાથી બસ થશે, કે જ્યાં એક વેળા ગુચવાડો અને ઘભરાટ જેવું હતું, ત્યાં પુરતી ગોઠવણ રાખ્યાથી અને બરદાસ્ત અને દીલાસો સહુને આપ્યાથી, તેણીએ સર્વેનાં દુઃખો કમ કર્યાં, ઘણાકની જીંદગી બચાવી, અને માંદા અને ઘાહેલ થયલાઓના આશીરવાદ મેળવ્યા સાથે પોતાના દેશનો આભાર પણ મેળવવા પામી. તેણીની આવી દયાળુ લાગણી અને ઉમંદા નોકરી માટે લોકોમાં એક મોટું ઉઘરાણું થયું, કે જે ફંડમાં નજદીક સાત લાખ રૂપયા ભરાયા હતા, પણ તે સઘળું નાણું તેણીએ 'નરસો' ને શીખવવાનું એક મોટું ખાતું સ્થાપવાના કામમાં આપી દીધા હતા. મીસ નાઈતીનગેલ કે જેણી આ કામમાં પુરતી માહેતગાર છે, તેણી તે ખાતાં માટે પોતાને હાથે ચોપડીઓ લખી તેઓને મદદ કરે છે. તેણીનું છેલ્લું લખાણ જે બાહેર પડયું છે, તે માહે સુવાવડ ખાનાં માટે કેટલીક જાણવા જોગ નોધો લીધી છે, તેમજ દાઈપણું શીખવવા માટે એક ખાતું ઉભું કરવાને દરખાસ્ત પણ કરી છે. આ લખાણ ૧૮૭૧ માં બાહેર પડયું હતું.

ગુલબાઇ ફરામજી પાટક.



# કાલે.

## કાલ ઉપર મુલતવી રાખનાર એક માણસને હાથે લખાયલા પોતાની જીંદગીના બનાવો.

### પ્રકરણ ૫ મું (ચાલુ.)

**જ્યાં એક ટેવજ બુરી પડેલી, ત્યાં હુશયારીબી શું કરે?**

આ મારા સાથીઓમાં બારની નામનો આઈરીશ શખસ હતો. આ માણસ ઈંગલંડમાં પોતાના ખેશ કબીલા સાથ મજુરી કરવા આવ્યો હતો. બારનીના સાંભળવામાં આવ્યું કે અમેરીકામાં મજુરીના પૈસા વધારે મળે છે, અને આ પ્રમાણે તે પોતાના વીસ અને અઢાર વરસના બે છોકરાઓ સાથ ફીલાડેલફ્યામાં આવ્યો. આ શખસના જેવો ખુશ મીજાજી મેં બીજા કોઈને જોયો ન હશે, અને કોઈને વીચાર પણ નહી આવે, કે આ શખસે આટલાં બધાં સંકટો ખમ્યાં હશે.

જ્યારે હમો સ્ટીમર છોડી જતા હતા, ત્યારે મારી અજાએબી વચ્ચે મેં તેને રડતાં જોયો, અને તેનું કારણ પુછવાથી મને માલમ પડયું કે તે પોતાના છોકરાઓ માટે આ પ્રમાણે વીલાપ કરે છે. મુસાફરીનું ભુર નહી ભરી શકાવાથી કપતાને તેના છોકરાઓને જ્યાં સુધી નાણું મલે ત્યાં સુધી પહરેજ રાખ્યા હતા. જોકે એક માણસ એક પૈ વગર મુસાફરીએ નીકળે એ મને અજબ લાગું, તો પણ મારેથી તે શખસને પૈસા આપ્યા વગર રહેવાયું નહી. તેણે પોતાનાં ગુંઠણ પર પડી આઈરીશ અને ઇંગ્રેજી ભાષામાં આસમાન તરફ હાથો ઉચા કરી બંદગી કીધી કે હું અને મારાં બાળ ગોપાળો કોઈબી રીતની તંગીમાં આવી પડયે નહી, કે હું લાંબી જીંદગી ભોગવું, અને જ્યાં જાઉ ત્યાં ફતેહ અને આબરૂ મેળવું. અંગ્રેજી રીત પ્રમાણે મને મુગો ઉપકાર વધારે પસંદ હોવાથી હું કંટાળી તેની આગળથી ચાલી ગયો, અને જે બોટમાં અમો ઘર જવાનાં હતાં તેમાં જઈ બેઠો. બોટ હંકરાતી હતી તે વખતે મેં મારી બાયડી અને છોકરા તરફ જોયું, અને આ સખાવત કે જેને માટે કદાચ તેઓને સંકટમાં આવવું પડે, તે માટે હું પસ્તાવા લાગો.

મી॰ ક્રોફ્તે હું ધારતો હતો તે કરતાં ખરાબ, અને મારાં ધણીઆંણી ધારતાં હતાં તે કરતાં સારી રીતે હમોને આવકાર દીધો. તેનો ચેહરો એક ચંચળ, પૈસા પેદા કરનાર માણસના જેવો હતો, તેની દરેક રીતભાતોમાં ડહાપણ અને સાહુચેતી તરત જણાઇ આવતાં હતાં. અરધો કલાક તેની સાથ વાત કરતાં મારી ખાત્રી થઇ કે પ્રમાણીક અને સાચાપણું, એ બે ખેતાબો જે તેણે મેલવ્યા હતા, તેને તે તદન લાએક હતો. તેનામાં બીજી કેટલીક એવી રીતભાત હતી, કે મને લાગું કે આ માણસને હું માન આપી શકીશ, પણ કદીબી ચાહી શકીશ નહી, અને તે પણ મને માન આપી યા તો ચાહી શકશે નહી; કારણકે જે ગુણને તે વધારે વખાણતો હતો તે બરાબર વાયદાસર કામ કરવાનો હતો.

પણ તેની ચાલચલણનો હેવાલ આપ્યા કરતાં, હમો બે વચ્ચે શું વાતચીત થઈ તે જો વાંચનાર તારી આગળ ધરશ, તો તુને બરાબર ખ્યાલ આવશે કે મી॰ ક્રોફ્ત કેવી જાતનો માણસ હતો.

મેં મી॰ નનનું આપેલું કાગલ તેને આપ્યું, અને જણાવ્યું કે મારાં ધણીયાંણી તેવણનાં સગાં થવાનું માન ધરાવે છે. તેણે ઘણુંજ ધીરેથી મી॰ નનનું કાગળ વાંચ્યું, મેં પણ ઠેરાવ કર્યો કે હું કોણ અને કેઈ તરાહનો માણસ છેઉ તે તેને જણાવી દેઉં; અને મેં મારે લગતી સઘળી બીના તેને થોડાક વખતમાં જણાવી દીધી. તેણે કાંઇ પણ બોલવા વગર મારી હકીકત સાંભળી, અને જ્યારે મેં બોલવાનું પુરૂં કર્યું, ત્યારે તે બોલ્યો—

"તમો અંહી શું ધારણાથી આવ્યાછો, તે હજી સુધી મને જણાવ્યું નથી."

મેં જવાબ દીધો કે હું કોઈ ચોકસ ધારણારાખી નથી આવ્યો.

"પણ અલબત" તે બોલ્યો, "તમારે દેશથી તમારાં ભવીષને લગતી કોઈ પણ ગોઠવણ કર્યા વગર તો તમે નહી આવ્યા હશો?"

મેં કહયું કે મેં કોઈ પણ ગોઠવણ કરી નથી, અને મારી મતલબ આગળ પાછળનું જોઈ તે પ્રમાણે ચાલવાની છે.

"એટલે શું?" તે બોલ્યો, "મેરબાંની કરી મને વધારે સારી રીતે સમજાવવાની તસદી લેશો?"

આ સવાલથી ખરેખરજ હું ઘણો ઉસકેરાઈ આવ્યો, પણ જ્યારે મને સમજાવવાની ફરજ પડી, ત્યારે મને પોતાને પણ માલમ પડયું, કે હું પોતે પણ સમજતો નથી.

મેં તરતજ મારૂં બોલવાનું ફેરવી નાખ્યું, અને જણાવ્યું કે આ દેશથી હું અજાણો હોવાથી કોઈ વધારે અનુભવી માણસની સલાહ લેવા ચાહતો હતો, અને તેવણજ વધારે અનુભવી હોવાથી મને સલાહ આપવાની મેં તેવણને અરજ કરી.

ઘણા વખતની ચુપકીદી પછી તેવણ બોલ્યા, કે કોઈને સલાહ આપવી એ ઘણુંજ જોખમ ભરેલું કામ છે, પણ મારી બાએડી તેવણની સગી થતી હોવાથી, અને પોતાનાં સગાંઓને મદદ કરવાની તેવણ પોતાની ફરજ ધારતા હોવાથી, તેવણથી બને એટલી સલાહ આપવાને તેવણ ના પાડશે નહી, અને ફકત સલાહજ નહી, પણ બનતી મદદ પણ આપશે.

મેં કહયું કે તેવણ મારી ઉપર મોટો ઉપકાર કરતા હતાં.

"બીલકુલબી નહી, જવાન માણસ, બીલકુલબી નહી, કારણકે હજી સુધી મેં તમારે માટે કાંઈ પણ કર્યું નથી."

આ ખરૂંજ હતું, અને મેં કાંઈ પણ જવાબ વાળ્યો નહી.

"તમારે માટે હું કાંઈબી કરૂં તે જેમ મારી ઉપર તેમજ તમારી ઉપર પણ આધાર રાખે છે. પહેલે હું સલાહ આપું તે આગમચ મારે જાણવું જોઈએ કે હાલ તમારી પુંજી પકારી શું છે."

મેં તાણી તોરી હસવાનું લાવી જણાવ્યું કે, તે ઘણીજ જુજ છે. કેટલીક આણાકાની સાથ મેં મારી પુંજીની રકમ તેવણને જણાવી.

"અને તમને તમારી બાએડી અને છોકરાનું ગુજરાણ કરવાનું છે?" તે પોતાનું ડોકું ધુણાવીને બોલ્યો, "અને વળી તેઓ બેઉ જણા કામ કરવાને લાએકનાં નથી. તેઓ તમારી ઉપર એક બોજા દાખલ થઇ પડશે. અમેરીકા માટે કાંઈ એવી ચીજો નથી. તમે તેઓને શું કામ તમારી સાથ લાવ્યા? પણ હવે જે બન્યુ તે તો બન્યું, આપણેથી બને એટલું તેઓના ગુજરાણ માટે કરીશું. તમે કહોછો તેમ તમે આ દેશથી તદન અજાણ્યા છેઓ, ત્યારે મારે સમજાવવું જોઈએ કે અંહી લોકો પૈસા કેમ પેદા કરે છે. મજુરો જો ઉદ્યોગી હોય છે તો તેઓ જલદીથી પૈસા એકઠા કરે છે, કારણ કે તેઓને અંહી મજુરીના પૈસા બહુ વધારે મલે છે. સુથાર, લુહાર, કડયા, ઘોડફેરા એજ કારણથી પૈસાવાલા બને છે. પણ એ સઘળી ચીજ કાંઈ તમારે લાયકની નથી. મારા

ધારયા પ્રમાણે તમારૂં મગજ કાબેલ છે, પણ તમારા હાથ તેટલા કળાવાલા નથી. હવે જો તમે ચોપડી વેચવાનો કે બાંધવાનો ધંધો કરો તો તમે કાંઇ ઝાઝી કમાણી કરો નહી. અત્રે કીમતી ચોપડીઓનો ભોહલો ખપ છે, પણ જેટલું તમે લંડનમાં મેલવી શકો તેટલું અહીં તો કદી ન મેલવો, જેથી આ ધંધો હાથ ધરવાને હું તમને ભલામણ કરતો નથી. કદાચ તમે ખેડુત થાવો— જો અમારા ખેડુતો હુશયાર અને મેહેનતુ હોય છે તો તેઓ ઠીક પેદા કરે છે, પણ તમે જગા લઈ તમારે માટે ઘર બાંધો એટલી તમારી પાસ પુંજી નથી! અને વળી હું નહી ધારતો કે ઝાડપાનને લગતું કાંઈ તમને ઝાઝું જ્ઞાન હોય. અને વળી ઉપર ટપકેની સંભાળ રાખવામાં પણ અનુભવીઓની જરૂર હોય છે. ચારો તરફ નજર કરતાં તો મને એવું લાગે છે કે, તમે વેપારી થવા કરતાં બીજો કાંઈ પણ ધંધો અહીં સારી રીતે કરી શકો નહી, અને આ ઠેકાણે પણ નાણાંની જરૂર હોવાથી કોઇ આફીસમાં તમને કલારક તરીકે રહેવું જોઈયે. હું ધારૂંછ કે તમે સારા લખનાર તેમજ હીસાબ રાખનાર હશો. ધીરજ, હુશયારી અને પ્રમાણીકપણાથી આગળ ચાલતાં તમારૂં સારૂં થશે, અને વળી કદાચ થોડાં વરસ પછી કોઈ માતબર શેઠયાના તમે ભાગીયાળી થાઓ. આટલું તો ખરૂં છે કે હું કાંઇ મારાં બાયડી છોકરાં સાથ આ દેશમાં નહી આવ્યો હતો. વખત જતાં હું મારા શેઠનીજ છોકરી સાથ પરણ્યો, કે જેથી મને બેવડો લાભ થયો; પણ બીજા હાથપર તમારી બાયડી મારી સગી થાય છે, અને એક પૈસાવાળા વેપારીની સગી સાથ પરણવું એ તમારી હાલત પ્રમાણે નહી પરણવા જેટલુંજ લાભકારક છે. મેં તમને કહયું હતું કે જેમ સલાહ તેમજ મદદ આપવાને હું તૈયાર છું, જેથી એક પખવાડયાં સુધી તમો મારે ત્યાં રહેવા આવો, તેટલા વખતમાં હું જોવશ કે તમે કલારક થવાને લાયકના છેવો કે નહી, અને જો પછી તમને અને મને પરવડશે તો આપણે વાત આગળ ચલાવીશું. તમે સમજશો તો ખરા કે આપણે કાંઇ પણ કબુલાત અથવા તો વચન એકમેકને આપ્યાં નથી, પણ તમારાં બાયડી છોકરાં અને તમને એક પખવાડયાં સુધી મારાં ઘરમાં ખુશીથી રાખીશ. અને જો તેટલા વખતનો તમે સારો ઉપયોગ ન કરો તો તેમાં તમારીજ કસુર સમજજો, અને તેમાં તમારોજ જોખમ સમાયલો ધારજો. હવે હું વધારે વખત થોભી શકતો નથી." તે પોતાનું ઘડીયાળ જોઈ બોલ્યો, "કારણ કે મને કામ છે, અને કામ કોઇ પણ માણસને માટે થોભતું નથી. મારી સગી અને તેણીનાં નાનાં બાળકને હોટેલમાં જઈને લઈ આવો. અમો બરાબર બે વાગે ખાનું લઈયે છીયે."

હું મી૰ ક્રોફતના ઘરમાંથી નીરાશી અને નાસીપાસી સાથ બહાર નીકળ્યો, પણ જ્યારે હોટેલમાં જઈ મારી બાયડીને સઘળી બીના જણાવી ત્યારે તેણી તો અજબ તેમજ બહુ ખુશી થઈ. તેણી મને દરેક રીતે સમજાવવા લાગી, પણ હું કાંઇ પણ જોઇ શકયો નહી.

ખરૂં કારણ તો એ હતું કે, મેં જે વીચાર બાંધ્યો હતો કે અમેરીકામાં એક સપાટામાં હું દોલત મેલવીશ, તેને મી૰ ક્રોફતે તોડી પાડયો હતો; અને આફીસનો કલારક થવું એ મારે મનસે ઘણુંજ હલકું કામ હતું. લુસીએ મને સમજાવ્યું કે જો બરાબર ઠર પડી પ્રમાણીકપણે કામ કરીશ તો બે ચાર વરસમાં મારૂં નસીબ ફેરવાઈ જશે. અંતે મને કબુલ કરવાની ફરજ પડી કે તેણીનો સગો બહુ ભલો આદમી હતો, અને તેણે મારી ઉપર મોટો ઉપકાર કર્યો હતો. તોપણ આટલું કબુલ કરવા પછી હું ઓરડામાં આમ તેમ પસાર કરી લાંબા વખત સુધી વીચારમાં ગુંથાયો.

મારી બાયડીએ મને ઘણીબી વખત યાદ દેવડાવ્યું કે મી૰ ક્રોફતને ત્યાં બરાબર બે વાગે ખાવાનું થાય છે, તથા તે વાયદાસર ચાલનાર માણસ છે; કે તેના ઘર અને હોટેલ વચે લાંબો તફાવત છે, કે મારે હવે જલદીથી તૈયાર થવું જોઈયે, અને તેણીએ મારા કપડાં તૈયારજ રાખ્યાં હતાં. આ સઘળું છતાં મેં વીચાર કરવાનું ચાલુજ રાખ્યું. છેલે મારી ધણીઆણીએ પોતે તેમજ બુચાને તૈયાર કરી મને ઘડીયાલ બતાવ્યું કે બે વાગવામાં બરાબર દશ મીનીટ બાકી હતી. હવે હું ઘણીજ ઉતાવલથી તૈયાર થવા લાગો, અને કમનસીબે મોજાં પેહેરતાં તેનું ચીડયુંજ ઉતારયું, કે જે મારી બાયડી સીવી આપે તેટલાં થોભવું પડયું.

છેલ્લે સરવાલે અમો બહાર નીકળ્યાં. જ્યારે અમોએ હોટલ છોડયું ત્યારે બરાબર સવાબે થયલા હતા; અને મી૰ ક્રોફતને ઘરનાં અરધું ખાઈ રહેવા પછી અમો જઈ પુગાં. તેવણુની ટેબલ ઉપર ઘણાક પહરોણાઓ હાજર હતા. દરેક જણ અમારા આવ્યાથી પાછું ફરી જોવા લાગા, મારી લુસી મીસીસ ક્રોફતને ઓલખતી ન હોવાથી, તેણીની અને બીજાઓની સાથ ઓલખાણ કરાવતાં લગાર ગરબડ થઇ રહી. આ સઘળાંની વચમાં મારો નાનો દીકરો એકાએક રડવા લાગો, કારણ કે એક કાળો સીધી તેને ટેબલ ઉપર બરાબર બેસાડવાની કોશેશ કરતો હતો. આ બાળકની બીહક ઘણો વખત સુધી નરમ પડી નહી. છેલ્લે સરવાલે મીસીસ ક્રોફતે તે કાળા આદમીને બહાર કહાડયો, અને તે બરાડા મારતો મુગો પડયો, તો જો કે થોડે થોડે વખતે તે ધીમાં ડચકાં ખાયા કરતો હતો. દરેક પહરોણાઓ ખાવાનું છોડી બેસી રહયાં. મીસીસ ક્રોફત ચીરડાઇ ગયાં કે સઘળું ઠંડું પડી ગયું હતું. પણ તેણીના વર તો કાંઈ ગુંચવાડામાં હોય તેમ જણાયા અને કાંઇ ઝાઝું બોલ્યાજ નહી. મેં તો કાંઈ ખાધુંજ નહી. મારી લુસી બીચારી શરમીંદી પડી ગઈ, અને જલદીથી નહી તૈયાર થવા માટે હું મને પોતાને ગાળ દેવા લાગો. છેલ્લે મારી મોટી ખુશાલી વચે ખાવાનું પુરૂં થયું. પણ ત્યાર પછી પણ મી૰ ક્રોફત મારી સાથે એટલાં તો ઠંડાપણાથી વાત કરવા લાગા કે મને બીક લાગી કે તેવણને મારે માટે હવે કાંઇ પણ સારૂં મત રહયું ન હશે.

ખાણાં પછી એક હડસન નામનો જવાન આવ્યો. તેની ચાલ ચલણ અને રીતભાતથી મારૂં ધ્યાન તેની તરફ ખેંચાયું. તે ઘણોજ રમુજી અને હસમુખો હતો; અને તેના આવ્યા પછી સઘળે ખુશાલી પંઠરાઇ. જ્યારે તેણે જાણ્યું કે હું એક અંજાણો માણસ હતો, ત્યારે ઘણું ખરૂં તે મારી સાથેજ વાત કરવા લાગો. હવે હું પણ ઉલટમાં આવ્યો, અને મારી તરફથી લંડન અને ઇંગલંડની ખબર સાંભળી તે ઘણોજ ખુશી થયો. જ્યારે તે ગયો ત્યારે પોતાને ઘર આવવાનું મને ઈજન કરતો ગયો. હું પણ એમ સમજ્યો કે આ જવાન મને ઠીક મદદગાર થઇ પડશે.

[સાંધન છે.] નવાજબાઈ જા૰ પાદશાહ.

**એક ભલાં દીલની માંગણી**—"જો તમને અડચણ નહી હોય તો સાહેબ હું તમારા એક હજાર રૂપ્યા બંચાવીશ;" એક જવાને એક બુઢા ગ્રહસથને કહ્યું.

"કેમ?"

"તમારી એક છોકરી છે, અને તમે તેણીને પરણવાની રીતમાં (૧૦૦૦૦) દશ હજાર રૂપ્યા આપવા માંગો છો."

"હાજી."

"સાહેબ, હું નવ હજાર રૂપ્યા લઇ તેણીની સાથ પરણીશ."



# રાંધવાને લગતું.

**કોપરાંનું અચાર**—કુમળાં નારીએલનાં બે આખા ગોટા લેવો, તેની પતળી સલેસ કરી એક દીન હવામાં સુકાતાં કરો; તડકાંમાં નહી. ત્યાર બાદ ચાર ચમચા સુકાં મરચાંનો ભુકો, આખાં સુકાં મરચાં આઠ તેના કટકા કરો, ત્રણ ચમચા દળેલી રાઇ, સેહેજ નીમક, એ સરવેને એક અથવા દોઢ કપ સોજે સ્ત્રોંગ શેરડીના શરકામાં મેળવી કોપરાં સાથે મીશ્ર કરી પાંચ છ દીનમાં ખાધામાં લેવું; એ અચાર ઘણા દીન રેહેશે નહી, પણ તુરત મહીનો દોઢ મહીના સુધી રાખી શકાશે.

**દુધમાં મરઘી**—એક મરઘી લઇ સાફ કરી કટકા કરવા, તેને મીઠું નાખી ઘીમાં લાલ કરી, વધારે ઘી હોય તો થોડું કહાડી લઈ પછી તેમાં બશેર દુધ નામવું, તે એવી રીતે કે અછેર દુધ નામી તેને ઇંગારપર રાખવી; તે સુકાયા પછી બીજી વખત અછેર નામવું, એ મુજબ બશેર દુધને ચાર વખત રેડવું. છેલ્લું દુધ નામતી વખતે તેમાં એક ચમચો ખાંડ નાખવી અને સેહેજ અંદર શીઆર રહે કે ઉતારવી.

**માછલાંનું ઉંબરયું**—એક ગરબનો ભરેલો તાજો બોંઝ લેવો, તેને ભીંગડાં સાથેજ રાખી ઉપરથી ઘસીને સાફ કરી ધોવો, ત્યાર બાદ તેને વચેથી ચીરી બેઉ બાજ વળગેલા રહે તેમ રાખી ગરબ આખો કહાડી અંદરથી માછલીને ખુબ ધોવી, તેમાં એકેક ભાગમાં ઉભા બબે કાપ મુકવા. ત્યાર બાદ અછેર લીલાં મરચાં, બે મોટા ચમચા સુકાં મરચાંનો ભુકો, કોથમીર ચાર જુરી, લસન એક આખો કરો, ધાનાજીરૂનો મસાલો ચમચો ભરી, થોડી હલદ, જીરૂં અરધો ચમચો, મરજી મુજબ આમલી, માછલી પુરતું નીમક નાખવું. એ સરવે મસાલાને બારીક પીસવો અને તેમાં પાશેર ઘી નાખી મસાલાને મીશ્ર કરો, ત્યાર બાદ માછલીના અંદરના ભાગમાં સરવે મસાલો લગાડી તેમાં ગરબ પાછો મુકી તેને બંધ કરો અને એક પાતળો સુતરાઉ કપડાંનો કટકો લઈ તેને લપેટીને તેની ઉપર પીલી મતોડી બીજવીને લગાડવું. કપડું દેખાય નહી તેવી રીતે લીપી લેવો અને ગાંમડી કોલસાનો ધગધગતો ઇંગાર તઈયાર રાખવો, તેમાં નીચેનો બારીક ઇંગાર કહાડી તેમાં મુકી ઉપર વધારે ઇંગાર મુકો અને માછલું તઈયાર થયાનો પમરાત આવવાથી ઉપરનો ઇંગાર ખસેડી તેને ફેરવીને મુકવું અને મતોરીનું પડ બળી જવાથી તે તઈયાર થયલું જાણવું. બેહેનો, તમો કહેશો કે એવી કાંટાવાળી માછલી સારૂ કોણ મેહેનત કરે, પણ તે માછલી તમો ખાશો ત્યારેજ તેની ખુબી તમોને માલમ પડશે, કે આખા સહુજ કાંટા નીકળશે અને ખાતી વખતે ફુ ફુ કરવું પડશે નહી. તીખાશ વાલી બેહેનોને આએ ભેટ કરીયે છીયે. તેની ઉપરનાં ભીંગડાં માછલી તઈયાર થયાથી આખું પડ નીકળી શકશે, તે રાખવાની મકસદ એ જે માછલી ભુંજયાની આગમજ બળે નહી.

મીસીસ શીરીનબાઈ દારાશાહ તારાપોરવાલા.

**કલેજીનું એક ઉતમ પકવાન**—બકરાંની કલેજી નંગ એક લઈ તેને ધોઈ સાફ કરી તેના પતળા કટકા કરવા. પછી કાંદો નંગ ૧, થોડુંક આદુ, લશણનો કરો નંગ ૧ નાધશો, કોપરાંનો નાધશો ટુકડો એક તથા ટેસ્ટ મુજબ લીલાં મરચાં અથવા એક ચમચો ધાણાજીરાંનો મસાલો, ચપટી હલદ. એ સરવે વસતુઓને બારીક પીસી પેલી કલેજીની સલેસ સાથે મેલવી દેવી. થોડુંક મીજાંનસર નીમકબી તેમાં લેવું, અને એ સરવેને સંદોવીને ધાંકી રાખવું અને જમવાની અરધો કલાક આગમચ ત્રણ કાંદાને બારીક સેવ જેવા કાપી ઘીમાં લાલ કરવા. લાલ કરતી વખતે સંભાલ રાખવી કે બીલકુલ લાલ નહી થઈ જાય. ખુલો બદામી રંગ આપવો અને તેમાં ઉપલી સંદોવેલી કલેજી નાખી દેવી અને સારી પેઠે ચમચ ફેરવી ઢાંકણુ ઢાંકી ઇંગાર ઉપર રાખવું. અંદર પાણી બીલકુલજ રેડવું નહી, પણ તપીલીનાં ઢાંકણાં ઉપર થોડુંક પાણી નામવું અને થોડે થોડે વારે અંદર ચમચ ફેરવવી. અંદરનું છુટેલું પાણી તથા તપીલીનાં ઢાંકણા ઉપરનું પાણી સુકાય કે ઉતારી પાડવું અને તેમાં અંદર થોડોક ગરમ મસાલો ભભરાવીને ખાધામાં લેવું. એ કલેજીનું પકવાન ખાધામાં ઘણું નરમ અને લેહેજતદાર લાગે છે.

**જીનજર બીસકોટ**—એ બીસકોટ એક ખુશ લેહેજતદાર મીઠાઈ છે, તે સાથે હજમીઅત પણ છે અને એ બનાવવાની રીત નીચે મુજબ હોય છેઃ—મલાઈ પા સેર, માખણ અરધો સેર, મેદા ખાંડ સફેદ તોલા દસ, સુંઠની બારીક ભુકી તોલા પાંચ, ઘઉંનો બારીક આટો સેર એક, ઇંડું નંગ ૧. ઉપલી સરવે જીણસો એકરસ કરી સાથે મેલવવી અને તેમાંથી મનપસંદ બીસકોટના ઘાટના કટકા બનાવી ભઠીમાં ભુંજી કહાડવા, એટલે ઉતમ અને સ્વાદદાર જીનજર બીસકોટ બનશે.

મીસીસ મેહેરબાઈ સોરાબજી ખરશેદજી ઇંજનેર.

## સુતરફેનીમાં વપરાતા દુધીઆ રવા વીશે ખુલાસો.

**સ્ત્રી મિત્રનાં બનાવનાર જોગ**—

પયારાં બાનુ—અકટોબર માસનાં "સ્ત્રી મત્રિ" માં અમોએ સુતરફેની બનાવવાની રીત આપી છે, તેમાં "દુધીઓ રવો" કહાડવા વીશે લખ્યું છે તે કેમ કહાડવો તે વીશે કેટલીક બાનુઓ તરફથી ખુલાસો પુછવામાં આવ્યો છે તેનો ખોલાસો નીચે મુજબ છેઃ—

સોહલ કાઠીઆ ઘઉં શેર ચાર લેવા અને તેને દળાવીને જે રવો કાહડવો તે રવો ઘણોજ સફેદ અને બારીક નીમનો કહાડવો, તેમાં બીલકુલ રતાસ રેહેવી નહી જોઇયે, એટલે કે ચાર શેરમાંથી તેવો સોજો સફાઈદાર રવો એક શેર જેટલોજ કહાડવો, તે રવાને દુધીઓ રવો કહે છે. તેમજ સુતરફેની બનાવતી વેલાએ તે રવાને જેમ બને તેમ સારી પેઠે ગુંદવાની સંભાલ લીધાથી સુતરફેની સારી બને છે. એજમારજ.

મીસીસ મેહરબાઇ સોરાબજી ખરશેદજી ઇંજનેર.

બાવા—તારા કલાસમાં સહુથી આગલુ છોકરો કયો છે રૂસ્તમ?

રૂસ્તમ—હું નહી જાંણતો.

બાવા—તુને જાણવું જોઈયે. જયારે બીજાઓ નીચું જોઇ લખ્યા અને વાંચ્યા કરેચ ત્યારે પોતે પણ કામ કરવાને બદલે એમથી તેમ કોણ જોયા કરેચ?

રૂસ્તમ—માસ્તર, બાવાજી.

એક દીવસે લગનનાં ખાનાપર લાંબી જીંદગી વીશે વાત નીકળી ત્યારે પરણેલી છોકરીની મા બોલીઃ "અમારા ખાનદાનમાં તો બધાં લાંબી જીંદગી કહાડે છે. મારા બાવાજી ૧૦૦) વરસની ઉમરે મરણ પામ્યા હતા." આ સાંભળી તેવણના નવા જમાઈ ઠપકા ભરયા અવાજે બોલ્યા "અને તે વીશે તમે મને જરાક ચેતાવ્યોબી નહી."

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૯ મું—"સેનદી પોઇન્ટ" થી "લોતા એ."

૨૮—કેપ ફ્રોવરદ.



૨૯—ફ્યુજયનો ચામડાં આપી તેના બદલામાં તંબાકુ, બીસકોટ ઈત્યાદી લે છે.

રવીવાર, તા૦ ૮મી અકટોબર—અમે સહવારે ૭ વાગે લંગર ઊચક્યું. "પોરટ ફ્રેમીન" પસાર કરતાં "કેપ ફ્રોવરદ" અમારી નજરે પડી, જે દક્ષીણ અમેરીકાની સૌથી છેલી ટોચ છે. બપોરના જ્યારે અમે "ઇન્ગ્લીશ રીચ" માં હતાં ત્યારે છેક અમારી નજદીક એક મછવાના આવવાથી અમારૂં ધ્યાન ખેંચાયું, ને તેમે અમારી સ્ટીમરની ઝડપ ઓછી કરવાને હુકમ કરયો, જે જોતાં તેમાં બેઠેલાં માણસો વધારે ઝડપથી તે મછવો ચલાવવા લાગાં, ને મોટેથી બુમો પાડી તરેહવાર નીશાનીઓ કરી અમુને ઉભું રહેવા કહયું. તેઓ અમારી નજદીક આવતાં બુંમ પાડી ઉઠયાં "અમુને તંબાકુ ને બીસકોટ આપો," તે આપી અમે બદલામાં, પાણીમાં રહેનારી બીલાડીઓના ચામડાં જે ઘણાં રૂવાવાલાં હોય છે તે લીધાં. તેઓએ પોતાના આંગપરના ઓઢવાનાં પણ કહાડી અમુને આપ્યાં અને બદલામાં તંબાકુ લીધો. આ ઉપરથી તેઓમાંની એક ઓરતે પોતાનાં આગ પર એક ચામડાંનો જભો હતો તે કહાડી આપ્યો અને બદલામાં થોડોક તંબાકુ, કાચના

દાણા અને મોહડું જોવાની આરસી અમે આપી, જેથી તેણી ઘણી ખુશી થઈ. તે મછવામાં એક મરદ, એક ઓરત અને એક છોકરો હતો. તેઓ સારી તંદરોસ્તી ભોગવતાં માલમ પડતાં. તેઓને છોડી આગલ જતાં "કારલોસ ટાપુ" અને "થોરનતન પીક" નો રળ્યામણો દેખાવ અમારી નજરે પડયો. અમે આસરે સાત વાગે "બોરજા" અખાતમાં લંગર નાખ્યું.



૩૦—થોરનટન પહાડની ટોચો.



૩૧—"સ્નોઈ સાઉન્ડ" નામનું હીમક્ષેત્ર.

સોમવાર—આજનો દહાડો ઘણોજ ખુશનુમા દેખાતો હતો, અમે સહવારના છ વાગે પાછાં ઉપડયાં. ઠંડી ઘણી હતી; અમો "સ્નોઈ સાઉન્ડ" આગલથી "કેપ નોચ" આગલ આવ્યાં ને ત્યાં "ઇંગ્લીશ રીચ" છોડતાં "પેસીફીક મહાસાગર" અમારી નજરે પડયો. અમે "મેગેલન" ની સમુદ્રધુની મુકી "સ્મીઠ ચેનલ" માં દાખલ થયાં અને બરફના સમુદ્રમાં થઈ "મેન ચેનલ" નાં મોંહ આગળ એક નાની ગુફા જેવી જગામાં અમે લંગર નાખ્યું. સાંજ લગભગ પુરી થવા આવી હતી, પણ છોકરાઓ, કપટાન અને હું કીનારે ગયાં, અને થોડીક જાતનાં ફ્રનસ અને લીલ એકઠી કીધી.



૩૨—અનફીટ બે.

બુધવાર, તા૦ ૧૧મી અકટોબર—અમે ગઈ કાલના સાંજના પાંચ વાગતેનું આ "પ્યુએરતો બ્યુએનો" ના બંદરમાં લંગર નાખ્યું. આજે સહવારે જ્યારે હું તુટક ઉપર આવી ત્યારે મેં જે દેખાવ જોયો તેવો સુંદર દેખાવ મેં મારી જીંદગીમાં કેદે પણ જોયો હતો નહી. ચંદ્ર ખુલ્લો પ્રકાશતો હતો, અને જેમ સુરજ ઉગતો જતો તેમ સામેના પહાડોની ટોચો પર તરેહવાર સોનેરી અને ગુલાબી રંગો પ્રકાશતા; અને જેમ જેમ સુર્યની રોશણી નીચે ખીણોમાં પડતી તેમ તેમ રંગ બેરંગી દેખાવો દીસતા હતા.

"ગાંપા" માં અમે સ્ટીમર ઉભી રાખી અને મેં થોડીક સબીઓ પાડી લીધી. તે દેખાવનો હેવાલ આપવાને મારી કલમ અશક્ત છે. મેં મીરર લેકની એક સબી જોઈ છે, જે હું ધારૂં છું કે આ મનોરંજક દેખાવનો કાંઈબી ખ્યાલ આપી શકે. ચેથેમ ટાપુ પરનો "અનરીત બે" અને "સેડર" કરી ટેકડી જે જાણે પગથ્યાંઓ હોય તેમ કાપેલી દેખાય છે, તે સહુથી

સરસ નીહાળવા લાયક જગા હતી. એજ ટાપુ ઉપરની "સીંગ્યુલર પીક" અને "વેલીંગટન" ટાપુ ઉપરના "ટુ પીક માઉન્ટન" તથા કેડીક્લ માઉનટન જોનારનું સર્વેથી ઘણું ધ્યાંન ખેંચે છે.

ભરેસપતવાર તા૦ ૧૨ મી આકટોબર—એક ખોલી અને થંડીવાલી રાત ગુજારયા પછી આજે ગઈ કાલના જેવોજ રવ્યામણો દીવસ સરૂ થયો હતો. સહવારે સવા પાંચ કલાકે અમોએ લંગર ઊંચકયું અને થોહાક માઈલ આગળ વધયા પછી સોમારેઝના ટાપુ આસપાસ વહાણ લેઈ "ઈંડયન રીચ" તરફ જવાને એક સાંકડી ખાડીમાં દાખલ થયાં. આ ખાડીમાં ભારે સંભાલ લેવી પડે છે, કેમકે તેમાં ઘણાક ખરાબાઓ આવયા છે અને તે ઉપર વારંવાર બારકસો અહડીને ભાગી પડયાં છે. થોડુંકનીજ વાત ઉપર એક મોટી જરમન સ્ટીમર આ જગા ઉપર ભાગી પડી હતી. આગળ વધતાં અમો એવી જગા ઉપર આવી લાગાં કે જ્યાં એકાએક આકાશ કાળું અને ભયંકાર જણાવા લાગું. થોડા વખત ઉપર ખોલું જણાતું આકાશ અને તપનો સુરય કાળા હુવાથી ઢંકાઈ ગયલો જણાવા લાગો, દુરના ડુંગરોનાં મથાળાં પણ અણદીઠ થઈ ગયાં, અને સઘળી ખીણોની ઉપર ધુમસ અને વાદલાંઓ ફરી વળ્યાં. આ સઘળાં ચીન્હ વરસાદ સાથંના તોફાનનાં હતાં, જોકે હજી હવાની શીશી મધેનો પારો હજી ઘણો ઉપર હતો. અમે હજી આગળ વધયાં એટલામાં કાળામાં કાળાં વાદલાંઓ અંમારા માથા ઉપર લડતાં જોવામાં આવયાં, અને ખોલ ખોલતામાં વાહાણ ઉપર વરસાદ વરસવા લાગો; પણ તે વરસાદ સાધારણ પાણીના વરસાદને બદલે નરદમ ધુલ અને જવાલામુખી પરવત મધેથી નીકળતી રાખનો હતો. આ અચબુચા પણ નવાઈ સરખા વરસાદથી વાહાણની સઘળી બારીઓ, ફાલકાંઓ સઘળું દોડાદોડી કરીને બંધ કરવામાં આવયું, તે છતાં અરધા કલાકમાં આખાં બારકસ ઉપર ધુલ ધુલ થઈ રહી હતી, જેથી સાવરણી, ધુલ પખોડવાની પીછીઓ અને બરશો ઉપર મારો ચાલવા લાગો; ધુલ અને રાખના એવી તરેહના વરસાદ માટે અમુને મુદલથી વકી નહી હતી, અને અમો સરવે આ અચબુચા બનાવથી ઘણાં હેરત થયાં હતાં. અગરજે એવું ધારીએ કે એ ધુલ અને રાખ કોઇ જવાળામુખી પરવતનીજ હોએ તો અમે જે જગા ઉપર હતાં તેની નજદીકમાં નજદીકનો જવાળામુખી પરવત ફીલો નામના ટાપુ ઉપરનો કોરકોવાદોને નામનો હતો, જે અમારી જગોથી લગભગ ત્રણસો માઈલને છેટે હતો. ત્રણસો માઈલને છેટેથી ઉડી આવેલાં ધુલનાં વાદલાં આકાશને શીહા બનાવે અને આટલે દુર સુધી આવીને વરસાદની મીસાલ વરસવા માંડે એ ખુદરતનો એક ખરેખર નવાઈ સરખો બનાવ હતો.



૩૩—બે ટોંચવાલો પહાડ.

મંગલવાર તા૦ ૧૭મી અકટોબર—આટલા દીવસ સુધી હંકારયા પછી આજે સાંજે અમે "મોકા"નું ટાપુ જોયું, જે "લોતા એ" થી દુર છે. આ બધા દીવસો જ્યારે દરયો શાંત હોય ત્યારે અમે કબુતરો, માછલીઓ અને દરયાઈ મરઘીઓ પકડવામાં ગુજારતાં હતાં. આવી રમત ગમત કરતાં અમોએ ઘણા શેકાર પકડયા હતા. કેટલાંક પક્ષીઓ એવાં તો હળી ગયલાં લાગતાં હતાં કે તેઓ પોતાની મેળે વાહાણ ઉપર આવતાં હતાં, અને તેઓ મધેનાં ઘણાં સેહેલથી પકડાઈ જતાં હતાં. તેમના પીછાં શોભાયમાન હોવાથી બચાંના પોશાગમાં તે વાપરવાનો હું વીચાર રાખુંછું. અમારાં વાહાણ ઉપરનો એલન એ પીછાં ઘણી સરસ રીતે કહાડી શકે છે, કેમકે તેણે આગલ એ વીશેની માહેતગારી મેલવેલી છે.



૩૪—દરયામાં કબુતર, માછલી, ઈત્યાદી પકડે છે.

હીરાંબાઈ ન૦ મે૦ પટેલ.



# રાજા ઓસકાર




ઈન નદી પરથી દેખાતાં એક સુંદર શેહેરનાં મોટાં ભપકાદાર દેવળમાં એક વખત એક અજાણ્યો ઑરગન વગાડનારો આવી લાગ્યો. ઘણાં વરસો વેર પેહેલે જે માણસ ઑરગન વગાડતો હતો તે એકાએક મરણ પામ્યો, અને તેની જગા કોણથી પુરાશે તે વીશે સર્વે કોઈ—રાજાથી તે ફકીર સુધાં—વીચાર કરવા લાગાં; પણ તેવામાં એકાએક એક દહાડો, જેવો તે દેવળનો રખેવાલ દેવળમાં દાખલ થયો કે તેની નજર એક અજાણ્યા શખ્સ પર પડી, કે જે પેલી કાળું કપડું ઓઢાડેલી ઑરગન આગળ બેસી વગાડતો હતો.

તે એક શોભયતા ઉંચા કદનો, ફીકા ચેહેરાનો પણ સોહામણા ઘાટનો માણસ હતો; તેની આંખો કાળી પણ ઉદાસ હતી, અને તેના બાલ કે જે તેની પીઠ ઉપર વીખરાઈને પડ્યા હતા, તે કાળા, રેશમ જેવા સુંવાળા અને ચળકતા હતા. તેણે પેલા આદમીને દાખલ થતાં જોયો નહી, પણ એટલા તો શુરથી વગાડવા લાગો કે પેલો અચરતીમાં ગરકાવ થઇ ગયલો રખેવાલ એમજ સમજવા લાગો કે તે ઑરગન માણસાઈ રૂપમાં બદલાઈ ગઈ હતી, અને તે શોક, વીલાપ અને શોર બકોર કરતી હતી.

જ્યારે વગાડવાનું અંતે બંધ પડ્યું, ત્યારે પેલો રખેવાલ પેલા અજાણ્યા શખ્સ આગળ ગયો, અને બોલ્યો:

"સાહેબ, તમો કોણ છો?"

"ભાઈ, મને મારૂં નામ કોઇને પણ જણાવવું નથી," તેણે જવાબ આપ્યો. "મેં સાંભળ્યું કે તમો લોક કોઈ ઑરગન વગાડનારની શોધમાં છો, અને તે વાસ્તે હું અજમાયસ થવા આવ્યો છું."

"તમોને જરૂર આ જગા મલશે," પેલો રખેવાલ બોલ્યો: "કારણ પેલો મરી ગયો તે કરતાં પણ તમો ચઢયાતા છો, સાહેબ."

"નહી, નહી, તમો મને છેક ચહડાવો છો" પેલો અજાણ્યો શખ્સ જરા હસીને બોલ્યો; અને પછી જાણે આગળ વધુ વાત કરવાને ખુશી નહી હોય, તેમ તે રખેવાલ આગળથી ખસી ગયો, અને પાછો વગાડવા બેઠો; અને હવે તે પેલું દલગીરી ભરયું ગાયન બદલીને ખુશાળી ભરયું વગાડવા લાગો.

તેની આંખો તેણે આકાશ તરફ ટીકતી રાખી હતી, કે જે તેણે અરધી ઉઘાડેલી બારીમાંથી દીસતું હતું, પણ થોડેક વારે દેવળમાં દાખલ થવાનાં કોઈનાં પગલાનાં સાદે તે ચોંક્યો, અને ફરીને જોય છે તો એક નાની બાદશાહી મીજલસ અંદર દાખલ થઈ. તેઓમાં એક જુવાન ખુબસુરત છોકરી હતી, કે જેના કસબી જુલફાંદાર બાલ તેણીની મરોરદાર ગરદન ઉપર વીખરાઈને પડેલા હતા, તેણીની ખુબસુરત મોટી બલુ આંખો તારાની માફક ચળકતી હતી, અને તેણીના નાજુક હોઠ પરવાળાં જેવા હતા. તે શાહજાદી ઈલીઝાબેઠ હતી. તેણીએ મખમલની એક નરમ બેઠક ઉપર પોતાની જગા લીધી, અને તેવીજ સઘળી આંખો તેણી તરફ ફરી. પેલા અજાણ્યા ઑરગન વગાડનારે પણ પોતાની આંખો તેણી તરફ ફેરવી, અને વગાડવા લાગો. જેવું તે ગાયન તેણીના કાન પર પડ્યું કે, તેવી તેણી એકદમ ચોંકી, તેણીના ગાલ ઉપરનો રતાશ ફમતી થયો, હોઠ ફીકા મારી ગયા, અને આખું બદન ધ્રુજવા લાગ્યું; છેલે સરવાલે તેણીની ખુબસુરત બલુ આંખો પેલા ઑરગન વગાડનારની કાળી આંખો સાથ મલી, અને તેનુંજ પેલું ખુશાળી ભરયું ગાયન બદલાઈને પાછું ગંભીરાઈથી શોક અને વીલાપ કરવા લાગું.

"ખરેખર," પેલો રાજા પોતાની બેટીના કાનપર પડી હળવેથી બોલ્યો, "આ ઑરગન વગાડનારો કોઈ ઘણોજ હુશયાર દીસે છે. સાંભળ બેટી, એજ માણસ તારાં લગન વખત પણ વગાડશે."

પેલી શાહજાદીના ફીકા હોઠ ઉઘડ્યા, પણ તેણીથી કાંઈ બોલાયું નહી. તેણી દલગીરીથી મુંગી થઈ ગઈ હતી. જાણે સ્વપનો જોતી હોય તેમ તેણી પેલા ફીકા ચેહેરાના ઑરગન વગાડનારને ટીકતી હતી. હા! તેણી જાણતી હતી કે તે કોણ હતો, અને શા વાસતે જીગર વીંધી નાખે તેવું તે વગાડતો હતો.

જ્યારે બંદગી પુરી થઈ ત્યારે પેલું બાદશાહી સરઘસ ઉઠીને ચાલ્યું, અને પેલો ઑરગન વગાડનારો પણ જેમ છુપાઈથી આવ્યો હતો તેમ છુપાઈથી દેવળ છોડી ગયો. જ્યારે સાંજની બંદગી શરૂ થઈ, ત્યારે પાછો પેલો ઑરગન વગાડનારો આવીને પોતાની જગાએ વગાડવા બેઠો. તેણે વગાડવાનું શરૂ કીધા પછી થોડે વારે મોહો ઉપર બુરખો નાખેલો એક ઓરતનો આકાર આવીને તેની પછવાડે થોડેક દુરથી ઉભો.

જ્યારે બંદગી પુરી થઈ અને સર્વે કોઈ દેવળ છોડી ગયાં, પણ પેલી ઓરત જ્યાં ઉભી રહેલી હતી ત્યાંજ ઉભી રહી, તેટલામાં પેલો રખેવાલ આવીને તેણીનાં ખભાં ઉપર હળવેથી હાથ મુકી બોલ્યો:

"બાઈ, સર્વે કોઈ દેવળ છોડી ગયાં છે, ફકત તમો અને હુંજ જવાનાં રહ્યાં છીએ, પેલો વગાડનારો તો કોણ જાણે કયારે અંહીથી જશે, વાસતે હવે હું આગળી ગમનો દરવાજો બંધ કરવા બેઠો છું."

"હું હમણા જવા માટે તઈયાર નથી," તેણીએ જવાબ આપ્યો. "મેહેરબાની કરી મને છોડી જાઓ—મને એખલી રહેવા દેવો."

પેલો રખેવાલ આ સાંભળી એક બાજુએ ખસી ગયો, અને અચરતીથી તેણી તરફ જોવા લાગો. થોડીક વાર વેર ઉભો રહી, તે ત્યાંથી ચાલી ગયો.

પેલો અજાણ્યો ઑરગન વગાડનારો હજી પોતાની જગાએજ હતો, પણ તે નીચી મુંડીએ વગાડતો હોવાથી, તેની પછવાડે કોણ છે તેની તેને બીલકુલ ખબર હતી નહી; અંતે પેલી પોતાની જગ્યા આગળથી ખસી અને ઑરગન પાસ જઈ પેલાની બાજુએ ઉભી.

"બર્તરામ," તેણી હળવેથી બોલી.

એકદમ ચોંકીને પેલા વગાડનારે પોતાનું માથું ઉચકયું.

દેવળની ઝાંખી બતીનું અજવાળું પેલી શાહજાદીના ખુબસુરત પણ સોહરાયલા ચેહેરા પર પડયું, અને જે કીમતી પોષાક અને ઝવેરાત તેણીએ સઢવારે પેહેર્યું હતું, તેને બદલે એક સાદો પોષાક હવે તેણીનાં દીલમાં હતો, અને મોંહ ઉપર એક જાડો બુરખો નાખેલો હતો, કે જે હવે તેણીએ ખસાડી નાંખ્યો.

"ઓ, ઈલીઝાબેદ, ઈલીઝાબેદ !" પેલો ઑરગન વગાડનારો બોલી ઉઠયો, અને ગુંહણ મરડીએ પડી, તેણીની ખુબસુરત પણ ગમગીન આંખો તરફ જોવા લાગો.

"બર્તરામ, તું અંહી કાંય આવ્યો ?" પેલી શાહજાદીએ પુછયું.

"હું તને છેલી સલામ કરવા આવ્યો છું; મેં જ્યારે તારા મેહેલમાં દાખલ થવાની હીમત નહી કીધી, ત્યારે અંહીના ઘાંટ વગાડનારને લાંચ આપી અંહી આવવા શકતીવાન થયો, અને જ્યારે હવે ઑરગન વગાડવાની જગ્યા ખાલી છે, ત્યારે એ ઑરગન મારફતેજ તને છેલી સલામ મને કરવા દે, કારણ તે બોલો મારા મુખમાંથી તો કદી પણ નીકળવાના નથી,

તેણી તરફથી તેને એક ડચકાં સીવાય કશો જવાબ મલયો નહી, અને તેથી તેણે પાછું બોલવાનું શરૂ કીધું.

"આવતી કાલે તું પરણનાર છે ?"

"હા" તે છોકરી ડચકાં ખાતી ખાતી બોલી. "ઓ બર્તરામ, પેલા સામા "ઑલટર" આગળ ઉભી રહીને હું કેવી રીતે સોગંદ લેવશ, કે જેથી મારો સઘળો ભવ બળશે ?"

"મારો વીચાર કર," બર્તરામ બોલ્યો: "તારાં લગન વખત, તારા રાજવંશી બાપે મને ઑરગન વગાડવા કહ્યું છે, અને મેં તે વીશે-કોલ આપ્યો છે. જો હું તારી બરોબરનો હતે, તો આજે ઑરગન વગાડવાને બદલે તારી પાસે પેલાં "ઑલટર" આગળ એક પરણુતા છોકરાની જગ્યાએ ઉભો રહેતે. પણ હવે મારા જેવા ગરીબને એ સઘળા વીચારો તજી દેવા જોઈયે."

"અરે, તારીથી છુટું પડતાં મને કેવું દુઃખ થાયચ," પેલી શાહાજાદી બોલી. "આજે રાતવેરમાંજ મારીથી કહેવાશે—કહેવાશે કે હું તને કેટલો ચાહું છું; પણ હવે થોડાક કલાક પછી તેમ કહેવું એક પાપ કર્યા બરોબર થશે, વાસતે મારા વ્હાલા બર્તરામ, હવે તું અંહીથી જા, બસ જતો રહે; ખુદા તને સલામત રાખો !" તેણીએ તેને ત્યાંથી જતો રહેવા એક નબળો આંચકો માર્યો, પણ તે કેવી રીતે જાય ?

તે જવા ઉઠયો, પણ પાછો ફરી, તેણીને પોતાના જીગર સાથ દાબી, ડચકાં તથા ગુંગળાતી છાતી સાથ તેણીને છેલી સલામ કરી ચાલી ગયો.

બીજે દીવસ સવારે પરોઢયાંમાં પેલા 'રખેવાળે દેવળ ઉઘાડયું' અને પેલાં બાદશાહી લગન માટે તૈયારી કરવા લાગો.

અમી રંગનાં ફુલો રસતાની બાજુએ ઝાડો પર લટકતાં હતાં, અમી રંગનાં પાદડાંઓ ઝાડો પરથી પડીને જમીન ઉપર વીખરાઈ પડયાં હતાં, સુંદર પીલાં ફુલો છુટાં છવાયાં ડાંખળીઓ વચે દીસતાં હતાં. સુંદર પંખેરાંઓ પોતાના મધુર સરોદ કહાડી સામેથી આવતી સવારીને મુબારકબાદી આપતાં હતાં.

બાદશાહી સવારી પુર દમામમાં મેહેલના દરવાજામાંથી બાહાર પડી, કે જેમાં શાહજાદી ઈલીઝાબેદ પણ હતી. તે સવારી ઘણીજ ભપકા ભરી હતી, મોટા મોટા અડેખાંઓની તોપીનાં પીછાંઓ આમ તેમ હવામાં મગરૂરીથી ડોળતાં હતાં, અને કસબી ઝભાઓ ઘોડાઓની પીઠ પર વીખરાઈ પડયા હતા. પણ પેલી શાહાજાદી, જેણી એક બરફ જેવા સફેદ ઘોડા ઉપર સ્વાર થઈ હતી, અને સફેદ સાતીનના ઝભામાં બીરાજેલી હતી, તે ફીકી અને દલગીર દીસતી હતી. જ્યારે તેણી દેવળ નજદીક આવી લાગી, અને ઑરગનનો સાદ તેણીના કાન પર પડવા લાગો, અને જોકે તે એક મધુર રાગ વાગતો હતો, તોપણ તેણીને તે શોકાતુર અને વધુ દલગીર બનાવતો હતો.

થોડીક પળ પછી તેણી દેવળમાં દાખલ થઈ, હા ! સામે પેલો પરણુનો છોકરો પુર દમામમાં ઉભો હતો, કે જેને તેણીએ કદી પેહેલે જોયલો નહી હતો.* માનને ખાતર તેણીએ પેલા વરરાજાની સલામનો ઉત્તર દેતાં પોતાનું ડોકું હલાવ્યું.

તેણીએ પોતાની નજર હવે પેલા અજાણ્યા ઑરગન વગાડનારની સોધમાં ફેરવી, પણ તેણીએ તેને જોયો નહી—તે જતો રહયો હતો.

બેસુદ્ધ જેવી હાલતમાં તેણી પેલા વરરાજાની બાજુએ "ઑલટર" આગળ ગુંહણુ મરડીએ બેઠી, બંદગી સાંભળી, અને પુછેલા જવાબનો ઉત્તર દીધો.

સઘળી કીયા પુરી થયા પછી તેણીના ભરથારે તેણીને પોતાની છાતી સાથે દાબી, અને હલુથી બોલ્યો;

"ઈલીઝાબેદ, મારા જીવ, મારી રાણી, મારાં મોંહ સનમુખ જો!"

ધ્રુજતી ધ્રુજતી તેણીએ ઉપર જોયું. પેલી કાળી આંખો જોઈ તેણી વધુ ધ્રુજવા કાંય લાગી ? તે ડરયો ત્યારે તેણીના ગાળ પર એકદમ રતાશ કાંય આવ્યો ? આહા ! જોકે તે રાજાએ મોટો કીમતી દગલો પેહેરેલો હતો, અને ઘણાંક કીમતી ઝવાહેરો તેના પોષાક પર ચળકતાં હતાં, તોપણ તે બર્તરામજ હતો, કે જે તેણીને ઑરગન વગાડવા શીખવવા આવતો હતો, અને જેણે પ્યાર શું તે પેહેલવેહેલું તે નાજુક નારને શીખવ્યું હતું.

"ઇલીઝાબેદ," તે રાજા બોલ્યો: "બર્તરામ હોફમેન, કે જે તને ઑરગન વગાડવા શીખવવા આવતો હતો તે, અને

* આગળા વખતમાં પરણતી કન્યાને તથા વરરાજાને એકએકને દેખાડવામાં આવતાં હતાં નહી. પરણતી વખતેજ તેઓ એકએકને પેહેલી વાર જોતાં હતાં.

રાજા ઑસકાર એકજ છે! મારી યુકતી માટે મને માફ કર. હું તને પરણવા માગતો હતો, પણ તું મને ઓળખે નહી અને પછી તારી ખુશી વગર તને આ ઑલ્ટર" આગળ લાવી લગનના કોલથી બાંધવા હું ખુશી નહી હતો, અને તેથી કરી આ યુકતી મને રચવી પડી. તારો વ્હાલો બાપ પણ આ યુક્તીમાં સામેલ હતો."

ઊપલું સાંભળ્યા પછી જ્યારે તેણીની બન્નુ આંખોમાંથી ખુશાળીનાં આંસુઓ તપકતાં બંધ થયાં, ત્યારે આ ખુબસુરત ઈલીઝાબેડે અથવા તે નવી થયલી રાણીએ પોતાના ભરથારના પ્યારનો બદલો બોકીઓથી વાળી આપ્યો, અને આ રીતે એ બાદશાહી જોડું હમેશનું સુખી થયું.

VIOLET.

## ભરવા-ગુંથવા વીશે.



એ. એમ.



એમ. બી.

ઉપલાં "મોનોગ્રામો" રમાલોપર, તુવાલોના છેડાપર, અથવા તો હર કોઈ સાદાં ઘરમાં વાપડવાનાં કપડાંઓ અને ફેનસી ભરતકામ પર પાડવા કામ લાગશે. એવાં "મોનોગ્રામો" અમો અગાઉ ઘણી વખત આપી ગયલાં હોવાથી અત્રે તેનો વધુ ખોલાસો આપવાની જરૂર નથી. એ વીશેની વીગતવાર સમજણ માટે જુઓ માસ જુલાઈનો અંક.

એક મુસાફર ગુસ્સામાં, હોટેલનો મેનેજર જેણે તેના (મુસાફરના) હાથમાં તરતનુંજ બીલ આપ્યું હતું તેને—"અહીં જુવો, તમે મારી પાસે લખવાનાં કાગળ માટે ચાર આના 'ચારજ' કરયાચ, અને તમે સારી પેઠે જાણોછ કે એક ટુકડો પણ તમે મને આપ્યો નથી."

મેનેજર—હા સાહેબ, પણ એ તો જે કાગળપર તમારું બીલ લખ્યું છે તેને માટે છે."

એક પુષ્ટીકારક દવા—થોડાક વખત ઉપર એક જણે પોતાની પુષ્ટીકારક દવા માટે પારીસમાં નીચલી જાતની જાહેરખબર છપાવી હતી:-

બાઇ સં૦ જ્યારે પરણ્યાં ત્યારે એટલાં તો નબળાં હતાં કે તેવણ મહા મુશકેલીથી દેવળમાં ઉભાં રહી શકયાં હતાં, મારી દવાની કેટલીક બાટલીઓ વાપરવા પછી હવે તેવણ પોતાના ધણીને અસતરી કરવાનાં લોઢાંથી આબાદ મારી શકે છે.

## રમુજે ફુરસદ.

નીચલી એક અથવા વધુ બાબદોના જે બાનુઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "સ્ત્રી મિત્ર"ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા તેઓનાં નામ પર ચીઠી કહાડી, જેનાં નામ પર આવશે તેને એક સુંદર રંગીન ચાલતાં સાલનું 'કેલેંડર' ભેટ આપવામાં આવશે. હમારી પર લખી મોકલનારાંઓએ નીચલી સરતો ઉપર ધ્યાન આપવું.

૧. દરેક લખનારી બાનુંએ પોતાનું ખરું નામ તથા ઠેકાણું હમારી ખાનગી જાણને માટે આપવું, અને અગરજો તેઓની મરજી ન હશે તો આખું નામ છાપવામાં નહી આવશે.

૨. જવાબો બનતાં સુધી આવતા માસની તા૦ ૧૦ મી સુધી મોકલી આપવા.

૩. જે કોઈ બાનુઓ રમુજે ફુરસદ "સ્ત્રી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો અમારા અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "મારજીન" છોડી લખવું, પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી, તે તેઓની મરજી પર રાખશું.

૪. જવાબો મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું. સ્ત્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં બાનું અધીપતી જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

### ૧—ઉખ્યાણું.

કયું નાનું જનાવર પોતાનાં નામમાંજ પોતાનું ઠામ રાખે છે?

મીસ ગુલબાનું જાંહગીરજી પટેલ.

### ૨—ઉખ્યાણું.

ત્રણ અક્ષરી શબ્દ, નારી જાની કહેવાઉં,
સુખમાં તો કદી નહી, પણ દુઃખે હું દેખાઉં.
પેટ મારૂં કાપી નાખો ને બનું હું પાણી નાર,
પરજાત કરે મારી પર અતી ઘણો પ્યાર.
પેટ મારૂં એખલું લેવો ને બનું નારી વળી અજબ.
જે વીના ખમવો પડે છે દુનયામાં મોટો એક ગજબ.

દી. આર. એમ. દારૂવાલા.

### ૩—ઉખ્યાણું.

હું એક ચાર અક્ષરી કુદરતનું નામ છું. મારો ૧, ૨, મલી એક નાની હોડી થાઉં છું. મારો ૩, ૨, મલી પાનાની રમતનો એક રંગ બનું છું. મારો ૪, ૨, મલી ખંજનો થાઉં છું, જેને ઉલટાવીને વાંચવાથી બારીક કગરસ બની જાઉં છું. મારો ૧, ૪, મલી એક જાતનો ગરમ મસાલો છે. કહો મારૂં નામ.

### ૪—ઉખ્યાણું.

નીચલા બેદી સવાલો ઉકળાવો.

બાવાની પાસે એક પારસી બાનુ આવે તો એક જાતનો કઠોળ બનાવે.

તમારા હાથની આગળ એક ટાંચણી મુકી જુવો કે પછી તમે કેવાં ઘાતકી બની જાવો છો.

એક ગામની પાસે માખણ તાવીને મુકો તો એક જાતનું ખોરાકમાં આવતું અને સર્વેનાં ઘેરમાં જાણીતું પક્ષી થાઉં છું.

પાણી પાસે જો તમે આસરો લેશો તો જરૂર તમે આસરા વીનાનાં થઈ પડશો.

### ૫—ઉખાણું.

માન મલે, જ્ઞાન મલે,
મલે સુખ સંસાર,
નામ જેનું સાંભળી ખુશી ઉપજે પાર,
એ ઉખ્યાણું પારખી મેલવવા થા તૈયાર.

**બાઈ જમશેદજી ટીક.**

### ૬—ઉખાણું.

હું પાંચ અક્ષરનો એક શબ્દ છું, મારો પહેલો અને બીજો મલીને સુમાર બતાવે છે, મારો ત્રીજો, ચોથો ને પાંચમો મલી પારસીઓની એક અટક થાય છે, મારો ચોથો ને પાંચમો મલીને એક જાતનું તોલ બતાવે છે કોઈ પણ માણસ એવું નહી હશે કે જે મને ચાહતું નહી હોય, તેમાં સ્ત્રીઓને મારી વધારે જરૂર છે; ત્યારે બેહનો મને શોધી કહાડશો?

**મીસીસ તાલેયારખાંન.**

## ખોલાસો ગઈ વેળાનો.

૧— મરજી.
રાતો.
ચાવડી.
એટલું. **મરાયા એડજવરથ.**
ફરવદ.
જડજ.
વરસાદ.
ચડીયા.

૨—તરકી નામનું પક્ષી, તેમજ તરકી નામનો દેશ.

૩—ઘડીયાલ.

૪—કબાબમાં હાડકું, ચોરનાં પગલાં ચોર જાણે, લડે લારી ને ધોધે વર; બેસયે જોઈ કે ઉઠાડે નહી કોઈ; અધુરો ઘડો છલકાય ઘણો.

૫—

ફી
સા ધ ન
નો સી ર વા ન
ફ્રા ધ ર ડે ભી ય ન
ધ ર મી ન ર
ગા ય ણ
ન

૬—કોઈજ નથી.

## ખરા જવાબો લખી મોકલનાર મુંબઈ ખાતેની બાનુંઓનાં નામો.

મીસ બઈજી એદલજી પુણેગર ૧, ૨, ૩, ૪, ૫. બાઈ બાઈ જમશેદજી ટીક ૧, ૩, ૪. મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ ફુમાસ ૨, ૩, ૪. મીસીસ ક. ન. ૧, ૨, ૩, ૪. બાઈ દીનબાઈ પાલણજી માસ્તર ૧, ૩, ૪. બાઈ રતનબાઈ ફ્રામજી મોદી ૨, ૩, ૪. Miss A. D. Pochajee ૨, ૩, ૪ (૫). બાઈ જા. પી. એનડરસન ૧, ૨, ૩. ૪.

## દેશાવરની બાનુંઓનાં નામો.

બાઈ દી. આર. એમ. દારૂવાલા (શીગામ) ૨, ૩, ૪, ૫. બાઈ માણેકબાઈ દા. શરાફ (ઇનડોર) ૧, ૨, ૩, ૪, ૫, ૬. બાઈ M. S. D. (પુણા) ૧, ૨, ૩, ૪. Mrs. D. N. Khory (મઉ) ૨, ૪, ૫. મીસ માણેકબાઈ કુવરજી મસાલાવાલા (મઉ) ૨, ૩, ૪. મીસીસ નજમુદીન (કલકત્તા) ૨. Mrs. D. M. Motafraмna (આણંદ) ૧, ૨, ૩, ૪, ૬. બાઈ આઈમાય કુવરજી મસાલાવાલા (મઉ) ૧, ૨, ૩, ૪, ૫, ૬: બાઈ બીચા ગોપીલાલ (અમદાવાદ) ૩, ૪, (૧) (૨) (૪) (૫). બાઈ ખુરશીદબાનુ એ૦ તાલેયારખાંન (અમદાવાદ) ૩, ૪. બાઈ રતનબાઈ હીરાજી વાડીયા ૪. બાઈ હીરાંબાઈ રતનજી વાડીયા (આનંદ) (૪.)

ઉમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાંની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

મીસ બઈજી એદલજી પુણેગર.

ઉમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

બાઈ આઈમાય કુવરજી મસાલાવાલા (મઉ)



## અમારી લખનારીઓને ખબર.

જે બાનુઓ સ્ત્રી મિત્રમાં લખાણ કરવાને રાજી છે પણ પોતાનાં નામો જાહેરમાં ખોલ્લાં મુકવાને રાજી નથી તેઓને નાસીપાસ ન કરતાં અમે ખાસ જણાવ્યે છીયે કે આવતા અંકથી અમો તેઓનાં લખાણોની પણ આ ચોપાનીયાંમાં જગા કરવાને ખુશી છીએ.

અમારી સર્વે લખનારીઓનું ધ્યાન અમો નીચલા કાયદાઓ પર ખેંચ્યે છીયે:—

૧.—લખનારી બાનુઓએ તેઓનું રહેવાનું બરાબર ઠેકાણું તેમજ જેઓ જાહેરમાં નામ આપવાને રાજી ન હોય તેઓએ અમારી ખાનગી જાણ માટે ખરૂં નામ આપવું. તેમ નહી બનશે તો અમો તેઓનાં લખાણો કબુલ કરશું નહી.

૨.—લખાણ અસલ છે કે તરજુમો તે જણાવવું. જો તરજુમો હોય તો શા ઉપરથી તે કીધો છે તે પણ જણાવવાની મેહેરબાની કરવી.

૩.—સ્ત્રીને બદલે પુરૂષને હાથનું લખાણ છે એવો કાંઈ પણ શક પડતાં અમો તે ચોપાનીયાંમાં લેવાને બંધાયલાં નથી.

૪.—કોઈ પણ બાનુએ ચોપાનીયાંને લગતી કાંઈ પણ બાબદ બીજી પુછવું અથવા સુચના કરવી હોય તો સ્ત્રી મિત્રનાં બાનું અધીપતીને સરનામે કાગલ લખી પુછાવવું; પણ તેનો જવાબ ખાનગી મોકલવો કે ચોપાનીયાં મારફતે, તે અધીપતીની મરજી ઉપર આધાર રાખે છે. દરેક સવાલનો ખાનગી જવાબ આપવાને અમો બંધાયલાં નથી.

૫.—લખાણો દર મહીને દશમી તારીખની અંદર મોકલી આપવાં. મોડાં મલેલાં લખાણો તે મહીનાના અંકમાં આવી શકશે નહી. **અધીપતી.**

## લખી મોકલનારાંઓને ખબર.

બાઈ આઇમાએ કુવરજી મસાલાવાલા, બાઈ માણેકબાઈ દા. શરાફ, બાઈ મેહરબાનું કાવરાજી દાવર, તમારાં લખાણો મલયાંછે, તે માટે ઉપકાર થયો; જોગવાઈએ લઈશું.

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં નાં૦ ૨૯ હારનબી રોડમાં કયસરે હિન્દ રતીમ પ્રેસમાં પોતાને માટે ફરામરોઝ કાવસજી મેહેતાએ છાપ્યું છે.


જાહેર ખબરો.

# જાહેર ખબરો.

જાનેવારી ૧૮૯૦.

પુસ્તક ૧લું.] [અંક ૧૧મો.

# સ્ત્રી મિત્ર.

દર માસની આખેરીએ પ્રગટ થતું, સ્ત્રીઓને સરવે વાતે ઉપયોગી થઈ પડે તેવું માસીક ચોપાનયું.

સં પં ના રાં—પારસી બાનુઓ.

મુંબઈ:
કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં,
ફરામજી કાવસજી મેહેતાએ પોતાને માટે છાપ્યું છે.
કીંમત વરસ ૧ ના આંગ ઉપર રૂ૩;
પોસ્ટેજ ૬ આના.

## મુંબઈના નામદાર ગવરનર લૉર્ડ રેનાં બખતાવર બાનું લેડી રેના માન પામેલા આસરા હેઠળ.

## સ્ત્રી મિત્ર—સાંકળિયું—જાનેવારી ૧૮૯૦.






STRI MITRA; OR THE LADY'S COMPANION.

પુસ્તક ૧ લું. જાનેવારી ૧૮૯૦. અંક ૧૧મો.




## ❧ ઘર સંસારી કેળવણી ❧

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

#### પ્રકરણ ૪ થું.

#### ગઈ ગુજરેલી વાતોનું સાંધણ—તાબેદારી અને નાતાબેદારી.




ઈમાએનો મંચેરશાહ મરચંટ તરફનો ધીક્કાર તેવણુ તેણીના બંધેવી થયા છતાં ઘટયો નહી; તેણી એવું માનતી હતી કે તેણીની ખુબસુરતી અને બહારના ભપકા તરફ તેવણુ એકલાજ તીરસ્કારની નજરથી જોતા હતા. બાળપણથીજ જો કોઈ પણ તેણીને દીનબાઈ કરતાં ઓછું કાંઈ આપતું, તો તેઓએ એક મોટો ગુનાહ કીધો હોય એમ તેણી સમજતી હતી, અને તે ગુનાહ કરનારાઓને કદી પણ વતારતી ન હતી, તેથી કરી દીનબાઈ તેણીની આગમજ પરણું અને તેબી વલી જેને તેણી ફસાવવા માંગતી હતી, (તેણી પર પ્યાર કરી તેની સાથે પરણુવા નહી) તેનીજ સાથે, એ તેણી એવો ગુનાહ સમજતી હતી કે છ મહીના સુધી તેણી પોતાની બેહન સાથ રૂસાઈ રહી અને મનચેરશાહ સાથ પણ ઘણુંજ અપમાનથી વરતતી હતી, કે જે સામે તેવણુ ફક્ત મુછમાંજ હસતા હતા. તેણીએ મોટાં દુઃખ વચ્ચે જોયું કે તેણી તેવણુને ફસાવી તો નહીજ પણ ગુસ્સે પણ નહી કરી શકી. તેવણુ તેણીની મરજી ઉપરાંત તેણી સાથે વાત કરતા અને ઘણુંજ માનથી વરતતા હતા, અને સગાં માફક તેણીને ઘટતી વેલાએ શીખામણ પણ આપવાને ચુકતા ન હતા. આએજ વખતની યાદથી તેણીએ પોતાનાં બેઉ છોકરાંનાં મનમાં તેઓના માસા વીશે ઘણોજ ખરાબ વીચાર બેસાડયો હતો; તેણી કહેતી હતી કે તેવણુ ઘણુંજ સખત દીલના અને ઘાતકી હતા, પણ ખરેખર આ પગલું તેણીએ તદ્દન વીચાર વગરનું ભરયું હતું. તેણી કદી પણ ભવીષ્યનો વીચાર તો કરતીજ ન હતી; જો તેણીને ખબર હતે કે થોડા વખતમાં તેણીનાં છોકરાંઓ, જે માણસ સામે તેણી ફરયાદ કરતી હતી, તેનાજ હસ્તકમાં જશે, તો કદાચ તેણી આવું પગલું ભરતાં અટકતે.

દીનબાઈને પોતાની જુવાંન જીંદગીમાં આએ ફેરફાર એટલો તો અજબ જેવો લાગતો હતો કે ઘણો વખત પછી તેણી પોતાનાં મનને શાંત કરી શકી, તેણી અસલથીજ કોઈ એકને માન આપવાને અને ખરા પ્યારથી ચાહવાને ઈચ્છતી હતી, અને તેણીના ધણીમાં આ તેણીની ઈચ્છા પુરી પડી. તેઓનાં અદરાયા પછી મનચેરશાહ દીનબાઈને મેહેતાનાં સાકરબાઈની શીસપારીખોર સહીઓની મંડળીથી જુદીજ કીસમની મંડળીમાં ફેરવતા હતા. તેણી જોતી હતી કે તેણીના વરને લોકો ચાહતા હતા, માન આપતા હતા અને વળી તેવણુ કરતાં મોટા વધારે ડહાપણવાલા અને આબરૂદાર અહસ્યો પણ તેવણુની સલાહ લેવા આવતા હતા. આએ જાતનો અહસ્ય તેણી પર પ્યાર અને માયા રાખે અને વળી તેણીને માન પણ આપે એ વીચારથીજ તેણી એટલી તો સંતોષ પામી કે તેણીના ખરા ગુણો પોતાની મેલે હમણાં બહાર ઝમકવા લાગ્યા, તેણીની ચાલ ચલણુમાં આ જાતનો ફેરફાર જોઈ.તેણીનો વર પણ અજબ થઈ કોઈ વેળા તેણીને મશકેરીમાં પુછતો હતો, કે તેણી તેજ શરમાઉ અને કુંજરી હોરમજશાહ બેહલી હોમજીની દીનબાઈ હતી કે કોઈ બીજી ? તેણીની ખરી હુશીયારી જેને તેણીની બેહન કચરા જેવી ધારતી હતી, તે તેણીના વરનાં ઉત્તેજનથી ખીલવા લાગી. તેણીએ જોયું કે તેણી જે રાગ, અને જે લાગણીથી પીયાનો વગાડતી હતી તેથી તેણીનો વર ઘણોજ મગન થતો, અને આ સોધ કીધા પછી તેણીએ એટલી તો હુશરથી પોતાના અભ્યાસમાં સુધારો કીધો કે તેણી તેથી પોતે પણ અચરત થઈ ગઈ. ચીતાર (Drawing) નો હુનર કે જે માટે તેણી અગાઉ ઘણી બેદરકાર રહેતી હતી, તેનો પણ હવે તેણીનામાં એટલો તો શોખ વ-

થયો કે તેણી હવે જુદી જુદી જગાના ચીતારો લેવા લાગી. આ ચીત્રોમાં તેણીના હાથે ચીતારેલાં પોતીકાં ઘરનો ચીતાર તેણીના વરને ઘણો ભાવતો હતો અને જ્યારેથી આઈમાએ પોતાની બેહનને તેણીના પંચગનીના બંગલામાં મલવા જતી ત્યારે આવાં સુંદર ચીત્રો જોઈ તેણી અજબ થતી હતી.

પણ દીનબાઈમાં આએ ફેરફાર જોઈ સૌ કરતાં વધારે તો હોરમજશાહ અજબ થતા હતા; તેવણ વારેઘડીએ પંચગનીમાં પોતાની દીકરીને ત્યાં રહેવા જતા હતા, (મુખ્ય કરીને જ્યારે તેવણનાં કુટુંબમાં એક દોહિત્રનો વધારો થયો ત્યારે) કારણ કે આઈમાએના ખરચાલુ અને બેદરકાર કારભાર તળે તેવણે દીનબાઈના વખતમાં મલતું સઘળું ઘરનું સુખ ખોહયું હતું. બારમે કલાકે તેવણે સોધી કાહડયું કે તેવણની સૌથી વાહલી અને હજી સુધીની માનીતી આઈમાય ખામી વીનાની ન હતી. દીનબાઈ એટલી તો માયાળુ અને તેણીના બાપનાં સુખ માટે એટલી તો કાળજી રાખતી હતી કે તેણીએ આઈમાયના મોટા ખરચો તેણીના બાપથી છુપાવ્યા હતા; પણ તેણીનાં લગન પછી આઈમાયનાં ફાશીનનાં ચરસો વધવા લાગ્યા અને તેથી અલબત પૈસો પણ વધારે ઉડવા લાગ્યો અને તેવણપર લાંબાં લાંબાં બીલો આવવા લાગ્યાં, જે બીલો આ જુવાંન બાનુને પોતાને ચુકાવા નહી ગમવાથી પોતાના બાપ પર મોકલી આપતી હતી. હોરમજશાહ આથી દુઃખ ભરેલી રીતે ચોંકયા અને પોતાનાં હમેશનાં અવીચારી પગલાં ભરવાની ટેવ માફક આ વખતે પણ જ્યારે ઘણા ગુસ્સે થયા ત્યારે તેજ ઘડીએ આઈમાયને ધમકાવવાની કોશેશ કીધી. કોઈબી વેળાએ બાપનો ઠપકો સાંભળવાની ટેવ ન હોવાથી તેણીએ પણ તેટલાજ ગુસ્સાથી તેવણને જવાબ આપ્યો અને આ પ્રમાણે બંને વચ્ચે એક મોટો કજીયો જાગ્યો, જેનો અંત આઈમાયનાં ગાડી જોડાવી સાકરબાઈને ઘેર જવામાં આવ્યો. જતી વખતે તેણી બોલતી ગઈ કે તેણીના બાવાનું ભેજું પાછું ઠેકાણે આવશે નહી ત્યાં સુધી તેણી પાછી ફરશે નહી. અંતે દીનબાઈનાં વચ્ચે પડવાથી બાપ દીકરી વચ્ચે સલાહ થઈ, પણ હવે હોરમજશાહની આંખો બરાબર ઊઘડી અને કમનસીબે જેમ કેટલાંક નબળાં મગજનાં મા બાપો નાનપણમાં પોતાનાં બાળકોને હદથી જ્યાદા લાડ લડાવે છે અને જ્યારે મોટપણમાં તેનાં પરીણામો જોય છે ત્યારે જેટલી હદથી જ્યાદા સખતાઈથી તેઓ તરફ વરતે છે, તેટલીજ સખતાઈથી હોરમજશાહ પણ આઈમાય તરફ વરતવા લાગ્યા. તેણીના બાપની આવી ચાલથી આઈમાય સાકરબાઈની સંગત વધારે સોધવા લાગી. દીનબાઈ અને મંનચેરશાહ સાથ ફરવા હરવાનું તેણીને પસંદ હતું નહી, પણ તેણીની બેહનની મોટી અજાયબી અને ખુશાલી વચ્ચે નાહના જાંગીરના જનમ વેલાએ તેણીએ પંચગની જવાનું તેડું કબુલ કીધું અને હમેશની માફક સાકરબાઈ સાથે મુંબઈ જવાને બદલે આ વરસે તેણીએ પોતાની બેહનનાં એકાંત રેહઠાણમાં જવાનું પસંદ કીધું એ વલી દીનબાઈને વધારે અજબ જેવું લાગ્યું. આઈમાય બોલતી હતી કે, મુંબઈથી તો હવે તેણી કંટાળી ગઈ હતી. મનચેરશાહ તરફના તેણીના ધીક્કાર છતાં (કે જે ધીક્કાર તેણી છુપાવવાને સંભાળ રાખતી હતી) તેણીએ સોધી કહાડયું કે તેવણ એક ઘણાજ રમુજી સાથી થઈ પડે; તેણીના બાપે પોતાની અસલ રીતભાત પાછી અખત્યાર કીધી હતી. તેણીની બેહન તેણી ધારી શકે તે કરતાં વધારે સુંદર અને રમુજી થઈ હતી, અને તેણીનો નાનો ભાણેજ તો ખરેખર ઘણોજ ખુબસુરત નાનો મસ્તાન હતો. વલી મનચેરશાહે તેણી માટે ખાસ એક નાની સુંદર ટટુની ગાડી ખરીદી હતી, કે જે તેણી પોતે હાંકી રોજ ફરવા જવાની મજાહ મેલવતી હતી. બે મહીનાની પોતાની મુલાકાતથી તેણીએ પોતાની બેહનપર ઘણી સારી અસર કીધી હતી; તેણીએ એક વેળાએ પોતાની બેહન સાથ એખલી બેસી વાત કરતાં કબુલ કીધું કે, તેણીએ પોતાનો પ્યાર એક ચોકસ શખસપર બાંધ્યો છે અને તેનું પરીણામ થોડા વખતમાં સારૂં આવશે એવી આશા છે દીનબાઈ એવું કયારે બને તેની વાતજ જોતાં હતાં. તેવણ ધારતાં હતાં કે આઈમાય પરણ્યા પછી પોતાની ચાલ તદન સુધારી નાખશે. અફસોસ! દીનબાઈ ગમે તેવી તીક્ષણ બુદ્ધીનાં હતાં, તોપણ હજી સુધી તેવણ પોતાની બેહનની ચાલ બરાબર પારખતાં શીખ્યાં ન હતાં.

હંડીની મોહસમમાં જ્યારે તેણી (દીનબાઈ) પોતાના બાપ સાથે મુંબઈ ગઈ ત્યારે તેણીની આ આશાઓ ભંગ થઈ ગઈ અને તેણીને પોતાની બેહન માટે એટલી તો ફીકર લાગવા માંડી કે જેથી તેણીની નાજુક તનદરોસ્તીને નુકશાન થયું અને ધારવા આગમજ તેણીના વરને તેણીને પાછું પંચગની લઈ જવાની ફરજ પડી.

આઈમાયની મરજી સોરાબજી વાહડયા સાથે પરણવાની હતી કે નહી તે આપણે કહી શકતાં નથી, પણ તેવણ તો તેણીને ખરા પ્યારથી ચાહતા હતા, એ ખુલ્લે ખુલ્લું દીસ્તું હતું અને તેણી પોતે પણ તે જાણતી હતી, અને આ વીશેની ખાતરી કીધા પછી તેણીએ તેવણને પજવવાની કોઈબી યુક્તી બાકી રાખી નહી, યા તો તેણી જેમ કહેતી હતી તેમ તેવણ તેણીનો પ્યાર મેલવવાને લાયક છે કે નહીં તે સોધી કહાડવાની કોશેશ કરતી હતી. સોરાબજી વાહડયા જાતે તીખ્ખા ખવાસના આસામી હતા. મનચેરશાહ મરચંટ તેવણને સારી પેઠે પીછાણતા હતા. તેવણ પોતે પોતાને ઓલખતા હતા તે કરતાં પણ વધારે સારી રીતે તેવણે કાલાવાલા કરી તેવણને સમજાવ્યું કે આએ સ્ત્રી કે જેની સંગતમાં તેવણ કદી સુખી થશે નહી, કે જેણી પોતાની ફાંટાવાલી ચાલોથી તેવણની જીંદગી કંગાળ બનાવશે, તેણીથી બનતાં સુધી દુર રહેવું; પણ સોરાબજી તો ફકત એમજ બોલતા હતા કે, "તેણી તો મારો પ્યાર કેટલો મજબુત છે તે અજમાવી જોવા માંગે છે, અને ગમે તે થાય તોપણ તેણી મારીજ થશે."

મનચેરશાહ અને દીનબાઈની અજાયબી વચ્ચે બે મહીના પછી સોરાબજીએ હોરમજશાહ આગળ જઈ આઈમાયના હાથની માંગણી કીધી કે જે માંગણી આઈમાયની મરજીથી તેવણે કબુલ રાખી, પણ તેણીએ એવી કબુલાત કીધી કે

જ્યાં સુધી તેઓ પરણે નહી ત્યાં સુધી તેઓના અદરાવાની વાત છુપી રાખવી.

આઈમાયના અદરાવાથી તેઓની ફીકર ઓછી થઈ હતે, પણ તેણીની આ કબુલાતથી ઉલટી તેઓની ફીકર વધી. મુખ્ય કરીને જ્યારે તેણી પંચગની જવાને બદલે સાકરબાઈની ફીશીઆરીખોર સહીઓ સાથે માથેરાન ગઈ, ત્યારે એક દહાડો સવારે સકારાં દીનબાઈ પોતાનાં બચ્ચાંઓની સંભાલમાં રોકાયલાં હતાં, કારણ કે તેવણનો નાનો બુચો તે રાતનાં લગાર આજારી પડ્યો હતો. તેણીએ હમણાથીજ એક માતાની સંભાલ અને ખુશાલીનો પુરતો અનુભવ મેલવ્યો હતો. તેણીનો બુચો હમણાં સારી પડે હોવાથી તેણીના ખોલામાં હસ્તો રમતો પોતાના ભાઈના મસ્તી ભરેલા ચાલાઓ તપાસતો પડ્યો હતો, અને દીનબાઈનાં મનમાં હમણા ખુશાલી શીવાય બીજો કાંઈ પણ વીચાર હતોજ નહી. આયાએ ઓરડામાં ખુરશીઓની લાંબી ને લાંબી હાર ગોઠવીને મુકી હતી કે તે પકડીને આપણા નાહના જાંગીર શેઠ આખો ઓરડો ચાલી શકે. આ મજાહ તે નાહના શેઠયાને ઘણીજ પસંદ પડી, કે જેવણ હમણાં પંદર મહીનાની બુઝરગ વયે પુગા હતા અને જેવણને ફસડયાં મારવા અથવા કોઈના હાથમાં બેસવા કરતાં ચાલવાનું વધારે પસંદ હતું. એક બે પગલાં ભરી તેવણ ઉભા રહેતા અને પછી એકદમ હસી પડતા કે જેને તેવણનો નાનો ભાઈ ચીંઆઉ મીઆઉંનાં ખુશાલી ભરેલા અવાજથી ટેકો આપતો હતો.

"દીકરા જાંગીર, જો સંભાલ રાખ, નહી તો ઝીકાઈ જઈને વલી તારી મમાને બીહવડાવતો ના", તેની જુવાન માતા બોલી, જેણી તેને એટલી તો ખુશાલીથી તપાસતી હતી કે તે ખુશાલીમાં ભાગ લેવાને તેણીએ તેના બાપને બોલાવ્યો; જ્યારે તેણીનો દીકરો જાણે પોતાની માતાના હોકમને તાબે થનો હોય એવું બતલાવવા એક પલ સુધી કાંઈબી ધરયા વગર ઉભો રહયો, અને પછી ઓરડાની સામેની બાજુએ દોડી જઈ, જાણે કેવીએક ફતેહ મેલવી હોય તેમ હસવા પડ્યો અને પોતાનો ગોલાબી ચેહેરો પોતાની માતાના ખોલામાં સંતાડી દીધો. દીનબાઈએ પોતાના દીકરાને માથાથી "કીસ" કીધી અને તેજ પલે તેવણના વર ઓરડામાં દાખલ થયા. 'પ્યારા મંચી", તેણી આતુરતાથી બોલી, "મેં ઘેલી જેવીએ અમથાજ તમુને બોલાવ્યા જો, હોમી તો હવે તદન સારી પખે છે, મને તો ફોકટનીજ કાંઈ બીહક લાગ્યા કરતી હતી, અને વલી આપણો જાંગીરબી"—તેણી એકદમ ધાસ્તીથી મુગી રહી ગઈ, કારણ કે તેણીએ પોતાના વરના ચેહરાપર એટલા તો ધભરાટની નીશાંનીઓ જોઈ કે જો કે તેવણે તેણીના બોલો સમજી હસવાની કોશેશ કીધી, તોપણ તેણી પોતાની બીહક દુર કરી શકી નહી, પણ ફકત પ્યારથી પોતાના દીકરાને એટલુંજ કહી શકી:—"જંગુ દીકરા, તારા પપાને જઈને પુછની કે તમે એટલા બધા દલગીર કેમ છેઓ."

. તે બાળક તેણીના ચેહેરા પર તીકવા લાગ્યું અને પછી જ્યારે પોતાના બાપના હાથો તેની તરફ લંબાવેલા જોયા ત્યારે પોતાની માતાની સાડી મુકી-દેઈ તેણીને તાબે થયો. મનચેરશાહે તેને હાથમાં લઈ પેટમાં ચાંપ્યો, તેને ઘણા પ્યારથી કીસી કીધી અને એક પણ બોલ બોલ્યા વીના ઓરડો છોડી ચાલી ગયા.

"બાઈ, હોમી બાબાકુ આપણા હાયમે દેવો" તેણીની આયા પોતાની બાઈનો ધભરાટ જોઈ બોલી અને થોડા વખતમાં દીનબાઈ પોતાના વર આગળ ગયાં, કે જેવણ એટલા તો ઉસકેરાઈ આવ્યા હતા કે પોતાની બાઈડીની હાજરી પણ તે પળે તેવણને શાંત કરી શકી નહી. થોડા વખતમાં તેણીએ નીચે પ્રમાણેની સઘળી વાત જાણી:—

આઈમાય અદરાયા પછી એવી તો ખરાબ ચાલ ચલાવતી હતી કે એકલા તેણીના બાવાજ નહી નાખુશ થયા હતા, પણ સાકરબાઈને પણ થવાનું કારણ મલ્યું હતું, જેવણ જો કે નબળાં ભેજાંનાં અને મોજ શોખમાં ચરી રહેલાં હતાં તોપણ થોડો ઘણો લોકોનો ડર રાખતાં હતાં. હોરમજશાહનાં નજદીકનાં સગાં થવાથી આઈમાયની સોરાબજી સાથ અદરાવાની વાત અલબત તેવણને જણાવવામાં આવી હતી અને જ્યાર ત્યાર તેવણ તેણીને હદમાં રહી ચાલવાની શીખામણ આપતાં અને કહેતાં હતાં કે કદાચ તેણીની આવી ચાલથી તેણી આવો સુના જેવો વર ખોહી દેશે, પણ આઈમાય તો ફકત તેવણના આ બોલો સાંભળી હસ્તી હતી. તેણીના બાપની શીખામણથી તો ઉલટી તેણી વધારે અને વધારે તેવણને દુઃખી કરતી હતી, તોપણ કોઈ કોઈ વેળાએ તેણી એટલી તો નરમ થઈ જતી કે સોરાબજી તેણીને વધારે અને વધારે ચાહતા હતા અને તેથી પોતાનું દુઃખ ભુલી જતા. તેણી તેવણને વારંવાર તેઓના અદરાવા વીશેની વાત છુપી રાખવાની ધમકી આપ્યા કરતી હતી અને કહેતી કે જો તેવણ તે વચન તોડશે તો કદી પણે તેણી તેવણનું મોહડું જોશે નહી. તેણીના બાપ, ભરીપના ખાવંદ, અને સહીને લાગતું હતું કે તેણીની આ ચાલ ખોટી હતી અને પેહલો તેમજ છેલ્લી તેણીને વારંવાર સમજાવતાં પણ હતાં, તે છતાં કોઈનુંબી તેણી પર ચાલી શકતું ન હતું.

આવી રીતે માથેરાનમાં એક મહીનો પસાર થયો, જ્યારે આઈમાયની જીંદગીમાં એક નવો સફો ઉમેરાયો. એક જુવાન સરજ્યન જે તરતનોજ વેલાતથી પાસ થઈ આવ્યો હતો તેની તરફ આઈમાયનું ધ્યાન ખેંચાયું. તેણી જાહેરમાં તેને વખાણવા લાગી અને પોતાના ભરીપના ખાવીંદ આગલ તે વીશે બોલતાં એવી તો બાથ વાપડતી હતી કે તેનાં દીલમાં અદેખાઈની લાગણી ઉસકેરાતી હતી. ખરશેદજી મેજર જાણતા તો હતા કે સોરાબજી વાહડયાનું આઈમાય પર દીલ હતું, પણ તેવણ એમ સમજતા હતા કે આઈમાય બેમાંથી તેવણને વધારે પસંદ કરતી હતી; પણ તેવણને થોડીજ ખબર હતી કે આથી તેવણ કેટલી પંચાતીનું મુળ રોપના હતા. હોરમજશાહ વારંવાર તેઓની વચમાં પડતા હતા, ફકત આઈમાયને ધમકાવીનેજ નહી, પણ આએ નવા આવનાર સાથ ઘણું ખરું ઊંચે મોહડે કરીને. અંતે જ્યારે તેવણે જોયું

કે તેણી તેવણને ગણકારતી ન હતી, ત્યારે તેવણે જણાવ્યું કે તેણી સોરાબજી સાથે અદરાવલી છે એવું જાહેરમાં જણાવી તેણીને શરમમાં નાખશે. આઈમાય પણ તેટલાજ ભીજાસમાં બોલી કે, જો તેવણ તેવું કાંઈબી કરશે તો તેણી પોતેજ આ કારજ તોડી નાખશે અને ખરશેદજી મેજર સાથે પરણી જશે. આએ તો હવે હદથી જયાદા થઈ ગયું. હોરમજશાહે કહયું કે તેણી જો એવું કાંઈબી કરશે તો તેવણના શ્રાપ તેણીને માથે પડશે, પણ આઈમાય તો ઠંડે પેટે કાંઈબી જવાબ આપ્યા વગર મુગાં મુગાં ફરવા ગયાં.

જ્યારે એક વખત જો હોરમજશાહનો ગુસ્સો ઉસકેરાયો તો તેવણની સાધારણ અક્કલબી તે વખતે જતી રહેતી હતી અને એક વેલાએ તેવણ જે કરવાને બીહતે તે આ વેળાએ તેવણે કીધું. તેવણ સોરાબજી આગળ ગયા અને તેને ઉસકેરયો, તેને ધમકાવ્યો અને આઈમાયને તેણીની મરજી મુજબ ચાલવા દેવા માટે તેને ઠપકો આપ્યો અને ચેતવણી આપી, કે જો હજીબી સખત ઉપાય ન લેશે તો તેને તેણીને ખોહવી પડશે.

આ સઘળું તે જુવાન શખસે ચુપચુપ સાંભલ્યા કીધું, પણ તેનો ચેહરો ગુસ્સાથી લાલ થઈ ગયો અને ઝનુનથી હાથ પગ અફાડી ઘેલો જેવો બની ગયો; તેણે આઈમાયને મોઢે મોઢું મલી વાત કરવા ઈચ્છયું. તેણે તેણી સાથ શાંત પણે વાત કરવાની કોશેશ કીધી. તેણીને કાલાવાલા કરી જોયા અને છેલ્લે ઠપકો પણ આપ્યો. આઈમાય એક તો ચીરડાવલી હતી, તેમાં પુરી ઉસકેરાઈ ગેઈ. તેણી બોલી "તમે ઘણાજ અદેખા છેઓ, શું તમે એમ કહેવા માંગો છો કે હું ખરશેદજીને ધીક્કારૂં ? ને તમારે લીધે તેવણ સાથે વાતબી નહી કરૂં ! વલી તમે ખરશેદજીથી એટલા તો જુદીજ જાતના માણુસ છેઓ કે હું ખરેખરી દુવા માગુંછ કે હવે આપણી વચ્ચેની સગાઈનો અંત આવે તો સારૂં, કારણ કે હું જાણું છું કે આ સગાઈથી આપણ બેમાંથી કોઈનેબી સારૂં થવાનું નથી." આમ કહી કાંઈબી જવાબ માટે થોભ્યા વીના તેણી ત્યાંથી ચાલી ગઈ.

સોરાબજીના ગુસ્સાનો આઈમાયને જરા પણ ખ્યાલ ન હતો. તેણી એમ ધારતી હતી કે તેણીએ હજી તેવણને પુરતી શીક્ષા નહી કીધી હતી અને તે દીવસે સાંજના સાકરબાઈને ત્યાંની પારટીમાં તેવણને વધારે દુખી કરવાનો તેણીએ ઠેરાવ કીધો, પણ તેણીનાં ભારે ગુસ્સા વચ્ચે તેવણ ત્યાં આવ્યાજ નહી અને તેણીનાં દીલમાં કાંઈ એવી તો છુપી બીહક ઉતપંત થઈ કે તે રાતનાં તેણી ભારી હૈયે પોતાને બીછાને ગઈ. સોરાબજીની ગેરહાજરીએ બધાંમાં અજાયબી ઉતપંત કીધી હતી; મુખ્ય કરી સાકરબાઈમાં. બીજે દીવસે સવારના આખું માથેરાન ધભરાટમાં પડયું. બધે એવી બુમ ઉડી રહી હતી કે સોરાબજી વાહડયા પેનેરામા પોઈંટ પરથી ખીણમાં પડી મરણ પામ્યા હતા. આ બનાવ કેમ બન્યો તે કોઈ સમજી શકયું નહી, પણ કાંઈ અકસમાતથી એકાએક તેમ થયું હશે એવી ચરચા લોકમાં ચાલુ રહી. તેવણનાં વીલ, તેવણના વફાદાર નોકર માટેની એક કીમતી ભેટ અને મનચેરશાહ મરચંટને નામનાં તેવણનાં એક કાગજપરથી એવું માલમ પડતું હતું કે તેવણે જાણી જોઈને ખીણમાં પડી આપઘાત કીધો હતો, પણ આ આપઘાત વીશે હોરમજશાહનાં કુટુંબ સીવાય બીજા કોઈ પણ લોકોમાં જણાવવામાં આવ્યું નહી. લોકોમાં તો નક્કી ખ્યાલ હતો કે આ બનાવ અકસમાતથી બન્યો હતો.

આઈમાયને જ્યારે તેણીના બાપે ગુસ્સામાં આ વાત એકદમ જણાવી, ત્યારે તેણીની હાલત કેવી થઈ પડી હશે તેનો હવાલો અમો વાંચનારને સોંપીએ છીયે. ગમે એવી ક્રુર, બોલસીલી અને સખત હૈયાંની, પણ તેણી એક ઓજ હતી અને તેબી વલી જુવાન અને જ્યાં સુધી સરજન ખરશેદજીને ઓલખતી ન હતી ત્યાં સુધી તો ખરેખરજ તેણી તેવણને ચાહતી હતી. ગમે તેવું તેણી પોતાનું મન મારતી હતી કે તેવણનાં મોતનું કારણ તેણી ન હતી, તોપણ તે કોશેશ એટલી તો ફોકટ હતી કે આ બાબદનો તેણી વીચાર કરતાં પણ કમકમતી હતી. તેણીનાં દીલમાં દલગીરીએ ઘર કીધું, પણ તેણીએ પસતાવો તો કીધોજ નહી. ત્રણ દીવસ અને રાત સુધી તેણીએ પોતાનો ઓરડો છોડયો નહી, અને તેણી જ્યારે બહાર દેખાવ દેવા લાગી ત્યારે પોતાનાં જીગરમાં જે દુઃખી લાગણીઓ થતી હતી તે બનતી કોશેશથી છુપી રાખતી હતી. જ્યારે તેણી એકલી પડતી ત્યારે તે વખત ખરેખરજ ઘણી ખરાબ રીતે પસાર થતો હતો. હવે તેણી પોતાની બેહનને મલવાને ઘણી ઈંતેજાર થવા લાગી. હોરમજશાહ પણ ઘણાજ દુખી થઈ ગયા હતા, અને સંતાપથી તેવણ આજારી પણ પડયા, જેથી દીનબાઈ અને મનચેરશાહને તેવણની આગળ જવાની ફરજ પડી. બીજાઓની ભુલોથી પોતાનાં ઘરનાં સુખમાં ખલલ થાય તે જોવાથી ઘણીએક જુવાન બાયડીઓ અને માતાઓ દુખી થાય, પણ દીનબાઈ કાંઈ તેવાં ન હતાં.

જે વખતે તેવણ પોતાના બાવાનાં ઘરમાં આવ્યાં તે વખતે આઈમાય એક મોટા મેલાવડામાં ગઈ હતી અને દીનબાઈએ માણસોને જણાવયું હતું કે તેણીની આવી પુગવાની ખબર બીજે દીવસ સુધી આઈમાયને જણાવવી નહી. બીજે દીવસે સવારના ઉઠયા પછી અરધે કલાકે દીનબાઈ પોતાની બેહનના ઓરડામાં ગયાં; જ્યારે તેવણે પોતાની ઊંઘતી બેહનના ખુબસુરત ચેહરાને ફીક્કો પડેલો જોયો ત્યારે તેવણનાં દીલમાં ધાસ્તી લાગી. . તેણીના લાંબા બાલો વીખરાઈને તેણીનાં માથાં પર છુટા પડયા હતા અને તેવણ જેવાં તે તેણીનાં કપાલપરથી આસ્તેથી ખીસાડવા ગયાં, તેવીજ તેણી ચોંકી ઉઠી.

"શું એટલા વારમાં સવારૂંથી પડયું કે ?" તેણી આંખો અરધી ઊંઘાડી બગાચી ખાતી ખાતી બોલી, "જાણે આખી રાત હું સુતીજ નહી હોઊં તેવું લાગેછ. હું સ્વપનો સ્વપનો જોઊંછ કે ?" તેણીએ ચોંકી ઉઠી ઉમેરયું. "શું હું એક જગાએ સુઈને બીજી જગાએ ઉઠી કે ? હું પંચગનીમાં છેઊં કે ?"

"નહી મારી વાહલી એમી, તું મને આપણા બાવાનાં ઘેરમાં આવકાર નહી દેતી ?" દીનબાઈ બોલ્યાં.

તેવણુના અવાજ અને દેખાવથી તેણીની છાતી ધપકવા લાગી. તેણીએ પોતાની મગરૂરી અને અસલ દમામ અખત્યાર કરવાની કોશેશ કીધી, પણ ફોકટ. તેણી પોતાનાં હાથો પોતાની બેહનની ગરદન આસપાસ વીટાળી રડી પડી.

આ આવકાર દીનબાઈને તેવણુ ધારતાં હતાં તે કરતાં જુદીજ રીતે મળ્યો હતો અને તેપરથી તેવણુ કાંઈ મોટી આશા બાધવા લાગ્યાં, અફસોસ! પણ આએ તો ફક્ત એક અરધાજ કલાકનું હતું. આઈમાય કપડાં પેહરે તેટલો વખત તેણીએ પોતાની બેહનને બહાર જવાના કાલાવાલા કીધા અને જ્યારે તેણી પાછી આવી ત્યારે આએ છકેલી છોકરી હસ્તે ચેહરે બોલી, "તમારાં ભાષણને વાસ્તે હવે હું તૈયાર છેઉં, કારણકે પંચગની વેરથી એક મોટું શીખામણનું ભાષણ આપવા શીવાય તમે અહીં શું કરવા આવો?" દીનબાઈએ તેણીની ખોટી ચાલ માટે ઘણીબી સમજાવવાની કોશેશ કીધી, પણ ફોકટ. આઈમાય બસ ઓંહસ કરી એમજ કહેતી કે તેણીનો તો કાંઈ વાંક હતોજ નહી, અને ગરીબ સોરાબ તો તેના પોતાનાજ ગુસ્સાનો ભોગ થઈ પડયો હતો, અને તેમ કરતી વેલાએ તેનું ભેજું ખચીતજ ખીસી ગયલું હોવું જોઈએ; જોકે આએ ઘણુંજ ભયભરેલું હતું, તોપણ તેણી કહેતી હતી કે તેમ થવાથી તેણી એક મોટાં સંકટમાંથી છુટી હતી. ગમે તેવી રીતે તેણી બોલતી હતી તોપણ દીનબાઈને લાગ્યું કે તેણીને અંદરખાનેથી દુઃખ લાગતું હતું. તેવણે જોયું કે તેણીને સમજાવવાના તેવણુના સઘલા નરમાસ ભરેલા ઉપાયો ફોકટ હતા. તેવણે મનચેરશાહ પર સોરાબે લખેલું કાગજ તેણીને વંચાવ્યું, જેમાં તેણે તેવણુની (મનચેરશાહની) શીખામણ નહી માનવા માટે પોતાને ઘણો મુરખ જણાવ્યો હતો અને તેવણુને અરજ કીધી હતી કે તેને બદલે તેવણે તેણીની પાસે માફ માંગવી અને કહેવું કે તેણે જે પગલું ભરયું હતું તે તેઓનું કાલેજ તોડવાને પુરતું હતું. આ કાગજ વાંચ્યા પછી આઈમાય ફીકી પડવા શીવાય તેણીપર બીજી કશી અસર થઈ નહી. હજીબી દીનબાઈએ ઈચ્છયું કે તેણી આ બાબદ માટે પસ્તાવો કરે. તેવણુ જાણતાં હતાં કે સખતાઈ તેણીને વધારે હુજતવાલી બનાવશે, તેથી તેવણે હોરમજશાહને તેણી સાથ નરમાસથી વર્તવાને કાલાવાલા કીધા, પણ તેમ તેવણુ કરી શકયા નહી.

તેવણુનો ગુસ્સો ખરશેદજી મેજરે આઈમાયના હાથની માંગણી કરવાથી વધારે ઉસકેરાયો, તેવણે જરાક પણ ઢીલ વગર આ જવાન સરજનની માંગણી સાફ ના પાડી, અને પછી પોતાની દીકરીને બોલાવી ખુબ ખખડાવી નાખી, તેવણે તેણીને સોરાબજી વાહડયાનાં મોતનું સુઝ જણાવી અને જવાન ખરશેદજીને ઉતેજન આપવા માટે તેણી તરફ કેટલાક શરમ ભરેલા બોલો વાપરયા; તેવણુની અજાએબી વચ્ચે તેવણે જોયું કે તેણીએ તેવણુનો ઠપકો ચુપચુપ સાંભલ્યો, પણ જ્યારે તેવણુ તેણી આગળથી ચાલી ગયા ત્યારે જો તેવણે તેણીને ફીકા ગાલો અને કચકચાવેલા દાંતોથી નીચલા બોલો બોલતાં સાંભળી હતે તો ખરેખરજ તેવણુ ઘણા ચોંકયા હતેઃ— "બાવા, જો તમુને છોડી જવામાં હું કાંઈબી પાપ કરતી હોઉં તો તે પાપ તમારેજ માથે પડજો. હું તમારી રજાથી પરણુતે, જો તમે મને તેમ કરવા દીધું હતે તો. પણ હવે મારૂં નસીબ લખાઈ ચુકું છે. વડોદરામાં મારે માટે હવે કાંઈ પણ સુખ નથી. ખોદા ખાતર હવે મારી પાસે બીજા ઉમદા જીગરને દુઃખી ના કરાવો."

ત્રણ અઠવાડયાં વહી ગયાં અને આઈમાયની હદથી જ્યાદા તાબેદારીથી અને બહાર જવા આવવાનું છોડી દીધાથી (આમ કરવા માટે દીનબાઈનું તે વખતે ત્યાં આવી પુગવું તેણીને એક ઠીક બાહનું થઈ પડયું હતું) તેણીના બાપનો ગુસ્સો ઘણો ખરો સઘળો નરમ પડયો. દીવસના થોડાક કલાકો તેણી પોતાની બેહનથી તદન એકલી ગુજારતી હતી તે માટે કાંઈ ઝાઝી અજાએબી ઉસકેરાઈ નહી. આઈમાયની ચાલમાં ફેરફાર જોઈ દીનબાઈ ખુશી થયાં, પણ બેઉ બેહનો વચ્ચેના વીસવાસનો તો હવે છેડો આવ્યો હતો. લોકો સોરાબજી વાહડયા સાથે આઈમાએનું નામ જોડી તરેહવાર ગપો ઉરાડતાં હતાં, પણ આઈમાય તેની થોડીજ દરકાર કરતી હતી, તો જોકે આ નીંદાથી તેણીનું કુટુંબ તો ઘણું ખીજવાનું હતું. આ વેલાએ આઈમાયને એક પૈસાદાર બાનુએ (જેણીને હોરમજશાહ સાથે થોડી ઘણી પીછાણ હતી) પોતાને ત્યાં થોડા દીવસ રહેવા આવવાનું તેડું મોકલ્યું; હોરમજશાહે આ તેડું ઘણાજ ઉપકાર સાથે કબુલ કીધું, આઈમાએ તે માટે પોતાના બાપનો ઉપકાર માન્યો, પણ કાંઈ ઝાઝી ખુશાલી બતાવી નહી.

તેણી જવાની હતી તેની એક દીવસ આગમજ બેઉ બેનો સાથે બેઠી હતી, અને નાહનો જાંગીર કે જે હવે પડયા ખડયા વગર બરાબર દોડી શકતો હતો, તે તેઓ આગળ રમતો હતો. તે એક ઉમદા ખવાસ અને ગરમ મીજાસનો છોકરો હતો. વલી સાથે લાગો નજીવી બાબદોમાં પણ ઓંહસીલો હોવાથી દીનબાઈને લાગતું હતું કે તેને ઉધારવાનું લગાર મુશકેલ કામ થઈ પડશે, પણ તેણી જેટલી નરમાસવાલી તેટલીજ મજબુત મનની હતી અને તેથી ગમે એવું દુઃખ લાગવા છતાં પોતાનાં વાહલાં બચ્ચાંની ઓંહસ તોડવાની હીમતથી કોશેશ કરતી હતી.

"જંગુ દીકરા, એને હાથ ના લગાડ", એક નાની નીચી ટેબલપર શોભાને માટે મુકેલું સુંદર પણ તકલીદી રમકડું લેવાને પોતાના દીકરાને હાથ લંબાવતાં જોઈ તેણીએ કહયું. તે બાળકે હસીને બારી નજરે પફાઈથી તેણી તરફ જોઈ પોતાનો હાથ ખેંચી લીધો, પણ ટેબલ આગલથી ખસ્યો નહી.

"અહીં આવ, જાંગીર તું આએ કેવી મજેહની ચાઈ ચાઈ સાથે કેટલું વયો રમયો નથી." આમ કહી તેણીએ પોતાનાં સીવવાનું મુકવાના દાબડામાંથી રંગબેરંગી હાથીદાંતના લખોટા કહાડયા કે જે તે બાળકને ઘણા પસંદ પડતા હતા અને તેને આપ્યા, પણ હમણા તો જાંગીરની આંખમાંથી આએ લખોટાની સઘળી ખુબી જતી રહી હતી અને આ નાના શેઠ તો ટેબલ આગળથી ખસ્યાજ નહી. દીનબાઈ તેની આગલ જઈ ગુંહણુમંડીએ બેસી ધીમેથી બોલ્યાં—"મારો જંગુ તો મમાનો તાબેદાર દીકરો છે નહી વારૂ?"

"અને આએ ધોઈએત." તે તોતરે અવાજે, જાણે કાલાવાલા કરતો હોય તેમ પોતાના નાહના હાથો પ્યારથી પોતાની માયની ગરદન આસપાસ નાખી બોલ્યો. દીનબાઈનું ઘણું મન થયું કે તે ચીજ તે બાળકને આપી તેને ખુશી કરે, પણ તેણી મક્કમપણાથી તે લાલચની સામે થઈ.

"પણ એ રમકડું કાંઈ તુંને રમવા લાયક નથી મારાં જીગર, અને વલી એ કાંઈ આપણું નથી, કોઈની ચીજને આપણે હાથ નહી લગાડવો જોઈયે. ચાલ, એવીજ મજેની કાંઈ બીજી ચાઈચાઈ તારે વાસ્તે આપણે સોધી કહાડયે."

થોડીક પલો સુધી તે તેણીના ખોલામાં બેસી રમ્યા કીધો. આથી તેની માના સમજી કે તે સઘળું ભુલી ગયો હશે; પણ આપણા નાહના શેઠયા તો હજી ભુલ્યા હતા નહી. તેવણ કાંઈ એટલામાંજ જેર આવે તેવા ન હતા. થોડા વારમાં નજર ચુકાવી તે ના ફરમાવેલું રમકડું તેણે ગુપચુપ ઉચકી લીધું અને ફતેહથી ભોંયપર બેસી રમવા લાગ્યો. તેની ચુપકીદીથી દીનબાઈનું ધયાન તેની તરફ ખેંચાયું. આટલી બધી નાતાબેદારી તેણે જનમમાં પેહલીજવાર પોતાની માતા તરફ દેખાડી હતી, અને તેણીને લાગ્યું કે હવે તેણીએ પોતાનો ઠેરાવ અમલમાં લાવવાની આનાકાની કરવી ન જોઈયે. જો કે તે આટલું નાહનું બાળક હતું, તોપણ પોતાની માતા ક્યારે નાખુશ થતી હતી તે સમજતો હતો. જ્યારે તેણીએ ઘણીજ ગંભીરતાથી તે રમકડું તેણીને એકદમ પાછું આપી દેવા કહયું ત્યારે તેણે ગુસ્સામાંજ થોબરો ચહડાવી તે ફેંકી દીધું અને એકદમ રડી પડયો. તેની આયા તેને એ ...માંથી બહાર ઉચકી લઈ ગઈ અને દીનબાઈએ ગુપ...

ખરશેદજીને ધીક્કાર ? ને તમારે લીધે તેવણ સાથે વાતેજાર નહી કરૂં ! વલી તમે ખરશેદજીથી એટલા તો જુદીજ જાતના માણસ છેઓ કે હું ખરેખરી દુવા માગુંછ કે હવે આપણી વચ્ચેની સગાઈનો અંત આવે તો સારૂં, કારણ કે હું જાણું છું કે આ સગાઈથી આપણ બેમાંથી કોઈનેબી સારૂં થવાનું નથી." આમ કહી કાંઈબી જવાબ માટે થોભ્યા વીના તેણી ત્યાંથી ચાલી ગઈ.

સોરાબજીના ગુસ્સાનો આઈમાયને જરા પણ ખ્યાલ ન હતો. તેણી એમ ધારતી હતી કે તેણીએ હજી તેવણને પુરતી શીક્ષા નહી કીધી હતી અને તે દીવસે સાંજના સાકરબાઈને ...ની પારટીમાં તેવણને વધારે દુખી કરવાનો તેણીએ ઠેરાવ કીધો, પણ તેણીના ભારે ગુસ્સા વચ્ચે તેવણ ત્યાં આવ્યાજ નહી અને તેણીનાં દીલમાં કાંઈ એવી તો છુપી બીહક ઉતપંત થઈ કે તે રાતનાં તેણી ભારી હૈયે પોતાને બીછાને ગઈ. સોરાબજીની ગેરહાજરીએ બધાંમાં અજાયબી ઉતપંત કીધી હતી; મુખ્ય કરી સાકરબાઈમાં. બીજે દીવસે સવારના આખું માથેરાન ઘભરાટમાં પડયું. બધે એવી બુમ ઉડી રહી હતી કે સોરાબજી વાહડયા પેનેરામા પોઈંટ પરથી ખીણમાં પડી મરણ પામ્યા હતા. આ બનાવ કેમ બન્યો તે કોઈ સમજી શકયું નહી, પણ કાંઈ અકસમાતથી એકાએક તેમ થયું હશે એવી ચરચા લોકમાં ચાલુ રહી. તેવણનાં વીલ, તેવણના

"પણ ત્યારે તુએ એટલી બધી ઘાતકી થઈ તે બીચારાને ઉપર શાંનો મોકલી દીધો? તેની પાસેથી રમકડું લઈ લીધું તેજ બસ નહી થયું કે?"

"ફરીથી હાથ નહી લગાડવો જોઈએ તેટલું યાદ રાખવા માટે તો ખચીતજ બસ નહી."

"ત્યારે શું તું એમ ખાતરીથી ધારેછ કે એ હવે ફરીથી કશાંને હાથ લગાડશેજ નહી?"

"હું તેવું ઈચ્છુંછું એમી, પણ તેમ જો કદાચ ફરીથી બનેબી તો મારે નીરાશ નહી થઈ જવું જોઈએ; એ તો હજી નાદાન બચ્ચું છે અને તાબેદારી જેવો મુશકેલ ધડો તે એક બે અથવા તો છ વખતમાંબી શીખી શકે એવી આશા હું નથી રાખતી."

"અને તેં તે રમકડું તેને આપવાથી જેટલો તે તુંને ચાહતે તેટલો શું હમણાં ચાહશે કે?"

"કદાચ તે ઘડીએ નહી ચાહે, પણ જ્યારે મોટો થશે ત્યારે તો સામો મને વધારે ચાહશે; અને તેજ આશા હમણાં તેને ના પાડવાથી જે દુઃખ મને થાય છે, તેનો બદલો પાછળથી વાલી આપશે."

"અને શું તે પછવાડેનાં સુખ માટે તું આટલું બધું દુઃખ ખમેછ? આએ તારી આંખમાં આંસુંબી આવ્યાંછ." આઈમાય બોલી.

"મારી પ્યારી એમી, એ તો મારી એક જાતની નબળાઈ છે કે જેને માટે મારો વર હમણાં અહીં હોતે તો મને ઠપકો આપતે, પણ જ્યારે એક માયને પોતાનાં છોકરાંને ધમકાવવાની ફરજ પડે ત્યારે દુઃખ તો લાગતુંજ જોઈએ.

"મારે ત્યાં જો છોકરાં બોકરાં આવે કેની, તો હું કાંઈ એમ
...બેમ નહી કરૂં જો દીનાં, મને નહી સમજ પડતી કે હમણા
ગળ ...ારા જાંગીરે એટલું બધું તે શું પાપ કીધું."
નાં સુ... "મારી વહાલી એમી, જો તારે ત્યાં કોઈબી દહાડો છોકરાં
અને ...વે તો તો ખોદાય તુંને તેઓને સારી રીતે કેળવવાની શકતી
જે ...ે, કે જેથી તેઓ ભવીષમાં સારાં નીવડે એવી મારી દુવા છે."
આઈમા... ...નબાઈ એવી તો અસરકારક રીતે બોલ્યાં કે તેવણના
માણસોને ...યા અવાજપરથી આઈમાએનાં મોઢાંપર શરમથી રતાશ
બીજે દી... ...ો, તેણી તરતજ ઉઠી બારી આગળ ગઈ અને પછી
સવારના ... ...ઈ જઈ પોતાની બેહનને કોટી કીધી. આવી રીતનો
ઓરડામાં તેણી જવલેજ દેખાડતી હતી. પછી તેણી ઓરડો
સુરત ચેહર... ગઈ.
સ્તી લાગી. ...સે તેણી તૈયાર થઈ નીચે આવી અને જ્યાં દી-
પર છુટા પ... ...તેણીનાં છોકરાંઓ સાથે બેઠાં હતાં તે ઓરડામાં ગઈ.
રથી આરતેથ... ...ી કાંઈ બચ્ચાંને રમાડવાને શોખીન નહી હતી, તોપણ
"શું એટલ... ...ીને પોતાના હાથમાં લીધો અને તેને હંમેશ કરતાં
આરથી ઉઘાડી ...રથી રમાડવા લાગી. જાંગીરને ગઈ કાલે ઓરડા-
રાત હું સુતીજ... ...ડી મુકયા પછી હજી સુધી પેલું લલચાવનાર રમકડું
જોઉંછ કે?" ...
ગાએ સુઈને બીન હતું, પણ તે ઘડીએ તેની નજર તેપર પડી અને
"નહી મારી અજાએબી વચ્ચે, તે પોતાની માતા આગળ દોડી
રમાં આવકાર તોતરા અવાજે બોલવા લાગ્યો, "મેં આએ હાથ

નહી લડાડું, હાંચું હવે મોટી નહી, હુડ બાય," આમ બોલી પોતાનું સુંદર મોઢું પોતાની મા આગળ કીસ કરવા ધરયું અને દીનબાઈએ તેને પોતાના હાથમાં લઈ માફ થઈ શકે તેટલી ખુશાલીથી કોડીઓ કીધી. જે લાગણી હમણાં આઈમાયમાં ઉતપંત થઈ હતી તે ખરેખર સમજાવવી બહુ મુશકેલ હતી, પણ તેણીને માલમ હતું કે તેણીનાં મોઢાં પર ચોકસ ફેરફારો થયા હતા, અને તે ઢાંકી નાંખવા તેણીએ પોતાનું મોઢું હોમીનાં માથાં તળે સંતાડયું; કદાચ આનું કારણ તાબેદારી અને નાતાબેદારીનો મુકાબલો એકદમ તેણીની નજર આગળ પડયાથી હોય, અને તે બજાવનારાં કોણ હતાં? એક નહાનું બાળક અને તેણી પોતે. એક પળ સુધી તેણી પસ્તાવા ભરેલી હાલતમાં બેસી રહી, પણ હવે તો ઘણું મોડું થઈ ગયું હતું; તેણી તો ઘણી આગળ ચાલી ગઈ હતી, અને હવે ગાડી આવી પુગવાથી આ દુઃખ ભરેલા વીચારોમાંથી તેણીનો છુટકો થયો. નહાના હોમીને આયાના હાથમાં આપી તેણી પ્યારથી બોલી, "જોઉંછ તો વારૂં, જંગુ, મમાની માફક એમી માસીનેબી 'કીસ' આપની." તે બાળકે પોતાનો એક હાથ પોતાની માએ અને બીજો માસીની ગરદન પર નાખ્યો અને પોતાને બેઉ વચ્ચે એક તોરંગ મીસાલ વલગેલો જોઈ એકદમ હસી પડયો. આઈમાયને લાગ્યું કે આ પળે જેટલા પ્યાર અને વખાણની નજરથી તેણી પોતાની બેહન તરફ જોતી હતી, તેટલા પ્યાર અને વખાણથી તેણીએ કદી પણ જોયું ન હશે. પોતાની બેહન તરફની અસલી ધીક્કાર-ભરેલી વર્તણુક તેણીને હમણાં યાદ આવી અને તેથી જ્યારે તેણીએ દીનબાઈને ચાંપીને કોડી કીધી ત્યારે તેણીથી એક ડચકું ખવાઈ ગયું અને બોલતાં તેણીનો સાદ ગુંગળાઈ ગયો. હોરમજશાહ અને મનચેરશાહ બંને તેજ ઓરડામાં હતા, છુટાં પડતી વેળાએ તેણીએ જે પ્યાર પોતાના બાપ તરફ બતલાવ્યો તેથી તેવણ ઘણાજ અજબ થયા. ગાડી આઈમાયને લઈ હંકારી ગઈ અને તેણી પોના પાછળ ખુશાલી તેમજ આશા બંને મુકી ગઈ. અફસોસ! એક પખવાડયાંમાં તો તે આશાનો ભંગ થયો. દીનબાઈની ધાસ્તી ખરી પડી અને હોરમજશાહને હમણાં દુઃખથી લાગ્યું કે "એક નાફરમાન છોકરૂં સરપના દાંત કરતાં પણ ઝેરી છે."

[સાંધણ છે.] TWO OLD MAIDS.

---

બુચી માય—"ડીયર પા, મને એક એરીંગની જોડી અપાવો, મારી પાસે હાલમાં પેહેડવાને બીલકુલ નથી."

બાવાજી—આ વીષે તારી મમાને પુછી જોઉ કે? (આ સાંભળી બુચી માય દલગીર થઈ ગયાં.)

બાવાજી—"પણ ડારલીંગ, મમા તો ખચીત જાણતાં હશે કે તને એરીંગની જરૂરજ છે."

બુચીમાય—"હા મને એવું લાગેચ, પણ ડીયર પપા, જયારે તમે મમાને પુછો ત્યારે હળવેથી કહેજો, નહી તો એવણ પણ પોતાને માટે એક જોડી માંગશે."

---

આફીકા દેશની કુછ કોમમાં જુવાન નર નારી લડીને પરણે છે પણ અગે તો પરણ્યા પછી આપસમાં એક બીજા સાથે લડે છે.





# મીસન બાવાનું વસિયત.

## એક ઘણી અજાયબ જેવી રસીલી વાતો.

### પ્રકરણ ૧૮ મું.

### ઓગસ્ટા નાહસી જાય છે.



અલબત ઓગસ્ટાની વાતે જાહેરમાં ઘણી ગડબડ મચાવી મેલી હતી. તેણીનાં ચીત્રો વર્તમાન પત્રો અને ચોપાન્યાંમાં આપવામાં આવ્યાં હતાં અને તે પરથી તેણી એક જુવાન મનોહર બાનું દાખલ ઓલખાતી હતી, પણ ઉપલા ઘોંઘાટને વીસરાવે તેવો ઘોંઘાટ તો જ્યારે તેણીની પીઠપરનાં વીલની વાત લોકોમાં ફેલાઈ ત્યારે પંથરાયો હતો. વર્તમાન પત્રોમાં તે વીશેના લાંબા લાંબા હેવાલો અને વાતો પ્રગટ થઈ હતી, પણ આ સઘળાંની ઓગસ્ટા થોડીજ દરકાર કરતી હતી.

રેજીઆરની આફીસમાં સબી પડાવી આવ્યા પછી ચોથે દીવસે તો વાત છેકજ વધી ગઈ હતી. બન્યું એમ કે, તે દીવસે સવારે લેડી હોમહરસ્ટે તેણીને "રીજન્ટ સ્ટ્રીટ" માં આવેલી એક ચોકસ દુકાનપરથી પોતાના પોશાક માટે જોઈતી થોડીક લેસ ખરીદવા જવા કહ્યું. આથી સાડા બાર વાગે ઓગસ્ટા એક સ્ત્રી નોકર સાથે ત્યાં જવા નીકળી. જેવાં તેઓ ઘરનો આગળો દરવાજો બંધ કરી બાહર નીકળ્યાં કે બે ત્રણ શક ભરેલા દેખાવના આદમીઓને ત્યાં ભટકતા તેઓએ જોયા; તેઓ તેણીને તીકતા તેણીની પુઠે ગયા. તેણી તેઓપર કશું ધ્યાન આપ્યા વીના આગળ ચાલ્યા કીધી, પણ "રીજન્ટ સ્ટ્રીટ" માં આવી પુગે તે આગમજ તો કુડીબંધ લોક તેણીની પછવાડે એકઠું થયું હતું અને ઉસકેરાઈ આવી એક બીજાં સાથે તેઓ કાનમાં વાત કરતા હતા. "રીજન્ટ સ્ટ્રીટ" માંજ પેહલાં તો તેણીએ એક પુરૂષને સબીઓ વેચતો દીઠો. તે બુમો પાડી સંખ્યાબંધ લોકોનાં ટોળાં વચ્ચે ઉભો રહી વેચતો હતો, પણ તે શું બોલતો હતો તે તેણી સાંભળી શકી નહી. તરતજ એક ગ્રહસથ કે જેણે તેની પાસેથી એક સબી ખરીદી હતી, તે તેણીની સામે ઉભો રહી તે (સબી) જોતો હતો. આ ગ્રહસથ કદે ઠીંગણો અને ઓગસ્ટા ઉંચી હોવાથી તેણી પછવાડે ઉભી રહી તેના હાથમાંની સબી જોઈ શકી અને બીજીજ પલે ચોંકી ગુસ્સાથી પાછળ હઠી; તેમાં કાંઈજ અજબ થવાનું નથી, કારણ તે સબી તો તેણીની પોતાનીજ હતી, તેજ કે જે તેણીએ રેજીસત્રારની આફીસમાં

ઊઘાડા પોશાકપર પડાવી હતી. ખચીત તેમાં તો કાંઈજ ભુલ ન હતી—તે છુંદણાં પાડેલાં વીલનું ચીત્ર તેમાં હતું.

પણ તેણીનો કંટાળો એટલામાંજ અટક્યો નહી. તેજ પળે એક બીજો પુરૂષ હાથમાં સાંજના થોડાક વર્તમાન પત્રોની નકલો લઈ તે મોહલ્લામાં નીચે મુજબ બુમો પાડતો પાડતો આવ્યોઃ—

"કોકેતુ"પરની સુંદર બાહદુર સ્ત્રીનું વર્ણન અને તેણીની પીઠપર છુંદણાં પાડેલાં વીલ સાથનું ચીત્ર! અસલ ફોટોગ્રાફ પરથી લીધેલું ચીત્ર! આબેહુબ સબી!"

"ઓ બાપરે! હવે શું કરૂં!" ઓગસ્ટાએ તેણીની દાસીને કહયું "આએ તો હવે છેકજ હદ થઈ ગઈ. ચાલો આપણે પાછાં ઘેર ફરીએ."

પણ તેટલા વખતમાં તેણીની પછવાડે લોકોનાં ટોળાં એટલાં તો વધી ગયાં હતાં કે તેઓએ જાણે તેણીને એક કુંડાળામાં ઘેરી લીધી હતી. આમ થવાનું કારણ એ કે, જે શખસો ઘેરથી તેણીની પુઠે આવ્યા હતા, તેઓએ તેણીને ઓલખી કહાડી હતી અને આ ખુશ ખબર તેઓએ પોતાની આસપાસ એકઠા થયલા પોતાના સાથીઓને કહી હતી.

"આએ શું એજ છે" એક જણ બોલ્યો.

"કોણ"? બીજાએ પુછયું.

"અરે, જાણતો નહી કે પેલી મીસ સ્મીધર્સ, જે કેનગરૂપરથી બચી છે અને જેની પીઠપર વીલ કીધું છે તે."

તે ટોળાંમાંથી એક ખુશાલીનો અવાજ સંભલાયો અને બીજી પળે ઓગસ્ટા રસ્તાની બાજુએ આવેલાં ફાંણુસના એક થાંભલા સાથે અકડી પડી. તેણીની દાસી તો લોકો દીલપર ધસ્યાં આવતાં હોવાથી બીહકથી બુમો અને ચીચારીઓ પાડવા લાગી. ખરેખર લોકોની સંખ્યા એટલી તો મોટી હતી, અને જાણે કે કોઈ અજબ જેવું આદમી જોવાનું હોય તેમ ત્યાં એટલી તો તુટાતુટ પડતી હતી કે બાપડી તે બંને ઓરતો એમજ સમજવા લાગી કે તેઓ ત્યાં તુટી પડી કચડાઈ જશે. પણ નહી, ખોદાની મેહરબાનીથી વખતસર મદદ આવી પુગી. એ ત્રણ પોલીસનાં આદમીઓએ આવી તેઓને તે ભીડમાંથી બહાર કહાડયાં અને એક ભાડુતી ગાડીમાં બેસાડી ઘેર મોકલ્યાં. આ ગાડીની પુઠે પણ લોકો બુમો પાડતાં દોડયાં.

જો કે ઓગસ્ટા એક હીમતવાન અને મજબુત મનની સ્ત્રી હતી, તોપણ તેણીને આથી ઘણું દુઃખ અને ખીજવાત લાગ્યો અને તેથી ત્યાં વધારે વખત ન રહેતાં તેણી લેડી હોમહરસ્ટને લઈ તેજ દીવસે થેમ્સ નદીને કીનારે આવેલાં એક હોટેલમાં થોડા દીવસ રહેવા ગઈ.

જ્યારે મુસતેસે તેજ દીવસે બપોરનાં તે મોહલ્લામાંથી પસાર થતાં દરેક સબી પાડનારની દુકાનપર તેની પ્રીયાના ઊઘાડી પીઠવાલાં ચીત્રો ટાંગેલાં જોયા ત્યારે તે તો લાલ અને પીલો થઈ ગયો, અને જે સબી પાડનારે રેજીસ્ત્રારની આફીસમાં તેણીની સબી પાડી હતી તેની દુકાનપર એકદમ ધસી જઈ તેને ખુબ ધમકી આપી. તેણે (સબી પાડનારે) કબુલ કીધું કે તેણેજ મારકીટમાં તે સબીઓ વેચવા મુકી હતી અને વળી થંડે કલેજે બોલ્યો કે તેમ નહી કરવાને તેની સાથે કશી પણ બોલી કરવામાં નહી આવી હતી અને જ્યારે તેને વગર મેહનતે પાંચસો, છસો પૌંડ પેદા કરવાની તક મલે ત્યારે તે ખોહી શું કામ દે.

મુસતેસ ત્યાંથી નીકળી તેની ઉપર વેર લેવા માટે પેલા જોડયા ધારાના હીમાયતીઓની સલાહ લેવા ગયો; આનું પરીણામ એ નીપજયું કે મી. શોર્ટે એક અઠવાડયામાં તેની પર તે સબીઓનુ વેચાણ એકદમ બંધ કરવાને ફરીયાદી માંડી, એવી દલીલોથી કે તે સબીઓ હમણાં કોરટમાં નીકલનાર કેસને લગતા દસ્તાવેજની નકલો હતી અને વળી તે નકલો કોરટના એક અમલદાર ડાકટર પ્રોબેટ હસ્તકથી લેવાયલી હોવાથી તેનું વેચાણ કોરટના હોકમને અપમાન કરવા દાખલ ગણાય. આ પરથી તે સબી પાડનાર પણ એક રીતે કોરટનો અમલદાર ગણાય અને તેથી કોરટની પરવાનગી વીના અસલ નકલ અથવા તે ઉપરથી લીધેલી બીજી નકલો તેનાથી બહાર પાડી શકાય નહી. ટુકામાં, આ કેસ લાંબો વખત ચાલ્યા પછી તેનો ચુકાદો એ આવ્યો કે તે સબી પાડનાર તકસીરવાર ઠરયો અને સબીઓનું વેચાણ એકદમ બંધ કરાવવામાં આવ્યું.

"રીજન્ટ સ્ટ્રીટમાં" થયલી ગડબડ પછી આઠ દીવસે પ્રતીવાદીઓ મેસરસ એડીસન અને રોસકો જેઓ નવેમબર ૧૮૮૫ નાં પેહલાં વીલના "એકઝીકયુટરો" અને મુખ્ય લાભ લેનાર હતા, તેઓએ "પ્રોબેટ" ની કોરટને અરજી કરી એવી માંગણી કીધી કે કોરટ ફરીયાદીને ફરીથી અસલ દસ્તાવેજ વીશેનું સોગંદનામું કોરટમાં દાખલ કરવા અને તેની સાથે અસલ વીલ હાજર કરવાનો હોકમ કરે કે જેથી કરી તેના દરકતના દસ્તાવેજો તપાસવા દેવાની તેને ફરજ પડે. જેમ્સ શોર્ટ ઘણા આગ્રહથી આ અરજીની સામે થયા, જેનું પરીણામ એ આવ્યું કે તેઓએ પેલા રેજીસ્ત્રાર પાસે વીલ "ફાઈલ" કરવા વીશેનો સઘળો હેવાલ માંગયો. બીજે દીવસે આ હેવાલ રજુ કરવામાં આવ્યો અને તે ઉપરથી જ્યારે માલમ પડયું કે ,સબી તેવણુની હજુરંમાં લેવામાં આવી હતી અને વલી તે બાનુંની પીઠપરનાં છુંદણાં પણ આબેહુબ તેમાં પડયાં હતાં, ત્યારે કોરટે કેસ નીકળવા આગમજ વીલની ફરીથી તપાસ કરવાની અરજી નામંજુર રાખી.

આ પ્રમાણે વખત વહી ગયો અને મુસતેસ પોતાનું લંડનનું કામ ખલાસ કરી વારંવાર નદી કીનારે આવેલાં પેલાં નાનાં હોટેલમાં ઉતરી પડતો હતો અને એક આદમી જેને માંથે જ્યારે એક મોટો જબરદસ્ત મુકદમો તીંગાઈ રહેલો હોય ત્યારે તે જેટલો સુખી દીસે તેટલોજ તે પણ બાપડો દીસ્તો હતો, કશા પણ શક વીનાં કોરટ એક અતી ઉત્તમ ખાતું છે કે જેમાંથી લોકોની મોટી સંખ્યા ગુજરાન કરે છે, વળી તેમાંથી થોડો ઘણો નફો પારકાં લોકો (કેસ સાંભળનારાં) પણ મેલવે છે, પણ જેઓને કોરટને બારણે જવાની ફરજ પડે તેઓની તો કમબખતીજ, હોજો.

કાંઈ ને કાંઈ નવી ભાંજગડ નીકળ્યા વીના મુસતેસનો એકપણ દીવસ પસાર થતો ન હતો, જેમ્સ અને જોન ધારાના જોડયા હીમાયતીઓ પેહલવાન માફક લડતા હતા, પણ બાપડા મુસતેસનું ગજવું ખાલી હોવાથી ઉપર ટપકેનો ખરચથી

પુરો પાડવો તેને ભારી પડતો હતો, અને અલબત તેને માલમ હતું કે સામી બાજુવાલાઓએ ચુનંદા અને વજનદાર હીમાયતીઓને રોકયા હતા, કે જેમ જ્યારે મોટી રકમ પર વાત આવેલી હોય છે અને પ્રતીવાદીઓ પૈસાદાર શેઠયાઓ હોય છે ત્યારે ખુદરતીજ બને છે. આથી યુસનેસ તેમજ મી○ જેમ્સ શોર્ટ વધારે અને વજનદાર અનુભવી બેરીસ્ટરોને રોકવાની જરૂર જોતા હતા, પણ આ કારણ માટે પૈસાની ખુટ હતી, અથવા તો એક જુવાન બાનુંની પીઠપર છુંદણાં પાડેલાં વીલની જામીનગીરી પર કોઈ તેઓને ધીરવાની હીમત કરતું ન હતું. ખચીત તેઓ ઘણીજ કફંગી હાલતમાં આવી પડયા હતા, કારણકે આવી વેલાએ જીત મેલવવાનો મોટો આધાર પૈસાની કોથલીઓ પર રહે છે અને જડજ સાહેબો ગમે એવા અપક્ષપાત હોવા છતાં તેઓનું ધ્યાંન એક અજાણ્યા, બીનઅનુભવી બેરીસ્તર કરતાં એતરની જેનરલની તકરારો પર વધારે ખેંચાવાનો સંભવ રહે છે.

આવી તેઓની હાલત તો હતી ખરી, પણ તેમાંથી કાંઈબી નીવેડો લાવવાનો હતો; એકજ બાબદ જે તેઓની તરફેણમાં હતી તે એ કે, તેઓનો કેસ જોકે ઘણો અજબ જેવો હતો, તે છતાં જલદીથી સમજ પડે તેવો ખુલ્લો હતો અને તેમાં ગુચવાડો થાય તેવા સાબેતી માટે દસ્તાવેજોના મોટા ઢગલા હતા નહી.

## પ્રકરણ ૧૯ મું.

### મીસન વીરૂધ એડીસન અને બીજાઓ.

સૌથી કંટાળા ભરેલા દીવસો પણ અંતે પસાર થઈ જાય છે અને તેજ પ્રમાણે એક ખુશનુમાં સવારે પોણા દસ વાગે ઓગસ્ટા, યુસનેસ, લેડી હોમદરસ્ટ અને કેપટન થોમસની બાઈડી મીસીસ થોમસ (જેણી પોતાને દેશથી સાક્ષી આપવા ત્યાં ખાસ આવી હતી) સાથે કોરટના મોટા દરવાજામાં દાખલ થઈ; તેણીને તે વેલાએ લાગતું હતું કે જો કોઈ તેણીને ત્યાંથી બીજે ઠેકાણે લઈ જાય તો પોતાની જીંદગીનાં પાંચ વરસો ખુશીથી તેને આપી દે.

"આએ બાજુએ ચાલ ઓગસ્ટા," યુસનેસે કહયું, "મી○ જોન શોર્ટ આપણુને હોલમાં આવી મલશે" અને તેઓ એક મેહરાબમાંથી થઈ આગળ ગયાં, જ્યાં મુકદમાની યાદીઓ રાખવામાં આવે છે. ત્યાંથી પસાર થતાં સૌથી પેહલાં એ-

"ચાલો આવ્યાં તો ઠીક થયું", તેવણે તેઓને જોઈ કહયું "મને તો ધાસ્તી લાગતી હતી કે રખેને મોડું કરો, આપણું નામ લીસ્ટમાં પેહલું છે જો. જડજે એટરની જેનરલ (સરકારી વકીલ) ની સગવડ માટે ખામખા તેમ ગોઠવણ રાખી છે. એ એટરની જેનરલ તો સામી બાજુએ છે હં. ખચીત હું જાણતો નહીં કે બીચારો જેમ્સ શું કરશે, એની સામે વીસ કરતાં વધારે હીમાયતીઓ છે, કારણ કે પેહલાં વીલ પ્રમાણે જેનેથી "લેગેસી" મલી છે તેઓ સઘળાં પોત પોતાના વકીલ, બેરીસટરો લઈ આવનાર છે, પણ એટલું તો ઠીક છે કે આપણા મુદાઓ પાયદાર છે અને તેમાંથી કાંઈ ધારાની બારીકીઓ નીકળી આવે તેવું દીસ્તુ નથી."

આ પછી તેઓ તે લાંબા હાલમાંથી થઈ એક નાના દાદર આગળ આવી પુગાં. મથાળે પુગ્યા પછી તેઓ ડાબા હાથ પર ફરયાં, ત્યાંથી પાછો ડાબી બાજુનો રસ્તો લીધો. અંહીઆંથી કોરટના ઓરડામાં જવાનો રસ્તો તેઓને સોધી કાહડતાં વધારે વીલંબ લાગો નહી, કારણ કે લાંબા ઝભ્ભાઓની હારની હાર તેઓએ નંબર પેહલાવાલા છુટા છેડાના મુકદમા ચુકવનારી કોરટના ઓરડા તરફ જતાં જોઈ. આ હાર વધારે અને વધારે લંબાતી ગઈ, તે એટલે સુધી કે દરીઆઈ મુકદમા ચુકવનારી કોરટ પસાર કીધા પછી તો બેરીસ્ટરોના ઢગલાથી આગળ જવાનો રસ્તોજ બંધ થઈ ગયો હતો. ઓછામાં ઓછા ૫૦૦) બેરીસ્ટરો ત્યાં હશે. કોરટનો દરવાજો ઉઘડવાની રાહ જોતા તેઓ આં પોતાના ઝભ્ભા પહેરી એકમેકને આહડી ગુંચળાતા ઉભા હતા. દરવાજા આગળ છથી આઠ ચોકીદારો હતા અને લાકડાંની બનાવેલી હદથી લોકોને ત્યાં ધસી આવતાં અટકાવતા હતા. જેઓ પછવાડે હતા તેઓ "આગળ ચાલો, આગળ ચાલો" કરી બુમો પાડતા હતા, જ્યારે આગળ ઉભેલા "પાછલ હઠો, પાછલ હઠો" કરી પોકારતા હતા.

"આવી ભીડમાંથી આપણે કેમ પસાર થઈશું?" ઓગસ્ટાએ પુછયું. તેટલામાં મી○ જોન શોર્ટની નજર એક ચોકીદારપર પડી, કે જે તે ભીડમાંથી બાહેર નીકળવાને થાંભલાં પ્યાલાંમાં પડેલી એક માખી માફક ફાંફાં મારતો હતો; તેને પકડી તેવણે ઉપલોજ સવાલ પુછયો અને જણાવ્યું કે ત્યાં તેઓની હાજરીની ઘણી જરૂર હતી.

"હું તો કાયર થઈ ગયો છું સાહેબ, તમે આએ રસ્તે તો જઈ નહીજ શકશો. જો તમુને જરૂરજ હોય તો હું અંદરને છુપે રસ્તેથી લઈ જાઊં." આમ કહી તે તેઓને ત્યાંથી લઈ જતાં બોલ્યો, "જો આએ બેરીસ્ટરો એકુ જણને કચડી મારી નહી નાખે તો મારૂં નામ; એ લોકોને તો અંહીથી ખસેડવા એક આખી રીજમીટ જોઈએ. એ તો બધા ભુખરીબારસ છે જો. કાંઈ કામ ધંધો નહી હશે તેથી અફડાતા ઝીકાતા અને બીજાને કંટાળો આપતા એક બાયડીની પીઠપરનાં થોડાંક ચીતરામણ જોવા આવ્યા છ."

આમ વાત કરતાં તેઓ દરીઆઈ મુકદમા ચુકવનારી કોરટમાંથી પસાર થઈ ગયાં. કોરટ કાંઈ હજી બેઠી ન હતી. ત્યાં વચમાં એક ગોળ કુંડાળામાં જડજના કલારકો અને કાર-

ટના બીજા અમલદારો સારૂ જગા હતી. બીજી પળે તેઓ તેવીજ જાતની બીજી કોરટના ઓરડા આગળ આવી પુગાં.

તેણીને તેમજ બીજા સાક્ષીઓને બેસવાની જગા બતલાવવામાં આવી ત્યાં બેઠા આગમજ ઓગસ્ટાએ આસપાસ નજર કીધી. કોરટનો ઓરડો હજી તદન ખાલી હતો, કારણ કે બાહેર એકઠાં થયલાં લોકોનું ટોળું હજી અંદર દાખલ થયું ન હતું. જો કે તેઓનો વારંવાર "બારણું ઊઘાડો, બારણું ઊઘાડો" કરી બુમો પાડવાનો અવાજ ખુલ્લો સંભળાતો હતો. જુરી બોક્ષ તદન ભરાયલો હતો, જુરીના લોકોથી નહી પણ ખાસ પરવાનગી મેલવી જોવા આવેલાં કેટલાંક વખણાયલાં આદમીઓથી, કે જેઓમાં થોડીક બાનુઓ પણ હતી. ઉપરની ગેલેરી પણ ફાંકડા લોકોથી ભરાઈ ગઈ હતી. કજીઆમાં ભાગ લેનારા ધારાના હીમાયતીઓને માટે રાખેલી બેઠકો પણ જુદા જુદા પ્રતીવાદીઓના વકીલ બેરીસ્ટરોથી એટલી તો ખીચોખીચ ભરાઈ ગઈ હતી કે બાપડા જેમ્સ શોર્ટ જેવણ ફરીયાદી તરફના એકપુરા બેરીસ્ટર હતા તેવણને છેક પછવાડે જગા મલી, કે જ્યાં કોઈ કોઈ વેલા સોલીસીટરો બેસે છે.

"પરવરદેગાર! કોણ જાણે શું થવાનું છે. આપણી સામે તો ૨૩ બેરીસ્ટરો અને વકીલો છે." ચુસતેસે તેઓનાં માથાં ગણી ઓગસ્ટાને કહયું. "એ બધા સામે અભાગ્યો જેમ્સ એકલો શું કરશે?"

"ખચીત મનેબી કાંઈ સમજ નહી પડતી", ઓગસ્ટાએ એક નીસાસો નાખી કહયું, એ કાંઈ વાજબી કહેવાય નહી, પણ વલી તેમાં તે લોકોબી શું કરે, આપણી પાસે તો પૈસાજ નહી હતા."

તેટલામાં જોન શોર્ટ જેવણ પોતાના ભાઈ આગળ વાત કરવા ગયા હતા, ત્યાંથી આવી લાગ્યા. ઓગસ્ટા તો વાર્તા લખનાર એક બાનુ હોવાથી ખુદરતી રીતે માણસોના ચેહરાપરથી તેઓનો સ્વભાવ તપાસવાની શકતી ધરાવતી હતી અને તેથી હમણાં તેણી ત્યાં ઉભેલા ધારાના સઘળા હીમાયતીઓના ચેહરા તીકવામાં રોકાઈ.

"એ આએ બધા છે કોણ?" તેણીએ જોન શોર્ટને પુછયું.

"અરે જુવોની, હુ તમુને કહુ," તેવણે જવાબ દીધો. "પેલી બાજુનો એતરની જેનરલ છે તે પ્રતીવાદી એડીસન તરફથી, રીડલસ્ટીક, પર્લ અને બીન સોલીસીટરો સાથે હાજર થયો છે. તેની પાસે ઉભેલો સોલીસીટર જેનરલ છે, જે બીજા પ્રતીવાદી રોસકો તરફથી પ્લેફ્ડ, મીડલસ્તોન, બ્લોલાર્ડ અને રોસ સોલીસીટરોની ફરમાસથી હાજર થયો છે. તેની પાસે ઉભેલો ચશમાવાલો તરરી છે. એ જુરીનો વરો કહેવાય છે. એના હાથ હેકલનાનું નામ શું છે તે હું જાણતો નથી, પણ જાણે કે તે કોઇને ખાઈ જવા માંગતો હોય તેવો લાગેછ—નહી વારૂ? તે એકુ "લેગેસી" લેનાર શખસ તરફથી આવ્યો છે. તેની પછવાડે ઉભેલો સ્તીકટન છે, તેબી કોઈ બીજા "લેગેસી" લેનાર તરફથી હાજર થયો છે. હું ધારૂંછું કે એને છુટાછેડા અને "પ્રોબેટ" ના કેસો ઘણા ગમતા હશે, કારણ કે એ હમેશાં તે બાબતોપર ચોપડીઓ લખે છે. તેની પાસે હાઉલ્સ છે. પેલો ઠીંગણા કદનો વચમાં ઉભેલો ગ્રહસ્થ તે તેલી છે; એ ટાઈમ્સનો રીપોરટર છે. જોયું કેની આપણો કેસ ઘણો અગતનો હોવાથી મદદ દાખલ તે પોતાની સાથે કોઈ બીજાનેબી લાવ્યો છે—પેલો ઊંચો જેવો મોટી તોપીવાલો ઉભો છે તે--તેવણ વળી તમારી માફક વાર્તા લખે છે, પણ તમારા કરતાં અરધીબી સારી નહી હો. બીજો"——પણ એટલાંમાં કોઈ આઈગલાસ લટકાવેલા સારા દેખાવના ગ્રહસથના ત્યાં આવી પુગવાથી જોન શોર્ટ બોલતાં અટકી ગયા. તેવણ ન્યુઝ અને ન્યુઝની મોટી પેહડીવાલા મી० ન્યુઝ હતા, કે જેઓ પ્રતીવાદી તરફથી કેસ ચલાવનાર હતા.

"હું ધારૂંછું કે તમેજ મી० શોર્ટ હશો?" ન્યુઝે પોતાના હરીફના જુવાન ચેહરા તરફ લગાર દયાથી જોઈ પુછયું.

"હા."

"મી० શોર્ટ, હુ મારાં કુલ તેમજ એતરની અને સોલીસીટર જેનરલ તેમજ મી० રીડલસ્તીક સાથે મસલહત કરતો હતો. અમે ખુશીથી કબુલ કરીએછે કે આએ કેસ ઘણો શક ભરેલો છે અને તેથી આપણે જો કાંઈ સમજુતીપર આવ્યે તો ઠીક થાય."

મી० ન્યુઝ, તે વીશે હું તમુને મારૂ મત આપું તે અગાઉ મારે મારા બેરીસ્ટરની સલાહ લેવી જોઈએ," જોને દમામભાંજ કહયું.

"સુખેથી", મી० ન્યુઝે જવાબ આપ્યો, અને તુરતજ જેમ્સ બેરીસ્ટરને ત્યાં બોલાવવામાં આવ્યા, જેવણ પોતાની ઊંચી બેઠકપર બેસી કેસની સરૂઆતમાં પોતે જે ભાષણ કરનાર હતા, તે વીશે કાગજપર લખેલી નોંધો પાછી તપાસી જતા હતા, જોકે તેવણને પોતાની "બ્રીફ" (કે જે વીશે ઈનસાફ ખાતર આપણને કહેવું જોઈયે કે, તેવણે તે અસાધારણ સંભાળ અને મેહનતથી તૈયાર કીધી હતી) તો તદન મોહડે થઈ ગઈ હતી. બીજી પળે તેવણ પોતાની જીંદગીમાં પેહલીજવાર એતરની અને સોલીસીટર જેનરલ સાથે મસલતમાં ગુંટાયા.

પેલાં જુવાન બાનુને સાક્ષી દાખલ નહી આવવા દેવામાં આવે તો તમે શું કરો?"

"હું ધારૂંછ", એક હસતા ચેહરાવાલો ઠીંગો શખસ પછવાડેથી બોલ્યો, "હું ધારૂંછ કે આએ એક એવી જાતનો કેસ છે કે જો કોઈબી બાજુએથી જોશો તો માલમ પડશે કે, લડવા કરતાં સમજુતી કરવાથી વધારે ફાયદો થશે—કેમ તારૂં શીડલસ્તીક!"

"તમે શું સરતો કરવા માંગોછો તે જણાવશો?" જેમ્સે પુછયું.

આગળી બાઝટપર બેઠેલા મોટા વખણાયલા બેરીસ્ટરો તેઓનાં માથાં એક બીજાં સાથે અડકાવી મસલત કરવા લાગ્યા અને બીજા બાઝટપર બેઠેલા તેઓથી નાના હીમાયતીઓ કાનો ઉભા કરી તેઓ વચ્ચે થતી વાતો સાંભળવા લાગ્યા.

"એ લોકો તો સમજુતી કરી માંડી વાલવા માંગેછ." યુસ્ટેસે "ટાઈમસ" પત્રના રીપોરટ લેનાર બેરીસ્ટરને તેના બદનીસને કહેતાં સાંભલ્યો.

"એ લોકો તો હમેશાં જાહેરને રમુજ મલે તેવો દરેક કેસ માંડી વલાવે છે;" તે ઊંચા કદનો શખસ આમ બોલી બડબડવા લાગ્યો. "આપણેથી હવે વીલ જોવાશે નહી, પણ કાંઈ નહી, હું કાંઈબી કરી મીસ સ્મીથસે સાથે ઓલખાણ કરશ ને પછી તે વીલ જોવા માંગશ. છુંદણાં પાડવાનો મને ઘણો શોખ છે."

આ સઘળો વખત શીડલસ્તીક એક કાગજના ટુકડાપર કાંઈ લખતા હતા, જે તેવણે પોતાના વડા એતરની જેનરલના હાથમાં આપ્યું (જેવણની "બ્રીફ" પર માંડેલી ૫૦૦) ગીની પર મી૦ જેમ્સ શોર્ટ તીકયા કરતા હતા) તે કાગજ જોઈ તેવણે બેદરકારીથી માથું ધુણાવ્યું અને પછી તેવણથી નાના બેરીસ્ટરના હાથમાં આપ્યું, જેણે વારાફરતી સોલીસીટર જેનરલ પ્રોફેસ્ડેને આપ્યું. આસપાસ સઘળે ફરી વલ્યા પછી મી૦ ન્યુઝે તે લીધું અને તેવણનાં બંને કુલો મેસરસ ઍડીસન અને રોસ્કોને દેખાડયું. ઍડીસન એક ઠીંગો, ચીરડાળ શખસ હતો. રોસ્કો ફીકા ચેહરાવાલો, પતળી, કાળી દાઢીવાલો પુરૂષ હતો. જ્યારે તેઓએ તે કાગજ જોયું ત્યારે ઍડીસને એક ઘાયલ થયલા ગોધા માફક બુમ પાડી, અને રોસ્કોએ એક નીસાશો નાખ્યો અને ઓગસ્ટા (જેણી પોનાની સુધ ઠેકાણે રાખી આ સઘળો નાટક ચુપચુપ બેસી તપાસ્યા કરતી હતી) તે બુમ અને નીસાશાની મતલબ પામી ગઈ. તેણીને લાગ્યું કે આ ગ્રહસ્થોને તેઓને અણગમતી કાંઈ ચીજ કરવાની ફરજ પડતી હતી. ત્યાર પછી મી૦ ન્યુઝે તે કાગજ મી૦ જોન શોર્ટને આપ્યું, જેણે તે પર ફકત એક નજર ફેંકી પોતાના ભાઈના હાથમાં મુક્યું અને યુસનેસે તેની પછવાડે ઉભો રહી તે વાંચ્યું. તે ઘણું ટુકું અને નીચે પ્રમાણે હતું:—

"માંગેલી સરતો: અરધી મીલકત, અને પ્રતીવાદીએ સઘળો ખરચ આપે."

"કેમ શોર્ટ," યુસનેસે કહ્યું, "હવે તું શું કહેવા માંગેછ? આપણે એ કબુલ કરીએ કે?"

જેમ્સ તોપી કહાડી પોતાનું બોડકું માથું ઘવડવા પડયા અને પછી બોલ્યા, "અલબત ૧૦) લાખ પૌં[illegible] એક મોટી રકમ તો છે, પણ વળી તેમ આપણે જો [illegible] મલે. મારો તો વીચાર કજીઓ આગળ ચલાવવાનો છે, જો કે અલબત તેનું પરીણામ શું આવશે તે કાંઈ આપણે ચોકસ કહી શકતા નથી, જયારે ઉપલી સરત પ્રમાણે દસ લાખ મલશે એ તો ચોકસજ છે."

"મારી તો માંડી વાલવાની ઘણી મરજી થાયછ." યુસતેસે કહયું. "હું કાંઈ કેસનાં પરીણામ માટે બીહતો નથી, તે વીશે તો મારી પુરતી ખાતરી છે, પણ ઓગસ્ટા—મીસ સ્મીથસેને લીધે, જુવોની મારી મતલબ તો તમો સમજતા હશો. તેણીને પેલાં છુંદણાં પાછાં દેખડાવાં પડશે, કે જેમ કરવું અલબત એક બાનુને ઘણું કંટાળા ભરેલું અને અણગમતું લાગે!"

"અરે, તેને વાસ્તે તો એવણને યાદ રાખવું જોઇયે કે હાલ એવણ એક બાનુ નથી, પણ દસતાવેજ છે; જેમ્સે લગાર દમામમાંજ કહયું. ચાલો વારૂં, આપણે જઈ એવણને પુછી તો જોઈયે."

"કેમ ઓગસ્ટા હવે આપણે શું કરીએ?" યુસનેસે તેણીને સઘળો હેવાલ સમજાવ્યા પછી પુછયુ, "જો આપણે એ લોકની માંગણી કબુલ કરશું તો એક ઘણાં નાપસંદ કામમાંથી તારો છુટકારો થશે. ચાલ, હવે જલદીથી જે તે વીચાર કરી દે, કારણ કે જડજ એક પળમાં આવી પુગશે."

"અરે! કાંઈ નહી, મારી દરકાર શા માટે કરોછ!" ઓગસ્ટાએ જલદીથી જવાબ દીધો. "મને તો એવી બધી નાપસંદગીઓ ખમવાની ટેવ પડી ગઈ છે. કાંઈ નહી હું તેઓ સાંમે લડીશ. હું તમુને કહું છું, યુસનેસ, કે તે લોકો તમારેથી બીહેછે. પેલા બીહામણા મી૦ ઍડીસનના ચેહરાપરથીજ હું તો સઘળું પામી ગઈછ. હમણાંજ તે મારી સાંમે ડોળા ઘુરકી જોતો હતો અને દાંતો કચકચાવતો હતો. એ જીતશે એવું જો ધારતો હોય તો એમ કરેજ નહી. નહી, કાંઈ નહી યુસતેસ, હું તેઓ સાંમે થવશજ.

"ઠીક છે ત્યારે તો," યુસતેસે જવાબ આપ્યો, અને એક પેનસીલ લઈ તેજ કાગજપર તેઓની માંગણી નીચે લખ્યું, "ઉપકાર સાથે ના પાડીએ છીયે."

તેજ પળે સાંમેના દરવાજા તરફથી એક મોટો પોકાર મારવાનો અવાજ આવ્યો, કોરટના દરવાજા ઊઘાડા મેલવામાં આવ્યા અને બીજી પળે બેરીસ્ટરોનું એક જબરદસ્ત મોટું ટોળું અંદર ધસી આવ્યું. ઓ ખુદા! તેઓ કેવા એક બીજાને લાતો અને આંચકા મારતા હતા! છેડાયલી ભેંસોનું ટોળું પણ એવી ચાલ ચલાવે નહી. બારણાં આગળ ઉભા રહેલા પોલીસીગીરોને ધક્કા મારી, તોડી પાડી, તેઓ આગળ અને આગળ ધસ્યા આવતા હતા. થોડા વારમાં તો કોરટ ખીચોખીચ ભરાઈ ગઈ અને તોપણ હજી સેંકડો બાપડાઓ પાછળ રહી ગયા હતા. આ દેખાવ ઘણો ભય ભરેલો હતો. "પરવરદેગાર! એ બધાઓ કમાની તે કયાંથી કરતા હશે!" ઓગસ્ટા પોતાને મનસે વીચારવા લાગી અને ખરેખર આ સવાલનો જવાબ ઘણાઓને આપવો મુશકેલ પડને.

[illegible] એક ખુદા શહસ્થે અંદર દાખલ થઈ [illegible] હોકમ કીધો. થોડા વખતમાં જડજ [illegible] થતાં વાર. સઘળાઓ ઉઠી ઉભા થયા [illegible] તેમ કોરટમાં આટલી બધી ભીડ જોવાથી તેવણ ચીરડાયલા દીસતા હતા. તેવણે બેરીસ્ટરોને નમી પોતાની બેઠક લીધી.

[ સાંધણ છે. ]    શીરીન ફ૦ પાટક.

## યાદ રાખવા જોગ નીયમો.

નેક બહેનો,

૧. ઘર ધંધો તન મનની શોભાઓમાં સાદો પણ અમુલ્ય સંગાર છે.

૨. ધન દોલતથી એશ આરામ મલે છે, પણ તેનેથી કાંઈ ખરૂં સુખ હાંસલ થતું નથી.

૩. મોટી મોટી ઈમારતો નાના પથરોથી તથા મહાભારત પ્રખ્યાત કામો નાનાથી બને છે.

૪. ખુલ્લું મન, સખી હાથ અને સાફ દીલ જ્યાં જશે ત્યાં તેઓને આદરમાનથી સર્વે લોક ઇજત આપશે.

૫. કંગાળોને માત્ર ધ્યાનમાં રાખવાથી કાંઇ ફાયદો થતો નથી, તેઓને કાંઈ બક્ષેસો કરવી જોઈયે કે જેથી તેઓ યાદ કરીને તમારા હકમાં હજારો હજાર દોઆ ગુજારે.

૬. આ પૃથ્વી પર ખરા બહાદુર મરદો તથા ઓરતો તેઓજ છે, કે જે પોતાનાં સંકટનો બોજ મરદાનગીથી ઉચકી બીજાને સહાય થવાને તૈયાર થાય.

૭. તંગ કપડાં અસોભાકારક તેમજ તંદરોસતીને નુકસાનકારક છે.

૮. વગર વીચારના શબ્દો દુખપર ડહામ દે છે, પણ નરમી અને માયા ભરેલા સખુનો દરદ શાંત કરે છે.

૯. સોખતીઓ પસંદ કરવામાં આપણને તેઓની દોલતનો નહી પણ ચાલચલણ અને વર્તણુકનો ખ્યાલ કરવો જોઇયે.

૧૦. એક કંગાળ પણ ભલો મોભાદાર કારીગર યા કલારક યા માસ્તર સો ફાંકડા પણ આળસુ જુવાન્યા કરતાં બેહેતર ભરથાર છે.

૧૧. સારી વર્તણુકની સ્ત્રી સાથે સર્વે લોક મેહેરબાંની તથા સભ્યતાથી વરતે છે, તેથી હરએક સ્ત્રીની ફરજ છે કે પોતાનાં આચરણ સુધારવામાં ઘણી મેહેનત લે.

૧૨. કોઈબી સાથે તોછડાઈ નહી વાપડવી જોઈયે, કેમકે ગરીબમાં ગરીબનેબી તેનેથી કાંઈ નુકસાન થતું નથી, પણ જે બેઅદબી કરે છે તેનેજ ઉલટું ખરાબ લાગે છે.

૧૩. ઉંઘને ઘણી બંધબેસતી રીતે મરતુક સાથે સરખાવી શકાય, માત્ર એટલાજ તફાવતથી કે જ્યારે આપણે ઉંઘમાંથી પોતાની સુરતે ઉઠયે છઈયે ત્યારે મોતથી જુદાઈ રૂપે.

૧૪. આપણને બીજાઓ કરતાં વધારે પ્રકાશવાની નહી બલકે સઘળાને ખુશાલ રાખવાની યતન કરવી ઘટે છે.

૧૫. આબાદાનીના વખતમાં દોસ્તની ખુસામત કરવી અને અભાગ્ય દશાની વેળા તેને છોડી નાહસી જવું તેના જેવું બીજું નીચ તથા ધીક્કારવા જોગ કાર્ય કયું હશે?

૧૬. ખુશ મીજાજ અને આનંદી સ્વભાવની સ્ત્રી પોતાના ઘરની મોટી સોભા છે.

૧૭. ઉદ્યોગ મનને સ્વચ્છ અને તનને તંદરોસ્ત રાખે છે.

૧૮. આપણા ખરા મીત્રો તેઓજ છે કે જે આપણા વાંકો બતાવી તેને દુરસ્ત કરતાં તથા સુધારતાં શીખવે.

૧૯. બચ્ચાંને અભંધ (અથવા જાહેલ) આયા અથવા ચાકરની સોબતમાં નહી રાખવાં જોઈયે, કેમકે વખત જતાં એકને જગે તમારે ત્યાં બે ચાકરો થશે.

૨૦. જો તમો સારી રીતે વાતચીત કરનાર થવા માગતાં હોવો તો બીજાંઓને વાત કરવા દઇ તેઓને ધ્યાનથી સાંભળો.

૨૧. સર્વેથી મોટી નવાજેસ જે આપણે બીજાં ઉપર કરીએ તે રૂડી ચાલચલણનો ઉમદા નમુનો છે. રૂડી ચાલચલણનો નમુનો જે આપણે બીજા ઉપર નવાજેસ કરયે એજ સર્વેથી મોટી સોગાત છે.

૨૨. આપણે સ્ત્રીને પુરી તરબીઅત આપવી જોઇયે એટલે તેણીનાં તનને, મનને તથા જીગરને—તનને કામ કરવા, મનને વીચાર કરવા અને જીગરને દીલસોજી જાહેર કરવા.

૨૩. ખરી નીરપરાધી બેહેનો તેઓજ છે કે જે માત્ર બેગુનાહ નહી હોય, પણ બીજાઓનેબી પોતાની મુજબ બેતકસીર સમજે.

૨૪. ઓરતનું મુખ્ય વીશેષ લક્ષણ સચ્ચાઈ હોવું જોઈયે કેમકે એ ખુબી બીજી બધી ખુબીઓ કરતાં વધારે દરજ્જો ધરાવે છે, એટલુંજ નહી પણ જગકર્તાની પ્રીતી કરવી અને સાચપર ભાવ રાખવો એ બન્ને બરાબર છે.

૨૫. જે વખત વહી ગયો છે તે પાછો હાથ આવવાનો નથી, જે ભવીષમાં આવશે તેમાં આપણે હૈયાત રહીએ યા ન રહીએ. માત્ર હાલનો વખત આપણો છે, તે સારૂ કદરદાન બેહેનો આપણાથી તન, મન અને જીગરમાં જેટલો વધારો તથા સુધારો બની શકે તેટલો કરવો ઘટારત છે.

આઇમાય કુંવરજી મસાલાવાલા.

**એક ભાગેલાં વાઝની કાહાણી**—છેલ્લી પતેતીને બે ત્રણ દહાડા આગમચ એક પારસી જવાન્યો અંગ્રેજ બજારમાં ફેનસી માલ વેચનાર મેમાંણની દુકાન ઉપર ગયો, અંદર જઈને જોય છે તો દુકાનનો ધણી મોટા હાય અફસોસમાં પડેલો છે. ખબર કહાડતાં તેને માલમ પડયું કે તે બીચારાનું મોટું કીમતી વાઝ ભાંગી ટુકડે ટુકડા થઈ ગયું હતું.

"આએ ભાંગેલા ટુકડા હું વેચાતા લઈશ" તે જુવાન્યો બોલ્યો.

"પણ એ કાંઈ હવે ચરડું સમરાય તેમ નથી."

કાંઇ ફીકર નહી. એને બરોબર એક બાકસમાં બંધ કરી દેવલના મોહલ્લામાં મેહતાનાં શીરીનબાઈ ઉપર મોકલી આપજો. આમ બોલી તે જવાન્યો દુકાનવાલા તરફ પાંચ રૂપ્યાની નોટ ફેંકી ચાલી ગયો. ઘર જતાં જતાં તે પોતાને મનસે કહેવા લાગો. "આ મેંબી સજ્જડ તાલ લગાડી છે. શીરીન એમ વીચારશે કે વાઝ રસ્તામાં હેલકરીને હાગે આથે ભાંગી ગયું હશે.

બે દહાડા પછી પોતાની તાલથી મલકાતા મલકાતા તેવણ શીરીનબાઇને મલવા ગયા.

"મને તમારી અજબ જાતની ભેટ મલી," શીરીનબાઇ બોલ્યાં.

"અજબ જાતની."

"હા, જોવોની."

અને તેણીએ પેલા અજાએબીમાં ગરક થયલા જુવાન્યાને વાઝના ભાંગેલા ટુકડાઓને ઝીણાં કાગલમાં બરાબર સંભાલથી વીટાળેલા દેખાડયા. ગરીબ બીચારા મેમાંણે પોતાની ફરજ જોઈએ તે કરતાં વધારે સરસ રીતે બજાવી હતી!

# દયા.




હાન કવી શેક્સપીઅરે દયા વીશે લખેલા વીષય ઉપર જાણીતી કવીતા 'Mercy' મધે એવા ઉત્તમ વીચારો દર્શાવ્યા છે કે દયા એક ઈશ્વરી આશીરવાદ છે અને તે આશીરવાદ દયાના કરનાર તેમજ દયાનો લાભ લેનાર એ બંધે ઉપર એક સરખી રીતે ખુબીથી વરસે છે. એ ગુણમાં ખોદાઈ સીફ્ત છે. ખોદાતાલા પોતાનાં બંદાઓનો ઈનસાફ કરતી વખતે તેઓ ઉપર જેમ રેહેમ નજર રાખે છે, તેને મલતી નકલ કીધાથી ઈનસાન ગોયા ખોદાની પસંદગીની નજદીકમાં જાએ છે.

આપણાં હીંદ મુલકનો નામીચો કબીર નીર્દય માણસ વીશે નીચે મુજબ તીરસકારના સખુનો બોલી ગયો છેઃ—

દયા ધરમ નહી મનમે,<br>
મુખરા ક્યા દેખે દરપણમે.

પરમકૃપાળુ ઈશ્વરે દરેક મનુષ્યમાં બલકે તેથી ઉતરતાં પ્રાણીઓમાં પણ દયા જેવો ગુણ ચહડતા ઉતરતા પ્રમાણમાં બક્ષ્યો છે. જો આ ગુણ પૃથ્વી ઉપર વસતાં પ્રાણી માત્રમાંથી છીનવી લેવામાં આવે તો દુન્યા કાંઈ અજાએબ એકલપેટું રૂપ પકડે. મા બાપોથી બચ્ચાંનું પોષણ થાએ નહી, મિત્રો વચ્ચે પ્યારનો સંબંધ જોવામાં આવે નહી, દુઃખી દરદીઓ કદી પોતાની દાદ લેવાએલી જોએ નહી, મેહેનત નહી કરી શકે એવાં અશકત ગરીબો ભુખે મરે, અને ટુકમાં આખી દુન્યા માત્ર એક કંગાળ ચીત્ર બની રહે. પણ તેમ નહી બને માટે મહા જ્ઞાની ઈશ્વરે ઉતરતાં પ્રાણીઓમાં ચોક્કસ દરજ્જે અને ચોક્કસ હદ સુધી તથા મનુષ્યમાં વધારે શ્રેષ્ટ આકારમાં દયાનો ઉપયોગી ગુણ બક્ષ્યો છે. આ ગુણને વધારે ખીલવવા માટે ઈશ્વરે ઈનસાનને અક્કલનું જેહેન આપ્યું છે, માટે તેઓની ફરજ છે કે ખુદરત તરફની આ ઉત્તમ બક્ષેશને સાંકડી હદ સુધી લાવી નહી મુકતાં તેને ખીલવી બોહોલી રીતે તેનો સદઉપયોગ કરવો, જેથી તે પોતાના પેદા કરનારને રાજી કરશે, અને પોતાના ભાઈબંધોને લાભ કરી શકશે.

દયાળુપણાને એક વેહેતા નીરમળ ઝરા સાથે સરખાવી શકાય, કે જે જ્યાંથી પસાર થાએ છે ત્યાંની જમીનને ફલદ્રુપ કરે છે. દયા વગરનું જીગર તે પાણી વીનાનાં રેતીનાં રણ મીસાલ છે, કે જેની અંદર વસવાને કોઈને તે લલચાવી શકતું નથી. દુન્યાદારીનાં દરેક કામમાં દયાળુપણાનો ભેળ અગત્યનો છે, અને તેમ વરસાથીજ ઈનસાનીયતનો દરજ્જો લાએક રીતે આપણે ભોગવેલો ગણાએ. ઈનસાફમાં પણ દયાનો ભેળ હોય તોજ તે પવીત્ર ઈનસાફ કેહેવાય. આપણાં અદલ અંગ્રેજી રાજમાં એક ખુની ગુનેહગાર ઉપર પણ ઘણી વખને દયાની નજરથી જોવામાં આવે છે, તેની તકસીર સાબેત થવા પછી પણ કેટલીએક વેળા તેની ઉપર દયા કરવામાં આવે છે. ખુદ મોતની શીક્ષા કરવા પછી પણ તે શીક્ષા અમલમાં લાવતાં જેમ બને તેમ તે માણસ ઓછી હેરાનગતીથી પોતાનો પ્રાણ તે ફીરનારને હવાલે કરે એવી કાળજી સુધરેલી સરકાર તરફથી રાખવામાં આવે છે. કેટલાએક દયાળુ માણસોએ તે માટે તહરેવાર યુક્તીઓ સોધવી ચાલુ રાખી છે; વળી વધારે માયાળુ જીગરવાલાઓ મોતની શીક્ષા તદન કાઢી નખાવવા માટે તજવીજ કરે છે, એ સઘળું દયાને ખાતર થાય છે. તન, મન અને ધનથી થતી સખાવતોનું મુળ દયા છે. આપણને પેદા કરનાર સાહેબ પોતે કેટલો દયાળુ છે? આપણે તેનાં બંદાઓ કેટલીવાર તેનાં ફરમાનોથી ઉલટાં ચાલી, તેના ઉપકારો ભુલી જઈ, તેના ગુસ્સાને પાત્ર થઈએ છઈએ; તોપણ તે કૃપાળુ સાહેબ આપણને પોતાની નવાજેસોથી બાકાત રાખતો નથી. ઈશ્વર પાપીમાં પાપી બંદાને પણ તેનાં કરતુકની વાજબી શીક્ષા કરવા અગાઉ તેને પાપની તોબેહ કરી સુધરવાની અનેક તક દયાળુ દીલથી આપે છે, અને તેનો લાભ જો ઈનસાન લઈ શકે છે, તેને તે મોટાં મનથી માફી બક્ષે છે. એવો તે સાહેબ દયાળુ છે. ત્યારે શું આપણે તેનાં કમીનાં બંદાઓએ પણ તેમ કરવું નહી જોઈએ?

દયાળુ જીગરો કેવા બોહોળા વીસતારમાં પોતાના ભાઈબંધોનું ભલું કરી શકે છે, તેના એકાદ બે દાખલા અત્રે આપેલા વ્યર્થ જશે નહી. આફ્રીકામાં ચાલતા ગોલામી વેપારને નાબુદ કરવા અને તેમાં ફસેલા કમનસીબ હબસીઓને છુટાપણું બક્ષવાને માટે ઈંગલંડના ભલા લોકોએ જે કાળજી અને દીલસોજી બતાવી એ પાપી ધંધાનો પોતાના મુલકમાંથી સમુલો નાશ કીધો છે, અને બીજાં દેશોમાંથી તેમ કરાવવાની હજી જે અથાગ, બીનહાંસલ મેહેનત લે છે, તથા બેલજીઅમ દેશના પાદશાહે વધારે બલવંતાઈથી તે કામ પોતાને માથે લીધું છે, તે સઘળાનું કારણ દયાળુપણા સીવાએ બીજું શું કહેવાએ?

ભલી મીસ ફ્લોરેન્સ નાઈટીંગેલે અને તેમજ બીજી સેંકડો કેળવણી પામેલી બાનુંઓએ, સઘળા મેજ મજાહ તજી દઈને પોતાની જીંદગી, આસપીતાલમાં પડેલાં ગરીબ દરદીઓની અને લડાઈમાં જખમી થયલા શીપાહીઓની સારવાર કરવામાં અરપણ કરી છે તેનો સબબ શું? દયા. આ બે અક્ષરના નાના બોલમાં આ ભલી બાઈઓની જીંદગીની સઘળી નેમ સમાએલી છે. ક્રીમીઆની લડાઈ વખતે જ્યારે ભલી મીસ નાઈટીંગેલ પોતાનાજ જેવી બીજી માયાળુ બાનુંઓ સાથે ઈંગલંડથી ખુદ ક્રીમીઆ આવી જખમી થયલા શીપાહીઓની સારવાર કરવા મંડી, ત્યારે તેણીનાં દયાળુ જીગરનો લાભ લેનારા ગરીબ શીપાહીઓ તેણી ઉપર એટલા તો ફીદા રહેલા જણાવવામાં આવે છે કે જ્યારે રાતની વેલાએ તેણી હાસપીટાલમાં તેઓ વચ્ચે ફરતી ત્યારે દેવાલ ઉપર પડના તેણીના પડછાયાને પણ તેઓ માનથી નમી ચુંબન કરતા, એટલી તેણીની હાજરી તેઓને આવકારદાયક હતી. આ નમુનાદાર અબલાનો દાખલો આપણી દેશી બાનુંઓને ખરેજ નકલ કરવા જોગ છે; અને સ્રીઓ તથા બચ્ચાંઓની હાસપીટાલો તથા સુવાવડખાનાઓમાં વારેઘડીએ તેઓએ જઈને પોતાની દયાનો લાભ ત્યાંનાં દરદીઓને આપવો ઘટારત છે. મેહેરબાઈ દો૦ પે૦ કોહોલા.



શાહજાદી એલીસ.

PRINCESS ALICE.

તે ઠંડો પડીને બોલ્યો, "એઓ જ્યાંથી આવ્યા હોય ત્યાં પાછા લઈ જા—બેહેતર એ કે એઓને રસ્તામાં ફેંકી દે. એક કવીની સખાવતમાં અને એક રાજાની સખાવતમાં દુન્યા તફાવત જોશે. મારા સ્વપના, મારા સ્વપના," તે નીશાસો નાખી બોલ્યો, અને પેલા કોથળાને ભરી તેનું ગોહો બંધ કરી પેલા માણસ તરફ ફેંક્યા. "એઓને લઈને અહીંથી જતો રહે—બસ જતો રહે," તે બોલ્યો, "અને માહામુદને જણાવજે કે, હાલની તેમજ આવતી ઓલાદ તારી આ ચાલ કદી પણ વીસરશે નહીં."

આ ઘા તેને જબરો લાગ્યો. આસ્તે આસ્તે વીચાર કરતાં તે કવીને ભાન આવ્યું કે તે હવે કેવી ધાસ્તીમાં હતો. તેને લાગ્યું કે જલદીથી ત્યાંથી નાહસી જવામાં ફાયદો હતો, અને તેમજ તે મહા કવીનામાં, તેણે જે સ્તુતીકારક લખ્યું હતું, તે ભુસરી નાખી મધ્ય રાતે ગઝની શેહેર હમેશનું છોડીને નાહઠો.

* * * * * * *

શીરદોશી રાજાઓની બેવફાઈપર ગોર કરવાને ગઝની છોડીને પોતાની જનમભુમીમાં આવી વસવાને ઘણાં વરસો વીતી ગયાં છે. હુનાળાનો વખત છે. પોતાનાં ઘરનાં આંગણામાં એક નાની પથારીપર તે મરણ પાંમતો કવી મહા મુશકેલે દમ લેતો પડેલો છે. તેની બેટી તેના ધ્યાન વગરના બકબકાટને ધીરજથી સાંભળતી બેઠી છે.

"આ પ્રમાણે" તે મરતો માણુસ બડબડતો, "જેમ વખત વેહતો જાય છે, તેમ તેઓ મને છોડી જાય છે—કંગાળો, તેઓ મોહોતનીપર નજર કરવાને હીમત નથી કરતા." બીજી પળે જ્યારે તેના વીચારો બચપણના વખતપર દોડયા ત્યારે તે ખુશીથી ખોદાનો ઉપકાર માનતો કે તેને તેના જનમ આપેલાં શેહેરમાંજ મરવાનું છે, અને વીચારતો કે તે કાંઈ એક મોટો કવી નહી પણ એક ખુશ મીજાજી ખેડુતનો છોકરો છે અને તોપણ જ્યારે તેને માહામુદની તેની તરફની વર્તણુક યાદ આવતી ત્યારે ક્રોધથી બોલતો—"શીરીન, મારી વાહાલી બેટી, કદી પણ તારો વીશ્વાસ રાજાઓમાં મુકતી નાઃ તેઓ તરફથી કદી પણ મેહેરબાંની મેળવવાની આશા રાખતી ના. આપણાં વડવાઓની કાંહાંણી મેં લખેલી છે, અને તે મારૂં પુસતક હમેશ સુધી જળવાઈ રહેશે. મારૂં મોહોત નજદીક છે, અને હવે હું તને છોડી જઈશ. પણ," તે ઘણીજ દુઃખભરી કાકલુદીથી બોલ્યો, "હવે મારાં મોહોત પછી મારાં કામનો બદલો આવે તો તે કદી પણ તું રાખતી ના. મારે માટે મોટી સોભીતી કબર કરાવતી ના, પણ ફક્ત મને પેલાં સરોવરનાં ઝાડ હેઠળ દાટજે, કે જ્યાં આપણે હમેશાં જઈને બેસતાં હતાં. તું ખાતરી રાખજે કે જ્યાં સુધી આપણો પેગંબર મને બેહેસ્તમાં જવાનું તેડું કરશે નહી ત્યાં સુધી હું નીરાંતે આ ઝાડ હેઠળ રહીશ."

જેવું તે ઉપલું બોલી રહયો કે આકાશ ઉપર અર્ધચંદ્ર દીસવા લાગ્યો. "જો," તે બોલ્યો, "આ ખોદાની પોતાની આંખ [illegible] સીના [illegible] હેઠળ, ઓ ખોદા મને મરવા દે! મારાં [illegible], અને [illegible] શાંત," તે ઘણી મુશકેલીથી બોલ્યો, "મારી આંખો [illegible] થતી જાય છે—ઉજરડું કમતી થતું જાય છે—મોહોતનો અંધકાર મારી આસપાસ ફરી વળેછે!"

એક ત્રાસદાયક ચુપકીદી પથરાઈ રહી!

"આ પેલું જો," તે અચબુચ બોલી ઉઠયો અને આકાશ તરફ આંગળી કીધી—"તેજ—તેજ—મને તેડું આવ્યું—મને બોલાવે છે—મને હુકમને તાબે થવું જોઈયે. * * * *"

તે હાંફીને પાછો પડયો, અને ત્યાર પછી કાંઈ બોલ્યો નહી. એક કલાક પછી તે "કલીમા" બોલતો સંભળાયો, અને જેવો ઈસલામના કાયદાનો છેલો બોલ તે બોલી રહયો કે તેનો જીવ તેનાં બદનમાંથી જતો રહયો.

* * * * * * *

સહવારૂં પડયું ત્યારે તે શેહેર પોતાની હમેશની ગડબડ અને કામકાજમાં પડયું. આવી હુનાળાની રૂતુમાં શીરદોશીની પાયદસત કહાડવાને કાંઈ વીલંબ લાગ્યો નહી, અને સાંજ પડતાંમાં તો તેના દોસ્ત આશનાવ તેને ભુમીદા કરવાની તઈયારીમાં પડયા. જ્યારે આ પ્રમાણે તેઓ રોકાયલાં હતાં, ત્યારે તેઓને બરાબર લાગ્યું કે તેઓનું કામ અટકશે, કારણ કે એક મોટું ટોળું તેઓ તરફ આવતું હતું. આખરે તેમજ થયું. એક પળના પસતાવામાં, રાજા માહામુદે એક મોટું પેનશન તે માહા કવીને તેમજ તેને પોતાને સારૂં લાગે તેવું મોકલ્યું હતું. પણ તે ઘણું મોડું આવ્યું, શીરદોશી તે લેવાને જીવ્યો નહી, અને હવે તેના દોસ્તો તેનાં શરીરને ઘોરમાં દાટવા લઈ જતા હતા. પેલા મહાન કવીની બેટી સાથ તે પાયદસત તેનાં ઘરમાંથી નીકલી; અને આ પ્રમાણે જ્યારે એક બારણે માહામુદની ભેટ તે ઘરમાં દાખલ થઈ, ત્યારે બીજે બારણે શીરદોશીની લાસ તેનાં ખેસીઓ તેની હમેશગીની જગ્યાએ દાટવા લઈ જતા હતા.

VIOLET.

## નર નારીનું ખરૂં સુખ.

સુખ સંસાર નારી સમાન—(એ રાહ.)

ખરૂં સુખ ભરથાર સમાન બીજું નથી ખરે,
ભલો ભરથાર જેને જડે.
ભલી સ્ત્રી જે સંપમાં રહી—ખાવંદનો ખરો પ્યાર મેલવે,
સદા તાબેદારી કરી—ખુશ રાખવાને કોશેશ કરે;
બીજું નથી ખરે—રૂડી સ્ત્રી જેને જડે.
ભરથાર જાણવો તેજ કે જે—સ્ત્રીને જીંદગીનું સુખ ગણે,
બનતું સુખ આપી તેને—સદા સાચ્ચી પ્રીતથી રહે;
બીજું નથી ખરે—ભલો ભરથાર જેને જડે.
નાર ખરી તેજ ગણાએ જેથી કડણ સ્વભાવ જલવાએ,
ખાવંદના ઘરની ફજેતી—હરગેજ નહી કરે;
બીજું નથી ખરે—રૂડી સ્ત્રી જેને જડે.
ખરી સુખી તેજ છે જે બાઈ—જેને ખાવંદ ભલો મલે,
હરદમ સંપમાં રહી—સ્ત્રીને સદા સુખી કરે;
બીજું નથી ખરે—ભલો ભરથાર જેણે જડે.

બાઈ જમશેદજી ડીક.



# ◉ ખુરશેદ. ◉

### પ્રકરણ ૨ જું.



યારે તેણીએ તે કાગળ ઉંચકીને ખશરૂના હાથમાં આપ્યું, ત્યારે તે બોલ્યો "માફ કરજોજી." ત્યાર પછી તે સ્ત્રીએ પોતાનો રૂમાલ ઉંચકી આપવા સારૂ ખશરૂનો આભાર માન્યો. ઘણો વખત ચુપકીદી પથરાઈ. છેલ્લે સરવાળે ખશરૂએ બોલવાની હીમત કીધી "ટ્રેન ઘણીજ ધીમેથી ચાલે છે."

"હા, પણ હવે કાંઈ નહી, કારણ કે માસી ને બુચો બેઉ ઉંઘાઈ ગયાં છે."

"હું તો ધારતો હતો કે તમોને ઘણો કંટાળો આવતો હશે."

"નહી, તેમ કાંઈ નથી, પણ સંઘળું છતાં તમે અમારે લીધે બીજું સ્ટેશન આવે ત્યારે ઉતરી પડતા ના."

"મને ત્યાં ઉતરવાનું છેજ, કારણ કે મને ત્યાંથી કાલેજમાં જવું છે."

"હું દલગીર છું કે માસીનો આજે મીજાસ ગયલો છે. એવણ ઘણું બોલે છે, પણ મનમાં કાંઈ નથી. ઘણાંજ ખરેખર ભોલાં છે."

ખશરૂએ જવાબ આપ્યો, "હં, ખરેખર ભોલાં છે," જો કે તેણે અજબ થવાની જરા પણ નીશાની દેખાડી નહી.

"દાખલા તરીકે એવણ આજે મને પોતાની સાથે લઈ જાય છે." એટલું બોલતાં તે જુવાન સ્ત્રી એટલી તો ખુબસુરત લાગતી હતી કે તેની માસીની નાપસંદ કરવા જોગ ચાલ તે થોડો વખત ભુલી ગયો. અલબત પરણેલી સ્ત્રી દાખલ તેણી ફક્ત થોડા વખતનીજ તેની મીત્ર હતી; તેની સાથે વાત કરવાને તેણીને જરા પણ અડચણ લાગી નહી, ને ઘણી બોલાઈથી તેની સાથે વાત કરવા લાગી. તેણી બોલી "મારાં માસીનાં કોઈ સહી નાગપોરથી આવેલાં છે, તેને મળવા અમો જનાર છીયે." ખશરૂએ વધારે અજાએબી સાથ પુછ્યું, "શું ખરેખર, અમે પણ એજ ગામથી સગાંની આવવાની રાહ જોઈયે છીયે."

"તેવણ તો અગાઉ ચીન હતાં, પણ થોડો વખત પોતાનાં સગાંને ત્યાં નાગપોર જઈ રહયાં હતાં, તે હવે મુંબઈ આવવાનાં છે, તેવણની એકપુરી ખુરશેદ નામની છોકરી છે" તે સ્ત્રી બોલી.

"બરોબર એજ નામની છોકરી છે. કેવું અજબ જેવું છે, તેમને તમે સારી રીતે ઓલખો છો કે?"

"હા, સારી રીતે. તમે ઓલખો છો કે?"

"તેંદનજ નહી. તેઓ અગાઉ મુંબઇમાં આવ્યાં હોય, પણ હું કાંઈ જાણતો નથી. શું તેણી ખુબસુરત છે?"

આ છેલ્લા સવાલથી તે જુવાન સ્ત્રી મુશકેલીએ પોતાનું હસવું દાબી શકી, જે ઉપરથી ખશરૂને જણાયું કે ખુરશેદ ખુબસુરત હોવી નહી જોઈયે.

"વારૂ, મને તમોએ ઘણું કહેવું નહી જોઈયે" તેણી બોલી. "ફરીથી આ સુંદર સવાલ સારૂ. (હસીને) હું નહી ધારતી કે કોઈબી એને ખુબસુરત કહે."

ખશરૂએ ઇતેજારીથી પુછ્યું "તમે તેને સારૂ મને થોડું કહી શકશો? હું તેને બીલકુલ ઓળખતો નથી. તેણીને મારી સાથે કાંઈ પણ સંબંધ નથી."

"તમોને તેણી વીશે શું જાણવું છે?"

"અલબતાં, તેણી સફેદ તો હશે!" ખશરૂએ શક બતાવી પુછ્યું.

"હા, હવે મને સમજ પડે છે કે તમે એને વીશે કાંઈ પણ જાણતા નથી. તેણી કાંઈ તદન કાળી નથી, પણ ખરૂં જોતાં કાંઈ અજબ જેવા દેખાવની છે, તે સઘળું તો સૌના વીચાર પર આધાર રાખે છે" તે સ્ત્રીએ બોલવાનું ચાલુ રાખ્યું "તેણી ઘણી હસમુખી ને બોલકણી છે. ને તેનો એક સગો, જે હજી તો કાલેજમાં અભ્યાસ ચલાવે છે, ને જેને તેણીએ જોયો પણ નથી, તે તેણીને ઘણો ચાહતો હોય એવું બતાવવા માંગે છે, તેની તે ખુબ મશકેરી કરે છે."

"જો તેણે તેણીને જોઈ હતે તો ઘણો અજબ થતે," ખશરૂ બોલ્યો.

"એટલું તો ખરૂં જણાય છે, કે તે સગો તેના કરતાં તેના પૈસાને વધારે ચાહતો હોવો જોઈયે, કારણ કે તેની પાસે પૈસા તો છેજ."

"તદન શરમ ભરેલું જુઠું!" ખશરૂ ચીરડાઈને બોલી ઉઠયો.

"ઓ! તમે કેવી બાબા વાપડો છો? શું તે તમારો દોસ્ત થાય કે, તમે એટલા મક્કમપણે બોલો છો."

"વારૂ" ખશરૂ થોડા વખતના ગુંચવાડા પછી બોલ્યો, "હું ધારૂં છું કે ખુરશેદ તે સગાની જુઠી વાત કરી પોતે મજાહ લે છે; તે હું પોતે છું, એમ મને વીચારવું જોઈયે."

"ખરેખર! માફ કરજોજી. હું એમ ધારતી હતી, કે તેને તમારી સાથે સેહેજ ઓળખાણ છે."

"હું જાણતોબી નથી કે તે મારી શું સગી થાય છે. તેણીને હું કાંઈ ઓળખતો નથી, કારણ કે મેં તેને તો કદીબી જોઈ નથી, ને તેની મા મારી કાંઈબી સગી નથી, પણ આ-

હશે, તેનેજ પરણીશ. હું તો ધારૂં છું કે તેણે મારી પર એક જબરૂં તોહમત જોડી કહાડયું છે, અને તેણીને પોતાની એવી વરતણુક માટે શરમાવું જોઇએ."

"હું તેને એમ જઇને કહું કે?"

"હા, કહો તો વધારે સારૂં, જેથી કરીને મારી મેહેનત બચી જાય. અમે મલયે તેની અગાઉ જો તેણી મારો વીચાર જાણે તો મારી તરફથી તેણી વધારે હેતની આશા રાખે નહી." વાતે બીજી વજાણ પકડી અને જ્યાં સુધી ટ્રેન સ્ટેશનપર થોભી ત્યાં સુધી ચાલુ રહી. ખશરૂ પોતાની મીત્રને ઘણી આવકારદાયક સમજ્યો અને તેણીની નાજુક ખુબસુરતીપર તેનું ધ્યાન વધારે ખેંચાવા લાગું. જ્યારે ટ્રેન થોભી, અને રજા લેવાનો વખત આવ્યો ત્યારે તેને ઘણી દલગીરી લાગી. પેલી મારી ને બુચો આખો વખત ઊંઘાયલાં હતાં, જેથી ખશરૂને ઘણો સંતોષ ઉપજ્યો. હમણાં બંને જણાં સાથે એકદમ જાગરત થયાં, એક રડતું, ને બીજું અવાચી ખાતું.

તે ઘરડી સ્ત્રી બોલી "આપરે હવે ઉતરીયે કે? આપરૂં ઈસ્ટેશન આવ્યું કે?"

"નહી, હજી વખત છે," તે જુવાન સ્ત્રી બોલી.

"અરે, પણ મારા પગ તો વળી પાછા ઠંડા થયા છે. આએ માતીડા અંહી ઉતરે છે કે?"

"હાજી," ખશરૂએ જવાબ વાલ્યો "હું અંહીજ ઉતરૂં છું." તે ઘરડી સ્ત્રીને સલામ કીધી, અથવા લગભગ તેની પીઠને સલામ કીધી, કારણ કે હમણાં તેણી પોતાના ડાકટરે આપેલી દવાની સોધ વાંકી વળીને પીઠ ફેરવી કરતી હતી. ત્યાર કેડે તેણીની ભાણેજને ખશરૂએ સલામ કીધી, પેલા બુચાનો ગાલ પસવારયો, ને થોડા વખતની દલગીરી સાથે ગાડીમાંથી ઉતર્યો. પોતાને ઘર જઈ તેણે નીચલું કાગળ પોતાના મીત્ર ઊપર લખ્યું:—

**મારા વહાલા દોસ્ત હોરાબ,**

મને ટ્રેનમાં એક અજાયબ જેવો મેલાપ થયો છે, એક ખુબસુરત જુવાન બાનુ ટ્રેનમાં બેઠેલી હતી, જેની સાગે વાત કરતાં જણાયું કે તેણી મારી પેલી સગીઓને સારી પેઠે ઓલખતી હતી, અને જે મને ધારતી હતી, તે તેણીએ ખરી પાડી છે. એટલુંજ જાણવું બસ થશે કે, તેણી કાંઈ કાળી નથી, પણ ઘણીજ ખારીએલ અને હીનાખોર સ્વભાવની છે. અને તોપણ મારા કાકા વળી મને ખાત્રીથી લખી જણાવે છે કે મારે તેવણુને બંગલે જલદીથી જવું અને તેણી મને ઘણી ગમશે. જો તે એમ વીચારતો હોય કે હું એવી છોકરીને ચાહીશ અને પસંદ કરીશ, તો હું નહી ધારતો કે એ ઠાંખરાનું માથું ઠેકાણે હોય, પણ કદાચ એણે પોતે પણ જોયલી નહી હોય. ગમે તેમ કરીને હું તો મારે ઘર રહેવશ, જો કે મને તો કાકા વગર સોહવાતું નથી; પણ જેમ બને તેમ પેલી નાગપોરની ખુબસુરતીથી તો દુર રહેવાને હું ખુશી છું.

હું છું, તારો હમેશનો સાચો મીત્ર,

ખશરૂ નવરોજી.

---

મકરણ ૩ જું.

ખશરૂએ પોતાનો ઠેરાવ પાળ્યો. પંદર દહાડા સુધી તે પોતાના કાકાને ત્યાં ગયો નહી, અને પોતાને ઘર રહી અભ્યાસ ચલાવ્યો અને વીચાર કીધા પછી પોતાના કાકાની વરસગાંઠને દીવસે સાંજે, તેવણુને ત્યાંથી ગાડી આવ્યાથી, ત્યાં જવા નીકળ્યો. તે વખતસર ત્યાં જઈ પુગો. કાકા બહાર ગયલા હોવાથી પોતાના ઓરડામાં ઉપર ગયો, ને કપડાં બદલીને નીચે ઉતર્યો. હોલમાં ફક્ત એકજ સ્ત્રી બેઠેલી હતી, જેને તેની અજાયબી ને ખુશાલી વચે જોયું કે, જે સ્ત્રી સાથે તેણે ટ્રેનમાં મુસાફરી કીધી હતી તેજ હતી.

"હું તમોને અંહી જોઈ કેટલો ખુશ છું?" તે બોલી ઉઠ્યો, "હું તો એમજ ધારતો હતો કે વળી પેલી મારી સગી અને તેની મા બે જણુજ અંહી હશે."

પેલી જુવાન સ્ત્રી આનાકાનીથી બોલી "હા, તેઓ અંહી છે ખરાં." ખશરૂએ હસીને પુછયું, "બુચો કેમ છે? સારી પઠે છે કે?"

"હા હશે, મેં તો ઘણા દહાડા થયા જોયેલી નથી." ખશરૂ અજાયબીથી તેનું મોહડું જોવા લાગ્યો, જો તેણી તે બચ્ચાંની મા હોય તો તે બચ્ચાં તરફ કેટલી બેદરકાર છે. તેણીએ બોલાવાનું ચાલુ કીધું "તે દહાડે એક પછી એક ઘણા બનાવો બન્યા કીધા, મને તે દહાડે કાંઈ કામ૦પણ હતું, ને મારાં બાપજીની તબીએત સારી નહી હોવાના સબબથી મારાં માસી મારી સાથે આવ્યાં હતાં, પણ જેમ તમે જોયું તેમ તેવણુને તે મુસાફરી જરા પણ પસંદ પડી નહી, અને વળી જાણે અમોને થોડી અગવડ પડી હોય તેમ, પેલા બુચાને તેની મમાઇને ત્યાં લઈ જવો પડયો, અને જોગજોગે મારાં માસીનાં ટોસાં કે આયા સ્ટેશન પર નહી હતાં, તે તો અમારી અગાઉ જ્યાં અમે જવાનાં હતાં ત્યાં જઇને બેઠાં." ખશરૂએ એવી વાતચીત પર ઝાઝું લક્ષ દીધું નહી. એક વાતમાં તેને ઘણી મજાહ પડી, તે એ હતું કે—જો કે તે જાણીને અજબ થયો—કે તે સ્ત્રી બધું છતાં પરણેલી નહી હતી. તેણે તેણીના ડાબા હાથ પર નજર કીધી, તો એક પણ વીટી હતી નહી, પણ આપણામાં સઘળાંજ કાંઈ એમ વીટી પેહેરતાં નથી. ત્યાર પછી ફરીથી તેણીનાં મોહડાં પર ધ્યાનથી જોયું. હા, તેણી ખરેજ ઘણી ખુબસુરત હતી, ને તેણીની નાજુક ખુબસુરતી તેને વધારે લલચાવતી હતી. તેણીની ખુબસુરતી અસાધારણ જેવી હતી. એક પળમાં તેની ઉમરની ફુલગાઈ પ્રમાણે, તેણે એક મક્કમ ઠેરાવ કીધો કે તે છોકરીને ચાહે. જો તેણી તેને કબુલ કરે, તો સૌ સારૂંજ થાય. જેટલી બધી છોકરીઓને તે મલ્યો, તેમાં તેણીજ પહેલી હતી, જેને ખાતર તે પોતાના સ્વતંત્રપણાનો ભોગ આપે; પણ જો તેણી તેને પરણવા ના પાડે, તોપણ તેના કાકાને તે સમજાવશે કે બધું છતાં પેલી નાગપોરવાલી સાપ તો નહીજ પરણશે. તેને થોડા વખતમાં ઘણા વીચારો આવ્યા. દરેક પળ, તેને તે વખતે કીમતી લાગતી હતી; કારણ કે રખેને તેની પેલી સગીઓ નીચે ઉતરી આવે? સઘળું છતાં, તેણી તો આવી નહી. થોડા વખતમાં તેનો કાકો આવ્યો, અને પોતાની હંમેશની રીત પ્રમાણે દીલોજાનીભર્યો આવકાર દીધો.

"આહા!" તેણે હસીને કહ્યું, "હું જોઉંછું કે ઓલખાણ કરાવવાની હવે મને કાંઈબી અગત નથી." તેજ પળે ઘણા પરોણાઓ આવી લાગા, ને તેના કાકાએ ખશરૂને હળુસે કહ્યું,

"ખુરશેદને ખાતી વખતે તારી પાસેજ બેસાડજે." એટલું બોલી તે પરોણાઓને આવકાર દેવા બારણાં આગળ ગયો. ખાનાની વખતે વાતચીત સાધારણ બાબદો વીષે થઈ. ખશરૂ પેલીજ સ્ત્રી સાથેજ બેઠેલો હોવાથી તેની સંધે વધુ વાત કરવાની તેને તક મળી. તેણે કહ્યું, "જોકે આપણને ઓળખાણની જરૂર નથી, તોપણ મને તમારૂં નામ ખબર નથી."

"મેં તમારી પેલી સગી ખુરશેદને કબુલાત આપી છે, કે મારે મારૂં નામ તમોને કહેવું નહી."

"કેવી જબરી કંટાળા ભરેલી તે ખુરશેદ હોવી જોઇએ. મેં તમારી પાસે તે દહાડે બધું કહેવાડયું, તેનું એ વેર લેતી હશે, પણ તે છે કયાં?"

"હું તો એને કેંહે જોતી નથી, પણ એનાં માયજીના જીવને સારૂં નથી, ને પોતાના ઓરડામાંજ ઉપર છે."

"હં, ત્યારે તો છોકરીબી માયની સાથેજ હશે; ઘણુંજ સારૂં થયું." તેણીએ કાંઈ પણ જવબ દીધો નહી, પણ બીજી બાબદ વીષે વાત ચલાવવા લાગી. જે કાંઈ તેણી બોલતી, તેમાં ખશરૂને અજબ ઘણી મજ્જાહ લાગતી, તે ખશરૂને મન ભાવતીજ વાત તેણી કરતી હોય એવું લાગતું હતું. તે ખરે-ખરજ તેણી સાથે હમણાજ પ્યારમાં પડી ગયો હોય, એમ લાગતું હતું. જ્યારે રાત્રે સઘળાં લોકો પોતાને ઘેર ગયાં, ત્યારે ખશરૂના ઓરડામાં તેનો કાકો તેને મુલાકાત આપવા ગયો.

"હમણાજ બધાં ગયાં, ને મને તારી સાથે બે બોલ વાત કરવાની છે," એમ બોલતાં આગળજ જે મોટી ઈઝી ચેર પડેલી હતી, તે પર બેસી ગયો. "વારૂં, હવે તો પુછવાનીબી જરૂર નથી, કે તે છોકરી તુંને ગમેચ કે નહી? તું તો તદનજ ફ્રાસ્ત જતો જણાય છે."

"તમે ખરૂં કહોછો કાકા, તમને જેમ પસંદ પડે છે તેમ મને નથી ગમતું, ને સાચ્ચુ કહુંછું કે મારો તેમાં કાંઈ વાંક નથી."

"મને જેમ પસંદ છે, તેમજ તું કરે છે, ને તું તેમ સમજતો હોય તેવું લાગે છે."

ખશરૂ તેના કાકાને તીકી તીકીને જોવા લાગો. "હું તો એમ ધારતો હતો કે પેલી રીધણ સાથે તમે મને પરણાવવા નીકળ્યા છો." તેનો કાકો મોટેથી ખડખડ હસી પડયો. "તું કોણને રીધણ કહે છે, પણ જેની સાથે તું બેસીને વાત કરતો હતો, તેજ તારી ફુઈની છોકરી ખુરશેદ છે." ખશરૂ એકદમ ઉઠી ઉભો થયો, નહી કાકાજી એમ નહી હોય! તે બોલી ઉઠયો.

"ખચીત તેમજ છે. એમાં કાંઈ પણ શક નથી. એજ ખુરશેદ છે."

"અરે! તેણીએ પોતાનું નામ મને કહ્યુંજ નહી."

"તેણીએ તુંને ત્યારે આટલો વખત શું બનાવ્યો કે? તેણી જબરી મસ્તીખોર છે, પણ ઘણી ડહાપણવાલી ને સારી છોકરી છે."

"ખરેખર છે," ખશરૂએ ઇંતેજારીથી જવાબ દીધો, "ને હું જેટલી છોકરીઓને ઓળખું છું તેમાં મને એ સઉથી સરસ લાગે છે, પણ હું નહી ધારતો કે તે મને કબુલ કરે."

તેં હજી એને પુરતો વખત આપ્યો નથી. મેં જેમ તુને લખીને કહેવાડયું તેમ જલદીથી શું કરવા નહી આવ્યો?

"હું આવ્યો હતે તો સારૂં થતે." ખશરૂએ જવાબ દીધો, જો કે પંદર દીવસો તો ફોકટમાં નીકળી ગયા, તોપણ તેટલા તેને બીજા મલ્યા, જે વખત પછી લગનનું નક્કી કરવામાં આવ્યું. ભારે ધામધુમથી બે મહીના પછી લગન થયાં.

પરણ્યા પછી ખુરશેદ એક દહાડે હસીને બોલી "આતે તમે સીધણનેજ પસંદ કીધી છે, એ કેવું લાગે છે." "મારી મુખ્ય અડચણ તો તારા પૈસાની હતી," ખશરૂ બોલ્યો.

"હા, અને હું જાણતીજ હતી કે તમોને મારા પૈસા જોઈતા નથી, તે ખુલાસો તો તમે તે દહાડે ત્રેનમાં કીધો; ત્યાર પછી હું ઘણી ખુશ થઈ, તે વખતે મેં તમોને ઓળખ્યા, પણ તમે મને ઓળખી શકયા નહી."

"તમે મને કેમ ઓળખ્યો, તે હું સમજી શકતો નથી."

"તમે ભુલો છો, તમારેથી જે કાગળ મારા ખોલામાં પડી ગયું, તે ઉપરથી."

"હા, હવે તે મને યાદ આવે છે, પણ મને તો વીચારબી નહી આવ્યો, કે તેં તે પરનું નામ જોઈ લીધું હશે."

"પણ મેં તો જોઈ લીધું. તમે ધારોછો તે કરતાં છોકરીઓ એ બાબદમાં વધારે ચપળ હોય છે. ખશરૂ, મને તે વખતે તમારે વીષે ઘણું ખોટું સમજાવ્યામાં આવ્યું હતું."

"જ્યારે તું તો મને ઓલખતી પણ નહી હતી, તે વખતે એતો ધાતકીપણું કહેવાય."

"મને તમારે વીષે ચેતવણી આપવામાં આવી હતી, મને કહેવામાં આવ્યું કે તમે ઘણા સારા દેખાવના છેઓ."

"એમાં તો કાંઈબી નુકશાન જેવું હું જોતો નથી, પણ કમનસીબે મારી બાબદમાં તેમ નથી."

ખુરશેદે બોલવાનું ચાલુ કીધું "એટલુંજ નહી, પણ તમે જબરા ઠગ ને લુચ્ચા છો."

"શું તે તુંને તે વખતે ખરૂં લાગું?"

"પણ તે કરતાં પણ વધારે મને એમ કહેવામાં આવ્યું, કે તમે જેવા મને જોશો કે તરતજ કાંઈબી કરી મને પરણવા તૈયાર થશો."

ખશરૂએ સંતોષથી કહ્યું, "હા તેમ તો કીધું છે, ને કોઈબી છોકરી મને ગમે તેવી ને મારે લાયકની હું જોઊં તો નહી કાંય તેમ કરૂં, એ તો મારો સારો તેરત દેખાડે છે."

"નહી, તમે સમજતા નથી, મને તો હંમેશાં એવી બીહક હતી કે મારા પૈસાને લીધે ખરેખર મને તો કોઈ નહી ચાહશે, પણ મારા પૈસાને વધારે ચાહશે. પણ તે ખુલાસો તો તમે ત્રેનમાં ઘણીજ ખુલી રીતે કીધો, અને ત્યાર પછીથી મને તમારે વીષે ઘણો સારો વીચાર રહયો."

"પણ વહાલી ખુરશેદ, હવે તો તુને મારે વીષે કાંઈબી શક નથી કેની?"

"નહી કાંઈજ નહી."

[સાંધણ છે.] ખુરશેદ.

# ભરવા-ગુંથવા વીશે.

## મહારાણીનાં તાજની લેસ ગુથવાની રીત.

(આ લેસને લોહડાંના સુઇયા તથા દોરાની રીતે ગુંથવી.)

પેહલાં જેટલી લાંબી લેસ ગુંથવી હોય, એટલી લાંબી સાંકરી બનાવો, પછી દોરો તોડીને બે સાંકરી ગુંથી નીચેની સાંકરીની અંદરથી આંટો લઈને સાત હોલ ગુંથો* આંટો લઈને બીજી સાંકડીમાંથી બાત્રીસ વખત આંટો લઈને ગુંથો. ત્યાર બાદ બે સાંકરી ગુંથી આંટો લઈને બીજી સાંકરીની અંદરથી સાત હોલ ગુંથો, ને પાછા બાત્રીસ વખત આંટો લઈને નીચેની સાંકરીની અંદરથી આંટો લઈને બેવડા કરવા, એટલે બીજા તાજનું મંડાણ થશે, એવી રીતે ગુંથીને દોરો તોડી નાંખવો.

ત્યારબાદ બે સાંકરી ગુંથીને આંટો લઈને નીચેની સાંકરીની અંદરથી આંટો લઈને સાત હોલ બનાવવા* આંટો લઈને ચાર વખત બેવડા નીચેની સાંકરીમાં આંટો લઈને ગુંથવા. પાંચ વખત બે સાંકરી ગુંથી, આંટો લઈને નીચેની સાંકરીની અંદરથી ગુંથવું* આંટો લઈને નીચેની સાંકરીની અંદરથી ચાર વખત બેવડા કરવા તથા સાત વખત બે સાંકરી ગુંથી હોલ ગુંથવા. બે સાંકરી ગુંથી ચાર વખત બેવડા ને પાછી બે સાંકરી ગુંથી બે હોલ ગુંથવા, ચાર આંટા લઈને નીચેની સાંકરીમાંથી ગુંથવા, બે સાંકરી ગુંથી પાછા આંટા લઈને ચાર* એમ ચાર વખત ગુંથવું. ત્રણ સાંકરી ગુંથી ત્રણ હોલ કરી,*આંટો લઈને સાત વખત નીચેની સાંકરીમાંથી આંટો લઈ,બેવડા કરવા. બે સાંકરી ગુંથી આંટો લઈ હોલ કરીને ચાર વખત આંટો લઇને નીચેની સાંકરીમાંથી બેવડા ગુંથવા. બે સાંકરી ગુંથી હોલ કરી ચાર વખત બેવડા. બે સાંકરી ગુંથી હોલ કરી આંટો લઈને સાત વખત.*

નીચેની સાંકરીની અંદરથી આંટો લઈને ગુંથવું. ત્યારબાદ પાછા પાંચ હોલ ગુંથવા ને બે બે સાંકરી ગુંથી ચઉદ હોલ ગુંથવા.* આંટો લઈને નીચેની સાંકરીની અંદરથી ચાર વખત ગુંથવું. પાછા ચઉદ હોલ ગુંથવા. એક એક લાઈન ગુંથી દોરો તોડી નાંખવો.*

બે સાંકરી ગુંથી ચઉદ હોલ કરવા ને આંટો લઈ નીચેની સાંકરીની અંદરથી છ વખત બેવડા ગુંથવા.* આઠ વખતે દોરો તોડવો* ને આઠ લાઇન ગુંથશો, ત્યારે એક તાજ થશે. તે દોરો તોડી નાંખવો. પછી બે સાંકરી ગુંથી જે બાવીસ વખત આંટો લઈને પેહેલાં તાજનું મંડાણ કીધું છે, તેની એક એક સાંકરી છોડીને આંટો લઈ હોલ ગુંથી જવા. એમજ ઉપરણી એક લાઈન બે સાંકરી ગુંથીને ગુંથી જવું. આશા છે કે એક હોશયાર ગુંથનાર કાંઈ પણ મુશકેલી વગર સારી પેઠે સદમજી નમુનો ઉતારી શકશે. બીજું આ "લેસ" ને સદરાપર મુકવાથી ઘણી શોભા આપે છે.

મીસ માણેકબાઈ દા૦ શરાફ.



## ઇસાબેલા બ્રાઉન.




ગલંડના નોરથમબરલેંડ પરગણાના કીનારા પાસે ફારન ટાપુઓને લગતા બ્રાઉનસમન ખડકની દીવાદાંડીવાલા ઘેરમાં ઈસાબેલા બ્રાઉન તા૦ ૨૪ મી નવેમબર ૧૮૧૫ ને દીને જનમી હતી. એના બાપ વીલીયમ બ્રાઉનને એની પડોસના બીજા ખડક નામે લોંગસ્ટોનપર ૧૮૨૬ થી રાખવામાં આવયો હતો. ઈસાબેલા વચલા કદની, નાજુક શરીરની, એકમારગી સ્ત્રી હતી. બાપના ગરીબ મીત્રો શીવાએ બીજા કોઈ તેણીને ઓલખતા નહી હતા. પણ ભારે આફતમાં પડેલા આદમીઓના જાનો દયાની રાહે બંચાવવા સારૂ પોતાના જીવને મોટા ભયમાં નાખી હોંસથી કોશેશ કરવાને લીધે એ સરવે લોકોનાં માનને લાયક થઈ, તે સઘળી બીના નીચે રજુ કરીએચ:—

ફારનના પચીસ ટાપુ છે, ત્યાં જુજ વસતી સીવાએ સરવે જગા ઉજડ છે. એ ખડકની ઊંચી અને ડરામણી કડણોની આસપાસ પક્ષીઓની વસતી સીવાએ બીજી કાંઈ વસતી નથી. એ ખડકોની આસપાસ પાણીની ભારે તાણ હોવાથી ઘણી વાર બારકસો ભાગી ગયાં છે. ઈસાબેલાની આસરે એકવીસ વરસની ઉમર હતી ત્યારે ફારફરશાયર નામની ચારસો ટનની એક આગબોટ હલથી દંડી જવાને તારીખ ૫ મી સપટેમબર સને ૧૮૩૭ ને દીને નીકળી. તેમાં ઉતારૂ અને ખલાસી મળીને સો આદમીઓ હતાં. થોડી રાહ કાપયા બાદ સાંચો બગડયો અને તેનું જોર કમ થવા લાગું. બીજે દીને સાંજ પડતાં તે બીલકુલ નકામો થઈ પડયો. એ વખતે ભારી તોફાન તથા વરસાદ હતો તેથી આસપાસનું કંઈ દીસતું ન હતું. પવન તથા પાણીની તાણપર તે બારકસ ઘસડાતું હતું. ફારનની દીવાદાંડી નજદીક મોટા ખડકપર અફડાના જોઈ કપતાનને ધાસતી પડી કે તે બારકસ જલદીથી ખરાબાપર લાગવાનું. તે બારકસને એ ટાપુઓ અને મોટા કીનારા વચ્ચે લઈ જવાને ઘણીબી કોશેશ થઈ, પણ સુકાનીથી કશું વજ્યું નહી. અંતે પાછલી રાતે ત્રણ વાગે તે બારકસ જોરથી ખડક સાથે અફડયું. એ સમયે થોડાક ખલાસીઓ પોતાની ફરજ બજાવવા કરતાં પોતાના જાન બંચાવવા વધારે આતુર હતા, તેઓએ એક બોટ ઉતારી પોતાનો રસતો લીધો અને બાકી રહેલાં સઘળાં નાસીપાસ થઈ રહવા પડયાં. તેવામાં બારકસ ફરીને ખડક સાથે અફડયું અને તેના બે કટકા થયા; પાછલો ભાગ કપતાન તથા થોડાક ઉતારૂઓ સાથે પાણીમાં ડુબી ગયો. આગલો ભાગ વીસ માણસો સાથે ખડકપર અટકી રહયો. તેની આસપાસ જોરથી

ચહડી "તાલકા" તરફ ધીમે ધીમે હાંકતો ગયો, પણ ત્યાંથી લાઇન પુરી નહી થવાથી ઈન્જીન પાતા પરથી ઉતરી પડયું. તેની સાથ જે એક માણુસ હતું તે ચાલતું ગયું ને મદદ મેલવી; પણ બીચારા તે ગરીબ બાંપડાને (૪૨) કલાક સુધી ઘણું દુઃખ ખમતું પડયું. હમણા તે સારી પડે હતો અને તેનો પગ નહી કાપવો પડશે એવું જાણી તે ઘણોં ખુશી હતો; જ્યારે હું તેની સાથે વાત કરતી હતી ત્યારે તેનો એક મીત્ર તેને મલવા આવ્યો, અને તેણે મને પીછાણી.



૩૬—હમારી સાથનો એક મુસાફર.

રવીવાર, તા૦ ૨૨ મી અકટોબર—આજે રવીવાર છે અને તોપણ અમુને મુસાફ્રરી કરવી પડે છે, કારણ કે નહી કરયે તો મંગલવારે હમે સનબીમ પર જઈ નહી શકયે. અમે પાંચ વાગામાં ઉઠી સાત વાગે સ્ટેશન ઉપર ગયાં; ત્યાંથી બે કલાકમાં "લીનારીસ" પુગાં. લીનારીસ એક ઘણું નાહનું શેહેર છે. ત્યાંનાં ઝુપડાંઓ ઘણાંખરાં ઝાડની દાંખલીઓનાં બાંધેલાં હોય છે. ત્યાંની ઓરતો જુવાનીમાં ઘણી સોભીતી દેખાય છે. તેઓની ચામડી કાળી હોય છે, પણ આંખો ઘણી ચલકતી, અને બાલ ઘણા લાંબા હોય છે; તે બાલના તેઓ બે ચોતલાઓ ગુંથી પછવાડે ઝુલતા નાખે છે. એ શેહેર દેખાવમાં સ્વચ્છ છે ને સઘળે સુખ આબાદી હોય એવું લાગે છે. પાંચ વાગે અમે "તાલકા" જઈ પુગ્યાં અને કોલોન હોટલમાં ઉતારો લીધો.



૩૭—કોકેનીસની નહાવાની જગયા.



૩૮—એનદીસ પહાડનો બીણુમાંથી દેખાવ.



૩૯—એક જાતનું શુવડનું ઝાડ.

સોમવાર, તા૦ ૨૩ મી અકટોબર—આજે મધરાતે હું એક મોટા ઘોંઘાટથી ચોંકી ઉઠી; પહેલાં મે ધારયું કે મેં સ્વપનો જોયો હશે, પણ થોડીક પળમાં મને માલમ પડયું કે મોટાં ઘોલનો અવાજ આવતો હતો. હું બીછાના પરથી ઉઠી અને જોયું તો ૨૫) માણસનું એક વાજું વાગતું હતું. જોકે તે વાજું ઠીક વાગતું હતું, પણ આટલું મોડું થવાથી કંટાળો લાગતો હતો; તેથી ઊંઘાવાને બદલે હું લખવા બેઠી, ને સહવારે સાત વાગે "તાલકા" છોડયું. મી૦ બદજ જેવણ કામને વાસ્તે "ક્યુરીકો" જવાના હતા, તેવણ અમારી સાથે આવ્યા. મી૦ બદજ "પેલેકવીન" થી છુટા પડયા અને અમે "સેન ફરનેનદો" નાં સ્ટેશન ઉપર ઊતરી ત્યાંથી તેવીસ માઈલ દુર "કોકેનીસ" કરી નહાવાની જગ્યા છે ત્યાં ગયાં. નાહી પાછાં હોટેલમાં આવી ખાનું લીધું.

બીજે દહાડે સહવારના અમે ફરવા ગયાં, જોકે ધુમસ ઘણો હતો તોપણ અમે (સાઉથ અમેરીકાના) એનદીસ પહાડનો દેખાવ જોયો.

બુધવાર, તા૦ ૨૫ મી અકટોબર—અમે સહવારના સાડાદસ વાગે નીકળીને સાંહજના પાંચ વાગે "સેનતીઆગો" પુગાં. અમારો સામન પણ તરત આવ્યો અને અમે આન્ડ હોટેલમાં જઈ ખાનું ખાધું. તે હોટેલની ઈમારત ઘણી સુંદર છે અને આસપાસના બાગો ઘણા સારા છે, તેમાં ગેસની રોશણી ઘણી સોભી નીકળતી, અને ગોલાબના ફુલોની ખુશબોથી આખો બાગ મગમગતો હતો.

હીરાંબાઈ ન૦ મે૦ પટેલ.



# સ્ત્રીનાં ભલાં કાર્યો;

અથવા

## અબળા જાતની હીમત તથા સદગુણના દાખલા.

### પ્રસ્તાવના.

પ્રીય બહેનો,

"સુંદર દાખલા" એક નામાંકીત પુનાની ઉપકાર કહે છે, "આપણને ઉત્તમ કામો કરવાને જાગૃત કરે છે." તે સારૂ મારો એવો ઇરાદો છે કે, મારી વહાલી બેહેનપણીઓનાં મનને રીઝવવા, તેમજ તેઓને ઉપયોગી થઈ પડે તેવી રીતના દુન્યાની અબળાઓની ઈમાનદારી, સખાવત, ભલાઈ, ધીરજ, દયા, દલેરી, સમયસુચકતા તથા આભાર ઈત્યાદી, ઈત્યાદીના "ખરા બનેલા દાખલાઓ" નું બયાન કરી તેઓને ફાયદો પોંહચાડવો, કેમકે ઓરત—કે જેના હાથમાં બાળપણની સંભાળ અપાય છે, જેણી દુઃખની વેળા મરદને આરામ તથા વીસામો આપે છે, અને વળી ખુદાપો, જેની ઉપર તેનો આધાર હોય છે તેણી–જે વેળા અગત્યનાં અથવા બીકટ કામો આવી પડે છે, ત્યારે તેઓને પુરાં પડવામાં પોતાની અયોગ્યતા જાહેર કરે છે; તે માટે હરેક માતા, ધણીયાંણી, બેહેન તથા મીત્રની ફરજ છે કે જે ઓચીંતાં કઠણ કામો આવી પડે તેને નરમાશ તથા ધીરજથી પુરાં પડવાની મત્ન કરે! એટલુંજ નહી પણ આબી માદ રાખવું જોઇયે કે હાલના અજાયબ જેવા વખતમાં તે જો વીપત્તીમાં નહીજ તો મુશકેલી તથા સંકટમાં આવી પડે એ બનવા જોગ બીના છે, તે વાસ્તે તેણીને આ બેનોનાં કામોના પ્રખ્યાત દાખલા ઉપર બારીકીથી ધ્યાન પોંહચાડી અનેક ફાયદા ઉઠાવી, તેઓ મુજબ આ પાંચ દહાડાની જીંદગીમાં પોતાની ખરી ફરજ બજાવી બને જેહાનનું સુખ તથા નેકનામી મેલવે. આમીન!!

---

### ૧—એક ગરીબ વીધવાની ઈમાનદારી.

લીસબન શેહેરમાં એક વીધવા ઓરત સાંના બાદશાહને મળવાને કાજે મેહેલના દરવાજા પર નીત્ય જતી હતી; જો કે ત્યાંથી ચાલી જવાને સીપાહો વારંવાર કહેતા, તોપણ તે હાજર રહતી. દૈવયોગે તે નીચે એક દીને બાદશાહને મેહેલની બાહેર નીકળતાં દીઠો તેવીજ તેની પાસે જલદી દોડી જઈ એક સુંદર દાબડો તેના હાથમાં આપી નીચે પ્રમાણે બોલી:—

"ઓ મહારાજા! આ દાબડો મને ૧૭૫૫ના ધરતીકંપથી આ શેહેરમાં જે ઈમારતો પાયમાલ થઈ છે તેમાંથી મળ્યો છે. હું એક મીસકીન વીધવા છું અને મને અરધો ડજન છોકરાં છે.

"હાલમાં જે મારી પર આફતો છે તે આ દાબડો દુર કરી શકે છે, પણ સઘળી પૃથ્વીની દોલત કરતાં હું મારી ઈજત તથા ચોખાં દીલને વધારે ચાહું છું. તમો રાજેશ્રીને આ દાબડો આપવાની મારી એજ મકસદ છે કે, હકદાર ધણીને શોધાવી તેને તે હવાલે કરી, મુજ લાચારને આ શોધ માટે કાંઈ નવાજેશ કરો."

બાદશાહે તે દાબડો ખોલાવ્યો અને તેમાં તરેહ તરેહના કીમતી હીરા ને માણેક જોઈ ઘણો હેરતમંદ થયો. ત્યાર બાદ તે વીધવાની ઈમાનદારીની વખાણ કરી તેને સારૂં ઈનામ બક્ષયું, એટલુંજ નહી કરતાં તે ઝવેરાતના ખરા માલેકને ધુંડી લાવવાને હુકમ કીધો, ને વળી ફરમાવ્યું કે જો કોઈ ખરો દાવાદાર નહી મલે તો તે દાગીના વેચી, જે કાંઈ કીમત આવે તે પેલી વીધવા તથા તેણીનાં છોકરાંને આપે.

નેક વાંચનાર, ઉપલા બનાવ પરથી એક જાણીતો કવી કાઉપર કહે છે કે:—

"સદાચરણ આપણને જે અઘરો તથા બીકટ મારગ ચાલવાને બતાવે છે, તે શું આજ છે?"

### ૨—પ્રમાણીકપણાનો એક નામીચો નમુનો.

લંડન શેહેરમાં એક વેળા એક દલાલે સાંના એક મોટા સોદાગર સાથે કાંઈ ખાસ બાબદ સર સરત બકી હતી, પણ એ બીનાને ઘણા દીવસ નહી ગુજરયા કે પેલો દલાલ એકાએક મરણ પામ્યો. જ્યારે પેલા વેપારીએ તેનાં કફનનાં મોત વીશે સાંભળ્યું કે તેવોજ તે દલાલની વીધવા પાસે જઈ જણાવ્યું કે તેણીનો ભરથાર ૧૬૦૦૦ રૂપયાની રકમ હારી ગયો છે ને એ બનાવની સાબેતી આપવાને તે તૈયાર છે; પણ પેલી વીધવાએ કાંઈબી આનાકાની તથા પુછપરછ કરયા વીના તુરત નોટો ગણી આપવાને સરૂ કીધું ને જ્યારે તેણી નોટો ગણી રહી કે ઉપલો સોદાગર નીચે મુજબ એકદમ બોલી ઉઠયો:—

"ઓ નેક બાનું, જ્યારે તમારા ધણીના માત્ર મોહોડેથી ઓચરેલા વચનને બહાલ રાખી મને રકમ ભરી આપવાને પોતાને બંધાયલાં સમજો છો, ત્યારે મારે પણ ખરેખરૂં જણાવવું જોઇયે કે તમને સાંમા મારે ૧૬૦૦૦ રૂપયા આપવાના છે, કેમકે તમારો ભલો ભરથાર નહી પણ હું પોતે સરત હારી ગયો છું, તે સારૂ આ રકમ લેવાની મેહેરબાની કરો."

આ અબળાની ચમતકારીક દયાનતદારીની ઘટતી વખાણ કરી એક અંગ્રેજ બાનું કહે છે કે:—

"હાલના વખતના નમુના કાજે તું એક ખચીત કીમતી જવાહીર છે."

### ૩—ગુણ ધરમને વળગી રહેવાનો એક અજાયબ જેવો દાખલો.

ફ્રાન્સ દેશમાં એક ગરીબ બાયડી કે જેનું બોહલું કુટુંબ હતું, તેને એક પુરૂષે મોટી રકમ રાખવાને આપી, એવી સરતે કે જો તેની ઉપર એકાએક કાંઈ સંકટ આવી પડે તો બેલાશક તેમાંથી ખરચ કરે ને જો તે આદમી આ જેહાન ઓલાદ વગર છોડી જાય તો તે સઘળી મતા તેને હવાલે થાય.

આ બનાવને થોડા દહાડા બાદ પેલી બાયડી ઘણી બીમાર થઈ ગઈ અને અનેક તરેહની હાજતોને વાસ્તે ઘણું દુઃખ વેઠયું. લોકાએ જ્યારે તેણીની એવી હાલત જોઈ ત્યારે ખબર કહાડીને જણાવ્યું કે જે શખસ તેણીને રકમ સોંપી ગયો હતો તે આ ફાની દુન્યાથી ઉઠી ગયો છે, તોપણ પોતાને માટે તેમાંથી એક પૈબી ખરચી નહી.

એવી રીતે ચાર વરસ ગુજરી ગયાં, પણ પેલી સ્ત્રી પોતાના આગળા ઠેરાવને વળગી રહી ને મન સાથે કહેવા લાગી કે "જો તે મરદનાં છોકરાં નહી તો વારેસ જરૂર, ને જો તેઓબી નહી તો માંગનાર ખચીતજ હશે."

એ અરસામાં તેણી ઉપર તરેહ તરેહની વીપત્તી તથા બીમારી વધતી ગઈ પણ તેઓની કાંઇબી દરકાર કરયા વીના તેણી ફીકરમંદ થઈ કે, એવું નહી બને કે હકદાર ધણીને તેની દોલત હવાલે કરયા અગાઉ તે મરણ પામે.

સેવટે તેણીના સાંભળવામાં આવ્યું કે પેલો પુરૂષ પ્રુસીયા શેહરમાં પરણ્યો હતો ને વળી તેનાં બાયડી તથા છોકરાં ત્યાં હૈયાત છે; એ બીના સાંભળતાને વાર પોતાના પાસની રકમની પેલી વીધવાને ખબર આપી સઘળી તેણીને હવાલે કીધી.

વીધવાએ આ લાચાર અબળાની એવી વીલક્ષણ દયાનતદારીપર આફરીન કરી પેલી રકમમાંથી ચોકસ ભાગ આપવાને ઘણી ઓહસ કીધી, પણ તેણીએ કાંઈબી લીધું નહી ને તેનો ઉપકાર માની આ અસરકારક શબ્દો બોલી પોતાનો પ્રાણ તે કીરતારને હવાલે કીધોઃ—

"બસ, હું એટલુંજ ચાહુંછું કે તમો કોઈ કોઈ વળા મને યાદ કરશો, ને મને ઘણી ખુશી પેદા થાય છે કે મારા ભલા તથા કદીમ મીત્રનાં કુટુંબની એક નજીવી સેવા બજાવવાને હું ભાગ્યવાન થઈ."

નૈક બેહનપણીઓ, મોટાં પરાક્રમો કરવાની તારીફનાં બાંકાં ફુકવા કરતાં દલેરી તથા પ્રમાણીકપણાથી પોતાનું મન મારવું એ શું થોડું વખાણવા જોગ છે? ખચીત નહીજ.

મીસ માણેકબાઈ દા૦ શરાફ.

---

મેહેર—"વહાલા, આપણે પેલી ખચરની ગાડીમાં કેવી સેહેલ કીધી હતી તે તમને યાદ છે કે?"

નરા૦—(ઠપકો આપી કહે છે) "જાણે કે ડીયર તે હું ભુલી ગયો હોઉં."

મેહેર—"તમો એમ કહો છો તે માટે તમારી મોટી આભારી છું, ને જે વેળા કોઈબી ખચરને જોઉં છું કે તમનેજ યાદ કરૂંચ."

---

મરઘીઓની મીટીંગ—ઇડાં વાળો—"તમુને તાજાં ઇડાં જોઈએચ કે શેઠ?"

શેઠ—"હા, પણ સબુર, આ અઠવાડયાંમાં એક કમીટી મલી એવો ઠેરાવ કરયો છે કે ચાર આનાના બારને બદલે ચઉદ ઇડાં લેવાં."

ઇડાંવાલો—(બીજી સવારના) સાહેબ, હમારી મરઘીઓની ગઈ રાતનાં કમીટી બેઠી હતી, તેમાં એવો ઠેરાવ થયો છે કે આ કીમતે તેઓ ઇડાં મેલવાની નથી જી.



# કાલે.

**કાલ ઉપર મુલતવી રાખનાર એક માણસને હાથે લખાયલો પોતાની જીંદગીના બનાવો.**

## પ્રકરણ ૬ ઠું.




જા અઠવાડયાંમાં મારી અને જુવાન મી૦ હડસન વચ્ચેની દોસ્તી વધતી ગઈ, અને અમો એક બીજાની સોબત વધારે પસંદ કરવા લાગા. તેણે પોતાના બાપ સાથ મારી ઓલખ કરાવી, કે જેવણ એક પલાંનતર હતા અને સારી દોલત એકઠી કરી ફીલાદેલફયામાં રહેવા આવ્યા હતા, કે જ્યાં તેવણ પોતાની બાકીની જીંદગી મોજમજાહમાં પસાર કરવાનો ઈરાદો રાખતા હતા. જેમ વીચારવંત અમેરીકનો કહેતા હતા તેમ તેવણ ઘણીજ લપકાં બરેલી રીતે રહેતા હતા. ફીલાદેલફયાના માતબર અને જાણીતા લોકો તેવણને ત્યાં એકઠા મલતા હતા અને ખુશ મીજાજી હુશયાર માણસોથી તેવણ હમેશ ખુશ થતા હતા.

મારી પેહલીજ મુલાકાતમાં મેં જેયું કે તેવણના દીકરાએ તેવણની આગળ મારી તારીફ કરી હતી, અને મને ઘણોજ હુશયાર માણસ જણાવ્યો હતો, અને મેં પણ તેનું મારે માટેનું સારૂં મત જાલવી રાખવાનો ઠેરાવ કર્યો. મેં બે ત્રણેક સારી જેવી વાતો કરી, અને થોડાંક ગીતો ગાયાં; સઘળાં લોકો મારેથી ખુશ થયાં. પરંતુ મી૦ હડસન તો તેમાં મુખ્ય હતા. તેવણે મને હમેશ પોતાને ત્યાં આવવાનું તેડું કર્યું, અને ઘણાખરા મુખ્ય મેહેમાનોએ તેનો આ દાખલો લઈ મને પોતાને ઘર નોતર્યો. હુંબી કાંઈ આ ફતેહથી થોડો સંતોષ પામ્યો ન હતો. મી૦ ક્રોફ્ત પણ મારી સાથ આ મેલાવડામાં હાજર હતા. હું મગરૂરી લેતો હતો કે જ્યારે આ મેલાવડામાં હું મારી હુશયારીના બળથી લોકોનો માનીતો થઈ પડયો હતો ત્યારે મી૦ ક્રોફ્તને તો તેવણના પૈસા અને ડહાપણ છતાં કોઈ ગણકારતું પણ ન હતું.

જ્યારે અમો બેઉ જણા સાથે ઘર જતા હતા, ત્યારે તેવણે મને-ઘણીજ ગંભીરતાથી કહયું. "મી૦ બેસીલ લો, હું તમને આ સઘલાં તેડાંઓ કબુલ કરવાની અથવા તો જવાન હડસન સાથ ગાઢી દોસ્તી રાખવાની સલાહ આપતો નથી. જેઓ પૈસા મેલવી તેને ખરચવા માંગતા હોય, તેઓને મી૦ હડસનને ઘરના મેલાવડા માફક પડતા છે, પણ જેઓને પૈસા મેલવવાના હોય, તેઓ માટે તો આ મેલાવડા મારાં મત પ્રમાણે નકામાજ નહી, પણ ભય ભરેલા છે."

આ વખતે હું કાંઈ એવા મીજાસમાં ન હતો, કે હું એવણની ગંભીર સલાહનો કોઇ પણ રીતે લાભ લેઉં. હું એમ ધારતો હતો કે એવણ અદેખાઈના માર્યા આ સઘળું બોલે છે, તોપણ મારાં ઘણીયાંણીએ તો આ સલાહને સારી તકરારોથી ટેકો આપ્યો. તેણીએ કહયું કે જેઓ મને પોતાને ત્યાં તેડતા હતા તે તો ફક્ત મોજ મેલવવાજ અને તેઓ મને કોઇબી રીતે ઉપયોગી

થઈ પડશે નહી. જ્યારે મી૦ ક્રોફત તો જે દહાડેથી મેં અમેરીકામાં પગ મુકયો તે દહાડેથીજ મને મદદ કરતા આવ્યા છે; અને જો તેવણુની સલાહ પ્રમાણે ચાલું તો પોતાનો મદદનો હાથ આગળ લંબાવશે.

જ્યારે એક સ્ત્રી જેને એક માણુસ ચાહતો હોય, તેને મોંઢેથી જેબી અકલવંત બોલો નીકળે તે તે માણુસ ઉપર ઘણી અસર કરે છે. મારા બાબમાં પણુ તેમજ બન્યું. મેં લુસીને વચન આપ્યું કે એક પખવાડયાં સુધી સઘળાં તેડાંઓ હું ના પાડીશ, અને મી૦ ક્રોફત મને જેબી કાંઈ કામ સોંપશે તેનીજ ઉપર મારૂં સઘળું ધ્યાન રોકીશ. દરેક દહાડા સુધી મારી માફક થોડાઓએજ ઉલટથી કામ કર્યું હશે. મી૦ ક્રોફત, જો કે તેવણુને કોઈની વખાણુ કરવાની ટેવ ન હતી, તેવણુ પણુ મારેથી સંતોષ પામ્યા હતા. કમનસીબે અગ્યારમે દહાડે સહવારે મેં માલની યાદી કરવાનું મુલતવી રાખ્યું. સાંજે મી૦ હડસન સાથ બહાર જવાને હું લલચાયો. મેં તેની સાથ વાત કરતાં એક દહાડો અમેરીકાના હેડકાંઓનો કોનસર્ત (જલસો) કે જે માટે મેં મુસાફરીની ચોપડીઓમાં ઘણું વાંચ્યું હતું, તે સાંભળવાની ઈચ્છા જણુાવી હતી. મી૦ હડસને મને તેની સાથે ફીલાદેલફયાથી થોડેક માઇલ દુર એક પાણીની જગા આગળ આએ કોનસર્ત સાંભળવા જવાની ઓંહસ કરી. આ કોનસર્ત પુરો થતાં કેટલોક વાર લાગો અને ઘણે મોડેથી અમો ઘેર આવી પોંહતા. થાકેલો હોવાથી હું જલદીથી બીછાંણાં ઉપર ગયો, અને સહવારના સરકમની નીશાંની સાથ જાગી ઉઠયો. આ સરકમ જલદીથી જતો રહે એવી આશાથી, હું બીછાંણાં ઉપર એક કલાક વધુ પડી રહયો. જ્યારે હું ઉઠી તૈયાર થયો ત્યારે મને માલની યાદી યાદ આવી, અને નાસતો ખાધા પછી તે તૈયાર કરવાનો મેં ઠેરાવ રાખ્યો. કમનસીબે ત્યાર પછી પણુ મેં તેમ કરવાનું મુલતવી રાખ્યું, કારણુ કે મને હોમરની દેડકા અને ઉંદરો વચ્ચેની લડાઈ ઉપર લખેલી લાઈનો વાંચવાનો શોખ થઈ આવ્યો. મી૦ ક્રોફતને ત્યાં હોમર ન હોવાથી ચોપડી વેચનારને ત્યાંથી હું તે ભાડે લેવા ગયો, તેને ત્યાં પણુ તે નહી મલવાથી, અરધાં શેહેરમાં હું ચોપડીની સોધમાં ફર્યો. છેલ્લે સરવાલે તે મને મલી. ખુશાલી સાથ આ ચોપડીઓ હાથમાં લઈ મેં ઘર તરફનો રસ્તો લીધો.

મી૦ ક્રોફતના ઘરના દરવાજા ઉપર આવી પુગતાં મેં એક અરધોએક ડજન હેલકરીઓને માલ લઈ જતાં જોયા.

"તમો લોકો કયાં જાવો છો." મેં સવાલ કર્યો

"સ્ટીમર ઉપર માલ ચઢાવવા બંદર ઉપર જઈયે છીયે."

"મારા ખોદા" હું બોલ્યો, ગોભો, શું તમે એક મીનીટ થોભી ન શકશો. હું તો જાણુતો હતો કે સ્ટીમર કાલ સુધી પોતાની સફર શરૂ ન કરશે, એક મીનીટ ગોભો.

"નહી સાહેબ, હમે તેમ કરી શકતા નથી; કારણુ કે કપતાને હમોને ઉતાવળેથી બંદરપર જઈ માલ ચઢાવી દેવાની તાકીદ કરી છે."

હું ઘરમાં દોડી ગયો. સ્ટીમરનો કપતાન હોલમાં બુમ બરાડા મારતો હતો. મી૦ ક્રૌફત હાથમાં એક ખુલ્લું કાગલ લઈને ઉભેલા હતા અને બે ત્રણુ કલારકો કાનમાં કલમ ખોસી એમ તેમ દોડતા હતા.

"મી૦ બેસીલ, યાદી," જેવો હું અંદર ગયો તેવાજ કલારકો બોલી ઉઠયા.

"મી૦ બેસીલ, મેહેરબાની કરી યાદીઓ આપી દેવો. મેં તમારી પછવાડે ત્રણુ માણુસો દોડાવ્યાં. આ વખતે તે કાંઈ બહાર જવાનું હશે અને વળી કયાં જવાના છો તેબી કોઈને કહયા વગરજ. સ્ટીમરનો કપતાન અરધો કલાક થયો ખોટી થાય છે. ચાલો સાહેબ, હું ધારૂં છું કે મેહેરબાંની કરી તમે મને યાદીઓ લાવી આપશો અને વળી તેની કોપીબી લેતા આવજો. હું આએ કાગલ સાથ તે બીડી દેવા માંગું છું."

હું તો તદન હેબતાઈજ ગયો. સાહેબ, યાદી, સાહેબ, મારા ખોદા, તે વીશે તો હું તદન ભુલીજ ગયો."

"હવે તો તમને યાદ આવ્યું હશે સાહેબ, જયાં સુધી આપણુને ફુરસદ મલે ત્યાં સુધી તમારી માફીઓ મુલતવી રાખો. સાહેબ, હમણુા તો જઈને તમે યાદી લાવો."

"યાદીઓ સાહેબ. હું તમારી પાસ માફ માંગું છું, પણુ તેઓને હજી મેં તૈયાર કરી નથી."

"તૈયાર કરી નથી, ખરેખરજ." મી૦ ક્રૌફત બોલ્યા.

"ત્યારે હુંબી જાઉં છું." કપતાન બોલ્યો, મારે તો જવુંજ જોઈયે.

"મેહેરબાની કરી હેલકરીઓને પાછા મોકલાવો કપતાંન;" મી૦ ક્રોફત થડે પેટ બોલ્યા, "બધો સામાન પાછો ખોલવો પડશે. મી૦ બેસીલ, હું એમજ જાણુતો હતો કે મારા કાલ સહવારના હોકમ પ્રમાણે તમે યાદીઓ તૈયાર કરીજ હશે અને અલબત તેથી મેં સઘલો સામાન સાંજના પેક કરાવી દીધો. મારા હોકમ પ્રમાણે તમે બરાબર કામ કરશો એમ ધારવામાં મેં ખરેખરજ ભુલ કરી હતી એક કામના માણુસે કોઇબી ચીજ ધારી તે ઉપર આધાર રાખવો ન જોઇયે, જયાં સુધી હું જીવશ ત્યાં સુધી આવો બનાવ મારા બાબમાં ફરીથી બનશે નહી.

મેં ઘણોબી પસતાવો દેખાડયો, પણુ દેખઈતી રીતે તો તેવણુ ઉપર તેની કાંઈ પણુ અસર થયલી જણુાઈ નહી. તેવણુ ગુસ્સો અને ધીરજ ખોહયા વગર મારી આગલથી ચાલી ગયા અને હેલકરીઓ સાંમાન લાવ્યા હતા તે તેઓ પાસે સઘલો ઉખેડાવ્યો. આ સઘલાંથી ખરેખર હું ઘણો દલગીર થવા લાગો.

"હું ધારૂં છુ કે તમે તમારી સાંજ મી૦ હડસન સાથ પસાર કરી હશે." તેવણુ મારી તરફ ફરીને બોલ્યા.

"હા સાહેબ, હું ઘણો દલગીર છેઉં કે"—

"દલગીરી આવી બાબદોમાં કાંઈ પણુ ફાયદો કરી શકતી નથી. હું તો ધારતો હતો કે આએ દોસ્તીના ભયથી મેં તમને પુરતી રીતે વાકેફ કર્યા હતા. એક કામનાં માણુસે દારૂ પી મજાહ મેલવવામાં વખત કાઢવો ન જોઈયે."

"દારૂ પીને મજાહ મેલવવા સાહેબ! મને તમારી ખાત્રી કરવાની રજા આપો કે હમો દારૂની મજાહમાં રોકાયલા ન હતા. અમો તો ફક્ત દેડકાઓનો કોનસર્ત સાંભળવા ગયા હતા."

મી૦ ક્રોફત, જેવણે પોતાનો ગુસ્સો અત્યાર સુધી દાબી રાખ્યો હતો, તેવણુ અંતે ઉસકેરાઈ આવ્યા. તેવણુ સમજ્યા કે હું તેવણુની મશકેરી કરતો હતો. જ્યારે મેં તેવણુની ખાત્રી કરી કે હું ખરૂંજ બોલનો હતો, ત્યારે તેવણુનો ગુસ્સો અજાયબીમાં ફેરવાઈ ગયો અને તેવણુ ધીક્કારથી બોલ્યા—

"દેડકાઓનો કોનસર્ત,—શું એમ બને કે એક માણુસ થોડાંક દેડકાંઓને ભુકનાં સાંભળવા ખાતર એક યાદી કરવાનું મુલતવી રાખે! સાહેબ, કોઈ દહાડોબી તમે વેપાર વનજમાં ફાવી શકશો નહી. આટલું બોલી તેવણુ ચાલી ગયા અને હું ગુસ્સા અને દલગીરી વચ્ચે ઉભોજ રહયો.

તે દહાડેથી મી૦ ક્રોફતની દોસ્તીની આશાઓનો અંત આવ્યો. જે થોડા દહાડા અમો તેવણુ સાથ રહયાં તેટલા વખતમાં તેવણુ માનથી પણુ ઠંડાપણુાથી મારી સાથ વર્તતા હતા. તોપણુ તેવણે મારી બાયડી અને છોકરા માટે એક સસ્તું રહેઠાણુ શોધી આપવાની મેહનત લીધી, કે જેનું ભાડું હું જ્યાં સુધી ફીલાદેલફયામાં રહું, અથવા તો જ્યાં સુધી મને ચાકરી મલે ત્યાં

સુધી તેવણેજ આપવાની પોતાની ઈચ્છા જણાવી. તેવણ લુસીથી ખુશ થયા હતા અને બોલતા હતા કે, એક સગી તરીકે તેણીને ગણવામાં તેવણ શરમાતા ન હતા. તેવણે મને કહ્યું કે મારૂં ભલું કરવામાં મદદ કરવાને તેવણ હમેશ તૈયાર રહેશે, પણ તેવણ નક્કી માનતા હતા કે વેપારની લાઈનમાં તો હું કદીબી ફતેહ પામીશ નહી.

મને મી० ક્રોફત કોઈ દહાડે ગમતા હતાજ નહી. તેવણ મારે માટે ઘણાજ વાયદાસરના માણસ હતા, પણ જો આ વખતે મારૂં ભેજું જવાન હડસનના વીચારોથી ભરેલું ન હતે તો આ દોસતી ખોહવા માટે હું ઘણોજ પસતાતે. તે કહેતો હતો કે તેને મારે માટે ઘણુંજ ઉચું મત હતું. ક્રોફતના હાથમાંથી મારો છુટકો થયો તે માટે તે મને મુબારકબાદી આપવા લાગો, અને મને સધયારો આપતો કે મારી હુશયારી અને સારા દોસ્તોની મદદથી આ દુન્યામાં હું સારી ફતેહ મેળવી શકીશ.

નજદીક દર રોજ હવે હું તેના બાપને ઘર જતો હતો. ઘરડા હડસનનો હું માનીતો હતો, અને દરેક જણા કહેતાં હતાં કે તે મારે માટે કાંઈબી કરશે. હું એક મોટી યોજના રચતો હતો—તેથી વળી ઘણીજ હીમત ભરેલી—સરકાર પાસ એક ગામડું લઈ ત્યાં મારા થોડાક દોસ્તોને વસાવવાની હુ તદબીર કરતો હતો. તે એવી રીતે કે, તેઓ પાસથી પૈસા મેલવી એક ગામ ખરીદું, અને ત્રણ વરસમાં તે ગામની ઉપજમાંથી હફતે હફતે તેઓનાં નાણાં પગાર કરી આપું. થોડાક વખતમાં ઘણાક મારા દોસ્તોએ આ ગોઠવણમાં સામેલ થવા જણાવ્યું. તેઓ સઘળાનાં નામની મેં એક મોટી ટીપ કરી કે જેની સઉથી ઉપર મી० હડસનનું નામ બીરાજતું હતું, અને જેવણે પોતા તરફથી એક મોટી નાણાંની રકમ ધીરવા જણાવી હતી.

જ્યાં સુધી સરકાર તરફથી જવાબ ન મળે ત્યાં સુધી કાંઈ પણ કરી ન શકવાથી, મેં મારો વખત અસલની માફક રમત ગમતમાં ગુજાર્યો. જવાબ મળવાનો વખત આવ્યો, પણ સરકાર તરફથી મને કશું પણ જણાવવામાં આવ્યું નહી. મી० હડસને સરકાર ઉપર અરજી કરવાનું માથે લીધું હતું. તેવણ હમેશાં તે માટેજ વાત કરતા હતા અને પોતે સરકાર ઉપર કેવો વગ લગાડી શકે છે તે માટે બડાઇ હાંકતા હતા. તેવણની વાત ઉપરથી કોઈ તેવણ માટે શુંજ વીચાર લાવે ? મને તેવણ એક પત્રાજીખોર જુઠા છે એમ સોધી કાઢતાં એક વરસ લાગું અને તેવણ એક એખલપેટા, બોહસીલા અને આળસુ માનવી છે એ માટે મારી ખાત્રી કરવામાં મેં બીજું એક વધુ વરસ લીધું. તેવણ ફકત પોતાની અને પોતાના દોસ્તોની મોજને ખાતરજ મને પોતાને ઘર તેડું કરતા હતા, અને નહી કે મારૂં ભલું કરવાની નેમથી. તેવણની આવક જાવક, ઉપજ નીપજ અને માન અકરામની વાતો મને ગમે તેટલો વખત તેવણ કરવા દેતા, પણ જેવી મારે લગતી વાત નીકળી કે તેવણ અવાચીઓપર અવાચી અને બગાસાંઓ ઉપર બગાસાં ખાવા મંડી જતા હતા. જ્યારેબી મારી પેલી હીમત ભરેલી યોજના માટે હું વાત કાઢતો, ત્યારે તેવણ ભવાં ચઢાવી કહેતા: "બેસીલ, એ માટે આપણે કાલે વાત કરીશું."

જે દોસ્તોએ મને મદદ કરવા જણાવી હતી, તેઓમાંથી ફકત ચાર જણ સીવાય કોઈએ એક પઈ પણ મને આપી નહી. તેઓ હમેશ એમજ બહાણું લાવતા—"જ્યારે સરકાર તમને આ ગામ માટે જવાબ મોકલે ત્યારે અમો નાણાં ભરીશું." અને સરકાર તરફથી જવાબ મળતો કે "જ્યારે નાણાં ભરશો ત્યારે તમને ગામ મળશે. હું તો તદન કંટાળી ગયો હતો, તોપણ મારૂં કામ કાઢી લેવા મને હમેશાં મારા દોસ્તોને ખુશી રાખવાની તજવીજ કરવી પડતી હતી. તેઓ આગળ હમેશાં બહારથી હું ખુશી રહેતો ત્યારે ખોદાજ જાણે છે કે અંદરથી હું કેવો બળતો હતો:

બીજું વરસની આખેરીએ મારી લુસીએ આ આળસુ મંડળી છોડી દઈ, મી० ક્રોફતના ભાઈ સાથ ખેતીવાડીમાં ભાગ કરવા મને સમજાવ્યો. તેની મારી બાયડી તરફની સારી લાગણીએ તેને આ માંગણી કરવા લલચાવ્યો હતો, પણ તે માટે વીચાર કરવા મેં એટલો બધો વખત લીધો, કે તેટલા વખતમાં ક્રોફતના ભાઇએ બીજો ભાગ્યો સોધી લીધો.

મને હજી આશા હતી કે મારા દોસ્ત જુવાન મી० હડસન મારી હીમત ભરેલી યોજના બર લાવવામાં મને મદદ કરશે. તેને તેના મબાવા વારસામાં એક મોટી ફલદરૂપ જમીન આપી ગયા હતા. એક વરસ પછી ઉમરમાં આવી તે આ જમીન પોતાના કબજામાં લેવાનો હતો, અને તે વેચી તેનાં નાણાં મને મદદ માટે આપવાનો તે ઈરાદો રાખતો હતો. તે જરામાં ઉસકેરાઇ આવે તેવા તોપણ માયાળુ ખવાસનો હતો. તેની ઉપર મારો ઘણો વગ ચાલતો હતો, અને મારી ખાત્રી હતી કે તે મારે માટે કાંઈ પણ કર્યા વગર રહેશે નહી. કાંઈ પણ જો તે મારી પાસ માંગતો હોય તો તે એજ હતું કે, હું તેનો હમેશનો સાથી થઇને રહું. તેને શેકારનો બહુ શોખ હતો અને જો કે હું એક લંડનનો રહેવાસી હોવા છતાં તેના આ શોખમાં ઉલટથી ભાગ લેતો હતો; આથી તે મારા ઉપર વધારે હેત અને માયા રાખતો હતો. હું આખા આખા દહાડા તેની સાથે આ જાતની મોજ મેલવવામાં ગુજારતો હતો.

આ છેલ્લાં ત્રણ વરસમાં મારી લુસી પોતાનો વખત ઘણોજ કંટાળા અને દુખ ભરેલી રીતે પસાર કરતી હતી, કારણ કે જ્યારે આખા દહાડા બહાર હું રમત ગમતમાં ગુજારતો હતો, ત્યારે તેણી બીચારી કલાકોના કલાકો એખલી ઝુરતી હતી. તેણી મને કોઈ પણ વખત ઠપકો દેતી ન હતી, પણ હમેશાં હસતે મુખડે મને આવકાર દેતી હતી. તેણીને આવી રીતે એખલી ઝુરાપો કરતાં જોઈ મને ખરેખરજ ઘણો બળાપો થતો હતો, પણ હું હમેશ મારા જીવને દીલાસો દેતો હતો કે આવી જાતની જીંદગી હવે થોડોજ વખત ટકશે, કે થોડા વખતમાં મારો દોસ્ત ઉમરમાં આવી મને મદદ કરશે, અને પછી હમો સઘળાં સાથે સુખથી રહીશું. મેં લુસીને ખાત્રી આપી કે આ જાતના આળસુપણામાં મારો વખત ગુજારવાનું મને બીલકુલ પસંદ ન હતું.

જો મારી લુસી મેહનત ન કરતે તો તેને અને મારા બચ્ચાને આબરૂ દરકાર અને સ્વતંત્રપણાથી રહેવાનું મુશકેલ થઈ પડતે. તેણી પોતાના સગા મી० ક્રોફત, જેવણ બરાબર વાયદાસર મહીને દહાડે ઘરનું ભાડું આપતા હતા, તેવણ સીવાય કોઈ તરફથી પણ પૈસાની મદદ સ્વીકારની ન હતી. તેણીએ થોડીક જુવાન બાનુઓને ભરવા સીવવા શીખવવાનું માથે લીધું, કે જે માટે તેણીને પુરતા પૈસા મળતા હતા. અમો ત્રણ વરસ અને ત્રણ મહીના ફીલાદેલફ્યા રહયાં તેટલા વખતમાં મને તેણીને માટે એક અરધી પણ ખરચવી પડી નહી, પણ સઉ કરતાં હું તેણીના મીઠા સ્વભાવને બહુ વખાણું છું. 'ઘણીક કરકસરવાલી સ્ત્રીઓ પોતાના ધણીઓને સંકટના વખતમાં પૈસા બચાવી પોતાના ખરાબ સ્વભાવથી તે કરતાં દસ ઘણું દુઃખ દે છે, પણ તેવી જાતની મારી લુસી ન હતી. હું આશા રાખતો હતો કે થોડા વખતમાં તેણીના ઉપકારોનો બદલો વાળવાને હું શકતીવાન થઈશ, પણ અફસોસ, તેણીજ ખરી હતી અને મારી ધારણાઓમાં હું ઠગાયો હતો.

મારા દોસ્ત હડસનને ઉમરમાં આવવા ફકત ૭ અઠવાડયાંનોજ વાર હતો, જ્યારે કમનસીબે એક નાટકની ટોળી છીગલંડથી આવી. હડસન જે દરેક મોજમાં હલટથી ભાગ લેતો હતો, તેણે મને પોતાની સાથ આ નાટક જોવા જવાની ઊમેદ કરી. નાટક કરનારીઓમાં એક મેરીઅન નામની છોકરી હતી, જેણીનો દેખાવ એક સાધારણ સ્ત્રીના જેવો અને ભટકતી નાટક ટોળીઓને છાજે તેવો હતો, તોપણ તેણી ઠીક નાચ કરી શકતી હતી. હડસન તો તેના નાચથી એટલો તો ખુશ થઈ ગયો, કે તે મોટેથી તાબડા ફેંકવા લાગો, તે એટલે સુધી કે હું તેથી તદન કંટાળી ગયો. તે તો તદન ખુશાલીથી ચમકતો હતો, અને જેમ જેમ હું તે છોકરીની ખાંપણ કાઢતો, તેમ તેમ તે તેણીને વધુ અને વધુ વખાણતો હતો. મેં ઈચ્છયું કે હાલમાં તેણી દોજખના ઉંડા ગારમાં હતે, કારણ કે મેં જોયું કે તે તેણીની સાથ પ્યારમાં પડતો હતો, અને તેમ જો બને તો તેનું શું પરીણામ આવે તેની મને ધાસ્તી લાગવા માંડી. ટુકામાં સમજાવવા મારે કહેવું જોઈયે કે, જેમ જેમ હડસનનું આ છોકરી ઉપર હેત વધતું ગયું તેમ તેમ તેની અને મારે વચ્ચેની દોસ્તી કમતી થતી ગઈ, કારણ કે આ બાબદ માટે હમેશાં હું તેની સાથે તકરાર કરતો, અને મારેથી બને એવી રીતે તેની આંખ ઉઘાડવાની કોશેશ કરતો હતો. મેં જોયું કે આ છોકરીએ પોતાની કળાઓથી હડસનને પોતા સાથ પરણવા લલચાવ્યો હતો. તેણે મારી સાથે કજીયો કર્યો, આ છોકરીને જેમીકા લઈ ગયો, અને જે દહાડે ઉમરમાં આવ્યો, તે દહાડે પરણી પોતાના ગમાવાની જગા ઉપર ઘરબાર માંડી રહયો. આ રીતે મારી મોટી આશાઓનો છેડો આવ્યો.

લુસી જે મારાં સંકટમાં હમેશાં મારો ટેકો હતો, તેણીએ મને દીલાસો દીધો કે મારે ખરચે મારા દોસ્તની મુરખાઈઓ સામે થવા મેં મારી ફરજ બજાવી હતી, અને જો કે તેણે તો મારી સાથ તે માટે લડાઈ કરી, પણ તેણી તો તે માટે મને વધારે ચાહતી હતી. દરેક ચીજ ધયાનમાં લેતાં હડસન સાથ મારી જગા બદલવાને હું રાજી ન થતે.

[સાંધન છે] નવાજબાઈ દા૰ બાદશાહ.

## રમુજે ફુરસદ.

નીચલી એક અથવા વધુ બાબદોના જે બાનુઓ ખરા જવાબ હમારી પર લખી મોકલશે તેઓનાં નામો "સ્ત્રી મિત્ર" ના આવતા અંકમાં પ્રગટ કરવામાં આવશે; તથા તેઓનાં નામ પર ચીઠી કહાડી, જેનાં નામ પર આવશે તેને એક સુંદર રંગીન ચાલતાં સાલનું 'કેલેંડર' ભેટ આપવામાં આવશે. હમારી પર લખી મોકલનારાંઓએ નીચલી સરતો ઉપર ધ્યાન આપવું.

૧. દરેક લખનારી બાનુંએ પોતાનું ખરૂં નામ તથા ઠેકાણું હમારી ખાનગી જાણને માટે આપવું, અને અગરજો તેઓની મરજી ન હશે તો આખું નામ છાપવામાં નહી આવશે.

૨. જવાબો બનતાં સુધી આવતા માસની તા૰ ૧૦ મી સુધી મોકલી આપવા.

૩. જે કોઈ બાનુઓ રમુજે ફુરસદ "સ્ત્રી મિત્ર" માટે લખી મોકલશે અને તે જો અમને પસંદ પડતી હશે, તો અમારા અંકમાં દાખલ કરવામાં આવશે. લખનારે કાગજની એકજ બાજુ પર "મારજીન" છોડી લખવું, પછવાડેની બાજુએ કાંઈ પણ લખવું નહી. પોતાનું નામ તેની નીચે મુકવું કે નહી, તે તેઓની મરજી પર રાખવું.

૪. જવાબો મોકલનારાંઓએ નીચે પ્રમાણે સરનામું કરવું. સ્ત્રી મિત્રના "રમુજે ફુરસદ" નાં ખાતું અધીપતી જોગ,

કયસરે હિન્દ પ્રેસ—મુંબઈ.

### ૧—ઉખ્યાણું.

નીચલાં ગુચવાયલાં ગુચ્છાંમાંથી એક કહેવત શોધી કહાડો.

```
      ક
    મ   ર
  સં  ધી  ધ
  પે  સ  ત
    જ   ર
      વી
```

શી૰ ફ૰ મોદી.

### ૨—ઉખ્યાણું.

નીચલી આકૃતી પ્રમાણે દરેક શબ્દોના અરથો કહાડી ગોઠવશો અને તેની ઉભી લીટી વાંચશો તો એક જાતનાં વાજીંત્રનું નામ આવશે.

| | |
|---|---|
| ૦ ૦ ૦ | ૧ રથીતી. |
| ૦ ૦ | ૨ એક જાતનો દારૂ. |
| ૦ ૦ ૦ | ૩ એક જાતનું સુગંધી ફુલ. |
| ૦ ૦ | ૪ પાણી. |
| ૦ ૦ ૦ | ૫ અગત. |
| ૦ ૦ | ૬ એક ગામનું નામ. |

બાઈઆઈ જમશેદજી માસ્તર.

### ૩—ઉખ્યાણું.

મારો પેહલો ૭ ને બીજો લવાજમ બતાવે છે, તથા મુજ આખાને દહાડામાં સો વખત વગર દરકારે માંગવા તથા આપવામાં આવે છે, તોપણ તે એટલો કીમતી તથા જરૂરયાતનો છે કે તે હજારો આદમીના જાન બચાવે છે, માટે પ્રીય બેહનો તમારા ખ્યાલનો ઘોડો દોડાવી મને શોધી કહાડો.

મીસ માણેકબાઈ દા૰ શરાફ.

### ૪—ઉખ્યાણું.

એવી કોઈ ચીજ છે કે જે એકને માટે પુરતી છે, બેને જોઈયે તેથી વધારે છે તથા ત્રણને કાજે બીલકુલજ નથી.

મીસ માણેકબાઈ દા૰ શરાફ.

### ૫—ઉખ્યાણું.

સઉથી લાંબો, સઉથી ટુકો, સઉથી કીમતવાન,
સઉથી ઉતાવલો, સઉથી ધીમો, સઉથી છે બળવાન.
એક વાર જો હાથથી ગયો તો ફરી આવવો મુશકેલ,
કોઈને હસાવે, કોઈને રડાવે, એજ છે તેનો ખેલ.
કોઇને મારે, કોઈને તારે, કોઇને બક્ષે જાન,
તે ચીજ તે શું છે તે કરો તમે પીછાણ.

મીસ ગુલબાનું જાંહગીરજી પટેલ.

### ૬—ઉખ્યાણું.

૧૮ાા કાકીએ ૬ાાા ચાકરને કહયું કે એ ૯ ને ઘેર જઈને કહે કે આજે ૧૭ નું ઘેર જોવા જવાનાં છીયે, તે તમે આવવાનાં હોવ તો તમારા ૧૯ પાસે જવાબ કહેવાડજો.

શી૰ દા૰ તા૰

### ૭—ઉખાણું.

હું ખોદાની બક્ષીશમાં મોતેબર ગણાઉં,
ભલાઈ બુંદાઈ સર્વે મુજમાં સમાઉં.
કરે જો આદમ કોઈસે અણુઘટતી ચાલ,
તો તેઓનેજ કરૂંછું હું ખરાબે હાલ.
જણાવા માંગે તેઓ અતી નીરદોરા,
પણ હું ચટકો લગાડી કરૂં તેમને બેહોરા.
રાત દીન નહી પડે કશું તેમને ચેન,
રીબાવીને આપું તેમને હજરો ખેન (દરદ).
ઈનસાફ હું કરનાર અજબ ઠરૂંચ,
કે ફજેતી વના તેમને શીક્ષા કરૂંચ.
ચાહુંતો હું જીંદગી કરૂં પલમાં ફના,
એવા અજબ ધરાવું ગુણો ઘણા.
વાસ્તે રે બેહેનો પીછાનો મને,
સર્વે સુખ દુઃખ આપુંછું તમને.

જા૦ પી૦ એનડરસન.

### ખોલાસો ગઈ વેળાનો.

૧—ઉદર.
૨—બીમારી. બીરી-મા.
૩—તરબુજ.
૪—બાજરી, કરપીણ, મરઘી, નીરઆધાર.
૫—પૈસા.
૬—ખુબસુરતી. ખુબ-સુરતી-રતી.

### ખરા જવાબો લખી મોકલનાર મુંબઈ ખાતેની બાનુંઓનાં નામો.

મીશીસ બી. ન. વકીલ. ૧, ૩, ૬. બાઈ બાઈ જમશેદજી ડીક. ૧, ૨, ૩, ૪ (૧) (૩) (૪), ૫. પીરોજા ૧, ૩, ૪, ૫, ૬. મીસીસ પી. એનડરશન. ૧, ૨, ૩, ૪. મીસ બાઈજી એદલજી પુનેગર ૧, ૩, ૪, ૫. મીસીસ શીરીનબાઈ ધનજીભાઈ કુબાસ. ૧, ૩, ૪ (૧) (૩) (૪), ૬. બાઈ શીરીનબાઈ પેશતનજી લાલા. ૧, ૩, ૪ (૩) (૪), ૬. બાઈ રતનબાઈ ફરામજી મોદી. ૧, ૨, ૩, ૪, ૫, ૬. Miss A. D. Pochajee ૧. ૩. બાઈ દીનબાઈ પાલનજી માસતર ૩, ૪. મીસીસ સોરાબજી ખરશેદજી હવાલદાર. ૧, ૨, ૩, ૪, ૫, ૬.

#### દેશાવરની બાનુંઓનાં નામો.

મીસીસ જરબાઈ હોરમજી મેહતા (ઉરન) ૧, ૨, ૩, ૪, ૫, ૬. બાઈ ધનમાય ફા. શરાફ ૧, ૩. બાઈ ડી. આર. એમ. દારૂવાળા (શોગાંમ) ૧, ૨, ૩, ૪, ૬. મીસીસ મેહેરબાનુ કાવસજી દાવર (અમદનગર) ૩, ૪ (૨) (૩) (૪). મીસ ગુલબાનુ જાંહગીરજી પટેલ (અમદાવાદ) ૧, ૨, ૩, ૪ (૧) (૩) (૪), ૬. બાઈ પુતલીબાઈ પીરોજશાહ બેલગામવાલા (પુણા) ૧, ૩, ૪, (૧) (૨) (૩), ૬. મીસીસ એસ. એમ. મારફતીઆ (વલસાડ) ૧, ૩, ૪ (૧) (૩), ૫. Mrs. D. N. Khorj. (મઉ) ૩, ૪ (૨) (૩), ૬. મીસીસ ગુલબાઈ મનચેરશાહ (મઉ) ૩, ૪ (૨) (૩) (૪). બાઈ M. S. D. ૧, ૨, ૪ (૧) (૨) (૩), ૬. મીસ માણેકબાઈ દા૦ શરાફ (ઈંદોર) ૧, ૨, ૩, ૪, ૬. મીસ માણેકબાઈ કુંવરજી મસાલાવાલા (મઉ) ૧, ૨, ૩, ૪, ૬. મીસીસ તાલેયારખાં (અમદાવાદ) ૧, ૩, ૬. બાઈ આઈમાય કુવરજી મશાલાવાલા (મઉ) ૧, ૨, ૩, ૪, ૬. મીસીસ D. M. Motafram (આનંદ) ૧, ૨, ૩, ૪, ૬. J. H. (પુણા) ૨, ૩. મીસીસ નજમુદીન (કલકતા) ૧, ૨, ૩, ૪, ૬. બાઈ આઈમાય જમશેદજી માસ્તર (કરાંચી) ૧, ૩, ૪ (૩) (૪), ૫.

હમારૂં ગયા માસનું મુંબઈનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે મેહરબાની કરી "કયસરે હિન્દ પ્રેસ" માંથી મંગાવી લેવું.

બાઈ બાઈ જમશેદજી ડીક.

હમારૂં ગયા માસનું દેશાવરનું ઈનામ નીચલાં બાનુંએ મેળવ્યું છે, જે તેવણે પણ મંગાવી લેવું.

મીસીસ જરબાઈ હોરમસજી મેહેતા (ઉરન.)



## અમારી લખનારીઓને ખબર.

જે બાનુઓ સ્ત્રી મિત્રમાં લખાણ કરવાને રાજી છે પણ પોતાનાં નામો જાહેરમાં ખોલાં મુકવાને રાજી નથી તેઓને નારીપાસ ન કરતાં અત્રે ખાસ જણાવ્યે છીયે કે આવતા અંકથી અમો તેઓનાં લખાણોની પણ આ ચોપાન્યાંમાં જગા કરવાને ખુશી છીએ.

અમારી સર્વે લખનારીઓનું ધ્યાન અમો નીચલા કાયદાઓ પર ખેંચ્યે છીયે:—

૧.—લખનારી બાનુઓએ તેઓનું રહેવાનું બરાબર ઠેકાણું તેમજ જેઓ જાહેરમાં નામ આપવાને રાજી ન હોય તેઓએ અમારી ખાનગી જાણ માટે ખરૂં નામ આપવું. તેમ નહી બનશે તો અમો તેઓનાં લખાણો કબુલ કરશું નહી.

૨.—લખાણ અસલ છે કે તરજુમો તે જણાવવું. જો તરજુમો હોય તો શા ઉપરથી તે કીધો છે તે પણ જણાવવાની મેહેરબાની કરવી.

૩.—સ્ત્રીને બદલે પુરૂષને હાથનું લખાણ છે એવો કાંઈ પણ શક પડતાં અમો તે ચોપાન્યાંમાં લેવાને બંધાયલાં નથી.

૪.—કોઇ પણ બાનુએ ચોપાન્યાંને લગતી કાંઈ પણ બાબદ વીશે પુછવું અથવા સુચના કરવી હોય તો સ્ત્રી મિત્રનાં બાનું અધીપતીને સરનામે કાગલ લખી પુછાવવું; પણ તેનો જવાબ ખાનગી મોકલવો કે ચોપાન્યાં મારફતે, તે અધીપતીની મરજી ઉપર આધાર રાખે છે. દરેક સવાલનો ખાનગી જવાબ આપવાને અમો બંધાયલાં નથી.

૫.—લખાણો દર મહીને દશમી તારીખની અંદર મોકલી આપવાં. મોડાં મલેલાં લખાણો તે મહીનાના અંકમાં આવી શકશે નહી.

૬.—લખનારી બાનુંઓએ મેહેરબાની કરી તેઓનાં નામ આગળ "મીસ" અથવા "મીસીસ" મુકવું કે જેથી વારંવાર તે માટે જે ભુલ થાય છે તે અટકે.

અધીપતી.

### લખી મોકલનારીઓને ખબર.

બાઇ જા૦ પી૦ એનડરસન, બાઈ શીરીનબાઈ રૂ૦ ફ૦ કંત્રાકટર, Spinster—તમારાં લખાણો મળ્યાં છે જોગવાઈએ લઈશું. છેલ્લાં બાનુંને અરજ કરવામાં આવે છે કે તેવણે કાગજની એકજ સાઈડ લખવું.

સુનાંને મુલની વાર્તા લખનાર બાનુંઓ—તમારી વાર્તા પુરી થયા આગમજ ચોપાન્યામાં દાખલ કરી શકતાં નથી; મેહેરબાની કરી કાગજની એકજ સાઈડ લખજો.

☞ આ "સ્ત્રી મિત્ર" મુંબઈના કોટમાં ના૦ ૨૯ હારનબી રોડમાં કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં પોતાને માટે ફરામજી કાવસજી મેહેતાએ છાપ્યું છે.

# જાહેર ખબરો.

PATRONIZED & SUBSCRIBED TO
BY H. E. LADY REAY.

નામદાર ગવરનરના બાનુ લેડી રેના માન પામેલા
આસરા હેઠલ.



## મુંબઈના નામદાર ગવરનર લૉર્ડ રેનાં



## બખતાવર બાનું લેડી રેના માન

## પામેલા આસરા હેઠળ.

### —સ્ત્રી મિત્ર—સાંકળીયું—ફેબરવારી ૧૮૯૦.—

સફે.






STRI MITRA: OR THE LADY'S COMPANION.

પુસ્તક ૧ લું. ફેબરવારી ૧૮૯૦. અંક ૧૨મો.



## ⁂ ઘર સંસારી કેળવણી ⁂

### યાને એક ખરી કેળવાયલી માતા પોતાનાં બાળકોને કેવી રીતે ઉધારે છે.

### માતાઓ તથા બેટીઓ માટે એક વાર્તા.

પ્રકરણ ૫ મું.

આઇમાયનાં છુપાં લગન—"વીકટોરયા" સ્ટીમરનું ગુમ થવું—પરણેલી જીંદગી.




વખતથી મનચેરશાહ મરચંટ હોરમજશાહને ઘર એવી ખબર લાવ્યા કે સરજન ખરશેદજી મેજર અને તેની અતીશય ખુબસુરત બાયડી કે જેણીએ સઘળા પારસીઓજ નહી પણ કેટલાક અંગ્રેજોનુંબી પોતાની ખુબસુરતી માટે ધ્યાન ખેંચ્યું હતું, તેઓ તો પરણીને ખરશેદજી જે લશકરમાં નોકરી હતા તેની સાથ રંગુન ઉપડી ગયાં, ત્યારથી હોરમજશાહને મનથી દુન્યા દહાડી અકારી પડી અને તેવણુની તબીયત પણ લટડતી ચાલી. તેણીને હવે તેવણુ કદી જોનેજ નહી એ વીચારે-કારણુ કે તેવણુ એમજ ધારતા હતા કે તેણી હવે ત્યાંથી પાછી ફરશેજ નહી-તેવણુની બીજી સઘળી લાગણી છતી લીધી. તેણીની ચાલે તેવણુનો ગુસ્સો ઘણે દરજ્જે ઓછો કીધો. તે બાનુ કે જેણીનાં ઘરમાંથી અને જેણીની ચુકતીઓથી તેવણુની દીકરી નાહસી ગઈ હતી તેનું નામ તેવણે કદીબી દીધું નહી, પણ જો કોઈબી વેલાએ તેણીનું નામ દેવામાં આવતું તો તેવણુ ઉસકેરાઈ આવી ઓરડો છોડી ચાલી જતા. વારંવાર જે સખતાઈથી તેવણુ આઈમાય સાથે વરતતા હતા તે માટે પોતાને બદનામ કરવા લાગ્યા, અને હવે એવણુને બેવડા કવટાસથી વીચાર આવતો કે, જો કે તેવણુ કદાચ હમણાં સખતથી થયા હોય, તોપણ તેવણુના અગાઉના પ્યારનો તો તેણીએ કાંઈ બદલો આપવો હતો.

અરે! જો તેણીએ બસ લખ્યુંજ હતે, તેણીએ ફકત પોતા ઉપર હજી સુધી પ્યાર રાખવાને તેવણુને અરજ કીધી હતે, પોતે તેવણુને દીધેલાં દુઃખ માટે પસ્તાવો બતલાવ્યો હતે! પણ નહી, કાંઈ પણ કાગજ આવ્યું નહી, અને આ વીચારેથી તેવણુની તબીયત (જે ઘણી સારી તો હતીજ નહી) ને નુકશાન થયું. તેવણુ આએજ દુઃખ તળે એટલા તો દબાઈ ગયા હતા કે જ્યારે તે કરતાં વધારે સખત દુઃખ તેવણુપર આવી પડયું ત્યારે તેના બોજા તળે તો તેવણુ ટકીજ શકયા નહી.

જો કે આઈમાય તેવણુનું માનીતું બચ્ચું હતું, તોપણ તેવણુની સઘળી મગરૂરી અને આશા તેવણુના દીકરા સોરાબમાંજ સમાયલી હતી, કે જેણે સાત વરસ ઇંગલંડમાં અભ્યાસ કીધા પછી સીવીલ સરજનની પરીક્ષા ફતેહમંદી અને ગાન સાથે પસાર કરી પેહલી પદવી મેલવી; સરજન મેજર હેગીલટનની ભલામણથી તેજ લશકરમાં જોડાયો અને થોડા વખતમાં દરેક અમલદારનો પ્યારો અને માનીતો થઈ પડયો. દીનબાઈ જેવણુ પોતાના ભાઈને નાનપણથીજ ઘણાં ચાહતાં હતાં, તેવણુનો હવે તેની ઉપરનો પ્યાર વધારે વધ્યો, અને સોરાબ જ્યારે પોતાની પરીક્ષા પાસ કીધા પછી જે થોડો વખત પોતાના બાવા, બેહનોને મલવા આવ્યો ત્યારે એકલાં દીનબાઈનોજ નહી પણ તેવણુના વરનો વખત પણ સુખ અને ખુશાલીથી પસાર થયો. આઈમાયના નાહસી જવાથી બે ત્રણ મહીના સુધી હોરમજશાહનું કુટુંબ એટલાં તો દુઃખ અને ચીંતામાં ગીરફતાર થયું હતું કે તેઓ બીજા કશાંનો પણ વીચાર કરતાં ન હતાં. પણ છેલ્લે તેઓને એક દુઃખભરયા ફટકા બીસાલ યાદ આવ્યું કે, તેઓએ સોરાબ તરફથી ઘણો વખત થયો કાગલ મેલવ્યું ન હતું. જે વીકટોરીયા નામની સ્ટીમરપર સોરાબ પોતાનાં લશકર સાથે સફર કરતો હતો તે ઉપરના બીજા અમલદારોનાં કુટુંબો તેમજ હોરમજશાહનું કુટુંબ પણ આશા સામે આશા રાખતાં હતાં કે કદાચ આએ લશકર કાંઈ છુપી અને દુરની સફરે નીકલ્યું હશે અને તેઓની ખબર જલદીથી તેઓને મલશે. અફસોસ! આવા દુઃખ

ભરેલા અંદેશામાં મહીનાઓ પસાર થયા પછી એવી ખબર મલી કે સ્ટીમરપરનાં થોડાંક ભાગેલાં પાટીયાંઓ, ડોલો અને તેઓના માલેકનાં નામ સાથે થોડાક પેટારાઓ આફ્રીકાના કીનારા આગલથી મલી આવ્યા હતા. પેટીઓપરનાં નામો પરથી જણાતું હતું કે તે સ્ટીમર વીકટોરયા પરના ખલાસીઓનોજ માલ હતો. આ સાબેતીઓપરથી લોકો કાંઈ પણ શક વગર કહી શકતાં હતાં કે, તે સ્ટીમરપરનાં સઘળાં કમનસીબ આદમીઓ કે જેઓને માટે કેટલાંક દુઃખી જીગરો આંસુઓ પાડતાં અને ફેકટમાં વાત જોતાં હતાં, તેઓ મોત અથવા ગોલામગીરીના સપાટામાં આવી પડયાં હશે. આ દુખ દીનબાઈને નહી ખમી શકાય તેટલું લાગ્યું. તેણી સમજી નહી શકતી હતી કે સોરાબ જેવા નીરદોષ અને દયાવંત માણસનો આવી રીતે કેમ અંત આવે. જો કે તેણી પોતાના ધણીને ઘણી ચાહતી અને માન આપતી, તોપણ તેવણ તેણીને હમણાનાં જેટલા કીમતી કોઈ વેલા પણ થઈ ન પડયા હતા. તેવણની સલાહો અને દયાભરેલી લાગણીની મદદથી તેણી પોતાની ફરજ આસ્તે આસ્તે સમજવા લાગી અને પોતાના પેદા કરનારની મરજીને સબુરીથી તાબે થઈ. જો કે વખત જતાં તેણીનું દુઃખ થોડું નરમ તો પડયું, તોપણ તેણી પોતીકા હેતવંતા પ્યારા ભાઈને કદી પણ વીસરી શકી નહી; પોતાનાં કુટુંબનું તેમજ આસપાસનું સુખ વધવા છતાં પણ નહી.

સ્ટીમર વીકટોરયાના ગુમ થવા પછી બે મહીનામાં હોરમજશાહ બેહસ્તનશીન થયા, પણ તેવણના આત્માને પેલી દુન્યામાં તેવણનો દીકરો મલ્યો નહી. સોરાબ કાંઈ મરણ પામ્યો ન હતો. તે તો ઘણાંક વરસો સુધી ગોલામગીરીના જુલમાત તળે સબડયા કરતો હતો, પણ તેની કાંઈ પણ ખબર મલી ન શકવાથી હોરમજશાહનાં દુરનાં સગાના ત્રણ વરસના છોકરાને તેવણનો દીકરો કરી આપ્યો અને તેવણની વડોદરામાં આવેલી મોટી સ્થાવર મીલકત તેવણનાં કુટુંબના ધારા પ્રમાણે તે કરી લીધેલા દીકરાને મલી.

વરસો પસાર થઈ ગયાં અને દીનબાઈ પોતાના કુટુંબમાં પોતાના ધણી તથા બાળકો સાથે સુખમાં દીવસો ગુજારવા લાગ્યાં. તેવણ ખોદા પાસે એટલીજ દુવા માગતાં હતાં કે તેની મરજીથી જો કદાચ તેણીપર ગરીબાઈ અથવા તો કાંઈ બીજું સંકટ આવી પડે તો તે ખમવાની તેણીને શકતી આપે. જ્યારે તેણી પોતાનાં છોકરાંને ઘણીજ ઉત્તમ નીતીની કેળવણીથી ઉધારવાની કોશેશ કરતી, ત્યારે તો સઘળાં સુખ સાથે ખરેખરજ તેણીને થોડી ઘણી ચીંતા તો હોવીજ જોઈયે. તેણી એક એવી સ્ત્રી હતી કે જેણી બીજી કેળવણી કરતાં નીતીની કેળવણી આપવાને વધારે આતુર હતી, કારણ કે તેણી જાણતી હતી કે, જો તે કેળવણી બરાબર મળે તો ઉંચી કેળવણી લેવાને તેઓ વધારે લાયક અને આતુર થાય. તેણીને ત્યાં બે દીકરાઓ ઉપરાંત બીજી બે દીકરીઓ હતી. દીનબાઈ પોતાની લાંબા વખતની એક મુરાદ હમણાં પાર પાડી શકયાં હતાં. બચપણથીજ તેવણને એવો વીચાર હતો કે માણેકબાઈએ તેવણપર કીધેલા ઉપકારનો બદલો તેવણની દીકરી જાઈજીને મદદ કરી તેવણ વાળી આપશે. નાનપણથીજ દીનબાઈ અને જાઈજી વચ્ચે કાગજ પત્રનો વેહવાર હતો અને માણેકબાઈ પણ આ બે છોકરીઓ વચ્ચે દોસ્તી વધારવાને ખુશ હતાં. જાઈજીનાં ગુજરાણ માટે પુરતાં સાંધણો ન હોવાથી દીનબાઈએ તેણીને પોતાને ત્યાં રહેવા બોલાવી. તેણી એક સ્વતંત્ર ખવાસની બાનુ હોવાથી દીનબાઈનાં છોકરાંઓને શીખવવાનું પોતાને માથે લીધું. થોડાક દીવસો સાથે રહયા પછી તેઓને માલમ પડયું કે તેઓને એકમેક સાથે ઘણું સારૂં સોહવાંઈ જશે. જાઈજીનાં દુઃખી દીલને દીનબાઈમાં ઘણો સારો સાથી મલ્યો અને દીનબાઈને પણ માલમ પડયું કે, જાઈજી તેણીનાં પોતાનાં છોકરાંઓને નીતીની તેમજ બીજી કેળવણી આપવાને તદન લાયક હતી અને પોતે ધારેલી ઇચ્છા આવી રીતે પાર પડવા માટે દીનબાઈ અને મનચેરશાહ પોતાને મુબારકબાદી આપવા લાગ્યાં. જ્યારે એક ન બને તેવી ચીજ આપણે ધારતાં હોઈયે અને તે જ્યારે બને ત્યારે આપણને જેટલી ખુશાલી ઉપજે, તેટલીજ દીનબાઈનેબી ઉપજી.

આઈમાયનોજ વીચાર તેવણની સુખી જીંદગીમાં એક કાળાં ધાબાં મીસાલ હતો, તેવણે તેણીપર ઘણાંએક કાગજો લખ્યાં હતાં પણ તેના કાંઈ પણ જવાબો મળ્યા નહી, કદાચ તેનું કારણ એબી હોય કે, ખરશેદજી લશકરના સરજન હોવાથી તેઓનું રહેઠાણ વારંવાર બદલાતું હોવાથી આઈમાયને દીનબાઈનાં કાગજો મળ્યાં નહી હોય. ગમે તે હોય, પણ જ્યાં સુધી આઈમાયનું ઉતાવળથી અધુરૂં લખેલું કાગજ જે નવરોજજી દસ્તુરે પુરૂં કીધું હતું અને જેમાં તેણીના વીધવાપણાની અને ભય ભરેલી માંદગીની ચોંકાવનારી ખબર હતી તે મળ્યું, ત્યાં સુધી દીનબાઈને તેણી માટે કાંઈ પણ ખબર ન હતી. તેણીએ તે કાગજમાં પંચગની આવવાની ઈચ્છા જણાવી હતી અને લખ્યું હતું કે કાંઈ નહી તો તેણી પોતાનાં છોકરાંઓની ઉપર સંભાળ અને પ્યાર રાખવા માટે દીનબાઇને અરજ કરવા શકતીવાન થાય; કાગજનું સરનામું બરાબર ન હોવાથી તે તેવણને ઘણે દીવસે પુગ્યું, અને આ દુઃખ ભરેલી ખબર સમજી મનચેરશાહ અને તેવણનાં ધણીયાંણી તરતજ ભુશાવલ જવા માટે ઉપડયાં.

જોકે દીનબાઈને ગુલ અને જાલ મારફતે પોતાની બેહનની પરણેલી જીંદગીના હેવાલથી વાકેફ થતાં ઘણાં વરસો લાગ્યાં, તો પણ અમારી ફરજ છે કે અમારાં વાંચનારાંઓને પહેલેથીજ તે માટે જાણીતાં કરીએ નહી તો કદાચ તે જાણ્યા વીના ગુલની ચાલ ચલણ જેમ તેણીની મારીને લાગતી હતી તેમ આપણને પણ અસ્વભાવીક અને નહી સમજી શકાય તેવી લાગે.

આઈમાય પરણેલી જીંદગીમાં સુખ ભોગવી શકે એ એક નહી બની શકે તેવી વાત છે; પહેલાં તો દરેક જણની માનીતી થઈ પડવાથી તેણીને ઠીક મજાહ પડી, તેણી ફકત પોતાના વર (જેને જો તેણી સોરાબજી વાહડયાનો તદન ભુલી ગઈ હતે તો જરૂર ચાહતે) નીજ માનીતી ન હતી, પણ વળી તેના દરેક દોસ્તની પણ માનીતી હતી અને રંગુનમાં પણ દરેક કોમમાં પોતાની ખુબસુરતી માટે વખણાઈ ગઈ હતી. ત્રણ, ચાર વરસો

સુધી તો પોતાની બાઈડીની આવી વખાણ થતી જોઈ ખરશેદજી મગરૂર થવા લાગ્યા, પણ જ્યારે તેવણની તબીએત જે હંમેશાં ખરાબજ હતી, તે કામના બોજાથી વધારે બગડવા માંડી, અને જે વખતે તેવણને ઘરનાં સુખની વધારે અગત હતી, ત્યારે તેવણે મોટાં દુઃખ વચ્ચે જોયું કે તેવણની ઈચ્છાઓ અથવા તો સુખની તેવણની બાઈડીને કાંઈ પણ દરકાર ન હતી. તેણીને તેવણને ખાતર પોતાની મોજ શોખ ખોહવા નહી ગમતી હતી; તોપણ તેવણ તેણીને ચાહતા હતા, આઈમાય જેમ બચપણમાં પોતાના બાવાને પટાવી સમજાવી લેતી, તેમ પોતાના વરને પણ સમજાવતી, અને પોતાની સાથે બહાર જવાના કાળાવાલા કરતી અને કહેતી કે તેવણ જો તેમ કરે તો તેણી તેવણનાં કહયા મુજબ ચાલે–પણ તેણીને ખચીત ઘેરમાં તો ગોંધાઈ રહેવા ગમે નહી–આ સઘળાં પરથી તેવણને લાગતું કે તેણીને ઘેરમાં રાખી મેલવી ઘણુંજ ઘાતકી થઈ પડે અને તેથી કાંઈબી કરી તેવણ તેણીને લઈ બહાર ફરવા જતા અને કોઈ વેળાએ તેણીને એકલી મોકલી પોતે ઘેરમાં રહેતા, પણ તેવણને થોડીજ ખબર હતી કે આઈમાય ઘરમાં શા માટે રહેવા નહી માંગતી હતી. ખરૂં કારણ તો એ હતું કે, તેણી જ્યારે ઘરમાં રહેતી ત્યારે તેણીને સોરાબજી વાહડયા યાદ આવતા હતા, કે જે દુઃખ તેણીથી ખમાઈ શકાતું ન હતું, અને તે વીચાર દુર કરવાજ તેણી બહાર ફરતી હતી. વળી તેણીનાં મનમાં બીજો વીચાર એ હતો કે તેણીની પોતાના બાપ તરફની નાતાબેદારી માટે તેવણે તેણીને રખેને શ્રાપ દીધા હોય. આ વીચાર તેણીનાં સુખમાં હમેશાં ખલલ કરતો હતો, પણ જોકે પોતીકા બાપના શ્રાપના વીચારો તેણીનાં દીલને ધુજાવતા હતા, તો પણ તેણીની મગરૂરી તેણીને પોતાનાં સગાંઓ સાથે કાગજ પત્રનો વહેવાર રાખતાં અટકાવતી હતી. તેણી કહેતી હતી કે તે લોકો તેણીની સાથે સલાહ કરવા માંગતાં ન હોવાથી તેણી પણ તેમ કરવા માંગતી ન હતી; આ સઘળું છતાં કોઈ વેલાએ દીનબાઈને જોવાને તેણી તલપતી હતી.

જેવી આઈમાય સખત હૈયાંની અને મગરૂર હતી તેવી કાંઈ તેને ખોદાએ બનાવવાની ઈચ્છા ન રાખી હતી, તેણીના ખરાબ અને સારા ગુણો એકમેક સાથે લડાઈ કરતા હતા, અને છેલા પહેલાં પર ફતેહ મેલવતા હતા, તો પણ સારા ગુણોની તેણીપર એટળી તો સત્તા હતી કે તેઓ તેણીને હંમેશાં કંગાળ બનાવતા હતા. તેણીને લાગતું કે તેણી જો ઈછતે તો તદન એક જુદીજ કીસમની સ્ત્રી થઈ શકતે, કે તેણીનું સુખ તદન પોકળ હતું અને મજાહ તદન ફોકટની હતી; જ્યાર ત્યાર તેણીને દીનબાઈનો નરમાસવાળો ચેહરો યાદ આવતો, અને સારો માર્ગ લેવાને તે તેણીને અરજ કરતો હોય એમ દીસ્તું હતું, પણ આ સઘળા વીચારથી તેણી એટલી તો કમકમતી હતી કે એક પળ વારમાં આવા વીચારો મગજમાંથી દુર કરતી અને કહેતી કે સારાં કામો કરવાને તેણી લાયક નથી.

ફકત એકજ સુખ એવું હતું કે જે તેણીને પોકળ અથવા તો કાંઈ પણ ખામીવાળું ન લાગતું હતું અને તે તેણીનો છોકરો હતો. તેણી તેને માની ન શકાય એટલા પ્યારથી ચાહતી હતી. તે દીકરો નાનપણમાં તેણીનોજ આબેહુબ ચેહરો ધરાવતો હોવાથી તેણીનો વધારે માનીતો થઈ પડયો હતો, પણ જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ તેણીના બીજા નાખુશ વીચારો તેણીનાં મનમાંથી જતા રહયા અને પોતાના દીકરા પર તેણીનું હેત વધતું ગયું. તેણી પોતાના છોકરા પર ઘણો વખત રોકતી હતી ખરી, પણ તે કાંઈ તેને સંગીન કેળવણી આપવામાં નહી, કે જેમ કરવું તેણી પોતાનાં દીલને દુઃખ લગાડવા સરખું ગણતી હતી. વળી જાલનો સ્વભાવબી કાંઈ એવો ન હતો કે તેણીને ઝાઝું દુઃખ દે, અને જોકે તેણી તેને હદ બાહેરનો લાડ લડાવતી હતી, તોપણ એકબી વેળાએ તે પોતાની માતાને સામો જવાબ દેતો ન હતો.

કેઈ ચીજ તેણીને પોતાનાં છોકરાં તરફ ખેંચતી હતી તે કહેવું મુશકેલ હતું; તે કાંઈ એક માતા પોતાનાં સઘળાં બાળકોને ચાહે તે જાતનો પ્યાર ન હતો, કારણ જો તેમજ હતે તો તે જાતનો પ્યાર તેણીએ પોતાની દીકરીપર પણ દેખાડવો જોઈતો હતો. પણ તેણી તો તેથી ઉલટીજ રીતે જેટલા પ્યારથી જાલ તરફ વર્તતી હતી, તેટલીજ બેદરકારી ગુલ તરફ દેખાડતી હતી.

સરજન મેજર ખરશેદજી (તેવણે આ ઓધ્ધો બાર વરસની વફાદાર નોકરી બજાવ્યા પછી મેલવ્યો હતો) પોતા તરફની તેણીની બેદરકારી મુગે મોહડે ખમતા હતા—એટલુંજ નહી પણ તેવણનો તેણીની તરફનો પ્યાર પણ ઓછો ન થયો હતો; તો જોકે તેવણને લાગતું તો હતું, કે તેવણની બાઈડી કાંઈ ભુલ વગરની નથી. તેણી જાલ ઉપર જે હદ બાહેરનો પ્યાર કરતી હતી, વળી તેની કેળવણી પર જે થોડું ઘણું ધ્યાન આપતી હતી તેથી તેવણ ઘણાજ ખુશી થતા હતા, કારણકે તેવણ કામના સબબે ઘણું ખરૂં ઘરથી દુર વસ્તા હોવાથી પોતાની દીકરી પર શું પડે છે તેની તેવણને બીલકુલ ખબર ન હતી. પણ જ્યારે સચ્ચાઈ તેવણની આંખો સામે આવી કે તે બાપડીને તો તેની માતાએ તદન નીવારી મુકી હતી, અને એક આયાની સંભાળ હેઠળ સોંપવામાં આવી હતી, અને જ્યારે જાલના ખુશ મીજાજ અને બોલકણા ખવાસ સાથે તેણીનો ચીરડાઉ ખવાસ સરખાવવામાં આવતો હતો ત્યારેજ તેણીનું નામ દેવામાં આવતું હતું, ત્યારે તેવણની આંખો ઉઘડી અને ત્યારે તેવણે પહેલીજ વાર પોતાની ગંભીર નાપસંદગી તે માટે બતાવી. તેવણે કબુલ કીધું કે તેવણનો દીકરો કદાચ ખુબસુરતી અને હુશીઆરીમાં ચહડતો હોય, પણ ગુલ સ્વભાવે ખરાબ અને પ્યાર કરવામાં જાલ કરતાં વધારે થંડી હોય એ તેવણ માનવાને સાફ ના પાડતા હતા. તેવણ અને બીજાંઓ કે જેઓએ તેણીને નાનપણમાં ઉછેરી હતી, તેઓને ગુલનો ચેહરો ચીરડાઉ નહી પણ દુઃખથી પીડાતો દીસ્તો હતો. તેણીનો બાંધો તેણીના બાપના જેવો નબળો હોવાથી તેણી હંમેશાં રીક ચાલ્યા કરતી હતી, અને દુઃખથી રડતી તથા ચીરડાયાં કરતી હતી. આઈમાયને માંદગીનો કશો પણ અનુભવ ન હોવાથી તેણીનાં દુઃખને કુદરતી ખરાબ ખવાસ તરીકે જણાવતાં હતાં, તેણીની આયા અજાન અને ખુશામતખોર હોવાથી તેણી પણ એજ

મતને. ટેકો આપતી હતી, અને તે ગરીબ છોકરી ત્રણ વરસની થાય તે આગમજ તેણીની માતા અને આયાની સખતાઈ તેણી-પર એટલી હતી કે તેણી જાલના જેટલીજ ડાહી છોકરી થઈ ગઈ હતી.

ફોકટમાં સરજન મેજર આવી ખરાબ વર્તણુક સામે પોતાની નાખુશી જણાવતા હતા, તેવણુની બાઈડી તેવણુની આ નાખુશી સમજી શકતી ન હતી. છેલ્લે સરવાલે તેવણે ગુસ્સે થઈ જણા-વ્યું કે તેણી ગમે તેવી રીતે જાલ સાથે ચાલે, પણ ગુલ પરતો તેવણ પોતે પોતાનો કાબુ ચલાવશે, અને તેવણ શીવાય કોઈએ પણ ગુલને હાથ લગાડવો નહી, જો તેણી કાંઈબી મસ્તી કરે તો તે માટે તેવણુને કહેવું, અને જો જરૂર પડશે તો તેવણ તે માટે તેણીને ધમકાવશે, પણ કોઈ બીજાને તેવણ વચમાં પડવા દેશે નહી. આઈમાએ એ માટે કાંઈ પણ વાંધો લીધો નહી, કારણકે તેણીના વરે પોતાની દીકરીને કેળવવાનું માથે લીધાથી તેણીને માથેનો ભાર ઓછો થયો હતો.

જલદીથી તે ગરીબ બાળકે શોધી કાહડયું કે જે ખુબસુરત બાનું જેને તેણી "મમા" નાં લાડકાં નામથી બોલાવતી હતી અને જેને એટલી બધી માયાથી ચાહતી હતી, તેને તેણી માટે કાંઈ પણ પ્યાર અથવા હેત ન હતું. વારંવારની શીક્ષાએ તેણી-ના નરમાસ ભરેલા જીવ (કે જેને પ્યાર ભરી સંભાળની જરૂર હતી) ને એકરાર કરી નાખ્યો હતો, અને આથી તેણીનું દુઃખ બમણું ત્રમણું વધ્યું. તેણીના બાપનો પ્યાર તેણી પર હોવાથી તેણી તેવણને વધારે મજબુતીથી વળગી રહેતી અને વધારે પ્યારથી ચાહતી હતી, તેવણનો દરેક બોલ તથા હુકમ તેવણ જ્યારે તેણીથી દુર હોય ત્યારે હંમેશાં એક કીમતી ચીજ મીસાલ તેણી સંભાળી રાખતી હતી, અને તેણી વળી એટલી તો સંભા-ળથી કે એક બચ્ચું તેમ કરે એ તદન અસ્વભાવીક જણાતું હતું. તેવણ તેણીને પોતાની માતાને માન આપવા, પ્યાર કરવા અને દરેક ચીજમાં તાબે થવા શીખવતા હતા (જોકે તેમ કર-તાં તેવણનું હૈયું ફાટફાટ થતું હતું) અને કહેતા કે તેમ જો તેણી કરશે તો થોડા વખતમાં જાલ જેટલી સુખી થશે, અને ગુલ, જોકે તેવણને સમજી શકતી ન હતી, તોપણ તેવણની ઈચ્છાઓને તાબે થતી હતી, પણ ખરેશદજી મેજરને થોડીજ ખબર હતી કે આવા સારા ધડાથીબી તેણીને કેટલું ખરાબ થતું હતું.

ગુલ એમ માનવા લાગી કે તેણીની માએ ધમકાવવા અથવા ચીરડાવા શીવાય તેણીની કાંઈ પણ દરકાર કરતી ન હોવાથી તેણીમાંજ (ગુલમાંજ) કાંઈ ભુલો હશે; તેણી જાલના જેવી ખુબસુરત અને હસમુખી થવાને ઈછતી હતી અને એમ ધારતી હતી કે તેવી ન હોવાથીજ પોતાની માતાનો પ્યાર મેલવી શકતી ન હતી. જો કદાચ જાલ પોતાનાં માનીતાપણાંનો લાભ લઈ તેણીપર દોર ચલાવતે તો તેણી કદાચ તેને ચાહવાને બદલે તેની અદેખાઈ કરતે, પણ તેનો સ્વભાવ એટલો તો ઉમદા, ખોલાં દીલનો અને માયાળુ હતો કે હમેશાં તેણી સાથે પ્યારથી વર-તતો હતો, અને રમતમાં તેમજ બીજી દરેક ચીજમાં તેણીની સાથે ભાગ લેતો હતો, તો જોકે તેણીને પોતા કરતાં ઘણી ઉત-રતી ધારતો હતો; તેણી કાંઈ તેની ઈચ્છાઓની વચમાં ન પડ-તી હતી—ગરીબ બીચારી છોકરી, ઈચ્છાઓ શું ચીજ છે તેની તેણીને ખબરબી ન હતી—નાનપણથી આંસુઓને જો ગુસ્સાથી અટકાવવામાં આવે તો તેઓ જલદીથી પડતાં નથી. પ્યાર પણ બરાબર બોલાવ્યા વગર બહાર આવતો નથી અને તેથી છોકરાં-નો પ્યાર કેમ મેલવવો તે મા બાપના હાથમાં છેઃ અને આઈમાય જે પ્યારને માટે પોતે દરકાર પણ કીધેલી નહી તેને માટે ફરયાદ કરતાં હતાં.

ગુલ શીખવામાં પણ જાલ જેટલી હુશીઆર ન હોવાથી આઈમાયનાં મનમાં ઠસ્યું કે તેણી તેના કરતાં ઘણીજ ઉતરતી અને પોતાના પ્યારને લાયકની ન હતી, અને તેથી ગુલ પોતાના બાપ તથા ભાઈ તરફ વધારે હેત બતલાવવા લાગી. આ બાળક પોતાની લાગણીઓ બરાબર સમજી શકતું ન હતું, પણ તે લાગણી તેણી નવ વરસની થાય તેટલાં એટલી તો મજબુત થઈ હતી કે તેણીની પછવાડેની જીંદગીમાં પણ તેજ લાગણીથી-તેણી વરતતી હતી કે જે માટે તેણીને ઘણું ખમતું પડયું હતું, તે લાગણી દુર કરવા દીનબાઈને ઘણી મેહનત પડી હતી. નાન-પણમાં થયલી અસર એટલી તો મજબુત હોય છે કે તે વખ-તમાં એક બાળક તરફ બેદરકારી બતલાવવા માટે એક ડાહયું માણસ ધ્રુજે.

[સાંધણ છ.] TWO OLD MAIDS.

**એક કુત્રાની કહાણી**—એક ગ્રહસ્થ જે બહાર ગામ મુસા-ફરીએ નીકલ્યો હતો, તેને એક વખત કાંઈ માલ ખરીદવાનો હોવાથી પોતાની પૈસાની કોથળી બહાર કાઢી, અને કોથળીમાં તપાસવા લાગો કે માલ ખરીદવા જેટલા પુરતા પૈસા તેની પાસે છે કે નહી. આ પછી પોતાના ઉતારાની જગા ઉપર પોતાના એક વીશ્વાસુ કુત્રાને મેલી માલ ખરીદવા ગયો. જયારે તે માલના પૈસા કોથળામાંથી કાઢવા ગયો ત્યારે તેણે જોયું કે તેણે તેમાથી એક સોનાનો સીક્કો ખોયો હતો.

જયારે તે ઘર પાછો ફરયો ત્યારે તેના નોકરે તેને કહયું કે કુત્રો ઘણો આજારી પડી ગયો હોય તેવું લાગે છે, કારણકે ગમે એટલો પતાવ્યા છતાં તે કાંઈ ખાતો નથી; તે પોતાના માનીતા કુત્રાને જોવા એકદમ દોડી ગયો, જેવો તે ઓરડામાં દાખલ થયો કે આ વફાદાર પ્રાણી પોતાના શેઠ આગળ પુછડી હળાવતું હળાવતું દોડી ગયું, અને તેના પગ આગળ પેલો ખોવાઈ ગયલો સોનાનો સીકકો મેલ્યો, અને પછી ઉલટથી પોતાને માટે મુકેલો ખોરાક ખાઈ ગયો.

વાત એમ બની હતી કે, આ ગ્રહસ્થે પૈસા ગણતાં ગણતાં એક સીકકો ભોંય ઉપર નાખી દીધો હતો. કુત્રાએ તે ઉચકી લઈ પોતાનાં મોઢાંમાં રાખ્યો, અને પોતાના શેઠના પૈસા ખોવાઈ જાય તે બીકથી તેણે ખાવા પણ ના પાડયું.

અધીરો આશક—"હું જાણું છું ડીયર, કે મારી સખ્યતામાં હું પકો રીંછને મળતો આવુંછું."

હાજરજવાબ માશુક—"મને લાગેચ કે તમારી મતલબ મેંદો કહેવા-ની છે કેમકે રીંછ તો આદમીને વળગે છે, પણ તમે તો ક્યારના અમથા જોં જોં કરયા કરોચ."



# મીસન બાવાનું વસિયત.

એક ઘણી અજાયબ જેવી રસીલી વાર્તા.

## પ્રકરણ ૨૦ મું.

### જેમ્સ લડકી પટે છે.



ક રેઉઆરે, ઓગસ્ટાના માનીતા ડાક્ટર પ્રોબેટ નહી, પણ બીજા રેઉઆરે ઉડી મીસન વીરૂધ એડીસન અને બીજાનો કેસ પોકારયો અને એક પળમાં બાપડા જેમ્સ શોર્ટ કેસ શરૂ કરવાને ઉડયા.

"એ ગ્રહસ્થનું નામ શું છે?" એમ જડજને એક કલારકને પુછતાં ઓગસ્ટાએ સાંભળ્યા.

"શોર્ટ, મારા મેહરબાન."

"મી૦ શોર્ટ, તમે ફરયાદી તરફથી એકલાજ હાજર થયા છો?" જડજે લગાર ભાર મુકી પુછ્યું.

"હા મેહેરબાન, હું એકલોજ હાજર થયો છું," જેમ્સે જવાબ દીધો અને જ્યારે તેવણ બોલ્યા ત્યારે દરેક આંખ તેવણને જોવા લાગી અને દરેક જણ મુછમાં હસવા લાગ્યું.

"અને પ્રતીવાદી તરફથી કોણ હાજર થયું છે?"

"મારા મેહરબાન," એતરની જેનરલે જવાબ દીધો, "આ બંને બાજરો પર બેઠેલા મારા મીત્રો તેમજ હું પ્રતીવાદીઓ તરફથી હાજર થયો છું; વળી મારે કહેવું જોઈએ કે આ કેસ એટલો તો વાંધા ભરેલો છે કે બચાવ કરવા માટે એટલા બધા હીમાયતીઓની જરૂર છે."

"બરાબર છે, મી૦ એતરની," જડજે કહયું, "પણ ખરેખર બંને બાજુઓ એક સરખા પ્રમાણમાં નથી. અલબત તે બાબદમાં કોર્ટ વચ્ચે પડી શકતી નથી."

"જો તમો નામદાર મને રજા આપો તો કહું," જેમ્સ બોલ્યા, "કે ફરયાદી તરફથી લડનાર એકજ જણ છે તેનું કારણ ફકત એજ કે, નાણાંની તંગીને લીધે વધારે હીમાયતીઓને રોકી શકાયા નહી, તોપણ આ કેસથી હું સારી પેઠે વાકેફ છું અને તમો નામદારની રજાથી તે માટે મારેથી બનતું કરીશ."

"ઠીક છે, મી૦ શોર્ટ," જડજ સાહેબે તેવણ તરફ લગભગ દયાથી જોઈ કહયું, "તમારો હેવાલ કહી સંભળાવો."

જેમ્સે સાં.પંચરાયલી ગંભીર ચુપકીદી વચ્ચે પોતાનું બાપડું શરૂ કીધું, કે જેમ કરતાં તેવણ પહેલીજવાર ઘબરાઈ જઈ ધ્રુજવા લાગ્યા; અને એકાએક તેવણનાં ભેજામાંની સઘળી બાબદ ગુમ થઈ ગઈ; બાપડા જેમ્સ કરતાં પણ ઓછાં કારણથી આપણાં માહેલા ઘણાઓ આવા ઘભરાટમાં પડ્યા હશે. બીચારા જેમ્સને તો તેવણની જીંદગીમાં પહેલીજ વાર એક ઘણો અગતનો કેસ એકલે હાથે ચલાવવાને ઉભા કરવામાં આવ્યા હતા, કે જે કેસે આખા દેશની કાળજી ઉસકેરી હતી, એમ કહેવું કાંઈ સલરાગાત ભર્યું નથી; વળી એટલુંજ નહી પણ તેવણની સામે આસરે ૨૦) હીમાયતીઓ હતા, જેઓ સઘળા અનુભવી હતા અને તેઓ માહેલા કેટલાકો તો ઈગ્લંડમાં મોટી પદવી ધરાવનારા અને વખણાયલા હતા. વળી તેવણનાજ ધંધાવાલા સેંકડો માણસોથી કોર્ટ ખીચોખીચ ભરાઈ ગઈ હતી, જેઓ, તેવણને લાગતું હતું કે, તેવણ તરફ અજાયબી અને દયાની લાગણીથી જોતા હતા. તેવણે વળી એક ભય ભરેલી જોખમદારી માથે હોરી લીધી હતી, જે તેવણને આજેજ પળે યાદ આવી.

"તમો નામદાર," આટલું બોલી તેવણ અચકી ગયા.

"તમારી તકરારો મોટેથી વાંચો," એક પાસે બેઠેલા બેરીસ્તર જે તેવણનાં મનની હાલત પામી ગયો હતો તેણે કહયું.

આ પરથી જેમ્સને વીચાર આવ્યો કે જો એક ધારાના હીમાયતીથી તેની તકરારો બરાબર બોલી શકાય નહી તો તે વાંચી શકાય. જોકે તેમ કરવું સાધારણ ન હતું, તોપણ જેમ્સે તેમાં કાંઈ ખોટું જોયું નહી; તેથી તેવણે કાગજો કાઢી તુરત વાંચવાનું શરૂ કીધું:—

"(૧) વોરીકનાં પ્રગણામાં આવેલા પોમપેડોર હોલના મરહુમ માલેક જોનાથન મીસન જેવણ ૧૮૮૫ ના ડીસેમબર માસની તેવીસમી તારીખે હક થયા હતા, તેવણનાં ખરાં છેલ્લાં વીલ પ્રમાણે ફરયાદી એકલાજ તેવણની સઘળી દોલત અને મીલકતના ધણી થાય છે, જોકે છપલાં વીલપર તારીખ કરવામાં નથી આવી, તોપણ તે બાવીસમી ડીસેમબર ૧૮૮૫ ને દીવસે અથવા ત્યાર પછી કરવામાં આવ્યું છે."

અહીં જડજ સાહેબે તેવણનાં કાનાં ચહડાવી પેનસીલ વડી વીલની તારીખ નોંધી લીધી.

"(૨), જેમસે આગળ ચલાવ્યું, "એકવીસમી મે ૧૮૮૬ ના દીવસે ઉપર કહેલા જોનાથન મીસનનાં આગળાં વીલના "પ્રોબેટ" પ્રતીવાદીઓને આપવામાં આવ્યા હતા, કે જે વીલની તારીખ દસમી નવેમબર ૧૮૮૧ હતી."

ફરયાદી નીચલી બાબદો માંગે છે—

"(૧) કે કોરટ જોનાથન મીસનનાં દસમી નવેમબર ૧૮૮૫ ની તારીખવાલાં આગળાં વીલના પ્રોબેટ જે પ્રતીવાદીઓને બાવીસમી મે ૧૮૮૬ ને દીને આપવામાં આવ્યા હતા તે રદ કરે."

"(૨) વલી બાવીસમી ડીસેમબર ૧૮૮૫ ને દીવસે અથવા ત્યાર પછી કીધેલાં વીલની નકલ સાથે જોડેલું વહીવત કરવાનું મુખત્યારનામું મેલવવાને વાસ્તે ફરયાદી અરજ કરે છે.

(સહી) જેમ્સ શોર્ટ."

"તમો નામદારને જણાવવાની રજા લઉં છું," જેમ્સે શરૂ કીધું, "કે પ્રતીવાદીઓએ તેઓનો જવાબ કોર્ટમાં દાખલ કીધો છે તેમાં તેઓ લખે છે કે બાવીસમી ડીસેમબરના વીલ પર ધારા પ્રમાણે સહી નથી, અને વીલમાં શું લખવામાં આવ્યું હતું તે વીશે વીલ કરનાર પોતે કશું જાણતા ન હતા. વળી તે

વીલ મીસ ઓગસ્ટા સ્મીથર્સની ઉસકેરણીથી કરવામાં આવ્યું હતું;" આટલું બોલ્યા પછી તેવણ ધબરાઈ જઈ પાછા અટકી પડયાં.

આ વખત તો પેહલાં કરતાં પણ વધારે લાંબી અને ભયભીત સુપકીદી ત્યાં પથરાઈ.

જડજ સાહેબે જેમ બને તેમ ધીમેથી એક બીજી નોધ લાખી અને એકવાર ફરીથી હાંસી પોતાનું ગળું ખોલ્યું કીધું; પણ બાપડા જેમ્સથી આગળ ચાલી શકાયું નહી; તેવણ એટલુંજ ઈચ્છતા હતા કે આવી રીતે લથડી પડી સર્વેમાં ફજેતી કરવા કરતાં તો જમીન ફાટે અને તેમાં તેવણ ગરક થઈ જાય. તેવણ ખચીત લથડી પડી ફજેતી કરતે (કારણકે તેવણનું માથું એક પીધેલા આદમી મીસાલ ભમતું હતું) પણ તેટલામાં એક એવો બનાવ બન્યો કે જેથી તેવણની આબરૂ જળવાઈ, અને જે બનાવ માટે તેવણ હંમેશ સુધી શીડલસ્તીકને દુવા દેતા હતા; શીડલસ્તીક જેવણ સામી પક્ષવાલાઓના એક મુખ્ય હીમાયતી હતા તેવણ આ સઘળો વખત પોતાના હરીફની તપાસ કરયા કરતા હતા, અને તેવણે તે બાપડાની દલગીરીભરી સ્થીતી જોઈ અને તેને માટે તેવણનાં દીલમાં દયા ઉસકેરાઈ આવી. કદાચ કોઈ દુરના જમાનામાં પોતાની થયલી આવી હાલત અને તે માટે ઉત્પંત થયલી ધાસ્તી તેવણને યાદ આવી હોય તેથી, અથવા તો કદાચ એક જુવાન શખસ પોતાનું નામ આસકારા કરી શકે તેવી હરીફાઈ વગરની તક ખોહી દે તે માટેના વીચારથી તેવણ દલગીર થયા હોય તેથી, પણ કોઈબી રીતે તેવણે એક ઉમદા કામ કીધું. બન્યું એમ કે, તેવણની સામે તેબલપર તેવણના કલારકે ધારાને લગતી ચોપડીઓનો ઢગલો કરી મેલ્યો હતો, એવી મતલબથી કે કામ પડતાં તરત હાથમાં આવે. હવે આ ચોપડીઓની હાજરીથી મી૦ શીડલસ્તીકે ભોલાં દીલથી કાંઇ ગમત મેલવવાની તક જોઈ, જાણે કે કાંઈ અકસમાતથી અથવા તો અધીરાઈથી હોય તેમ તેબલપર એકાએક પોતાનો સઘળો ભાર નાખી તેવણ વાંકા વળ્યા અને પોતાનો વાળેલો હાથ એટળા તો જોસથી તે ચોપડીઓના ઢગલા સાથે અફડાવ્યો કે દરેક ચોપડી (જેની સંખ્યા વીસ કરતાં વધારે હશે) તેબલની કીનારીપર ધસી આવી અને તેવણનાં ગુસ્સાવાલા કુલ મી૦ એડીસનનાં બરાબર માથાં અને ખભાંપર પડી, જેવણ મોલીસીટરોના બાંકડપર બરાબર તે તેબલ હેઠળ બેઠા હતા.

એક કડાકા અને ધડાકા સાથે ચોપડીઓ નીચે પડી અને તેઓના ભાર સમેત મી૦ એડીસન પણ નીચે તુટી પડયા અને તે બાપડાનું નાખ તથા મોહું છુંદાઈ ગયું. (જુઓ બાજુનું ચીત્ર.) મી૦ શીડલસ્તીકે આવા રકાસની આગાહી રાખી'ન હતી. તેવણ તો પાસે બેઠેલા પોતાના કુળની હાજરીજ ભુલી ગયા હતા.

. જડજ સાહેબ પહેલાંનો ડરામણો દેખાવથી તેઓ તરફ તીકવા લાગ્યા, પણ જ્યારે તેવણે હસવા સરખો રકાસ થયલો જોયો ત્યારે તેવણના ચેહરાપર પણ હસવું ફરી વળ્યું; પણ મી૦ એડીસન હસ્યા નહી, તેવણ જમીનપરથી કુદકો મારી ઉઠયા, ચોપડીઓ તેવણની પીઠપરથી દરેક બાજુએ સરી પડતી હતી, અને પોતાનું જખમી થયલું નાખ એક હાથે પકડી કુદંતા કુદતા તેવણના વીદ્વાન સલાહકાર આગળ જઈ ઉભા.

"તમે આએ ખામખા કીધું છ!" તેવણ પોતે કયાં હતા તે તદન ભુલી જઈ લગભગ બુમ પાડી બોલ્યા, "જરાક મને એની આગળ તો જવા દેવો, પછી એને હું બતલાવું."

હજી તો તેવણ કાંઈ બીજું વધારે બોલે તે આગમજ તો કોરટમાં હસાહસ થઈ રહી, મી૦ શીડલસ્તીક મુગે પણ હસ્તે મોંઢે હાથના ચાલાઓ કરી તેવણ પાસે માફ માંગવા લાગ્યા. જ્યારે મી૦ ન્યુજ અને મી૦ રોસકોએ મલી અપમાન થયલા એડીસનને ઘસડી મસડી તેવણની બેઠકપર જેમ તેમ બેસાડયા, અને તેવણનું લોહી લુવાન થયલું નાખ લુંછવાને રૂમાલો આપ્યા.

જેમ્સે આ સઘળું જોયું અને પોતાનો દરજ્જો ભુલી જઈ તેવણ પણ હસવા પડયા; અને કોઈ છુપાં કારણથી તે હસવા સાથે તેવણની સઘળી બીહક ઉડી ગઈ.

ચોકીદારે આવી જબરદસ્ત મોટા અવાજે ચુપ થઈ જવાનો બુમ પાડી અને તેની બુમનો અવાજ હજી તો નરમ પડે તે આગમજ જેમ્સે સાફ મજબુત અવાજે પોતાનું બોલવું પાછું શરૂ કીધું. હવે તેવણને લાગતું હતું કે તેવણના કેસથી તેવણ સારી પેઠે વાકેફ હતા, અને તે વીરો બોલવા જતાં ફરીથી તેવણ લથડી પડશે નહી; શીડલસ્તીકે તેવણને બચાવી લીધા હતા.

"તમો નામદારને જણાવવાની રજા લઉં છું," તેવણે શરૂ કીધું, "કે કોર્ટમાં આવેલા કોઈબી કેસ કરતાં આ કેસ તદન જુદીજ કીસમનો અને નવાઈ જેવો છે. ફરયાદી મુસતેસ મીસન, બરમીંગામની મીસન, એડીસન અને રોસકોને નામે ચાલતી જાણીતી પેહેડીના વડા મરનાર જોનાથન મીસનના એકેલા નજદીકના સગા થાય છે. આઠમી મે ૧૮૮૦ ની તારીખવાલાં વીલમાં ફરયાદીને તેવણના કાકાની દોલતના એકલા વારેસ નેમવામાં આવ્યા હતા—એટલે કે થોડાક વારસાઓ શીવાય. એક બીજું વીલ કે જે ઉપર હમણાં પ્રતીવાદીઓ આધાર રાખે છે, અને જે દશમી નવેમબર ૧૮૮૫ ને દીવસે કરવામાં આવ્યું હતું, તેમાંથી ફરયાદીને તદન બાતેલ કરવામાં આવ્યા છે, અને તેનો લાભ લેનારાઓ હાલના પ્રતીવાદીઓ તેમજ બીજા છ અથવા આઠ શખસો છે, જેઓને થોડી ઘણી લેગેસીઓ આપવામાં આવી છે. ૧૮૮૫ ની બાવીસમી ડીસેમબરે અથવા તેની નજદીકના એકુ દીવસે મરનારે એક ત્રીજું વીલ કીધું હતું, કે જેમાં તેવણ ફરયાદીને પોતાની સઘલી દોલત આપી ગયા છે, અને તેજ દસ્તાવેજ (વીલ) ને હાલ બહાર પાડવામાં આવ્યો છે, તે વીલને લગતો દસ્તાવેજ અથવા જો બરાબર બોલીએ તો વીલ (કારણકે હું કબુલ કરૂં છું કે તે દરેક રીતે ચોકસ કીધેલું વીલ છે). એક જુવાન બાનુ, મીસ ઓગસ્ટા સ્મીથર્સ જેવણને થોડા વખતમાં તમો નામદારની હજુર બોલાવવામાં આવશે, તેવણની પીઠપર છુંદણાં પાડયું છે અને કાંઈ પણ ગેરસમજુતી થતી અટકાવવાને મારે એકદમ કહી દેવું જોઈએ કે આ બનાવ પછી તે બાનું ફરયાદી સાથે અદરાયાં છે.



એક કડાકા અને ધડાકા સાથે ચોપડીઓ નીચે પડી અને તેઓના ભાર સમેત મી૦ એડીસન પણ
નીચે તુટી પડયા અને તે બાપડાનું નાખ તથા મોહું છુંદાઈ ગયું. (જુઓ પાનું ૩૧૬.)

"મારા મેહરબાન, કેસની મુખ્ય મતલબ આ પ્રમાણેની છે, જે કોરટના વીચાર માટે મારે અહીં સમજાવવી હતી અને જેની તવારીખ આગળ કદી પણ ન બની હોય તેવી અને એટલી નવાઈ જેવી છે; કે તેનું શરૂઆતથી વીગતવાર બયાન કરવાને તમો નામદાર પાસે રજા માંગું છું."

જેમ્સ શોર્ટને હવે બોલવાનું એકદમ શુર ચહડી આવ્યું હતું અને તેવણ એમજ સમજતા હતા કે જડજ અને પોતા શીવાય કોર્ટમાં બીજું કોઈ હાજર હતુંજ નહી; પહેલેથી શરૂ કરતાં તેવણ યુસતેસ મીસન અને તેના પુસ્તકો પ્રસીદ્ધ કરનાર કાકા સાયની સગાઈનો લંબાણથી હેવાલ આપવા લાગ્યા, કે જેની સાથે કેસને કશું લાગતું વલગતું ન હતું, ત્યાર પછી તેવણ મીસનનાં ખાતાં સાયના ઓગસ્ટાના સંબંધની તવારીખપર આવ્યા, કે જે તવારીખ જડજ સુધાં કોર્ટમાંના દરેક જણે "જેમીમાસ વાઉ" ની ચોપડી વાંચેલી હોવાથી સાંભળનારાઓને ઘણીજ રમુજી લાગતી હતી. તે પુરૂં થયા બાદ તેવણ ઓગસ્ટા અને તેણીની ચોપડી છાપનાર વચ્ચે થયલી ભાંજગડ પર આવ્યા, જેમાં તેવણે જણાવ્યું કે યુસતેસ કેવી રીતે વચ્ચે પડયો હતો કે જેમ કરવાથી તેને તેના કાકા સાથે જબરદસ્ત કજીઓ થયો હતો અને જેનાં પરીણામમાં તેને વારસામાંથી બાતલ કરવામાં આવ્યો હતો. આ પછી તે પુસ્તકો પ્રસીદ્ધ કરનાર અને લખનાર બંને કેવી રીતે એકજ વહાણપર સાથે થઈ ગયાં હતાં, અને ત્યાર પછી જે ભય ભરેલા બનાવો બન્યા હતા અને તેમાંથી તેણી બચી ઈંગ્લંડમાં કેવી રીતે સહીસલામત આવી પુગી હતી, તેનું વીસ્તારથી બયાન કીધું, અને છેલ્લે આ બનાવોમાંના બે મુખ્ય ભાગ ભજવનારાઓ પરણવાને અદરાયાં છે તેથી તેઓ પર કાંઈ પણ શક ન લાવવાને કોર્ટને અરજ કરી તેવણે પોતાનું છટાદાર ભાષણ પુરૂં કીધું.

અંતે તેવણ થોભ્યા અને તમાસગીરોની ભારે અજાએબી વચ્ચે બેઠા. ઘડીઆલ ગજવામાંથી કહાડી જોતાં તેવણને માલમ પડયું કે લગભગ બે કલાકો સુધી તેવણ ઉભા હતા તોપણ ઘણોજ થોડો વખત થયો હોય એમ તેવણને લાગ્યું; બીજી પળે તો તેવણ પાછા ઉઠયા અને પહેલા સાક્ષી યુસતેસ મીસનને બોલાવ્યો.

યુસતેસની સાક્ષી ઉપર ટપકેની હતી અને તેના કાકા તથા ઓગસ્ટા સાયના સંબંધમાં તેની હદ આવી હતી તે તેણે બરાબર રીતે ખુલાં દીલથી આપી અને કોર્ટપર સારી અસર કીધી.

ત્યાર પછી ફીડલસ્તીક તેવણની ઉલટ પાલટ તપાસ કરવા ઉઠયા. દરેક સવાલનો જવાબ યુસતેસે છુટથી અને ખુલ્લે ખુલો આપ્યો. ફીડલસ્તીક તેનામાંથી કાંઈ વધારે મેલવી ન શકવાથી દશ મીનીટ પછી બેસી ગયા. બીજા બેરીસટરોએ તેને એક બે સવાલ પુછ્યા અને યુસતેસની સાક્ષી પુરી થઈ. હવે લેડી હોમહરસ્ટને બોલાવવામાં આવ્યાં. તેવણની સાક્ષી ઘણીજ ટુકી હતી, તેવણને ફક્ત એટલુંજ કહેવાનું હતું કે કેનગરૂ સ્ટીમર પર જ્યારે તેવણે ઓગસ્ટાને જોઈ ત્યારે તેણીની ગરદનપર છુંદણાંની કાંઈપણ ઈધાંણીઓ હતી નહી, પણ જ્યારે તેવણે તેણીને લંડનમાં જોઈ ત્યારે હતી. તેવણને ઉલટ પાલટ તપાસવાને કોઈએ કોશેશ કીધી નહી; તેવણની સાક્ષી પુરી થયા બાદ કોર્ટ બપોરનું ખાનું લેવા માટે ઉઠી. જ્યારે કોર્ટ પાછી બેઠી ત્યારે જેમ્સ શોર્ટે ઓગસ્ટાને બોલાવી અને લોકો અધીરાઈથી તીંગાઈને તેણીની આવવાની વાત જોવા લાગ્યાં. જ્યારે તેણી સાક્ષીનાં પીંજરાંમાં દાખલ થઈ ત્યારે જોકે તેણીને અંદરખાંનેથી ઘણું લાગતું હતું, તોપણ બહારથી તેણીનો ચેહરો હમેશ કરતાં વધારે ખુબસુરત દીસતો હતો. જેવી તેણી દાખલ થઈ કે તરતજ એનરની જેનરલ ઉઠી ઉભા થયા.

"મારા મેહરબાન, આ શાક્ષીને અહીં દાખલ કરવા માટે પ્રતીવાદીઓ તરફથી હું વાંધો લઉંછું," તેવણે કહ્યું.

"શા માટે મી० એતરની?" જડજે પુછ્યું.

"એટલાજ માટે કે એવણનું મોહું બંધ છે. જો આપણે ફરયાદીની વાત માન્યે તો એમ થાય કે, આ જુવાન બાનું પોતેજ જોનાથન મીસનનું વીલ છે, અને તેથી તેણી સાક્ષી આપવાને ખચીતજ લાયક નથી. એક દસ્તાવેજ સાક્ષી આપે એવો દાખલો આગળ કદી બન્યો નથી, અને હું કહું છું કે, આ સાક્ષીને એક દસ્તાવેજ દાખલ ગણવી જોઈએ."

"પણ મી० એતરની," જડજે કહ્યું, "એક દસ્તાવેજ સાક્ષીજ છે અને તેથી વલી સૌથી સરસ જાતની સાક્ષી."

"કાંઈપણ શક વગર, મારા મેહરબાન, અને ખાતરી કરવા માટે તે દસ્તાવેજને કોરટમાં બનલાવવા સામે અમોને કશો વાંધો નથી, પણ તેની પાસે પોતાનો ખોલાસો બોલીને કરાવવા અમો ના પાડયે છીએ. દસ્તાવેજ એક ચીજ છે જે તે ઉપર લખેલા અક્ષરોથી બોલી શકે છે; તે પોતે કાંઈ જીભ ધરાવી મોંઢે બોલેલા શબ્દોથી બોલી શકે નહી અને આના બચાવમાં હું તમો નામદારનું ધ્યાન લખેલા દસ્તાવેજને લગના અસાધારણ કાયદાઓ પર ખેચું છું."

"હું તે કાયદાઓથી સારી પેઠે વાકેફગાર છું, મી० એતરની, અને આ સવાલ સાથે તેને શું લાગેછ વળગેછ તે હું જોઈ શકતો નથી."

"જેમ તમો નામદારની મરજી; પણ હું તો મારી અસલ તકરારનેજ વળગી રહુંછું, કે મીસ સ્મીથસ આ કેસની મતલબો ખાતર એક દસ્તાવેજ છે અને દસ્તાવેજ શીવાય બીજું કાંઈજ નહી; અને ફરયાદીના કેસના બચાવ માટે જેટલો એક કાગજના વીલને બોલવાનો હક નથી (શીવાય કે કાંઈ ચમતકારથી તેને વાચા બખશવામાં આવે) તેટલોજ તેણીને પણ પોતાનું મોહું ઉઘાડવાનો હક નથી."

"ઠીક," જડજે કહ્યું, "આ બાબદ મને અજબ જેવી તો લાગે છે, મી० શોર્ટ, તમુને તે વીશે શું કહેવું છે?"

સઘળી આંખો હમણાં જેમ્સ તરફ ફરી હતી, કારણકે સંઘને હમણાં લાગતું હતું કે જો આએ બાબદનો તેની સામે ચુકાદો થાય તો કેસ ઉંધો વળે.

"જે બાબદ વીશે હું તમારૂં મત માગુંછું મી० શોર્ટ," જડજે ચલાવ્યું, "તે એ છે કે, શું મીસ સ્મીથર્સ પોતે તદન

એક દસ્તાવેજમાં બદલાઈ જાય છે કે જેથી બીજા આદમીઓ મીસાલ કોર્ટમાં તે વીશે સાક્ષી આપવાનો હક તેવણુ પાસેથી છીણવી લેવામાં આવે."

"મારા મેહરબાન, હું કહુંછું કે તેવું કશું નથી," જેમ્સે કહ્યું, "હું કહુંછું કે તે દસ્તાવેજ એક દસ્તાવેજ દાખલજ રહે છે અને તે વીશેની સઘળી સાક્ષી આપવા માટે મીસ સ્મીધર્સ તો મીસ સ્મીધર્સેજ રહે છે. એક આદમીના શરીરપર એક લખત કરવાથી તે પોતેજ તે લખત થાય છે, એવા આધારપર તે વીશેની જુબાની તેનાથી આપી શકાય નહી એ તકરાર તદન બેવકુફાઈ ભરી છે; વલી એ ઘણું ગેરઈનસાફી ભરયું પણ કહેવાય, કારણકે કુદરતે માણુસ જાતને બક્ષેલા હકો આપણાથી છીનવી શકાય નહી. વળી આ કેસમાં આવા કોઈ પણ ઠેડાવથી ફરયાદીનો દાવો તદન ઊંધો વળે, કારણકે જોનાથન મીસન અને વીલપર સહી કરનાર બીજા બે સાક્ષીઓની સહીઓ છુંદણાં પાડેલા અક્ષરોમાં આપણાથી ઓલખાઈ શકાય નહી, અને તે પુરવાર કરવાને બીજું કોઈ પણ જીવતું આદમી ન હોવાથી, હું કહુંછું કે આ વાંધો કહાડી નાખવો જોઈએ."

"આ એક ઘણી નવાઈ જેવી બાબદ છે," તે નામદારે પોતાનું મત આપતાં કહ્યું; "જ્યારે એતરની જનરલ તે વીશે બોલ્યા ત્યારે તેવણનું બોલવું જરાક મારાં ધ્યાનમાં ઉતરયું હતું પણ ફરીથી વીચાર કીધા પછી અને મી૦ શોર્ટને સાંભળ્યા પછી મારી ખાતરી થઇ છે કે તે એક એવી બાબદ છે કે જેને ટેકો આપા શકાય નહી—" (અહીંયાં ચુસતેસે એક છુટકારાનો દમ ખેંચ્યો)—"પ્રતીવાદી તરફથી એવી તકરાર કરવામાં આવે છે કે મીસ સ્મીધર્સ પોતે આ કેસની મતલબ માટે એક દસ્તાવેજ છે અને તે શીવાય બીજું કાંઈ નથી; અને તેમ હોવાથી તેણીનું મોહડું બંધ છે. હવે હું નહી ધારતો કે આ ઠેડાવ પર આવતાં આપણા વીદ્વાન એતરની જેનરલે તે બાબદ વીશે પુરતો વીચાર કીધો હોય. વારૂ, આપણે ફરીથી જોઈએ કે તે બાબદ શું છે. આએ બાનુની ચામડીપર છુંદણાં પાડી એક વીલ કરવામાં આવ્યું છે; પણ શું તે ચામડીમાં તેણી પોતે આખી સમાયલી છે એમ કહેવાઈ શકાય? હું ધારૂં છું કે મારી બોલવાની મતલબ શું છે તે હું એક દાખલો આપી વધારે ખોલી રીતે સમજાવી શકશ. ધારો કે હું પ્રતીવાદીના વાંધાને ટેકો આપુંછું અને તેથી ફરયાદીનો કેસ ભાગી પડે છે. વળી એમ પણ ધારો કે, ફરયાદીએ સાક્ષીની ચામડીનો થોડોક કટકો ઉતરાવવાને (કાપી કાહડવાને) તેવણુને સમજાવ્યાં છે"—(અહીં ઓગસ્ટા પોતાની બેન્ક પરથી લગભગ કુદકો મારી ઉઠી)—"અને તેવણુ આ વાહડ કાપ પછી જીવવા પામ્યાં છે, અને એક સાક્ષી દાખલ તેવણુને કોર્ટમાં લાવવામાં આવ્યાં છે; હવે શું કોર્ટ તેવણુની સાક્ષી કોઈબી રીતે નાંકબુલ કરી શકશે? તે દસ્તાવેજ, એક માણુસની ચામડીપર કીધેલા દસ્તાવેજના આકારમાં કોર્ટના અમલદારોના હાથમાં મુકાશે, અને તે માણુસ કે જેનાં શરીરપરથી તે દસ્તાવેજ કહાડવામાં આવ્યો હોય તે પણ કોર્ટમાં હાજર રહેશે. ત્યારે શું હજીબી એમ કહેવાય જુદાં પાડી શકાય તેવાં છે, કે જેથી એક દસ્તાવેજનું અશકતપણું એક માણુસને પણ લાગુ પડતું જોઈએ? મારા વીચાર પ્રમાણે તો ખચીતજ નહી; હવે આપણે બીજો દાખલો લઈએ. ધારો કે વીલ એક માણુસના પગ પર છુંદણાં પાડવામાં આવ્યું હોય અને તેમ હોવાથી તેનો પગ કાપી નાખી કોર્ટમાં લાવવામાં આવ્યો હોય, ત્યારે શું આપણે ગંભીરાઇથી કહી શકશું કે તે લખેલો પગ (કોર્ટ સનમુખ તેબલ પર મુકેલો) કે જે એક વેળા બોકસમાં બેઠેલા સાક્ષીનો હોવાથી તે શખ્સ તેને લગતી જુબાની આપવાને લાયક નથી? ખચીતજ તેમ બની શકે નહી; તેથી મને લાગે છે કે જે ચીજ ધારાની મતલબો સાચવવા માટે જુદી પાડી શકાય, તે જુદી દાખલજ ગણવી જોઈએ, અને આ સાક્ષીના શરીરપર છુંદણાં પાડેલું વીલ પણ આ પણે કોર્ટના અમલદારોના હાથમાં હોય તેમ ગણાવું જોઈએ, અને તેથી તે માટે લીધેલો વાંધો હું કહાડી નાખુંછું."

"તમો નામદાર તમારા ચુકાદાની નોંધ લેશો?" એતરની જેનરલે કહ્યું.

"ખચીત, મી૦ એતરની, સાક્ષીને સોગંદ લેવા દેવો."

[સાંધણુ છે.] -શીરીન ફ૦ પાટક.

## એક ભલી બાઈડી પુરૂપને માટે સૌથી સરસ સાથી છે.




ણસાની જીંદગી સદા એકજ હાલતમાં રહેતી નથી; તે વગર ભરોસાની, દુઃખ અને ચીંતાથી ભરેલી છે. જેઓ હાલ તવંગર અને સુખી ગણાય છે, તેઓનાં માથાં ઉપર કાળું વાદલ જલદીથી ભરાવા માંડે એમાં કાંઈ નવાઈ નથી; એવી વખતે દુઃખની સામે તેમનું રક્ષણ કરવા માટે સર્વેથી જરૂરની અને સર્વેથી અગત્યની વસ્તુ આપણો જે મુખ્ય સાથી હોય તે થઈ પડે છે. દરેક પ્રમાણીક, ડાહયું અને સદ્ગુણી માણુસ એવે વખતે 'એક ભલી બાઈડી' આ શબ્દોમાંથી ઘણા બોહળા વીસ્તારનો અને ખરેખરો દીલ હરખાવનારો અર્થ કહાડી શકે છે, કારણ એવે વખતે તેનાં દુઃખોમાં ભાગ લેનારૂં કોણ છે? સંકટનો ઘા ખમવાને તેઓની શકતી વધારનારૂં કોણ છે? માંદગીને વખતે તેને હીંમત આપનાર અને હમેશગીનો તેનો મદદગાર અને સલાહકાર કોણ છે? કોઈજ નહી, પણ તેની ભલી બાઈડી. તેણીની એવી પતી સેવા માટે તે તેણી તરફ ઘણાં માનની નજરથી જોય છે, અને આટલું તો ખચીતજ છે કે એવી ભલી બાઈડી આગળ તે પોતાના સઘળા વીચારો ખોલ્લા કરે છે; તેની ચાલતા વખતની યોજનાઓ, ભવીષ્યના ઉપાયો, તેની આશા તથા તેની ઈચ્છાઓ તેણીને જાહેર છે; અને તેણી પોતાનાં ડહાપણ, ખુશ સ્વભાવ અને હીંમતની મદદથી તેને ઉત્તેજન આપી

છે કે જે પોતાના માયાળુ શબ્દો અને સદ્‌ગુણી વર્તણુકથી એક સીંહ જેવા ઝનુની માણસને ગેટાં જેવું ગરીબ બનાવવાની શક્તી ધરાવે છે. તેણી કદીબી ભુલી જતી નથી કે તેણીએ તેને ચાહવા, માન આપવા અને તાબે રહેવાનું વચન આપ્યું છે. જીંદગીમાં સૌથી મોટું સુખ, એક ભલી બાઈડીના સાથમાં સમાયલું છે, અને જે માણસ એ ઉમદા સુખથી બેનસીબ છે, તે ગમે એવી મોટી દોલત અને તે પાછળ ભટકતા સંખ્યાબંધ મિત્રોના સાથ છતાં પણ ખરાં સુખનું મીઠું પ્યાળું પી શકતો નથી; કારણકે તેનાં દરેક કામમાં ઉત્તેજન આપવાને એક એવા સાથીની ગરજ છે કે જે પોતાનું ખરૂં અંતઃકરણ તેની ઉપર રોકે અને વખાણ, પ્યાર અને વફાદારીથી તેની ભલી ઈચ્છાઓને ભલાં કામો તરફ દોડાવે. આ જીંદગીની મુસાફરીમાં તેના બોજાનાં દબાંણને તેણી પોતાની મદદ અને હીંમતથી એકદમ તોડી પાડે છે, તથા પડતીના વખતમાં જ્યારે તે નાઉમેદ થઈ જાય છે, ત્યારે હસ્તાં મોહડાં અને મધુર વચનોથી તેણી તેની ફીકર અને ચીંતા ઓછી કરે છે, તથા થોડા ખરચમાં તેનું ઘર સુંદર અને ખેંચાણ કરનારૂં બનાવે છે. સુખનાં વખતમાં તેણી ગાફેલ રહેલી હોતી નથી, તેથી સંકટના વખતમાં પોતાના પતીનાં દુઃખી થયલાં દીલને ધીરજ અને સંતોષ આપવાને તેણીમાં હીંમત છે. જ્યારે તેના બીજા સાથીઓ આ દુન્યાનું પોકળપણું પ્રગટ કરીને આ ફાની જીંદગીનાં શક ભરેલાં વાહાણમાં તોફાનની વખતે તેને છોડી જાય છે, ત્યારે પોતાના નાજુક હાથોથી તેને પાર ઉતારવા કોણ ઉતરે છે? સુખમાં તેમજ દુઃખમાં, તવંગરીમાં તેમજ ગરીબાઈમાં, મંડળીમાં તેમજ એકાંતવાસમાં એવો કયો મિત્ર છે કે જે પોતાના જાતી લાભો છોડી દઈ તેને સુખ અને સંતોષ આપવા બહાર પડે? બીજું કોઈજ નહી પણ તેની ભલી બાઈડી. જ્યારે તેમની સુખ અને આશાની ઈમારત તુટી પડે છે, ત્યારે ફક્ત તેમની ભલી મોહરેદારની મદદજ તેમનાં દુઃખમાં ઘટાડો કરે છે. બેશક, દુઃખના વખતમાં ભર દરીયે એકલું તોફાનમાં ઝીકાવું કેવું ભારી પડે, તેનો જ્યારે આપણે વીચાર કર્યે, ત્યારે એક ભલી બાઈડી ખોદાતાલાની કેવી મોટી બખશેશ છે તે આપણને તરત માલમ પડે છે. એવા વખતમાં તે બીચારો કોઈ ગમથી મદદ મેળવવાની આશા રાખે?

આ થોડાક વીચારો ઉપરથી તરત માલમ પડી આવે છે કે આ દુન્યામાં ખરૂં સુખ ભોગવવાને એક ભલી બાઈડીની કેટલી જરૂર છે, માટે બાનુંઓ—તમો કે જેઓ ઉપર તમારાં કુટુંબનું સુખ દુઃખ આધાર રાખે છે—આ સંસારની જંજાળીપતો ઓછી કરવાને તમારાં ખરાં અંતઃકરણથી મદદ કરો, દુન્યાના દોરથી તેમને જે નુકસાન થાય તેમાં ધીરજ અને સંતોષ આપવાને કોશેશ કરો અને એક સ્ત્રી તરીકેની તમારી ફરજ અદા કરેલી ગણાશે.

ધનબાઈ ર. શેઠના.



## કરણી તેવી પાર ઉતરણી.



વાંચનારાં બેહેનો, જેઓએ આજનાં કમનસીબ સુરત શેહેરની આગળી તવારીખ વાંચી હશે, યા તો પોતાના વડાઓને મોઢેથી સમજી હશે, તેઓએજ તે વખતનાં એ ગુલજાર શેહેરની આબાદી જાણી હશે. આગળી સદીમાં એ રૂળીયામણાં શેહેરનો શું દોર દમામ હતો અને વેપાર અને સોદાગીરીનું તો ગોયા એક ઘીકનું મથકજ હતું. આપણા જરતોસતીઓની વસતીબી સારી હતી અને તેમાંના ઘણાએક નવાબની દરબારમાં માન અને બુજરગી સાથે મોટી મોટી જાગીરોના માલેક હતા, પણ જમાનાનો દોર એ ધરતી ઉપર ફરી વળ્યો યાને વારંવારની મોટી આગોથી તેમજ જગરેલથી કરીને એ એક વારનાં નામીચાં શેહેરની મોટાઈ નાબુદ થઈ એટલાજ એ શેહેરના દીઆચા પછી આપણી વાત શરૂ કરયે.

* * * * * * *

મેહેરંગાનનું જશન નજદીક આવ્યું છે અને સુરત શેહેરના મોટા મોટા વજીફાઓમાં સંખ્યાબંધ ઝાડો મેવા, ફલ અને ફુલોથી તદન ભરપુર છે. બસંતના બહારમાં સરવે નાહનાં મોટાં દરખતોએ લીલો લેબાસ સજયો છે અને તે મનોહર વજીફાની વચમાં એક બુલંદ કીલ્લા જેવી ઈમારત છે. અલબતાં તે અસલી ટેસ્ટ પ્રમાણે એક નવાબના મેહેલ જેવી દેખાય છે, તેની અંદર ઘણું સુંદર ફરનીચર અને ઊંચી કારીગીરી નજર આવે છે. પેહેલીજ નજરે જોતાં તે બુલંદ મકાનના ધણીની મોટાઈનો ખ્યાલ આપતું હતું, પણ જાણવું જરૂરનું છે કે આવા માતબર મેહેલમાં કાંઈ ઝાઝી વસતી જણાતી નથી.–એવી એક તકદીર!

સમીસાંજનો વખત છે, મધુર પક્ષીઓ અને ચરૂંઓ પોતાના રાબેતા પ્રમાણે માળામાં જવાની ગડબડ કરે છે અને નમતો ખોરશેદ લીલાં અને તાજાં ઝાડોને સુનેરી રંગ આપીને વધારે દીપાવે છે; તે ઝાડોના ઓથામાંથી એક બુજરગ પારસી ગ્રહસથ હાથમાં મોટા કેરબાની હારદી લઈને ધીમે કદમે કંઈક વીચારવંત ચેહેરે આવી ઉભા. તેઓએ એક લીલી કસબી છેડાની કીમતી શાલ ખાંધે ઓઢેલી છે, અને જો કે ઘડપણે તેવણની ઉપર કેટલીક નાતવાંની નાખેલી છે, તોપણ તેવણનો ઉમરાવી ચેહેરો અને દમામદાર ચાલ એ શેઠની મોટાઈની ગવાહી આપતાં હતાં. તેવણ ફરતાં ફરતાં મેવાનાં ઝાડોની હારમાંથી થઈને ખુશનુમા ફુલોના કયારાને ચંદ્ર સુરજનાં કીરણો સાથે નીહાળતા થોડો વખત ઉભા, અને પછી

એક સરદ હાય મારીને ધીમે ધીમે બોલયા કે–"એ પરવરદેગાર! તારી કુદરતની તે કેટલી તારીફ થાય કે ગયે મહીને તો આએ ઝાડો સુકાં હતાં અને આએ મહીને કેવો જોનારની આંખને થંડક આપનારો લીલો સાજ સજીને વળી મેવા અને ફુલથી લુમાઈ જાયચ. આએ બુલંદ વજીફો કે જેણે પાંચ માઈલની જગા ઘેરીચ તેમાંનું દરએક ઝાડ મેવાદાર અને ફુલોથી ભરપુર છે, પણ અફસોસ! કે મુજ કમબખતની જીંદગીનો બાગ તદન ઉજ્જાડ છે." એ પ્રમાણે તે બુજરગ શ્રહસથ ધીમેથી બબડયા, પણ તેવણની પછવાડેથી એક જણે તે બોલેબોલ સમજી લીધું; તે કોઈજ નહી પણ તેવણનો વીશવાસુ નોકર બરજોર હતો.

હવે એ ગમગીન શ્રહસથ કોણ છે તે જોઈયે. સુરતના પારસીઓમાં એક નામીચાં ખાનદાનના એ શેઠ મંચેરશાહ મેહેરનોસજી માકીદલાલના કરી કહેવાય છે. એ માકીદલાલનાં બાપદાદે ખાનદાનથી મોટી જાગીરી અને પુશકળ દોલત ચાલતી આવેલી છે અને મેહેરનોસજી માકીદલાલના બોહોળા વેપાર સાથે ઘરનાં વાહાંણો અને સ્ટીમરો અરબી દરીયામાં ફરતાં હતાં. મસકત, જેદ્દા અને આરબી કોસતા તરફ તેવણ મોટા જથ્થામાં સુરતી અને રેશમી કાપડ મોકલતા હતા, કે જે કાપડમાં સુરતી કીનખાબ અને કસબી અલેચા આરબસતાનના સુલતાનો ઘણા શોખથી ખરીદ કરતા હતા અને સુરતનાં બંદરથી તે છેક ચીન અને આરબસતાનમાં એ માકીદલાલવાલાઓની આડત ચાલતી હતી. તે સાથે ઈગ્રેજ અને વલંદાઓએ જયારે સુમારીનાં બંદરમાં પેહેલો પગ મુકયો યાને હીંદુસથાનમાં આવયા ત્યારથી એ ખાનદાનના વડાઓ ઈગ્રજોના એક વફાદાર દોસ્ત તરીકે રહયા અને વલંદાઓની સાથે પણ એ લોકોની લેવડ દેવડ ચાલી તથા ઈગ્રેજ અને વલંદાઓનાં વહાણોને માકીદલાલનાઓ સામન પુરો પાડતા હતા. હવે એ માતબર શેઠ મેહેરનોસજી માકીદલાલ પોતાની પાછળ ત્રણ દીકરાઓ મેલી ગયા હતા, તેમાં વડા બેટા તે ઉપલા મંચેરશાહ શેઠ હતા, કે જેઓને આપણે એવણના વજીફામાં ગમગીન જોયા છે; તેવણ પછીના બીજા બે દીકરાઓ તેમાં એક સોરાબશાહ અને બીજા ભીખાજી હતા, તે બેઊ ભાઈઓ ઘણી જુવાનીમાંથીજ અકેકાં ફરજંદ મુકીને મરણ પામયા હતા. મંચેરશાહ માકીદલાલે તે બેઊ બચ્ચાંઓની એક પીતા સમાન જગા રાખી હતી અને તેઓને લાયક કેળવણી આપીને ઉછેરયા હતા. શોરાબશાહ ભાઈના છોકરાનું નામ રતનશાહ હતું અને ભીખાજીના બેટાનું નામ ખરશેદજી હતું. એ બેઊ છોકરાઓ ઉમરમાં આવ્યા એટલે તેઓના બાપની મીલકત અને દોલત સરવે મંચેરશાહે તેઓને હસતક કીધી હતી. ભીખાજીના ખરશેદજીની શેઆદી એક માતબર ખાનદાનમાં થઈ હતી અને તેવણની મોહોરદારનું નામ માણેકબાઈ હતું, પણ રતનશાહે પરણવાની મરજી કીધી નહી અને જુદે જુદે વખતે એ બેઊ પીતરાઈઓ સુરત છોડીને બહારગામ વેપારને મસે નીકળી ગયા. મંચેરશાહ માકીદલાલ તેવણનાં વાહલાં મોહોરદાર ખરશેદબાઈ સાથે પોતાના સુરતના વજીફામાં રહેતા હતા. તે અતી ખુબસુરત મોહોરદારથી મંચેરશાહ ખરા સુખી હતા, પણ એકજ વાતની દલગીરી તે સુખી જોડાંની હતી, જે કંઈજ નહી પણ ફરજંદની નાઉમેદીથી હતી; તોપણ તેઓ એકએકનાં સુખમાં સુખી હતાં, પણ મંચેરશાહની ભલી મોહોરદાર લાંબો વખત જીવયાં નહી. હાલમાં જ્યારે એવણને એટલે મંચેરશાહને આપણે વજીફામાં જોયા ત્યારે એવણની ઉમર લગભગ શીતેરની છે અને તેવણનાં વહાલાં ધણીયાણીને ગુજરયાને તો વીસ વરસ ઉપર થયાં છે. મંચેરશાહ માકીદલાલે તે મોહોરદારનો અતીઘણો ગમ પકડયો અને પછી તદન એકાંત રેહેવા લાગા. તેવણે ફરી બીજું ઘેર કીધું નહી. તેવણના વીસવાસુ નોકરો અને ખુશનુમાં ઝાડપાન એજ તેવણની વસતી વારી હતી. તેઓન ભતરીજાઓ પણ જ્યારથી સુરત છોડી ગયા ત્યારથી પાછા ફરયા નથી અને ઘણાંક વરસ થયાં તેઓનું કાગળ પણ મલયું નથી–તેથીજ તે બુજરગ શેઠને આપણે બાગમાં અફસોસ સાથે બોલતાં જોયા છે–પણ પાછળથી તેવણના વીશવાસુ બરજોરે બોલે બોલ સમજયું તેથી તેનુંબી હઈયું ભરાઈ આવ્યું, પણ આસતેથી જઈને શેઠને દીલાસો દીધો કે, "મુરબી સાહેબ, એ પ્રમાણે નાઉમેદ થવાનું કંઈ કામ નથી. મને ખુશ ખબર મલી છે કે તમારા બેઊ ભતરીજાઓ મુંબઈમાં છે અને હવે સુરત આવવાનો વીચાર રાખે છે. રતનશાહ તો ઘણો વખત ચીન અને સીંગાપોર વેપારને અરથે રહી આવ્યાચ, પણ મારા સમજયા પ્રમાણે તો પોતાની પુંજી ખોઈને આવ્યાચ અને ખરશેદજી તો થોડોક વખત પેશાવરમાં હતા અને ત્યાર બાદ કરાંચીમાં મથક કરીને રહયા હતા ત્યાં તેવણનાં નેકબખત ધણીયાંણી ગુજરયાં તેથી એક બેટીને લેઈને તેવણ મુંબઈ નીકળી આવ્યા છે. ખરશેદજીની તબીયત ઘણી લકડી ગઈચ તેથી તેવણ કોલાબે રહયાચ અને ડાકટરની દેખરેખમાં છે, એ ખબર મેં ચોકસ ઠેકાણેથી મેલવેલી છે. હવે શેઠજી બેચેન અને ઉદાસ રહેવાનું કંઈ કામ નથી. ખોદા ચાહેચ તો થોડા દીનમાં એ લોકો આવી મલશે."

આ અંચીતી ખુશ ખબરથી મંચેરશાહ માકીદલાલના ચેહેરા ઉપર અજાયબ સંતોષ જાહેર થયો અને તેઓએ ત્યાંજ ખોદાની મોનાજાત કરીને સુગરાના કીધા અને એવણના વજીફાની એક બાજુએ તાપી નદીનાં પાણી વેહેતાં હતાં તે આવાં ઈજદ ભાયને નગીને તેઓ પોતાના મેહેલ તરફ વળ્યા.

* * * * * * *

આઠ દહાડા પછી રતનશાહ માકીદલાલ આવીને પોતાનાં બુજરગ કાકાને ઘણાંક વાહાલથી ભેટયા અને ઘણીક ચાપલુસીથી તેવણ કાંગલા થવા લાગા. "ઓ મારા વહાલા કાકાજી"–રતનશાહે પોતાની પતરાજી બતલાવી–"ધંધો એવો બોહોળો પડયો કે ઘડીની ફરસદ નહી. આજે કેટલાં કેટલાં વરસ થયાં મારૂં વહાલું વતન અને મારા વહાલા કાકાજીને મલવાનો વીચાર કરૂં. પણ બોહોલા વેપારની બોહોલી જજાંલ–પણ મુરબીજી તમારા પગની પુનઈથી જેબી વેપારમાં પડગો ત્યાં

એક સરદ હાય મારીને ધીમે ધીમે બોલયા કે—"એ પરવરદેગાર! તારી કુદરતની તે કેટલી તારીફ થાય કે ગયે મહીને તો આએ ઝાડો સુકાં હતાં અને આએ મહીને કેવો જોનારની આંખને થંડક આપનારો લીલો સાજ સજીને વળી મેવા અને ફુલથી લુમાઈ જાયચ. આએ બુલંદ વઝીફો કે જેણે પાંચ માઈલની જગા ઘેરીય તેમાંનું દરએક ઝાડ મેવાદાર અને ફુલોથી ભરપુર છે, પણ અફસોસ! કે મુજ કમબખતની જીંદગીનો બાગ તદન ઉજ્જડ છે." એ પ્રમાણે તે બુજરગ અહસથ ધીમેથી બબડયા, પણ તેવણની પછવાડેથી એક જણે તે બોલેબોલ સમજી લીધું; તે કોઈજ નહી પણ તેવણનો વીશવાસુ નોકર બરજોર હતો.

હવે એ ગમગીન અહસથ કોણ છે તે જોઈએ. સુરતના પારસીઓમાં એક નામીચાં ખાનદાનના એ શેઠ મંચેરશાહ મેહેરનોસજી માકીદલાલના કરી કહેવાય છે. એ માકીદલાલનાં બાપદાદે ખાનદાનથી મોટી જાગીરી અને પુશકળ દોલત ચાલતી આવેલી છે અને મેહેરનોસજી માકીદલાલના બોહોળા વેપાર સાથે ઘરનાં વાહાણો અને સ્ટીમરો અરબી દરીયામાં ફરતાં હતાં. મસકત, જેડા અને આરબી કોસતા તરફ તેવણ મોટા જથ્થામાં સુરતી અને રેશમી કાપડ મોકલતા હતા, કે જે કાપડમાં સુરતી કીનખાબ અને કસબી અલેચા આરબસતાનના સુલતાનો ઘણા શોખથી ખરીદ કરતા હતા અને સુરતનાં બંદરથી તે છેક ચીન અને આરબસતાનમાં એ માકીદલાલવાલાઓની આડત ચાલતી હતી. તે સાથે ઇંગ્રેજ અને વલંદાઓએ જયારે સુમારીનાં બંદરમાં પેહેલો પગ મુકયો યાને હીંદુસથાનમાં આવયા ત્યારથી એ ખાનદાનના વડાઓ ઇંગ્રેજોના એક વફાદાર દોસ્ત તરીકે રહયા અને વલંદાઓની સાથે પણ એ લોકોની લેવડ દેવડ ચાલી તથા ઇંગ્રેજ અને વલંદાઓનાં વહાણોને માકીદલાલનાઓ સામન પુરો પાડતા હતા. હવે એ માતબર શેઠ મેહેરનોસજી માકીદલાલ પોતાની પાછળ ત્રણ દીકરાઓ મેલી ગયા હતા, તેમાં વડા બેટા તે ઉપલા મંચેરશાહ શેઠ હતા, કે જેઓને આપણે એવણના વઝીફામાં ગમગીન જોયા છે; તેવણ પછીના બીજા બે દીકરાઓ તેમાં એક સોરાબશાહ અને બીજા ભીખાજી હતા, તે બેઉ ભાઈઓ ઘણી જુવાનીમાંથીજ અકેકાં ફરજંદ મુકીને મરણ પામયા હતા. મંચેરશાહ માકીદલાલે તે બેઉ બચ્ચાંઓની એક પીતા-સમાન જગા રાખી હતી અને તેઓને લાયક કેળવણી આપીને ઉછેરયા હતા: શોરાબશાહ ભાઈના છોકરાનું નામ રતનશાહ હતું અને ભીખાજીના બેટાનું નામ ખરશેદજી હતું. એ બેઉ છોકરાઓ ઉમરમાં આવ્યા એટલે તેઓના બાપની મીલકત અને દોલત સરવે મંચેરશાહે તેઓને હસતક કીધી હતી. ; ભીખાજીના ખરશેદજીની શેઆદી એક માતબર ખાનદાનમાં થઈ હતી અને તેવણની મોહોરદારનું નામ માણેકબાઈ હતું, પણ રતનશાહે પરણવાની મરજી કીધી નહી અને જુદે જુદે વખતે એ બેઉ પીતરાઈઓ સુરત છોડીને બહારગામ વેપારને મસે નીકળી ગયા. મંચેરશાહ માકીદલાલ તેવણનાં વાહલાં મોહોરદાર ખરશેદબાઈ સાથે પોતાના સુરતના વઝીફામાં રહેતા હતા. તે અતી ખુબસુરત મોહોરદારથી મંચેરશાહ ખરા સુખી હતા, પણ એકજ વાતની દલગીરી તે સુખી જોડાંની હતી, જે કંઈજ નહી પણ ફરજંદની નાઉમેદીથી હતી; તોપણ તેઓ એકએકનાં સુખમાં સુખી હતાં, પણ મંચેરશાહની ભલી મોહોરદાર લાંબો વખત જીવયાં નહી. હાલમાં જ્યારે એવણને એટલે મંચેરશાહને આપણે વઝીફામાં જોયા ત્યારે એવણની ઉમર લગભગ સીતેરની છે. અને તેવણનાં વહાલાં ધણીયાણીને ગુજરયાને તો વીસ વરસ ઉપર થયાં છે. મંચેરશાહ માકીદલાલે તે મોહોરદારનો અતીઘણો ગમ પકડયો અને પછી તદન એકાંત રહેવા લાગા. તેવણે ફરી બીજું ઘેર કીધું નહી. તેવણના વીસવાસુ નોકરો અને ખુશનુમાં ઝાડપાન એજ તેવણની વસતી વારી હતી. તેઓન ભતરીજાઓ પણ જ્યારથી સુરત છોડી ગયા ત્યારથી પાછા ફરેયા નથી અને ઘણાંક બરસ થયાં તેઓનું કાગળ પણ મલયું નથી—તેથીજ તે બુજરગ શેઠને આપણે બાગમાં અફસોસ સાથે બોલતાં જોયા છે—પણ પાછળથી તેવણના વીશવાસુ બરજોરે બોલે બોલ સમજ્યું તેથી તેનુંબી દઇયું ભરાઈ આવ્યું, પણ આસતેથી જઈને શેઠને દીલાસો દીધો કે, "મુરબી સાહેબ, એ પ્રમાણે નાઉમેદ થવાનું કંઈ કામ નથી. મને ખુશ ખબર મલી છે કે તમારા બેઉ ભતરીજાઓ મુંબઈમાં છે અને હવે સુરત આવવાનો વીચાર રાખે છે. રતનશાહ તો ઘણો વખત ચીન અને સીંગાપોર વેપારને અરથે રહી આવ્યાય, પણ મારા સમજયા પ્રમાણે તો પોતાની પુંજી ખોહીને આવ્યાય અને ખરશેદજી તો થોડાક વખત પેશાવરમાં હતા અને ત્યાર બાદ કરાંચીમાં મથક કરીને રહયા હતા ત્યાં તેવણનાં નેકબખત ધણીયાંણી ગુજરયાં તેથી એક બેટીને લેઈને તેવણ મુંબઈ નીકળી આવ્યા છે. ખરશેદજીની તબીયત ઘણી લડડી ગઈચ તેથી તેવણ કોલાબે રહયાચ અને ડાકટરની દેખરેખમાં છે, એ ખબર મેં ચોકસ ઠેકાણેથી મેલવેલી છે. હવે શેઠજી બેચેન અને ઉદાસ રહેવાનું કંઈ કામ નથી. ખોદા સાહેબ તો થોડા દીનમાં એ લોકો આવી મલશે."

આ અંચીતી ખુશ ખબરથી મંચેરશાહ માકીદલાલના ચેહેરા ઉપર અજનયબ સંતોષ જાહેર થયો અને તેઓએ સાંજ ખોદાની મોનાજાત કરીને સુગરાના કીધા અને એવણના વઝીફાની એક બાજુએ તાપી નદીનાં પાણી વેહેતાં હતાં તે આવાં ઇજદ માયને નમીને તેઓ પોતાના મેહેલ તરફ વળ્યા.

* * * * * * *

આઠ દહાડા પછી રતનશાહ માકીદલાલ આવીને પોતાનાં બુજરગ કાકાને ઘણાંક વાહાલથી ભેટયા અને ઘણીક માપસુસીથી તેવણ કાંગલા થવા લાગા. "ઓ મારા વહાલા કાકાજી"—રતનશાહે પોતાની પતરાજી બતલાવી—"ધંધો એવો બોહોળો પડયો કે ઘડીની ફુરસદ નહી. આજે કેટલાં કેટલાં વરસ થયાં મારૂં વહાલું વતન અને મારા વહાલા કાકાજીને મલવાનો વીચાર કરૂં, પણ બોહોલા વેપારની બોહોલી જંજાલ—પણ મુરબીજી તમારા પગની પુનઈથી જબ્બી વેપારમાં પડયો ત્યાં

તમારા ગોલામને ફતેહજ થતી ગઈ. ચીનના વેપાર સાથે કોચીનના સાહુકારોમાં લેવડદેવડ ભારી છે. ગમે તે થાવો પણ હાલ તરત તો મુનીમોને સોંપીને અહીં થોડો વખત નીકળી આવ્યો છું." એ વગેરે તરેહવાર ગપ હાંકીને કાકા આગળ ડાહ્યા થયા. રતનશાહ રોકડયા એમજ સમજ્યા કે જેથી હાંકીશ તે કાકાજી ખરૂંજ માનશે, પણ તેમાં તેવણ ઠગાતા હતા. કાકાજી જમાનાના અનુભવી હતા અને તેવણને તો બેઉ ભત્રીજાઓની પરીક્ષા લેવાની છે. હવે ખરશેદજી માણેકદલાલથી પોતાની એકપુરી ખુબસુરત બેટી "ખોરશેદ" ને લેઈને માણેકદલાલના મેહેલમાં આવી ઉતરયા. ઘણી મુદતે કાકા ભત્રીજાઓ મળ્યા અને મંચેરશાહના મેહલમાં વસતી થઈ તેથી કેટલેક દરજ્જે તેવણની ગમગીની ઓછી થઈ. ખુબસુરત ખોરશેદ હાલમાં બાર વરસની છે, તેણી એક નમાના ચેહેરાની લગાર શરમાળ પણ ચંચલ બાળકી છે; જ્યારથી તેણી પોતાના પીતા સાથ આવીને મોટા બાવાને બેટી ત્યારથીજ મોટા બાવાએ તેણીને પોતાના પ્યારમાં પેહેલી જગા આપી, યાને એ સુંદર બાળકી મોટા બાવાની અતી વહાલી થઈ પડી. તે બુજરગ શેઠને એ બેટીને જોઈને એક જાતનો અજાયબ સંતોષ થતો અને હમેશાં તેણીને જોઈને ખુશી રહેતા હતા. બેટી ખોરશેદની ખુબસુરતી ઘણી ખરી માણેકદલાલનાં મોહોરદાર ખરશેદબાઈને મલતીજ હતી અને નામ પણ તેજ! તેથી હમેશાં તેણીને પોતાની આગળની આગળ રાખતા હતા. તે નીરદોષ બાળકી ઘેરનાં સરવે માણસોની પણ વહાલી થઈ પડી હતી, તેણીના પીતાએ તેણીને સારી કેળવણી આપી હતી. વાંચવાનો અને ગાયણનો સારો માહવરો રાખયો હતો તેથી ફરસુદે તેણી મોટા બાવા આગળ શાહનામાં અને ગંજનામાં બેટામાં ગાઈ અને વાંચીને વખત કહાડતી હતી. એકાંતમાં રહેલા એ મંચેરશાહ શેઠને જાણે પરવરદેગારે ઘેર બેઠાં એક ફરજંદ મોકલી આપ્યું અને તેથી કરીને એ શેઠ પોતાને હવે સુખી સમજવા લાગા. પણ બીચારા ખરશેદજી! તેવણની જરા ખબર લેઈયે, તે રાંક અહસથને સઉથી બુરો મરજ તે ખઈ લાગુ પડયો છે. મુંબઈમાં ઇંગ્રેજ ડાકટરોની ઘણી દવા કરીને થાકયા ત્યારે સુરતમાં હવે એવણના મુરબી કાકા મોગલાઈ દવા આપે છે; તરેહવાર કાવા અને પાખ ખાધાથી જરા એવણના જીવને કરાર થયો અને કેટલીક ચંડક માલમ પડી. તેવણને એકાંતવાસ ઘણો પસંદ છે અને એકાંતમાં જ્યારે પોતાના કાકા મલે ત્યારે પોતાની પુંજીની અને ધંધાની વીગતવારે વાત કરવા લાગા. તેવણે જે વેપારમાં પઈસા વધારયા હતા અને તેને સારે ઠેકાણે રોકયા હતા તે સમજીને મંચેરશાહ શેઠ ઘણા ખુશી થયા. ઊંડી નજરના એ અનુભવી શેઠને બેઉ ભતરીજાઓમાં આસમાન અને જમીન જેટલો ફરક માલમ પડયો. હવે એણીગમ મંચેરશાહે એકાંતમાં પોતાના વીશ્વાસુ બરજોરને ચેતાવી રાખયો હતો કે, રતનશાહ કયાં જાય છે આવે છે અને શું ધંધા વેપાર કરે છે તે છુપી રીતે ખોલ કહાડતા રહેવું. રતનશાહ શેઠ ઘેરમાં ઘણીજ થોડી હાજરી આપતા હતા, પણ કાકાજી આગળ ઘણા કાંગલા થતા હતા, અને શું એક લવંગના વેપારમાં ગુંટી ગયા હોય તેમ પોતાને ઘણાજ રોકાણવાલા દેખાડવા લાગા. તેવણ ડીંગ મારવામાં ખાડો ખબોચીઓ જોતાજ નહી, જે મંચેરશાહ હા જી હા કરતા હતા. આપણી ખોરશેદને પોતાના બાપના પીતરાઈ તરફ કંઈક અણગમો હતો અને તેણી ઝાઝી તેની પાસે જતી હતી નહી. હવે બરજોરની છુપી ખોલે રતનશાહની ચાલચલણ અને ભેદ ભરમને અજવાળાંમાં આણ્યાં. રતનશાહ પેહેલેથીજ એક ઘેરબાર વગરના કુંવારા છે અને તેથીજ જયાં ગમે ત્યાં જાય અને દરેક મુલુકમાં એવણનાં નામ જુદાં જુદાં હતાં અને જ્યાંથી વેપારીની પેહેડીમાં ભાગ કીધો ત્યાં ઉલહાપ કરીને ભલતાંજ નામની સહી કરીને વળી કેડે વતી જતા હતા. એવી ચાલથી કેટલીક વખત પકડાઈને જેલની હવા ઘેરી આવ્યા હતા, તે સાથે "હાથીદાંત" ના વેપારમાં એ રોકડયા શેઠ આગેવાન હતા અને જે કંઈ બાપીકો પૈસો લેઈને દેશાવર ગયા હતા તેમાંની ખાકબી રહી નથી. તે સાથે હવે એવણ શેઠ આજ ને કાલ તો કરજ કરયા જાય છે અને નકી તેવણે હવામાં કીલ્લા ઉડાવયાચ કે, આએ મારા વડવાઓની બોહોળી જાગીરી અને બધી દોલતના કાકાજી મનેજ વારસ કરશે, કારણ કે ખરશેદજી તો કાકાની આગળ ટાકો ઘડી કરશે તેવા થઈ રહયાછે, ત્યારે હવે માણેકદલાલનાં ખાનદાનમાં મારા સીવાએ બીજું કોણ છે. હાલ તો આપણે ઘરડાજીને બનતાં સુધી લાંબા ટુકા રાખવાનું કામ છે. એ ચીનના વેપારી જાય છે કયાં અને બતાવે છે કયાં, એવણના જેવાઓની એક કલબ કટાર ગામમાં છે, ત્યાં પાંચ દસ દહાડા પડયા રહે છે અને "મુરબીજી સાહેબ જરા ચીનથી જરૂરનું કાગલ આવ્યુંચ કરીને મુંબઈ જઈ આઉચ, મુંબઈની પેહેડી પર કામ છે" કરીને કાકાને અશાવતા. એ પ્રમાણે રતનશાહ રમતા પંચી કાકાની દોલતના ખયાલમાં રમી રહયા છે, પણ તે તીક્ષણ બુધીના બુજરગ શેઠને તેના બોલવા ચાલવા પર બીલકુલ ભરસો છેજ નહી, બલકે તેવણ તેને મનમાંથી ધીકારે છે અને હવે જાણી લીધું કે રતનશાહ કેટલાં ઊંડાં પાણીમાં છે. એમ કરતાં બે વરસ નીકળી ગયાં તે અરસામાં મંચેરશાહ માણેકદલાલને ઘડપણને લીધે ઘણી કમનાકાત થતી ચાલી અને તેવણને અજલના શીરેસતાથી ગોયા બસારત થઈ હોય તેમ એક દહાડે પોતાના વીશ્વાસુ બરજોર પાસે પોતાના વકીલ બેહેરાંમશાહને બોલાવી મંગાવયા. તે વકીલ સુરતના જાણીના "હીર પારખ" ના ખાનદાનનો જવાન નબીરો હતો અને તેઓ ગોલાબભાઈ અને બેહેરામશાહની પેહેડીને નામે ઓલખાતા હતા. તે જવાન વકીલ આવીને મંચેરશાહને તેવણનાં ખાનગી દીવાનખાનાંમાં મળ્યા. "કંઈ હોકમ મુરબી સાહેબ," કરી વકીલે બેસતાં બેસતાં શેઠને પુછયું. "મી० બેહેરામશાહ," શેઠે ગંભીર ચેહેરે કહયું, "માણસની જીંદગીનો કંઈ ભરસો નથી, માટે મારી હયાતીમાંથીજ મારૂં વીલ કરીને મારો વારસ હેડવવો જોઈયે, માટે મારા લખાવયા પ્રમાણે એક વીલનો ખરડો ઘડી કહાડો."

"મારી મીલકતમાંથી એક કટારગામનો બંગલો અને દસ હજાર રૂપયા મારા ભતરીજા રતનશાહ માકીદલાલને મળે અને તે એવી સરતે કે તે રૂપયા દસ હજાર અનામત આએ વકીલોની પેહેડીપર રાખી તેનું વયાજ લેયા કરે.–મારી સીંગનપોરની મોટી વાડી અને રૂપયા પચીસ હજાર મારા અતી વીશવાસુ નોકર બરજોરજી બમનજી સીંગનપોરીયાને મારા તરફની કીમતી સેવાના બદલામાં ભેટ આપે,—અને મારો આએ મોટો વજીફો અને તેની સાથનો આએ માતબર મેહેલ અને રૂપયા પાંચ લાખ મારી એકપુરી નબીરી ખોરશેદબાનુને મળે—અને ત્યાર બાદ મારી ઉધનાની વાડીઓ અને ડુમસના બંગલાઓ અને સરવે મીલકત અને પઈસાનો વારસ ખરશેદજી બીખાજી માકીદલાલને ઠેરવ્યા છે અને તેબી એજ સરતે કે ખરશેદજીની કજા બાદ તે સરવેની માલેક બેટી ખોરશેદનેજ કરે"—ત્યાર બાદ પોતાની સહી કરીને બરજોરજીની સહી કરાવી અને વકીલનેજ સ્વાધીન કીધું, કે "મારાં મરણની દસ દહાડા પછી વીલ વાંચવું. મારાં ઉઠમણાંની સાંજે એક લાખ રૂપયા ગરીબ જરથોસતીઓની પરવરશી કરવાનાં ફંડમાં આપવા. એ સીવાય મરણની ક્રીયા પાછલ કંઈ પણ અણઘટતો ખરચ કરવો નહી અને જરથોસ્તી ધરમનાં ફરમાંન મુજબ ચાહારમની બામદાદ લગી જે ઘટતું હોય તે કીધા સીવાએ પાછળથી મીઠાઈ મેવા અને ખુમચા વેંહેંચવા એ તદન બેહુંદું છે;" એ સર્વે વકીલ સાથે વાત કરીને એ બુજરગ શેઠે એક જાતની ફરજ ઉતારી હોય તેમ નચીંત થયા.

હવે મોતબી જાણે તેવણને દુઃખ દેવા નહી માંગતું હોય તેમ એક દહાડો સવારમાં ઉઠવા જતાં.તેવણને ચક્કર આવ્યાં અને પાછા એક મોટી ખુરસી પર બેસી ગયા, ત્યાં ડાકટરનુંબી કંઈ કામ રહયું નહી અને એક દસ મીનીટમાં એ માતબર શેઠે સૌ જયાંનું ત્યાં મુકીને બેહેસતનો રસ્તો પકડયો—એવણનાં મરણથી જે ઘણુંજ દુઃખી થયું તે આપણી સુંદર ખોરશેદ હતી; તે રાંક છોકરીને એ મોટા બાવાની સાથે સારો પ્રેમ લાગો હતો. ખરશેદજી પોતાનાં દુઃખમાં બેજાર છે, તોય પણ પોતાના મુરબ્બીનાં અચબુચ મરણથી ઘણા ગગળી ગયા અને બીચારો બરજોર કે જેણે આખો જનમારો એ શેઠ સાથે ગુજારેલો અને સાથે સાથે એબી ઘરડો થયો હતો, તે ઘણો દલગીર થયો અને સર્વે ઘટતી તૈયારી કરવા લાગો, પણ આપણા રતનશાહ! તેવણતો પોતાની નામીચી કલબમાંથીજ સમજીને આવ્યા અને કેવું એક દુઃખ લાગું હોય તેમ દુન્યાને દેખાડવા ફોક મુકીને રડવા લાગા. પણ ખરી ફરજ તો બીચારા બરજોરે અને વકીલ બેહેરામશાહે બજાવી અને તે બુજરગ શેઠને ઘટતાં માન સાથે અવલમંજલ પોંહોંચાડયા—હવે રતનશાહ શેઠે ગંભીર ચેહેરે જણાવ્યું કે આપણાં નામ પ્રમાણે ચાહારમને દહાડે પાંચ મણ ધાંન રંધાવવું જોઈયે અને ત્યાર પછી દસમાંને વાસ્તે મીઠાઇ કરનારાઓને તૈયાર કરવા જોઈયે. પણ બેહેરામશાહ વકીલે તેવણને ધીરજથી કહયું કે "મરહુંમ શેઠે પોતાનાં વીલમાં સાફ ના કહયું છે, તેથી તેવણની મરજીને માન આપીને તમારા કહેવા મુજબ [illegible]ંદોર 'ણ બનશે નહી. તેવણે આએ જુદા ખરચોને બદલે પોતાનાં ઉઠમણાંમાં રૂપયા એક લાખ ગરીબ જરથોસ્તીઓની પરવરશીનાં ફંડમાં આપવા કહેલા છે"—

"અરે પણ તે સર્વે કંઈ હવે પછી મનેજ કરવાનું છે સાહેબ." રતનશાહે કાંગલા થવા માંડયું. "હવે મારા કાકાજીએ વીલ કયાં મુકાવ્યુંચ તે મેહેરબાની કરીને કહેવો કે તેમાં જેથી ફરજો મારી ઉપર મુકી હોય તે હું મારી સરો ચસમથી બજાઊં"—

"નહી નહી! મી૦ રતનશાહ, તે વીલ કંઈ આહીં નથી તે તો બેહેસ્તીએ અમારી પેહેડી પર રખાવ્યું છે, અને ફરમાવયું છે કે દસમાને દહાડે વાંચવું. રતનશાહને છુપો ગુસ્સો તો ઘણો ઉપજતો હતો પણ બાહેરથી શાંત ડોળ ઘાલીને ચુપ થઈ ગયા, કારણ કે કાકાજીએ કેઈ વખતે વીલ કીધું હતું તેબી એ મોટા વેપારી શેઠને ખબર નથી. હવે દસમાંને દહાડે સર્વેની ધીરજ અને રતનશાહની ઈંતિજારી વચે વીલ વંચાયું. પેહેલુંજ નામ રતનશાહનું આવ્યું. તેવણે ગુસ્સાથી પોતાની જીભને દાંત વચે રાખીને છેયા દમે છેલે સુધી વીલ વંચાયું તે સમજી લીધું—એક પણ બોલ તેવણ બોલ્યા નહી, પણ જતાં જતાં ધીમેથી બબડતા ગયા કે "હું જોઈ લેવશ" તે કોઈના સાંભળવામાં નહી આવ્યું, પણ બરજોરે આબાદ સાંભળયું, પણ તે તો તેની મુર્ખાઈ પર ધીક્કાર નાખીને ચાલી ગયો. રતનશાહે મનમાં ધારયું કે આએ પીતરાઈ તો મરી ચરી રહયો છે પણ આએ ડુકરી મારી વચમાં હાડકું છે, માટે એનો કાંટો કાહાડવો જોઈયે. કંઈ ફીકર નહી, ધીરેથી એબી થશે. તેજ ઘડી રતનશાહ કયાં નીકળી ગયા તે કોઈને ખબર પડી નહી.

એણીગમ બીચારા ખરશેદજીનું હઠીલું દરદ વધારે જોર કરવા લાગું, અને મંચેરશાહ શેઠની છમસી પછી તેવણબી બેહેસતી થયા. મરતી વખતે તેવણની આગળ તેવણની એકપુરી બેટી ખોરશેદ અને વીશવાસુ બરજોર હતો અને તેવણે બરજોરને છેલ્લી અરજ એજ કીધી કે, મારી ખોરશેદની સંભાળ રાખજે અને એ બેટીનાં મા બાપનો વગ રાખજે. ભલા બરજોરે તેજ મીસાલ ખોરશેદની પોતાનાં બચ્ચાં બરોબર માવજત કીધી. વકીલ બેહેરામશાહ પણ અવાર નવાર આવજાવ કરતા હતા, એકાંતમાં રહેલી ખોરસીદને ત્યાં કાંઈ વધુ નવું જુનું માલમ પડતું નથી, બરજોર તેની ઘટતી બરદાસ્ત લે છે, પોતાની ફુરસદે તેણી ચીતાર પાડવા શીખે છે અને તેમાં તેણીનો વખત ઘણો સારો જાય છે. એક દહાડે નાસતા પછી જરા પોતાના વજીફાની બહાર એક લટાર મારી આવવાની મરજી જણાવી બરજોરને કહીને બહાર પડી. થોડેક દુર બેતરમાં ખુશનુમાં ફુલોના કયારા ગમ જોતી ઉભી હતી, તેવામાં કોઈ શખ્સ પછવાડેથી આવીને તેણીનાં ખભાં પર મમતાથી હાથ ફેરવી બોલ્યો, "બેટી ખોરશેદ, હું તુને જોઈને ઘણો ખુશી છેઊં, હું.ધંધાને સર બહાર ગામ ગયો હતો, હાલમાં આએ પેલો જે દુર બંગલો દેખાયચ ત્યાં હું રહેલો છેઊં, આવ દીકરી તાંહ જરા જઈયે." ખોરશેદ એકદમ તેને જોઈને અજબ થઈ અને તેણીને એ બાપના.પીતરાઈ વીશે પેહેલેથીજ અણગમો હતો, તેથી ટુકમાં પતાવીને ઘેર તરફ જવાની મરજી જણાવી, પણ રતનશાહે તેણીને કેટલાંક વહાલથી પોતાના હાથમાં હાથ લેઈને પોતાના

મુકામ આગલ થોડો વખત આવવાની અરજ કીધી તેથી ખોરશેદ બીચારી તેની સાથે જવા લાગી, પણ તેણીની અચરતીનો શું પાર? સામેની ઝાડીમાંથી એક ગાડી જોરમાં નીકળી આવી અને રતનશાહે તેણીને એક પલકારામાં અંદર ધકેલી ને પોતેબી બેસીને ગાડી હાંકી મુકી. તે ગરીબ છોકરીએ ઘણીબી ચીચારીઓ પાડી, પણ ત્યાં કોણ સમજે? હવે એણીગમ બરજોર વીચારવા લાગ્યો કે આજે ખોરશેદને આવતાં વાર કેમ થયો, તેથી તે બાજુપર જોવા નીકળ્યો. બધે ઘભરાયલે ચેહેરે ફરીને સોધવા લાગો, પણ કંઈ પતો મલે નહી. હવે બરજોરની ફીકર વધી કે એટલાવારમાં ક્યાં જતી રહી, તેવામાં ત્યાં મકનો ભરવાડ પોતાનાં ઝુંપડાંમાંથી આવીને પુછવા લાગો કે, "બજાભાઇ કોણુને હોધે." "અરે આપરી બાઈ એણીગમ ફરવા નીકળી ને હમણું મલે નહી." "ઓ મારા બાપ, કોઇની જીણી જેવી ખુમ હાદનો તો આવેલો. ઊં જાણું જે ઓએ કોઈ મારામારી કરતું ઓહે, ઊં ને મારી જીવલી તારી પીતોં થાં." હવે બરજોર તે ગામડીયાનું ખાલી પીંજણ સાંભળવા ઉભો નહી અને આગળ ચાલતાં માણસનાં અને ઘોડાનાં પગલાં જોયાં અને તેજ સરતે ચાલવા લાગો. બરજોરને હવે વીચાર આવ્યો કે પેલો ઘાતકી રતનશાહ તે દહાડે ઉસકેરાયલે ચેહેરે બોલ્યો હતો કે, "જોઈ લેવશ," તે બેશક તેજ મારી માસેક બાઇને ઊચકી ગયો છે. બરજોરનાં હોસકોસ ઉડી ગયા અને તેની તાકાતબી જતી રહી, પણ દમ બાંધીને તે ગાડીની સરતે ચાલ્યો. એક માઈલ નહી ચાલ્યો હશે તેટલાં કેટલાક ગામડયાઓનું ટોળું દેખાયું અને બાજુએ ગાડી ભાગી ગયલી છે અને એક શખસ લોહી લુવાન પડેલો છે અને બાજુએ ઘણીજ ઘભરાયલી ખોરશેદ પણ પડીછે, પણ સારાં નસીબે તેણીને કંઈપણ ઈજા થઇ નથી. આવો મામલો જોઇને બરજોરબી થોડો વખત ઘાભરો પડી ગયો, પણ જીવ ઠેકાણે રાખીને પોતાની બાઈને પેહેલે તો ઊચકીને હોશીયાર કીધી અને તેણીનો ઘભરાટ દુર કરીને દીલાસો દીધો. હવે રતનશાહ આગળ જઇને જોએ છે તો તેનાં માથાંમાંથી પુશકળ લોહી જતું હતું. પરવરદેગારનો શું હોકમ થયો કે ગાડી દોડતાં દોડતાં મોટા ખાડામાં જઈ પડીને ભાગી ગઇ અને એક મોટા પથર પર રતનશાહનું માથું જોરમાં પટકાયું અને તેવાજ બેભાન થઇને પડયા, અને ખોરશેદને તો ખોદાએ બચાવવીજ હતી, તે ફુલની કાંની બાજુ મટોડાં પર જઇ પડી. હવે કંઈ પણ વખત નહી ખોહતાં બરેજોરે એક પાલખી મંગાવીને રતનશાહને તેવણુના બાપીકા ઘરમાં લાવી મેલ્યા. ગમે તેવું સંગ દીલ આદમી મોતની આગળ નરમ થઈ જાયછે, તેજ પ્રમાણે રતનશાહે મરતાં મરતાં ખોરશેદને પોતાની પાસે બોલાવીને તેણીનો હાથ લેઇને આંખે લગાડયો, અને બોલ્યા, "બેટી ખોરશેદ, હું તારી પાસે મારાં અંતઃકરણથી માફી ચાહુંછું; તે સાહેબનો રાસ્ત ઇનસાફ છે કે તું નીરદોષ પુતળીને બચાવી છે, હવેથી તું સુખી થજે. મારી લોભી જીંદગીનો અંત તદન પાસે આવ્યો છે."

ત્યારબાદ રતનશાહની આખર આવી અને બરજોર તેમજ બેહેરામશાહ વકીલ જેઓ આગળજ હતા, તેઓએ તેમને છાજતાં માન સાથે છેલ્લી આરામગાહમાં પોહોંચાડયા.

વકીલ બેહેરામશાહ એક લાયક જવાન ગ્રહસ્થ હતા અને તેઓની વારંવાર આવજાવથી ખોરશેદની સાથે સારી દોસ્તી પડી હતી અને તે દોસ્તી હવે પ્યારમાં બદલાઇને તેઓ એક બીજાંની મરજીથી શેહાદી કરીને એક થયાં. બરજોરબી એ લગનથી ઘણો ખુશી થયો, અને એક વખતનો એ માકીદલાલનો મેહેલ જે વસ્તી વગરનો સુનો હતો, તે આજે બચાં ક્યાંથી આબાદ થયો છે.

મીસ મેહેરબાનું કાવસજી ટેં૦ દાવર.

---

## રાંધવાને લગતું.

**કોલમીનો ભુંજેલો શાસ**—મોટી કોલમી અરધી કુડી લેવો, તેનાં ડોકાં રાખી સાફ કરી તેને નીમક નાખી બાફી કાહાડો; તેમાં પાણી રેડવું નહી પણ ફકત નીમક નાખીનેજ બાફવી; ત્યાર બાદ ચાર મોહટા કાંદાને જુદા લાલ કરો, તમારા ટેસ્ટ મુજબ મરચાં નાખો, કોથમરીની જુરી એક, ઇંડાં પાંચ, એ સરવેને સોળ સરકામાં મેલવી નાખો, મોટું કપ ભરી સરકો લેવો, સરવે એકરસ કરી કોલમી સાથે મેલવી દેવો. બીજાં ચાર ઇંડાને બાફી તેના હરેકના ચાર કટકા કરો. એક ડીશ લેઈ તેમાં પેલું મીક્સ કીધેલો થોડો ભાગ પાંથરો, તેમાં ઇંડાના થોડા બાફેલા કટકા ગોઠવો, તેની ઉપર બીજું કોલમીનું પડ કરો, તેમાં પણ બાફેલાં ઇંડાંના કટકા ગોઠવો. બીજાં બે ઇંડાંની સફેતીને ખુબ કફ ચઢાવો, તેમાંની દાલને પેલાં ડીશમાં આખીજ મુકજો, સફેતીને ડીશની ઉપર રેડી દેવો, તંદુરમાં ભુંજવું; ઉપર નીચે સરખા પરમાણમાં અલગ રાખવું, લાલ થાયને ઉતારવું. તમારી મરજીમાં આવે તો ડીશમાં ચાર પાંચ લીલાં આખાં મરચાં નાખજો, ખાતી વખતે કહાડી નાખવાં.

**ચીઝ કેક**—પતરાંનાં યા તરાંબાનાં કોડીઆં જેવા આકારના ડાબડા બનાવવા. ચીચ કેક માટે અરધો રતલ પઉનો મેડા આટો પહરખાનાંનો લેવો, અરધો રતલ મટનની ચોંજી લડી ચરબીને સાફ કરી તેમાં થોડું નીમક નાખી પીસવી; માખણ જેવી નરમ થાએ કે તેના ગોળા વાલી થંડાં પાણીમાં બોળવી; ત્યારબાદ આટામાં પા ચમચી નીમક નાખીને મસલવું, તેને જાડો જેરો વણી તેની ઉપર ચરબીનું પડ પાંથરી બીજા આટાનું પડ ઉપર મુકી પતલું વણી તેના કટકા કરવા, તે કટકાને એકેક પર ગોઠવીને વણવા; ત્યાર બાદ પેલા પતરાંના ડાબડા માફક ગોળ આકાર કરી તેમાં પાંથરવા. બદામની છોલેલી બીજ અચ્છેર લેવો, તેને બારીક કુટો, તેમાં ત્રણ ઇંડાંની સફેતીને ખુબ કફ ચઢાવવો, બે હોડીયાંની કેરવેશાડ ખાતાં લીમુની છાલ થોડી લેઇ તેને બારીક ખસખસ જેવી કાપો, એક ગલાશ ગોલાબ એ સરવેને પેલી સફેતી સાથે એકઠું કરી ઇંડાંની દાલ તથા બદામનો ભુકો ખાંડ અચ્છેરથી જરા કમતી લેવો. સરવે એકરસ કરી પેલા આંટા પાંડરેલા ડબામાં રેડી ભરવું, તેમાં આંટાની લાંબી સલેસ કાપી સેહેજ વળ દેઇને બે પતી ચોરસ મુકવી, તંદુરમાં નીચે ઉપર બલતું કરી પેલા ડબા ગોઠવવા, સેહેજ રતાશ થાયને ઉતારવા.

ગીસીસ શીરીનબાઈ દારાશાહ તારાપોરવાલા.



# સ્ત્રીનાં ભલાં કાર્યો

અથવા

## અબળાજાતની હીમત તથા સદગુણના દાખલા.

"સુંદર દાખલા આપણને ઉમદા કામો કરવાને જાગૃત કરે છે."

### ભલાઈ.



"ભલાઈ શાને કહેવી જોઈએ?" આ સવાલ એક બુજરગ ફીલસુફને પુછવામાં આવ્યો હતો તેના જવાબમાં તે બોલ્યો કેઃ—

"ખરી ચમતકારીક ભલાઇ તેનેજ કહેવી જોઈએ કે જે લાચાર તથા કંગાળનું રક્ષણ કરે તથા તેના બદલામાં તેઓથી કાંઈ પણ ઉમેદ રાખ્યા વીના બીજાઓ માટે પોતાને સંકટમાં નાખી તેઓને સહાય થાય, એટલુંજ નહી પણ આ નામીચો કોલ નીત્ય પોતાનાં ધ્યાનમાં રાખેઃ—

"આદમજાતની સેવા કરવી એજ સઉથી ઉચે દરજ્જેની ભલાઈ તથા મોટાઈ છે."

#### એક બાદશાહજાદીની ભલાઇનો ઉમદા દાખલો.

યુરોપનાં એક જાણીતાં શેહરમાં એક ઘણો હુશીયાર ડાકટર રહેતો હતો કે જે માણસોની આશા મુકવામાં આવતી તેઓમાંના ઘણાકને પોતાના ઈલમ તથા હુનરના પ્રતાપથી સાજા કરતો. આ બીના યુરોપના સઘળા ભાગમાં આશકારા થવાથી લોકનાં ટોળે ટોળાં ચોતરફથી તેની પાસે સલાહ લેવા તેમજ સાજા થવા આવતાં હતાં, એટલાં સુધી કે કોઈ કોઈ વેળા રાજા રાણી તથા મોટા ઉમરાવો પણ તેની મુલાકાત લેતા હતા. એક વેળા આ ડાકટરનાં દવાખાનામાં જુદાં જુદાં શેહેરોના અમીર ઉમરાવો ભેગા થયા હતા, તેઓમાં એક જવાન રૂશીયન અમલદાર તથા એક અતી રૂપવંતી શાહજાદી પણ પોતાના પીતા સાથે ત્યાં હતી, કે જેની ખુબસુરતી તથા જમાલ સર્વે લોકનું ઘણું ધ્યાન ખેંચતી હતી.

પેલા રૂશયન ઉમરાવે હાજર થયલી બાનુંઓને ખુશ કરવાની મકસદથી પેલા ડાકટરની મશકેરી કરવાને શરૂ કીધું, પણ તે જમાના ખાવેલ નર એવી સભ્યતા તથા નરમીથી જવાબો આપતો કે કોઈ પણ તેની વાતો પર હસ્તું નહી, તેથી પેલા ઉમરાવનોજ ઉલટો રકાશ થયો; એટલામાં એક ઘણો જઇફ કણબી કે જે આ ડાકટરનો પાડોસી હતો તે ત્યાં આવી પુગો; તેને જોઈ તે ઉઠયો, અને પુછપરછ કરતાં માલમ પડયું કે, તે ખેડુતની ધણીયાંણી ઘણી બીમાર હતી. તેવોજ બીજા ઓરડામાં જઈ તે દવા બનાવવામાં મસગુલ થયો.

ઉમરાવ સાહેબે જોયું કે ડાકટર તો બીજા ઓરડામાં છે, અને આપણને તો ઘણું ખરાબ લાગે છે, વાસતે આ કણબીનેજ જરા બનાવ્યે, તેથી ઘોડોક વાર તેની મોટી દાઢી વીષે મજાક કરીને પોતે સરત બકી કે હાજર થયલી બાનુઓમાંથી કોઈ પણ બાનુ આ બદશીકલ તથા કંગાળ ખેડુતને ચુમી લેવાને બાહેર પડે તો તે બાર ડાલર આપવાને તૈયાર છે. આ સખુન પેલી ખુબસુરત શાહજાદીએ સાંભળી પોતાની દાસીને એસારત કરીને એક રકાબી મંગાવી, પછી પોતાની પાસેથી બાર ડાલર તેમાં મુકીને પેલા રૂશયન અમલદાર પાસે મોકલાવી, જેથી તેને પણ બીજા બાર ડાલર મુકવાની ફરજ પડી. ત્યાર પછી પેલી ભલી શાહજાદી પેલા બુઢા કણબી પાસે જઈ "એ જઈફ બાપ, અમારા દેશની રસમ પ્રમાણે અમને નમશકાર કરવાની રજા આપો" એમ કહી તેને બગલગીરી કરીને તેને ઘણી માયાથી ચુમી લીધી. આ અસરકારક દેખાવથી સર્વ જણનાં દીલમાં ઘણી સારી લાગણી પેદા થઈ અને બધાં લોક તેણીની તારીફ કરવા લાગાં. એટલુંજ નહી કરતાં તેણીએ તે ખેડુતને કહયું કે, "મારી યાદની નીશાની દાખલ મેહેરબાની કરીને તમો આ રકમ કબુલ રાખો, કે જેથી અંહી સર્વ હાજર રહેલાંને માલમ પડે કે મોટે દરજ્જેની બાદશાહજાદીઓ જઈફ માણસોને—જો કે તે કેટલોબી કંગાળ હોય તોપણ—ઈજ્જત તથા આદરમાન આપવાને પોતાની મોટી ફરજ સમજે છે."

વહાલી બેહેનપણીઓ, ઉપલા બનાવ પરથી આટલું તો ખચીત પુરવાર થાય છે કે, રહેમ વગરના, આપમતલબી તથા અભીમાની માનવીઓ કરતાં ભલા તથા પરોપકારી માણસો મોટા દરજ્જો તથા મોભો ભોગવે છે.

#### પ્રીનસેસ શારલોટ આવ વેલસના ભલા ગુણો તથા કાર્યોના દાખલા.

૧. આ ભલી શાહજાદીની ભલાઈ તથા ઉદારતાના ઘણા દાખલા નોંધી રાખવામાં આવ્યા છે, કે જેણીનો માયાળુ જાતી સ્વભાવ સંકટ તથા રંજમાં આવી પડેલાંના આરામને માટે કાંઈ ને કાંઈ ફાયદો તેઓને પોહચાડતી હતી, તે નીચલા દાખલાઓ પરથી બરાબર પુરવાર થશે.

એક વેળા આ ભલી શાહજાદીનાં ઘરની દાસી કે જે પેહેલાં તેણીની ધવડાવનારી હતી, તે ઘણી માંદી પડી ત્યારે આ બાનુ તેણીને ઘર રોજ જતી હતી ને તેની પાસે કલાકો વેર બેસી પોતાને હાથે દવા પાતી હતી; એટલે સુધી કે જે વેળા મોતના પંજાએ એ બુઢી દાસીનાં નેણો હંમેશને માટે બંધ કરી દીધાં, ત્યારે બીજાં જુવાન તથા રંગીલાં નરનારીઓ માફક તે ત્યાંથી તેણીને મુકીને નાહસી ન ગઈ, પણ સાંજ તેણીની ચાકરડીના આત્માના આરામ માટે દોઆ માગી જણાવ્યું કે, "આ પંજામાંથી બાદશાહ પણ નથી બચવાના,

ત્યારે મને એ બીચારીને છોડી શા માટે નાહસી જવું જોઇયે."

આ મરનાર બાઈની એક સહી જે તે વખત ત્યાં હાજર હતી, તેણી એ શાહજાદીને ઘણો રંજ કરતાં જોઇને બોલી કે "જો તમો ગરીબનવાજ એને અડકશો તો વખતે એનોજ ખ્યાલ તથા ખુઆબ આવશે."

"એને અડકશ!" ભલી શાહજાદીએ જવાબ દીધો, "હા ખચીત, ને વલી ચુમી પણ લેવશ ને મારાં માતાજી શીવાય આ એકજ છે કે જેને હું ચુમું છું." એમ કહી પોતાનું શોભીતું માથું તે ગરીબ દાસીની કોફીન પર ઝુંકાવી પોતાના ગરમ હોઠોથી પેલા ઠંડા ગાર ગાલો ચુમ્યા, તેજ વેળા તેની ચળકતી આંખોમાંથી ખરાં જીગરની લાગણી તથા ખેદનાં નવધાર આંસું ટપકવા લાગાં.

૨. એક દીને આ શાહજાદી પોતાના બાગમાં શાહજાદા લીયોપોલ્ડ સાથે હવા ઘેરતી હતી, તેવામાં તેણીની નજર એક લાયકીવાલો મજુર કે જે ત્યાં કામ કરતો હતો, તેની પર પડી, તેવીજ તેની તરફ જોઇને બોલી:—"ઓ ભલા માણુસ, મને લાગે છે કે તું પહેલાં સારી હાલતમાં હશે."

"હા રાજેશ્રી," પેલા મજુરે નમીને જવાબ દીધો, "મેં એક ખેતર ભાડે લીધું હતું, પણ હાલના વખતની ઉઠલપાહલે મને તદન પાયમાલ કરી નાખ્યો છે." તે ઘણાજ ગમથી બોલ્યો.

આ સાંભળી તે ઉદાર દીલની બાદશાહજાદીએ એકદમ રડી પડી શાહજાદા લીયોપોલ્ડને કહયું કે, "બારે હકતાલાએ આપણી ઉપર માયા દેખાડી મેહેરબાની કીધી છે, તેનો આભાર તથા હજારો હજાર શુકર ગુજારી આપણને બીજાંઓ સંકટમાં હોય તેવાને સહાય થવાની તથા આપણા સઘળા મજુરોને ખુશાલ રાખવાની જે અગત્યની તથા મોટી ફરજ છે, તે જરૂર બજાવવી જોઈએ."

જ્યારે તેણી પોતાના મેહેલમાં આવી તેવીજ પોતાના મોટા કારભારીને બોલાવીને હોકમ કીધો કે, "મારી સઘળી "ઈસ્તેત" પર તેમજ આખાં ગામડાંમાં જે લાચાર તથા કંગાળ મરદો તથા ઓરતો હોય તેઓનાં નામ ને ઠામ સાથે લીસ્ટ બનાવીને મારી જાણને માટે લાવે."

જ્યારે તે લીસ્ટ તૈયાર કરી તેણીની પાસે લાવવામાં આવ્યું ત્યારે તે લોકને બોલાવી સઘળી બીના સાંભળી, જેને જેવું લાયક હતું તેવું કામ કપડાં પૈસા ઇત્યાદી ઈત્યાદી આપી ખુશાલ કરી રવાના કીધાં.

આ ભલી શાહાજાદીની ઘોરપર નીચલો લેખ કોતરવામાં આવ્યો છે, કે જે તેની ભલાઈ તથા લાયકીને બોલેબોલ બંધ બેસ્તો છે.

"આ નીરમળ આત્માની તથા માયાળુ દીલની જેવી આ દુન્યામાં થોડીજ અબળા હશે; એણીનો સખી હાથ નીત્ય ફાયદા પોહોંચાડવાને કાજે તૈયાર હતો, એટલુંજ નહી પણ જેણીને સર્વે જન પોતાનાં ખરાં અંતઃકરણથી ચાહે છે, તથા તેણીનાં અકાળ મરણ વીશે બેહદ વીલાપ કરે છે. જે કોઈ તેણીને સારી પેઠે જાણતા હશે તેજ તને, ઓ નેક વાંચનાર, કહી શકશે કે તેની દૈયાનીમાં લોક કેટલું માન તથા ઇજત આપતા હતા ને વળી એક આખી કોમનાં આંસુજ તને જાહેર કરી શકશે કે તેણીને વાસ્તે લોકો હજી પણ કેટલો ગમ કરે છે."

### એક નીમકહલાલ દાસીનો વખાણવા જોગ નમુનો.

પેરીસ શેહેરમાં એક સ્ત્રી એક પીંજારાને ત્યાં ચાકરીએ હતી, પણ આ પુરૂષ પર ઓચીંતું સંકટ આવી પડયું, અને તેની પાસે કાંઈબી દોલત રહી નહી, તોપણ પેલી વફાદાર ચાકરડી "વગર પગારે" પોતાના માલેકને ત્યાંજ રહી. થોડાં વરસ પછી પેલો પીંજારો બાયડી તથા બે છોકરાં મુકીને મરણ પામ્યો; હવે આ વીધવા ધણી ફીકરમંદ થઇને મનમાં કહેવા લાગી, કે "આ બે બાળકોનું તથા મારૂં હવે શું થશે!"

પણ પેલી મોટાં દીલની દાસીએ તેઓની સંભાળ પોતાને માથે લઈ, જે પોતાની ખરી મેહેનતના પૈસા એકઠા કીધા હતા તેમાંથી ખુશી સાથે તેઓને વાસ્તે ખરચમાં લાવી. આ બાઈની એવી ભલી ચાલ જોઈ લોક સારી ચાકરીઓનાં માંગાં કરતાં હતાં, પણ તે ઉપકાર સાથે ઈનકાર કરી કહેતી કે "જો હું આ લાચાર કુટુંબને છોડીને ચાલી જાઉં તો એ લોકની બરદાસ્ત કોણ લેશે?"

સેવટે પેલી વીધવા બેમાર પડી અને જ્યારે પેલી ભલી બાઈ પાસે પૈસા નહી બચ્યા, ત્યારે તેણીએ પોતાનાં કપડાં તથા બીજો સામન વેચી નાખ્યો, એટલુંજ નહી પણ તે આખો દહાડો આ વીધવાની વેઠ કરી રાતની વેળા બીજા બીમારોની સેવા કરતી અને જે કાંઈ મેહેનતના પૈસા મળતા તેને આ કુટંબના રક્ષણને માટે ઉપ્યોગમાં લાવતી હતી. થોડા દીવસ પછી પેલી વીધવા પણ આ નાપાયદાર સંસાર છોડી ગઈ ત્યારે લોકોએ પેલાં બે નાનાં બાળકોને છોડી દેવાની સલાહ આપી કે તેઓ કોઈ પણ રીતે પોતાનું ગુજરાન કરી લેશે, પણ પેલી ઉદાર દીલની અબળાએ ઘણાજ ક્રોધથી જવાબ આપ્યો કે "મારો પ્રાણ જાય પણ હું એમ કદી પણ કરનાર નથી. તે કીરતારના આપેલા બે હાથ બાળકોને તથા મને સારી પેઠે પાળી શકવાને સામર્થવાન છે, અને વળી વધુ કમાવાની મને દરકાર નથી."

હેતવંતી બેહેનો, શું આ પૃથવી પર એવાં ઘણાં લોકો છે કે જેઓ આ સાદી પણ ભલી બાઈની મુજબ એવા બદલા વગરનાં ભલાઇનાં કામો કરવાને હામ ભીડી શકે અને વળી આ અસરકારક દાખલા ઉપરથી આટલો સાર તો આપણે કહાડી શકયે છીયે કે, ઘણીજ ઉતમ લાગણી તથા સંકટમાં આવી પડેલાંઓ માટે ખરાં જીગરની દાઝ તવંગરો કરતાં "નીચલે વાઘેનાં" લોકમાં ઘણીજ હોય છે, એમાં કાંઈ સંદેહ નહી.

(સાંધણ છે.) માણેકબાઈ દા૦ શરાફ.

---

એક દીને એક ધારાના હીમાયતી કાયદા કાનુનની ચોપડીના પોથા બગલમાં મારી જતા હતા, તેવામાં તેવણનો એક સાથી રસ્તામાં મળ્યો તે આ પોથા જોઈ બોલ્યો:

"અરે ફ્રેન્ડ! હું તો એમજ સમજતો હતો કે આ બધું તમો તમારાં મગજમાંજ રાખતા હશો."

"ખચીત, હું રાખુંચ." (આંખ મારીને વકીલ સાહેબ બોલ્યા) પણ આ ચોપડીઓ માત્ર જટલોને વાસ્તે લઇ જાઉંચ."



## નામીચી સ્ત્રીઓનાં જન્મચરીત્રો.

### મીસ મેરી કારપેનતર.

જન્મ ૧૮૦૭. મરણ ૧૮૭૭.



આ સર્વને જાણીતી ખાનું રેવરંડ ડાક્ટર લેન્ટની બેટી હતી, કે જેણીએ બ્રીસતલ શેહરના સુધારા વેળા મોટો આગેવાની ભરયો ભાગ લીધો હતો. કેટલાંક વરસો સુધી તેણી તે શેહરની જુવાન બાનુંઓની નીશાળની ઉપરી હતી; પણ ત્યાર પછી તેણીનું ચીત પરગજુ બાબદો પર રોકાયું. નાની ઉમ્મરના ગુનેહગારો તથા રખડતા રઝળતા લોકોનાં નાનાં બચ્ચાંઓ કે જેઓ મોટપણે આડો માર્ગ સેહલાઈથી પકડે છે, તેઓની વર્તણુક સુધારવાને અને કાંઈ પણ ઉદ્યોગ તેઓને શીખવવાને તેણીએ વીચાર કરયો. આ ખાતું ઉભું કરવાને અને તેની ઉપર સારી તકેદારી રાખવા માટે તેણીએ પોતાનો પૈસો ખરચવાને તેમજ પોતાથી બને એટળી જાતી મેહનત કરવાને તેણી ચુકી નહી.

આ અને એવાંજ બીજાં કામોમાં રોકાયા છતાં તેણી આપણા હીંદુસ્થાન દેશનું ભલું કરવાને પણ પછાત પડી નહી, તેણીની મુખ્ય નેમ આપણા દેશ ખાતે આવી અત્રેના લોકોમાં સુધારો કરવાની હતી. તેણી ૧૮૬૬ માં મુંબઈ ખાતે આવી અને કલકતા, મદ્રાસ, તેમજ બીજાં મુખ્ય શેહરોની મુલાકાત લીધી, કે જ્યાંથી તેણીને આપણા દેશીઓ તેમજ ઈંગ્રેજો તરફથી સારો આવકાર મળ્યો હતો. મોટે વાંધેના દેશીઓ પોતાની છોકરી તેમજ છોકરાઓને તેણીના હાથ હેઠળ કેળવણી આપવાને હમેશ ખુશી હતા. આવી આવી પરગજુ અને ઉપયોગી બાબદોમાં મીસ કારપેનતરે પુસકળ ફતેહ મેળવી હતી. તેણી ૧૮૭૭ માં ૭૦ વરસની વયે મરણ પામી હતી.

અત્રે આપેલું મીસ કારપેનતરનું ચીત્ર બ્રીસતલ શેહરના ફોટોગ્રાફર મી૦ સાઈરસ વોસ બારકને હાથથી લીધેલા ફોટોગ્રાફ પરથી લેવામાં આવ્યું છે.





## મારી બેહનપણીઓને શીખામણ.

### એક સંપીલું સુખી કુટુંબ.

#### માતાનાં મરતી વખતનાં શુભ વચનો.



બેહેન—ઓ ભાઈ! તું તો હમેશ ક્રીકેટની અંદર ગાંડો થઈ ગયો છે! જે પ્રમાણે મધમાખો આખો દીવસ ફુલોની અંદર મધ માટે ભમતી ફરે છે, તે પ્રમાણે તારૂં મગજ ક્રીકેટની અંદરજ ગરક થઈ ગયું છે. નીશાળેથી છુટયો કે ક્રીકેટ, સનીવાર અને રવીવારે ક્રીકેટ, કોઈ દહાડો રજા હોય ત્યારેભી ક્રીકેટ; અને જ્યારે ભાઈને આવવાને મોડું થયું અને પુછયે તો કહે કે, આજે જીમખાનાની "મેચ" હતી અને કાલે બીમખાનાની "મેચ" છે. એમ હમેશ મેચ વીશેની વાતો! જો કોઈ દહાડો મેચ છે એવું સાંભળ્યું હોય તો, ખાવા પીવાનું એક કોરે, પણ "મેચ" પહેલાં! એ પ્રમાણે જો તું કરીશ તો આપણું શું થશે? તને માલમ તો છેજ કે, આપણાં માની તબીઅત દીનપર દીન ખરાબ થતી જાય છે, તેથી તારે તેમની સંભાળ લેવી જોઈયે, તેને બદલે મેચની સંભાળ લેવા મંડી ગયો છે, એ કાંઈ સારી વાત છે?

ભાઈ—અરે બેહેન! તને માલમજ ક્યાં છે કે, ક્રીકેટ રમવાથી માણસને શું ફાયદો થાય છે? જો, હું કહું છું તે સાંભળ; ક્રીકેટ રમવાથી શરીર મજબુત થાય છે, તેમજ મગજ ખીલે છે; એ પ્રમાણે એના ઘણા સુખકારક દાખલા છે, તે તને કયાં માલમ છે? છોકરીઓએ માત્ર ભરવા ગુંથવાનું કામ કરી જાણવું, બીજું કાંઈ છે?

બેહેન—ના રે! અમને કયાંથી માલમ હોય!! જાણે અક્કલનો ઓથમી પાડો તુંજ છે તો!!!

ભાઈ—બેહેન, હવે તું એ ભાંજગડ રેહેવા દે. મને પહેલાં આપણાં 'મા' ની તબીઅત કેવી છે તે કહે, જોઉં વારૂ? આજે કાંઈ એવણનાં શરીરને ઠીક છે કે નહી?

બેહેન—ઠીક તો કયાંથી હોય? પેટમાં કાંઈ અન્ન પાણી જાય તોજ સુખ થાય કેની? મુળમાં ઓસડજ પેટમાં પુરૂં પાધરૂં જતું નથી, ત્યારે એમને ઓસડનો ગુણ તે કયાંથી થાય વારૂ?

ભાઈ—બેહેન, જો તું ખરેખરૂં પુછે તો, મને નથી લાગતું કે એવણ કાંઈ ઝાઝા દહાડા કહાડે.

બેહેન—તારા મનમાં એમ છે શું, અથવા તું એમ ધારે છે? તારા મનથી એમ કે એવણ થોડા દહાડામાં મરી જશે?



મીસ મેરી કારપેન્ટર.

Miss MARY CARPENTER.

ભાઈ—એમ તો મને લાગે છે, પછી તો ઈશ્વરના હાથમાં છે, તે કરશે તે થશે.

બેહેન—ઓ ભાઈ? આ તું શું બોલે છે? અરે જો એમ થાય તો આપણા બુરા હાલ થશે. અરે આપણું એની પાછળ કોણ છે? નથી કાકા, નથી મામા, નથી કોઈ સગું વાહાલું કે આપણને હેતથી તો બોલાવે. અરે રે! આપણું શું થશે? અરે! એણે મહા કષ્ટ સહીને આપણને ઉછેર્યાં, ત્યારે આપણું સુખ જોવાને નહી રહેશે, તેના ઉપરનો બદલો લેવા તે નહી રહેશે? (નીશ્વાસ નાખીને) અરે ઇશ્વર! હવે અમારા શા હાલ થશે? જો આપણા "પીતાજી" બીજી બાયડી કરે તો, ખરેખર તેને આપણા વીશે એટલું લાગશે? જે "માતા" એ આપણને તેનાં પેટમાં પુરા નવ માસ રાખી મહા કષ્ટે જન્મ આપ્યો, તેને જેટલું આપણે વીશે લાગે તેટલું કાંઈ સાવકી માને લાગે બાગે નહી જો!

ભાઈ—બેહેન, તું તો ગાંડી થઈ છે! આપણાં "મા" હજી તો આજારી છે, એટલા વારમાં તું ભવીષ વીશે વીચાર કરે છે. તારા જેવી કોઈ ગાંડી તો આ દુન્યામાં હરગીજ નહી. ચાલ, આપણે ઘર જઈ માની આસનાવાસના કરયે. (જાયછે.)

(અકસમાતથી બાપ દાખલ થાય છે.)

બાપ—આજ ચચાર મહીના થયા ડાકટરોનું ઓસડ કરતાં કરતાં કંટાળી ગયો, પણ મારી વાહાલી બાયડીને કાંઈ ફેર પડતો-જ નથી! આખા ગામના ડાકટરો ખોળી વળ્યો છું. હવે કોઈ બાકી રહયો હોય એમ મને દેખાતો નથી.

ઓ ઈશ્વર! તેં તો મને જેવી જોઈયે તેવી પત્ની આપી, પણ તેનાથી વીખુટો ના પડાવ. જ્યારથી હું એની સાથે પરણ્યો છું, ત્યારથીજ મોજ શોખમાં દહાડા ગુજર્યા છે, પણ એની જીંદગાનીને જો ધક્કો લાગ્યો તો પછી મારા સંસારની ધુળધાણી થશે, એમાં કાંઈ શક નથી.

આહ હા! મારી વાહાલી સ્ત્રીની જીંદગી વીશે જો હું છપાવી પ્રગટ કરૂં તો ખરેખર એક મોટું પુસ્તક થાય. એ કેવી રીતે ઘરનો સંસાર ચલાવતી, કરકસરથી ઘરનો ખરચ કરી ઘરમાં બધાંને સંતોષીત રાખતી; કોઈ દહાડો એણે મને માઠો સખુન તો કહયોજ નથી. જો હું કોઈ વખને એના ઉપર ગુસ્સે થાઊં તો તે નીચું મોહોડું કરી ચુપ બેસતી, કે જેથી મનેજ એની દયા ઉપજતી. આજ બે વરસ થયાં મારો હાથ ભીડમાં છે, એ વીશે હું દલગીર થાઊં તો મને શાંત કરી, મોટી મોટી ધીરજની વાતો કહેતી, તે વખને હું એક પથ્થર મીસાલ સ્થીર થઈ જતો. એના સદગુણના એવા અનેક દાખલાઓ બનેલા છે. વળી જો કે આડોશી પાડોશી અને સગાં વાહાલાંની બાયડીઓ નવાં નવાં લુગડાં, ઘરેણાં પેહેરી લગન કારણમાં મહાલતી ફરે છે, તે પ્રમાણે એને મુદલ ગર્વ ન હતો. કોઈ દહાડો એણે મને એવું નથી કહ્યું કે, કોઈ નવું ઘરેણું કરાવો, કે નવી નવી સાડીઓ વેચાતી લાવો. ત્યારે એવી સ્ત્રી વીશે શું હેવાલ આપું, તે મને કાંઈ સુજતું નથી. હું પોતેજ મનથી શરમાઈ નવું કાપડ બાપડ આપ્યું હોય ને ખરીદ કરવા વીશે પુછું તો મને પોતેજ અટકાવતી. આહ હા! એવી પત્ની વીશે જે કાંઈ કહયે તે થોડુંજ છે. વળી જુઓ તો એ કાંઈ પૈસાવાલાની દીકરી નથી. એ તો ખરૂંજ છે કે, પૈસાવાલી છોકરીઓને તેમનાં માબાપ માથે ચડાવે છે, તેથીજ તે છોકરીઓ સાસરે પોતાના ધણી સાથે બરાબર સુખ ચેનમાં રહેતી નથી, અને ગામમાં તેમને વીશે ફેડ ફજેતી થતી સંભળાય છે. હવે એ વીશે વધારે ટકટક કરવી ઠીક નથી. હવે તો જરા ઘેર જાઊં. આજ ત્રણ ત્રણ રોજ થયાં આંખને જરા નીંદ્રા નથી, તેથી ઘેર જઈ જરા ઓસડ પાણી મારી પ્યારીને આપી જરા લેહું.

(આગળ જાય છે, એટલામાં સામેથી એક મીત્ર આવે છે.)

મીત્ર—કેમ ભાઈ, તારી સ્ત્રીની તબીઅત હવે કેવી છે? ઓસડ કોણનું કરે છે? તું બીહે છે શું કરવા? જોની પેલા પાલનજી (પસતાકીયા) ની બાયડી જ્યારે મરવા પડી હતી ત્યારે મોટા મોટા ડાકટરોએ પણ તેની આશા છોડી હતી અને તે હમણા જેવી જોઈએ તેવી તંદરૂસ્ત થઈ છે.

બાપ—ભાઈ, એ તો નસીબની વાત છે. ચાલો હવે જઈયે.

(જાય છે.)

પલંગ ઉપર સુતેલી મા, દીકરો અને દીકરી પાસે ઉભાં છે.

છોકરી—માયજી, હવે આપના જીવને જરાક આરામ છે કે?

છોકરો—બેહને ડાકટરનું ઓસડ આપ્યું કે?

છોકરી—ભાઇ, ઓસડ તો ક્યારનુંજ આપ્યું.

મા—મારાં વાહાલાં છોકરાંઓ, અહીં આવો. હું તમુને આજ એક શીખામણની વાત કહું છું તે સાંભળો, અને આજથી તે શીખામણ પ્રમાણે ચાલજો.

છોકરો—માયજી, માતાનો ધર્મ તો એજ છે કે, હમેશ નવરાશની વેળાએ પોતાનાં છોકરાંઓને સારી સારી શીખામણો કહી, તેઓને સારે માર્ગે લગાડવાં, તેટલા માટે મારાં વાહાલાં માયજી, આપણી શું ઈચ્છા છે તે કહો, અમે બેઉ જણાં સાંભળવાને તૈયાર છીયે.

મા—વાહાલા શાવક, તારી મીઠી વાણીથી મારૂં મન એટલું તો હરખ પામ્યું છે કે, કાંઈ બોલવાની મના નથી. મારાં અત્યંત વાહાલાં છોકરાંઓ, મારે તમને આજે જે કાંઈ કહેવું છે તે કહેવાને મારી જીભ ઉપડતી નથી.

છોકરી—કાંઈ ફીકર નહી માયજી, કાંઈ ઘભરાશો નહી. ધીરેથી બોલજો, કાંઈ ઉતાવળ નથી.

મા—સાંભળો છોકરાંઓ, મારી અંતની ઘડી હવે પાસે આવી છે, મને ઈશ્વરને ત્યાંનું તેડું આવ્યું છે, કે જ્યાં ગયા વગર છુટકો નથી. આ સુખનો સાગર છોડી, તમારાં જેવાં વાહાલાં પુત્ર પુત્રી, અને પ્યારા પતીથી વીખુટી પડી, આ દુન્યાનું સુખ દુઃખ જોવાને બદલે, હું થોડીક પળમાં અહીંથી વીદાય થઈશ.

છોકરો—(દુઃખથી) અરરર! વાહાલાં માયજી, અમે નીરદોષ બાળક કે જે હજી તદન નાદાન છીયે, તેઓથી વીખુટાં પડી વીદાય કેમ થાવો છો? માયજી, અમારી એવી ઈચ્છા છે કે, જ્યાં અમારી સદાની વાહાલી મા હોય ત્યાં તેની સાથે હસી ખુશીથી રહી, તેના જીવને સંતોષ પમાડયે, પણ તમે તો તેની દરકાર કર્યા

વીના ચાલ્યાં જાઓ છો. શું તમને અમારી દયા મુદ્દલ નથી આવતી વારૂ?

છોકરી—માયજી, આ નીરદોષ બાળકોને ઘણાં દુઃખો સહન કરવાં પડશે! (રડે છે.)

મા—વાહાલાં છોકરાંઓ, તમને રડતાં જોઈ મારૂં હૈયું કઠણને બદલે નરમ થતું જાય છે. તમારે મને આ વખતે હીમત આપવી જોઈયે, તેને બદલે ડચકાં કેમ ખાઓ છો વારૂ? શું તમે એમ ધારો છો કે, મને તમારી દયા જરાએ નથી?

છોકરી—વાહ! માયજી, અમારાથી એમ કેમ કહેવાય કે, તમને અમારી દયા નથી આવતી.

મા—ત્યારે જુઓ મારાં વહાલાં છોકરાંઓ, ઈશ્વરે માત્ર તમને શીખામણ દેવાને માટેજ મને થોડોક વખત જીવવા દીધી છે; માટે મારી આંખની કીકીઓ, તમો સાંભળો—

'મારાં મરણ પછી તમો એક બીજાં સાથે હલીમલીને ચાલજો, એવી રીતે કે કોઈ દહાડો તમારે છુટાં પડવું નહી, બેઉ એક બીજાં ઉપર હેત રાખજો, ઘરમાં કદી પણ કજીયો કંકાશ કરતાં ના, કારણ કે મારી પછી તમને કોઈ શીખામણ દેનાર નથી. તમારો બાપ જો ફરીથી પરણ્યો તો પછી તેનું હેત તમારી ઉપરથી ઓછું થશે, એમાં તો શક નથી. હમેશ તમો તેની સેવામાં તત્પર રહેજો. તેનું દરેક કહેણ માનજો. કદી કોઈ સાથે લડી વઢી તેની આગળ 'રાવ' ખાવા જશો નહી. તમારો પીતા તમારે માટે જો બીજી 'મા' લાવે તો તેને કદી પણ પજવતાં ના. તમો એમજ સમજજો કે, પરમેશ્વરે તેને મારે ઠેકાણે મોકલી છે. કદાચ તમો તેને દુખવશો તો તમારા ઉપરથી તેનું હેત ઘટશે, અને તેથી આગળ જતાં માઠાં પરીણામ નીપજશે, કારણ કે એ તમારા બાપને ઊંધું ચતું સમજાવી તમારી સાથે વેર પડાવશે; એટલા માટે તમો બેઉ જણા સંપીને રહેજો. મારાં વાહાલાં બચ્ચાંઓ, હવે મારી જીભ ઉપડતી નથી, મારાંથી વધારે બોલાતું નથી, પણ છેલ્લું કહેવાનું તો એજ છે કે, એક બીજાં ઉપર 'પ્રેમ' રાખજો, અં! અં! ભુલતાં ના, નહી તો તમને તો નહી પણ મને મારાં મરણ પછી ગામનાં લોકો ગાળો દેશે કે, માએ છોકરાંઓને સારી ચાલ શીખવી નહી. એટળા માટેજ મારી શીખામણ ભુલતાં ના.

(એટલામાં 'બાપ' આવે છે, તે બને છોકરાંઓને પોતાની પાસે લઈને)

હોસંગજી—મારા સદાના વાહાલા શાવક અને શીરીન, તમો શું વાતો કરતાં હતાં?

શાવક—વાહાલા પીતાજી, અમારી 'મા' ની આવી દશા જોઈને અમને ઘણું માઠું લાગે છે. અમને અંતઃકરણથી ચાહાતી જે મા, કે જેણે નવ માસ સુધી પોતાના પેટમાં રાખી, મહા કષ્ટ સહી જન્મ આપ્યા પછી હજારો દુઃખોમાંથી ઉગારી એટળાં મોટાં કીધાં, તેનો અમારે બદલો આપવો જોઈએ, તેને બદલે તો અમને તેવણ છોડી જાય છે.

(તે રડે છે, તેને જોઈને શીરીન પણ રડે છે.)

બાપ—મારા અસંત વાહાલા શાવક અને શીરીન, હજી તો તમારી વાહાલી 'મા' બીછાના ઉપર પડી છે, ને જો ઈશ્વર ઈચ્છા હશે તો, એમાંથી પણ ઉઠીને હુશીઆર થશે. તમો અત્યારથીજ શા માટે રડો છો? તમારા રડવાથી તેને પણ રડવું આવશે, અને તેથી તેની માંદગીમાં વધારો થશે. બેટા! તને માલમ છે કે, બીકટ પ્રસંગે ધીરજ ધરી હીંમત આપવી જોઈએ, તેને બદલે તો તું ગાંડો થઈ રડે છે. જો! તારાથી તારી નાની બેન શીરીન છે, તે તને જોઈને વધારે રડશે, એટળા માટે તારે ધીરજ રાખવી જોઈએ. તારી 'મા' ને શાંતી આપ કે જેથી તેનો જીવ સંતોષ પામે; સમજ્યો!

શીરીન—વાહાલા પીતાજી! તમે અમને ધીરજની વાતો કહોછો તે અમે માન્ય કરીયે છીએ. પણ અમારી સૌથી વાહાલી 'માએ' અમને કહ્યું છે કે, તેમનો મરવાનો વખત થોડો રહયો છે. વળી એક ચોકસ મોટી શીખામણની વાત કહી છે, અમે બેઉ બેહેન ભાઈએ નીશ્ચય કીધો છે કે, આજથી અમારાં હેતવંતાં 'માયજી' ની શીખામણ પ્રમાણે ચાલવું.

(તેને આ પ્રમાણે બોલતી જોઈને શાવક ઈસારત કરે છે, અને મોઢાં ઉપર હાથ દઈને કહે છે કે, મુંગી રહે. એટલામાં બાપની નજર તેની ઉપર પડે છે તેથી તે પુછે છે.)

બાપ—કેમ બેટા! એવી તે શું શીખામણ તમારી માતાએ તમને આપી છે કે, તે મારાથી છુપી રાખવા તારી બેનને ઈસારત કરે છે?

"મા બાપે" પોતાનાં છોકરાંઓને શીખામણ આપવી એતો તેમનો ધર્મજ છે, કારણ કે જે પ્રમાણે કુમળું ઝાડ વાળ્યે તેમ વળે અને મોટું થાય તો કેટલીએક કોશેશ કરો પણ કદીએ હાથથી વાંકુ થવાનું નથી; તેજ પ્રમાણે છોકરાંઓ જ્યારે નાનાં હોય ત્યારથીજ દરેક "માત પીતા" એ સારી સારી શીખામણની વાતો કહી તેઓનાં મનમાં ઉતારવી, કે જેથી તેઓ આગળ જતાં સુખ પામે. બેટા! તને માલમ તો હશેજ કે, ત્રીજી ચોપડીના ચૌદમા પાઠમાં પોપટનાં બે બચ્ચાંની વાત આવી છે તેમાં જોની! નાનપણથી એક સારાં માણસને ત્યાં ઉછર્યું અને બીજું નઠારાંને ત્યાં, તેથી બેઉ જણમાં કેટલો તફાવત હતો વારૂ? તારી બેહન મને કહેતી હતી તે વખતે તેને અટકાવીને, મારાથી તું છુપી રાખવા માંગે છે, ત્યારે જરાક એમાં તેં પાપ કીધું છે એમ થયું, તે પરમેશ્વરનો તું જરાક ગુનેહગાર ઠર્યો છે.

શાવક—વાહાલા પીતાજી, એમાં મેં કંઈ પાપ કીધું નથી, કારણ કે 'જુઠું' બોલવું એ મહા પાપ છે એ વાત તો ખરી, પણ જુઓ, હું જુઠું બોલ્યો હોઊં તોજ મને પાપ લાગે કેની?

બાપ—હાજ તો.

શાવક—ત્યારે તમે મને પાપને માટે દોષ કેમ મુકો છો વારૂ? કારણ કે હું કાંઈ ખોટું બોલ્યો નથી. એમાં જો મારો તકસીર હોય તો હું પાપી કહેવાઊં. વારૂ, (શીરીન તરફ જોઈને) અએ કમબખત બેહન, તુંએ શું બદ્દી બગાડી નાખી. તારા પેટમાં એટલું સમાવસ કરવાની જગ્યા નથી, કે તું જોય છે કે આવા તારા બે શબ્દ ઉપરથી કેટલી તકરાર આપણા મુરબી બાવા સાથે કરવી પડે છે. જો તું કાંઈ બોલતે નહી તો હું તને ઈસારત કરતે નહી, જેથી મુરબીજીને ગુસ્સો

પણ લાગતે નહી, માટે મારે આવી તક તુંને બેન દાખલ બે સખુન કહેવા છે તે ખુબ ધ્યાનમાં રાખજે કે ફરીથી એમ કરી તુંને સેવટે પસતાવું નહી પડે.

શીરીન—ત્યારે બોલો, મારા વાહાલા ભાઈ.

સાવક—જો તું એક આગળની સાંભળેલી વાત બીજી આગળ કરશે, તો તેમાં મોટો ઝગડો લાગશે, કારણ તે પછીથી હુશીયાર રહી, પેલીની સાથે વેરથી વરતે, જેથી તેનાં મનને ખોટું લાગે કે શું હશે જે મારી સાથે કોઈ ચહડાવીને ફરે છે, જેથી સેવટે તેને પુછવાની ફરજ પડે છે, અને પછી ખબર થયાથી તારી ઉપર સરવેનો તીરસકાર સીવાય બીજું કાંઈ નહી, તારે સમજવું. માટે હવેથી જરા મગજ ઠેકાણે રાખીને બોલવા તેમજ વાતચીતમાં હુશીયારી રાખજે.

શીરીન—(ભાઈની પાસે જઈ હાથ જોડીને) વાહાલા ભાઈ, મને માફ કરજો હં! મહારી મોટી ભુલ થઈ છે.

બાપ—(મનમાં) કોણ જાણે એની માએ કેવી શીખામણ દીધી છે!

શાવક—બેન તને માફ છે, જા. આપણાં "માએ" જે જે શીખામણ આપી છે તે ધ્યાનમાં રાખજે, બીજું મારે કંઈ કહેવું નથી.

શીરીન—(કાન મરડીને) વારૂ મારા વાહાલા ભાઈ, હવે હું કદી ભુલીશ નહી.

બાપ—હવે સાંભળો.

શાવક—ચાલો પીતાજી, હવે ઝટ કહો, વગર ફોકટની ટકટક કરવાનું માંડી વાળો.

બાપ—જે પ્રમાણે આંબાનાં ઝાડને અમૃત જેવાં ફળ હોય છે તેજ પ્રમાણે આમળીને ખાટાં હોય છે. જો કે સંસારની અંદર આંબા અને આમળી એ બંને બહુ ખપનાં છે, તોપણ અંહી એ ઉદાહરણને ખાતર તમને કહું છું. ત્યારે એજ પ્રમાણે સારાં માણસનાં છોકરાં હોય તેનાં છોકરાં આગળ જતાં સમજુ, ડાહયાં, અક્કલવંત, વીચારવંત ને બહુ ભલાં થાય છે. અંહી જો કે તારી માને પેરે તું એક ફળ પ્રાપ્ત થઈ છે, તારી માનો સ્વભાવ કેવો મીલનસાર, માયાળુ અને હસમુખો છે, ત્યારે તેનું ફળ જે તું અને આપણો શાવક તે કેવાં નીવડ્યાં છો? તેજ પ્રમાણે ફરામરોજનો બાપ કે જે હમેશ લોકોની ગરદન કાંસતો આવેલો છે, ત્યારે તેનાં ફળ ફરામરોજ અને તેની બેનો કે જેઓની ઉમર તમારા જેટલી છે, તેમને અત્યારથીજ મા બાપે ખોટું બોલવાની ટેવ પાડી છે તે કાંઈ હવે જવાની છે, કેમકે પડી ટેવ તે કદી ન ટળે; ત્યારે જુઓ કે આપણામાં ઘણાક લોક એવાં છે કે કોઈ માંગનાર ઘરે આવે, ત્યારે તેનાં છોકરાંઓને તે ઘરમાંથી અગાઉથી ચેતાવી રાખશે કે કોઈ આવે તો સાફ કહેવું કે શેઠ ઘરમાં નથી, પણ શેઠ મુછ પર તાલ દેતા બેરી સાથે ગપાટા હાંકતા હશે. આ ઉપરથી એટલીજ શીખામણ લેવાની છે કે કેટલાંક મા બાપો પોતાનાં છોકરાંને ખોટું બોલવાની ટેવ પોતેજ પાડે છે, ત્યારે તે બચ્ચાં મોટાં થાય અને તેવાંજ કામ કરે તેમાં શી નવાઈ છે વારૂ? કેમ બોલતો નથી શાવક—

શાવક—બાવા, એ વાત તો ખરીજ છે.

હોસંગજી—કેમ બાય શીરીન, હવે તારા જીવનો ખુલાસો થયો કેની? ચાલ હવે તારી માતાએ તને શું શીખામણ દીધી છે, તે ઝટ કહી દે.

શીરીન—બાવાજી, કહેવાનું તો તમને એટલુંજ છે કે, મારી માતાનાં મરણ પાછલ તમે અમને તજી અમારાં બંનેના બુરા હાલ કરશો.

હોસંગજી—બાય એ તું શું કહે છે વારૂ? શું હું તમારા બુરા હાલ કરીશ? ના, ના, મારાં વાહાલાં છોકરાંઓ, (કોટી કરીને) તમને મારા ગળાંના હાર તરીકે માનીશ, કદી તમારાથી હું વીહીલો પડવાનો નથી, એ તમારે ખાસ યાદ રાખવું! શું એ વાત તમારી માએ કહી છે વારૂ?

શાવક—હા બાવાજી, માત્ર એ વાત કહી છે એટલુંજ નહી, પણ એવુંબી કહયું છે કે જો તમારા 'પીતા' બીજી બૈરીને લાવે તો તેને તમે મારે ઠેકાણે ગણજો. પરમેશ્વરે તેને મારે ઠેકાણે બેસાડી છે એમ માનજો, તમે તેની સાથે હેતથી વરતજો, તે એવી રીતે કે તેને તમારી દયા આવે, એવું માતાજીએ કહ્યું છે.

હોસંગજી—વાહ શાવક, બીજું કંઈ કહ્યું છે કે! (એટલામાં શીરીન વચ્ચે બોલી ઉઠે છે.)

શીરીન—હા બાવાજી. બીજું એમ કહ્યું છે કે કેટલીક સાવકી માતા ઘણાંજ કઠણ હૈયાંની હોય છે, અને તેઓ પોતાનાં સાવકાં બચ્ચાંઓ ઉપર ઘણોજ જુલમ ગુજારે છે, તે સાથે વળી પોતાના ધણીને કહી બચ્ચાં ઉપરથી હેત ઓછું કરાવે છે, એટલે તે બાપડાં ગરીબ બચ્ચાં રેઝળતાં ફરે છે અને તે બાપડાંઓની દાદ યા ફરયાદ કોઈ લેતું નથી. એટલુંજ કહ્યું છે, બીજું કાંઈ કહ્યું નથી. પણ બાવાજી, અમારી માતાજીનાં મરણ પાછલ તમે એવું કરતા ના, હં!

હોસંગજી—વાહ! શાબાસ દીકરી શાબાસ, ધન્ય છે કે તમારાં જેવાં છોકરાંઓ ઈશ્વરે મને આપેલાં છે. અરે! મારાં પ્યારાં છોકરાંઓ, તમે કદી એવું ધારતા નાં, કે હું તમારી માતાનાં મરણ પાછલ તમારા હાલ કરીશ; ધીક્કાર છે એવા 'બાપ' પર કે જે બીજી સ્ત્રીનું સાંભળી ગરીબ બચ્ચાંઓ ઉપર દુઃખ પાડે. પ્યારા શાવક, તું શું ધારે છે કે તમારા ઉપરથી હું મારી માયા ઓછી કરીશ?

શાવક—વાહાલા પીતાજી, તમારા હાલના વીચાર પ્રમાણે ખરૂં પુછો તો, મને કાંઈ દેખાતું તો નથી કે તમો તેમ કરો! પણ કોણ જાણે? તમો એક વાર બીજી (મા) ને લાવો એટલે તે તમને ભમાવી અમારા ઉપરથી તમારી માયા ઓછી કરાવશે, તે હું હમણાથી કેમ કહી શકું વારૂ? કેમ બેહેન (શીરીન) બોલતી નથી વારૂ?

શીરીન—હાજ તો ભાઈ (શાવક); કોણ જાણે આપણાં કરમમાં શું લખેલું છે તે, આપણા જેટલાં છોકરાંઓની મા તો કેવી સુખનો લાહવો લઈ ફરે છે, ને બાપડી આપણી 'મા' તો ખાટલાપર પોતાનાં મરણનો વીચાર કરતી પડી રહી છે. (રડેછે) ચાલ ભાઈ, હવે જરા ઓસડ આપવાનો વખત થયો છે.

(બંને જણાં જાય છે.)

હોસંગજી—(એટલો ખેદકારક રીતે) આહ ! શું છોકરાંઓ સ્યાણાં છે. તેઓની માતાએ મરવાની પેહેલાંજ શીખામણ આપી છે, કે આગળ તેમને કામ પડે. ખરેખર! આવી સ્ત્રી મલવાને હવે તો ઘણુંજ મુશકેલ, કારણ કે જે પ્રમાણે ભલી, સ્યાણી, સદગુણી, સુશીળજ માણસનો આ જગમાં ખપ છે, તેવોજ પેલી દુન્યામાંથી છે, તેથી એને પેલી દુન્યામાંથી તેડું આવેલું છે ખરૂં, પણ હું તો મારાં અત્યંત વાહાલાં બે છોકરાંઓનું ભલું થાય એવું મારા અંતઃકરણથી ઇશ્વર પાસ માંગું છું.

(એટળામાં દોડતી દોડતી શીરીન આવે છે.)

શીરીન—ખાવા ચાલો તો ! ઉતાવળ કરો !! માયજીતો ઘણુંજ આજારી થયાં છે, હવે તો કાંઈ બોલતાંજ નથી. (રડતી રડતી) ચાલો બાવાજી.

હોસંગજી—ચાલ મુંગી રહે. પરમેશ્વર જે કરશે તે થશે, તેની આગળ કોઈનુંએ ચાલતું નથી ને ચાલવાનુંએ નથી. જો યમ રાજા (જમ) તેને લેવાનેજ આવ્યો હશે તો તેનેબી ગયા વગર કંઈ છુટકો છે વારૂ ? ચાલ. (બંને જણાં જાય છે.)

[સાંધણ છે.] મીસ મેહેરબાનું ધનજીશાહ ખરાસ.

## સ્ત્રી માતા તરીકે.



ઘણાંક સાચ્ચાં ને સદગુણી મરદો તથા ઓરતોને સ્ત્રીઓએ કેળવેલાં છે. યુનાઈટેડ સ્ટેટ્સ જ્યોરજ વોશીંગટનની માને કેટળું આભારી છે, કારણકે જ્યારે તેનો બાપ તેને અગીયાર વરસનો મુકી મરણ પામ્યો, ત્યારે તેની માએજ તેની મીલકતનો સઘળો વહીવટ, એક મોટા ઘર ખટલાનું ઉપરીપણું, તથા ઘણાંક છોકરાંની કેળવણીનુ સઘળું કામ માથે લીધું. તેણીએજ પોતાના છોકરાને નેકી, સચ્ચાઈ, પ્રમાણીકપણાની વળાણ દેખાડી હતી, જેથી તે એટળી ઊંચી પદવીએ પોહોંચ્યો ને પોતાની આભારી રૈયતની વખાણ સાથે પોતાનું નામ અમર કરી ગયો. લોરડ લીટન પણ પોતાની હુશીયાર ને ગુણવાન માને કેટળો આભારી હતો, જે બુદ્ધી તેને તેણી તરફથી ઉતરેલી હતી, તે તેણીએ સંભાળથી ખીલવી હતી, ને તેનાજ સુધરેલા વીચારના ઉત્તેજનથી તેને ગ્રંથ લખવાની પહેલી કોશેશોમાં ઉલટ મલી હતી. શું ત્યારે માતાના દાખલાથી છોકરાંપર અસર થતી નથી? અલબત્તાં થાય છે, અને તેથીજ તેણીને સૌથી સરસ કેળવણી પર હક છે; જે મરદ એક નાનાં બાળકના આકારમાં છુપાયલો છે, તેને માયા તથા ચાળાકીથી ઉઘારવાનો તેની મા પર આધાર રહે છે. તેણી પોતાનાં બચ્ચાંને ભલું કરવા પોતાના દાખલા ઉપરથી શીખવે છે, જો તે વખતસર મોટી પદવીએ પુગે, તો તેની અરધી કીર્તી તેની માને ઘટે છે. વફાદાર ધણીયાંણી, ને માયાળુ માતા જે આ સઘળું કરે છે; તેમને એક ઝાડની માફક ફુલ ને ફળ પછવાડેથી મળે છે. આપણે આ સઘળું એક ભલી ને ડહાપણવાળી મા વીષે બોલી ગયા છીએ, જે પોતાના ઘરના કારોબાર પર સારી રીતે દેખરેખ રાખે છે, જેનાં મોહડાંમાંથી હમેશાં ડહાપણનાં વચનો નીકળે છે, જેની જીભમાં હર વેળાએ મીઠાસ હોય છે, જેણી પોતાની ફરજો ને જોખમો સારી રીતે સહમજે છે, ને પ્રમાણીકપણે બજાવવાને યત્ન કરે છે. પણ એવીબી માતા ઓ છે,—ધારો કે મીસીસ સ્મીક જેવી, જેણી પોતાનાં બચ્ચાં જે માગણીઓ કરે તે સઘળી સ્વીકારીને તેમના પર રાજ કરે છે, અથવા તો મીસીસ બ્લાકોન, જે હમેશાં "ના" થી અમલ કરે છે; હવે કયું વધારે નુકશાનકારક? અતીશય લાડ, કે હદથી જયાદા ધાકનું દબાણ? કોઈ માતાઓ મંડળીઓમાં ફરી, મોજ કરીને ઉમરે પુગેલી સ્ત્રી કરતાં એક ઘણી જુવાન છોકરીની માફક પોશાક પેહેરી, પોતાનાં બચ્ચાંઓની સંભાળ દાસી તથા શીક્ષકોને સોંપવાનું પસંદ કરે છે, પણ સૌથી ઠપકાને પાત્ર તો એક ખરાબ સ્વભાવની લડકણી માતા છે, જેણી પોતાના ખાવીંદ, નોકરો ને છોકરાં સાથે આખો દહાડો કંકાસ કરે છે, ને સઘળાં સાથે દુશમની કરે છે. જ્યોરજ ઈલીયટ એવા સ્વભાવની એક સ્ત્રીને શીશોલીયાંનાં પીછા સાથે સરખાવે છે, કે જેનાં પીછા હમેશાં ઊભાં ને સીધાં હોય છે. છેલ્લે સરવાળે, આપણે એવી માતા વીષે બોલતાં ભુલવું નહી જોઈયે, કે જેણી પોતાનાં બચ્ચાંઓને ફેશન તથા પોશાકને ચાહતાં શીખવે છે, અકસર કરી છોકરીઓને, અને તેઓ શું શીખે છે, તેની જરા પણ દરકાર કરતી નથી; અને જો દરેક ચીજ થોડી થોડી શીખ્યાં હોય, તો સંપુર્ણ કેળવાએલાં સમજે છે. વાસ્તે વાંચનારી બેહેનો, ખોદાની બક્ષેસથી આએ છેલ્લા વર્ગોને લગતી તમો નહી હશો, એવી આશા છે.

જાઈજી ખં કોહલા.

---

ફાંકડી શીરીન—માયજી, મોટા ખાંચરેના ફરામજીએ મારા હાથની માંગણી કીધી છે તે મેં ખુશી સાથે કબુલ રાખી છે.

લાલચુ માયજી—અરે બાયરે એ તેં શું કીધું, એની પાસ તો હાલમાં એક પઈ પણ નથી; જ્યારે એનો મામો તથા કાકો મરશે ત્યારેજ કંઈ એના હાથમાં ફાલો આવે.

ફાંકડી શીરીન—માયજી તમે તો કંઈ સહમજતાં નહી ને અમથી તકતક કરયા કરોચ; મોટા ખાંચરેના ફરામજી, મારી કહેવાની મતલબ એવણના કાકાનેજ લીધે છે, કે જેવણ હાલમાં પંચાવન વરસની ઉમરના છે.

લાલચુ માયજી—(ખુશી સાથે ઓવરના લઈને) આ જોડાંને ખોદાતાલા સલામત રાખે ને અખઈ થઈ જીવતાં રહે.

---

જુવાન ધણી—શું તારી પચીસ વરસની ઉમર છે, વાહ! એક વરસની વાત પર લગન થવાની અગાઉ તેં તો મને કહયું હતું કે તારી ઉમર માત્ર વીસજ વરસની છે!

જુવાન ધણીયાણી—(કંટાળીને) હવે તમો પોતેજ જુવો કે પરણ્યા પછી હું ઉમરમાં કેટલી જલદી વધી ગઈચ.

# "સનબીમ" નામની આગબોટમાં એક સફર.

## પ્રકરણ ૧૧ મું.



૪૦—હુઆસોનાં ઝુપડાં.



૪૧—ચીલીનો હુઆસો.

ભરેસપતવાર, તા૦ ૨૬ મી અકટોબર—જે બાનુએ "લોતા" માં અમારી માવજત કરી હતી, તેણીએ "સેનટી-આગો" ના મેનેજરપર એક ભલામણ પત્ર આપ્યો હતો, જે ધણી આજે અમુને મલવા આવ્યો અને અમુને શું શું જોઈતું હતું તે વીશે પુછપરછ કીધી. તેની ગાડીમાં અમો દસ વાગે ફરવા નીકળ્યાં. અમો પેહેલાં "કૃમપેનીયા" ગયાં, જે ગામ ૧૮૬૩ માં જેસવીત લોકોનાં બળી ગયલાં દેવળની જગા પર બાંધ્યું હતું; એને લગતી વારતા જાણીતી હોવાથી હું તે ટુંકમાં કહી જવાની રજા લેઊં છું. એક દહાડે "વરજીનનો રીસ્ત" હતો અને દેવળ ખીચોખીચ ભરાયલું હતું, જેમાં ઘણો ખરો ભાગ જુવાન ઓરતોનો હતો. તે દેવળની માંહેલો હાલ સનગારવા જે કપડાંના પરડાઓ વાપરવામાં આવ્યા હતા તે સળગી ઉઠયા, બળતાંઓ વધતાં ગયાં, અને જે દોરડાંથી બતીના દીવા તાંગેલા હતા તે બાળી નાખ્યા, ને બળતી બતીઓ નીચે બેઠેલાં માણસ ઉપર પડી. બારણાંઓ અંદર ઉઘડતાં હતાં, તેથી લોકોએ ધભરાટમાં તેમને દાબી બંધ કીધાં. પાદરીઓએ દેવળનો સામન અને મીલકત ચોરાઈ જતી બચાવવાને પછવાડેના મોટા દરવાજાને તાળાં મારયાં, જેથી ઘણાંએક જેઓ બચી શકતે તેઓ ચીચારીઓ પાડતાં બળી મુવાં. પાદરીઓની એવી ચાલથી લોકોનો ગુસ્સો બહુ ઉશકેરાયો.



૪૨—સેનટીઆગોમાં સવારની બંદગી.

મીસ્તર લોંગે અમુને કહ્યું કે, જે સહવારે આગ લાગી તે સહવારે તે થોડાક મીત્રો સાથ "આલમેદા" ઉપર ફરતો હતો અને તેણે ઘણો ધુમાડો નીકળતો જોયો. તે તરત જે બાજુથી ધુમાડો દેખાયો ત્યાં દોડયો અને સર્વેને ખબર આપતો ગયો, પણ દેવળ આગળ આવી પુગતાં તેનાં બારણાં અંદરથી બંધ થયલાં જોયાં, અને દુખદાયક ચીચારીઓ બહાર સંભળાતી હતી. તે થોડાંક માણસો સાથ પાસેનાં ઘરમાંથી દેવળને મથાલે ચહડયો અને ઉપર એક બકારૂં પાડી દોરડાંના ફાંસા કરી નીચે નાખ્યા તેથી થોડીક બાનુઓ બચી. બીજે દહાડે સહવારના દેવળનો અંદરનો દેખાવ ઘણોજ ભયંકાર લાગતો હતો. તે બળેલાં માણસોને એક ઘોરમાં દાટયાં અને તેના પથર પર નીચલા બોલો કોતરેલા છેઃ—"તા૦ ૮મી ડીસેમબર ૧૮૬૩ ને દીને "કૃમપેનીયા" નું દેવળ બળી ગયું અને તેમાં મરણ પામેલા આસરે બે હજાર માણસોને આ જગા પર દાટયા છે."

ત્યાર પછી હમો દરબારનો હાલ જોવા ગયા અને બપોરે એક વાગે મરહુમ દોન લુઈ કુસીનો ફુલનો બાગ જોવા ગયાં. હમે તે આખાં ખેતરમાં ઘોડા પર બે કલાક સુધી ફરયા પછી ત્યાંના બંગલામાં હમે આવ્યાં ને ખાનું ખાઈ રાતના ચંદનીમાં પાછા "સેનતીઆગો" ગાડીમાં ગયાં

શુકરવાર, તા૦ ૨૭મી અકટોબર—મીસ્તર લોંગ સાડા આઠ વાગે મળવા આવ્યા પછી હમો બજાર તરફના મોહોલામાં ફરયાં. અહીં દરેક જાતની જુદી જુદી દુકાનો છે ને એક દુકાનમાં ઘણા સસ્તા ભાવે કાફી, બીફસ્તીક, તોસ્ત ને બાફેલી ફરેચબીજ તથા પાંઉ જેવો નાસ્તો આપવામાં આવે છે. બપોરના હમે "સેનતા લુસીઆ" ની ટેકડી જોવા ગયાં, ત્યાં ફરી જે તોપીઓ વેચવાનુ મોટું મથક છે ત્યાં મી૦ લોંગ હમુને લઈ ગયા. સૌથી સરસ તોપીની કીંમત રૂપયા એક હજાર ને વીસની હતી. એ તોપીઓ ઘાસની બનાવેલી હોય છે. હમે હવે તંકશાલ જોઈ પાછાં હોતેલમાં ગયાં, ને જોવું છું તો મારી ચામડાંની એક ઓઢણી ચોરાઈ ગઈ હતી. મેં ત્યાંના વડાને કહ્યું, પણ તેણે કંઈ ધ્યાન આપ્યું નહી.



૪૩—ચીલીમાં ઘોડાઓ શાથી ચાલે છે.